# The Hall - mark of Quality *Cement*




*Cement means better living for all and the ACC continues to produce more and more quality cement*




| | | |
|---|---|---|
| ● | 14 | CEMENT WORKS |
| C | 2 | COLLIERIES |
| ⊕ | 4 | A. C. C. OFFICES |
| ■ | 13 | C. M. I. OFFICES |
| □ | 10 | C. A. I. OFFICES |

THE CEMENT MARKETING CO. OF INDIA LTD.
Sales Managers of
**THE ASSOCIATED CEMENT COMPANIES LTD.**

EVEREST




# D. MACROPOLO & CO., LTD.

ESTABLISHED 1863

*Manufacturers of high class*

TURKISH & EGYPTIAN

CIGARETTES

Largest Importers & Sellers in India

of

all kinds of high class

CIGARETTES, CIGARS, PIPE TOBACCOS & SMOKERS REQUISITES

BOMBAY—CALCUTTA—NEW DELHI.

PAINTS
ENAMELS
VARNISHES
DISTEMPERS
*for every surface*






**NOBLE PAINT & VARNISH CO., LTD.,**

FERGUSON ROAD, LOWER PAREL, BOMBAY 13.

# બનવા કાળ!

## એક વારતા.

બનાવનાર

મરહુમ બહમનજી નવરોજજી કાબરાજી,

તે

'ફુરસદ' તથા 'નવરાસ'ના અધીપતી; 'પાકીજેહ પ્યાર,' 'ફરાંમર્ઝ,' 'કાચ્ચા કાનની ખરાબી,' 'જુગાર,' 'ગામરેની ગોરી,' 'ભોલી ગુલ,' 'રંગીલી દુન્યા,' 'કલજુગ,' 'આપના શ્રાપ,' 'નુરે નેકી,' 'બાગે બેહેસ્ત,' 'વફા પર જફા,' 'અંધારી રાત્રે મગ કાલા,' 'બેહેરા બેહેલાકાકા,' 'સુંખલાજીનાં સંકટો,' 'ભુલો પડેલો ભીખભાઇ,' 'રાતો ગુલાબ,' 'પરણીની હાય,' 'સોનેરી જંજીર,' 'ગલાં પર છરી,' 'ચોરીયાસીના ચકાવામાં,' 'કાવલાની કાંહાંણી,' 'શીરીનનાં સંકટો,' 'દીલજંગ દલેર,' 'સીપાહ બચ્ચાની સજ્જની,' 'ધીરજનું ધન,' 'સંસાર,' 'એક પથ્થરના પ્રતાપ,' 'રસીક વારતા સંગ્રહ,' 'ભુલનો ભોગ,' 'એક પરણેતરનો પ્યાર-પૈસા!' 'તડકાંમાં વાદલી,' 'બેદીલ કે બેવફા?' 'કોણ સરસ-વાહરયાની વીલુ કે પટેલની પીલુ?' 'વમળમાં કમળ,' 'દીલસોઝ કે દીલબર,' 'સંકટની સુલમાં ફસેલું ફુલ,' 'સીઠ્ઠી કે જુઠ્ઠી?' 'જાલ જુગારીની જર,' 'પડતી પર પચાસ,' 'ભાઇ કે કસાઇ,' 'ઓરત,' 'રાજાના મેહેલમાં,' 'નીના,' 'લીલી સુકી,' 'જી-રોજી,' 'જુવાંની દીવાંની,' 'કુવચનો કાંટો,' 'સફેદ ઠગ,' વીગેરે, ના કરતા.

જાન્યુઆરી

૧૯૫૪.




આ ચોપડી "જામે જમશેદ પ્રેસ," ના માલેકો જે. બી. મર્ઝબાન એન્ડ કાં. લી.

માટે ધનજીશાહ બરજોરજી જીથરાએ, બેલાર્ડ હાઉસ, મૅંગલોર સ્ટ્રીટ, કોટ, મુંબઈ

મધે છાપી છે, અને મરહુમ શેઠ બહમનજી નવરોજજી કાબરાજીનાં

બેટી મીસીસ શીરીન પી. બી. વાચ્છાએ "સેન્ટીનલ હાઉસ,"

આર્થર બન્દર રોડ, ઍપોલો રૅકલેમેશન, કોલાબા, મુંબઈ

મધે તેમના એકલા હક મુજબ પ્રગટ કરી છે.








"But what strange art, what magic can dispose
The troubled mind to change its native woes?
Or lead us, willing, from ourselves, to see
Others more wretched—more undone than we?
This **books** can do: nor this alone; they give
New views to life, and teach us how to live;
They soothe the grieved—the stubborn they chastise,
Fools they admonish, and confirm the wise.
Their aid they yield to all, they never shun
The man of sorrow, nor the wretch undone;
Unlike the hard, the selfish and the proud,
They fly not sullen from the suppliant crowd;
Nor tell to various people various things,
But show to Subjects what they show to Kings."



# દીબાચો.

## ( બિમારીને બીછાનેથી. )

શોખીન વાંચનારી આલમની મુબારક ખીદમતમાં મશહુર લેખક બહમનજી કાબરાજીએ લખેલી આ મોટી અને દીલપઝીર વાર્તા નામે "બનવા કાળ!" પેષ કરતાં હું ખુશીનો અને તે સાહેબની દરગાહમાં મોટી શુકરગુજારીનો એક દમ ભરૂં છું. ખુશી એટલા માટે કે આ જોરાવર વાર્તા પુસ્તક રૂપે પ્રગટ કરી મારા બહેશ્તમાં પોઢેલા બાપની એક ઝીણી મઈ જેવી સેવા કરવા હું સામર્થવાન થાઉંછું; શુકરગુજારી એ સબબસર કે દીન પર દીન વધુ ને વધુ નબળી પડતી જતી તબીયત માહરી એ ખુશીની ફરજમાં મને યારી આપશે એ શક ભરેલું હતું, એટલે સુધી કે—ઍટ ટાઈમ્સ—હું એ વાર્તા અધુરી મૂકીને ચાલતી થવશ એમ વટીક સંભવતું હતું ને તેથી તે દાવરોદાદગરે એટલી એ મુજની માહરા નેકખાંહ મૂરબ્બી તરફની નજીવી ખીદમતગુજારીને પોતાના આશિષથી નવાજી, મને એ બુક પૂરી કરવા શકિતમાન કીધી, એટલે હેસાંનમાં તે સાહેબની જનાબમાં ફરી ફરીને સર નમાવાનું મારે માટે કુદરતી છે.

"બનવા કાળ!" વાર્તા નવી નથી. નવી વાર્તા પુસ્તક રૂપે છપાવીને બાહેર પાડવાનો કાબરાજીનો ધારોજ ન હતો. બહમનજી કાબરાજીએ જીંદગીનાં પીસ્તાલીસ સાલ ૧૮૮૦—૧૯૨૫, મોહતનાં વર્ષ સુધી, જે "ફુરસદ" અને પાછળથી "ફુરસદ"ની જોડેજોડ "નવરાસ" ચોપાન્યું આટલી મોટી ઈર્ષા ઉપજાવા જોગ લોકપસંદગીની કિર્તિ વચ્ચે પરવરતાવ્યાં, તે બન્ને ચોપાન્યાંની ફતેહની ચાવી, એમની કાબેલ કલમે કટકે કટકે લખાતી, serial વાર્તાઓજ હતી, કે જે એક પછી એક ચાલી આવતી વાર્તાઓમાંથી એકબી નબળી, કાચ્ચી પોચ્ચી કે નાખી દેવાની થઈ હોય એમ કોઈ હરહરતો દુશમન પણ કહી શકે એમ નથી.

એમની એ વાર્તાઓ "ફુરસદ," "નવરાસ"માં લખાતી હતી ત્યારે એક મોટી કદરસનાસ વાંચનારી આલમની કુરબાનીનાં, વગર માંગવે લખાઈ આવેલાં, સીફારીસ પત્રોનો ઢગ આવી પડતો, કે જે ઉમંગી વાંચનારાંઓ, વાંચનનો ગમે એવો મોટો હીસ્સો તે ચોપાન્યાંઓના હર અંકમાં તેમને મલતો રહેનો છતાં, ધરાતાં નહિ, અને

બીજા અંક અને હફતાની તલબગારીમાં જાણે તણાઈજ તૂટતાં! રંગુન, ઝનઝીબાર, ઈસ્ટ આફ્રીકા, દારેસલામ, નૈરોબી, તીનસીન ચાઈનાના શ્રીમંત મહોમેદન વેપારીઓ જે લખતા તે અત્રે ઉતારવાનું ગરભછાંટના ગોળા જેવુંજ લાગશે અને કોઈ માનવાનું નથી કે "ઈદના ચાંદની અમો વાર જોઈએ તેમ..........................!"

કાબરાજીની કઈ વાર્તાને પહેલું નંબર આપવું એ એક, શોખીન વાંચનારાંઓ માટે ઉખ્યાણાં જેવો સવાલ થઈ પડયો હતો અને આજે બી છે. એ સવાલને વધુ ગુંચવાવનારો બનાવનારી તેવીજ એક મોટી પાંચસોથી છસો પાનાંની અસલ "ફુરસદ" માં પ્રગટ થએલી, ઝવેર જેવી, વાર્તા નામે "બનવા કાળ!" નૉવેલ રૂપે વાંચનારી આલમ સનમુખ ધરતાં મને ઘણી મગરૂરી લાગે છે. હું ખરાં જીગરથી મગરૂર છું ને સંગીન વાંચણમાં માનનારાં કેળવાયલાં ને સમજદાર સજજનો, ને જેઓ પાછલા સફાઓમાં સહેલ કરશે તે લોકો, સાચ્ચાં હેતથી બાપને ચાહતી મુજ એકપુરી દીકરીની મગરૂરી વ્યાજબી ગણી મને જરૂર દરગુજર કરશે, કેમજે હું જાણુ છું કે "બનવા કાળ!" જેવી ફત્તેહમંદ વાર્તા પારસી સાહિત્યમાં જવલેજ લખાય છે. ખળખળ વહેતાં નાળાંના નીર જેવી ચોખ્ખી, સ્વચ્છ, અને પાણીના ધોઢ મીશાલ સરલતાથી વહી જતી મ્યુઝીકલ કાબરાજીની એબારત કદાચીતજ કોઈ લખનારને નસીબ થઈ હશે, અને તે જબાનમાં મીઠાસનાં મધ રેળાયલાં હોવા ઉપરાંત જે પીક્ચરો દોરવાનું એ કલમનું કૌવત છે તેનો મુકાબલો ગયા પંચોતેર વર્ષની તમારી વાર્તાઓની તવારીખમાં ઘણે દૂર દૂર છેટે તમોને મળે એમ છે. જેઓ પારસી ગુજરાતી નૉવેલોને પુહ–પુહ કરતા હોય તેઓને "બનવા કાળ!"નાં ફકત પાંચજ પ્રકરણ વાંચવાની ભલામણ કરવામાં આવે છે.

કશાબી સંદેહ વગર વાંચક વર્ગ કહી શકશે કે "બનવા કાળ!" એક અવ્વળ નંબરની વાર્તા છે અને એવી વાર્તાઓનો જે મોટો ખજાનો બહમનજી કાબરાજી પાછળ મૂકી ગયા છે તેમાંથી "રાતો ગોલાબ" નામની વાર્તા માહરાં મરહુમ વહાલાં માતાજીની મદદ સાથે છપાવીને ૧૯૩૧માં પ્રગટ કર્યા પછી, લગભગ બાવીસ વર્ષે, જીંદગીની આખેરીએ, એક બીજી વાર્તા પુસ્તકરૂપે છપાવવા માટે ઝબકી ઉઠવા માટે આજે હું પસ્તાઉં છું. હું માહરા નેક બાપનાં લૅસન મુજબ ફરજોમાં ચીવટાઈથી માનનારી છું અને તેથી સંસારી ફરજોએ મને રોકી રાખી હોય, તોપણ, એ ખજાનાને ગોદાઉનના એક ભંડારમાં છટ્ઠે ખૂણે નાખી રાખવાની મારી નાદાની, બેદાદી, બેવકુફઈ કે ગફલતી—જે કહો તે—માટે હવે માહરી જીંદગીની સાંજે હું ઘણી પસ્તાઉં છું. થોડીક સંસારી ફરજોને વીસારે નાખીને બી મારા બાપ જે આલા નંબરનું લખી ગયા, જેણે પારસી કોમેજ નહિ પણ જાત–પરજાતે વખાણ્યું ને વધાવ્યું ને આવકારના હાથોએ ઝીલ્યું હતું, તે પુસ્તકરૂપે શોખીન પ્રજાની સેવામાં મૂકી જઈ

માહરા બાપનું કિર્તિવંત નામ માહરે વધુ ઝળકાવવું હતું. અને તે હું નહિ કરી શકી, એ આજે માહરો મોટો બળાપો ને પસ્તાવો છે.

પણ એ નવી નૉવેલ છપાવવાની જાગૃતિ બારમે કલાકે મને કેમ આવી? માહરા ડ્રૅમેતીસ્ટ, પપાનો "કળજુગ" નાટક, જે બ્રિટીશ મ્યુઝીઅમની લાયબ્રેરીમાં મેળાયલો છે—જરમનીની Hamburg હેમબર્ગ યુનીવરસીટી કે જ્યાં ટેક્સ્ટ-બૂક તરીકે વાપરવા કાબરાજીના નાટકોની માંગની થયેલી છે (મારી પાસે તે કાગળ મોજુદ છે), તે "કળજૂગ" સારે ઘરનાં પારસી ઍમેતરો પાસે કરાવવાનો મને લોભ થયો, અને એ "કળજૂગ" નાટક થયો તેનાં દરમીયાનમાં આપણાં માનીતાં પેપર "જામે જમશેદ," માહરી તે નાટક દરમીયાન કરેલી હમદરદી ને ખેરખ્વાહીના હેસાંનમાં, મેં પપાની એકાદ વાર્તા એ સાહેબોને "જામે"માં છાપવા આપવાની મરજી બતાવી. તે ખ્યાલ એ ભાઈઓને welcome હોવાથી મેં "પરણીની હાય!" નામની વાર્તા એમને મોકલી આપી. રોજ નવાં નવાં ઉગી નીકળતાં બાનું લખનારાંઓ, જેઓ પોતાનું નામ જાણે લખનાર તરીકે છપાયાજ કરે એ ચાહતાં હોય તેમ, મહીનાને મહીના, પોતાની વાર્તાને drag કરે છે, તેમની વખાણમાં, નવી વાર્તા શરૂ કરવા આગમચ, પેપરોના અધિપતિ સાહેબો ઉલટપૂલટ થાય છે—તરેહવાર સીફારીશની સરેહ કરે છે—જયારે બિચારા બહમનજી કાબરાજીની વાર્તા માટે તો એક બોલ ઈન્ટ્રોડકશનનો પણ ન હતો! વળી લખનાર તરીકે એમનું નામ વટીક કીડી—મકોરીના હરફમાં હતું, પણ માટીમાં પડેલું ગોહર પોતાનો આબ આપ્યા વગર રહેતુંજ નથી! તે મૂજબ તે વાર્તાએ એક એવો ખુશીનો હોકાર મચાવ્યો, વાર્તા ચાલતી હતી તે દરમીયાન ઠેકાણે ઠેકાણેથી મને એટલી મુબારકબાદીઓ મળતી રહી, નહિ ઓળખતાં પીછાણતાં વટીક આવીને જે મને કહી જતાં; તેથી મારી ખાત્રી થઈ કે બહમનજી કાબરાજીની કલમની મજાહ ભોગવનારાં હજીબી હજારો છે. એકાદ બે દાખલા તમને વાંચવા ગમશે? જે પોતે જુઠ્ઠાં જીગરનાં હશે તે મારી કહેલી વાત નહિ માને તેની મને જરાબી તૂંભા નથી. ઘણાંકો લખનારનું અંતર તેનાં લખાણ પરથી વાંચી શકે છે, ને જેઓ એ માહરી કહેલી વાત માને તે ચાહતાં દોસ્તો માટેજ હું આ લખું છું. આ રહયા એકાદ બે દાખલા:—

"જામે"માં "પરણીની હાય"નો પહેલો હફતો આવી ગયો હતો અને હું તે મામુલી વાત ભૂલી પણ ગઈ હતી. હાર્ટની બિમારીને લીધે, હૅાસ્પીતલોની ફેરી ફરી આવીને, હું તરતની થોડીક તટાર થયેલી, બેએક વર્ષના ગાળા બાદ સર સોરાબજી પોંહચખાનાવાળા ઈન્સ્ટીટયુટના સેલમાં ગઈ, અને ત્યાંની સાંકરી સીડી ચઢી હજી તો દાખલ થાઉં તેટલાં કોઈએ મારો બરડો થોકયો. હું ઘણી અજબ થઈ.

"શાબાશ રે તુંને," તે બરડો થોકનાર બાઈએ કહયું, "આજે તેં તો અમારી ઉપર મોટો ઉપકાર કીધો!"

હું વધુ ચકિત થઈ. "તમારી ઘણી મહેરબાની છેજી, પણ એવું તે હું શું કરીને તુટી પડી કે તમે મને સાબાશી આપોછ?" મેં પૂછ્યું; અને ત્યારે તે બાઈએ—જેમનું નામ મેં પછીથી મીસીસ મીસ્રી તરીકે જાણ્યું તેમણે—કહયું, "માય, આજે તેં "એવણ આયાં"ને "તેવણ ગીયાં" તેવું ફીક આવે તેવું વાંચવામાંથી અમોને બચાવ્યાં," અને પછી એવા મોટે સાહદે તેમણે બહમનજી કાબરાજીની કલમનાં વખાણનાં ગીતડાં ગાયાં કે બીજાં બાનુંઓ, જેઓ સારી કોર જોવા પડે તો તેમની પર્સ ચોરાઈ જાય તે પરબી ધ્યાન નહિ આપે તે લોકબી, બે ચાર મિનિટ તેમનું એ જીંદગીનું સૌથી ઈન્ટરેસ્ટીંગ કામ બાજુએ મૂકી દઈને, તે બાઈનું હિંમતવાન ભાષણ સમજવા પડયાં અને ત્યાં હાજર રહેલાં ઘણાંક કાબરાજીની કલમની વખાણના chorus માં સામેલ થયાં.

ચાલુ બિમારીથી નબળી ને કાહેલી, હું એક દિવસ ખુલ્લી હવાની તલબગાર, મરીનડ્રાઈવના બેન્ચ પર એકલી બેઠેલી હતી, જયારે બે "છોકરીઓ"એ ઉપર નીચે બે ત્રણ ચક્કર માર્યાં, અને પછી માહરી તરફ આવ્યાં.

"જી, એક સવાલ પૂછયે?" તેમાંની એકે અચકાઈ અચકાઈને કહયું, "આય આય—"જામે"માં—હમણાં વાર્તા આવેછ, તે તમે લખોછ?"

મેં જવાબ દીધો, "નહિ, એ તો મારા પપાની લખેલી છે."

"પણ surely તમે re-touch તો કરતાંજ હશો?

મેં પાછું માથું ધૂણાવ્યું, "I am incapable of re-touching the pen."

વળી સવાલ થયો, "Then how is it so modern?"

મેં કહયું કે, "તમે ભૂલી જવોછ કે મોટા પેન્ટરો, મોટા મ્યુઝીશીઅન્સ, મોટા લખનારાઓ જૂન્ના કદી થતાજ નથી."

"તમારા પપા જીવતા છે?"

"નહિ."

"એવણ કયારે ગુજરી ગયા?"

"૧૯૨૫ માં!"

"ત્યારે આ વાર્તા કયારે લખેલી?"

"Before you were born!" મેં કહયું, ને તે બેઉ ચમકી!

"ત્યારે તો—માનીજ નહિ શકાતું કે—આવી મોડર્ન વાર્તા એટલાં વર્ષો પર લખાઈ હોય—ત્યારે તો તમે ટચ કરતાંજ હશો."

હું મોટા સંતોષનું હસી. મેં કહ્યું, "Then I take it as a great complement to my Father."—ને વધારામાં જ્યારે મેં જાણ્યું કે એક છોકરી ગ્રૅજ્યુએટ થઈને M.A. નો અભ્યાસ કરતી હતી અને બીજી ગ્રૅજ્યુએટ થઈને નેવલ ડૉકયાર્ડમાં નોકરી કરતી, અને મેટ્રો સીનેમા આગળ "જાંહગીર મેનશન"માં રહેતી હતી, ત્યારે મને ખરે મને ખુશી ઉપજી, કે પ્રેઝન્ટ જૅનરેશન જે હાઈ ઈંગ્લીશ લીટરેચર સ્ટડી કરે છે તે વટીક મારા પપાનાં worksનાં વખાણનાર હજી બી થઈ શકે છે.

અને એવા તો અગણિત દાખલાઓ છે, કે જેમાં હું માહરા પપાનાં લખાનોની ડગલે ને પગલે વખાણ સમજું છું. પ્રેસીડન્સી વીમેન્સ કાઉન્સીલના Ball માં એકજ ગાડીમાં જતાં, "Court-View"માં રહેતાં ભલાં મીસીસ પેમાસ્તરે કહયું હતું કે, "માહરાં ઘરવાળાંએ "રાતો-ગુલાબ" મને મોકલીને કહેવાર્યું કે તમો **પાંચમી** વખત વાંચીને એ પાછી મોકલજો, હું **આઠમી** વખત વાંચીશ."

"કળજુગ"નું રીહીરસલ પારસી સ્ટેજના ઉતસાહી સેવક—બહેશ્તમાં સીધારેલા—નરીમાન પટેલની આગેવાની હેઠલ "Auto-Cars"માં ચાલતું હતું ને, તે દાહડે મારમારનો વરસાદ હોવાથી, રીહીરસલ એટેન્ડ કરવા કોઈ આવ્યું નહિ હતું. નરીમાન પોતે પોતાનાં કામમાં રોકાયેલા હતા, ત્યારે થોડેક છેટેની ટેબલ ઉપર મીનુ ભાભા ને નરીમાન મહેતા વચ્ચે ચાલતી વાતચીત આ હતી:—

"'જુવાની દીવાની?' 'જુવાંની દીવાની?'નો ઝૂપડાનો સીન મેં પાંચ વખત વાંચ્યોછ—," અને ત્યારે બીજાએ પહેલાને આગળ બોલતો રોકીને કહયું, "અરે, તેં પાંચ વખત વાંચ્યોછ, તો મેં સાત વખત વાંચ્યોછ!"

અને એજ કિર્તી છે. કાબરાજી "રાતો ગુલાબ"ની હૅરોઈન રાતો ગુલાબ—ઍલન પરસી—પાસ બોલાવે છે તેમ, "લોકમત જે વગર માંગવે બોલે તેજ સદકિર્તિ છે અને તે લોકમત પણ દોરવેલું કે ફરજીયાત કેળવેલું થવું ન ઘટે. પોતાનાં દીલની ખરી સાદાઈ અને ખુશીથી પ્રમાણીક લોકમત જે હંમેશાં હિમતથી પુકારે તે અને તેજ ખરી નામાંકિત કિર્તિ છે, અને તેજ જાતની કિર્તિમાં હું માની શકું છું."

ઉપલું માહરૂં લખાન ઘણાંકને ગમવાનું નથી, પણ કાદવ કીચ્ચલમાં રહેનારાંઓથી બહેમનજી કાબરાજી હજારો કોષ દૂર છે અને પોતાના હાઈ આઈડયલ્સ પર રચાયલી મીઠી જબાનથી બનાવેલાં, લોકોની સાચ્ચી વખાણનાં, બહેશ્તમાં હજીબી હસ્તે મોંઢે પોઢેલા છે.

અને ત્યારે એમની કલમ તરફની લોકોની આવી અચૂક ફીદાગીરી જોઈ "પર-ણીની હાય!" કરતાં બી શ્રેષ્ઠ વાર્તા "બનવા કાળ!" પુસ્તક રૂપે છપાવવાની મને લાલચ થઈ. સંજોગો જે સાંમે હતા તે જીંદગીમાં નહિ જોયેલી મોંઘવારીને લીધે કાગળના આકરા ભાવ, લોકોની પૈસા ખરચવાની કમશકિત, તેમજ સારી નહિ ટકી શકે એવી તબીયત હતી. પાંચસોથી છસો પાનાંની આ મોટી બૂક છપાવવાનો અડસતો સાતથી આંઠ હજારનો હતો જે કોઈનેબી હેભતાવી મૂકે એવોજ ખર્ચ હતો.

કાબરાજીની વારતાઓની શોહધી નકલો જડતી નથી. મહાબ્લેશ્વરમાં મી૦ હોમી સીરવઈ બૅરીસ્તર, જેઓનું નામ હવે પછીના હાઈકોર્ટના ઍડવોકેટ જૅનરલ તરીકે બોલાય છે, તેઓએ મને પૂછ્યું હતું કે "કાબરાજીની નૉવેલો કયાં મળેછ? લાયબ્રેરીમાંથી ફાટીતૂટી નકલો બી મલતી નથી!" અને તે મૂજબ વખત જતાં "બનવા કાળ!"ની બી નકલ મળશે નહિજ, પણ માહરી જીંદગી ખતમ થાય તો એ બધી જંજાળ માહરા એકપૂરા વ્હાલા દીકરા અને મીઠ્ઠી વહુ માટે છોડી જવા હું રાજી ન હતી. જોકે જીવ નહિ રહેવાથી મેં એ મોટા ખર્ચમાં ઝોકાવ્યું, છતાં બચ્ચાંઓને, કશી રીતે ઈવન ટૅમપરરી, બોજારૂપ નહિ થવા, જયારે પારસીઓનાં શુભ નવાં વર્ષ પર મેં ગણત્રી ને વકકી રાખી હતી તે મુજબ, "બનવા કાળ!", માહરાં કમનશીબે, નહિજ બાહેર પડી શકી, ત્યારે મને થોડીક જાહેર ખબર લેવાનું મન થયું. એકાદ પરવા-રતી સાંજે માહરાં ઘરનાં એકાંત ખૂંણામાં બેસીને બે-ચાર જાણીતા મોટા સાહસીક વેપારીઓને તેઓની કમ્પનીની જાહેર ખબર આપવા મેં લખીને અરજ ગુજારી અને તે અરજના તાબડતોબ એવા દીલસોજ જવાબો ફરી વળ્યા, કે ઉત્તેજન પાંમી મેં થોડીક વધુ જાહેર ખબર મેળવી એ આંઠથી નવ હજારના ખર્ચનો બોજો હલવો કર્યો. નહિ કે હું એ ખર્ચનો બોજો ઉપાડવા સામૂર્થવાન નહિ હતી. માહરા સરના તાજ—માહરા વહાલા ધણી—ની બરકતે યા માહરી પોતાની અંગત શકતી મુજબ હું બધું બજાવી શકતે, બલકે એથીબી વધુ બજાવી શકતે, પણ તે મને કબુલ મંજુર ન હતું. એકજ ચીજમાં થોડોક વખતવેર પણ આવી મોટી રકમ રોકી દેવાનું મને દુરૂસ્ત લાગ્યું નહી અને તેથી મેં જાહેર ખબરમાં આસરો શોહધ્યો છે. જાહેર ખબરો લેવામાં મારી નેમ એટલીજ છે કે મારી તબીયત અને મારી જીંદગી યારી આપે તો મારા વહાલા પપાની યાદગારી જાળવી રાખી શકાય એવું કંઈક સંગીન કરી જવું યા જે વખત માહરે માટે તે સાહેબ ફાજલ કરે તેમાં એકાદ બે બીજી સેવાઓ માહરા દારલીંગ પપાની બજાવી લેવી. તુચ્છ પૈસા બદલ માહરા દારલીંગ મુરબ્બી તરફની સેવા હું કદી વેચું નહીં. તો તે સેવા નથી—તે તો બારગેન છે. આપણો પોતાનો લાભ કે પૈસાનો લોભ હોય ત્યાં ફરજ કે સેવા સાથે વસી શકતી નથી. "બનવા કાળ!"ના પૈસા તો, લાયકીવાલા વેપારીઓ આપુને કહે છે તેમ, તીજોરીમાં જાણે બાંધી મુકેલાજ છે, કેમજે એક બી "બનવા કાળ!"ની કૉપી વખતના વેહવા સાથે શોહધી મળવાની નથીજ.

"ત્યારે તો—માનીજ નહિ શકાતું કે—આવી મોડર્ન વાર્તા એટલાં વર્ષો પર લખાઈ હોય—ત્યારે તો તમે ટચ કરતાંજ હશો."

હું મોટા સંતોષનું હસી. મેં કહ્યું, "Then I take it as a great complement to my Father."—ને વધારામાં જ્યારે મેં જાણ્યું કે એક છોકરી ગ્રૅજ્યુએટ થઈને M.A. નો અભ્યાસ કરતી હતી અને બીજી ગ્રૅજ્યુએટ થઈને નેવલ ડૉકયાર્ડમાં નોકરી કરતી, અને મેટ્રો સીનેમા આગળ "જાંહગીર મેનશન"માં રહેતી હતી, ત્યારે મને ખરે મને ખુશી ઉપજી, કે પ્રેઝન્ટ જૅનરેશન જે હાઈ ઈંગ્લીશ લીટરેચર સ્ટડી કરે છે તે વટીક મારા પપાનાં worksનાં વખાણનાર હજી બી થઈ શકે છે.

અને એવા તો અગણિત દાખલાઓ છે, કે જેમાં હું માહરા પપાનાં લખાનોની ડગલે ને પગલે વખાણ સમજું છું. પ્રેસીડન્સી વીમેન્સ કાઉન્સીલના Ball માં એકજ ગાડીમાં જતાં, "Court-View"માં રહેતાં ભલાં મીસીસ પેમાસ્તરે કહયું હતું કે, "માહરાં ઘરવાળાંએ "રાતો-ગુલાબ" મને મોકલીને કહેવાર્યું કે તમો **પાંચમી** વખત વાંચીને એ પાછી મોકલજો, હું **આઠમી** વખત વાંચીશ."

"કળજુગ"નું રીહીરસલ પારસી સ્ટેજના ઉતસાહી સેવક—બહેશ્તમાં સીધારેલા—નરીમાન પટેલની આગેવાની હેઠલ "Auto-Cars"માં ચાલતું હતું ને, તે દાહડે મારમારનો વરસાદ હોવાથી, રીહીરસલ એટેન્ડ કરવા કોઈ આવ્યું નહિ હતું. નરીમાન પોતે પોતાનાં કામમાં રોકાયેલા હતા, ત્યારે થોડેક છેટેની ટેબલ ઉપર મીનુ ભાભા ને નરીમાન મહેતા વચ્ચે ચાલતી વાતચીત આ હતી:—

"'જુવાની દીવાની?' 'જુવાંની દીવાની'નો ઝૂપડાનો સીન મેં પાંચ વખત વાંચ્યોછ—," અને ત્યારે બીજાએ પહેલાને આગળ બોલતો રોકીને કહ્યું, "અરે, તેં પાંચ વખત વાંચ્યોછ, તો મેં સાત વખત વાંચ્યોછ!"

અને એજ કિર્તી છે. કાબરાજી "રાતો ગુલાબ"ની હૅરોઈન રાતો ગુલાબ—ઑલન પરસી—પાસ બોલાવે છે તેમ, "લોકમત જે વગર માંગવે બોલે તેજ સદકિર્તિ છે અને તે લોકમત પણ દોરવેલું કે ફરજીયાત કેળવેલું થવું ન ઘટે. પોતાનાં દીલની ખરી સાદાઈ અને ખુશીથી પ્રમાણીક લોકમત જે હંમેશાં હિમતથી પુકારે તે અને તેજ ખરી નામાંકિત કિર્તિ છે, અને તેજ જાતની કિર્તિમાં હું માની શકું છું."

ઉપલું માહરૂં લખાન ઘણાંકને ગમવાનું નથી, પણ કાદવ કીચ્ચલમાં રહેનારાંઓથી બહેમનજી કાબરાજી હજારો કોષ દૂર છે અને પોતાના હાઈ આઈડયલ્સ પર રચાયલી મીઠી જબાનથી બનાવેલાં, લોકોની સાચ્ચી વખાણનાં, બહેશ્તમાં હજીબી હસ્તે મોંઢે ચોઢેલા છે.

"જામે જમશેદ"ના માલેક સાહેબોનો એ ચોપડી છપાતી હતી તે દરમયાન મારી જોડે આતી ઘણી લાયકીથી વરતવા માટે હું ઘણો ઘણો ઉપકાર માનું છું, અને દુવા ચાહું છું કે એ સાહેબો હસ્તકજ "જામે" આગલ વધતું, આબાદ થતું અને સદા જીવતું રહે.

પ્રુફો તપાસવામાં કે ચોપડીનાં લખાંણ કે ગૅટઅપમાં કોઈબી ખાંમી માલમ પડે તો તે વાંચનારાં સાહેબોએ મોટે મને મને દરગુજર કરવું. સંતોષ એકજ છે કે કાબરાજી કોઈ દાહડો બાહેરની ચાઈચાઈમાં માનતાજ નહી હતા. તમારાં કામમાં સંગીનતા હોય તો લોક વખાણ્યા ને કદર કરયા વગર રેહેજ નહીં એ તેમની માન્યતા હતી. એકાદ માંગી તાંગીને રીવ્યુ લખાવાનું વટીક તેઓ પોતાના દરજ્જાથી ઉતરતું માનતા!

નાટકોના બાબમાં પણ એમનું મત એજ હતું. "હું લખીને ફેંકશ ને લોક આવકારના હાથોએ જીલશે," એમ તેઓ પુર ખાત્રીબેર હતા ને જાત પરજાતે હજારો વેલકમ સાથે એમના નાટકો જીલ્યા છે. બાળવસ્થાનાં ૧૩મે વરસે સર જમશેદજી જીજીભાઈની આશીરવાદ પાંમેલી સ્કુલના એ ગરીબ ચેલાએ એક નાટક લખ્યો, મોટે ઘરના ઍમેચ્યોર છોકરાઓને પોતેજ દીરેક્ટ કરી શીખવ્યો અને તે નાટક મુંબઈની તે વખતની એકપુરી ટીવોળી થીએટરમાં જાહેર પ્રજા માટે ભજવાયો કે જે નાટકની બીજી નાઈટે, નકકીપણે કહેવામાં આવ્યું છે કે, તે નાટકશાળાનું બારણું ભાંગ્યું, એટલો તે જોવાનો જાતપરજાતનો રશ થયો! નામદાર પહેલ્લા સર જમશેદજી જીજીભાઈ સાહેબ પારસી કોમના તમામ અકાબરો ને શેઠયાંઓ સંગાઠ એ નાટકમાં પધારયા હતા અને તે વેળાના એ ચેકુસ લખનારને પોતાની હજુરમાં બોલાવી મંગાવી તે નામદારે કહયું હતું કે, "તમારો નાટક એટલો નીતીમાન ને એટલો નસીહતકારક છે કે હું માહરાં કુટુંબનાં બાંનુઓને તે દેખાડવા માગુંછ."—અને જયારે કે પારસી બૈરાંઓ હોરાજીની બુઓં માફક બંધ સીગરામમાં ફરતાં યા ઉઘાડી ગાડીને પરદા નાખતાં, ત્યારે પારસીઓનાં એ સૌથી મોટાં ઉમરાવ ખાનદાનની બાંનુઓ જીંદગીમાં **પહેલવહેલ્લી વેળા** જે નાટકમાં પધારી તે એ બુચા લખનાર બહમનજી કાબરાજીનો હતો!

૧૬ વરસની ઉમ્મરે એજ રીતે પોતે લખીને પોતેજ ડીરેક્ટ કીધેલા એ છોકરવન ઑઠરના નાટકમાં મુંબાઈના ગવરનર હાજર હતા! વીંગના બાકોરાંમાંથી ઈંગલીશ ગવરનરની હાજરી સાથનું દમામદાર ઑડીયન્સ જોઈ, કોઈના કશાબી આશરા કે ઉત્તેજન વગર આગળ વધ્યા જતા, ૧૬ વરસના તે ગરીબ લખનારની બાળક છાતી કેવી ખુશાલીમાં ખીલી રહી હશે તે કાબરાજીની કલમને વખાણનારાંઓ ઝટ ખ્યાલ કરી શકશે. એક મોટે ઘરનો ઍમેચ્યોર છોકરો જે પોતાનાં કપડાં ખુંટી પર ટાંગી નાટકનાં કપડાં પેહડી પાર્ટ કરવા ગયો હતો તેની રજાથી તેનાં મોંઘી કીમતનાં કપડાં પેહડી લઈ રૂપાંનાં મુઠની લાકડી સાથે જયારે તે હજી તો મુચ્છ નહી ફુટેલી તેવો લખનાર તેની

મને ઠેકાણે ઠેકાણેથી કહેવામાં આવે છે કે એવી એક કિર્તિવંત નૉવેલને જાહેર ખબર શોભતી નથી. પરજાતના એક બે માનવંત ગૃહસ્થો જેઓ કાબરાજીના નામનું જાદુ જાણે છે તેઓએ વટીક એ કિંમતી ચોપડી જાહેર ખબરોથી નહિ ભરવા મને ભલામણ કરી છે, પણ, મેં ઉપર કહયું તેમ, જાહેર ખબર લેવામાં મારી મકસદ બીજીજ છે અને તે માહરા પપાની એકાદ બે બીજી ને મોટી સેવાઓ બજાવી જવાની છે, જેમાં ખુદા પાક મને તેની મોટી દયાથી સહાય થઓ!

જે મહેરબાન વેપારી સદ ગૃહસ્થોએ માહરી એક સાદી લખાવતની ઈજ્જત કરી મને અકેક પેજનું મોઘું દામ આપી પોતાની જાહેર ખબરથી નવાજી છે તે લોકની હું નેહાહેત હેસાનમંદ થઈ છું અને માહરા એ લેબર ઑફ લવમાં એ તેમની મને ઉત્તેજન આપવાની ભલાઈ આપ્રીશીએટ કરીને હું ફરી ફરી તે કદરસનાસ સાહેબોને માહરાં જીગરથી ઠેંક કરૂં છું. કશાબી સંદેહ વગર કહી શકાશે કે "બનવા કાળ!", આવતાં ઍટલીસ્ટ ૫૦—૬૦ વરસ સુધી, વંચાશે ને તે દરસ્યાન એ બધા સાહેબોની જાહેર ખબરો વંચાતી અને વખણાતી રહેશે ને તેમનું મુબારક નામ સદા ફતેહભરી ફીરોઝગરીથી ચાલુ રહેશે. ખરાં અંતકરણની માહરી દુઆ છે કે એ સાહેબોનો હાલનો ચાલુ ધંધો સદા ધીકતો ને દર સાલ વધુ આબાદ થતો રહે, ને ૫૦ સાલને છેડે એ લોક ફાટી તુટી "બનવા કાળ"માં પોતાનાં નામકામની સીફારીશ વાંચી પોતાનાં બચ્ચાં ને તેમનાં બચ્ચાંઓને હરખથી વંચાવે!

પપેટી પછી જાહેર ખબરો મેળવવાના કારણસરજ "બનવા કાળ!" બાહેર પડતાં મોડું થયું છે એમ નથી, પણ દર મહીને ઉપરાઉપરી ચાલી આવતી માહરી બીમારી એવી આજેજ કરનારી પુરવાર થઈ છે.કે તે ખંખેરીને 'ટટાર' થતાં દીવસોજ નહી પણ મહીનાઓ નીકળી જતા—જોકે વાર્તાના પ્રૂફ ૧૦૨° તાપે તપાસીને તો કયે દહાડાના મેં પૂરા કર્યા હતા. જયારે માહરી મોટી નાસીપાસી વચ્ચે પપેતી ટાંકણે બૂક નહિજ નીકળી શકી, ત્યારે હવે ઢીલ થઈ તે પૂરી કરી, ધીરે ધીરે જાહેર ખબર મેળવી, ચાલુ બીમારી સાથે મેં આ કામ આતોપ્યું છે ને પૂરૂં કર્યું છે.

હું ઘણી શરમીંદી છું. જે ઉમંગી વાંચનારાઓએ "બનવા કાળ!"નાં ગ્રાહક તરીકે છથી આઠ મહીના અગાઉ પોતાનાં મુબારક નામો નોધાવ્યાં, એટલુંજ નહિ, પણ વળી આંગ પર પૈસા પણ મોકલી આપ્યા તેઓની એ અતીઘણી લંબાન દેરી માટે બબે હાથ જોડી હું અંતકરણપૂર્વક માફ માંગું છું. હું ખરેજ એ રીતે વાહલાં ઉમંગી વાંચનારાંઓને એક યા બીજાં કારણથી ખોટી કરવા શરમીંદી છું ને જે દહાડે એ ચોપડી બાહેર પડશે ને કાબરાજીનાં લખાણોને ચાહનારાં હજારો વાંચનારાંઓના હાથમાં જશે તે દહાડે મને ખરાં દીલની ખુશી ઉપરાંત નીચંત થશે.

ઘણુ થયલું હોવાને લીધે બીજી બધી વાતો કુદી જઈ છેલ્લા "બાપના શ્રાપ!"ના સરફરાઝ નાટક પર આવીશું, કે જે નાટક સ્ટેજના મોટા પરસતાર ને સમજદાર મી૦ મંચેરશાહ પોંહચખાનાવાલાની અરજ ઉપરથી ખાસ મી૦ મંચેરશાહને વરેજ લખાયો હતો. તે વખતે ઠીએટરોની મારામાર હતી ને તેથી મંચેરશાહને, હીંદુ નાટકો બંધ કરાવી, આટવારે ઠીએટર એક હજાર રૂપ્યાના કકડધસ ભાડે લેવી પડતી ને તે છતાં કહે છે તે થોડાક નાટકની આમદાની ને પ્રોફીટ રૂ. ૩૫ હજાર હતી! નાટકની ટીકીટો દર આતવારે બાહેરના ફેરયાઓ કોરનર કરતા ને રૂ. ૪ની ટીકીટ બાહેર રૂ. ૨૪ માં વેચાતી!

એક વખત મુંબઈનો નાટક તખ્તો ધુજાવનાર ખુરશેદજી બાળીવાલીના ભત્રીજા મી૦ દારાબશાહ ખરાસ જેઓ બાલીવાલા કંપનીના પછીથી માલેક હતા ને નાટકની દુન્યામાં ઘણા જાણીતા છે, તેઓ કહે છે કે કરાંચીમાં સીંધીઓએ બીજા નાટકો બંધ કરાવી "બાપના શ્રાપ!" નાટક દર અઠવાડયે નાખાવાની એમને ફરજ પાડી હતી, કે જેમાં આલા સંગીતકાર ને નામીચાં ઍક્ટ્રેસ બાનુ બાઈ મુન્નીબાઈ 'જર'ની કૅરેક્ટર અતી આકર્શક રીતે ભજવતાં હતાં.

અને "બાપના શ્રાપ!"નો છેલ્લો સીન જે તમો જુઓ છો તે હાર્ટમાં ક્રૅમ્પ આવેલું હોવાથી ચટ્ટા સુઈને કાબરાજીએ ફક્ત સ્ક્રીબલ કીધેલો સીન છે! નાટકની જાહેર ખબર વટીક આવી ગેઈ હતી ને છેલ્લો સીન, જે લખવાનું બચ્ચાંનાં ચેરાં જેવું બહમનજીને મનસે કામ હતું, તે રાત્રે બાહેરથી આવીને લખી નાખવાના ઈરાદાથી મી૦ મંચેરશાહને બીજે દાહડે સહવારના દસ વાગતે લખેલો સીન લઈ જવા ઍપોઈન્ટમેન્ટ આપવામાં આવ્યું હતું. તેજ સાંજે, બાહેર જતાં છાતીમાં એમને ક્રૅમ્પ આવ્યું ને બીજી સહવારે, તાઈમ હાથમાં ન જોઈ, માથું હલાવ્યા વગર કે પાછું નહી વાંચવાના પ્રોમીસ પર, એમના ઘણા કાલાવાલાને લીધે, એઓએ માંગેલાં કાગળ પેનસીલ એમને સપુરદ કરવામાં આવ્યાં, જયારે ટકયા પરથી માથું ઉંચક્યા કે હલાવ્યા વગર ને પોતે શું લખતા તે જોઈ શકવા વગર એઓએ તે સીન સ્ક્રીબલ કરેલો છે અને તે ફક્ત સ્ક્રીબલ કીધેલો મોટો ત્રેજીક સીન આજેબી હજારો વખાણથી જેવાય છે!

આય વારતાની ચોપડીમાં નાટકોની નોંધ તમારા વીરલા લખનારની શકતીનો થોડોક તમોને ખ્યાલ કરાવવા ને "બનવા કાળ!"ને પાને તે નોંધો સાચવી રાખ-વાના ઈરાદાથી આપવામાં આવેલી છે. કાબરાજી બેટો પાછળ મેલી જવા જેપા નસીબદાર નીવડયા નથી ને મુજ એકપુરી બેટીની બી હૈયાતની ઉતાવળે ઓટ આવતી હોય એમ લાગે છે, જયારે બીજો ચાન્સ કદાચ નહીજ મળે એમ ધારી, આ સાચવી રાખવા જોગ બહમનજી કાબરાજીની કલમકસ જીંદગીની સાદી નોંધ અત્રે ઉતાવળે ને લગભગ અધુરી ઉતારી લેવામાં આવી છે.

પોતાની કલમ માટે મગરૂરીમાં માહલતો તે મોટા હાઉસમાં જઈ બેઠો તે વેળાની તેની અંતરની ખુશાલી જોવા જોગ હતી! હું ભુલ નહી કરતી હોઉં તો તે વેળાના રાજા જેવા હાકેમ સર રીચર્ડ ટેમપલે એમને સ્ટેજ પર બોલાવી ઑનર તરીકે એક હીરાની વીટી સપુરદ કરી હતી. ખુબી તો એ હતી કે આવા મોટા હાકેમ સાહેબને તે નાટકમાં નોતરવાનું કાગળ વટીક એ ૧૬ વરસના કલમકશેજ લખ્યું હતું ને, જ્યારે મોહતના બીછાણાં પર એક માહરી કઝીને એક મોટા નેચરકમોર ડૉકટરને એમને માટે બોલાવવાનું સુચવ્યુ, ને તે મોટો ડૉકટર ખાલી ચીઠ્ઠીએ નહી આવશે એમ જયારે તેણીએ કહયું, ત્યારે બીછાણાંપર પડેલા નાતવાંન બહમનજી ધીમું ધીમું હસ્યા. "ગાંડી, હું ૧૬ વરસનો હતો ને મેં ચીઠ્ઠી લખી ને તાહરો મુંબાઈનો ગવરનર માહરે ત્યાં ચાલ્યો આવ્યો, તો તાહરો ડાકટરજ નહી આવશે? તું જોજે તો ખરી. હું એવું લખશ કે તે સો સલાંમ કરતો આવશે!" બીજે દીને, તે કઝીન પાછી આવી-તેટલાં તો, તે ડાકટર, એક એમની ચીઠ્ઠીની લેહાઝ કરીને, એમને ત્યાં આવી ગયલો હતો!!

"ગામરેની ગોરી" ના એમના નાટક પર આખી મુંબાઈ ઉલટ પુલટ થઈ હતી હજારથી દોઢહજાર વખત તે ભજવાયો હતો. હાલમાં "ગુજરાતી નાટય મંડળે" કરેલાં એકઝીબીશનમાં એમની છબીની નીચે જે લેખ લખવામાં આવ્યો હતો તેમાં એજ નાટકને અવ્વલ નંબર આપવામાં આવ્યું હતું. "ભોલી ગુલ" નાટકે હીંદુસ્તાનનો રેકર્ડ કરેલો છે, કેમજે તે રેજીસટર્ડ પ્લે હોવા છતાં આસરે દોઢથી બે હજાર વખત ભજવાયલો છે. "ભોલી ગુલ" માટે, રાતનાજ નાટક તે વખતે થતા હોવાથી, પેપરોમાં જાહેર ખબર આપવી પડી હતી કે "બાહેરગામથી નાટક જોવા આવનાર લોકોએ મનીઓરડરથી આગમચથી પૈસા મોકલી ટીકટો રીઝર્વ કરાવવી ને ટીકીટો રીઝર્વ થયલી હોવાનો તેમને જવાબ મળવા પછીજ નાટક જોવા આવવું," કેમજે રાતના પાછાં વળવાની ત્રેનો નહી જેવી હતી ને ટીકીટો નાટકની ડર નાઈટે ખપી જતી હોવાથી, લોકો, બચ્ચાં છોકરાં સાથ, હેરાંન થઈ જતાં. એજ ભાગ્યશાળી નાટકને લીધે હીંદુસ્તાનમાં માટીની (સાંજના શોઝ) થવાનો ચાલ પડયો હતો.

"દોરંગી દુન્યા" મુસલમાનોથી વસાયલા ને ઘણા વગોવાયલા પ્લેહાઉસના રસ્તા પર, જયાં પારસી બૈરાંઓને લઈ જવાનુંબી નવોજુ મનાતું હતું ત્યાં, કરવાનું નક્કી થયું. તે પારસી કંપનીએ કાબરાજીનો નાટક લીધો. તે નાટક ખરીદવાને તો શું, પણ તે નાટક પર ખરચ કરવાને વટીક તે કંપનીના માલેકોને પરવરયું નહિં. **જુન્ના** ડ્રેસીસ ને **જુન્ની** સીનરી પર, તે વગોવાયલા લત્તા પર, માર મારના વરસાદમાં તે નાટક ઉપડયો અને એવો ફત્તેહમંદ પુરવાર થયો કે ૫૦૦ થી વધુ નાઈટો તાલીઓના ગગડાત ને ખુશાલીના પોકાર વચ્ચે બુધ, સની ને રવી એમ જાહેર પ્રજા—હીંદુ, મુસલમાન, સીંધી, પંજાબી, પારસી કોમો—માટે ભજવાયો. લંબાન

ઘણુ થયલું હોવાને લીધે બીજી બધી વાતો કુદી જઈ છેલ્લા "બાપના શ્રાપ!"ના સરફરાઝ નાટક પર આવીશું, કે જે નાટક સ્ટેજના મોટા પરસતાર ને સમજદાર મી૦ મંચેરશાહ પોંહચખાનાવાલાની અરજે ઉપરથી ખાસ મી૦ મંચેરશાહને વરેજ લખાયો હતો. તે વખતે ઠીએટરોની મારામાર હતી ને તેથી મંચેરશાહને, હીંદુ નાટકો બંધ કરાવી, આટવારે ઠીએટર એક હજાર રુપ્યાના કકડધસ ભાડે લેવી પડતી ને તે છતાં કહે છે તે થોડાક નાટકની આમદાની ને પ્રોફીટ રૂ. ૩૫ હજાર હતી! નાટકની ટીકીટો દર આતવારે બાહેરના ફેરયાઓ કોરનર કરતા ને રૂ. ૪ ની ટીકીટ બાહેર રૂ. ૨૪ માં વેચાતી!

એક વખત મુંબઈનો નાટક તખ્તો ધુજાવનાર ખુરશેદજી બાળીવાલીના ભત્રીજા મી૦ દારાબશાહ ખરાસ જેઓ બાલીવાલા કંપનીના પછીથી માલેક હતા ને નાટકની દુન્યામાં ઘણા જાણીતા છે, તેઓ કહે છે કે કરાંચીમાં સીંધીઓએ બીજા નાટકો બંધ કરાવી "બાપના શ્રાપ!" નાટક દર અઠવાડયે નાખાવાની એમને ફરજ પાડી હતી, કે જેમાં આલા સંગીતકાર ને નામીચાં ઍકટ્રેસ બાનુ બાઈ મુન્નીબાઈ 'જર'ની કૅરેકટર અતી આકર્શક રીતે ભજવતાં હતાં.

અને "બાપના શ્રાપ!"નો છેલ્લો સીન જે તમો જુઓ છો તે હાર્ટમાં કૅમ્પ આવેલું હોવાથી ચટ્ટા સુઈને કાબરાજીએ ફકત સ્કીબલ કીધેલો સીન છે! નાટકની જાહેર ખબર વટીક આવી ગેઈ હતી ને છેલ્લો સીન, જે લખવાનું બચ્ચાંનાં ચેરાં જેવું બહમનજીને મનસે કામ હતું, તે રાત્રે બાહેરથી આવીને લખી નાખવાના ઈરાદાથી મી૦ મંચેરશાહને બીજે દાહડે સહવારના દસ વાગતે લખેલો સીન લઈ જવા ઍપોઈન્ટમેન્ટ આપવામાં આવ્યું હતું. તેજ સાંજે, બાહેર જતાં છાતીમાં એમને કૅમ્પ આવ્યું ને બીજી સહવારે, તાઈમ હાથમાં ન જોઈ, માથું હલાવ્યા વગર કે પાછું નહી વાંચવાના પ્રોમીસ પર, એમના ઘણા કાલાવાલાને લીધે, એઓએ માંગેલાં કાગળ પેનસીલ એમને સપુરદ કરવામાં આવ્યાં, જયારે ટક્યા પરથી માથું ઉંચક્યા કે હલાવ્યા વગર ને પોતે શું લખતા તે જોઈ શકવા વગર એઓએ તે સીન સ્કીબલ કરેલો છે અને તે ફકત સ્કીબલ કીધેલો મોટો ટ્રેજીક સીન આજેબી હજારો વખાણથી જોવાય છે!

આય વારતાની ચોપડીમાં નાટકોની નોંધ તમારા વીરલા લખનારની શકતીનો થોડાક તમોને ખ્યાલ કરાવવા ને "બનવા કાળ!"ને પાને તે નોંધો સાચવી રાખવાના ઈરાદાથી આપવામાં આવેલી છે. કાબરાજી બેટો પાછળ મેલી જવા જેવા નસીબદાર નીવડયા નથી ને મુજ એકપુરી બેટીની બી હૈયાતની ઉતાવળે ઓટ આવતી હોય એમ લાગે છે, જયારે બીજો ચાન્સ કદાચ નહીંજ મળે એમ ધારી, આ સાચવી રાખવા જોગ બહમનજી કાબરાજીની કલમકસ જીંદગીની સાદી નોંધ અત્રે ઉતાવળે ને લગભગ અધુરી ઉતારી લેવામાં આવી છે.

છેલ્લે હું દુઆ ચાહુંછું કે માહરી પછી માહરો એક પુરો બૅરીસ્ટર બેટો પણ, માહરા વાહલા પપાનાં લખાણોમાં ઉત્સાહ લેતો થાય ને માહરા મુવા પછી માહરા બાપ જેઓ હાઈ આઈડયલ્સમાં માનનાર હતા ને તેજ જાતની જીંદગી જીવી ગયેલા હોવાથીજ વાંચનારી આલમને અપીલ કરી શકયા છે, તેમનું નામ, તેમનાં લખાંણો મોટી સંખ્યામાં પુસ્તક રૂપે પ્રગટ કરાવી, છે તે કરતાં પણ ઉજ્વળ બનાવે અને માહરા બાપના બેહેસ્તમાંથી મોકલેલા આપીશને એ માહરો સદગુણી બેટો કાબીલ થાય!

વધુ પડતું કશું બી લખાયું હોય તો એક મોટી ઉમંગી વાંચનારી આલમ જે વરસોનાં વરસો વેર આ "બનાવા કાળ!"ની વારતા વાંચશે તેની દરગુજર ચાહી લેવામાં આવે છે, કેમજે હવે બીજી ચોપડી પ્રગટ કરવા હું સામર્થવાન થાઉં તે શક ભરેલું છે. ખુદા માહરા મુવા પછી પણ, મેં જીગરથી ચાહેલા ને તમો સર્વેએ ઉંધાડી ચોપડી મીસાલ તેમનાં જીગરને ઓળખેલા માહરા બાપનાં લખાણો, બીજી એક સદી સુધી એમજ વખણાતાં ને ચહવાતાં રાખો! આમીન!

**શીરીન ફીરોઝ બેજનજી વાચ્છા,**
સેન્ટીનલ હાઉસ, ઍપોલો રૅકલેમેશન,
કોલાબા, મુંબાઈ.

મુંબાઇ, તા૦ ૩૧ મી જાન્યુઆરી, ૧૯૫૪.

# એક ગમખ્વાર યાદ!

## કાબરાજીનાં મોહત પર કવિ "નાઝુક"નો વિલાપ.

ખુદા? જન્મ, જીવન, મરણનો ભરમ—
મને કહી દે શું છે, કરીને કરમ!
પધારવું અમારૂં હ્યાં શાંને થકી?
સિધારવું છે જયારે કે આખર નક્કી!
છે બનવાના જયારે એ બન્ને બનાવ,
એ જીંદગીની મોહબત શા કાજે બતાવ?
કાં નહીં જનમતાંને વારજ મરણ?
ગળાંમાં કાં જીંદગીનો ડેહરો[1] કઠણ?
જો જીવવુંજ છે જન્મી, કાં મોહોતની બલા?
જો મોહોતજ છે આખર, કાં મોહોબત ભલા?
અકેક દહાડો મોહતને જો પાસે કરેછ,
તો જીવવાની ખુશી કાં આદમ ધરેછ?
ભરે છે જનમ કાં જીગરમાં ઉલ્લાસ?[2]
કરે છે મરણ કાં જીગરને ઉદાસ?
મગર તું ખુદા, છે કળાનો ધણી,
તેં ગોઠવીછ વ્યવસ્થાને ગણત્રી ગણી!
બે આંગળનું માહરૂં આ ટુકડું કપાળ,
કરીજ શું શકે તુંજ મતિ પર સવાલ?
ભરમનો છે પડદો એ બાબત ઉપર,
જે પડદામાં પેશે નહીં કોઈની નજર!
જાણવું છે એટલું બસ ઈનસાનને,
કે તાબે છે સઘળું તુંજ ફરમાનને!
પેગમબર એ ફરમાનને ગયા નમી,
દટાયા પેહેલવાનો અંદર ઝમીં!
અનેક તાજદારો દફન થઈ ગયા,
અનેક શાહ સ્વારો કફન લઈ ગયા!

---

૧-નાહસી જતાં જનવરોનાં ગળાંમાં જે ભારી લાકડું બાંધે છે તે. ૨-ખુશી.

અનેક સુંદરીઓ સેવાઈછ શાખમાં,
દટાણું છે સૌંદર્ય સઉ ખાખમાં!
સુતા છે કલમકશ કોઈક મંદ થઈ,
સરળતા કલમની બધી બંદ થઈ!
કપાએલી કલમની કરૂંછ જ્યાર યાદ,
પોકારૂં છું "દાદાર! દે દાદ! દાદ!"
કલમકશ કળાબાજ વ્હાલા બહમન!
ઉઠેછ તાહરી યાદે જીગરમાં અગન!
બેઅખત્યાર આંખોથી આંસુ સરેછ,
બેહાંસલ આ કાગલ પે પટપટ પરેછ.
ઓ, રડવાથી મળતો હોય પાછો બહમન,
તો આંખોથી સિંધુનું છોડું ઝરણ!
જીવ માટે જીવ 'જમ' જો બદલામાં લે,
ને જગને તે પાછો તને આપી દે,
તો જીવ માહરો ખુશીથી હાજર કરૂં,
ઓ બહમન! તું કાજે તે નજર ધરૂં!
કલમની કદર જો કલમ નહીં કરે,
છે ઉકરડે ફેંકવાનું તણખું ખરે!
કલમ આજ કેવી કપાઈ ગઈ!
પ્રભા આજ કેવી બુજાઈ ગઈ!
લેખણ લાખો લાડની લુટાઈ ગઈ!
રે! સબજી ચમનની સુકાઈ ગઈ!
શમશેર હતી, કે તે કલમ હતી?
કલમ, કે દુખીયાંનો તે મરહમ[1] હતી?
મરહમ હતી, કે તે રક્ષક હતી?
રક્ષક હતી, યા પરીક્ષક હતી?
બહમન! માહરા હજારો હેતના બહમન!
ખાલીજ તાહરી જગ્યા હયાં રહેશે તદન!
ઓ! તેં જે કે વાણીઓ મીઠી વદી,
વદે કોણ? જાશે જો વહી બી સદી?
ઓ લેખક—મંડળનો તુરરો ને તાજ!

---

૧-મલમ.

ખુદાઈ મેહેરથી થએલો સદા સરફરાજ!
તું લખતો, કે મોતીનો છોડતો વરસાદ?
તું બોલતો, કે અમૃતનો આપતો પ્રસાદ?
તુંજ વાર્તાના ડુંગરો ખેંચી ઉંચાન—
ઉભાછ, જે પર ફતેહની લેહેરાયછ નિશાન![1]
જમાનો લાવી તેને શકશે ન હેઠ,
તે અમૂલ્ય છે—અજીત છે—અમર છે ઠેઠ!
તું ગયો? ઓ ના! તું કાંઈ ગયો નથી!
બહમન! અમથી જુદો તું થયો નથી!
તુંજ તેજસ્વી ભેજાના અમર કિરણ—
સુરજમાંથી પૃથ્વિ પર લેશે ઝરણ!
તે ચાંદાના ચળકાટમાં મારશે ઝલક!
તે તારાને ઝુમખે દિપાવશે ફલક!
ના! તું જેવા લેખક કાંઈ મરતા નથી!
પાનખરનાં પાતરાં પેર ખરતા નથી!
ચિતારેલા લેખોમાં રેહેશે ચિતાર,
ઉતારેલા વાર્તામાં રેહેશે વિચાર!
નાટકોની નામનાનો લોકો હજાર—
તાલીઓના ગગડાટમાં કરશે સ્વિકાર!
"ફુરસદ"માં તાહરા કલાંમોનાં ફુલ—
પમરતાં તે રેહેશે—ને તાજાં બિલકુલ!
પણ મને તો કુટવું છે, બહમન, કપાલ!
જબાન મારી જીગરને કરેછ સવાલ:—
"શું બહમન સમાન દોસ્ત મળશે ફરી,
જોઈ કહે, શોધી કહે, નજર તું કરી!"
જબાનને તે આપે જીગર શું જવાબ?
ઘરજ જયાં છે મોહબતનું લુટાઈ ખરાબ!
જીગરને શું તકવો તે મન દઇ શકે?
ને મનને શું આધાર તન દઈ શકે?
જબાં, મન ને બુધ્ધિ, જીગર—જાન—તન—
બેઠાં છે દિવાળું ફુંકી તારા વન!

---

[1] વાવટો.

બાણી બેન્કો ચાલે બી—પણ કોણ આરે!
દિલનાં દિવાળાનું ખાબડું પુરે?
નાકેસ માહરી કલમના આશક બાહમન!
સાદા મારા કલાંમના ચાહક બાહમન!
ખબર શું મને રે! મને શું ખબર?
કે રડવું છે મને આજે તારી ઉપર!
હું કેમ તાહરી માયાનું કરૂં બયાન?
હું કેમ તાહરી દયાની વદું વખાણ?
હું કેમ તાહરી સચ્ચાઈનું કરૂં રટણ?
હું કેમ તાહરી સાદાઈનું કરૂં ભજન?
તાહરી દોસ્તીમાં હતો હું અમીર!
તાહરા વન તો આજે છું મુફલીસ ફકીર!
તાહરી છાયામાં હું હતો મુસ્તકીમ,
તાહરા વન સરાસર છું આજે યતીમ!
જબાં શું કહે—ને કલમ શું લખે?
જીગર જયાં કે ગમથી છે ફત્તાર પખે!
ઓ! ગોઠવું કીયાં એવાં લાવી વચન!
જે હોય તાહરા મોભાને બરનાં તદન!
જે હોય તાહરી મમતાને લાયક મધુર,
જે હોય તારી પ્રોઢતાને પુગતાં ને પુર!
તાહરા જશને કરતાં કે જે હોય જવાબ,
તાહરા તોરને દેતાં કે જે હોય તાબ!
ચમનમાંથી ચુંટી કીયાં લાઉ ગુલ,
જે નિજ બારગાહમાં તું રાખે કબુલ?
માહરા ઝેહેનની જુંબીશ[૧] તો જકડાઈ ગઈછ!
માહરા લફ્ઝની બંદીશ[૨] તો ફસકાઈ ગઈછ!
કલમનો તે લટકો તો લટકી ગયો,
કલાંમનો તે ટચકો તો અટકી ગયો!
માહરી ખોટનો કેમ વર્ણું સીતમ,
ધરૂં જોબી હાથે હું સો સો કલમ!
નાદારી એ માહરી જે દીસે છે આજ,

---

૧-મનનું મસ્ત હાલતમાં ઝોકાં લેવું. ૨-વચનોની બાંધણી.

મને માફ કરજે, ઓ શેઅરી—નવાજ![1]
નમી બસ તે દરગે હું દઉં છું દુઆ:—
બેહિશ્તનો ચમન તુંજને બક્ષે ખુદા!
મિનોઈમાં ખુશનુદ વસ્તો રહે!
પનાહમાં સદા તેની હરતો રહે!
ખુદા તાહરાં વ્હાલાંને આપે સબર!
અને રાખે તેઓ પર રહેમી નજર!
હયાં કાપુંછ કલમ, ને આ રોકુંછ કલાંમ,
સલાંમ! વ્હાલા બહમન! લે "નાજુક" સલાંમ!★

૧-કવિઓની કદર કરનાર.



★ઉપલી મીઠી કવિતા અમારા "ફુરસદ"ના રાજકવિ "નાજુક"ની બનાવેલી છે. પેસ્તનજી મેહેરજીના ખાનદાનના કે જેઓના એક વખત હૈદ્રાબાદમાં સરકારી સીક્કા પડતા હતા તે ઉંચ ખાનદાનમાંથી ઉતરી આવેલા આય કોઈ ઉમરાવ આસામી તેની નસેનસમાં એક ખરા બોર્ન કવિ સરજાયા હતા! લાંબા ૩૮ સાલ એઓની કવિતા "ફુરસદ"ના હર મહીનાના અંકમાં પ્રગટ થયલી, જેમ કાબરાજીની વારતાઓ હોંશે હોંશે વંચાતી, તેટલાજ ઉમંગ ને ઉલટ વચ્ચે વંચાતી ને વખણાતી રહી હતી, અને બહમનજીનાં મરણ પછી પણ એ વફાદાર દોસ્ત બહમનજીની અશો યાદમાં હર જુલાઈના "ફુરસદ"માં એક લાંબી ને મોટી કવિતા લખતા, અને કવિતાઓ તેબી કેવી? વીચારોની બુલંદી, બોલોની બાંધણી ને રીઢમની કશીબી ખાંમી વગરની કવિતા! નહિ સમજી શકાય એવા જડબાંતોડ બોલો વગરની એ સાદી, સીધ્ધી ને તેટલીજ હૈયાંમા ઉડીને વાગે તેવી દીલપઝીર કવિતાઓ બીજાં ચોપાન્યાંઓમાં જોવામાં આવતી ન હતી, પણ જોવાય શાંની? જોવાયજ કેમ? જયારે કે વફાદાર વહાલા "નાજુક" બહમનજી કાબરાજી માટેજ એક કવિ તરીકે જીવ્યા ને લખ્યું ત્યારે? કાબરાજીનાં "ફુરસદ"ની હૈયાતીનાં ૩૮ વરસો વેર એ કાવ્યદેવીના ભાવીક પુંજારીએ કોઈને મચક આપી નથી. એઓ કવિ હતા—રાજકવિ હતા—તે ફકત "ફુરસદ"નાજ! લખ્યું ને ગાયું તે બહમનજી કાબરાજી માટેજ ને કાબરાજીના મરણ પછીબી લખ્યું તે એજ કલમકશની કદર ને સેવામાં! ત્રાહીત હતા—દુર દેશાવર હૈદ્રાબાદમાં વસનાર હતા—છતાં એક ભાઈથી આલે બહમનજી કાબરાજીને, ફકત તેવણનાં લખાણોથી મોહીત થઈ, ચાહનારા હતા. ખરેજ વહાલા "નાજુક"ની દુન્યા ન માને એવી એક સાચ્ચી દોસ્તીમાં બહમનજીનાં પોતાંનાંજ કીધેલાં કોઈ પુણ આરે આવ્યાં હશે! બીલોરનાં બહેસ્ત હોજો **અમારા વફાદાર વાહલા "નાજુક"ને!**

**શીરીન.**

# અર્પણ.

માહરાં જાનોજીગર બે વાહલાંઓ,

**પપા બહમનજી ને મમા જરબાનુ—**

"બાહમન" ને "ઝવેર,"

કે જેઓએ

મને પોતાના જીવથી આળે જાણી હતી,

**અને**

જેઓનાં પવિત્ર પાસાંમાં જીવવાનું

આ ધરતી પરનું બેહેસ્ત હતું,

તેમનાં માહરે વાસ્તેનાં ખુદાની ખુદાઈ પુરવાર કરનારાં

હેત માટેનાં હજારો હેસાંન,

**ને**

વળતાં તેવાંજ અગાધ હેતની લખ્ખો કીસીસ સાથ

આ **"બનવા કાળ!"ની**

માહરા પપા **બહમનજી કાબરાજીએ** લખેલી

ને મેં પુસ્તક રૂપે છપાવેલી વારતા

**અર્પણ કરી**

તેમના પ્યારા પગ પાસે મેલું છું.

**શીરીન.**

"મેં મારી આખી જીંદગીમાં અધર્મ કોઇ જાણ્યો નથી, અસત કે બેઇજજતીભરેલું કશુંજ કીધું નથી. હું નેકીમાં જન્મ્યોછ, તો મને નેકીમાંજ મરવા દેઓ!"

બ. ન. કાબરાજી.



(મરહુમ) બાઇ જરબાંનુ બહમનજી કાબરાજી.

# બનવા કાળ!

## ઇંગ્રેજી સંસારની એક વાર્તા.

### પ્રકરણ ૧.

આપણી આ વાર્તાનું સ્થળ વેલ્સ પરગણાંના એક લગાર એકાંત જેવાં ગામમાં રજુ થાય છે, કે જ્યાંનાં એકપૂરાં દેવળમાં એક જવાન પાદરી નામે સી. કૅલેબ પ્રાઈસ સાથે માહરા બહોળા વાંચનાર વર્ગની સર્વથી પેહેલી પીછાણ કરાવવાનું માહરે ફાળે આવે છે. એ ગામડું હૉથૉર્નને નામે એ તરફ ઘણું જાણીતું છે, અને જોકે ધપધપ્યાં શ્રીમંતોની ત્યાં ધમાલ કે વસ્તી ઝાઝી રહેતી નથી, તોપણ ગરીબ અને કામદાર વર્ગ ઘણાં મોટાં પ્રમાણમાં વસે છે, અને ગામડાંની તરોતાજગીભરી તંદરોસ્ત હવા અને ઘણી દીલકસ સીનરી અવારનવાર ઈંગ્લાંડ અને સ્કૉટલાંડનાં ધનાઢ્ય સેહેલાણીઓને લલચાવીને ત્યાં ઘસડી લાવતી રેહતી, જેઓના ઉતારા સારૂ એક કહેવાતું પેહલે વાંધેનું હોટેલ અથવા ઉતારાખાનું—નામે હોટેલ સેસીલ—ખાસ કરીને મોસમમાં ઘણું સારૂં અને ધીકતું બીઝનેસ કરતું હતું.

પાદરી પ્રાઈસ તે ગરીબ ગામડાંમાં ઘણાં વર્ષનો આવી વસેલો હતો, અને તેના ગરીબ સંસારે ત્યાં પૂરતો સુખી હતો. તે અસલ કુલીન માબાપનો બેટો હતો, અને ઑકસફર્ડની યુનીવરસીટીમાં, આગેવાન હરોળના અને ઉમરાવ ખાનદાનના બેટાઓ જોડે થોડીક ઉંચી કેળવણી સંપાદન કરતાં, તેણે ઘણા મોટે ઘેરના દોસ્તો ઠીક સંખ્યામાં પોતાની આસપાસ ભેગા કર્યા હતા; પણ તે પોતે ઘણો ખરચાળુ અને ઉડાઉ હતો, અને પાછળથી માબાપનાં ઉપરાસાપરી નીપજેલાં મરણ પછીથી તે એટલી હદ સુધી તબાહ અને તળ્યાંઝાટક થઈ ગયો કે બધા તે મોટે ઘેરના દોસ્તો તુચ્છકારનાં એક 'ચટ—ચટ' સાથે લહેઝામાં તેને છોડીને અળગા થયા તેમાં અજબ થવાનું જરા એ નથી. સુખનાં સાથી અને પૈસાનાં સ્નેહી બધાં થઈ જાણે છે—દુ:ખમાં કોણ શરીક થવા અને પડખે રહેવા રાજી થાય? એમ છતાં, એ બધાઓમાં ખરૂં ખાનદાની ખમીર ધરાવનાર

એક ઉમરાવજાદો હતો, કે જેણે પોતાના એ તબાહ થઈ ગયલા દોસ્તની ખરી કદર કરી. કૅલેબ પ્રાઈસને આગળ અભ્યાસ કરવાનું પડતું મેળીને યુનીવરસીટી અધરથાત પરહરવી પડી અને પોતાના ગુજારામાં અવશ્ય કાંઈ શોધી લેવું પડયું, તેવે વખતે તે નેકબખ્ત ઉમરાવજાદાએ પોતાના બાપદાદાનો વગવસીલો ચલાવીને આ 'હૉથૉર્ન વીલેજ' ખાતે તરતની ખાલી પડેલી વડા પાદરીની જગ્યા પર તેને ઠેરવી દેવાડ્યો, અને એ રીતે કૅલેબ તુરતવેળા તો પોતાની અવસ્થાને મેળતી હાલત વચ્ચે ઘણો મજાહનો થર પડી ગયો. તેના બાપદાદા પાદરીજ હતા. એ ધર્મગુરૂનો માન પામેલો પેશો તેઓનાં કુટુંબમાં પહેડી દર પહેડી ઉતરી આવેલો હતો, અને જોકે, કૅલેબ પ્રાઈસને વધારે ઉંચી કેળવણી આપીને તેનાં માબાપે કોઈ ઉંચા અધીકારને લાયક કરવાને ફાંફાં મારી જોયાં, તોપણ આયંદા તે બધું અધુરે ગયું, અને 'મેલ કરવત મોચીનો મોચી' તેમ પોતાના બાપદાદાના અસલ ધંધામાંજ ઝોકાવીને પારસન (પાદરી) કૅલેબ પ્રાઈસને આ હૉથૉર્ન ગામનાં એકાંત દેવળના ધર્માધ્યક્ષનો ચાર્જ લેવાનું નશીબ થયું.

એ ઘણાં વર્ષોની વાત છે. પાદરી કૅલેબ હૉથૉર્ન ગામમાં આવીને થર પડવા પછી કેટલાંક વર્ષો વિતી ગયાં હતાં, અને તે એ ગામમાં નવો જુન્નો થઈ ગયો હતો. તે સુધરીને સમો થયો હતો, અને એક ગરીબ પણ ગુણવાન છોકરીને પરણીને બચરવાળ બન્યો હતો. તેણે તે ન્હાના ગરીબ ગામનાં લોકોનો એમ કરતાં ઘણો સારો વિશ્વાસ અને ચાહ જીતી લીધો હતો, અને પૂરતાં માનપાન સાથે હવે તે એ ગામમાં ઘણી આગેવાન હરોળનો એક આસામી ગણાતો હતો.

હવે એક દિવસે બપોર પછી પાદરી જમીને તરતનો પરવાડેલો પોતાનાં ન્હાનકડાં ફૅમીલી સાથે ટેબલ પર મખવાસ કરતો હતો તેવામાં એક છોકરો ત્યાંનાં ઉપર કહેલાં એકપુરાં આગેવાન હોટેલ સેસીલના મેનેજરે દોડાવેલો તેને શોધતો અને તેડતો આવ્યો. તેના કહેવા મુજબ તે હોટેલમાં કોઈ દમામદાર ગ્રહસ્થ બે કલાક આગમજનો આવી ઉતર્યો હતો, અને તેને (પારસન સાહેબ કૅલેબ પ્રાઈસને) તાકીદે મળવા માંગતો હતો. પાદરી, એ ઉપરથી, અજબ થતો તરત ઉઠયો અને ગયો. એવો તે કોણ એ મોટો માલેતોઆર હૉથૉર્ન ખાતે આવેલો હોવો જોઈએ, કે જે આવતાં સાથે એ મુજબ તેનેજ મળવાની તલબ કરતો હતો?

અને જ્યારે તે હોટેલ સેસીલના ડ્રૉઈંગ રૂમનું બારણું ઉઘાડીને તે મોટા કુશાદે ઓરડામાં દાખલ થયો ત્યારે તે નવો આવનાર પોતાના વીચારોમાં એટલો બધો મશ્ગુલ ગર્ક ગયો હતો કે તે બારણું તેનાં મીજાગરાંઓ ઉપર ચીચવાઈને ઉઘડયું તે વટીક તેણે સાંભળ્યું નહી, અને પછવાડે હાથ કરીને તે પાદરી તે ઓરડામાં દાખલ થયો ત્યારે જેમ નીચી નજરે તે મોટા ઓરડામાં તે ઉપર નીચે ફેરા લેતો હતો તેમજ તે લેતો રહયો! તે એક સોહામણો, દમામદાર, મર્દાનગીભર્યો મૂખડો હતો. પરવરદીગારે

એકતર્ફી અને પક્ષપાતી થઈને ખુબસુરતીના રેળા બધા સ્ત્રીઓમાંજ રેડી દીધા છે એમ નથી; મર્દોને પણ તેનો ઘણો મોટો ફાળો નસીબ થાય છે, અને તેમાંનો આ એક જોરમંદ, ઝલકતા મૂખડાનો, નસીબદાર જવાંમર્દ હતો. તે આંગે ઉંચો કદાવર અને ભરેલો હતો, પણ તે છતાં માતેલો, ફરબે કે બકેણાંની બરણી જેવો નહી હતો.

અને તેને જોતાં સાથે પારસન પ્રાઈસે તરત ઓળખ્યો, અને હર્ષની એક ચીસ સાથે લાંબા કીધેલા હાથોએ ઉલટમંદ તે તેને મળવા ધસી ગયો, જ્યારે પેલો નવો આવનાર પોતે પણ તેને જોતાં સાથે સાંમો દોડી આવીને તેટલીજ મોહોબતથી મળ્યો.

"એ આય શું તાહરા હાલ, પ્રાઈસ?" તે નવો આવનાર અજબ થયો, કેમકે પાદરી પ્રાઈસ તેના પોષાકમાં ચાહી શકાય એટલો ખેંચાણકારક નહી હતો; "હું તો જાણું તું અહીં ઘણો મજાહનો થર પડેલો ને સુખમાં રહેલો છે!"

"તે ગરીબ દોસ્તની તમે ખબર ઘણી રાખોની જે તેની વાત!" કૅલેબ પ્રાઈસે થોડોક પરચારો કીધો; "મને આય જગ્યા પર આટલી કદરદાની સાથે થર પાડયા પછી જે વર્ષો ગબડયાં તેમાં એક વખત બી તમે આય તમારા ગરીબ દોસ્તને યાદ કીધેલો ખરો કે?"

"વૅલ, વૅલ," તે નવા આવનારે નાખતીથી અને ઉતાવળથી કહયું, "હું એ મારી બેદાદી અને ગફલત ના પાડતો નથી, અને હવે પછી વ્યાજ સીકકે તેનો તુંને ખંગ વાળી આપશું: મગર હાલ તો માહરૂં સાંભળ. મને તાહરૂં થોડુંક જરૂરનું અને તાકીદનું કામ છે."

"તે તો, તમારા વગર કહેવે હું સમજીને અટકલ કરી શકુંછ, મારા દોસ્ત," તે પાદરીએ જવાબ કર્યો; "પણ ફરમાવો, હું શું કરી શકવાનો છું? તમો જેવા એક ચાહતા અને કદરદાન દોસ્તની હું કોઈબી ખીદમત કરીને જો જરાબી ઉપ્યોગી થઈ પડતો હોવશ તો હું પોતાને ખરેખરો ભાગ્યશાળી સમજશ!"

"વૅલ, ત્યારે તેમજ થવાનું છે!" પેલાએ કહયું; "ટુંકમાં, ખરી વાત એટલીજ છે કે હું પરણવાનો છું."

"કોણની સાથે?"

"બૈરી સાથે! માતીદા સાથે તો નહિજની?" તે જવાને ખુશ મીજાજી હસવાનું કર્યું, અને તરત પાછું ગંભીર થતાં વધાર્યું, "અને એ લગન, માહરા વ્હાલા કૅલેબ, તાહરે કરી આપવાં જોઈશે."

તે પાદરી એકદમ ગંભીર અને અજબ થયલો દેખાયો. "ત્યારે લગન શું છુપા-છુપનાં ને નાહશભાગનાં છે?" તેણે તેહેકીક કરી.

એક ઉમરાવજાદો હતો, કે જેણે પોતાના એ તબાહ થઈ ગએલા દોસ્તની ખરી કદર કરી. કૅલેબ પ્રાઈસને આગળ અભ્યાસ કરવાનું પડતું મેળીને યુનીવરસીટી અધવચાલ પરહરવી પડી અને પોતાના ગુજરાનમાં અવશ્ય કાંઈ શોધી લેવું પડ્યું, તેવે વખતે તે નેકબખ્ત ઉમરાવજાદાએ પોતાના બાપકાકાનો વગવસીલો ચલાવીને આ 'હૉથોર્ન વીલેજ' ખાતે તરતની ખાલી પડેલી વડા પાદરીની જગ્યા પર તેને ઠસાવી દેવાડ્યો, અને એ રીતે કૅલેબ તુરતવેળા તો પોતાની અવસ્થામાં મેળતી હાલત વચ્ચે ઘણો મજાહનો થર પડી ગયો. તેના બાપદાદા પાદરીજ હતા. એ ધર્મગુરૂનો માન પામેલો પેશો તેઓનાં કુટુંબમાં પહેડી દર પહેડી ઉતરી આવેલો હતો, અને જોકે, કૅલેબ પ્રાઈસને વધારે ઉંચી કેળવણી આપીને તેનાં માબાપે કોઈ ઉંચા અધીકારને લાયક કરવાને ફાંફાં મારી જોયાં, તોપણ આયંદા તે બધું અધુરે ગયું, અને 'મેલ કરવત મોચીનો મોચી' તેમ પોતાના બાપદાદાના અસલ ધંધામાંજ ઝોકાવીને પારસન (પાદરી) કૅલેબ પ્રાઈસને આ હૉથોર્ન ગામનાં એકાંત દેવળના ધર્માધ્યક્ષનો ચાર્જ લેવાનું નશીબ થયું.

એ ઘણાં વર્ષોની વાત છે. પાદરી કૅલેબ હૉથોર્ન ગામમાં આવીને થર પડવા પછી કેટલાંક વર્ષો વિતી ગયાં હતાં, અને તે એ ગામમાં નવો જુન્નો થઈ ગયો હતો. તે સુધરીને સમો થયો હતો, અને એક ગરીબ પણ ગુણવાન છોકરીને પરણીને બચરવાળ બન્યો હતો. તેણે તે ન્હાના ગરીબ ગામનાં લોકોનો એમ કરતાં ઘણો સારો વિશ્વાસ અને ચાહ જીતી લીધો હતો, અને પૂરતાં માનપાન સાથે હવે તે એ ગામમાં ઘણી આગેવાન હરોળનો એક આસામી ગણાતો હતો.

હવે એક દિવસે બપોર પછી પાદરી જમીને તરતનો પરવાડેલો પોતાનાં ન્હાનકડાં ફૅમીલી સાથે ટેબલ પર મખવાસ કરતો હતો તેવામાં એક છોકરો ત્યાંનાં ઉપર કહેલાં એકપુરાં આગેવાન હોટેલ સેસીલના મેનેજરે દોડાવેલો તેને શોધતો અને તેડતો આવ્યો. તેના કહેવા મુજબ તે હોટેલમાં કોઈ દમામદાર ગ્રહસ્થ બે કલાક આગમજનો આવી ઉતર્યો હતો, અને તેને (પારસન સાહેબ કૅલેબ પ્રાઈસને) તાકીદે મળવા માંગતો હતો. પાદરી, એ ઉપરથી, અજબ થતો તરત ઉઠ્યો અને ગયો. એવો તે કોણ એ મોટો માલેતોઆર હૉથોર્ન ખાતે આવેલો હોવો જોઈએ, કે જે આવતાં સાથે એ મુજબ તેનેજ મળવાની તલબ કરતો હતો?

અને જ્યારે તે હોટેલ સેસીલના ડ્રૉઈંગ રૂમનું બારણું ઉંઘાડીને તે મોટા કુશાદે ઓરડામાં દાખલ થયો ત્યારે તે નવો આવનાર પોતાના વીચારોમાં એટલો બધો મશગુલ ગર્ક ગયો હતો કે તે બારણું તેનાં મીજાગરાંઓ ઉપર ચીંચવાઈને ઉંઘડ્યું તે વટીક તેણે સાંભળ્યું નહી, અને પછવાડે હાથ કરીને તે પાદરી તે ઓરડામાં દાખલ થયો ત્યારે જેમ નીચી નજરે તે મોટા ઓરડામાં તે ઉપર નીચે ફેરા લેતો હતો તેમજ તે લેતો રહ્યો! તે એક સોહામણો, દમામદાર, મર્દાનગીભર્યો મૂખડો હતો. પરવરદીગારે

ઓકતર્ફી અને પક્ષપાતી થઈને ખુબસુરતીના ભેળા બધા સ્ત્રીઓમાંજ રેડી દીધા છે એમ નથી; મર્દોને પણ તેનો ઘણો મોટો ફાળો નસીબ થાય છે, અને તેમાંનો આ એક જોરમંદ, ઝળકતા મુખડાનો, નસીબદાર જવાંમર્દ હતો. તે આંગે ઉંચો કદાવર અને ભરેલો હતો, પણ તે છતાં માતેલો, ફરબે કે બહેણાની બરણી જેવો નહી હતો.

અને તેને જોતાં સાથે પારસન પ્રાઈસે તરત ઓળખ્યો, અને હર્ષની એક ચીસ સાથે લાંબા કીધેલા હાથોએ ઉત્કટમંદ તે તેને મળવા ધસી ગયો, જ્યારે પેલો નવો આવનાર પોતે પણ તેને જોતાં સાથે સાંમો દોડી આવીને તેટલીજ મોહોબતથી મળ્યો.

"એ આગ શું તાહરા હાલ, પ્રાઈસ?" તે નવો આવનાર અજબ થયો, કેમકે પાદરી પ્રાઈસ તેના પોશાકમાં ગાળી શકાય એટલો ખેંચાણકારક નહી હતો; "હું તો જાણું તું આટી ઘણો મજાહનો ઘર પટેલો ને સુખમાં રહેલો છે!"

"તે ગરીબ દોસ્તની તમે ખબર ઘણી રાખોની જે તેની વાત!" કૅલેબ પ્રાઈસે થોડોક પરચારો કીધો; "મને આગ જગ્યા પર આટલી કદરદાની સાથે થર પાડ્યા પછી જે વર્ષો ગજરાં તેમાં એક વખત બી તમે આગ તમારા ગરીબ દોસ્તને યાદ કીધેલો ખરો કે?"

"વૅલ, વૅલ," તે નવા આવનારે નાખતીથી અને ઉતાવળથી કહયું, "હું એ મારી બેદાદી અને ગફલત ના પાડતો નથી, અને હવે પછી વ્યાજ સીકકે તેનો તુંને ખંગ વાળી આપશું: મગર હાલ તો માહરૂં સાંભળ. મને તાહરૂં થોડુંક જરૂરનું અને તાકીદનું કામ છે."

"તે તો, તમારા વગર કહેવે હું સમજીને અટકલ કરી શકુંછ, મારા દોસ્ત," તે પાદરીએ જવાબ કર્યો; "પણ ફરમાવો, હું શું કરી શકવાનો છું? તમો જેવા એક ચાહતા અને કદરદાન દોસ્તની હું કોઈબી ખીદમત કરીને જો જરાબી ઉપયોગી થઈ પડતોં હોવશ તો હું પોતાને ખરેખરો ભાગ્યશાળી સમજશ!"

"વૅલ, ત્યારે તેમજ થવાનું છે!" પેલાએ કહયું; "ટુંકમાં, ખરી વાત એટલીજ છે કે હું પરણવાનો છું."

"કોણની સાથે?"

"બૈરી સાથે! માતીદા સાથે તો નહિજની?" તે જવાને ખુશ મીજાઝી હસવાનું કર્યું, અને તરત પાછું ગંભીર થતાં વધાર્યું, "અને એ લગન, માહરા વ્હાલા કૅલેબ, તાહરે કરી આપવાં જોઈશે."

તે પાદરી એકદમ ગંભીર અને અજબ થયલો દેખાયો. "ત્યારે લગન શું છુપા-છુપનાં ને નાહશભાગનાં છે?" તેણે તેહેકીક કરી.

"તેમ છે ખરૂં," તે ઉમરાવ કુટુંબના નબીરાએ તેટલીજ ગંભીરાઈથી જવાબ કર્યો; "પણ તાહરે ખાત્રી રાખવાની છે કે માહરી ધારણામાં ઠગાઈ કે દગલબાજીનો એકબી અંશ નથી. બધું ખરૂં, કાયદાસરનું અને બીલકુલ હકદાર થાય એ તાહરે તપાસવાનું છે. પાંચે દહાડે લગનમાં એક બી કચાસ રહી ગયલી પુરવાર નહી થવી જોઈશે."

"પણ ત્યારે લગન એમ એકદમ છુપાછુપનાં ને નાહશભાગનાં કરાવી લેવાનું પ્રયોજનજ શું હોય?"

"તે હું તુંને ખુલાસાથી સમજાઉં," તે નવા આવનારે કહ્યું; "બેસ અને સાંભળ. તું માહરા કાકાને તો ઓળખેછ. માહરા ફાધરના મરણ પછી અમો બેઉ ભાઈઓ તેવણના એ વડા ભાઈને આશરે પળાઈએછ અને મોટા થઈએછ, અને તેવણ જેવા માલોતોઝાર અને મોટી પદવીના શ્રીમંત ઉમરાવ છે તેટલીજ તેવણનાં નાકમાં વળી ગરીબાઈની ગંધ અને સુગ બેશુમાર છે! હવે વળી તું એ બી જાણેછ, કૅલેબ, કે માહરા વડા ભાઈએ એવણની પુષ્કળ ઈતરાજી ખેંચી લીધેલી છે, અને ખરેખર તો સરકારમાં એવણે ખાસ કરાવેલી ગોઠવણ મુજબ એ ડોસાજીનાં મરણ બાદ એવણના ઉંચા ખેતાબ તેમજ એવણની બીશયાર દોલતના મોટા હીસ્સાનો માલેક અને વારસ હુંજ છું. હવે, તેથી, એવણ જો જાણવા પામે કે માહરી ભવિષની પરણેતર તરીકે મેં આમ વર્ગનાં લખ્ખોમાંથી એક ગરીબ આસામીની ચેહેરેનમુન દીકરીને પસંદ કીધેલી છે અને તેની સાથે હું પરણેલો છું તો તેવણ મને પૈએ પૈને વાસ્તે રવડાવી અને મોહોતાજ બનાવી જાય!"

"અને ત્યારે તમે તમારી ભવિષની પરણેતર તરીકે એ આમ વર્ગનાં લખ્ખોમાંનાં એક કોઈ ગરીબ 'ટ્રેડસમૅન'ની દીકરી પસંદ કરી છે, એમ?" તે પારસને પાછું અંકે કરાવ્યું.

"બરાબર એમજ," પેલો એકમત થયો; "લાખ્ખો ગરીબમાંના એક ગરીબની દીકરી, પણ ખરીજ લાખ નેકમાં એક! તેના સદગુણોનો મુકાબલોજ નથી!"

"અને ખુબસુરતીનો?"

"પૂછતોજ ના!" તેણે જ્વાબ કર્યો; "માહરી આંખમાં આખી દુન્યામાં એ ખુબસુરતીનો કોઈ મુકાબલોજ નથી! મેં હર રીતે બધી વાતની માહરી ખાત્રી કીધેલી છે, અને પછીજ હું એ જોખમી પગલાં વાસ્તે પગ ઉંચકીને તૈયાર થયલો છેઉં."

"વારૂં, ને છોકરીના પોતાનાં માબાપની સમંન્તી તો છે ખરી કે?"

"માય તો બીમારીની છેજ નહી, અને બાપથી બી આય તબક્કે લગન છુપાંજ રાખવાં પડશે, કેમકે છોકરી હજુ ઉમરમાં આવી નથી, અને તે બાપ વાંધો કરે તો અમો રવરી મરીએ!"

"પણ ત્યારે થોડીજ કાંય નથી જતા?" તે પાદરીએ પાદરીપણું કર્યું; "એટલું શું નાહાસનું પગુંછ? વર્ષ બે વર્ષ થોભી જયો તો કયાં તે કે તમે ઘરડાં થઈ જવાનાં છીઓ?"

"તું તાહરૂં એ પાદરીપણું તાહરા ગજવામાંજ રહેવા દે! હું ધીરજ વિષે તાહરી વાયેઝ સાંભળવા અત્રે આવ્યો નથી," પેલાએ હસીને પણ જરા તીખાશથીજ કહ્યું; "એમાં તું નહી સમજે; હું માહરૂં કામ બરાબર સમજુંછ."

"પણ તમે તમારા મોટા જોખમનો તો ખ્યાલ કરો?"

"હું પૂરો ખ્યાલ કરીનેજ આવેલો છું, અને હવે તું મને તાહરા એ જાતના વગર અર્થના સ્ટુપીડ વાંધા વિષ્ટીથી નાહક સતાવ્યા ના કર, કેલેબ," તે જવાન ઉમરાવે થોડીક વધતી અધીરતાથી કહ્યું; "એમાં જોખમ જેવું છેજ શું? લગન કાયદાસરનાં થાય અને તે છતાં તે હીમ્મતથી જાહેર કરી દેવાનો સમો આવે ત્યાં સુધી તે છુપાં રાખી શકાય તેથી તો હું તુંને આટલો દુરદરાજ શોધનો આવ્યો કેની? છુપાં કાંય નહી રાખી શકાય? તું લગન કરનાર પાદરી પોતે ભરોસેદાર છે, તો પછી બીહવાનું શું છે? શાહીઓ તરીકે જે બે આશામીઓ જોઈએ તેમાં એક તો માહરો ઘણાં વર્ષનો નિમકહલાલ અને ભરોસેદાર ખીદમતગાર સ્મીથ છે, જેને લગન પછી હું પૂરતું આપીને હંમેશનો ઑસ્ટ્રેલીઆ ચઢાવી દેવશ, અને બીજું કોઈ ગેબું—કોઈ ઉસો ઢગરો—તું અત્રેથી તાહરી પસંદગીનો પૈસા બદલ ઉભો કરી લેજે."

"અને 'બ્રાઈડ' ક્યાં છે?"

"તે માહરી સ્વીટી હાલમાં વેસ્ટ ફીલ્ડ ખાતે પોતાની માસીને ઘેર રહેલી છે," તેણે કહ્યું; "અને આપણે એ બધું નક્કી અને પાકકું કરી રહીશું, એટલે લગનનો દહાડો ઠરાવીને આપણે તેને અત્રે તેડાવી લઈશું."

---

## પ્રકરણ ૨.

નજદીક એક મહિનો ઉપલી વાતચીત પછી ગુજરી ગયો હતો. લગનની સઘળી જરૂરી તૈયારીઓ પાક્કી થઈ ચૂકી હતી, અને જીંદગીની એ સૌથી મોટાંમાંમોટી ખુશાળીનો રોશન રોજ તવલુદ થવાની તૈયારીમાં હતો. ઈંગ્રેજી કાયદા મુજબ લગન થવા આગમુજ તે જે ગામનાં જે દેવળમાં થનાર હોય તે દેવળના પાદરીને હરેક સરવીસ વખતે 'બાન્સ' વાંચીને પરણતાં નરનારીનાં નામ સુધાં અઠવાડીયાંઓ આગમજથી જાહેર કરવાં રહે છે, અને તે મુજબ પાદરી કેલેબ હંમેશ સરવીસ ખતમ થતાં મુશ્કેલથી સાંભળી શકાય એવા ગરબડ ઘોટાળામાં એ અફરગાન બબડી જતો.

"તેમ છે ખરૂં," તે ઉમરાવ કુટુંબના નબીરાએ તેટલીજ ગંભીરાઈથી જવાબ કર્યો; "પણ તાહરે ખાત્રી રાખવાની છે કે માહરી ધારણામાં ઠગાઈ કે દગલબાજીનો એકબી અંશ નથી. બધું ખરૂં, કાયદાસરનું અને બીલકુલ હકદાર થાય એ તાહરે તપાસવાનું છે. પાંચે દહાડે લગનમાં એક બી કચાસ રહી ગયલી પુરવાર નહી થવી જોઈશે."

"પણ ત્યારે લગન એમ એકદમ છુપાછુપનાં ને નાહશભાગનાં કરાવી લેવાનું પ્રયોજનજ શું હોય?"

"તે હું તુંને ખુલાસાથી સમજાઉં," તે નવા આવનારે કહયું; "બેસ અને સાંભળ. તું માહરા કાકાને તો ઓળખેછ. માહરા ફાધરના મરણ પછી અમો બેઉ ભાઈઓ તેવણના એ વડા ભાઈને આશરે પળાઈએછ અને મોટા થઈએછ, અને તેવણ જેવા માલેતોઝાર અને મોટી પદવીના શ્રીમંત ઉમરાવ છે તેટલીજ તેવણનાં નાકમાં વળી ગરીબાઈની ગંધ અને સુગ બેશુમાર છે! હવે વળી તું એ બી જાણેછ, કૅલેબ, કે માહરા વડા ભાઈએ એવણની પુષ્કળ ઈતરાજી ખેંચી લીધેલી છે, અને ખરેખર તો સરકારમાં એવણે ખાસ કરાવેલી ગોઠવણ મુજબ એ ડોસાજીનાં મરણ બાદ એવણના ઉંચા ખેતાબ તેમજ એવણની બીશયાર દોલતના મોટા હીસ્સાનો માલેક અને વારસ હુંજ છું. હવે, તેથી, એવણ જો જાણવા પામે કે માહરી ભવિષની પરણેતર તરીકે મેં આમ વર્ગનાં લખ્ખોમાંથી એક ગરીબ આસામીની ચેહેરેનમુન દીકરીને પસંદ કીધેલી છે અને તેની સાથે હું પરણેલો છું તો તેવણ મને પૈએ પૈને વાસ્તે રવડાવી અને મોહોતાજ બનાવી જાય!"

"અને ત્યારે તમે તમારી ભવિષની પરણેતર તરીકે એ આમ વર્ગનાં લખ્ખોમાંનાં એક કોઈ ગરીબ 'ટ્રેડસમૅન'ની દીકરી પસંદ કરી છે, એમ?" તે પારસને પાછું અંકે કરાવ્યું.

"બરાબર એમજ," પેલો એકમત થયો; "લાખ્ખો ગરીબમાંના એક ગરીબની દીકરી, પણ ખરીજ લાખ લેકમાં એક! તેના સદગુણોનો મુકાબલોજ નથી!"

"અને ખુબસુરતીનો?"

"પૂછતોજ ના!" તેણે જવાબ કર્યો; "માહરી આંખમાં આખી દુન્યામાં એ ખુબસુરતીનો કોઈ મુકાબલોજ નથી! મેં હર રીતે બધી વાતની માહરી ખાત્રી કીધેલી છે, અને પછીજ હું એ જોખમી પગલાં વાસ્તે પગ ઉંચકીને તેયાર થયલો છેઉં."

"વારૂં, ને છોકરીના પોતાનાં માબાપની રાજંન્તી તો છે ખરી કે?"

"મા તો બીમારીની છેજ નાહી, અને બાપથી બી આપ તગકે લગન છુપાંજ રાખવાં પડશે, કેમકે છોકરી હજુ ઉમરમાં આવી નથી; અને તે બાપ વાંધો કરે તો અમો રવડી મરિયે!"

"પણ ત્યારે થોબીજ કાંય નથી જતા?" તે પાદરીએ પાદરીપણું કર્યું; "એટલું શું નાહાસનું પડયુંછ? વર્ષ બે વર્ષ થોબી જશો તો કયાં તે કે તમે ઘરડાં થઈ જવાનાં છેઓ?"

"તું તાહરૂં એ પાંદરીપણું તાહરા ગજવામાંજ રેહેવા દે! હું ધીરજ વિષે તાહરી વાએજી સાંભળવા અત્રે આવ્યો નથી," પેલાએ હસીને પણ જરા તીખાશથીજ કહયું; "એમાં તું નહી સમજે: હું માહરૂં કામ બરાબર સમજુંછ."

"પણ તમે તમારા મોટા જોખમનો તો ખ્યાલ કરો?"

"હું પૂરો ખ્યાલ કરીનેજ આવેલો છું, અને હવે તું મને તાહરા એ જાતના વગર અર્થના સ્ટુપીડ વાંધા વિષ્ટીથી નાહક સતાવ્યા ના કર, કૅલેબ," તે જવાન ઉમરાવે થોડીક વધતી અધીરતાથી કહયું; "એમાં જોખમ જેવું છેજ શું? લગન કાયદાસરનાં થાય અને તે છતાં તે હીમ્મતથી જાહેર કરી દેવાનો સમો આવે ત્યાં સુધી તે છુપાં રાખી શકાય તેથી તો હું તુંને આટલો દુરદરાજ શોધતો આયો કેની? છુપાં કાંય નહી રાખી શકાય? તું લગન કરનાર પાદરી પોતે ભરોસેદાર છે, તો પછી બીહવાનું શું છે? શાહીઓ તરીકે જે બે આસામીઓ જોઈએ તેમાં એક તો માહરો ઘણાં વર્ષનો નિમકહલાલ અને ભરોસેદાર ખીદમતગાર સ્મીથ છે, જેને લગન પછી હું પૂરતું આપીને હંમેશનો ઑસ્ટ્રેલીઆ ચઢાવી દેવશ, અને બીજું કોઈ ડોબું—કોઈ ડોસો ડગરો—તું અત્રેથી તાહરી પસંદગીનો પૈસા બદલ ઉભો કરી લેજે."

"અને 'બ્રાઈડ' કયાં છે?"

"તે માહરી સ્વીટી હાલમાં વેસ્ટ ફીલ્ડ ખાતે પોતાની માસીને ઘેર રહેલી છે," તેણે કહયું; "અને આપણે એ બધું નક્કી અને પાકકું કરી રહીશું, એટલે લગનનો દહાડો ઠરાવીને આપણે તેને અત્રે તેડાવી લઈશું."

———o———

## પ્રકરણ ૨.

નજદીક એક મહિનો ઉપલી વાતચીત પછી ગુજરી ગયો હતો. લગનની સઘળી જરૂરી તૈયારીઓ પાકી થઈ ચૂકી હતી, અને જીંદગીની એ સૌથી મોટાંમાંમોટી ખુશાળીનો રોશન રોજ તવલુદ થવાની તૈયારીમાં હતો. ઈંગ્રેજી કાયદા મુજબ લગન થવા આગમુજ તે જે ગામનાં જે દેવળમાં થનાર હોય તે દેવળના પાદરીને હરેક સરવીસ વખતે 'બાન્સ' વાંચીને પરણતાં નરનારીનાં નામ સુધાં અઠવાડીયાંઓ આગમજથી જાહેર કરવાં રહે છે, અને તે મુજબ પાદરી કૅલેબ હંમેશ સરવીસ ખતમ થતાં મુશ્કેલથી સાંભળી શકાય એવા ગરબડ ઘોટાળામાં એ અફરગાન બબડી જતો.

"ત્યારે તો ઘણું સારૂં," તે જવાને રાજી થઈને સંતોષ પામતાં કહ્યું, "અને તું ખાત્રી રાખજે, કૅલેબ, કે અમો જોગી તાહરી આય ખીદમતનો બદલો હું હમણાંજ જે રીતે વાળી આપશ તે ઉપરાંત વખત આવવે ખરી કદરસનાશીથી વાળશ."—અને તે પોતાની બાજુમાં ઉભેલી પરણેતરને હાથ આપવા જતો હતો તેવામાં તેના વીશ્વાસુ ખીદમતગાર સ્મીથે પોતાની ટોપીને માનથી આંગલી લગાડી ટપલી ઝાડતાં તેને રોકયો.

"મને માફ કરજો, સાહેબ," તેણે કહ્યું, "પણ હું જરા એક વાતમાં આપને ચેતાવા માગુંછ. મને આય ક્રિયા થવા આગમજ તે તમોને કહેવાની તક નહિ મળી."

"એવું તે શું છે, સ્મીથ?" તે જવાન ઉમરાવ જરા અજબ થયો.

"મને લાગેછ કે તમારા કાકાજીને તમો સાહેબની હીલચાલ વાસ્તે કાંઈ મજબુત વહેમ પડેલો છે," તે ખીદમતગારે જવાબ કર્યો; "હું અહીં આવવા ઉપડયો તેજ દહાડે તેવણ કાંઈ મહેલમાં ઘણું ખબેરૂં કરતા હતા. હરતાં ફરતાં નોકર નફરોને તમારે વાસ્તે પૂછતા હતા, અને પુષ્કળ નારાજ કે ગુસ્સે હોય એવી કીસમે બૂમ બરાડા મારતા સંભળાતા હતા!"

"તું સામે ગયો હતો ખરો કે?"

"હું તો તીરીજ ગયો!" સ્મીથે જવાબ કર્યો. "મને તો એવણ એવા ઉલગબરડી સવાલો પુછીને ગભરાવી નાંખેછ કે મેં જોયું જે મને તેઓશે ને હું જવશ તો નહી પકડાતો પકડાઈ જવશ!"

"તેં સારૂંજ કર્યું," તે જવાન માલેકે સાબાશી આપી: "તું જેટલો વફાદાર છે તેટલો હેમક છે એજ તાહરી મોટાંમાં મોટી ખોર છે. હવે, તેથી, તાહરે મહેલમાં પાછું જવાનુંજ નથી. તું મને ફસાવી મારશે. હું તુંને ૫૦૦ પાઉંડનો એક ચૅક હમણાંજ આપુંછ, અને આપણી અત્યાર સુધીની ગોઠવણ મુજબ તાહરા ઘરડા બાપને લઈને તું ઑસ્ટ્રેલીઆ જતો રહે. હમણાંજ લીવરપુલ જઈને જે પેહેલી બોટ ઑસ્ટ્રેલીઆ જવાની હોય તેની ખબર લે."

"ઓ સાહેબ, તમે કેટલા ભલા છો!"

"હું એ ભલાઈનેજ ખાતર કરૂંછ એમ કહેવાનો ચીબાસ કરતો નથી," તેણે જવાબ કર્યો; "ભલાઈ કરતાં એમાં માહરી પોતાની સલામતીનો ખ્યાલ હું વધતો રાખુંછ એમ માહરે પ્રમાણીકપણે કહેવું જોઈએ. તું તેથી હાલ તો અપણી બંદોબસ્તી મુજબ ઓસ્ટ્રે-લીઆ જતો રહે. મને લાગેછ કે તું ખેતીમાં ઘણું સારૂં કરી શકશે. જમીનનો એકાદ ન્હાનો ટુકડો લઈને તું જો ત્યાં ખેતી કરશે તો માહરી ખાત્રી છે કે ત્યાં ઘણું અચ્છું પેદા કરશે, અને ઈંગ્લાંડ પાછો ફરવાનો વિચાર રાખવાનોજ નથી. એમ છતાં, કોઈબી

સુરતે, હું પુરતો સ્વતંત્ર અને પૈસાવાલો થાઉં ત્યાં સુધી, આપણી વચ્ચેના કરારનામા મુજબ તાહરે ઈંગ્લાંડ પાછું ફરવાનું નથી—અને હવે જા ને માહરી મુસાફરીની ગાડી તૈયાર કરવાનો જલ્દીથી હુકમ આપ."

"જેવો હુકમ, સાહેબ!" પેલાએ પાછી ખાત્રી આપવાની ઉતાવલ કરી, "પણ તમે માહરા સંબંધમાં પુરતા નભરવશ રહેજો. મેં તમારે વાસ્તેના માહરા પ્યાર ને ઈમાનની આય આગમજ તમોને ઘણી બળવાન પુરવારીઓ આપેલી છે, અને માહરે વાસ્તેનું તમારૂં એ સારૂં મત હું મરતાં સુધી ફરવા દેવાનો નથી. ઉલટું, હું બેઅદબી કરતો હોઉં તો મને માફ કરજો, પણ હું તો આપ સાહેબને આપણા વડા ભાઈને વાસ્તેબી ઘણા ચેતેલા રાખવા ચાહુંછ. તેવણને તમારે વાસ્તે કશુંબી હેત હોવા સાટે મને ઘણો શક છે. મને તો લાગેછ કે તેવણ તમારાં ભલાં કરતાં તમારાં આંઠરાં મીઠાંમાં વધારે છે!"

"હું તે જાણુંછ, સ્મીથ, એ કેવો માથાંમારૂ છે અને કાકાજીનો માહરી તરફનો પ્યાર જોઈને કેટલો અદેખો ને ખણખોડયો થયલો છે તે બધું મને રોશન છે, અને હવે હાલ તો તું જા ને મેં કહ્યું તેમ ગાડી તૈયાર કરાવ!"

* * * * * *

ત્રણ વર્ષ વહી ગયાં. એ ત્રણ વર્ષ પછીની વાત છે કે જ્યારે પાદરી કેલેબના ઘરનું બારણું એક દહાડે એક પોસ્ટમેને ઠોકતાં જે નોકરાણીએ તે બારણું ઉઘાડયું તેને એક કાગળ આપીને તેને ચાલુ મુકયું. એ વખતે ગરીબ પાદરી કેલેબ પ્રાઈસ એક ભયભીત બીમારીને બીછાણે પટકાએલો હતો, અને તેની બચવાની આશા નહી હતી. એ ત્રણ વર્ષનાં દરમ્યાનમાં તેણે પોતાના દોસ્ત તરફથી કશુંજ સાંભળ્યું નહી હતું, અને તેથી તે પુષ્કળ મુઝાતો હતો. તેને તે થોડુંક કૃતઘ્ન (અપકારી) પણ લાગતું હતું. તેણે એ લંગન કરી આપ્યાં, અને જો કે તે જવાન તે વખતે પણ પુરતો શ્રીમંત હોવાથી તેની અચ્છી કીસમની કદર કરીને ગયો હતો, તોપણ તેને લાગ્યું કે પાછળથી તેઓનું શું થયું અને મામલો બિગડયો કે સુધરયો તે એક અંગત દોસ્ત તરીકે જાણવાનો તેનો હક પૂગતો હતો, અને તેથી તેના દોસ્તની તે 'નીગ્લેકટ' તેને જરા થઈને ગમતી નહિ હતી. એટલા માટે જ્યારે પેલો ટપાલમાં આવેલો કાગળ તેના કને લઈ જઈ ને તેના હાથ નીચે કામ કરનારા પાદરીએ તેને આપ્યો ત્યારે તે કવરના હરફથી તે લખનારને પિછાણીને જોકે તે થોડોક રાજી થયો, પણ પોતાની હાલત સમજી ગયલો હોવાથી ગમખ્વારી સાથે પટપટયો, "મોડું—ઘણુંજ મોડું!"

તેણે તે કાગળ વંચાવ્યો. પોતે વાંચી શકવાની હાલતમાંજ નહિ હતો. તે આ મૂજબ હતો:—

વધારાની ખીદમત કરી શકયો હતો તે વાસ્તેની કૅલેબ પ્રાઈસની ખુશાળી જાહેર કરી હતી.

"એ તાહરા હાથે તું ખાવું રૅજીસટર્ડ પોસ્ટથી મોકલજે, જોન્સ; એ હું તુંને ફરજ આપી જાઉંછ." કૅલેબે કહયું, જે વખતે તે ભલો મરનાર વધતો ને વધતો દબાતોજ ચાલતો હતો. તેણે, મગર, તે છતાં તે છેલ્લી ઘડીઓમાં વટીક પેલું ટકીઆ તળે મુકાવેલું પોતાના દોસ્તનું કાગળ યાદ કર્યું.

"આય કાગળની હસતી રહેવી નહી જોઈએ," તેણે મરતે દમે હજીઓ તાકીદ ફરમાવી, "જોન્સ, એ લે અને દીવાની આંચ આપીને સળગાવી દે!"

જોન્સે તેમ કર્યું, અને તે કાગળ પુરો ભડકો લઈ ઉઠવા પછી તે બાજુમાંની ધગધગતી સળગેલી સગડીમાં ફેંકીને ખાખ રાખ થઈ ગયલું જોવા પછીજ પાદરી કૅલેબ પ્રાઈસે તેની હર પળે ઝાંખી થતી જતી ચશ્મો ફેરવી નાંખી. આ પછી તે બીચારો વળતી સહવાર સુધી રીબ્યો, મગર તે બધું ઉંઘમાંજ થયલું હોવાથી તે શાંતીમાંજ આખર થયો. તે ઉંઘાયલો પાછો કદી જાગ્યોજ નહી, અને તે થોડા કલાકની ઉંઘમાંથી જાવેદાન સુધીની હંમેશગીમાં પસાર થઈ ગયો અને આખર થયો!

પાદરી જોન્સ એક ઘણો કાળજીવંત મદદનીશ હતો, અને તે પોતાના વડાની ખીદમતમા આખર તક ખડો રહયો, પણ તેનાં હૈયાતની જોત ગુલ થવા પછી તેણે પોતાની ફરજોની સમાપ્તી માની લીધી અને હવે તે થોભ્યો નહી. તેણે રવાનના સચકાર માટે થોડાક ઉતાવળા જરૂરી હુકમો આપ્યા, મરનારના વિલાપ કરતાં વ્હાલાંઓને 'ખુદાનુ કરવું છે,' ઈત્યાદી, રોજે અવ્વળથી રસ્તાખેજ સુધી ચાલુ રહેલા અને ચાલુ રહેવાના, સધ્યારાઓ કહી સંભળાવ્યા, અને સેવટની બંદગી ભણવા પાયાદસ્ત કાઢવાની વંખતે પાછો આવવાનું કહીને તે ઉતાવળે ઘર જવા નિકળતો હતો તેવામાં તેનું પેલાં ટેબલ પર પડેલાં સીલ કાગળ પર ધ્યાન ખેંચાયું. તેણે, તે ઉપરથી, એક કાગળની કાપલી લીધી અને તે ઉપર ઉતાવળે ઘસરડી માર્યું—

"પાદરી કૅલેબ પ્રાઈસ આય માહરા ગઈ કાલે લખવા પછી આજે સહવારે આઠ વાગે એક શાંતી ભરેલું મોહોત પામ્યા અને બેહેસ્તનશીન થયા છે."

એ પછી તે કવર સીલ તોડીને પાછો ફોડવાની તસ્દી લેવા તે થોભ્યો નહી. તેણે એનવેલપના ખાંચામાં તે કાપલી સીલની બાજુએ અંદરથી એમની એમ ખોસી દીધી, અને પછી ઘેર જતાં જતાં પોતાને હાથે તે સંભાળથી પોસ્ટ ઑફીસમાં રેજીસ્ટર કરતો ગયો.

———o———

## પ્રકરણ ૩.

"મમા, પપા કાંય આવતા નથી?" ફરયાદના તોરથી એક છોકરો કહેતો સંભળાયો.

તે એક એકાંત પણ શાંત, સુખવાસી અને દેખીતું સગવડભર્યું કુશાદે કૉટેજ હતું. ત્યે મમા કાંઈ પોતાનું કામ લઈને ટેબલ આગળ બેઠેલી હતી, અને તેવામાં પાસેના ઓરડામાંથી કાંઈ યાદ આવી ગયું હોય તેવા ફરયાદના તોરથી તે બેટાએ આવીને અધીરો તકાજો કર્યો.

"હવે આવવામાંજ હોશે, માહરા દીકરા," તે સુંદર પણ શોકાતુર મમાએ એક નિસાસા સાથ જવાબ કર્યો; કે જ્યારે તેના અવાજમાં વટીક હદ વગરના મીઠાસ છતાં દુર નહી કરી શકાય એવી દીલગીરીનો ભાસ આમેજ હોવાનું પ્રગટ જોઈ શકાતું હતું! "આય વખતે હંમેશ કરતાં ઘણા વધારે દીવસ લાગાછ ખરા, પણ કાંઈ ઘણી જરૂરની રોકાણ હોય નહી ત્યાં સુધી એટલા રોકાયજ નહી. છેલ્લાં કાગળમાં તો એવણ એક બે દહાડામાંજ આવી લાગવાનું લખતા હતા, અને હવે આજ કાળ હું ધારૂંછ કે આવવા જોઈએ ખરા. તું શાનો પપાને વાસ્તે એટલો અધીરો પડયોછ?"

"હું એવણને માહરો પ્રૉગ્રેસ બતાવવા માંગુંછ, મમી ડીઅર."

"શાંનો પ્રૉગ્રેસ, ફીલીપ?"

"લૅટીનનો. તમોને યાદ છેની, મમા, એવણ અત્રેથી છેલ્લા ગયા ત્યારે મને લૅટીનમાં નબલો કહીને કેવો ધમકાવી ગયા હતા તે?"

"તે લૅટીનમાં તું પ્રૉગ્રેસ શું બતાવી શકવાનો છે?" તે માતાએ થોડીક નારાજી દેખાડતાં કહયું; "તાહરા લૅટીન માસ્તર મી. પીટરસનને તો તેં પજવી પજવીને કહાડી મુકાવ્યો!"

"મને તે મુતલખ નહી ગમતો હતો, મમા," તે છોકરાએ ગરમ થઈને કહયું; અને એક લહેજામાં જોઈ શકાતું હતું કે તે 'આગ' હતો! તેનો ચહેરો એકદમ લાલ થયો અને તે મોટાં ઉડતાં કપાલ પર પડતાં ઝુલફાંનો સોહામણો મુખડો જોવાને ખુશ લાગે એટલો બધો દીલપઝીર બન્યો. "તે ખુંધો નાકમાંથી બોલતો હોય એટલું બધું ગુંગણું ગુંગણું બોલતો હતો, અને તે મને જરા થઈને ગમતું નહી હતું."

"તેનાં ગુંગણાંપણાં કે કદરૂપાંપણાં સાથે તુંને કામજ શું હતું?" તે માતાએ નરમ ઠપકો આપ્યો; "તે આટલો બધો હુશયાર હતો ત્યારેજ પપાએ તુંને તેનાં હાથ તળે સોંપ્યો હતો કેની?" અને પછી મોઢું ફેરવીને, અર્ધું મોટે, અર્ધું મનસે બબડી, "એ બધા પછાડા છે. જ્યાં સુધી તાહરા બાપ મન મજબુત કરીને તુંને કોઈ સારી સ્કુલમાં

નહી મોકલે ત્યાં સુધી હું તો નથીજ ધારતી કે એવણ ચાલેછ ને કીસમે તું સારૂં શીખી શકે!"

"હા, પણ મમી, તમે જાણોછ કેની—પપા કહેછ કે અમારા જેવા સારે ઘેરના છોકરાઓથી એવી લોફર સોફર સ્કૂલોમાં જવાયજ નહીં!" ન્હાના ફીલીપે મગરૂરીથી સર ઉંચું ખેંચીને કહયું; "જો અમારે સ્કુલમાં જવુંજ હોય તો, પપા કહેતા હતા કે, ઈટન કે હૅરોની યુનીવરસીટી શિવાય બીજે કંઠે જઈ શકાય નહિ!"—અને તે ગમગીન માતાએ હયાં વળી પાછું મોઢું ફેરવીને છેક જીગરનાં ઉંડાણમાંથી એક સરદ હાય ખેંચી.

"ભલું થાય તાહરા બાપનું," તે દુ:ખી અબળાએ બીડેલા દાંતો વચ્ચેથી પોતાના જીવ સાથ અફસોસ કર્યો; "તેવણ માહરાં વ્હાલાં બચ્ચાંઓનાં મનમાં ઉંચી રેહેણી કરણીના એ બધા બેહુંદા ખ્યાલો ઉભા કરતા રહયાછ ખરા, પણ હું તો પરીણામોને વાસ્તે આજે પંદર પંદર વર્ષો થયાં ધ્રુજી ધ્રુજીને મરૂંછું! દયાળુ ને ઈન્સાફી ખુદા, ક્યારે તું આય માહરા હદ વગરનાં મોટાં સંકટનું સેવટ દેખાડશે?"

એવામાં એક બીજો ન્હાનો તાજા રાતા ગુલાબ જેવો દીકરો હાથમાં એક કાગળ સાથે કુદકરા મારતો અંદર આવ્યો.

"મમી, મમી, આય પપા ડાર્લીંગનું કાગળ આવ્યુંછ," તેણે તે પોતાના હાથમાંનું કાગળ તે માતાને પાસ કરતાં કહયું; "મેં પોસ્ટમેનના હાથમાં એ જોયું અને એવણના હરફ ઓળખીને તે ઝુંટવીને હું અહિઆ લઈ આવ્યો કે તમોને જલદીથી આપી દેઉં!" અને એક કંજુસ પોતાની એસટેટના ખતપત્રો પર વ્હાલથી જેમ વીહલો પડે તેમ એકબી સહારાગાત વગરનાં સાચ્ચાં હેતની એક ધીમી ચીસ સાથે જવાન કૅથેરાઈને તે કાગળ તે પોતાના ન્હાના લાડકવાયાના હાથમાંથી ઝુંટવી લીધું.

તે ફકટ આઠેક વર્ષનો એક ન્હાનો ગુલે ગુલાબ હતો. ગામડાંની તંદરોસ્ત હવામાં તે બન્ને બચ્ચાંઓ જન્મેલાં ને ઉછરેલાં હોવાથી, વડો કે જે ફકટ ચૌદ વર્ષનો હતો તે બી ઉછળીને એક માટીડો થઈ ગયો હોય તેમ જોરમંદ અને ગુસ્સાબાજ ઉધર્યો હતો, અને ન્હાનો, જોકે તેટલો તંદરોસ્ત અને રૂષ્ટ પુષ્ટ નહિ લાગતો હતો તોપણ, સામટી રીતે, તે પણ તબીયતનો નરમ કશીજ રીતે નહી હતો. તે માની આંખની ટાઢક અને બાપના દીલનો કરાર હતો. બન્ને છોકરાઓમાં ખમીરે અમીર ખુલ્લું જોઈ શકાતું હતું. ઉંચ ખાનદાની તોર, મગરૂરી, મોટાઈ એ બધું વેચાતું લેવા જવું પડતું નથી. એ લોહી અને બુન્યાદની તાસીર છે, અને તે બન્ને ચેહેરેનમુન છોકરાઓની રગોમાં તે ઉંચ તોખમી લોહી દોડતું હોવાનો પ્રત્યક્ષ પુરાવો તેઓની હરેક હીલચાલમાં જાહેર થતો જતો હતો.

એ નજદીક પંદરથી સોળ વર્ષની વાત હતી, કે જ્યારે મરનાર પાદરી કૅલેબ પ્રાઈસે એ છોકરાઓની અસીલ માતાનો હાથ તેણીના ઉતાવળા પણ ખરા ઉદાર

અને ઉમરાવ ખાવંદના હાથમાં મેલીને તેમને નેકાના પવિત્ર એતેકાદ અને વિશ્વાસથી સદાનાં એક કર્યાં હતાં. તે વખતે તે વર્ષ સોળથી સત્તારની જોબનના બહારમાં ખીલતી અને ઝુલતી એક તનોમન તારૂણી--મધુરી--હતી. મીઠઠા સ્વભાવની, પ્રેમાળ, શરમાળ, તાબેદાર તે પરીજાદ સુંદરી ભુલ ભરેલાં અનુમાનોથી ઉતાવળે પરણી હતી ને ધીરજથી પસતાઈ હતી! નહિ કે તે પોતાના ખાવંદના વ્હાલ કે વફામાં ઠગાઈ હતી. ખરેખર તો એવું હેતવંતું જોડું, એકમેકના પ્રેમ અને વિશ્વાસથી ગંથાએલું, જવલેજ થતું હશે; પણ મીઠી કેટના ભરથારે કરેલી ગણત્રીઓમાં કમનસીબે તેણે સજજડ છક્કડ ખાધી હતી. તે ગણત્રીઓ બધી નહિ ધારેલી રીતે ઉલટાઈ ગઈ હતી, અને દહાડાઓ મહિનાઓમાં અને મહિનાઓ વર્ષોમાં પલટાઈ જવા છતાં તે ઉમેદમાં ને ઉમેદમાં મીઠઠી કેટને છાતીએ હાથ આપતો રહયો, અને પોતાનાં લગન છુપાવાની તેથી થઈ પડેલી નામોશીભરી ફરજથી તે અસીલ પરણેતર ભીત્તારે બળી જળીને કોયલો થયલી માહા ખેદ પાંમતી હતી. હજી તે જવાન હતી, અને હજી આગલી ખુબસુરતી હાલના સંપુર્ણ સ્ત્રી વેશમાં પણ તે સોહામણાં મૂખડા પર જેવી ને તેવી ઝલકી રહેલી જોઈ શકાતી હતી; મગર પોતાની કફોડી સ્થિતીનાં કારણથી, જાણે દેશપાર થયલી હોય તેમ, દુઃખ પેદા કરનારૂં એકાંત ભોગવતી હતી, અને દુઃખનાં એ વર્ષોએ, પોતાના ધણી તરફનો ચાહ, વીશ્વાસ ને માન છતાં, એક એવી શોકાગણી તેની મીઠઠી ચશ્મોમાં પ્રજળતી કરી હતી કે તે ચહેરો તે શોકાતુરપણાં સાથે બની શકે તો બેવડો મનહર થઈ પડયો હતો!

તેણીએ બ્યાન નહી થઈ શકે એટલી બધી ઉલટથી તે માનીતા હરફનું કવર જોયું, શીરનામું વાંચ્યું અને પછી તે કવર હેતથી છાતીમાં દાબીને તે ઉપર ઉપરાસાપરી ચૂમીઓ લીધી. તે પછી તેણીએ તે ખોલ્યો અને વાંચ્યો, અને જયારે તે વાંચતી હતી ત્યારે ફીલીપ થોડેક છેટે ટેબલ આગલ ઉભેલો આતુરતાથી તે મીઠો માનીતો ચહેરો તપાસતો હતો. તેણે જોયું કે તે ફીકરથી ફીકકો થયલો ચહેરો એકદમ રતાશ પકડીને ગુલરૂખસાર થયો, અને આંસુઓની એક રેલ તે ગોરા ગાલો પરથી ગબડી પડતી થઈ.

ફીલીપ ધસીને આગળ ગયો, અને ન્હાનો જે માયના ખોલાપર પોતાના બન્ને હાથની કોણીઓ ટેકવીને તે વ્હાલો રડતો ચહેરો તેટલીજ તાજુબીથી નીરખતો ઉભો હતો તેને લગભગ એક ધાટકી અછાતથી પોતાની અધીરાઈ વચ્ચે બાજુ કરી નાંખી તે એ માતાનાં પાસાંમાં ગયો.

"શું છે, મમી ડાર્લીંગ?" તેણે તેણીનાં ગળાંમાં હેતથી હાથ નાખીને અત્યંત કાળજીમંદ પુછયું; "તમે તે શું જન્મોજન્મ એમ રડયાજ કરવાનાં છેવ? વળી એવું તે શું પપા ડીઅરનાં કાગળમાં લખાઈ આવ્યુંછ?"

"સારૂંજ લખાઈ આવ્યુંછ, માહરાં બચ્ચાંઓ," તે માતાએ, બન્ને હાથે તે બન્ને દીલાસોઝ બેટાઓને બેઉ બાજુથી પાસાંમાં ખેંચતાં, ડચકાંઓ વચ્ચેથી કહયું, "તમારા

પપા ઘણું કરીને તો આજેજ અત્રે આવી લાગવાનું લખેછ, અને લખેછ કે—અને લખેછ કે—"

પણ તે આગળ બોલી કે પુરૂં કરી શકી નહિ! ડચકાંઓથી તેની છાતી ઉંચકાઈ ઉંચકાઈ જતી હતી, અને તે બન્ને ફરજંદોનાં માથાં સાથે કરી, તે ઉપર પોતાના કાળા, ચળકટા, ભરાવદાર બાળનું સોહામણું માથું ઉતારી, તે આંસુઓનો એક દર્યાવ રડી, અને ત્યારે વાંચનાર અધીરતાથી પૂછશે કે એ કાગળમાં એવું તે શું હતું? અમો તેજ કહેવા માંગીએ છીએ, આ રહયું તે કાગળ:— —

"માહારી સદાની મીઠ્ઠી કેટ,"

"હું હજી સુધી આવી નથી શકયો તેથી તું હદ વગરની દુ:ખી થતી હશે, પણ હું ન છુટકેજ રોકાયો એમ માનવાનો તું મને ઈનસાફ આપશે એ વાતની મને ખાત્રી છે. માહરી નેકબખ્ત મધુરી, અંતે આય કાગળમાં સૌથી શુભ વર્તમાન હું તુંને લખી વાળવાને સામર્થવાન થાઉં છું, અને તે વાસ્તે ખુદાના લખ્ખો લાખ શુક્ર કરૂં છું. માહરા જૈફ કાકાજી બિચારા અંતે બહેસ્ત પામ્યા છે, અને જો કે તેવણનાં મોહોતથી એ મુજબ ખુશી થવાનું માહરે વાસ્તે નામુનાસેબજ નહિ પણ ગુનાહભરેલું લેખાય, તોપણ એવણનો વખત હતો, અને એંસી વર્ષની પાકટ વયે આ જેહાનથી એવણ ફારેગ થયા છે, એટલે એવણનાં મોહોતથી નાઉમેદી કે ગમ બરપા થવાના કશાબી ઢોંગ હું કરી શકવાનો નથી. વળી એ મોહોતથી માહરે હઝારો હઝાર ખુશી માનવાની છે તે તું માહરી મીઠ્ઠીનાં અને માહરાં વ્હાલાં બચ્ચાંઓનાં સુખનાં કારણથી છે, કેમજે હવે આપણાં લગન હિમ્મતથી જાહેર કરવા અને સત્તાવાર રીતે પુરવાર કરવાની સ્થિતીમાં હું આવ્યો છું એ માહરી સાચ્ચાં અંત:કરણની ખુશાલી છે: માહરી ગરીબ કેટ, પંદર પંદર વર્ષોના ગજબનાક દરમ્યાન તક તેં જે માહરે ખાતર મુંગે મોંઢેની નામોશી ઉઠાવી છે, અને અંદરખાને તાહરૂં કાળજું ફાટી જતું હોવા છતાં મને ઠપકાનો કોઈ દહાડો એક હરફ વટીક કહયો કે સંભળાવ્યો નથી, તે તાહરી પાક સબુરી ને સહનશીળતાને કરોડો આફ્રીન છે. તું લાખ નેકમાં એક છે! એમ કોણ કરે ને કાંય ખમે? તાહરી જગ્યે કોઈ ઓછી બુધ્ધીની ને તીખા સ્વભાવની બીજી હોતે તો માહરી ગણત્રીઓ ને વકીઓ ઉલટાઈ ગયલી જોતાં વર્ષો આગમજની ધીરજ ખોહી બેસતે, અને તોફાન ઉઠાવીને માહરૂં તેમજ પોતાનું ઉંધું મારતે! તેં એવું કશુંજ કર્યું નહિ. તેં મુંગે મ્હોડે ખમ્યું, અને જો કે આંખમાં દીલગીરીના દર્યાવો વસેલા હતા તોપણ બોલીને નહિ તો તે આંખો ઉઠાવીને બી તું વ્હાલીએ કોઈ દહાડો મને ઝંઝેરયો નથી! તું જાણીને તેથી ખુશી થા, ડીઅરેસ્ટ, કે મને એકલાને કાકાજીએ પોતાની તમામ મીલકત અને દોલતનો પોતાના છેલ્લામાં છેલ્લાં વસિઅતથી વારસ ઠરાવેલો છે, અને હું કરોડોનો માલીક થવા ઉપરાંત તું માહરી વ્હાલી ઈંગ્રેજી સોસાયટીમાં 'લેડી બોફ્ર્ટ' તરીકે હવે પછી ઓળખાશે.

ખોદા તુંને એ માન ભરેલું પોઝીશન ભોગવવા વર્ષો તક જીવતી રાખે અને તાહરા અમ્યાનો ખંગ વાળી આપવા તે સર્વ શકિતવાન સાહેબ મને શકિતવાન કરે! માહરા બેઉ બેટાઓને હઝારો હેતથી પાસાંમાં લેજે, અને માહરી તરફથી હઝારો કીસ કરજે. બીચારા કાકાજીના શબને ભુમીદા કરવાની ક્રિયા ગઈ સાંજેજ થઈ ચુકેલી છે, એટલે ખરેખર તો તુંને આય કાગળ પોંહોચશે તે પછી થોડાજ કલાકોમાં હું તાહરી આગળ આવી જવશ.

તાહરો સદાનો સાચ્ચો હેતવંતો—હૅરી.

આ તે લૉર્ડ હૅરી બોફર્ટનો કાગળ હતો, અને તે વાંચતાં લેડી બોફર્ટનું હૈયુ ભરાઈ આવ્યું તેમાં એકબી અજાયબી હોય ખરી?

હૅરી બોફર્ટ એક અમીરી ખાનદાનનો નબીરો હતો. તેનો બાપ ઑનરેબલ પર્સી બોફર્ટ ગુજરવા પછી તે પોતાના વડા ભાઈ જોડે પોતાના શ્રીમંત અને ઉમરાવ કાકા લૉર્ડ હંફ્રી બોફર્ટ અર્લ ઓફ ઑલનબરોને હસ્તક ઉછર્યો હતો. એ કાકાનો તેના પ્રત્યે ઘણો જીવ હતો, અને વડાએ તેને નારાજ કરીને તેની ખફગી ઘણી ખેંચી લીધેલી હોવાથી તેણે એ ન્હાનાને કેળવવા અને પોતાના ઉંચા ખેતાબને લાયક કરવા હેતથી ઘણો પરીશ્રમ કર્યો હતો. એ પછી સોળથી સત્તર વર્ષની વાત પર હૅરીએ પહેલ વહેલી કૅથેરાઈનને જોઈ અને તેનાં જોડે તેની ઓળખાણ પડી, કે જ્યારે તેણીની અપવાદરૂપી ખુબસુરતથીજ નહિ પણ તે સકળ ગુણસંપણ સુંદરીના એકથી એક હઝાર સદગુણોથી તે અંજાયો, ઘેલાપણાંની હદ સુધી પ્યારમાં પડયો અને પરસ્તાર થયો. પોતાનાં ઉંચાં સ્ટેશનનાં કારણથી તે એ આગમજ હઝારો મોટે ઘેરની અલૌકીક સુંદરતાઓના સમાગમમાં આવ્યો હતો, પણ જાણે તે પ્યારને વાસ્તે સરજાયોજ નહિ હોય તેમ તે દીલમાં બીલકુલ બેઅસર રહયો, અને તે હઝારો નાઝનીનોમાંથી કોઈ તેનું દીલ હરી કે ચોરી લઈ જઈ શકી નહિ. ભાગ્યશાળી કેટનાં સંબંધમાં, મગર, મામલો જુદોજ થયો. તેને જોતાં ને ઓળખતાં સાથે તે તેની ઉપર જાનોનિસાર ફીદા થયો, અને રખે કોઈ બીજો એ દીલજીત દીલરૂબા જીતી જાય તે ફીકરથી વીરમાં પડી તે એકદમ તેને પરણી જવાના દ્રઢ નિશ્ચય પર આવી થોભ્યો. તે વખતે તેને ડર કોઈનો નહિ હતો--સિવાય આ એક ઘરડા કાકાનો, કે જેના તરફથી હર મહિને તેને ઘણો મોટો મુસારો મળતો હતો, અને જે પોતાના ખાનદાની તુમાખ પર જાન આપીને મરવાવાલો હતો. એમ તો હૅરી બચ્ચો તેનીબી પરવા નહિ કરતે, કેમજે આવાં એક અનમુળ મોતીને વાસ્તે મજુરી કરીને તેને પોતાનું પુરૂં કરવું પડતે તો તે પણ કરવાને તે હઝારો ખુશીથી ખુશી થતે, પણ તેનો લોભ અને અરમાન નેક, પાક, રાંક કેટને સોસાયટીમાં આગેવાન હરોળમાં લાવવાનો અને કરોડોની માલીક બનાવવાનો અને જે ખુદાનું બક્ષેલું તેના બસમાં હતું તેનો લાભ લેવાનો હતો, અને તેથી જેટલું પોતાને માટે નહિ તેથી વધારે તે પવિત્ર કેટનાં સુખ ખાતર એ ઉતાવળા લગન છુપાં રાખવાના ઠરાવ પર આવી થોભ્યો. તેને તો કોઈ પરવાહજ નહિ હતી. તે એક ટુંક પુંજીના અને ઘણી મધ્યમ સ્થિતીના વેપારીની બેટી હતી એ વાતની તેણે એક ટચાકડી ભાર તુંભા

ધરાવી નહિ. તેને ઉમદામાં ઉમદા આકરી સુરત સાથ અચ્છી ખસલતની ઠેર નસીબ થતી તેનો લાભ લેવા તે ઇંતેજાર બન્યો, અને કેવી રીતે તે શાહનશિબ સુંદરીને એ એક ઉતાવળાં લગનનાં અન્યાગ અને સત્યાનાશી માટે આયંદા સમજાવીને એકમત કરી શકયો તે આ આગમજ આપણે પુરતું વાંચી લીધુ છે.

તેણે લગન પછી કેટને લંડનને લગતાં એક દુરનાં પરાંમાં ઘણીજ દીલખુશ જગ્યાએ એક એકાંત પણ સુઘડ અને સુખકારક કૉટેજ વેચતુ લઈ રાખી, કે જે તેણે પૈસાની ઘણી બરબાદી સાથે ઘણાં ઉંચા ટેસ્ટથી થોડાં પણ જરૂરી રાચરચીલાં સાથે શણગારી આરાસ્તા કરાવ્યું હતું, અને એ કૉટેજમાં ઉમેદમાં લટકી રહેલી તે ભોલીભાલી બાળાએ ગળાં પર છરી સાથનાં કેવાં ફકરમંદ અને ચિંતાતુર વર્ષો ગુજાર્યાં તે વીસ્તારીને કહયા વના ચાલશે. તેનો ભરથાર તેને એકલું નહિ લાગે માટે વર્ષનો મોટો ભાગ તેની જોડેજ રહેતો, પણ કામકાજ અથવા ફરજ જ્યારે તેને 'બોફર્ટ મેનોર'ના મહેલમાં ઘસડી જતી અને રોકી રાખતી, ત્યારે ખુદા પાંખ આપે તો ઉડીને પાછો જાય એવાં કયાર કયારની તે અકડ-વકડમાં પડતો! વળી ગરીબ કેટને પોતાને પોતાના બેઈજજતીભર્યા સન્યાસનાં એકાંતમાં એ જુદાઈ દીલ જખમાવનારી હદ સુધીની જબુન અને કારી લાગતી, અને જો કે શાંતિમાં તેણીએ વર્ષો સુધી ઘણું ખમ્યું, તોપણ તે ઘણી સબુરીવાલી ભારજાએ પોતાના ધણીના એ ઉતાવળા અવિચાર વાસ્તે ઠપકાનો એક સુખન વટીક તેને કદી કહયો નહિ! અલબત, તેની એ અવારનવારની ચાલુ ને લાંબી ગેરહાજરીથી તેના કાકાને તેમજ ભાઈને વહેમ ઘણીક વાર ઘણો મજબુત પડતો, અને તેઓ ઘણીએક છુપી તેહેકીકો કરતા, પણ ન્હાનો બોફર્ટ એવી કાબેલ્યતભરી તરકીબથી બધું કામ લેતો હતો કે તે તેઓના સપાટામાં આવ્યોજ નહિ, અને ત્યારે એવું કશું હોયજ નહિ એવી ભ્રાંતી સાથે બન્ને પુરતા નભરવસ્ક થયા. પરીણામમાં, કાકાનાં મરવાથી હૅરીએ ઉમેદ અને ગણત્રી કરી મેલી હતી તેમ વર્ષો બાદ તે નામદાર અને માલદાર થયો, અને સર્વ સારાં વાણાં થયલાં હોવાના સંતોષ સાથેજ તે નવા અર્લે પોતાની પાકજાદ પરણેતર જોગો હેત અને હેશાનનો પત્ર ઉપર મુજબનો ઉતાવળે લખી મોકળ્યો હતો.

મરનાર અર્લ ઘણો ગણત્રીબાજ અને ઠાવકો હતો. તે એક જમાને ખાધેલ બુઢો હતો. તેણે હૅરીને અને તેના વડા ભાઈને ઘણીજ ચગોર ચશ્મે ઘણાજ પુરતા તપાસ્યા હતા, અને તેની ખાત્રી થઇ હતી કે વડો જ્યારે પ્રપંચી, ખુશામદયો, લોભ્યો અને જુઠ્ઠો હતો, ત્યારે ન્હાનો ખરા ઉદાર હેતુઓનો, ભલો, ભોલો, દયાળુ અને સાચ્ચો હતો. કૅથેરાઇનના સંબંધમાં તેને એ જૈફ વાલીદને થોડોક ઠગ્યો હતો ખરો, પણ તે એક ફરજયાત જુઠાણું હતું, અને તે સિવાય તે નેક ચલણ જવાને પોતાની જીંદગીમાં બીજી બેબુન્યાદી કદી જાણીજ નહિ હતી. કૅથેરાઇનને પોતાને તો તેણે મુતલગ ઠગીજ નહિ હતી: તે ઉમરાવ કાકો બહુજ અથાતથા થઇ રહેલો હોવાથી તે તો ખરાં દીલથી એમજ જાણતો અને માનતો હતો કે તે વર્ષ

છ મહિનાબી જીવવાનોજ નથી. તે આવી લાંબી મુદત સુધી મરીને માંચડો નથીજ ખાલી કરવાનો એવો તેને ભય થયો હોત તો—બનવા જોગ છે કે—એ ઉતાવળાં લગનના અન્યાયથી ત્રાસીને તે પોતાના એ બેવકુફીભર્યા ખ્યાલથી જરૂર બાઝ આવતે, પણ ભલું એ થયું કે મીઠી, ધીરજવંતી અને ખરી અશરાફ કેથેરાઇનની મોટાં સંકટને સમયે કશોટી કરવાનો તેને એ પ્રસંગ મળ્યો, અને તે એક નેકીનો ફીરેસ્તોજ હતી એમ તેની વધતી ખાત્રી થઇ. એટલા માટે તે વહાલીને સુખી કરવા તે દરરોજ દીન ઉગતે વધતોજ ઈંતેજાર બનતો રહયો, અને પોતાના કાકાથી એ છુપાં લગન બને એટલાં છુપાવવા તેણે અનીખના તારા તોડયા. તે વધારે ભડકી એમ ગયો કે એક દહાડે કાકાએ તેને પોતાની પાસે તેડાવીને ઠઠરાવ્યો વટીક હતો. "માહરા સાંભળવામાં તાહરે વાસ્તે કંઇ બધું સારૂંજ આવતું નથી, હૅરી," તે ડોસાએ ગગડાટ કર્યો; "તું ઘણું સંભાલજે હો! મેં વડાને ઓવરનીવાર કીધોછ તેવોજ વારો તાહરો નહિ આવે તે જોજે! જો હું એમ જાણું કે તેં તાહરી પદવી અને પૈસાથી ઉતરતી પંકતીની કોઇ પોરીને તાહરી ધણીઆણી બનાવી દીધીછ તો, યાદ રાખજે, બચ્ચા, હું માહરૂં સર્વસ્વ એક માહરા ફુટમેનને કે રસ્તે ચાલતા ભીખારીને આપશ, અને ઉમરાવોની કાઉન્સીલમાં વગ ચલાવીને જેમ પેલા વડાનો હક ખોરવાવીને તુંને માહરા ખેતાબનો વારસ કીધોછ તેમ વળી એક નવા કાયદાથી એ ખેતાબ રદ બાતલ કરાવવાનું બી હું સજાવી શકશ!"

એમ હોવાથી એ પંદર વર્ષો કેટલા બધા ધડક ધુજારાનાં ગરીબ હૅરી બોફર્ટે ગુજાર્યાં તે કહયા વગર ચાલશે—તે એટલે સુધી કે જયારે ડોસાની આખરી આવી અને વડો ભાઇ ફરજના ઢોંગથી પોતાનાં બઇરી છોકરાં સાથ "બોફર્ટ મેનોર" ના મહેલમાં આવ્યોં, ત્યારે બી રખે કાંઈ જુઠાં સાચ્ચાંથી તે એ મરવા સુતેલા ઉમરાવને ઉશ્કેરી મુકે તે વાસ્તે તે બાપડો ધ્રુજી ધપકી રહયો. એ વડો ભાઇ પરણેલો હતો. બાપ •કાકાની પદવી ને પૈસાના જોરે તે ઘણે સારે ઘેર પરણ્યો હતો, અને તેને ત્યાં બે ફરજંદો પણ થયાં હતાં— એક દીકરો અને એક દીકરી, જે બધાં હાઉસન જાઉસનને લઇને તે પોતાના કાકાના એ છેલ્લા દિવસોના દરમ્યાનમાં મહેલમાં રહેવા આવ્યો હતો. પણ જયારે વીલ વંચાયું અને ફકટ પાંચ હજાર પાઉન્ડ એ ડોસાજીએ તેને આપીને તેની કાસલ કાઢેલી માલમ પડી, તથા જયારે તેનાં બિસ્યાર સર્વસ્વનો એકલો ઢનાઢય માલેક હૅરીએ પોતાનેજ પુરવાર થયલો જોયો, ત્યારે તેનાં સુખની કોઇ સીમાજ રહી નહિ, અને ત્યાર પછીજ તે પોતાની વ્હાલી, મીઠી, ધીરજવંતી કેટ અને બન્ને ગુલાબોને મુબારકબાદી આપવા અને હેતથી પેટમાં ચાંપવા પેલું કાગળ લખીને તેની પછવાડે પવન વેગે નીકળી પડયો.

---

## પ્રકરણ ૪.

"પેલું માહરૂં કૉટેજ જે હું કહેતો હતો તે આય, રૉબર્ટ," હૅરી બોર્ફૉર્ટે પોતાના વડા ભાઈને દુરથી આંગલી કરી બતાવ્યું. તે ભલો ભોલો એ વડા મંગુસને અને તેના સોલ સત્તર વર્ષના એક બેટાને પોતાની સાથે ઉતાવળો પડીને ખાસ અત્રે તેડી લાવ્યો હતો. તેને પાછળથી એ વડા ભાઈને, પોતાને પુરતો સલામત જોવા પછી, પોતાનો ખરો ભેદ કહી દીધો હતો, જો કે એ છોકરી સાથે તે પરણી ચુકેલો હોવાની વાત એ વડા વાંદરે તો બીલકુલ ખરી માની નહિ. તેણે તો પવીત્ર કૅથેરાઈન માટે બીલકુલ બધું અપકીર્તિનુંજ માની લીધું, તોપણ તેણે જાહેરમાં તેવું કશુંજ બતાવ્યું નહી, અને ન્હાનો માલદાર થયલો હોવાથી તે તેનીજ ટાંઈનો અને તેનીજ ખુશામદનો થયો. પોતાના બેટા જોડે, હૅરીનું જુઠઠાઈએ કરેલું તેડું સચ્ચાઈએ કબુલ કરીને, તે તેની જોડે કૅથેરાઈન સાથ ઓળખાણ કરવા આવ્યો હતો.

"તેં અહીંબી તાહરા ઘોડા રાખેલા છે, ખરા?" તે કૉટેજની લગોલગ એક ઘણો સુંદર તબેલો તથા તેમાં ત્રણ ચાર ઘણાં તેજી દેખાવના ઉંચા અૅરબ ઘોડાઓ બાંધેલા જોઈને તે વડા ભાઈએ થોડોક અજબ થતાં પુછ્યું.

"હા, રૉબર્ટ, એ તો માહરો એક 'પૅશન' છે," હૅરી હસ્યો, "ઘોડેસ્વારીના માહરા શોખને વાસ્તે તો હું ઘેલોજ છું! જેમ ઘોડો વધતો તોફાની અને કોઈને પીઠ નહી આપે તેવો, તેમ તેને જેર કરવાની મને હંમેશ વધતીજ મજાહ પડેછ."

"કેવું દીલખુશ અને સુઘડ કૉટેજ!" રૉબર્ટે ખરાં દીલનાં જોશથી કહ્યું.

"એ બધો ટેસ્ટ માહરી વ્હાલી કેટનો છે, રૉબર્ટ!" હૅરીએ મગરૂરીથી કહ્યું; "અંદરનું બી તું જોશે તો અજબ થશે. બધું એટલું તો સુઘડ અને ઉડીને આંખે વળગે એવા ટેસ્ટથી એ વ્હાલીએ ત્યાં આરાસ્તા કરેલું છે કે—"

"અને અંકલ ડીઅર, પેલા બે છોકરાઓ કોણ છે? ઓ, કેટલા ખુબસુરત!" રૉબર્ટનો ચીરંજીવી પુકારી ઉઠયો; "લૉન પર ઉભેલા હતા તે આપણી આય ગાડી જોતાં જીવ નાખતા ગાડી તરફ ધસી આવેછ!"

તે બન્ને ગ્રહસ્થોએ તે જોયું અને ગાડી એકદમ ઉભી રખાવી. ચમતી તોડે તો લોહી નીકળે એવા ગુલેગુલાબ જેવા બે છોકરાઓ રેસ રમતા હોય તે મિસાલે ઉત્સાહથી વધતા લાલ થયલા યાહોમ તે ગાડી તરફ ધસ્યા આવતા હતા. વડાએ સફા બાળ હોલીને સાઈડનો સેંટો પાડયો હતો, અને તેમાં તે જોવા જોગ હદ સુધી ખેંચાણકારક લાગતો હતો, જયારે ન્હાનો તેનાં હવામાં ઉડતાં અને નાચતાં લાંબા મોટાં ઝુલફાંઓ સાથે પોતાના વડા ભાઈની ખુબસુરતીને જેર કરવા ચાહતો હોય એમ લાગતું હતું!

અને 'અંકલ' હૅરીએ પોતાના વડા ભાઈના બેટા (ભત્રીજા)ને તે બે લાડકવાયાઓને ઓળખાવતાં ખુશાળીથી અને મગરૂરીથી પહેલાં બન્ને હાથે પોતાનું કલેજું પકડી લીધું! તેનું હૈયું હર્ષનો એક ઉછાળો મારીને ગોયા તેનાં ગળામાં આવી ખુટયું.

વડાએ ન્હાનો નહિ જોય તેમ ગુસ્સાના અને ખીજવાટના દાંત પીસ્યા.

'વાત શું એટલી હદ સુધી આગળ વધેલી છે?' તે એકલો એકલો કીનાના ઝનુનથી પીસેલા દાંત અને બીડેલા હોઠ વચ્ચે મન સાથ પટપટયો; 'આય માહરા હકદારના હક ખાઈ બેસવા શું એ ગેરહકના અકેક કરતાં બે પલીદોબી તવલુદ થઈ ચુકેલા છે?'—અને વાંચનારાં સાહેબો ખાત્રી માની લઈ શકશે કે એ કીનાખોર કચવાટ જરાબી જાહેર નહિ થવા દેવા તે પોંહોંચેલ બુટ્ટી બીરાદરે પુરતી સંભાલ લીધી, જયારે બાહારથી તેણે તો હજી પણ દેખાવ ખુશ અને મોઢું હસતુંજ રાખ્યું.

"એ બન્ને માહરા દીકરાઓ છે, બેટા આરથર," હૅરી બોફર્ટે મગરૂરીથી કહયું,—અને આરથરનાં ભવાં અજાયબીમાં ઉંચકાઈ ગયાં!

"તમારા દીકરાઓ, હૅરી કાકા? તે તમે પરણેલાજ કયારે હતા જે?" તે છોકરાએ તાજુબી જાહેર કરી, અને તેનો બાપ લાગણી વશ નહિ રહી હોય તેમ એવું તુચ્છકારનું હસ્યો કે હૅરી બોફર્ટ ગુસ્સાથી ઉશ્કેરાઈને એકદમ લાલ થયો. એમ છતાં, તેણે તુરત યાદ કર્યું કે, તે બન્ને બાપ બેટા તેને ત્યાં તેની સાથે મેહેમાન આવેલા હતા, અને તેથી લોહીનો ઘોટ ગળી તે એ તુચ્છકાર સમજયોજ નહિ હોય તેમ તેને તુરત પાછું મોઢું હસતું કીધું.

તેઓ ગાડીમાંથી ઉતર્યા.

તેઓ ગાડીમાંથી ઉતરતાં સાથે બન્ને છોકરાઓ ઘણીજ હેતવંતી બગલગીરીમાં પોતાના બાપને બાઝી પડયા, અને લાંબી મુદતે મળ્યા હોય તેમ તે બાપે તે ખુબરૂ બેટાઓના ચહેરા ચૂમીઓથી ભરી નાખ્યા. એજ વખતે કૅથેરાઈન પણ તે કૉટેજમાંથી બાહેર દોડી આવી, અને આસપાસનાંઓનો જરા એ અદબ કર્યા વિના તે હેતવંતું જોડું હઝારો હેતથી એક મીઠી બગલગીરીમાં એક થયું. એ બધો વખત છોકરાઓ જરાબી જીવ નહિ ધરાયો હોય તેમ બાપનો કોટ ખેંચાખેંચ કરી રહ્યા હતા, અને ન્હાનાએ તો મોંઢું ફુગાવીને કડવાસથી ફરયાદ બી કરી, "મમી ડીઅર, હવે પપાને છોડી દેવની? અમે કયાં હજી પેટ ભરીને મ'ળ્યાછ જે? પપા ડાર્લીંગ, તમારા ન્હાના સીડનીને તો જરા પાછો પાસામાં લેવ?"

હૅરીએ તે પોતાના ન્હાના લડાકવાયાને હેતથી હાથમાં ઉંચકી લીધો અને હૈયાંસરસો દાબ્યો, જે કોટીકોટાનો તમાસો હૅરીનો વડો ભાઈ રૉબર્ટ થોડેક છેટે ઉભો રહીને દેખીતા કડવાસથીજ જોતો હતો. તેનો બેટો આરથર પણ તેમજ જોતો હતો.

## પ્રકરણ ૪.

"પેલું માહરૂં કૉટેજ જે હું કહેતો હતો તે આય, રૉબર્ટ," હૅરી બોલ્યો ટે પોતાના વડા ભાઈને દુરથી આંગલી કરી બતાવ્યું. તે ભલો ભોલો એ વડા મંગુસને અને તેના સોલ સત્તાર વર્ષના એક બેટાને પોતાની સાથે ઉતાવળો પડીને ખાસ અત્રે તેડી લાવ્યો હતો. તેને પાછળથી એ વડા ભાઈને, પોતાને પુરતો સલામત જોવા પછી, પોતાનો ખરો ભેદ કહી દીધો હતો, જો કે એ છોકરી સાથે તે પરણી ચુકેલો હોવાની વાત એ વડા વાંદરે તો બીલકુલ ખરી માની નહિ. તેણે તો પવીત્ર કૅથેરાઇન માટે બીલકુલ બધું અપકીર્તિનુંજ માની લીધું, તોપણ તેણે જાહેરમાં તેવું કશુંજ બતાવ્યું નહી, અને ન્હાનો માલદાર થયલો હોવાથી તે તેનીજ ટાંઇનો અને તેનીજ ખુશામદનો થયો. પોતાના બેટા જોડે, હૅરીનું જુઠઠાઇએ કરેલું તેડું સચ્ચાઇએ કબુલ કરીને, તે તેની જોડે કૅથેરાઇન સાથ ઓળખાણ કરવા આવ્યો હતો.

"તેં અહીંબી તાહરા ઘોડા રાખેલા છે, ખરા?" તે કૉટેજની લગોલગ એક ઘણો સુંદર તબેલો તથા તેમાં ત્રણ ચાર ઘણાં તેજી દેખાવના ઉંચા ઍરબ ઘોડાઓ બાંધેલા જોઇને તે વડા ભાઇએ થોડોક અજબ થતાં પુછ્યું.

"હા, રૉબર્ટ, એ તો માહરો એક 'પૅશન' છે," હૅરી હસ્યો, "ઘોડેસ્વારીના માહરા શોખને વાસ્તે તો હું ઘેલોજ છું! જેમ ઘોડો વધતો તોફાની અને કોઇને પીઠ નહી આપે તેવો, તેમ તેને જેર કરવાની મને હંમેશ વધતીજ મજાહ પડેછ."

"કેવું દીલખુશ અને સુઘડ કૉટેજ!" રૉબર્ટે ખરાં દીલનાં જોશથી કહ્યું.

"એ બધો ટેસ્ટ માહરી વ્હાલી કેટનો છે, રૉબર્ટ!" હૅરીએ મગરૂરીથી કહયું; "અંદરનું બી તું જોશે તો અજબ થશે. બધું એટલું તો સુઘડ અને ઉડીને આંખે વળગે એવા ટેસ્ટથી એ વ્હાલીએ ત્યાં આરાસ્તા કરેલું છે કે—"

"અને અંકલ ડીઅર, પેલા બે છોકરાઓ કોણ છે? ઓ, કેટલા ખુબસુરત!" રૉબર્ટનો ચીરંજીવી પુકારી ઉઠયો; "લૉન પર ઉભેલા હતા તે આપણી આય ગાડી જોતાં જીવ નાખતા ગાડી તરફ ધસી આવેછ!"

તે બન્ને ગ્રહસ્થોએ તે જોયું અને ગાડી એકદમ ઉભી રખાવી. ચમતી તોડે તો લોહી નીકળે એવા ગુલેગુલાબ જેવા બે છોકરાઓ રેસ રમતા હોય તે મિસાલે ઉત્સાહથી વધતા લાલ થયલા ચાહેરા તે ગાડી તરફ ધસ્યા આવતા હતા. વડાએ સફા બાળ હોલીને સાઇડનો સેંટો પાડયો હતો, અને તેમાં તે જોવા જોગ હદ સુધી ખેંચાણકારક લાગતો હતો, જ્યારે ન્હાનો તેનાં હવામાં ઉડતાં અને નાચતાં લાંબા મોટાં ઝુલફાંઓ સાથે પોતાના વડા ભાઇની ખુબસુરતીને જેર કરવા ચાહતો હોય એમ લાગતું હતું!

અને 'અંકલ' હૅરીએ પોતાના વડા ભાઇના બેટા (ભત્રીજા)ને તે બે લાડક-વાયાઓને ઓળખાવતાં ખુશાળીથી અને મગરૂરીથી પહેલાં બન્ને હાથે પોતાનું કલેજું પકડી લીધું! તેનું હૈયું હર્ષનો એક ઉછાળો મારીને ગોયા તેનાં ગળામાં આવી ખુટયું.

વડાએ ન્હાનો નહિ જોય તેમ ગુસ્સાના અને ખીજવાટના દાંત પીસ્યા.

'વાત શું એટલી હદ સુધી આગળ વધેલી છે?' તે એકલો એકલો કીનાના ઝનુનથી પીસેલા દાંત અને બીડેલા હોઠ વચ્ચે મન સાથ પટપટયો; 'આય માહરા હકદારના હક ખાઇ બેસવા શું એ ગેરહકના અકેક કરતાં બે પલીદોબી તવલુદ થઇ ચુકેલા છે?'—અને વાંચનારાં સાહેબો ખાત્રી માની લઇ શકશે કે એ કીનાખોર કચવાટ જરાબી જાહેર નહિ થવા દેવા તે પોંહોંચેલ બુટ્ટી બીરાદરે પુરતી સંભાલ લીધી, જ્યારે બાહારથી તેણે તો હજી પણ દેખાવ ખુશ અને મોઢું હસ્તુંજ રાખ્યું.

"એ બન્ને માહરા દીકરાઓ છે, બેટા આરથર," હૅરી બોફર્ટે મગરૂરીથી કહયું,—અને આરથરનાં ભવાં અજાયબીમાં ઉંચકાઈ ગયાં!

"તમારા દીકરાઓ, હૅરી કાકા? તે તમે પરણેલાજ કયારે હતા જે?" તે છોકરાએ તાજુબી જાહેર કરી, અને તેનો બાપ લાગણી વશ નહિ રહી હોય તેમ એવું તુચ્છકારનું હસ્યો કે હૅરી બોફર્ટ ગુસ્સાથી ઉશ્કેરાઇને એકદમ લાલ થયો. એમ છતાં, તેણે તુરત યાદ કર્યું કે, તે બન્ને બાપ બેટા તેને ત્યાં તેની સાથે મેહેમાન આવેલા હતા, અને તેથી લોહીનો ગોટ ગળી તે એ તુચ્છકાર સમજયોજ નહિ હોય તેમ તેને તુરત પાછું મોઢું હસ્તું કીધું.

તેઓ ગાડીમાંથી ઉતર્યા.

તેઓ ગાડીમાંથી ઉતરતાં સાથે બન્ને છોકરાઓ ઘણીજ હેતવંતી બગલગીરીમાં પોતાના બાપને બાઝી પડયા, અને લાંબી મુદતે મળ્યા હોય તેમ તે બાપે તે ખુબરૂ બેટાઓના ચહેરા ચૂમીઓથી ભરી નાખ્યા. એજ વખતે કૅથેરાઇન પણ તે કૉટેજ-માંથી બાહેર દોડી આવી, અને આસપાસનાંઓનો જરા એ અદબ કર્યા વિના તે હેતવંતું જોડું હઝારો હેતથી એક મીઠી બગલગીરીમાં એક થયું. એ બધો વખત છોક-રાઓ જરાબી જીવ નહિ ધરાયો હોય તેમ બાપનો કોટ ખેંચાખેંચ કરી રહ્યા હતા, અને ન્હાનાએ તો મોઢું ફુગાવીને કડવાસથી ફરયાદ બી કરી, "મમી ડીઅર, હવે પપાને છોડી દેવની? અમે કયાં હજી પેટ ભરીને મળ્યાછ જે? પપા ડાર્લીંગ, તમારા ન્હાના સીડનીને તો જરા પાછો પાસામાં લેવ?"

હૅરીએ તે પોતાના ન્હાના લડાકવાયાને હેતથી હાથમાં ઉંચકી લીધો અને હૈયાંસરસો દાબ્યો, જે કોટીકોટાનો તમાસો હૅરીનો વડો ભાઇ રૉબર્ટ થોડેક છેટે ઉભો રહીને દેખીતા કડવાસથીજ જોતો હતો. તેનો બેટો આરથર પણ તેમજ જોતો હતો.

તેને તો કાંઈ સમજજ નહીં પડે! તે પોતાનો એ હૅરી કાકો પરણેલો હોવાનું અહીં આવતાં સુધી મુતલગજ જાણતો નહિ હતો, અને તેથી તેની તો અજાયબીજ નહિ ભાંગે કે અચબુચ ને એકદમ આય કાકાની કાકી કયાંથી ફુટી નીકળી, અને વળી ખોદાયજીએ પાંખડું પકડીને ચડપ દેતા કે આસમાનમાંથી નીચે ફેંકયા હોય તેમ અકેક કરતાં બબે તેના આવા કઝીન્સ વટીક કયાંથી પેદા પડયા! "એ આપણી સોસાયટીને લાયકના પોર્યાઓ નથી, આરથર બેટા," તે બાપે તેની એ અજાયબી જોઈને પેલાંઓ કોઈ નહિ સાંભળી શકે એવા ધીમા સ્હાદે, તેના બાળ સરખા કરવાને મસે, તેના માથાં પર વાંકો વળી કહયું, "એ ગેરહકનાં ફરજંદો છે—તાહરા કાકાના એ હકદાર બેટાઓ નથી."

આરથર પોતાના બાપને ડોળા ફાડીને જોવા લાગ્યો! તેની ઉમ્મરના તે ભોલાભાલા નિર્દોષને તો કાંઈ સમજ પણ પડી શક્યું નહિ કે તેનો બાપ એ શું બકવાટ કરી ગયો!

"કેટ ડીઅર, અહિં આવ," તે પછી હૅરીએ મોટા ખોલ્લા સાહદે પૂર હિમ્મતથી કહયું, "આય માહરા વડા ભાઈ મી૦ રૉબર્ટ બોફર્ટ અને આય તેવણનો દીકરો આરથર બોફર્ટ તુંને મળવા અને તાહરી સાથે ઓળખાણ કરવા આવેલા છે."

કેટ, નરમાસભરી અને મીઠી, ઓશકાતી શરમાતી તેમજ ચહેરામાં લાલ થતી આગળ આવી, કે જ્યારે પેલા વડા વાંદરે શેકહૅન્ડમાં હાથ લાંબો કીધો ખરો, તે અટલી બધી મુરબ્બીગીરીથી—શું એક મોટું હેસાંન કરતો હોય તેમ—તેણે કર્યું, કે કેટ પાણી પાણી થઈ ગઈ, અને હૅરી બોફર્ટને પોતાને પણ હદથી જ્યાદા વસમું લાગ્યું.

એ પછી તે પાર્ટી, એમ છતાં, કોઈનાં મનમાં કાંઈજ નહિ હોય તેમ, અરસપરસ ગળે ગાંઠ ને મોંઢે ડુચો મારી લઈ વાતચીત કરતી અંદર મકાનમાં ગઈ, કે જ્યારે છોકરાઓ બાહેર બગીચામાં જરા ટાંહેલાં મારતા થોભ્યા.

"આય તાહરી બંદુક છે?" આરથરે ફીલીપને બાજુમાંની એક ન્હાની બંદુક જોઈને સવાલ કર્યો.

"હા, હું બી પપા જેટલો નહિ તોપણ લગભગ તેવોજ 'ગુડ શોટ' છેઉં; પણ એ એક બારની છે તે મને ગમતી નથી. પપાને કહીને હું બે અથવા વધારે બારની બીજી એક જલદીથી મંગાવી લેવાનો છું. હું તો હમણાંજ મંગાવતે પણ માહરી પાસ પૈસા નહિ હતા."

"ખરી વાત છે," મગરૂર રૉબર્ટ બોફર્ટના તેવાજ દીકરાએ ઘણી કદર ખાતો હોય તેમ હુકયાગી મારી; "તું બીચારા ગરીબ પાસે એટલા બધા પૈસા ક્યાંથી આવે?"

ગરમ તબિયતનો ફીલીપ એ સાંભળતા ગુસ્સાથી એકદમ લાલ થયો. પેલાનું આ તકોબરીભરેલું બોલવું તેને જરા ઘઇને ગમ્યું નહિ.

"એટલે, તમે શું સમજોછ તમારાં મનથી, મારે માટે?" તેણે એકદમ ગુસ્સો કર્યો, "હું જરૂર બીજી માહરે મનપસંદ બંદુક મંગાવી લેતે, પણ એ તો એમ થયું કે મેં ત્રીસ ગીનીની મોટી કિંમતે ઘણાં ઉંચા ન્યુફાઉન્ડલેંડ કુતરાંની એક જોડ વેચાતી લીધી."

આરથરના ડોળા, એ સાંભળતાં, હેબત અને અજાયબીથી ફાટીને ઉંચે છેક તેનાં કપાળમાં ચઢી ગયા!

"ત્રીસ ગીનીની કુતરાંની જોડ?" તેણે પુકાર્યું; "એટલા બધા પૈસા તું લાવ્યો કયાંથી?"

ફીલીપ તુચ્છકારનું હસ્યો.

"એટલે—તે માહરા પપા પાસે પૈસા નથી શું?"

"તાહરા પપા પાસે હોશે, પણ તેવણ શું તુંને તાહરા પરસનલ પૉકેટ ખર્ચના એટલા બધા પૈસા આપેછ કે ત્રીસ ગીની જેવી ગંજાવર રકમ, તું તેવણને પુછયા પરછયા વગર, કુતરાંની એક જોડ પછવાડે ફેંકી દઈ શકયો? માહરી તો અજાયબીજ નથી ભાગતી! તાહરી ઉમ્મર શું?"

"ચૌદ પુરાં."

"ને હું સોળ વર્ષની ઉમ્મરનો ગધેડો થયો તો બી માહરા પપાને માહરાં ગજવાં ખર્ચની મને એક ગીની વટીક પરખાવતાં જીવ પર આવી જાયછ!" આરથરે ફરયાદ કરી.

એજ વખતે વડો માલી ત્યાંથી પસાર થતો હતો તેને રોકીને થથરાવી નાખનારા રૉબ સાથે તે ન્હાના ચેકુસે કહયું, "જૉન, તેં માહરૂં કહેલું હજુ કીધું નથી? પેલા દરાખના માંડવા પરની વેલ મેં તુંને સહવારે કહયું તો બી તેં કાંય નથી હજી ઉતારી લીધી? તું માહરૂં કહયું કરવાનોજ નથી શું?"

"હું ભુલી ગયો, માસ્તર ફીલીપ," તે બાગબાને માનથી કહયું,—અને પછી જતાં જતાં પટપટયો, "ખમીરે અમીર તે એ! છે ત્યારે તો માહરા આંગળાંના એક વેંત જેટલો, ને રૉબ કરેછ ત્યારે તો જાણે એના બાપનો બી બાપ!"

આરથર પણ દઘાયો. તેને તો એમ કોઈ નોકર નફરો પર દમસમ કરવાની કોઈ દહાડે સુધ્ધીબી થઈ નહિ હતી, કે જ્યારે આ ટેંગણ તો તેના કરતાં પણ

"સૌથી મોટી અને સૌથી વધતી બેતકરાર પુરવારી!" હૅરીએ ટેબલપર હાથ ચોકીને તકરાર લીધી; "જે કોઇબી ઈંગ્રેજી અદાલત ઘણાં માન સાથે મંજુર કર્યા વગર રહી શકેજ નહિ.!"

"વૅલ, હું તુંને કહી ચુકયો તેમ હું કાંઇ તાહરી સાથે તકરારમાં ઉતરવા માંગતોજ નથી," રોબર્ટે તેને ગરમ થયલો જોઇને સમો સંભાળી લેતાં તરત પાછું સંપુર્ણ નાખતીથી નમી જતાં કહ્યું, અને પછી ચીંગો મીંગો થઇને વધાર્યું, "પણ હવે તેં માહરૂં શું ધાર્યુછ?"

"તું શું કહેવા માંગેછ?"

"હું એમ કહેવા માંગુછ, ડીઅર," તે વધતો કાંગલો થયો, "કે માહરી બૈરીના ને માહરા બેઉના પૈસા અમો સાથે મેળવ્યેછ તેથી જે ઇન્કમ થાયછ તે પર માહરૂં મુતલગ પુરૂં થઇ શકતું નથી. બધું મળીને ભાગ્યેજ આખાં વર્ષની આવક તરીકે ફકત બે હઝાર પાઉન્ડ માહરા હાથમાં આવેછ, જ્યારે તુંને તો ચાલીસ હઝાર પાંઉન્ડની બાદશાહી ધરખમ આવક હર વર્ષે મળતી રહેશે, અને તે શું તું વાજબી ઠરાવેછ? કાકાજી ગેરઇન્સાફી થયા, અને માહરો હક બધો તુંને સપુર્દ કરી ગયા,' તે કોઇ કારણ હોય કે તેજ ગોઠવણને તું પોતેબી વળગી રહે? તુંને બી ખોદાને જવાબ આપવો છે કે નહિ? માહરો આરથર મોટો થયોછ, અને માહરી પાંસે તેને ઑકસફર્ડ યુનિવરસિટીમાં મોકળવા જોગીબી જોગવાઇ નથી!"

"તે વાતની તમે ફીકર ના કરો, રૉબર્ટ; આજથી એ જુમ્મો મેં માહરે માથે લીધો," તે ભલા ભાઇએ તાબડતોબનો સધ્યારો આપ્યો, "એને કેળવવાનુ હું માહરે માંથે રાખુંછ. એ છોકરોબી માહરા ફીલીપ જેવોજ 'ઇન્ટેલીજન્ટ' છે, અને સારો કેળવાશે તો એ દીકરાઓ આપણી પછવાડે આપણાં પુરાતમ ફેમીલીની નોંક રાખશે. વળી તુંને પોતાને દર વર્ષે ત્રણ હજાર પાઉન્ડ માહરી તરફથી કાયમ મળતા રહેશે, અને તે છતાં તું રાજી નહિ થાએ તો માહરો અપરાધ નથી!"

"હું પુરતો રાજી થયો, વ્હાલા ભાઇ," રૉબર્ટ બોફર્ટે જીવપર જોરાવરીનો જવાબ કર્યો, "હવે વધારામાં માહરૂં માંગી લેવાનું એટલુંજ છે કે જો કે હું તાહરો વડો ભાઇ હોવાથી આ જહાનથી વેહેલો પાવડો ઉંચકવાનું તો ખુદરતના અચળ નિયમ પ્રમાણે મોટે ભાગે પહેલાં માહરેજ ફાળે આવશે, તોપણ ઇનસાનની જીંદગીની નકલીદી અને નાપાયદારી વાસ્તે કાંઇ કહી શકાતું નથી, અને તેથી તાહરાં વીલમાં તાહરાં બૈરી બચ્ચાં તરફ બીલકુલ એકતરફી થઇને અમો બાપ બેટાને એક દમ ગરદન મારી જતો ના!"

"માહરૂં વીલ?" એ ખ્યાલથીજ અજબ થઇ જઇને હૅરી ઘણું મોટે સ્હાદે હસ્યો; "ગુડ ગૉડ, મને તો અત્યાર સુધી કોઇ દહાડો એ વાતનો ખ્યાલબી નહી થયલો!"

"નહી?"

"ખચ્ચીતજ નહી! જોની માહરી તરફ—હું વર્ષ પાંચ દશમાં મરૂં તેવો લાગુંછ ખરો?" હૅરી વધતો હસ્યો, "ઉલટો તું પોતે તો મરી ચરી રહેલો આજે મરે તો કાલે બે દહાડા થાય તેવો મરકટ છે! મેં તો હજી પુરાં ચાલીસ બી ખતમ કર્યાં નથી, અને ખુદાની બક્ષેશથી જોરેમંદ એવો છેઉં કે પહાડમાં મુક્કી મારૂં તો પાણી કાઢી આપું! એમ છતાં માહરે કબુલ કરવું જોઈએ કે તું ખોટો નથી."—અને તે એકદમ ગંભીર થયો—"અત્યાર સુધી તો માહરે વીલ કરવા જેવું માહરા હાથમાં કાંઇ પુરતું હતુંજ નહી, પણ તું ધ્યાન ખેંચેછ ત્યારે હવે મને લાગેછ કે તું ખરેખર ખોટો નથી. માહરે માહરી આય હાલની સ્થિતિમાં હવે એ વાતનો ખ્યાલ રાખવોજ જોઈએ. હું, તેથી, કાલેજ સહવારે અત્રેના માહરા સોલીસીટરને મળવા જવશ, અને તેના જોડે મત કરીને માહરાં વીલનો ખરડો તૈયાર કરાવશ. આપણે ખાકી માનવીઓની જીંદગીનો ભરોસો તો બેશક નથીજ; પણ હવે ચાલ, ત્યાં જતે. મીઠી કેટ થોડુંક મ્યુઝીક કરશે, અને માહરા પોરકાઓ એની સાથે કોરસમાં જૉઇન થશે તે સાંભળવા તુંને ખચ્ચીત કરીને ગમશે. માહરા છોકરાઓનો મ્યુઝીક, ગોલ્ફ, શુટીંગ અને રાઈડીંગનો પ્રૉગ્રેસ તું જોશે, બૉબ ડીઅર, તો તું જરૂર તે ઘણું વખાણશે."—અને એમ કહી તે તો ખુરસી પરથી ઉઠી ખુશ મિજાઝે એક ઑપેરાનો રાગ 'વ્હીસલ' કરતો આગળ આગળ ચાલ્યો, જ્યારે પાછળ આવતા બૉબના પેટમાં તેને છેલ્લું કહયું તે સાંભળતાં જે આડાં ને ઉભાં આવ્યાં, અને કીનાશી નહી સાંખી શકાય એવા કેહેરથી તેનો ચહેરો કદરૂપો બન્યો તે જો તે ન્હાનો ભાઈ માથું ફેરવીને જોવા પામતે તો ખચ્ચીત કરીને તે દેહેસ્ત ખાઇ જયા વિના રેહેતે નહી!

———o———

## પ્રકરણ ૫.

બીજી સહવારે નાસ્તા પછી આગળી રાતના ઠરાવ મુજબ પોતાનાં વીલને વાસ્તે લોર્ડ હૅરી બોફર્ટ પોતાના સોલીસીટરને મળવા જવા તૈયાર થયો. તેણે પોતાનો એ એરાદો પોતાની વ્હાલી કેટને એકાંતમાં કહયો, કે જ્યારે તે વ્હાલથી વીહીલી પડનાર મોહરદાર ગભરાઈ ગઈ.

"તમારૂં વીલ, વ્હાલા?" તેણીએ ફીકરમંદ સવાલ કર્યો.

રસ્તો સીધોજ જતો હોવાને લીધે તેઓ બન્ને દુર તક જતા જોઇ શકાતા હતા, અને તેથી તેઓને એમ જતા જોવા બધાં બાહેર તે મોટા દરવાજા પર આવ્યાં.

એવામાં પેલી ઉંચી પાળ આવી લાગી, કે જે ઘોડાઓએ કુદી જવાની હતી, અને જે કુદવાની પ્રીન્સે અડ કરેલી હોવાની વડા ઘોડાવાલા ટૉમે પોતાના માસ્તર આગળ ફરયાદ રજુ કરી હતી. તે પાળ જોઇએ તે કરતાં થોડીક વધારે ઉંચી હતી, અને તેને લગતી એક લાંબી પાક્કી સડક પર થઇને જોકે શહેરમાં ઘણી સારી રીતે પોહોંચાતું હતું, પણ પોતાના બધા ઘોડાઓને તે વગર અર્થનો લાંબો ચકરાવો બચાવા હૅરીએ તે પાળ કુદી જવાનીજ તજવીજ પાડી હતી, એટલે તે તરફ આવતાં હૅરીએ ઘોડો રોકયો અને ન્હાના ફીલીપને પણ તેમ કરવા હુકમ કર્યો.

"મને લાગેછ, દીકરા, કે તાહરે આય હુલડાઇ નહિ કરવી જોઇએ," તે બાપે કહ્યું, "પાળ ઘણી ઉંચી છે અને—"

"ઓ પપા ડાલીંગ, એ આજે એ શું ઘેલાં? હું કાંઇ સેંહેંકડો વખત જઇ આવ્યોછ ને!"—અને એમ કહી તેણે ઘોડી પાછી ફેરવી. તે પછી પાછો થોડેક દુર જઇ વળી પાછો ફરી બ્રાઉન બેસને પોતાના ન્હાના પગની તેણે એક નરમ એડ મારી, એટલે તે અસીલ જાનવરના પગને પાંખ આવી હોય તેમ તે એક ઘણા દીલ ખેંચનારા કુદકા સાથે તે આખી પાળ આસાનીથી કુદીને પસાર કરી ગઇ — એવી કીસમે કે ખરાં દીલની વખાણનાં જોશ સાથે લોર્ડ હૅરી બોફર્ટે મોટે સ્હાદે "બ્રાવો!" ના ઉદગારોથી તે વ્હાલા બેટાને નવાજ્યો અને વધાવી લીધો.

અને હવે તે બાપની પોતાની વારણ આવી. તેણે પણ પોતાનો ઘોડો ફેરવ્યો, થોડેક લાંબો લઇ ગયો અને ફુલ ગૅલપે છોડી મુકીને પાળ આગળ આવતાં એડ મારી પુકાર્યું, "નાઉ ગો ઓન, માઇ ડીઅર બૉય!"

મગર અજાયબીઓની અજાયબી — પ્રીન્સ કરાજીના એક ખંખાર સાથે તે પાળ આગલ આવતાં એકદમ ધીમો થઇને માથું ફેરવી ફરી ગયો.

"યુ નૉટી ડીઅર, એ આજે એ શું ઘેલાપણું?" લોર્ડ હૅરી સાચ્ચાં દીલથી અજબ થયો, "મગર તું જાણેછ કેની—માહરી આગલ તાહરી એ હઠ કોઇ દહાડે ચાલવાની નથી!"—અને તેણે એમ કહેતાં હેતથી તે વ્હાલાં જાનવરનું માથું પસવાર્યું, જેના જવાબમાં તે ખુલ્લું નાજ કહેવા માંગતો હોય તેમ વળી પાછો એક ખંખાર સાથે તેણે જોશથી મસ્તક ધુણાવી નાજ કહ્યું, અને લોડ હૅરી હવે ખરાં દીલથી ઉશ્કેરાયો અને ગુસ્સે થયો.

"હું તાહરી એ હઠ ખચીતજ ચાલવા દેવાનો નથી, પ્રીન્સ," તેણે ગરમ થઇને પુકાર્યું, અને બીજી મરતબા તે તેને દોરાવીને દુર લઇ ગયો, જે પછી તેણે એડ

મારી એકવાર ફરીને ચાહોમ તે પાળ તરફ ઝોંકાવ્યું. આ વખતે તે ફાવ્યો. તે ઘોડો તે પાળ કુદી ગયો ખરો, પણ સદ હઝાર અફસોસ—તેણે એમ કરતાં એક સજ્જડ થોકડ ખાધી, તે પાળની બીજી મેર ઝોંક ખાઇને આખો ઝીંકાઇ ગયો, અને તેનો સ્વાર પણ પોતાનો કાબુ ખોહી દઇ તે ઝોંક સાથે એક સમરસોલ્ટ ખાઇ ચાહોમ ઉંધે મસ્તક નીચે પટકાયો!

થઇ ચુકયું! ઘોડો તો ફરયાદ અથવા ગમના એક મોટા ખંખાર સાથે બીજીજ પળે ઉઠીને પાછો ઉભો થયો, પણ સ્વાર ઉઠયો નહી, જ્યારે ન્હાનો ફીલીપ જે તે પાળની તેજ બાજુએ પોતાના બાપના ઘોડાને કુદી આવવાની હસતે મુખડે વાટ જોતો ખોટી હતો તેણે એ ગંભીર સત્યાનાશી કેવી ફાટફાટ થતી છાતીએ જોઇ તેનું બ્યાન કઇ કલમ કરી શકે? તે વીઝલીના એક ઝટકા સાથે પોતાના ઘોડા પરથી નીચે આવ્યો, અને "ઓ માહરા પપા! માહરા પપા! માહરા પપા!" ના પુકારો કરતાં જ્યારે તેણે તે બાપનું માથું ઉંચકીને પોતાની છાતી પર ટેકવ્યું ત્યારે તેની આંખમાંથી બોર બોર જેવાં આંસુઓ સરી પડયાં, કેમકે તેણે જોયું કે તે પહેલવાન જેવા જવાન જોરેમંદ બાપના મોઢાં અને નાકને રસ્તે બેશુમાર લોહી વહ્યું જતું હતું!

અને તે દુ:ખદાયક હાલતમાં તેઓએ તે બાપ બેટાને ત્યાં આવીને લોઠ સમાન એકમેક પર પડેલા જોયા. ન્હાનો ફીલીપ પોતાની અત્યાર સુધીની બાળક જીંદગીમાં આવું કાંઇ જોયલું નહિ હોવાથી દુ:ખથી વિંધાઇને પોતે પણ બેહોશ થઇ ગયો હતો, અને તેની છાતી પર તે બેહોશ બાપનું માથું ટેકવેલું હોવાથી તેનાં પણ કપડાં તે જવાન અર્લ બાપનાં લોહીથી તર થઇ ગયાં હતાં, કે જ્યારે તે બાળક બેટાનું સોહામણું માથું તેજ શિરછત્ર શ્રીમંત બાપનાં માથાં ઉપર બેખુદી વચ્ચે ઝુમી પડેલું હતું!

તેઓએ તે બન્નેને ત્યાં આવતાં સાથે એ જીગર ચીરી ફાંસી નાંખનારી હાલતમાં તે સર્દ ઘાસવાલી જમીન પર પડેલા જોયા, કે જ્યારે પેલાં બે જાનવરો જે ગજબ આફત વર્ષી રહી હતી તેના ત્રાસનાં અગાધપણાંથી વાકેફ થઇ રહયાં હોય તેમ બાજુમાં શાંત અને ગમખ્વાર ઉભાં હતાં!

તેઓ બધાં સાંમે પારથી દોડી આવ્યાં હતાં—એકકેએક! ઉપર કહેવામાં આવ્યું છે તેમ 'ફર્ન કૅાટેજ'ના દરવાજા પર બધાં ઉભાં રહીને લાંબે સુધી તે બાપ બેટાને જોતાં ઉભાં હતાં, અને જ્યારે ઘોડાએ થોકડ ખાધી અને લોડ હૅરી તેની પીઠ પરથી ઉડી ગયો એ સિતમ જોવામાં આવ્યો, ત્યારે બધાંએ—એકકેએકે—સાથે ચીસ મેળી, અને એક બીજાંને જોવા કે કહેવા વગર ચાહોમ પોતાનો જાન મુઠઠીમાં લઇ જીવ નાખતાં તે તરફ દોડયાં. એમ છતાં ખરાબી એટલી હદ સુધીની ગંભીર જોવાની તો કોઇએ તે તરફ જતાં વક્કી પણ ધરાવી નહિ હતી. ગરીબ કૅથેરાઇન જે સૌથી છેલ્લી લપેડા ખાતી હાંફતી કાંપતી ત્યાં આવી પોહોંચી તેણે પણ એટલું બધું ગજબનાક જોવાની

તો વકી રાખીજ હતી નહી. એમ તો ન્હાનો સીડની છ મહીનાનો હતો તે વખતે બી એકવાર તે તેણીનો ભરથાર ઘોડા પરથી સખ્ત ઝીંકાયો હતો, અને ગળાનું હાંડકું ભાંગી ગયલું હોવાથી તેણે ઘણી લાંબી બીમારીનું બીછાણું સેહવ્યું હતું, કે જ્યારે એક પાસબાન ફીરેસ્તાની અદાથી જરાપણ વગર થાકવે કે કંટાળવે તેણીએ તેનો ખાટલો સંજોગ્યો અને તેને સારો કર્યો હતો.

પણ, અરે, આ વખત તેણીએ ત્યાં આવીને જે જોયું તેથી તેની છાતી ફાટી ગઇ, અને તે હાવરી બાહવરી, સુની બેહેરી થઇ ગઇ! તે અવાચકજ થઇ ગઇ, અને પોતાનાં બન્ને જાનથી જ્યાદા અઝીઝોની બાજુમાં લકવાથી હોય તેમ બેતાકાત ફસડાઇ પડી!

"હૅરી, હૅરી, ભાઇ હૅરી, કાંઇ જવાબ તો દે?" રૉબર્ટ જે પેહેલી હરોલમાં ખરાં દીલથી એ મામલો જોતાં તરખાયલો હતો તેણે પોતાના ન્હાના ભાઇનું માથું ધ્રુજતા ફીલીપની છાતી પરથી પોતાની છાતી પર ખસેડતાં પુકાર કર્યો, કે જ્યારે તેજ દરમ્યાનમાં પેલો વડો ઘોડાવાલો કે જે એજ ધંધામાં છેક ન્હાની ઉમ્મરથી મોટો અને ઘરડો થયલો હતો, અને ઘોડેસ્વારીને લગતા અકસ્માતોમાં ઘણો અનુભવી, પાહ-વરડો અને પ્રવીણ હતો, તેણે વાંકો વળી બધું માજનું તપાસી લઇ શંકાશીલ માથું ધુણાવ્યું!

"સાહેબ, માહરા લૉર્ડ હવે તમોને જવાબ આપવાના નથી! એવણની ગરદન આખી ભાંગી ગયલી છે, અને હેયાતની ઉતાવળે ઓટ થતી આવે છે. કોઇ ડૉક-ટરને બોલાવવાનો બી જુલમગાર મોહોતે વખત આપ્યો નથી, એવણ બીજી બે ચાર મીનીટમાં તો આખર થઇ જશે!"—અને તે, એમ કહેતાં, પોતાની ઘરડી આંખો-માંથી ગબડી પડેલાં આંસુઓ નુછતો ફરી ગયો.

પણ, ઓ પરવરદેગાર! તેનું એ બોલવું સાંભળતાં કૅથેરાઇને જે એક મોટી ભયાનક ચીસ મેળી અને ફીલીપ તેમજ સીડની બેટાઓના બાળ અંતઃકરણ ફાટી ગયાં તે કરૂણારસ માહેતમનો અમો વાંચનારાં સાહેબોને શી રીતે ખ્યાલ આપી શકયે? અમો કને શબ્દોજ નથી! ફકટ દશ મીનીટ આગમજ જે વ્હાલો જવાન—જોરે-મંદ, તંદરોસ્ત, ખુશાળ ઘોડેસ્વારી કરતો જીવતો, જાગતો આ મોહોતના ગાર તરફ ખેંચાઇ આવ્યો હતો તે મરી ગયો હતો અથવા મરી જતો હતો એ માનીજ કેમ શકાય? શું તે દીગમુઢ અને અવાચક થયલાં દુઃખી આત્માઓ વાસ્તે એ એક ભયાનક સ્વપનુંજ નહિ હતું?

"તોઝી પાસેનાં ગામમાંથી એક કોઇ સરજીયનને તાબડતોબ બોલાવો," રૉબર્ટે પુકાર કર્યો,—અને બીજીવારનો હુકમ થવાની વાર જોવા વગર ત્યાં દોડી આવીને ભેગા

થયલા ઘોડાવાળાઓમાંનો એક તાબડતોબ એક કુદકે વિજળીના વેગે બ્રાઉન બેસ પર સ્વાર થયો, અને સરજીયનને તેડી લાવવા ચાહોમ નીકળી ગયો.

પણ તે મોડું—અફસોસ, ઘણું મોડું હતું! તે થોડેક છેટે ગયો નહિ હશે તેટલાં તો તે જવાંન જોરેમંદ માણસે ઉપરાસાપરી બે ત્રણ મોટાં ડસકલાં ખાધાં, અને તે જીંદગીની જોત બધાંની જોતાં આંખ ફાટી જાય એમ સદાની હોળવાઇ ગઇ!

તે વડા ભાઇ (રૉબર્ટ)ને અલબત ઘણું લાગ્યું, પણ તે છતાં તેની છાતીએ તેની મરજી ઉપરાંત એક મોટા છુટકારાનો દમ ખેંચ્યો, કેમકે તેનો શ્રિમંત ઉમરાવ ભાઇ આયંદા, વીલ કીધા વગરજ, આખર થયો હતો! અરે પરવરદેગાર, એ વીલ કરવાની તલબમાં એકદમ ઘસડાઇ જઇને તો તે પોતાના સોલીસીટરને મળવા આ મુજબ ધસ્યો જતો હતો, અને તેવામાંજ બેરેહેમ જાલીમ મોહોત, નહિ જોઇતી ને ને નહિ ઘટતી સીતાબી કરી, તેને એ મુજબ પોતાની પાંખ પર ઉપાડીને ચાલતું થયું હતું!

'એ વીલ વગર મરી ગયોછ, અને આય લોકો પોતે તેના હકદાર હોવાનું કોઇ દહાડો પુરવાર કરી શકવાનાં નથી, એટલે એ બધાંઓની છાતી પર હુંજ એના કરોડોનો મુખત્યાર અને ખેતાબનો માલીક થાઉંછ!' તે પોતાનાં મનસે પટપટયો,—અને કમબખ્ત કૅથેરાઇન, ફીલીપ અને સીડની એ શું તમારાં ફુટેલાં નસીબ માટે બોલે બોલ ખરૂં નહિ હતું? એ બધું બનવા કાળ થયું!

———o———

## પ્રકરણ ૬.

મોહોત કોઈને મૂકતું નથી. ગરીબની ઝુપડી કે શ્રીમંતના મહેલમાં તેનો કોઈબી પક્ષપાતી વગરનો હથોડો કયાં, કાંય અને કયારે ઉતરશે તે કોઈ કદી અટકળી શકતું નથી. એ ભેદ માહાનામી માલેકે પોતાને હાથ સાચવેલો છે, અને અવા ભેદનો જવાન લૉર્ડ હૅરી બોફર્ટ, ખ્યાલ નહિ થઈ શકે એટલી બધી સીતાબીથી, ભોગ થઈ પડયો! અરે, ફકત આગલીજ રાત્રે તો ડીનર પછી પોતે અમરપતો લઈ આવ્યો હોય અને મરવાનોજ નહિ હોય તેટલી બધી ખાત્રીથી તે વાત કરતો હતો. પોતે વસિયત કરવા જવા ચાહતો હતો એવું સાંભળતાં સાથે જયારે તેની કમનસીબ મોહોરદાર કૅથેરાઈનને તેણે સ્વભાવિક અપશુકન્ન માનતી જોઈ, ત્યારે તે મગરૂરીનું અને પતરાજીનુંજ થોડું હસ્યો. ગરીબ તે—તેણે હસ્વાનું કર્યું હતું કે 'મને ખહી થયોછ કે કૉલેરા!'—એટલો બધો વેહેલ્લો નહિ મરવા વાસ્તે તે ખાત્રીપૂર્વક હતો, અને તે છતાં, તાજુબીઓની તાજુબી, તેજ પળે બેરેહેમ મોહોત તેની હઝારો ચેષ્ટા કરતું તેને માથે ભમતું હતું!

એ ઉતાવળાં, છુપાછુપ અને નાહાસભાગનાં લગનનો ભયભીત ફ્રેજ હતો! એવાં લગનોમાં અધર્મી કે ગુનેહગારીભર્યું કશું હોતું નથી, પણ પરવરદીગારનો એ એક અચળ નિયમ થાય છે કે એવાં લગન ઘણે ભાગે અસુખીજ પુરવાર થાય છે. પાદરી કૅલેબ એક અંગત દોસ્ત થતો હોવાથી જવાંન હૅરી બોફ્રૅટે પોતાના કાકાને થાપ આપવા ગરીબ કેટને સમજાવીને એ છુપાછુપનાં લગન કરાવી લીધાં, અને જે બે શાક્ષીઓ મોજુદ હતા તેઓ નાબુદગી પાંમવા ઉપરાંત, કમતાલે એ થયું કે, ખુદ લગન કરનાર પાદરી પોતે પણ ઉતાવળે સ્વર્ગવાસ પાંમ્યો, જ્યારે લગનનાં રૅજીસ્ટરમાંથી એ લગનની સત્તાવાર નોંધ તેણે ખાસ ભવિષની સલામતી માટે ઉતરાવી મંગાવી હતી તે પણ તેણે ક્યાં મૂકી તે મરવા આગમજ હૅરીએ કોઈને બતાવ્યુંજ નહિ! તે ગરીબ બીચારો ગફલતજ ખાઈ ગયો અને પછીથી પરીણામ એક મોટી સત્યાનાશીનું માહા બુરૂં આવ્યું!

પણ કેટલીક વાર માઠું થાય છે તે સારાંને કાંજે, તેમ એ લૉર્ડ હૅરીના વડા ભાઈ રૉબર્ટ બોફ્રૅટને વાસ્તે તો તે ઘણું ભલુંજ થયું. ખરી રીતે તો એ તેનોજ હક હતો, પણ તેના ઉમરાવ કાકા લૉર્ડ હંફ્રી બોફ્રૅટે—અર્લ ઑફ ઍલનબરોએ—તેણે પુરતો પીછાણી લીધેલો હોવાથી તે ઉમરાવ પોતાના એ નાહના ભત્રીજાને પોતાનું સર્વસ્વ (ખેતાબ સુધ્ધાં) આપી ગયો, જેનું તેને ઘણું ઝેર હતું. એ ઝેર ઘણું જબુન તો ત્યારેજ થઈ પડ્યું કે જ્યારે તે હૅરી જોડે, પોતાના બેટા આરથરને લઈને, "ફ્રૅર્ન કૉટેજ" ખાતે મેહેમાન આવ્યો, અને જેમ તે બજીદાઈથી માનવા ચાહતો હતો તેમ કૅથેરાઈનને પેટે ફીલીપ અને સીડની જેવા બે મોટા ખુબચહેર ગેરકાયદે જન્મ પામેલા બેટાઓને વટીક તેણે તવલુદ થયલા જોયા! તે એ બધું જોતાં ઈર્પાથી જળીજ ગયો, અને તેવામાં કમબખ્ત હૅરી ઘોડાપરથી ઉઠલાઈ પડીને બધાંના અસહય માહેતમ, કકળાટ અને ટવળાત વચ્ચે ઉતાવળું બેહેસ્ત પાંમ્યો!

એ પછીના ત્રણ દીવસ માહ કકલાટ, મોટા વિલાપ અને અસહય સંતપાનાજ ગુજર્યા, જે દરમ્યાંન તે જવાંન જોરેમંદ ઉમરાવની લાશને હજી ભુમીદા કરવામાં નહી આવી હતી, અને તે બીલકુલ તાજું શબ, ફકત તે મરનાર ખુશ લેહેરમાં ઉંઘાતો હોય તેમ, તેનાં ઉઘાડાં કૉફીનમાં તરતનું ગોઠવેલું એમનું એમ પડેલું હતું. તે માહ ત્રાસજનક દેખાવ હતો, કે જ્યારે તે કૉફીનની બાજુમાં ફસડાઈ પડેલી તેની નેકજાદ મોહરદાર કૅથેરાઈન, અવાચક અને દીલમુધ જેવી, ફાટેલે ડોલે તે લાસને ટીકતી જમીન પર ફસડાઈ પડેલી હતી, અને નાહનો સીડની, જે બધું થયું હતું તેના ગજબનું પ્રમાણ પુરેપુરૂં નહી સમજી શકતો હોવા છતાં, દીલ ટુટી જાય એવાં દચકાંઓથી તે વાહલી માવીતરના ખોળામાં માથું પટકી નાખી રડતો હતો. વડો ફીલીપ કૉફીનની બીજી બાજુએ હતો, અને તે પણ તેની દુઃખી માતા જેવોજ આ ગજબનાક મોહતથી આંધળો, બેહરો, મુંગો બની ગયો હતો. ઓ, તે માનીજ કેમ શકે કે જે બાપે તેને હદ વગરની માયા ને મોહબતમાં પોષીને મોટો કીધો હતો, તેની ગમે એવી ભુલ અથવા તકસીર વખતે પણ

જેના હસતા મુખડાપર ગુસ્સાનો એક ચીલ્લો વટીક ચઢેલો તેણે કદી જોયો કે જાણ્યો નહી હતો, તે આ સખ્ત કૉફીનમાં હમણાં હંમેશગીની ઉંઘમાં ઉંઘતો હતો? તે આ વખતે એક લાંબા દરમ્યાન પછી 'ફર્ન કૉટેજ'માં પાછો આવ્યો હતો, અને આવ્યા બાદ તેના જોડે ઘોડેસ્વાર થઈને તાજો, તંદરોસ્ત, કદી મરે નહી તેવો પોતાના વકીલને મળવા જવા નિકળ્યો હતો, તેવામાં ઘરને આંગણેજ મોહતના ખોળામાં જઈ ઉતરવા પાંમ્યો તે ગજબ શું દેહશતથી કોઈને પણ હોશફરામોશ કરી મેળે એવો નહી હતો? તેનાં પણ તેની માતાની માફક આંસુજ ખંચાઈ ગયાં હતાં. કેટલીક વાર કેટલાંક દુ:ખ એવાં છાતી ફાડી મેળનારાં અને અગાધ ગંભીર પ્રકારનાં થાય છે કે જે જાલીમ દુ:ખ આંસુઓનો ઝરો પણ સુકવી નાંખે છે, અને આંસુ, જેમાં છાતીનો થોડોક ખુલાસો ને રાહત સમાય છે, તે પણ તે દર્દમંદ દીલની દયાએ પોહોંચી શકતાં નથી, અને તેજ હાલ, હાલમાં આબાદ, એ દુ:ખથી જળીજ ગયલાં મા દીકરાનો હતો!

અને એ વખતે પેલો નવો અર્લ—લૉર્ડ રૉબર્ટ—શું ડોહરાં દોહવતો હતો? હૅરી મરણ પાંમ્યો ને પાંમ્યો તેણે તાબડતોબ પોતાનાં અ અચબુચાં ને નહીં ધારેલાં ભાગ્યોદયની પોતાની મોહરદારને ખબર આપી હતી, અને ઠેઠ લંડનથી પોતાના સોલીસીટરને એકદમ અત્રે તેડાવી લીધો હતો. તે પોતાના આ અજબ જેવાં સદભાગ્યમાં ગોયા માનીજ નહી શકતો હતો! તેનો મરનાર કાકો લાર્ડ હંફ્રી તેને રવડાવીને નાધલાને વરતાવી ગયો હતો તેનું તેને ઘણું જબુન ને જાલમ દુ:ખ હતું—હજી તો તે એ નાધલા ભાઈનું થોડીક ઉદારતા વાસ્તે ઓશીઆળુ કરતો હતો—અને તેવામાં તે એજ ખેતાબ અને એજ કરોડોનો બીલકુલ નહીં ધારેલો માલીક થઈ પડયો એ શું ખુશીથી છાકટ કરી મેળનારી ખુશનસીબી તેના જેવા એક કડક બંગાલી વાસ્તે નહી હતી? તેણે એ મોહત શોહોધ્યું કે માંગ્યું નહી હતું, પણ પરવરદીગારને એ ગમ્યું. તે માલીકે એ રીતે તેને તેના હકોની નવાજીશથી નવાજ્યો, ત્યારે, પોતાના નાહના ભાઈના કપખતનાં ગજબનાક મોહતની ગમી છતાં, તે પોતાનાં દીલને ખુશી કાંય નહી મનાવે?

અને તેથી જ્યારે કે કમનસીબ હૅરી બોફર્ટનાં શબને તૈયાર કરીને કૉફીનમાં મેળવામાં આવ્યું હતું, અને કૉફીનનાં ઢાંકણાંને ખીલા મારીને તેને ડાટવા જમીનના એક અંધારા ખુણાંમાં સદાનું ગર્ક કરવા લઈ જવા હજી થોડોક વિલંબ હતો, તે વખતે તે પોતાના સોલીસીટર જોડે ભારે કામકાજમાં રોકાયલો હતો. તેઓ બેધડક હરેક ટેબલનાં ખાનાંઓ ખોળતા હતા અને હરેક ઈસકોત્રીઓના વકોરા તોડી નાખીને તે માહેલાં કાગળ્યાંઓ બારીકીથી તપાસતા હતા. તેઓ માનતાજ નહી હતા કે હૅરી બોફર્ટ એ વડા ભાઈને કહી અને સમજાવી ગયો હતો તેમ, આ તેની વિધવા એ મરનારની હકદાર પરણેતર હોય, અને આ તેઓના દીકરાઓ તે બાપના હકદાર બેટાઓ હોય! તેમ હોય તો સમુળગું નખ્ખોદજ નિકળી જાય! તેમ હોય ને તેમ થાય તો એ કરોડોનો માલીક અને ખરો હકદાર અર્લ ઓફ ઍલનબરો મરનારનો વડો બેટો નાહનો ફીલીપજ લેખાય; પણ તેમ હોયજ

કફન અને દફન પામ્યું, ત્યારે તેને તે રીતે કાંકરા, પથરા અને મટોડીના ઢગ નીચે દબાએલું છોડી આવતાં કોઈને કશી અરે થઈ નહીં! એ આદમીની સરજત છે—એ આદમીની સરજતનું આ ફાની જેહાનનું આયંદા ફના કરી મેળનારૂં સેવટ છે!

તેઓ પાયદસ્તેથી પાછા ફર્યા ત્યારે લૉર્ડ રૉબર્ટ અને સોલીસીટર બ્લૅકવૅલને લંડન પાછા લઈ જવા વાસ્તે મરનારની શોભાયમાન પોસ્તચેઝ બાગમાં તૈયાર ઉભેલી હતી અને રૉબર્ટ કમબખ્ત કૅડેગર્ડનને મળવાનું ટચકારૂં કરવા અંદર ગયો.

"હું તમારી કાંઈ ગોઠવણ કરીને તમોને લંડનથી લખશ, બાઈ," તેણે દમામથી કહ્યું; "કેમજે હવે તમોને તમારૂં સુજ્યું કરી લેવું પડશે. આએ કૅટેજ મેં વેચી નાખવા કાઢ્યુંછ, અને તમોને અત્રેથી રૂખસદ લેવી જોઈશે; પણ અમો તમોને ઉતાવળે એકદમ આતરેથી જવા કેહવા ચાહતા નથી. જેમ બને એમ જલ્દી સગવડ કરીને જજો, ને લે ચાલો, હવે સાહેબજી. સાહેબજી, છોકરાઓ."—અને તે જવા ફર્યો, જ્યારે નાહના ફીલીપને તેની વાહલી માતા તરફના એ કાકાના તુચ્છકારભર્યા વરતણ સારૂં અને તે વાહલું બાપીકું કૅટેજ તે વેચી નાખવા નીકળ્યો હતો એ વાતની માહીતી થતાં જે ગુસ્સાનું ઝનુન બરપા થયું તેનું બ્યાંન કરવું બેજા છે! તે ગુસ્સાથી લાલ ભુંડ જેવો બની ગયો, પણ તે ગરીબ બાળક બોલીજ શું શકે અને કરીજ શું શકે? એમ છતાં લૉર્ડ રૉબર્ટે તેનો એ જુસ્સો અને કેહેર બરાબર જોયો, અને તે મનથી પટપટ્યો, 'આએ દુકતાનો તુમાખ આયંદા એને ઘણો ભારી પડવાનો છે! એ પોરયો સારો નીકળે એવું જરાબી લાગતું નથી તો!'

ડાચાં વકાસી આવીને ઉભી રહે એવો મામલો માથે આવતો લાગ્યો, ત્યારે જતે પોતાના ભાઈને લખવા વાસ્તે પોતાનાં મનને જેમ તેમ સમજાવી શકી. તેણીએ મન સમજાવવા મનથી તકરાર લીધી કે તેના ભાઈએ જે લખ્યું હતું તેમાં ખોટું કે વાંધો લેવા જેવું હતુંજ શું? તે ખરી હકીકતથી નાવાકેફ હતો, અને નીતીમાં માનવાવાલો કોઈબી રાંક ભાઈ, બેહેનને વાસ્તેનાં ગમે એવાં હેત છતાં, બેશક નારાજ થઈને એમજ વરતે અને એમજ લખે. વળી તેણીને ઉમેદ થઈ કે હવે તે જો હીંમતથી તેને બધી ખરી હકીકત લખે, અને પોતે ખરી હકદાર મોહરદાર હતી એ વાતની તેને સોગંદપુર્વક ખાત્રી આપે તો બનવાજોગ હતું કે તે પીગળે અને તેણીને મદદ કરે. મદદ ખાસ કરીને નાહના સીડનીને વાસ્તે જોઈતી હતી. તે મરી જાય તો એ બચ્ચું બીલકુલ રવડી જાય તેની તેને મજબુત ફીકર બરપા થતી રહી હતી. ગરીબ ફીલીપ તો ઘણો ઘડાયો ને ઘણો સુધર્યો હતો. અનુભવ ઘણો મોટો શીક્ષક થાય છે, અને અનુભવે તેને ઘણો ઘડયો અને ઘણો ડાહયો કર્યો. તે આગળનો તામસી, ગુસ્સાબાજ, મગરૂર ફીલીપ હતોજ નહી, જ્યારે માતાના લાડ વચ્ચે બની શકે તો નાહનો સીડની, તેની અણસમજ વચ્ચે, વધતો બીગડતો આવતો હતો. તે જરા ઓછું પડતાં છેડાઈ પડતો, અને રડીને ઘોઘ્યારાં કરતો. તે બધાજ પોતાના શોખ તૃપ્ત કરાવાની હઠ લઈ બેસતો, અને એમ હોવાથી બાજે વખ્ત પોતાની કાયનાત અને લાયકાત જેવી જોઈએ એવી નહી હોવા છતાં કૅઠેરાઈન કેકે નોકરી શોધીને ગવરનેસ તરીકે ઠર પડી જવા પણ મન કરતી. સોલ વરસની પરણી આવ્યા પછી તેના ભરથારે નામીચા ઉસ્તાદો હસ્તક તેને ઘણી કેળવી અને સોસાયટીને લાયક કરી હતી, પણ સવાલ એ હતો કે તે લાયકાત બચ્ચાંઓને કેળવણી આપવાની હુન્નરમંદીને વાસ્તે જોઈએ એટલી સંપુર્ણ કેહવાય? માન્યું કે તે સંપુર્ણ હતી, તોબી આવી લઠડતી અને કચડાઈ ગયલી દેહ સાથ તે કે જેણે ઘણા સારા વખત જોયલા તે એવું લડેરૂં હાલમાં કરી શકે ખરી? વળી એજ નહી હતું. તેને પોતાનાં બચ્ચાં સોંપેજ કોણ? જે હીણપરસ્તીનો કલંક તેને કપાળે ચોંટયો હતો તે પછી તે કોઈબી સારે ઘરે છોકરાંઓની નોકરીમાં ઠર પડવાની આશા અને હીંમત કરીજ કેમ શકે? તે પોતાને શી રીતે ઓળખાવે? કોર્ટમાંનો દાવો હારી જવા પછી તે પોતાને લેડી બોફર્ટ તરીકે ઓળખાવે તો તે માને કોણ, અને જો એ વાત તે છુપાવે તો સરયાંમ જુઠાણાંમાં તેને આશરો શોઢવો પડે તે વાત વાસ્તે તે પ્રમાણીક દીલની પાક પરણેતર પોતાનાં દીલને સમજાવી અને એકમત કરીજ કેમ શકે? એ બધાં પરીણામોના સંજોગમાં, તેણીએ એક કાગળ ખરી કાકલુદીનું પોતાના ભાઈ પર લંબાન વિગતે લખીને પોસ્ટ કર્યું, અને તેણીની ગણત્રી મુજબ જે દાહડે તેનો ટપાલમાં પાછો ફરી વલેલો જવાબ તેને મળવો જોઈએ તે દાહડે તે ઘણી નાસબર અને બેકરાર ઉઠી. તે દાહડો જુન મહીનાની અધવચનો હતો, અને અસાધારણ ગરમ હતો, જ્યારે જે નાહનાં ભોંયતળ્યાંમાં તેઓ બીચારાં રહેલાં હતાં તેમાં અલબત વધતુંજ ગરમ લાગતું હતું. ફીલીપ તો બીચારો બુક બાચકો નાસ્તો કરીને પોતાની રોજની રખડપતી વાસ્તે કોઈ નોકરીની જુસ્તેજોમાં

સહવારનો બાહેર પડ્યો હતો, અને કૅથેરાઈન ધડકતી છાતીએ પોસ્ટમૅનનાં બારણું ઠોકવાની રાહ જોતી તે કંગાળ આગલા રૂમમાં બેઠી હતી. સીડની પણ ત્યાંજ હતો. ને પોતાની મમાની મોટી કાતર લઈને જમીન પર બેસી ગયો હતો, અને એક મોટી પીકચર બુક જે તેની માએ તેને વાસ્તે આગળેજ દીવસે મોટી કીંમતે ખરીદી હતી, અને જેનાં પીકચર આગળી રાત્રે તે છોકરાની ઘણી ગમત વચ્ચે તે માતાએ તેને દેખાડ્યાં અને સમજાવ્યાં હતાં તે હાલમાં બધાં તે કાપી કાઢવાની અફાળજીકમાં પડયો હતો.

"ઓ કેટલી બધી ગરમી છે, મમા!" એવામાં નાહના સીડનીએ પોતાનાં કામમાંથી માથું ઉંચકી પોતાનાં વેરવાર ઝુલફાં નીદારપરથી ઉંચાં કરતાં કહ્યું; "મને આએ ઘેર જરા નહી ગમતું; ચાલોની, આપણે આપણાં જુનાં ઘેરમાં જતાંજ રહીએ, મમી ડીઅર?"

"ત્યાં આપણાથી જવાય એમ નથી, દીકરા," જવાંન કૅથેરાઈને પોતાના લાડકવાયા નાધલાનો એ પહરીયારો સાંભળતાં પોતાની છાતીમાં ઉભરાઈ આવેલું એક ડચકું મુશકેલથી પાછું સમાવતાં કહ્યું.

"પણ અહીં તો મને માહરો ટટ્ટુ બી નથી મળતો!" સીડનીએ વધતા કડવાસથી ગાલ ફુગાવીને ફરયાદ કરી; "માહરો ટટ્ટુ કાંય તમે મંગાવી લેતાં નથી, મમા?"

"કારણ કે તે તો વેચી નાખ્યો."

"કોણે વેચી નાખ્યો?"

"તાહરા રૉબર્ટ કાકાએ."

"રૉબર્ટ કાકા ઘણા 'નૉટી' છે, મમા; મને તેવણ જરા ગમતા નથી! ટટ્ટુ તો આપણા પપાનો હતો, ને આપણા પપાએ તો તે મને આપેલો હતો ત્યારે એવણે કાંય વેચી નાખ્યો હશે?"

ગરીબ કૅથેરાઈન—તે શો જવાબ કરે?

"મને ટટ્ટુ પર કેવું ફરવા ગમેછ, મમા! તમે મને બીજો ટટ્ટુ નહીં અપાવો?" સીડનીએ પોતાનાં અજ્ઞાનપણાં વચ્ચે જખમો કરવાનું જારીજ રાખ્યું; "મહજાનો સફેદ ને લાંબી પુછડીનો ટટ્ટુ મને ઘણો ગમેછ. તમે એક અપાવશો, મમી?"

"માહરી પાસ તેના પૈસા નથી, માહરા દીકરા," તે માતાએ પોતાની આંખમાં ઉભરાઈ આવેલાં આંસુઓ છુપાવવા મોઢું ફેરવી નાંખતાં કહયું; "આપણે ઘણાં ગરીબ થઈ ગયલાં છીએ."

"પણ ત્યારે ભાડે મંગાવોની? પાસેના તબેલામાં ટટ્ટુઓ છે તે ભાડે આપેછ."

"વારૂં, હું જોવશ બેટા," કેઠેરાઈને ઉમેદ આપી, "હું એક વખત તાહરે વાસ્તે મંગાવશ."—અને પોતાનાં એ ખરચાલુ કામને વાજબી ઠરાવવા તેણીએ મન સમજાવ્યું, 'માહરૂં ગરીબ બચ્ચું, એ કેવો લેવાતો ને ફીક્કો પડતો જાયછ? એને જરા એ સસે એકસરસાઈઝ મળશે તો ફાયદો તો થશે?'

"હા પણ મમા, તમો મને ટટ્ટુ અપાવવાનાં છો તે વાત ફીલીપને ના કહેતાં."

"કાંય દીકરા?" તે માતા અજબ થઈ.

"કેમજે એ અદેખો થાયછ," તે નાહના ચૅકુસે અવાજ દાબી દઈને સંભાળભરી ઢીસમે જવાબ કર્યો; "તમે જાંણતાં નથી. હું તમારી પાસે કાંઈબી માગુંછ કેની ત્યારે એ મને ઘણો ધમકાવેછ કે 'મમીને બીચારાંને એવા ખોટા ખોટા ખરચો શાંનો કરાવ્યા કરેછ?' મને પરસ દાહરે તો કેહજે 'હવે હું તુંને એ વાસ્તે મુક્કી મુક્કીએ મારશ,' અને તેથી—"

હયાં તે આગળ બોલતો અચકી ગયો, કેમજે એવામાં પોસ્ટમેને બાહેરનું બારણું જોરથી ઠોક્યું, અને એકલડોકલ ચાકરડી જેન જે કૅઠેરાઈનને હાથ લાગવા રહેલી હતી તે દરવાજો ખોળવા જાગ તે આગમચ અધીરી પડેલી કૅઠેરાઈન તે કાગળ લેવા પોતેજ દોડી ગઈ.

---

## પ્રકરણ ૧૦.

"નૉટ પેડ છે, મૅમ," તે પોસ્ટમેને પોતાની ટોપીને આંગળી લગાડી તે કાગળ આપતાં કહ્યું; "ડબલ પોસ્ટેજ એક શીલીંગ ને આંઠ પૅન્સ તમોને આપવો પડશે." ગરીબ કૅઠેરાઈને એક નિસાસા સાથે તે પૈસા કાઢી આપ્યા, અને પછી તે કાગળ લઈ તે ધ્રુજતી છાતીએ, ડ્રોઈંગ રૂમમાં ઉતાવળે પાછી ફરી.

"મમા," તે એ કાગળ ઉખેડતી હતી તેવામાં સીડનીએ વળી માથું ખોસ્યું, "હું પાસેના મી૦ પોવેલને ત્યારે ટટ્ટુને વડે કહી આઉં?"

"હમણાં નહીં, દીકરા, હાલ મમાને કામ છે: હાલમાં હવે મમાને જરાબી કંટાલો આપતો ના," તે માતાએ તાકીદ કરી, અને નાહનો સીડની જેનું પણ તે માતાપર ખરેખર ઘાણું હેત હતું તે તાબેદારીથી ચાલી જઇ પેલાં પીકચરો કાપી લે વાની જંજાળમાં પાછો રોકાયો. એ દરમ્યાંનમાં કૅઠેરાઇને પોતાના ભાઇ મી૦ રૉજર મૉરટનનું તે તરતનું આવેલું લંબાન કાગળ ખોલ્યું અને વાંચ્યું. એવાં કાગળો બાજે વખ્ત લખનારની 'કૅરેક્ટર' (ચાલચલણ અને સ્વભાવ) વાંચનારાંઓ સાંમે આયના પેરે રજુ કરી શકે છે, અને તેમાંનુંજ આ એક કાગલ આ મુજબ હતું:—

હું અહીંયાં એ તરફ નોકરીએ રખાવી શકશ. મી૦ ક્રીસ્ટોફર પ્લાસ્ટર નામનો મ્હારો એક સાલો છે તે અહીં બુકસેલર છે અને ચોપડી વેચવાની દુકાન રાખવા ઉપરાંત 'મરક્યુરી' નામનું એક અઠવાડીક પેપરબી ઍડીટ કરે છે. એ પેપરનાં સવાલોથી વધારે ઘહરાક છે, અને પેપર એટલું વગદાર છે કે લંડનનાં મોટાં મોટાં પેપરોબી કેહજે બાજે વખ્ત એની આરટીકલો અને ખબરો એમની એમ તફરચી કરીને પોતાને નામે પોતાના ઈશ્યુઝમાં ટેસવી દે છે, ને તે એ વાત અમારી આગળ કરેછ ત્યારે ઘણું હસવાનું થાયછ. એ લોક એમજ સમજતા લાગેછ કે એ ગરગામડેનાં ક્યાં એ લંડનના પેપરો વાંચવાનાં ને જોવાનાં છે? હવે એ માહરો સાલો ક્રીસ્તોફર પ્લાસ્તર બેહન જેવો ભણનાર ગણનાર અને ધર્મી સકર્મી છે—હું તો ધારૂંછ કે એ આખું કુટુંબજ એવું પહરેજગાર, ભણનાર ગણનાર ને ધર્મી સકર્મી છે—અને એ માહરા સાળાને પોતાનાં કામમાં મદદ થવા એક ચબરાક છોકરાની નોકરીની હાલમાં જરૂર છે તેને ત્યાં ભલામણ કરીને અમો એ તાહરા વડાને ટેસવી દઈશું. હું આજેજ એને લખુંછ. એણે પેપર કાઢ્યું ત્યારે માહરી પાસે પચીસ પાઉન્ડ ઉછીના લીધેલા છે, એટલે એ માહરો દબાયલો છે, અને મને ના કેહવાનો નથી, કેમજે માહરૂં કરજ એ હજી ફેરવી શક્યો નથી. એમ તો પેપરમાં ભાગ્યો થવા ઘણી વખત માહરા અવેજ બદલ મને એણે ઓફર કરી, પણ જે કામમાં હું સમજું નહીં તે કામમાં હું કદી પડતો નથી. પેપર કેમ લખાતું હશે અને કેમ છપાતું હશે તે માહરી બળા જાંણે! હું તો એક કૉપી જે દર અઠવાડયે અમોને મફત મોકલે છે તે આવે ત્યારે અમથી જાહેર ખબરો જોઈ જાઉં. વળી મેં તો સાંભલ્યું જે પેપર અવલી બાજુનો નફો કરેછ, ત્યારે હું ક્યાં એ લાખના બાર હજારનાં લફડાંમાં પડવા જાઉં? મેં તેથી નાજ કેહેલું છે. એમ તો એણે માહરા વડા વાંદરને પોતાને ત્યાં નોકરીએ રાખવા માંગ્યો, પણ અમોને તે ફચ્યું નહીં ને અમોએ તો ના કહ્યું. તેથી તાહરા પોરયાને વાસ્તે એ સાબુત ચાન્સ છે. એને કાલેજ મોકલી આપજે. મી૦ પ્લાસ્તરનું નામ ઠેકાણું વિગતવારે આ જોડેની કાપલીમાં મેં લખી મોકલ્યું છે તે આપીને એને મોકલી આપજે. ઑમનીબસમાં ટૉપપર બેસી જશે તો આંહી આએ તરફ આવવા જવાનો કાંઈ ઘણો ખરચ થવાનો નથી.

વાસ્તેનો માહરો ક્રોધજ હું તો જીતી શકતો નથી. તે જો ખરૂં હોય તો તાહરાં બચ્ચાંઓનાં સંબંધમાં તેં એ 'ક્રીમીનલ' કીધુંછ, અને તુંને જેલનીજ સજા થવી જોઈએ કે બીજીઓ ધડો લે. એમ છતાં, તું આટલી બધી દુ:ખી છે ત્યારે કાંઈબી વાકું સમું લખીને હું તાહરૂં વધારે દીલ દુ:ખાવવા ચાહતો નથી, પણ એક વાત તો નક્કીજ છે કે તુંને તાહરે માથે લાગેલા એ કલંક પછી હું કદીબી માહરાં ઘરમાં આશરો આપી શકું નહી. એ બનીજ નહી શકે. મેં તુંને આગળ લખ્યું છે તેમ માહરી બૈરી ઘણી ભણનાર ગણનાર ને ઘણી ધર્મી સકર્મી છે, અને તેને એ જાતની ગલીચી ગમેજ નહી. મનેબી નહી ગમે. માહરી દુકાનમાં સારે સારે ઘરેનીઓ ઘણી ઈજજતદાર બાઈઓ રોજ ખરીદીએ આવે છે, અને જો એ વાત જાહેર થાય કે મેં તુંને માહરી સાથે માહરાં ઘરમાં આશરો આપીને બોલાવી લીધેલી છે તો માહરી ઘહરાકી તાબડતોબ તુટી જાય ને કોઈ માહરી દુકાને ફટકેજ નહીં! આહીંયા આમારાં ગામમાં એવો અજીથ વટાડ કાંઈ ચાલતોજ નથી. અંહી એ બાબદમાં બધાંના વિચારો ઘણા સખ્ખત છે, એટલે તાહરે વાસ્તે તો તું મને માફજ કરજે. હું તાહરે વાસ્તે કાંઈજ કરી શકતો નથી. 'વાસી પડે શું જે કુત્તા ખાય?' તેવી માહરી હાલત, તેથી હું તો તુંને કાંઈ અવેજબી મોકલી શકતો નથી. એ માહરી ધણીઆણીને ગમેજ નહીં, જે મેં તુંને કહ્યું તેમ ઘણી ધર્મી સકર્મી અને પહરેજગાર છે. હું તુંને કાંઈબી મોકલું ને પછીથી એને ખબર પડે તો એ માહરો ટોટોજ પીસી નાખે, અને આજે તો તું જાંણેછ કે બૈરીઓના ગુલામ થઈ રહેવાનો જમાનો છે! તાહરે વાસ્તે તેથી બેહેતર રસ્તો એજ છે કે તું કેહે નોકરી લઈ લે, અને નોકરી નહી મળે તો પેલા તાહરા જેઠ રૉબર્ટ બોફર્ટના પગપર જઈને માથું મુક. તેને વાસ્તે ઘણું સારૂં બોલાયછ— કહેજે દીલનો ઘણો દયાળુ છે, અને માહરી ખાત્રી છે કે તું જો નમતી ને પગે પડતી જશે તો તે દયા ખાઈને તાહરે વાસ્તે કાંઈ કરશે ખરો. વરસ દહાડે પચીસ પચાસ પાઉન્ડનો

"વાહલી બેહેન કેટેરાઈન,

તાહરો ગઈ તા૦ ૧૪ શીનો કાગળ મને આજે મલ્યો છે. અને તાહરા માંગી લેવા મુજબ હું તરતજ જવાબ લખવા બેસી ગયો છું, જે તેં બાજુની કરી મેલી છે તેજ દાહડે પોસ્ટ જો બરાબર હોય તો તને મળવો જોઈએ.

"હું તાહરીપરનાં સંકટોનો હેવાલ વાંચીને ઘણો દલગીર થયો છું, પણ તાહરો મી૦ બોફર્ટ તું લખેછ તેવો સાચો ને ભલોજ હતો તો પોતાનું વીલ નહી કરી જવાની તેની ભુલ અને તુંને તેમજ બચ્ચાંને રવડાવી જવાની તેની ગફલત બીલકુલ માફ નહી કરી શકાય તેવી છે. એ બધું ઠીકઠીક છે—એમ બધું કહેવાનું ને લખવાનું કે તેવણ દયાનતના ઘણા ચોખ્ખા હતા, અને બીચારા વીલ કરવા જતા હતા તેવામાંજ મોહોતની આફત વરસી, પણ વીલ તો માહરાં મત મુજબ એ અર્લ થયો તેનીબી ઘણું આગમચ-બલકે તાહરી સાથે લગન થયાં કે તરતજ—એણે દાનાઈથી કરી મેળવું હતું. જીંદગીની નાપાયદારી કોણ નથી જાણતું અને એવો એક શીખેલો કેળવાયલો અને મોટી પદવીનો ઉમરાવ તે નહી સમજી શકયો એ શું અજાયબીની વાત નથી? હવે હું કરી તે શું શકું? હું પોતે એક ગરીબ માણસ છું, અને આખો મહીનો દલદેસારી કરૂંછ ત્યારે માહરાં ગરીબ કુટુંબનો નિરવાહ ટકેવકે થઈ શકે એટલું હું પેદા કરૂંછ. તેવી હાલ-તમાં હું એ કરોડોપતી બાપના પૈસાના લાડ અને પ્યારમાં ઉધરેલાં બચ્ચાંઓને કેવી રીતે સ્વાધિન લઈને ઉધારી શકું?

"તું તાહરાં લગન થયલાં હોવાની આટલી કસમોપુર્વક ખાત્રીઓ લખે છે ત્યારે તે વાત માહરે માનવી જોઈએ, પણ માહરી અક્કલ કામ કરી શકતી નથી અને હું માનીજ શકતો નથી. મને લાગેછ કે એ આદમી કોઈ બદમાસ અને લુચ્ચોજ હોવો જોઈએ, કે જેણે એમ કરીને તુંને છેત્રી. કોઈ ખોટો પાદરી અને ખોટા સાક્ષીઓ ઉભા કરીને તાહરા જીવને તસલ્લી આપવા ખાતર એ ઢોંગ ઢતુરાની કીયા એણે કરાવી લીધી હોશે—બાકી ખરાં લગન શું ને વાત શું? એ મોટા બધા નામે મોટા! મને પોતાને તો એ પૈસાવાલા ઘરના પોરયાઓ વાસ્તે હદ વગરનો તીરસ્કાર છે, કેમજે હું જાણુંછ કે તેઓ સોએ સો ટકા જાલસાજ, પ્રપંચી અને લુચ્ચાઓ થાય છે. વળી તુંજ લખે છે કે તેં કોર્ટમાં દાવો માંડયો અને લગન પુરવાર કરી શકી નહી, ત્યારે હજી એ કાયદાસરનાં લગન અને તું પોતે હકદાર હોવાની વાત તું બેવકુફ માનીજ કેમ શકતી હોશે? લોક શું ગાવડી છે કે તાહરી એ વાત, કાયદાએ ખોટી ઠરાવેલી છતાં, તું કહે તેથી માની લીએ? વળી તકરારને વાસ્તે ધારો કે લગન ખરાં અને હકદાર હતાં, તો તાહરા જેવી હેમક આખી દુન્યામાં હોય કોણ? બે ચાર પાંચ દહાડાબી જે લગન છુપાવવા જોગ નહી કેહવાય તે બે ચાર પાંચ મહીનાજ નહી, બે ચાર પાંચ વરસોજ નહીં, પણ પંદર પંદર વરસો ટક છુપાવવા અને તાહરો નાશ કરવા તું કબુલ થઈ તે

વાસ્તેનો માહરો ક્રોધજ હું તો જીતી શકતો નથી. તે જો ખરૂં હોય તો તાહરાં બચ્ચાંઓનાં સંબંધમાં તેં એ 'ક્રીમીનલ' કીધુંછ, અને તુંને જેલનીજ સજા થવી જોઈએ કે બીજીઓ ધડો લે. એમ છતાં, તું આટલી બધી દુ:ખી છે ત્યારે કાંઈબી વાંકું સમું લખીને હું તાહરૂં વધારે દીલ દુ:ખાવવા ચાહતો નથી, પણ એક વાત તો નક્કીજ છે કે તુંને તાહરે માથે લાગેલા એ કલંક પછી હું કદીબી માહરાં ઘરમાં આશરો આપી શકું નહી. એ બનીજ નહી શકે. મેં તુંને આગળ લખ્યું છે તેમ માહરી બૈરી ઘણી ભણનાર ગણનાર ને ઘણી ધર્મી સકર્મી છે, અને તેને એ જાતની ગલીચી ગમેજ નહી. મનેબી નહી ગમે. માહરી દુકાનમાં સારે સારે ઘરેનીઓ ઘણી ઈજ્જતદાર બાઈઓ રોજ ખરીદીએ આવે છે, અને જો એ વાત જાહેર થાય કે મેં તુંને માહરી સાથે માહરાં ઘરમાં આશરો આપીને બોલાવી લીધેલી છે તો માહરી ઘેહરાકી તાબડતોબ તુટી જાય ને કોઈ માહરી દુકાને ફટકેજ નહીં! આહીંયા અમારાં ગામમાં એવો અજીથ વટાડ કાંઈ ચાલતોજ નથી. આંહી એ બાબદમાં બધાંના વિચારો ઘણા સખ્ખત છે, એટલે તાહરે વાસ્તે તો તું મને માફજ કરજે. હું તાહરે વાસ્તે કાંઈજ કરી શકતો નથી. 'વાસી પડે શું જે કુત્તા ખાય?' તેવી માહરી હાલત, તેથી હું તો તુંને કાંઈ અવેજબી મોકલી શકતો નથી. એ માહરી ધણીઆણીને ગમેજ નહીં, જે મેં તુંને કહ્યું તેમ ઘણી ધર્મી સકર્મી અને પહરેજગાર છે. હું તુંને કાંઈબી મોકલું ને પછીથી એને ખબર પડે તો એ માહરો ટોટોજ પીસી નાખે, અને આજે તો તું જાંણેછ કે બૈરીઓના ગુલામ થઈ રહેવાનો જમાનો છે! તાહરે વાસ્તે તેથી બેહેતર રસ્તો એજ છે કે તું કેઠે નોકરી લઈ લે, અને નોકરી નહી મળે તો પેલા તાહરા જેઠ રૉબર્ટ બોફ્રૂટના પગપર જઈને માથું મુક. તેને વાસ્તે ઘણું સારૂં બોલાયછ—કહેજે દીલનો ઘણો દયાળુ છે, અને માહરી ખાત્રી છે કે તું જો નમતી ને પગે પડતી જશે તો તે દયા ખાઈને તાહરે વાસ્તે કાંઈ કરશે ખરો. વરસ દહાડે પચીસ પચાસ પાઉન્ડનો પગાર બાંધી આપે તો એકાદ ખુંણે પડી રહીને કુરૂંમ કુરૂંમ ખાયા કરજે ને મોજ કરજે. બેશક, તેની પાસે જવાનું તુંને ભારી તો લાગવાનું, કેમજે તેની પર ધારાથી પગળાં લેવાનું તેં કાચે પાયે કામ લીધું ને વધતું તાહરૂં પાટયુંજ કાઢી નાખ્યું! તે તેથી તાહરી પર ગુસ્સે તો હોશેજ, પણ ગરજ બડી બાપડી! ગરજે ગધેડાને બી કાકો કરવો પડે. વાસ્તે તું તાહરે જઈને એને પાછો મનાવી લે. એજ બેહતર થશે.

"એ રીતે તાહરૂં તો જાંણે પટયું—હવે રહી તાહરા બે છોકરાઓની વાત, અને માહરે કબુલ કરવું જોઈએ કે મને તેમજ માહરી ધર્મી સકર્મી ભણનાર ગણનાર બૈરીને એ બીચારાં બેગુનાહ બચ્ચાંઓનું ઘણું લાગેછ. એમ છતાં મેં ઉપર લખ્યું તેમ હું એ પૈસાના લાડમાં ઉછરેલા પોરયાઓને માહરાં ગરીબ ઘેરમાં રાખીજ કેમ શકું? વડાને બીલકુલજ નહીં, કેમકે તે હવે દાહડે વારેનો થયલો કહેવાય; પણ તેને વાસ્તે અમો વરબૈયરે એકમત થઈને એક નવો તોડ શોધી કાઢયોછ. તું કેહછ કે સોલ વરસની ઉમ્મરનો કદમાં મોટા માટીડા જેવો છે, ને સારી રીતે કેળવાયલો છે, ત્યારે એને તો

હું અહીંયાં એ તરફ નોકરીએ રખાવી શકશ. મી૦ ક્રીસ્ટોફર પ્લાસ્ટર નામનો માહરો એક સાલો છે તે અહીં બુકસેલર છે અને ચોપડી વેચવાની દુકાન રાખવા ઉપરાંત 'મરક્યુરી' નામનું એક અઠવાડીક પેપરબી ઍડીટ કરે છે. એ પેપરનાં સવાસોથી વધારે ઘહરાક છે, અને પેપર એટલું વગદાર છે કે લંડનનાં મોટાં મોટાં પેપરોબી કેહજે બાજે વખ્ત એની આરટીકલો અને ખબરો એમની એમ તફરમથી કરીને પોતાને નામે પોતાના ઈશ્યુઝમાં ઠેસવી દે છે, ને તે એ વાત અમારી આગળ કરેછ ત્યારે ઘણું હસવાનું થાયછ. એ લોક એમજ સમજતા લાગેછ કે એ ગરગામડેનાં કયાં એ લંડનના પેપરો વાંચવાનાં ને જોવાનાં છે? હવે એ માહરો સાલો ક્રીસ્તોફર પ્લાસ્તર બેહન જેવો ભણનાર ગણનાર અને ધર્મી સકર્મી છે—હું તો ધારૂંછ કે એ આખું કુટુંબજ એવું પહરેજગાર, ભણનાર ગણનાર ને ધર્મી સકર્મી છે—અને એ માહરા સાલાને પોતાનાં કામમાં મદદ થવા એક ચબરાક છોકરાની નોકરીની હાલમાં જરૂર છે તેને ત્યાં ભલામણ કરીને અમો એ તાહરા વડાને ઠેસવી દઈશું. હું આજેજ એને લખુંછ. એણે પેપર કાઢ્યું ત્યારે માહરી પાસે પચીસ પાઉન્ડ ઉછીના લીધેલા છે, એટલે એ માહરો દબાયલો છે, અને મને ના કેહવાનો નથી, કેમજે માહરૂં કરજ એ હજી ફેરવી શકયો નથી. એમ તો પેપરમાં ભાગ્યો થવા ઘણી વખત માહરા અવેજ બદલ મને એણે ઓફર કરી, પણ જે કામમાં હું સમજું નહીં તે કામમાં હું કદી પડતો નથી. પેપર કેમ લખાતું હશે અને કેમ છપાતું હશે તે માહરી બળા જાંણે! હું તો એક કૉપી જે દર અઠવાડયે અમોને મફત મોકલે છે તે આવે ત્યારે અમથી જાહેર ખબરો જોઈ જાઉં. વળી મેં તો સાંભલ્યું જે પેપર અવલી બાજુનો નફો કરેછ, ત્યારે હું કયાં એ લાખના બાર હજારનાં લફડાંમાં પડવા જાઉં? મેં તેથી નાજ કહેલું છે. એમ તો એણે માહરા વડા વાંદરને પોતાને ત્યાં નોકરીએ રાખવા માંગ્યો, પણ અમોને તે ફ્ચ્યું નહીં ને અમોએ તો ના કહ્યું. તેથી તાહરા પોરયાને વાસ્તે એ સાબુત ચાન્સ છે. એને કાલેજ મોકલી આપજે. મી૦ પ્લાસ્તરનું નામ ઠેકાણું વિગતવારે આ જોડેની કાપલીમાં મેં લખી મોકલ્યું છે તે આપીને એને મોકલી આપજે. ઑમનીબસમાં ટૉપપર બેસી જશે તો અંહી આએ તરફ આવવા જવાનો કાંઈ ઘણો ખરચ થવાનો નથી.

"એ રીતે તાહરૂં પટ્યું, તાહરા વડા દીકરાનું પટ્યું અને હવે બાકી રહયો તાહરો બાબો. તેને તો અમો લોકોએ અમારેજ સ્વાધીન લેવાનું નક્કી કર્યું છે. તેટલાંથી બી અમો નહી લાજ્યે તો પછી અમે અતલગનાંઓ થયલાં ખપનાંજ શું? તું ખાત્રી આપેછ કે ઘણો દેખાવલો અને ગરીબ છે, ત્યારે તો માહરે ત્યાં એ પોસાશે. એને કોઈ સાથે મોકલી આપજે. તાહરી ભોજાંઈ લખાવેછ કે એને સહીઓર ગોવરૂં તો આવી ગયાંજ હોશે, અને તે વેઠબી અમારે માથે પડવાની બાકી હોશે નહી. વળી એવણ ઉમેદ રાખેછ કે પોરયો ગુંચના ઠાંસાધીબી પીડાતો બી નહીજ હોશે, કેમજે તેમ હોય તો માહરૂંબી બચ્ચાંનું ઘેર તે નહીજ ચાલે. બધું બરાબર હોય તો બેલાશક મોકલજે.

વળી તાહરી ભોજાંઈ લખાવેછ કે એનાં કપડાં ચપડાં કાંઈ ફાટાં ટુટાં હોય તે બધું સીવી સાંધીનેજ મોકલજે ને કયારે મોકલવાની છે તે આગમચથી જણાવજે. મી૰ પ્લાસ્ટરને ત્યાં તાહરો વડો દીકરો શું કરી આવ્યો તે બી લખી જણાવવા ભુલતી ના. આશા છે જે હવે આએ કાગળ વાંચવાથી તાહરા જીવને બીલકુલ નીરાંત થઈ જશે, કેમજે બધાંના ભાગલા પાડીને મેં હાથમાં ને હાથમાં તડ ને ફડ રસ્તા કરી આપ્યાછ, ને બધાં મજાહના ઠર પડી ગયાંછ. સારી રીતે સમાલીને રેહજે. જોઈતું કરતું મંગાવજે. સહીઆડ ગોવરાં ને ગુંચના ઠાંસાનો ખુલાસો લખવા ભુલતી ના. આમારી ભેગી દુવા સાથે,

લા૰ તાહરો વહાલો ભાઈ,

"રૉજર મૉરટન"

ગરીબ કૅથેરાઈન આ દુ:ખ પેદા કરનારૂં કાગળ પુરૂં કરી રહી ત્યારે તેની આંખો માંથી આસું ટપકતાં હતાં, અને તેણીએ આંખ ઉંચકીને ઉંચે જોયું તો બાજુમાં ફીલીપ એક નાહની ટેબલને અઘલો મારી, અદબ વાળી, પોતાની માતાનો ચહેરો બારીકીથી તપાસતો ઉભો હતો. તે કશીબી ગડબડ કીધા વગર ગુપચુપ દાખલ થયો હતો, અને માતાને તે મોટ્ટું ન્યુસપેપર જેવું કાગળ એકાગ્ર ચીતથી વાંચવા પડેલી જોઇ તે એ મુજબ તેણીના ચેહરામાં થતા ફેરફારોથી તે કાગળનો ભેદ ઉકલાવી લેવા ઉભો હતો.

તે આગળનો ફીલીપજ નહી હતો. તેનું હોસાંન હાંદેસાઓ હેઠળ રોજ નિસ્તેજ બનતું જતું હતું, અને કપડાંમાં પણ તે બીલકુલ હાલહવાલ હતો. તેનાં બુતપર ઠીંગડીઓ મરાવેલી હતી, અને તે ધુળથી ભરાઈ ગયલાં હતાં. તેના બાલ હંમેશ મુજબ સંભાળથી હોલેલા નહી હતા, અને તે કે જે તેના રાજવંશી બાપના વખતમાં પોશાકમાં અને તનની ટીપટોપ શોભામાં આટલો કાળજીવંતો અને સુંદર હતો, તે આટલી નાહની ઉમ્મરે જમાનાની ગીરદેશી હેઠળ ગુંગલાયલો, ગંભીર અને શોકાતુર બની ગયો હતો.

"કાંય મમા, શું લખેછ તમારા ભાઇ?" તેણે હવે આગળ આવીને કાળજીવંત હેતથી સવાલ કર્યો, જ્યારે તેના અવાજમાં નિરાશી, નામોશી, કંગાળયત અને દયા દીસ્તી રીતે વાગી રહયાં હતાં.

"લે આએ કાગળ ને વાંચ, દીકરા," તે માતાએ દુ:ખી દેમાગે તે કાગળ તેને આપતાં કહયું. દુ:ખના મારાથી તે બીચારીબી પોતાનો હોસ વટીક ગુમાવી બેઠી હતી, અને તે કે જે એક વાર મગજની મજબુત અને પોતાના વિચારથીજ કામ લેવા જેવી હંમેશની દુરઅંદેશ હતી તે હવે આએ તર કે પેલી તર મત બાંધવાનેબી પોતાને નાલાયક લેખતી હોય તેમ તેણીએ તે બચ્ચાંની સલ્લાહમાંજ આશરો શોધ્યો.

"કાગળ ઘણું સ્ટુપીડ અને એક અભણ માણસ લખે તે તોરનું છે ખરું, મમા, પણ હું ધારૂંછ તેમ તદન દયાહીણ ને નાખી દેવા જેવા એ તમારા ભાઇ નથી," તે આખો કાગળ ધ્યાનથી વાંચી રહીને પોતાની માતાને પાછો પાસ કરતાં ફીલીપે મત આપ્યું.

"હા, પણ એ તો એકલા સીડનીને—સીડનીનેજ માંગેછ, અને હું કેમ એ માહરી આંખોની ટાઢકને એ પરાયા હાથોમાં સોંપું? કેમ માહરો જીવ માને?"—અને તે ગરીબ કમબખ્ત વળી ધસાંધસ રડી પડી.

"ના મોકલતાં, મમા, તે તો હાલ હુંબી નાજ કેહુંછ," વાહલા ફીલીપે સધ્યારો આપ્યો, "તમે એનાંથી જુદાં પડી શકવાનાંજ નથી તે હું સારી રવેસે જાણુંછ, પણ આએ કોઇ મી૦ પ્લાસ્તરને હું કાલે સહવારે મળવા જાઉં ને બને તો એની નોકરી લઈ લઉં."

"અને તેબી કેમ બનવાનું છે, માહરા દીકરા?" તે માતાએ વધતો ગમ કર્યો, "તાહરા બાપે કાંઇ કાંઇ હોંસો ઉમેદ સાથે તુંને આવો કેળવ્યો, ને તું એક પુટકલ્યા બુકસેલરની દુકાનમાં નોકરી કરે? તે ઘણું તો તાહરી પાસે દુકાનનાં પાટ્યાં ઉતરાવા અને પાટ્યાં ચઢાવવાનું કામ લેશે ને એવુંજ બધું હલકું કામ કરાવશે, ને તે તું માહરો મગરૂર ને માલોતુઆર દીકરો કેમ કરી શકવાનો છે?"

"હું મગરૂર નથી કે માલોતુઆર નથી, મમા," તે સોલ વરસના છોકરાએ ચાલીસ વરસના એક ડાહયા પાક્કા આદમીની અદાથી દુખના બોજ તળે માથું નમાવી દઈને કહયું, કે જયારે તેનો દચકાંઓ વચ્ચેનો અવાજ ધ્રુજતો પ્રગટ સંભળાતો હતો; "મગરૂરીના અને માલોતોઆરીના માહરા તે દહાડાઓ તો માહરા બાપના ગુજરવા સાથે એક જમાનાથી ગુજરી ગયા! અરે તમે જાણતાં નથી, મમા, કે તમારે ખાતર—તમોને અને સીડનીને મદદ થઈને તમો બેઉનો ગુજારો કરવા વાસ્તે—કોઇબી હલકી સલકી નોકરીનીબી હું કેવી તલબ કરૂંછ! હું ઝાડું લઇને તમો બેંને ખાતર રસ્તો વાળવા બી તૈયાર છું, જો મને કચરાપતીનીબી નોકરી મળી શકતી હોય તો! હું તમારૂં દુખ જોઇ શકતોજ નથી, અને કોઇ વખતે માહરૂં માથું એટલું ફરી જાયછ કે મને લાગેછ કે જો જલદીથી કોઇ મને પ્રમાણીક નોકરી નહી મળશે તો હું માહરૂં માથું ખોહી બેસશ, અને તમારે ખાતર ચોરી ચખારી વટીક કરશ!"

"ઓ, એમ ના બોલ! એમ ના બોલ, માહરા દીકરા!" તે માતાએ વધતી ધ્રુજી પડીને કહયું, અને તેને પાસામાં ખેંચીને વધતાં હેતથી પેટમાં ચાંપ્યો, જયારે તે બંનેની આંખમાંથી નિકળતાં ગરમ આતસ જેવાં આંસુઓની કદર કરવા કે દીલસોઝીથી દાઝી જવા—અફસોસ કે—ત્યાં કોઇ હતું નહીં!!

———o———

## પ્રકરણ ૧૧.

એ ઉપલા ઠરાવ મુજબ વળતી સહવારે ફીલીપ સકાળે ઉલટમંદ ઉઠયો, અને બુક બાચકો ખાઈ લઈને પોતાના મામાના મી. ક્રીસ્ટોફર પ્લાસતરને પાસેના ગામમાં મળવા જવા સારૂં એકદમ તૈયાર થયો.

“પણ તાહરી પાસે પૈસા કયાં છે, દીકરા?” તે માતાએ ફકરમંદ કહયું. “ઑમ્નીબસનાં ભાડાનાં કે બીજા જરૂરી રસ્તા ખરચ વાસ્તે તો તાહરી પાસે કાંઈ હોવું જોઈએની?”—અને, એમ કહેતાં, તેણીએ તેને પોતાની પર્સ આપી, કે જેમાંથી ઘણી આનાકાંની સાથે તે દયાળુ દીલના ખરા સમજદાર દીકરાએ ફકત ગાડી ભાડું આપવાને બસ થાય એટલી થોડીક શીલીંગ્સ કાઢી લીધી, જે પછી તે પોતાની માતાને ‘ગુડ બાય’ કરીને ગયો. સીડની તો હજી પોઢેલોજ હતો.

તે માતા આર્જુવાર તેની પછવાડે દોડી.

“દીકરા, રસ્તામાં ઘણું સમાલજે હો!” તેણીએ પાછી ને પાછી તાકીદ કરી, “દુર વેર જવાનું છે અને તું પાછો ફરશે ત્યાં વેર માહરા જીવને ધીરજ રહેશે નહીં. વળી તે આદમી કાંઈ તુંદ થાય અને તાહરૂં દીલ દુ:ખાય એવા તુમાખ અને તોરથી વાત કરે તો નોકરી કબુલ રાખવા કબુલ થતોજ ના અને પાછોજ આવતો રેહજે.”

“ખુદા ઘણો મેહરબાંન છે, મમા; તમે તમારા જીવને ધીરજ આપો.” ફીલીપે જતાં જતાં પાછો ‘ટટા’નો હાથ કરીને પોકાર્યું, અને પછી તે ધસારાબંધ જતો રહયો.

તે એ ગામમાં પુગ્યો ત્યારે છેક બપોર થઈ ગઈ હતી, અને ગામની સરહદ પર ‘કોચ’માંથી ઉતર્યો તેવો ઉલટમંદ અને આર્જુવાર બુકસેલર મી. ક્રીસ્ટોફર પ્લાસ્તરનું મકાન પુછતો આગળ વધ્યો, જે પછી જ્યારે તેની દુકાન આગળ આવી પોંહોંચ્યો ત્યારે તેની દુકાંન પર તેણે આ મુજબનું પાટયું મારેલું જોયું:—

**મી. ક્રીસ્ટોફર પ્લાસ્તર,**

બુકસૅલર અને સ્ટેશનર.

તે એક નાધલી જેવી દુકાંન હતી અને તેમાં થોડીએક ચોપડીઓ વિગેરેની કબાટો અને અભડાઈઓ હતી. વળી બાજુમાં એક નાધલું બારણું હતું, કે જેને મથાળે “ધી મરક્યુરી ઑફીસ” એવું એક નાધલું પાટયું લગાડેલું હતું, અને ફીલીપ તે બારણું થોકી ત્યાં દાખલ થયો એટલે એક મેલા ઘેલા નાધલા ઑફીસ બોયે તેને તે સાંકડા ચીખ્ખાં જેવા નાહના ઑફીસરૂમમાં બેસાડયો, અને પછી પોતે પોતાના માસ્તરને તે કોઈ મીલાકાતીને વાસ્તે ખબર આપવા અંદર દોડયો.

જરાજ વારમાં તે આવ્યો—તે ઍડીટર, પબ્લીશર, બુકસૅલર અને સ્ટેશનર મી. ક્રીસ્ટોફર પ્લાસ્તર. તે કમ્મરમાંથી અરધો વળેલો, અધકચરા પાકેલા બાલનો, આંખમાં જાડી લોખંડી ફ્રેમના ચશમા સાથનો, બેઠેલાં દાચાંનો એક આસામી હતો, કે જે જોતાં સાથે કાંઈ ઘણો ગમે નહી. ઘણાં કામકાજનાં માણસોની અદાથી તે ફક્ટ શર્ટ પર હતો અને બ્રેસીસમાં રૂમાલ ખોસી રાખેલો હતો. તેના બાલ હોળવાની તે કદી તસ્દી લેતોજ નહી હોય તેમ તે માથાંપર ઘાસ પેરે ગુંચડું વળી ગયા હતા, અને તેનાં કપડામાં પણ તે જોઈએ એટલો સુઘડ નહીજ હતો. તેનાં પાતલુનના ઉપરના ખીસામાં એક નાથલું ઘડીઆળ હતું જેને લગતો રૂપાંનો જાડા બકરા જેવો છેડો ચકચક થતો હતો, અને તે છેડામાં વળી વીટીઓ તેમજ જુદાં જુદાં સીલ્સ અને કુંચીઓનો ઝુમખો એવી રીતે નાખી દીધેલો હતો કે તે ચાલે ત્યારે કેદીઓના પગમાંની સાંકળ માફક તે બધું હૉચપૉચ ખણખણ વાગે! તે બેઠ્ઠી બાંધણીનો અને દીલમાં જરા ભરેલો હતો, અને ઉપર કહેવા મુજબ કમ્મરમાંથી વાંકો પોતે પોતાની ખુશીનું થયલો હતો. તેને એજ ધખારો હતો કે તે માહાન નૅપોલ્યન બોનાપાર્ટની શીકલનો એક પ્રોટો ટાઈપ (હમશીકલ) આદમી પેદા પડયો હતો, અને તેથી નૅપોલ્યનની લાઈફ વાંચીને તે બધું એ માહ શુરવીર યોધ્ધાની નકલ કરીનેજ કરતો. નૅપોલ્યન બોનાપાર્ટ કમ્મરમાંથી થોડોક વાંકો ચાલતો તો એ પણ ચાલતો, અને તે માહ પ્રાક્રમી આસામી વિચારવંત અદાઓએ ચાલતો ત્યારે હમેશ હાથ પછવાડે રાખવાની આદત ધરાવતો હતો તેમ આ પણ કરતો હતો!

"ઓહ, આઈ સી, તમે માહરા સગા મી. મૉરટન જે છોકરાની ભલાંમણ લખેછ તે છેઓ?" મી. ક્રીસ્ટોફરે કપાલ પર ઉંચે ચઢાવેલો ચશ્મો આંખ પર પાછો ઉતારીને નાહના ફીલીપની એક પગથી માથાં સુધીની 'સરવે' લઈ લેતાં કહ્યું; "હા, એ માહરા સગા મી. રૉજર મૉરટીમરે મને તમારે વાસ્તે લંબાણ વિગતે લખ્યુંછ ખરૂં. આએ રહ્યું તે કાગળ."—અને એમ કેહતાં તેને ગજવામાંથી મેળાં અખતર જેવાં કાગળોથી ખીચોખીચ ભરાયલી એક પૉકેટબુક ખેંચી કાઢી, બીઝનેસની ધામધુમી અદાઓથી તેનો રબર બેન્ડ છોડયો, અને એક કાગળ વચમાંથી ખેંચી કાઢ્યું; પણ તે જરા ખુલીને જોઈને વધાર્યું, "ઓ નહી, એ નહી; એ તો સર ઑલફ્રૅડ કીંગનો છેલ્લા 'મરક્યુરી' ના અંકની ચારસો નકલનો ઑરડર છે, કે જેમાં એ બૅરોનેટનું આખું ભાષણ મેં ઉતારી લીધેલુંછે. વારૂં તાહરી ઉમ્મર શું?"—અને એક કાંકરે બે પક્ષી મારવા માંગતો હોય તેમ પેલું કાગળ પાછું પૉકેટ બુકમાં કેસવી દઈને રૉજર મૉરટીમરનું તેના જોગું કાગળ તે પૉકેટ બુક માહેલાં કાગળ્યાંઓનાં ઢગમાં ધુંડવાનાં ફાંફાં મારતાં તેણે પોતાની તપાસ આગળ ચલાવી.

"મને સોલ પુરાં થયાં છે, સાહેબ," ફીલીપે નરમાશથી કહ્યું.

"સોલ?" તે આસામી અજબ થયો; "લાગેછ તો બાવીસ જેટલો! ઓ આએ રહ્યું તે કાગળ; પણ નહી."—અને એમ કહી કહીને તેને છેલ્લે અંતે રૉજર મૉરટીમરનું

કાગળ કાઢ્યું. "આએ રહ્યું તે," તેણે જારી રાખ્યું, અને તે ઉપરટપકેથી વાંચી લેઈને વધાર્યું, "હા, એ માહરો સગો તમારી હુશયારીની ઘણી તારીફ લખેછ. તમારૂં નામ શું?"

"ફીલીપ મૉરટન."

"વૅલ, માહરા સગાનાં સરનેમને મળતુંજ સરનેમ છે!" તે હસ્યો, અને યાદ આવ્યું હોય તેમ વધાર્યું, "હા, એ એમબી લખેછ કે તમે એના દુરના કાંઈ સગા થાઓછ. બાઈ ધ બાઈ, તમે શીખેલા કેટલુંક છો? હીસાબમાં કાબેલ છેઓ કે? બુક-કીપીંગનું જ્ઞાન છે કે?"

"બુકકીપીંગ હું નથી શીખ્યો, સાહેબ, પણ હીસાબ હું ઘણા સારા જાણુંછ, અને ઑલજીબ્રામાં પરફેક્ટ છેઉં."

"કાંઈ બીજું?"

"ફ્રેન્ચ અને લૅટીન હું ઘણું સારૂં જાણુંછ, સાહેબ."

"વૅલ, ત્યારે માહરાં કામમાં કદાચ મને મદદ થાય ખરી!" મી. પ્લાસ્તર જરા રાજી થયો હોય તેમ લાગ્યું. "હવે ત્યારે સાંભળો: હું તમોને રેહવાનું ને ખાવાનું આપશ. કપડાં ચપડાં, ધોબી ધોવામણ, હજામત, સાબુ એ બધું તમે તમારૂં ભોગવી લેજો! અમો તે કાંઈ જાંણ્યે નહી. પાંચ વરસનું લખત કરવું પડશે, ને પાંચ વરસ પછી જો છુટા થાઓ તો માહરે ત્યાનું કામ શીખી માહરાજ મોહલ્લામાં માહરી સાંમે કોઈ દુકાન ઉઘાડવી નહી, અથવા આએ ગામમાં રહી બીજું કોઈ પેપર કાઢવું નહી. એ બધું તમારે માહરી સાથનાં લખતમાં લખી આપવું પડશે!"

ફીલીપ અજબ થયલો દેખાયો.

"હા, પણ મુરબ્બી સાહેબ," તેણે જરા અચકાતાં અચકાતાં કહ્યું, "માહરા-માહરા પગારનું શું? પગાર તો કાંઈ આપ સાહેબે કહયોજ નહી!"

"પગાર? નૉનસન્સ! પગાર શાંનો? એવી શું નીચ વાત કરવાની?" મી. પ્લાસ્તર ફફડયો; "પગારની તમારા સગા સાથે બોલીજ કયાં છે? હું રેહવાનું ને ખાવાનું આપશ ને હું કલેજાં તોડીને કામ શીખવશ તેજ બસ નથી શું? મેં કહયું તેમ રેહવાનું ને ખાવાનું. હાલ ખાવાનો ને ખવાડવાનોજ કેટલો ખરચ છે તેનો ખ્યાલ છે કે? હાલ મોંઘવારી કેવી જાલીમ છે! બસ અમારા તરફથી રેહવાનું ને ખાવાનું, અને કપડાં ચપડાં, ધોબીધોવામણ, હજામટ, સાબુ—"

"હા, પણ સાહેબ, મને પગારની ઘણીજ જરૂર છે," કમબખ્ત ફીલીપે કાકલુદી કરી; "માહરાં બીમાર માતાને અને એક નાહના ભાઈને તેઓના ગુજરામાં હું મદદ થવા માગુંછ. એક નાધલો જેવોબી પગાર નહી માંડી આપો?"

"તે વાત પર તો માહરૂં ધ્યાંન પુગતું નથી," મી. પ્લાસ્તરે પોતાની ખરબચડી દાઢી પસવારતાં ગંભીરાઈથી કહ્યું; "દાહડો ઉગે ને રોજ અમારે તમોને ત્રણ વખતનું ખવાડવું પડે—"

"મને એકજ વખતનું જમવાનું આપજો, સાહેબ," ફીલીપે પાછી વધતી કાકલુદી કરી; "હું અરધી ભુખે ખાવશ, પણ મને એ માહરાં બે વાહલાંઓને મદદ થવા વાસ્તે કાંઈ મદદ કરો!"

મી. ક્રીસ્ટોફર પ્લાસ્તર થોડોક પીગલ્યો. તેણે થોડોક વાર ગંભીરાઈથી વિચાર કર્યો.

"વૅલ, જ્યારે તમે એમજ માંગી લેઓછ ત્યારે તમોને બે વેરનું જમવાનું મળશે," તેણે ઘણી ઉદારતાથી નાખતી કરી; "અને હાલ તુરત હું તમોને અઠવાડયાંની પાંચ શીલીંગનો પગાર બાંધી આપુંછ. તમો કયારથી આવવા માંગોછ?"

"તમો હુકમ કરો ત્યારથી."

"ત્યારે પરમ દાહડે આવજો. શુકરવાર ઘણો લકી ડે છે," મી. પ્લાસ્તરે હુકમ આપ્યો; "પરમ દાહડેજ આવજો. અરસપરસનું લખતબી આપણે સહી કરશું. હું ખરઠો તૈયાર કરી મેળશ. બડી બામદાદે પેહલીજ 'બસ'માં ઘેરથી નીકળજો કે અહીં બપોર થતાં સુધી આવી લાગો. હાલ તો હું તમોને દર અઠવાડયાંની પાંચ શીલીંગનો પગાર ઠરાવી આપુંછ, અને જો કામ ઉલટથી ને સારૂંજ કરશો તો પછી વળી હું વધારી આપશ. કેમ, એ ગોઠવણ ઠીક છે કેની?"

"ઠીક છે, સાહેબ," ગરીબ ફીલીપે નાચારીનું કહ્યું.

"ચાલો, ત્યારે હવે અંદર આવો, હું તમોને મીસીસ પ્લાસ્ટર સાથે મેળવું," મી૰ પ્લાસ્ટરે કહયું, અને પછી સાઈડમાંનું એક બારણું ઉઘાડી તેમાંથી તે ફીલીપને અંદર લઈ ગયો, જ્યાં એક વરંદા કે ચોક જેવું હતું તે તરફ એક ગોલ ટેબલ આસપાસ મીસીસ પ્લાસ્તર, તેની બે દીકરીઓ જેમાં વડી સતરેક વરસની અને નાહની બારથી તેરની લાગતી હતી તેઓ અને મી૰ પ્લીમીન્સ નામનો મી. પ્લાસ્તરનો એક ઍસીસટંટ હતો તે બધાંની સાથે, બેઠેલી હતી. એ મી. પ્લીમીન્સ દુકાનનો ફોરમેન, છાપખાનાનો હેડપ્રીન્ટર અને પેપરનો સબ એડીટર એ બધું સામટુંજ હતો, અને એ સામટું ઓમટું ગોમટું સંભાળવાનું છતાં તે કેટલીક ફુરસદનો આસામી હશે કે હાલમાં હંમેશ મુજબ સાંજે ચાહ પીવા આવેલો મી. પ્લાસ્તરનાં ફૅમીલી સાથે અરધા કલાક ઉપરથી તાહેલાં મારતો બેસી રહયો હતો! તે ઘણોજ હુશયારમાં ખપતો હતો! છોકરીઓને હસાવવામાં તે એકકો હતો, અને વડી છોકરી જેમીમા તેને ઘણી વખાંણ અને અજાયબીની આંખોએ જોતી બેઠી હતી. તેનાં મનમાં કે આવો હુશયાર માણસ આખી

દુન્યામાં બીજો કોઈ કોઈબી દાહડે પેદા પડયોજ નહી હોશે! તે વરસ ચોવીસએકનો એક જવાન્યો હતો, અને પોશાકમાં પોતાના માલીક જેવોજ બેદાદ, મેળો અને ફુવડ દેખાતો હતો.

"આવી જાઓ આએ તરફ," મી. પ્લાસ્તરે ત્યાં આવી લાગતાં ફીલીપ જે ઓશકાતો અને ખંચાતો લાગતો હતો તેને હીંમત આપી આગળ બોલાવ્યો, અને તેને ઓળખાવીને પેલા બીજા બધાંઓની તે છોકરાને ઓળખ આપી, જયારે મીસીસ પ્લાસ્તરે એક રાણી જેવા દમામથી મુરબ્બીગીરીનું ટણકા ભરેલું ડોકું કીધું, છોકરીઓ અકેકને કોપરીઆં મારીને હાથમાં મોઢું ઢાંકીને દાંત કાઢતી થઈ, અને મી. પ્લીમીન્સ ઠંડું નમ્યો.

"મી. મૉરટનને વાસ્તે જરા ચાહે મંગાવો, મીસીસ પ્લાસ્તર," મી. પ્લાસ્તરે ફરમાશ કરી, "એવણ ઘણા લાંબેથી આવ્યાછ ને ઠાકી ગયા હશે."

"અને હજી તો વળી પાછું લાંબે સુધી જવાનું હશે," મી. પ્લીમીન્સે દીલસોજી દેખાડી.

"હા તેમ તો ખરૂંજ તો," મી. પ્લાસ્તર એકમત થયો, અને પોતાની વડી બેટી તફર ફરીને વધાર્યું, "જાઓ, બેટા જેમીમા, તમે દોડી જાઓ ને બારણાં આગળથી જેનેટને હાંક મારીને કહો કે થોડીક બીજી ગરમ ગરમ ચાહે લઈ આવે."

જેમીમા ઉઠીને ગઈ. તેના દાંત તો હજી નીકળી નીકળી પડતા હતા, અને ચહેરામાં તે લાલ થયલી હતી.

"આએ ટોસ્ટ એવણની આગેળ આપો," મીસીસ પ્લાસ્ટરે કાંસી કહરાંજીને થોડીક વધતી મુરબ્બીગીરી બતાવી, અને મી૦ પ્લાસ્તરે તે પ્લેટ તેની આગળ કીધી, જયારે ઘણાં ઘણાં દબાણ પછીજ ગરીબ ફીલીપ એક સ્લાઈસ ઉપાડી શકયો.

"બાઈ ધ બાઈ, તમો નૅપોલ્યન બોનાપાર્ટ વાસ્તે શું જાંણોછ, મી૦ મૉરટન? તમે એ મોટા માણસનું જન્મચરિત્ર વાંચ્યુંછ?" મી. પ્લાસ્તરે પેટમાં ઉભાયા કરતું હોય તેમ અહીંયા યાદ આવી જવાથી સવાલ કર્યો.

"મેં થોડુંક વાંચેલું છે, સાહેબ."

"થોડુંક?" મી૦ પ્લાસ્ટર અજબ અજબ થયો; "આટલું બધું તમે શીખ્યા, ફ્રેંન્ચે અને લૅટીન માસ્ટર કર્યું, અને એવા એક માહન માણસનું જન્મચરીત્ર ચીપી ચીપીને સ્ટડી નહી કર્યું? ઘણુંજ ભુલ ભરેલું! વારૂં, આએ સાંબેની ટેબલ પર જે એક નાહનું બસ્ટ છે તે જુઓ, અને એ ચેહરો અહીં આપણે બેઠેલાંમાંથી કોણુના ચેહરાને મળતો આવેછ તે મને કહો!"

ફીલીપે જોયું, અને જો કે ખરેખર તો તે બસ્ટમાંનો ચેહરો અવેના કોઈ પણ ચેહરાને મળતો આવતો લનોજ નહી, તોપણ પેલો પોતાનાં વાસ્તેજ બોલાવવા ને મોહટાઈ ખાટવા માંગતો હતો એમ જોઈ તે ચતુર છોકરાએ તરતજ તેનો રાજી કરવાનું કહયું; "બીલકુલ તમારાજ જેવો એ ચેહરો છે, સાહેબ!"

"ધેટસ ઈટ! ધેટસ રાઈટ!" મી. પ્લાસ્તર હરખાયો; "બધાં એમજ કેહેછ અને તમે માનસો માહરી 'હૅબીટસ' બધી એ મોટાં માણસને આબાદ મળતીજ છે! ખુદરતીજ કાંઈ એમ છે!"

હયાં ટેબલની તળેથી પેલો પ્લીમીન્સ જે નાહના ફીલીપની સાંમી બાજુએ બેઠેલો હતો તેણે એક ગધેડાની અદાથી બુત સાથના પોતાના પગની એક તેને પછાડી મારી—એમ કેહવા કે બુઢો જે ફેંક મારતો હતો તે બધી માનવા જેવી નહી હતી; પણ આ લાત તે મુર્ખાએ એટલી જોરથી મારી કે ગરીબ ફીલીપના પગમાં ખરેખર ઘણું લાગ્યું, અને તેણે ગુસ્સામાં લાલ થઈ તે પોતાના નવા સાથી તરફ ધુરક્યું. એવામાં જેમીમા અને જેનેટ નવી ચાહની ટીપૉટ લાવ્યાં, અને ફીલીપે એક કપ ચાહ લીધી. તેને ખાવા તો ગમ્યુંજ નહી. તે સારી સહવારનો ઘરથી ચાહ ને ટોસ્ટ લઈને નીકળેલો એટલે તે ગરીબ છોકરો ભુખ્યો તો હતોજ, પણ હાલમાં તેણે પોતાની આસપાસ જે જોયું ને અનુભવ્યું તે પરથી તેની ખાધાની રૂચીજ મરી ગઈ. આ બધાં ઘેલા ઘાંચીનાં કુટુંબ જેવાં અરધાં ધસેલાં લાગતાં હતાં, અને તેઓ જોડે તેનો પાટલો કેમ ફાવશે? આખું ફૅમીલી—પેલા ફોરમેન અને સબ એડીટર મી૦ પ્લીમીન્સ સુધ્ધાં—બધાંજ પટરાજીખોર હતાં, અને પોતપોતાને ઘણાં ચઢીઆતી પંકતીનાં આસામીઓ શુમાર કરતાં હતાં! પોરીઓ પણ બેહેકેલી હતી, અને મી૦ પ્લીમીન્સ કાંઈ ધામટ જેવું હસવાનું કરે તો વળી જેમીમા તેની તે અજબ જેવી હુશયારીથી મોહીત થઈને કલવાઈ કલવાઈને હસ્તી! એ રીતે વાજુંજ બધું વધતું ઓછું ધસેલું લાગતું હતું, અને ચાહ પીતાં પીતાં ખુલ્લા અભાવથી તે ટેબલ પર થતી લાહેરીખોરી વાતચીત ગરીબ ફીલીપ સાંભળતો બેઠો હતો. એવામાં સારા નસીબે મીસીસ પ્લાસ્તર તેની મદદે આવી.

"લે ચાલો, હવે ટુકું કરો, અને એવણને જવા દેઓ, મી૦ પ્લાસ્તર," તેણીએ છણકો કર્યો; "પોના ચારે 'કોચ' આવી લાગશે અને પોણાચારમાં તો ફક્ત પાંચજ મીનીટ ઓછી છે. એવણ રહી બહી જશે તો આપદા!"

"હા, હા, ખરી વાત; સારી યાદ આપી," મી૦ પ્લાસ્તર ગજવામાં મુકેલું ઘંટીના ચાક જેવું મોટું રેલવે વૉચ જોઈને તરત એકમત થયો; "તમે હવે ત્યારે જાઓ, મી૦ મૉરટન, અને મેં કહયુંછ તેમ પરમ દહાડે ડયુટી પર આવજો."

ફીલીપ એ છુટ્ટી મળતાં તરતજ ઉઠયો. તેણે તે બધાંઓને ટોપી નમાવી સામટી સલાંમ કરી લીધી, અને પછી ટોપી પેહડી લઈ ઉતાવળે ત્યાંથી બાહેર પડયો.

"મને તો જરા થઈને પોરયો ગમતો નથી," તેની પછવાડે બારણું બંધ થયું એટલે મીસીસ પ્લાસ્તરે તણકો કર્યો; "છે ત્યારે તો કોઈ દેખીતો ભુખરી, અને તુમાખ તો બધો બાપ લાખ ચાર્લાસનાનો છે!"

"તીસમારખાં!" મી૦ પ્લીમીન્સે ટેકો આપ્યો, અને જેમીમા મોટે સાદે રમુજ પામીને હસી.

"કાંય, એવું તે શું છે?" ચી૦ પ્લાસ્તર અજબ થયો; "મને તો એ છોકરો જોતાં સાથે ગમ્યો. સોહામણો, નમાનો અને દેખીતો ચબરાક છે."

"ચબરાક છે તમારૂં કળેજું!" મીસીસ પ્લાસ્તર છેડાઈ પડયાં; અને પોતાની આગળનાં કપસૉસર પર ખાર કાઢી, તે હડસેલો મારીને દુર ખસેડતાં, તેવણ ઉઠીને ઉભાં થયાં અને ચાલી ગયાં, એટલે તે મીટીંગ ભાંગી પડી.

---

## પ્રકરણ ૧૨.

એ દરમ્યાનમાં ફીલીપ પાછો તે છ ઘોડાની મોટી જનરથમાં મથાળે સ્વાર થઈ પોતાને ઘર પાછો ફરવાની લાંબી મુસાફરીએ ચાલુ મુકી ચુકયો હતો. અંદરની બેઠકનું, અલબત, દામ ઘણું મોઘું હતું, પણ ગાડીનાં છાપડાં પરની બેઠક જે તડકો, તાઢ, વરસાદ એ બધી અગવડોને વાસ્તે ઉઘાડીજ હતી તેની ફી ઓછીજ હતી, અને ગરીબ ફીલીપને તેથી તેજ બેઠક અનુકુળ થઈ શકતી હતી.

તે ઉપલો વર્ગ પણ ઉતારૂઓથી ચીકાર ભરાયલો હતો, અને ફીલીપને છાપડાંની કીનારી આગળની છેક નાકેની એક બેઠક મળી, જ્યાં બેઠા કેડે તે પોતાના દુખી વિચારોમાં જલદીજ પાછો ગીરફતાર ગરક ગયો.

"આજે રસ્તા પર ધુલારૂં પુશકળ છે, અને ઠંડક બી ઘણી વધારે છે," એવામાં તેની પાસે બેઠેલા એક પાડોશીએ મોટા ઘોઘારી અવાજે કહયું, અને ફીલીપે ચમકીને તેના ચેહરામાં જોયું. તે કોઈ ઘણો કદાવર, અજબજેવા મજબુત બાંધાનો, સુમારે ચાલીસએક વરસનો આસામી હતો. તેણે એક મોટો ઓવરકોટ પેહેડી લીધેલો હતો, અને ટોપી છેક આંખ પર ઉતરી આવે એટલી બધી માથામાં બેસાડીને પેહેડી હતી, તે સ્મોક કરતો હતો, અને એમ બોલવા પોતાનાં મોઢાંમાંની જરમન પાઈપ તેણે બાહેર કાઢી ત્યારે મોઢામાંના ધુમાડાના ગોટે ગોટા ફીલીપનાં મોઢાં પર ખાલી કર્યા!

ફીલીપને તે ગમ્યું નહી. તે ગરમ તબ્યતનો છોકરો આ શેખી ખમી શકયો નહી.

"આ ધુમાડું બી છે અને ઠંડક બી છે," તેણે ગુસ્સાથી કહ્યું, "પણ મેહરબાની કરીને તમારા મોઢામાંનો ધુમાડો તમે બીજી બાજુએ મોઢું કરીને કાઢો. મને ઉબક આવેછ."

પેલો તેનું એ સાંભળતાં મોટે સાદે ખડખડાટ હસ્યો.

"ઓહો, એટલો તુમાખ!" તેણે કહ્યું; "છે ત્યારે તો કસ્તુણું અને સઈ છે ના બાર ખાંદીની! હજી સ્મોક કરતો થયો નથી કે શું? ધાડ ધીરે, બાપુડ્યા; તારેસોબી વખત આવશે. માહરી કાંની કુટાશે પીટાશે અને દુન્યામાં પુરતો લાડમાર થશે ત્યારે એ ઘણું વાહલું લાગશે. એ કાંઈ ખરાબ નથી. એથી દીલને તસલ્લી થાયછ, મગજને તેજી આવેછ, અને જીવને તાજગી મળેછ. શું સમજ્યો?"

"હા," ફીલીપે આણગમો હુંકારો આપ્યો, જ્યારે તેણે જોયું કે આ આદમી કોઈ બાંધાનો ખરેખરો મજબુટ અને જોરાવર હતો. તેને તેથી તેના વાહલા વાલીદની યાદ થઈ, અને તેની આંખો આંસુથી ભરાઈ ગઈ. તે બાદશાહ જેવો બાપ કે જેના વખતમાં દુ:ખ અને હાંદેસા કેવા થાય તેનો એક દુરનો સ્વપ્નો એ કદી જાંણ્યો નહી હતો! તે પણ દીલનો કદાવર અને બાંધાનો ઘણો મજબુત હતો, અને આ પાડોશમાં બેઠેલા કોઈ આસામીથી ઉલટી કીસમે રાજાનીજ પેશાંની ધરાવવા જેવો હદ વગરનો સોહામણો હતો!

"તું સુખી નથી, છોકરા?" તેને રડતો જોઈને પેલાએ થોડીક દયાથી પુછ્યું; "નથીજ! હું જોઈ શકુંછ. હું આંદમીઓના ચહેરા વાંચી આપવામાં ઘણો પાહવરદો છું. તું માહરી પાસે આવીને બેઠો ને બેઠો મેં જોયું કે તું સુખી નથી, અને હું અજબ થયો. મેં તેથીજ તાહરી સાથે વાત છેડી. મને સુખ્યારાંઓની પરવાહ કે તુંભા રેહતી નથી, પણ દુખ્યારાંઓને જોઉંછ એટલે માહરૂં જીગર મૉમ મીસાલે પીગળીને દાઝી જાયછ. તુંને શું દુ:ખ છે? તાહરો દર્દમંદ ચેહરો આગળા કોઈ સારા દહાડાઓની ગુવાહી પોકારેછ; ખરી વાત?"

"ખરૂં છે," ફીલીપે ધીમા સાદે જવાબ કર્યો, પણ તેને પોતાનો ભેદ તે આદમીને ખુલ્લો કરીને કેહવા ગમ્યું નહી—તેણે તેમ કરવામાં કશી હાંસલ જોઈ નહી—અને તે ખામોશ રહયો. તેને એમ કરવામાં એકે હાંસલ નજરે આવી નહી, અને પેલાને તેથી થોડુંક માઠું લાગ્યું એટલે તે પણ ચુપ થયો. તેણે જોઈ લીધું કે આએ પોરયો પોતાનો હાલ બતાવવા રાજી થઈ શકતો નહી હતો, અને ત્યારે તેણે દરકાર કરી નહી. તેણે પાંછી પેલી મોટી જરમન પાઈપ પોતાના મોઢાંમાં ખોસી, અને મુંગો મંતર અને સાડા સત્તર બેવડાં ઝનુન ને જોરથી સ્મોક કરતો થયો.

એમ માઈલો કપાતા ગયા. ટપ્પે ટપ્પે ઘોડા બદલાતા હતા અને ઠેકાંણે ઠેકાંણે ઉતરનારાંઓ ઉતરી જતાં નવાંઓ તેમણી જગ્યાએ સ્વાર થતાં હતાં. હાલમાં ઠંડકવાલી

સાંજ હોવાથી ઉપરની બેઠકમાં ઠંડો પવન વધારે મારતો હતો, અને કાહેલી, ઠાકેલો, જંજાળી ફીલીપ તે ઠંડી હવા અને ગાડીના આંચકાઓના સબબે જલદીજ ઉંઘરેતો બન્યો. તે કેટલીક રાતોથી શાંત ઉંઘે ઉંઘાતો હતો નહી. તેઓ પર આવી પડેલી જફાએ તે બાળક છોકરાને તેની જોખમદારીઓની માહીતી આપી એકદમ અને અચબુચ એક મોટા આદમીમાં ફેરવી નાખ્યો હતો, અને પોતાના ઉમરાવ બાપનાં રાજમાં ઉંઘ અને ભુખની જે મોજ તેણે મનમાનતી ભોગવી લીધી હતી તે હવે ઘણી હદ સુધી એ ગરીબ કંગાળને છોડી ગઈ હતી. એટલા માટે હાલમાં ઉપર કહેલાં સાંધણોથી તેની આંખમાં ઝુકન આવી, અને તેનું માથું તેની છાતી પર ઝુમી પડયું. એ પછી જરા-વારે ઉંઘમાં ને ઉંઘમાં તે વધતો ફરાગાત થયો, અને પોતાના મજબુત પાડોશીનાં લોખંડી બદન પર ટેકો લઈ તે કરારથી ઉંઘાવા લાગ્યો.

પેલાને, મગર, એ ગમ્યું નહી. તેણે એકાદ પળ તો એ ચાલવા દીધું, પણ પછી ફીલીપને ધકકો મારી તેણે જગાડયો.

"એ શું, છોકરા?" તેણે ગુસ્સો કર્યો; "મેં માહરૂં ભાડું તાહરી દીવાલ કે ટકયો થવા આપ્યુંછ કે કેમ?" અને ગરીબ ફીલીપ એ જાંહસાથી એટલો બધો ઉંઘમાંથી ભડકીને ચમકયો કે તે છેક નાકે બેઠેલો હોવાથી જરૂરજ નીચે ગબડી પડતે—જો પેલાએ એ જોખમ જોતાં સાથે પોતાના રાઠોડી હાથોએ વેળાસર તેને પાછો નહી પકડી લીધો હતે તો!

તેણે ભડકી ઉઠતાં સાથે શરમાઈને પોતાની ગફલત જોઈ, અને તે ધીમે સાદે કાંઈ માફીનું પટપટયો, જ્યારે ખરેખર તે તેના બદનપર અધેલો મારીને પોતાની સુવાની બેઅદબી સારૂ જે ઘાટકી તરછોડ પેલાએ બતાવી તે વાસ્તે તેનાં મનમાં ઘણુંજ લાગ્યું, અને ફરીયાદની આંખો ઉઠાવી એટલાં બધાં શોકાતુરપણાંથી તેના ચેહરામાં તેણે જોયું કે તે જોરાવર આદમી ખરે મને દલગીર થયો.

પણ તે એ ઉપરથી કાંઈ દલગીરી બતાવે કે તેનાં મનનું સમાધાણ કરવા જેવું કાંઈ સારૂં પાછું કહી શકે તે આગમચ તો ગરીબ ફીલીપની આંખમાં પાછી સખત ઝુકણ આવી, અને આ વખત પેલાના બદનનો આશરો નહી શોધતાં બીજીજ સાઈડના નાકેના ઉંચા કટેરાને અઢેલીને તે ઉંઘાવા લાગો—એવી કીસમે કે એકજ ઝોંક જોરમાં આવતાં કે ગાડી કાંઈ આંચકો ખાતાં તે પાધરો નીચે રસ્તાપર પડીને અફળાઈ જાય! પેલાને તે ઉપરથી ઘણી દયા આવી. તે કોઈ ખરો દયાળુજ આસામી હતો. 'ગરીબ કમબખ્ત!' તે એકલો એકલો મનસે પટપટયો; 'આટલી ટુંક ઉમ્મરમાં દુઃખ ને હાંડેસા-ઓના બોજથી તમામ કચડાઈ ગયલો લાગેછ! હોસાંન અને ખુબસુરતીના તો રેળાજ રેડાયલા લાગેછ, પણ તે છતાં કેટલો ફીકકો ને દુબલો! માહરી ખાત્રી છે કે બીચારો

ભુખમરાના મારાથી બી મારો જતો લેવો જોઈએ.' તેણે જો બધા ખ્યાલો ઉનાળુ કરી લઈને આરતે રહીને તેની કમ્મર આસપાસ હાથ વિંટાળ્યા, તે જાગી નહીં ઉઠે તેમ તેને પોતાના પાસામાં લીધો, પોતાની પોહોળી જોરાવર છાતી ઉપર તેનું માથું ટેકાવ્યું, અને એ મુજબ તેને સગવડ કરી આપીને નિરાંતે ઉંઘાવા દીધો. વળી ગાડી જોરથી ચાલતી હતી તેવામાં પવનનાં ઝપાટા ઘણાં જોરથી વાગતા હતા, વાસ્તે પોતાના ઓવરકોટના મોટાં ગજવામાંથી એક બંદુરા જેવો ગરમ મોટો ગલપટો કાઢીને તેણે તે ગરીબ છોકરાના બદનપર અચ્છી રીતે ઓઢાડ્યો, અને એ નાહના પણ ખરા પરમાર્થનું કામ કરીને, પોતે પોતાના જીવસે રાજી થયલો, નવેસરથી પોતાની પાઈપ સલગાવી ધુમાડાના ગોટેગોટા કાઢવા પડ્યો.

તે (ફીલીપ) એ મુજબ ઘણો મહજનો ઘણો લાંબો વખત સુધી ઉંઘાઈ રહ્યો, અને જ્યારે ઘોંઘાટ્યાં લંડનની સરહદમાં 'કોચ' દાખલ થઈ, કે જે વખતે ઘણી વારની રાત પડીને આગળ વધી ચુકી હતી, ત્યારે રાત છતાં તે મોટાં શેહેરમાં ધાંધલ ગડબડ અને ઘોંઘાટ જે હજી ચાલુ હતાં તેથી તે જાગી ઉઠયો. મોટર, મોટર વૅગન્સ, ગાડી ઘોડા, ઘોંઘાટ્યા ઘંટવાલી ત્રામકાર્સ, ભારબોજનાં ભારબરદાર ગાડાંઓ, વિગેરે તે એક ઘોંઘાટખોરી દુન્યા હતી, કે જેમાં દાખલ થતાં તે ભડકીને જાગી ઉઠયા વના રહી શકયોજ નહી, અને જાગ્યો ત્યારે પોતાને આટલી બધી સગવડો આપીને પોતાનાં બદનપર લેટાડનાર પેલા જવાંન જોરમંદ પડોશીના ચેહરામાં જોતાં તે પાછો લજવાઈ ગયો.

"તમે આટલા બધા ભલા થયા?" તેણે હેસાંનથી લગભગ રડી દઈને કહયું; "તમે આએ રીતે મને સગવડો આપીને સુવા દીધો?"

તે આદમી મીઠાસથી હસ્યો.

"છોકરા, મેં એવું કોઈ કરામતી કાંઈ કરયુંજ નથી," તેણે મુરબ્બીગીરીથી કહયું; "એટલાં નજીવાંમાં એટલો શાંનો અકળાઇ જાયછ?"

"કારણ કે અમારાપર દુ:ખ આવ્યા પછી એવું મેહરબાંન કોઈ થયુંજ નથી," ફીલીપે કડવાસથી કહયું, "એક વખત હતો, સાહેબ, કે જ્યારે અમે ઘણાં સુખી હતાં, અને ત્યારે માહરીપર મેહરબાંની કરવા અને માહરો પડતો બોલ ઉપાડવા લોકો એકમેક સાથ જાંણે હરીફાઈજ કરતાં હતાં, પણ માહરી પડતીમાં—" અને તે બીચારો આગળ બોલી શકયો નહી, જ્યારે પેલો ખરાં દીલની દયાથી અરધું મનસે પાછું પટપટયો, 'ગરીબ કમબખ્ત!'

હયાં ગાડી જે સ્ટેશન પર મુસાફરી ખતમ કરતી હતી તે મોટા ચોકમાં દાખલ થઈ, અને તે યાર્ડમાં જતાં પથ્થરની ફરસબંદીપર તેણે એવો ઝોંક ખાધો કે જો વળી

પેલાએ ફીલીપનેં બીજી મરતબા વખતસર નહી પકડી લીધો હોત તો તે ખચ્ચીતજ નીચે પડી વળી અફલાઈ જતે!

"તાહરે ઘણું સમાલવું જોઈએ, છોકરા," પેલાએ માયાથી કહયું, અને પછી ફીલીપ સમજી શકે તે આગમચ એક સૉવરીન તેના હાથમાં સેરવી દઈને વધાર્યું, "આપણે હવે અહીં છુટા પડયેછ."

"મને સૉવરીન ના આપો, મેહરબાંન," ફીલીપે તે પાછો આપવાનો ખરાં દીલથી આગ્રહ કરીને કહયું; "મને એથી માઠી ટેવ પડશે. મને એથી ભીખ માંગવાની નામોશીની આદત પડશે; તે કરતાં મને કાંઈ નોકરી અપાવો—કાંઈ નાહના સારા પગારની નોકરી જો તમારા ધ્યાનમાં હોય તો, અને અમો તમારાં જાવેદાન તકનાં આભારી થઈશું. હું હાલ નોકરીની જુસ્તેજોમાં જઈ આવ્યો, પણ જે મળીછ તે એવી કંગાળ ને એવી નજીવા પગારની છે કે તે વાસ્તે માહરૂં દીલ ખેંચાતું નથી."

"હાલ તો તે નોકરી જેબી હોય તે લઈજ લે," પેલાએ તે સૉવરીન નહી લેતાં ઉતાવળે કહયું, કેમકે હવે ગાડી ઉભી રહેલી હોવાથી ગરોગર પૅસેનજરો ઉતરી જવાની ધમાલ ચાલતી હતી; "હાલ હું તુંને કોઈ નોકરીના બાબમાં મદદ કરવાની સ્થિતીમાં નથી."—અને, એમ કેહેતાં, પોતાનો હૅન્ડ બેગ લઈને તે ગાડીમાંથી ઉતાવળે ઉતરી ગયો, જેની પુઠે દીલગીર દર્દમંદ નાહનો ફીલીપ પણ ઉતર્યો. તેણે, મગર, એ વખતે જોયું કે પેલા તેના પાડોશીને લેવા ત્રણ ચાર ઘણા સારી રીતે ડ્રેસ થયલા આસામીઓ આવ્યા હતા, કે જેઓ તેને જોતાં ઘણાં હેતના આવકારથી એકેક પછી ચાંપીને શેકહેન્ડ કરવા પડયા, અને ત્યારે ફીલીપ મનથી તાજુબ થયો કે એ ચીત્ર વિચીત્ર આસામી હશે કોણ? એમ છતાં તે જાંણવાનો તો કોઈ પ્રસંગજ નહી હતો, અને તેથી પેલાઓ જયારે એક રસ્તે આગળ વધ્યા ત્યારે નાહનો ફીલીપ પોતાનાં ગરીબ ઘર તરફ જવા બીજે રસ્તે ચાલતો થયો.

એ પછી જે અઠવાડીયું વહી ગયું તેની આખેરીએ નાહનો ફીલીપ મી૦ પ્લાસ્ટરની નોકરીમાં નવો જુનો થઈ ગયો, જયારે તે એમ જુદો થવાનો સંતાપ અને કકલાટ દુખી કૅઠેરાઈને એટલો બધો કર્યો કે તેની બીમારી એકદમ ઘણી વધી ગઈ, અને દયાળુ ઘરવાલીએ બજીદ થઈને પાસેના એક ડૉકટરને ઘરમાં તેડયો. તે ડાકટરે આવીને પેહલાં તો તેને બધી ચોકસાઈથી તપાસી, અને પછી તે અબળાના સવાલોના જવાબમાં પેહેલાં તો બધા ડૉકટરોને બરનો મામુલી સધ્યારો આપનારૂં બધું ઉડાવનારૂંજ કહયું; પણ કૅઠેરાઈન બજીદ થઈ.

"મને ખરૂંજ કેહો ડૉકટર," તેણીએ વિનંતી કરી; "માહરે ઘણી જોખમદારીઓ સાચવવાની છે. જો હું મરી જાઉં તો માહરાં બે ફુલ જેવાં બચ્ચાંઓ ભીખારી હાલતમાં

નિરાધાર રવડી જશે, અને તેથી માહરે અત્યારે તે લોકોનું કાંઈ કરવું જોઈએ, તે વાસ્તે ખરૂંજ કહો."

"વૅલ, જો એમ છે તો માહરે ખરૂં કેહવુંજ જોઈએ, મૅમ," તે ડૉકટર એકદમ ગંભીર થયો; "જીંદગીની નાપાયદારી તો તમારાં સંબંધમાં નહીં પણ માહરા અને બધાં માનવીઓના સંબંધમાં કહી શકાય, પણ તમારી હાલત ખરેખર ઘણી બુરી છે. દુખથી કે ભુખમરાથી તમારા અંદરના અવયવો બધા મરી ગયા છે, અને હાર્ટ એટલું બધું ખરાબ છે કે હું આજે ઘરમાંથી બાહેર જાંઉ તેટલાં હમણાંજ તે કામ કરતું બંધ પડે તો હું કાંઈ અજબ થાઉં નહી! અલબત્ત, કાંઈ કેહવાય નહી—એમનું એમ તમો બીજું વરસ છ મહીના બી ખેંચી કાઢો, પણ તમો મને તમારી જોખમદારીઓ વાસ્તે બીહીધરાવોછ, ત્યારે માહરે ખરૂં કેહવુંજ જોઈએ કે તમારે જે કરવું હોય તે તરત ને એકદમ કરજો."

હયાં કૅથેરાઈને પોતાના ધ્રુજતા હાથોથી તકયા તળેથી પર્સ ખેંચી કાઢીને તેને તેની ફી આપવાનું કર્યું, પણ તે તેણે લીધી નહી.

"ઓ ઠેંકયું, મૅમ, રેહેવા દેઓ," તે ભલા તબીબે ગરમ દીલસોજીથી કહયું; "મેં આજે દવા લખી આપીછ તે મંગાવી લેજો ને બરાબર પીજો. હું ફરીથી બી એક વખત તમોને બે ચાર દહાડા પછી પાછાં જોઈ જવશ."—અને અહીંયાં નાહનો સીડની જે તે ડૉકટરનાં ઘડીઆળના છેડા માંહેલી લૅાકેટ સાથે આટલો વખત રમ્યા કરતો હતો, અને તે ભલા તબીબના ચેહરામાં જોઈને મીઠાસથી હસ્તો હતો તેનું પ્યારથી માથું પસવારી તે જવા કરતો હતો, જયારે તે કાળજીવંત માતાએ પોતાના નજદીક આવી લાગેલાં મોહોતનાં સવાલની ગંભીરાઈ ઑરાંણે મુકીને વિનંતીથી કહ્યું, "જરા એને તો જોતા જાઓ, ભલા ડૉકટર? એ શું ઘણો ફીકકો ને નાજુક નથી?"

ડૉકટરે તેને ઉપર ટપકેથી જોયો અને હસીને હીંમત આપતાં કહયું, "જરાબી નહી. એ તો ખુદાની બક્ષેશથી પુરતો તંદરોસ્ત છે. બાંધાનો કાવલો ને નાજુક છે ખરો, પણ એને વાસ્તે ફીકર કરવા જેવું કાંઈજ નથી. બધું ઘણું મહજાનું ને ઓરડરમાં છે."—અને તે વળી નાહના સીડનીના ગાલ પર હેતથી આંગળાં અફાળી ચાલતો થયો.

"મમા ડીઅર, તમે પાસેના મી. પૅાવેલને ત્યાંનો ટટ્ટુ માહરે વાસ્તે મંગાવવાનાં હતાં તે તો ભુલીજ ગયાં?" નાહના લાડકા સીડનીએ તે પછી તે માની હેતથી ઉભાતી માવીતર ગોદમાં જઈ, તે છાતી પર માથું નાંખતાં, પટામણી અદાએથી કહયું.

"માહરા દીકરા, માહરા દીકરા," તે માતાએ સંતાપ કર્યો, "હું શું કરૂં? માહરી પાસ પૈસા નથી!" અને તેણીની આંખમાં પાછાં આંસુ આવેલાં જોઈને તે બચ્ચું એટલું બધું સ્વભાવિક ત્રાસી ગયું કે તેણે પોતાના નાહના હાથોએ તે આંસુ ખંખેરી નાંખ્યાં, અને ઘણી મોહબતથી કીસ લઈ કહયું, "ના રડો, મમી ડીઅર, મને ટટ્ટુ નથી જોઈતું. હું હવે ટટ્ટુ નહી માંગશ."

અને એ પછી જરા વારે સીડની જયારે તેની માના કેહવાથી તાબેદારીભર્યો બાહેર ચાલી ગયો ત્યારે તે કમબખ્ત માતા પોતાનાં બીમાર બીછાણાંમાં તેનેજ લગતી વાતની તાસવીસ કરતી પડી. તેણે જોયું કે તેણીના જાંનનો જોખમ એટલો બધો હતો અને મામલો એટલી હદ સુધીનો ગંભીર થયો હતો, ત્યારે તો હવે તેણીએ મન કઠણ કરવુંજ જોઈએ, પોતાનાં ગલાં પર છરી પોતાને હાથે ફેરવવીજ જોઈએ, અને સીડનીથી જુદી થવુંજ જોઈએ. હવે કાંઈ બીજો ઉપાય હતો? પોતાના ડોલા વિંચાય તે પેહલાં તે જો જઈને એ બચ્ચાંને પોતાના ભાઈને સોંપી નહી આવે તો પછી તેના મુવા બાદ તેનું થાયજ શુ? પછી તેને કોણ લે ને કોણ રાખે? "સાંઈ ગયા, સાંઈની શરમ લેતા ગયા"—તેમ તેનાં મરવા પછી તે છોકરાનો મામો તેને પોતાને આશરે લીએ એ જરાબી બનવા જોગ નહી હતું; તે કરતાં તો બેહતર કે પોતાની છાતીપર પાહાડ ઉઠાવી તે જીવતાંજીવતજ એ બચ્ચાંને તેને સોંપી આવે, અને પછી એકલી—આહ એકલી મરવા સુએ અને મરણ પાંમે!

---

## પ્રકરણ ૧૩.

રાતનો વખત હતો, અને મી. રૉજર મૉરટન—કૅઠેરાઈનનો ભાઈ—પોતાનાં કામકાજથી પરવારી, દુકાન બંધ કરી, ઘરમાં આવેલો પોતાનાં નાહનાં ફેમીલી સાથે જમવા બેઠેલો હતો, જયારે બીજી ત્રીજી વાતચીતો થઈ રેહતાં મીસીસ મૉરટનને યાદ આવી ગયું હોય તેમ તેણીએ પુછયું, "પછી પેલા પોરયાનું શું થયું? તમારી બેહને કાંઈ જવાબ લખ્યોજ નહી કે?"

"કાંઈ જવાબ હજી આવ્યો તો નથી, મારગારેટ," મૉરટને જવાબ કર્યો; "બીચારી કાંઈ નક્કી કરી શકી નહી હોશે."

"નહીજ આવે તો બલાસર," મીસીસ મૉરટને તીખાસથી કહયું; "મને તો એ નવી બલાગત ઘેરમાં હોરી લેવાનો તમારો વિચાર જરા થઈને ગમ્યોતો નહી. આપણા ધરમમાં એની મના લખેલી છે. બાઈબલમાં સાફ સાફ કહેલું છે કે એક માણસે પોતાની બૈરી છોકરાંનેજ હેતથી વળગી રહેવું જોઈએ, ને પરાઈ પીડામાં પડવું જોઈએ નહી."

"પણ આએ પરાઈ પીડા કેમ કેહવાય, મારગારેટ?" તે ભરથારે થોડીક તકરાર લેવાની હીંમત કરી; "આખર માહરી બેહન તો ખરી? અમો એક લોહીનાં ખરાં? ભલું થાય એનું તે પગ ઉછાળીને એવું એક સત્યાનાશીનું પગલું લીધું ને જનમો જનમની દુખી ને નાચાર થઈ! આજે તો કેવી સુખી હોતે! ફીનીક્ષ મીલનો મેનેજર મી૦ સ્પેનસર તો એની પર ઘેલો ઘેલો હતો! તે વખતે તે એ મીલમાં જૉબર હતો, તે એને

ગમ્યો નહી, અને 'પરણવાને વાસ્તે નાનકી ઉમ્મર નાલની કેલવાણ' એવા ખોટા વાંધાસાંધા કીધા! તે વખતે તેની સાથે કે આગ્રે તરફ કોઈ બી સારા આદમી સાથે પરણી ગઈ હોતે તો એમ આજે નાચાર તો નહી થઈને બેસ્તે! એનું રૂપ એવું અને એટલું બધું હતું કે કોણ કોણ એને માટે તો જીપલાં મારતા હતા!

"રૂપને નાખો ભદદીમાં!" મીસીસ મૉરટન કેઠેરાઈનની ખુબસુરતીની તારીફ સાંભળતાં અદેખાઈથી છછંણીજ પડી, કેમકે તેનાં મોઢાં પર શીળીયાનાં ચાઠાં હોવાથી તે પોતે ઘણી બદસુરત હતી, અને તેની બે છોકરીઓ પણ વધતી ઓછી એ માય જેવીજ સોહામણી હતી! "જે ચાલચલણનાં પાધરાં નહી હોય તો રૂપને શું આગ લગાડવાની હોય?"—અને મૅમ સાહેબનો મીજાજ એકદમ બરખેલાફ થયલો જોઈને તે તાબેદાર ભરથારે દાનાઈથી તરત વાત ફેરવાવી.

"ને તેં તાહરા ભાઈનું આજે આવેલું કાગળ વાંચ્યું કે, મારગારેટ? એ તો ફીલીપની હુશયારીની ઘણી તારીફ કરેછ!"

"ઘણાં હુશયાર તે ઘણાં મોટાં ચોર થાય!" મીસીસ મૉરટને છણકો કર્યો; "એ તો બાપ તેવા બેટા! ખોરૂં ઘી કાંઈ દીવેલમાંથી જવાનું છે શું? એ પોરયાની જોહોર તમે માહરા ગરીબ ભાઈને ગળે ઘાલી તે મને તો જરા થઈને ગમ્યું નહી. એ વાતની આપણા ધરમમાં મના કીધેલી છે. બાઈબલમાં સાફ સાફ લખેલું છે કે—"

"હવે તું વાતોવાતમાં એમ બાઈબલને વચ્ચે ઝોકાવ્યા કરશે તો હું વાત કેમ કરૂં?" મી૦ મૉરટને થોડોક ખભડી ઉઠવાની જેમ તેમ હીંમત કીધી, કે જ્યારે તેનાં એ બોલવાનાં અધર્મીપણાંથી મીસીસ મૉરટન ખુલ્લે ખુલ્લી કચવાતી ને કસકસતી દેખાઈ!

"પણ તમે મને કેહો તો ખરા—એ નાધર્લા પોરયો આપણે ત્યાં આવે તો આપણે તેને કોણનાં બચ્ચાં તરીકે ઓળખાવ્યે?" મીસીસ મૉરટને પાછી પેલી જુનીજ વાતની બાઠ ભીડી; "તમારી બેહનનો છોકરો કરીને કેહીએ તો આએ તમારી દુકાનની હાલની ઘેહરાકી જે છે તે અરધી બી ટકશે ખરી કે?"

પણ રૉજર મૉરટીમરને એ જીકકરનો સારાં કે માઠાં નસીબે જવાબ કરવાનો વખતજ મળી શકયો નહી. બાહેરનો દરવાજો તેવામાં કોઈએ જોરથી ઠોક્યો અને બધાં અજબ થયાં. અત્યારે આવી મોડી રાત્રે એ કોણ?

મી૦ મૉરટન અજબ થતો ઉઠ્યો ને બારણાં આગળ ગયો. ત્યાં તેણે બારણું ખોલ્યું, અને થોડોક વખત ધીમે સાદે કાંઈ ગભરાતભર્યા સવાલ જવાબ થતા હોય તેમ તેને વાતચીત કર્યા કીધી, જેથી ટેબલ પર બેઠેલાંઓ ઘણાં અજબ થયાં. તેઓને તે વાતચીતના સાદ કાને આવતા હતા, પણ વાતચીત શું થતી હતી તે મુતલગ સંભળાતું હતું નહીં, અને મીસીસ મૉરટનનો જીવ ગભરાઈ આવ્યો.

"એ શું છે, રૉજર? એ કોણ છે?" તેણીએ ટેબલ પરથી તરારો મુક્યો.

"હું આઉંછ તુંને કેહેવા," મી૦ રૉજર મૉરટીમરે ત્યાંથી ખીજવાતભર્યા સાદે જવાબ કર્યો, અને પછી બારણું જોરથી પાછું બંધ કરી લઈ ગભરાયલો અને ફુગલાયલો જેવો જરા વારે જમવાના ઓરડામાં તે પાછો ફર્યો.

"એ તો—એ તો માહરી બેહન કૅઠેરાઈન અત્રે આવેલી છે, અને ધર્મશાળામાં ઉતરીને મને તાકીદે મળવા બોલાવેછ," તેણે અંદર આવતાં સાથે ખુલાસો કર્યો, અને પછી જવાબમાં એક ધડાકો થવાની વકકી કે ખાત્રી હોય તેમ ગરીબ બીચારો ચોરની અદાથી ખસ્યાનો જેવો એકાદ મીનીટ થોભ્યો.

"એ શું કેહોછ, રૉજર?" તે ધર્મી સકર્મી પરણેતરે ચીસ પાડી; "અહીં આવી? અંતે અહીં આવી ખરી, ને તમે નફ્ટ નાખે સાંબા તેને મળવા ચાલ્યા?"

"માહરે જવુંજ જોઈએ, મારગારેટ," પેલાએ જેમ તેમ કેહેવાની હિંમત કરી; "કેહજે તે ઘણી બીમાર થઈને અહીં આવેલી છે."

"એ વળી એનાં નવાં ચરત!" પેલીએ પોતે ખાતી હતી તે પ્લેટ એક આંચકા સમેટ પોતાની આગળથી ખસાડી નાખતાં અને ફફડી ઉઠીને ઉભી થતાં મોટા તીખાસથી કહયું, કે જયારે પોરયાં તોરયાં પણ પોતાનું જમવાનું મોકુફ કર્યા વિના રહી શકયાં નહી. "એમ એ ચરતખોર ચરત કરતી નહી આવે તો ભાઈ ગભરાઈને મળવા દોડી જાયજ કેમ? ભાઈને થોડી ફ્કર ને વિચાર છે પોતાની ધર્મી સકર્મી, ભણનાર ગણનાર, પાક પહરેજગાર બૈરીની કે ગાય ગોસપંદ જેવાં ગરીબ છોકરાં બચ્ચાંની ઈજજતની! બધે કહેતી ફરશે કે હું રૉજર મૉરટીમુરની બેહન છું, ત્યારેજ ભાઈની અને ભાઈનાં બૈરી છોકરાંની ઈજજતના વાવટા ઉડશે, અને હાથ ચાતીને પેટ ભરવા જેટલો આટલો પાંઉનો ટુકડો જે કમાઈ ખાઈએછ તેમાંથીબી નીકળી જવાશે!"

"તું તો બધા દહાડાની એવી અકકજ અને એંટાલ રહી ગઈ!" પરણ્યા પછી આજે જીંદગીમાં પેહલીજ વાર પોતાની પરણેતરના વિચારોથી જુદો પડવાની મી૦ રૉજર મૉરટને હીંમત કરી, અને બેહનને મળવા જવા ઉતાવળે તૈયાર થતાં ખરાં દીલના ગુસ્સાથી કહયું, કે જયારે એ સામું બોલવાની તેની સરકશીથી મીસીસ મૉરટનના મીજાજનો પારો છેક ફ્રીઝીંગ પોઈન્ટ પર જઈને અટકયો!

"હું તમોને સાફ કહી મેલુંછ, મી૦ મૉરટન, તમો જો તેને માહરા ઘરમાં લાવશો સો તે ઘડીએ માહરો તમારી સાથનો રાહતવાહત હું છુટટો કરી નાખશ, અને માહરાં છોકરાંઓને લઈને માહરાં માયને ઘર જતી રેહવશ!" તે ધર્મી સકર્મી ભણનાર ગણનારે મોટા તીખાસ વચ્ચે રોકડું પરખાવ્યું, કે જયારે જવાબમાં મી૦ મૉરટન બારણું ઉઘાડીને બાહેર જતાં પોતાના પીસેલા હોઠો વચ્ચેથી એટલું પટપટ કરતો સંભળાયો, "તું તો

આદમી કરતાં હેવાંન વધારે છે!" અને પછી બારણું પોતાની પછવાડે ગુસ્સાથી અફાળી મેળી, બંધ કરી, તે પોતાની બેહન કૅઠેરાઈનને ધર્મશાલામાં મળવા જવા રસ્તે પડ્યો. પણ તેનું છેલ્લું બોલવું જે પીસેલા હોઠો વચ્ચેથી ધીમે સાદે બોલવાની રૉજર મૉર્ટીમરે સંભાળ લીધી હતી તે પેલી કસારીના કાનવાલી કર્કશાએ એમ છતાં બરાબર સાંભળ્યું હતું, અને તેણીએ ગુસ્સાથી મુક્કી ગુમાવીને ટેબલ પર મારી!

"એ મને આજે હેવાન કહી ગયો—મને?" તેણીએ જોરથી બખાલ્યું; "કોઈ દાહડે નહી ને આજે એને માથું ફેરવીને એટલી બધી હીંમત કીધી? માહરે એનું એ જોર ભાજવુંજ પડશે! હું એને અને એની બેહનને બતાવી આપું તોજ ખરી!"—અને એ મુજબ તે હતી તે કરતાં બેવડી ગરીબ કમબખ્ત કૅઠેરાઈનની મુદદઈ થઈ લાગી.

પેલા હાથ પર મી૦ મૉર્ટન મનની અકળામણ અને ગુસ્સાની ગભરામણ વચ્ચે ધર્મશાળા તરફ ધસ્યો જતો હતો. તેને પોતાનેબી જેવું જોઈએ તેવું ગમતું નહી હતું—એ તેની ભાણભુળી બેહન કૅઠેરાઈનનું એ તરફ આવવાનું. વાંચનાર જાણે છે તેમ કૅઠેરાઈનની આટલી કાકલુદી છતાં તે તેને વાસ્તે સારૂં કે ઈજ્જતદાર કશુંજ માનતો નહી હતો, અને તે તેની કજ્યાખોર પરણેતરના એ વિચારો સાથે બીલકુલ એકમત હતો કે એ અત્રે આવેલી તેની બેહન થતી હતી એમ જો આએ તરફનું લોક જાણે તો તેની ઈજ્જતની અને ધંધાની ધુળધાંણી થઈ જાય!

તે ધર્મશાળામાં પોહોંચ્યો. બારણાંમાંજ તેને મેનેજર મલ્યો, જેને કોઈ તે સાંજે ત્યાં આવી ઉતરેલી નવી બાઈ વિષે પુછવાથી તેણે જવાબમાં કહ્યું, "હા, મી૦ મૉરટન, ઉપર જાવ—પેહેલે મજલે દાદર અગળનો બીજો ઓરડો."

તે ગયો. તેણે તે અળગું બંધ કરેલું બારણું ટપટપ ઠોક્યું અને કૅઠેરાઈને તે ઉઘાડ્યું, જ્યારે તેને આવેલો જોતાં તે બીજીજ પળે તેના હાથમાં ધસી ગઈ અને તેની છાતી પર માથું નાખી રડી પડી.

"તમે આવ્યા ખરા, ભાઈ રૉજર?" તેણે એ આસુંઓ વચ્ચેથી કહ્યું, "હું તો અભાત ધસકે મરી જતી હતી કે રખે તમો આવવા ના કેહેવાડો! તમે ખરેખર ઘણા ભલા થયા તમારી દુખી બહેનને વાસ્તે."

મી૦ મૉર્ટને દયાથી અને હેતથી તેનું માથું પસવાર્યું. રંગ મારો પાણી કાંઈ જુદાં થઈ શકે છે? તેની બેહન વાસ્તેનું તે આગળનું હેત જોર સાથે ઉભરી આવ્યું, કે જ્યારે તે ફક્ત સોળ વરસની ઉછળતાં જોબન સાથે એક ગુલેગુલાબ સરખી જોવાજોગ મધુરી અને તાજી હતી! તે વખતે તે એક આકાશની હુરીને શરમાવે એવી સુંદર હતી, અને, અરે, બીજાં સોળ વરસની દરમ્યાનમાં આ તેના શા હાલ! તેણે ટેબલ પરના મોટા લેમ્પના અજવાળામાં તે મુખડું જોયું અને તે દિલસોજ થઈ ગયો. તે એક વારનો રોશન માહતાબ.

જેવો તાજો તંદરોસ્ત મુખડો હાલમાં બીલકુલ કાહેલી, દુ:ખી અને ફીકકો હતો. ડાચાં બેસી ગયાં હતાં, અને આંખમાં ખાડા પડેલા હતા, જ્યારે તે એક વારની તારા જેવી ઝળકતી અને તેજસ્વિ આંખ હાલમાં બીલકુલ ઝાંખી અને નિસ્તેજ બની ગયલી એક ઝટકે જોઈ શકાતી હતી. તે આ હાલની ભરજવાન વયે ઘરડી થઈ ગયલી નજરે આવતી હતી, અને તેનાં ભરાવદાર માથાંના બાલોની સીહાઈમાં સુફેદી ઠામ ઠામ ડોલા ધુરકતી થઈ રહી હતી!

"આએ તાહરા શા હાલ, કેટ? આએ તાહરામાં કેવો ભયભીત અને દુખકારક ફેરફાર!" તે ભાઈએ ખરાં દીલથી જળી જઈને મોટા અફસોસ સાથે કહ્યું.

"એ માહરા ગયા ભવનાં કોઈ પાપની મને સજા હોશે, રૉજર," તે બેહને ગમખ્વારીથી જવાબ કર્યો, "કેમકે આએ જીંદગીમાં તો મેં એવું ગુહનેગારીભર્યું કે અધર્મી અત્યાર સુધી કાંઈજ કર્યું નથી, પણ બેસો, ભાઈ, બેસો. સોલ સોલ વરસ પછી હું તમોને પાછા જોવા ને મળવા પામીછ તો હવે માહરી દયા ખાવો ને માહરી મદદે આવો! હું તમારા લખવા મુજબ માહરા જાનનાં જાંન જેવા નાધલા ને લાડકવાયા દીકરા સીડનીને તમારે આશરે સોંપવા લાવેલી છું."

"લાવી ખરી?"

"હા; આવો, જુઓ," અને તે બત્તી ઉંચકીને પોતાના ભાઈને તે ઓરડાની બાજુમાંનાં એક અંધારાં ખુનાં આગળ લઈ ગઈ, કે જ્યાં એક નાના કંગાળ સોફા ઉપર નાહનો સીડની સુતેલો અને ઉંઘાઈ ગયલો હતો, અને તે કમળ ફુલ જેવો કોમળ અને દીલઝીત મુખડો ઉંઘમાં બી હાલમાં એટલો બધો દીલકસ દેખાતો હતો કે તે જોતાં તેનો મામો ઘડીભર પોતાનો હોસ ગુમાવી બેઠો!

"એ એક નાધલો ફીરેસ્તો છે," તે માતાએ તે પછીથી તેને પેલી ટેબલ કને પાછો લાવતાં મગરૂરીથી કહ્યું, "અને એનાથી જુદી થવાનું માહરાં ગલાં પર માહરે પોતાને હાથે છરી ફેરવવા જેવુંજ છે! પણ મોહત ને બીમારીના મારાથી હું નાચાર બની ગઈછ. હું તો એને તમો સાથે મેળવવા જાગતોજ રાખવાની હતી, પણ મુસાફરીની હાડમારીમાં એ ઠાકીજ એટલો ગયો કે માહરા હાથમાં રમતાં રમતાં અને વાત કરતાં પોઢી ગયો, અને ત્યારે મને એને એમનો એમ સુવાડી દેવોજ પડયો. હજી તો મેં એનાં કપડાં ને બુત બી ઉતાર્યાં નથી!"

"ખરેખર અજબ જેવું ખુબસુરત બચ્ચું!" રૉજર મૉરટન તેની મરજી ઉપરાંત પોતાના વિચારો વચ્ચેથી પટપટયો.

"ઘણુંજ ખુબસુરત; જે જોયછ તે ચાહેછ ને રમાડેછ," તે માતાએ વધતાં હેતનાં જોશથી કહયું; "અને ત્યારે મને કેહોની, રૉજર વાહલા, તમે એને તમારે આશરે સાચવશો કેની? તમે એની પર હેતવંતા થશો કેની?"

"માહરે કબુલ કરવું જોઈએ, કેટી, કે તાહરૂં બચ્ચું છેજ એવું કે કોઈબી એના તરફ હેતવંતું થયા વગર રહી શકેજ નહીં," તે ભાઈએ આશાધારણ મમતાથી કહયું; અને જો કે તેજ વખતે તેની કહોડી બૈરીનો એબીયલ ચેહરો ડોલા ધુરકતો તેની આંખો સામે ખડો થયો ખરો, તોપણ તેણે મન સમજાવ્યું અને મનથી વમાર્યું, 'એ એટલી બધી તો ઓખલી ગયલી નથી. બચ્ચાંને જોશે તો તરત પીગળશે. બચ્ચું છેજ એવું કે કોઈનુંબી દીલ જીતી લે!'

"હવે ત્યારે મને એક વખત તમારી ધણીઆણી સાથ મેળવશો?" કેઠેરાઈને માંગી લીધું; "મને જરૂર તેઓને મળવું જોઈએ. મને એને વાસ્તે બધું સમજાવીને કહેવું જોઈએ. એ ઘણોજ ગરીબ ને કહયાસાર છે. કોઈ દાહડે તમોને એને ધમકાવવોબી પડવાનો નથી, પણ એની આદતો વિગેરે વાસ્તે હું તમોને કેહું તે કરતાં તેવણનેજ મળીને બધું સમજાઉં તો તેવણ વધારે સેહેલથી સમજશે. તેવણ બચ્ચાંનાં માય છે, અને માટીડાઓ કરતાં માય થયલી બૈરીઓ બચ્ચાંનાં બાબમાં કહેલું બધું વધારે સેહેલથી સમજી શકેછ. મને તેથી એવણ સાથે મેળવો અને ઓળખાંણ કરાવો. મેં તો એવણને જોયાંજ નથી. માહરા—માહરા જવા પછીજ તમે લગન કીધેલાં. એવણ સ્વભાવનાં કેવાં છે?"

"ઘણીજ હેતવંતી, ઘણીજ ઠંડી, ઘણીજ મીઠી!" રૉજર મૉરટને જરા ગલું ખંખારી લેપડો લગાવ્યો; "છે તો ઘણી મજાહની, પણ પરણી આવી ત્યારે રીતમાં થોડોક સારો અવેજ લાવેલી અને મને ધંધામાં ઠર પાડી આપેલો, તેથી બધામાં પોતાનોજ કક્કો ખરો કરી લેવાવાલી છે. મેં તને લખ્યું હતું તેમ ઘણીજ ધર્મી સકર્મી, ભણનાર ગણનાર ને પાક પહરેજગાર છે. અનીતી કે ગેરકાયદે કાંઈજ ખમી શકે નહી!"

"ત્યારે તો મને મળવા ના કેંહવાનાંજ નથી," કેઠેરાઈને ઉલટમંદ કહયું; "મને જરૂર મેળવો, અને વળી હું એક બીજી ચીજ માંગી લેઉં?"

"હા, પણ પૈસા ના માંગતી, કેમકે પૈસાની હાલ તો—"

"હું પૈસા માગતીજ નથી ને મને પૈસા જોઈતાજ નથી," કેઠેરાઈને શોકાતુરપણે સધ્યારો આપવા ઉતાવળ કરી; "માહરે માહરા એકલા જીવ સારૂં પૈસાને હવે શું આગમાં નાખવાના છે? મને માહરા વાહલા ફીલીપની તો ઝાઝી ફકર નથી; એ તો માહરો ઘણો દાહયો ને સમજુ દીકરો છે, ને આબરૂ ઈજ્જતથી પોતે પોતાનું ખૉળી ખાશે: પણ ફકર મને આઓં માહરા નાધલાની છે, અને હું તેથી આએજ ગામમાં આહીં કેઠે એકાદ ઓરડો લઈને રહેવા માંગુછ કે હું અવારનવાર એને જોતી ને મળતી રેહું. તમે મને એટલી રજા આપશો?"

રૉજર મૉરટન ફીક્કો પડયો.

"ઓ, તમે ના કેહતા ના!" તે બેહને હાથ જોડીને વિનંતી કરી; "કાંઈ નહીં તો એ બીમાર હોય તે વખતે તો હું એની આગળ દોડી આવી શકું? મને તેથી અહીં આએ તરફજ કેઠે એક નાધલી ઓરડી લઈને મરી રેહવા દેઓ, અને, ખાત્રી રાખજો, વાહલા ભાઈ, કે હું તમોને માથે પડવા કે દુખ આપવા ઝાઝું જીવવાની નથી. તમે હસો ના. તમે નહી માનતા, પણ ડૉકટરોએ મને ખાત્રી આપેલી છે કે માહરો આંકો આવી રહેલો છે, અને હું હવે થોડા મહીનાબી કાઢશ તો તે એક અજાયબી થશે!"

"તાહરા ડાકટરો તો દીવાના હોવા જોઈએ", તે ભાઈએ અરધું હસીને અને અરધું ગંભીર કહયું; "તું આવી ભરજુવાંન ને મરી કાંય જાય? તું માહરા કરતાં તો નાધલી છે, અને મને પોતાને કોઈ દાહડે મરવાનો ખ્યાલ નથી થયો તો તું કાંય મરવી જોઈએ? તે કરતાં, તું અહીં આએ તરફ રહેવા વાસ્તે માહરી બૈરીનેજ સમજાવી લેજે. હું તુંને એક વખત તેની સાથે મેળવવાની ગોઠવણ કરશ, અને તું સમજાવશે તો કદાચ તે સમજશે. છે દીલની ઘણી ભલી ને ચોખ્ખી, પણ જરા સ્વભાવની કડક છે. તે તાહરી કહેલી વાત માનતી નથી."

"પણ તમે? તમે પોતે બી માનોછ કે નહી?" કૅથેરાઈને પોતાની શોકાતુર આંખો ફ્ર્યાદના તોરથી ઉંચકીને આતુરતાભર્યો સવાલ કર્યો; "ઓ રૉજર વહાલા, ખરૂંજ માનજો—ખરૂંજ માનજો કે હું માહરા ખાવંદની હકદાર પરણેતર છું. હું લગનના હકથી ખરેખરી કાંઉન્ટેસ છું, અને માહરાં આએ અરધીએ અરધી વગરનાં ભીખ માંગતાં થયલાં બેગુનાહ બચ્ચાં એ મરનાર અર્લ બાપના માનવંત ખેતાબ અને કરોડોનાં ખરાં હકદાર છે!"

"વૅલ, વૅલ, એ નાપસંદ જીકર પાછી તાજી કરવામાં હાંસલ શું છે?" રૉજર મૉરટને કંટાળો કર્યો. ખરી વાત એ હતી કે તે હજી માનીજ નહી શકતો હતો. કૅથેરાઈનનાં બોલવાનાં જોશમાં એટલી સચ્ચાઈ અને એવાં નિખાલેસપણાંના પડઘા વાગતા હતા કે કોઈબી તેણીએ આપેલી એ ખાત્રીનો સ્વિકાર કર્યા વના રહે નહી, મગર રૉજર મૉરટન એક ટુંકી બુધ્ધીનો અને બીલકુલ સીધો સાદો માણસ હતો, કે જે આગળ ભેજું દોડાવા ચાહેજ નહી અને દોડાવી શકેજ નહી! કાયદાએ જે કીધું ને ઠરાવ્યું હોય તે તેને મન સાદીસત્તર આના ને બે પૈ, અને પછી જો ખુદ ખુદાબી ઉતરી આવીને ખાત્રી આપે કે કાયદાએ ભુલ કરી છે તો તે માને તેમાંનો માણસજ નહીં હતો! "મેં તુંને લખ્યું કેની કે હું તાહરો પોતાનો વાંક કાઢનો નથી? મરનાર તુંને મજબુત દાપ આપીને રમત રમી ગયો એમાં સંદેહ નથી."

"ઓ, એમ ના બોલો," પેલીએ પાછા હાથ જોડયા; "એ માહરા વાહલા મરનારને અપજશ ના આપો! તેવણે તો બધું ખરૂં ને કાયદાસરનુંજ કીધું. એવણ તો બીચારા માહરૂં ને બચ્ચાઓનું ભલુંજ કરવા ગયા, પણ મોહતે સીતાબી કીધી."

"મોહતે સીતાબી કીધી?" રૉજર મૉરટન વધતો ખબડયો; "કોઈ સારો માણુસ જે એક દાહડો નહી ચાલવા દે તે એણે સોલ સોલ વરસો સુધી ચાલવા દીધું, અને સોલ સોલ વરસો સુધી તુંને નામોશીમાં જીવવા દઈને તાહરાં ને તાહરાં બચ્ચાંનાં લાભનું એક વીલ વટીક કર્યા વગર મરી ગયો તે સારો માણુસ કેમ કેહવાય? નામ ત્યારે લગન કીધાં, પણ લગન કીધાં તો તેનો પાયો કે પુરવારીજ ન હોય? નહી લગનની સરટીફીકેટ નહી લગનના શાક્ષી, નહી લગન કરનાર પાદરી પોતે! રબીશ! હું એ માની શકવાનોજ નથી."

ગરીબ કૅઠેરાઈન—તે માથું નમાવી નાચાર થઈ અને ખામોશ રહી. તેણીએ જોયું કે હવે કોઈનેબી પોતાની પાકીજગીની ખાત્રી આપવાની આશાજ તેણીને માટે ફોકટ હતી! આ તેનો માજયો—ખુદ માજણ્યો ભાઈ પોતે આટલી બધી વિનંતી ને કાકલુદીથી કહેલી વાતનો ઈતબાર કરી શકતો નહી હતો, તો બીજાં ત્રાહીતોથી તે એવી આશા રાખવાની હીંમતજ કેમ કરી શકે?

એ પછી થોડોક વખત સુધી તે ભાઈબેહને આગળી પાછળી બીજી ત્રીજી થોઠીક દમ વગરની વાત કરી, પણ તે બધી હવે ઉંચાં મનનીજ હતી. કૅઠેરાઈન પોતાના ભાઈની તેનો સુખન નહી માનવાની ગુમરાહી તેને જલદીથી ને એકદમ માફ કરી શકી નહી, અને રૉજર તે જોઈ તેમજ સમજી શકયો; મગર મરનાર હેરી બોફર્ટ માટે તેણે જે મત બાંધવાનો મક્કમ ગાંઠ પોતાનાં મનથી વાલ્યો હતો તેમાં તે જરાએ ઢીલો થઈ શકયો નહી. તે માનીજ શકયો નહી. પરીણામમાં, થોડાજ વારમાં 'તું ઘણી થાકી ગયલી છે અને હવે સુઈ જા' એવાં બાહણાં સાથે તે રજા લેતો ઉઠયો, અને બીજે દાહડે સીડનીને લઈ જવા આવે ત્યારે બનતાં સુધી પોતાની મોહરદારને સાથે લાવવાનું પ્રૉમીસ આપતો ગયો.

અને તેજ રાત્રે વળી રૉજર મૉરટનનાં ઘરમાં તે વરબૈયર સુવા ગયાં તે, આગમચ ઘણી તકરાર અને ઘણો કજયો, ઘણી સમજાવત અને ઘણી નાખતી, વિગેરેમાં કલાકો ગબડી ગયા. પેહેલાં તો સીડનીને સ્વાધીન લેવાજ પેલીએ સફા ના કહી, અને જયારે તે એ વાત વાસ્તે કબુલ થઈ ચુકી હતી તે વાત પર ભાર નાખી નાખીને મૉરટન તેને એ વાસ્તે સમજાવી શકયો, ત્યારે વળી તે 'રાઉસ બેહેન'ને રૂબરૂ મળવાની રૉજરની દરખાસ્તથી નવી મોટી તકરાર ને નવા કજયાનો નવો ફણગો ફુટયો; અને અવધી તો ત્યારેજ થઈ કે જ્યારે આએજ ગામમાં કેઠે ઓરડી લઈ રહેવાનું તે માંગી લેતી હતી એમ મીસીસ મૉરટનને માહીતી થઈ! અંતે ઘણીએક રીકઝીક, માથાકુટ, તકરાર અને કજયા પછી તે અસીલ બાનુ બડી મુશકીલથી તે ત્રણ માંહેલી બે વાત મંજુર રાખી શકી. એક તો સીડનીને પોતાને આશરે લેવાની અને બીજું તો એક વખત જઈને તેને રૂબરૂ મલી આવવાની; પણ તે આએજ ગામમાં ઠરીને રહે તે વાત વાસ્તે તો જીન-

હાર તે એકમત થઈ શકીજ નહી, અને ઘણાએક લાંબા વિચાર પછી રૅાજર મૅારટનને તે વાતમાં વધતું દબાણ નહી કરીને સહેતાન દાભો કરવાનુંજ ઘણું વધારે અનુકુળ લાગ્યું. તેણે જોયું કે તેની બૈરી જેવી એક જીદદી અને ગરમ તબીયતની ફાટાંબાજ, આટલું તોફાન કરવાં છતાં, આ બે વાતમાં નાખતીથી નમી ગઈ તે તેના જેવા એકને વાસ્તે એક ઘણી મોટી જીત કહેવાય, અને ત્યારે તેણે અતેરૂં કરવું નહી જોઈએ. વળી તેને પોતાનેબી તેની બહેન એજ અતરાફમાં ઠરીને કાયમનું રહે તે ખરેખર નહી ગમ્યું. સીડનીને તેઓ "એક ગરીબ સગાંનું માબાપ વગરનું બચ્ચું" એમ લોકોમાં ઓળખાવવા ચાહતાં હતાં, અને ત્યારે જો કૅઠેરાઈન એજ તરફ રહે તો એ ભડકો ફુટી જયા વગર રહેજ કેમ? વળી તે અત્રે રહેવાથી તેણીને ઓળખીને તેને વાસ્તે આખું ગામ બુરૂં બોલતું થાય, અને કોઈ સંદેહજ નહી હતો કે તેના ધંધાની અને ઘરની પણ કેટલીક હદ સુધી ધુળધાણી વળી જાય! તેનું ઘર રોજના ફેસાદનું ધામ થાય, અને રૅાજર મૅારટન તે ભરથારો માંહેલો એક હતો કે જેઓ ગમે તેવા ગંભીર ભોગો આપીને પણ પોતાની મરજી ઉપરાંતનું થવા દેવા ચાહે છે, અને ઘરનો કજીયો નિવારવાને તિક્ષણ આતુરતા ધરાવી જાણે છે. એમ હોવાથી મી૦ અને મીસીસ મૅારટન વચ્ચે છેલ્લે ઉપર કેહેવા મુજબનોજ પક્કો બંદોબસ્ત થયો, અને તેઓ તે પછી રાતેરાત તો ગુપચુપ ઘોંટાઈ ગયાં.

---

## પ્રકરણ ૧૪.

એ પછીની બીજી સહવારે તેઓ નાસ્તાથી પરવારીને કૅઠેરાઈનને મળવા જવા તૈયાર થયાં, જ્યારે મીસીસ મૅારટન, કે જેણે કૅઠેરાઈનની અજબ જેવી સુંદરતાની પોતાના ભરથારને મોંઢે અનેક મરતબા હદથી જ્યાદા તારીફ સાંભળી હતી તે પોતે, એવી એક સુંદરતાની આંખમાં ખુબસુરત દેખાવા બહુજ તજુમળથી તૈયાર થઈ. તેણીએ ઘણો ભપકો કર્યો, કે જે ભપકામાં એવી એક અભણ ઓરતથી વક્કી રાખી શકાય એવું તેસ્ટનું ખુન, કદમો કદમ, અલબત્ત, ઘણું હતું. રૅાજર મૅારટન પોતે બેશક તે જોઈ શકતો હતો, પણ તેણે તે વાતની ખણખોડ કરવાનું ઘણું આગમચથી મુકી દીધું હતું. તે એક વેચાયલો વર હતો. ઉપર કેહેવામાં આવ્યું છે તેમ મારગારેટ મૅારટન સહીયડનાં હદ વગરનાં ચાઠાં અને નાઘલાં કદ સાથે દેખાવમાં ખરેખર ઘણી કદરૂપી હતી, અને તેનો ઉઠાવ કરવા વાસ્તે માયબાપને એક ગાંસડી કાઢી આપવી પડી હતી, જેનો એ જવાંને લાભ લીધો હતો. તેને પોતાનો ધંધો વધારવો અને આબાદ કરવો હતો અને ખરચીની ઘણી જરૂર હતી, અને તે પોતે જો કે સોંહામણો અને દમામદાર હતો તોપણ એવા સંજોગમાં આવી એકને કબુલ રાખીને પોતાનો ઘરખટલો ગબડતો

"પણ મને કોઈ જોશેજ નહી," કેટે હાથ જોડીને કાકલુદી કરી; "હું એવી એક ખુણામાં ભરી રેહવશ કે મને કોઈ જોશેજ નહી અને કાંઈ બોલશેજ નહી!"

"હા, બા, એ તો ગમે તે હોય, પણ તમે અહીં રેહો એ વાત તો કોઈ દાહડે બનવાનીજ નથી ને અમો કબુલ રાખવાનાંજ નથી," હયાં હવે પેલી કર્કશાને થોડાક તીખાસથી વચ્ચે કુદી પડયા વિના ચાલ્યુંજ નહી, જ્યારે રખે તે પોતાની જાત પર જઈ કાંઈ નહી બોલવાનું બોલી દઈને તેની બેહનનું દીલ વધારે જખમાવે તે ફીકરથી રૉજરે વળી તરત વચ્ચે ઝોંકાવ્યું.

"હું એને સમજાઉં, મારગારેટ," તેણે સધ્યારો આપ્યો; "તું તાહરે નાહના સીડનીને લઈને પાસેના ઓરડામાં જા કે એ બચ્ચું અહીં નહી હોય તો અમે ખુલાસાથી વાત કરી શકયે."—અને સીડની તરફ ફરીને વધાર્યું, "સીડની બેટા, મામીજી સાથે જા અને મામીજીને પાસેના ઓરડાઓ દેખાડ."

તેઓ ગયાં. મારગારેટને પણ એજ જોઈતું હતું. તે ભાઈ બેહેન માથું ફોડયા કરે અને અંતે તેની મરજીનું થાય એ તેને વધારે ગમ્યું, અને તેથી વાંધો કર્યા વગર સીડનીને હાથ આપીને તે તેના જોડે પાસેના ઓરડામાં ગઈ, જ્યારે સીડની પણ ઘણી તાબેદારીથી માયનું અને મામાનું કહયું માનીને તરત તેના જોડે ગયો.

તે પછી તે ભાઈ બેહેને એકલાં પડીને લંબાણથી મત કર્યું અને મસલત ચલાવી. રૉજર મૉરટને ઘણી ઓજરખ્વાહી સાથે પોતાની એ હઠથી બાઝ આવવાને બેહેનને સમજાવ્યું. તેણે તકરાર લીધી કે સીડનીને સ્કુલમાં મુકવાનો, અને ત્યાં જો એમ માલમ પડે કે એ બચ્ચું ગેરહકનું છે તો પોરયાઓ તેને મીહના ટપલાથી મારી નાખે ને નાહકમાં તે હીણાતું થાય! એજ મકસદથી તો, તેણે સમજાવ્યું કે, પોતાના સાલા મી૦ પ્લાસ્તરને બી ફીલીપ તેની બેહનનોજ છોકરો થતો હોવાનું તેણે જાણવા દીધું નહી હતું, અને એ બધા સંજોગોમાં તે અત્રેથી સદાની જતી રેહ અને સીડનીને મળતી રેહવાના બેહુંદા ખ્યાલથી બાઝ આવે તે ઘણું સલાહકારક છે!

"માહરી આએ ધર્મી સકર્મી બૈરી દીલની અતી ઘણી નરમ અને દયાળુ છે," તેણે વિશેષતામાં સમજાવ્યું, "પણ માથાંની ફેરાવન છે, અને એની મરજીનું નહી થતું આવે તો સગા બાપની બી નહી થાય તેમાંની છે, એટલે જો સીડનીને રાખવોજ હોય તો એ તેણીનાં મતનું થવુંજ જોઈએ અને તાહરે અત્રેથી જતી રેહવુંજ જોઈએ!"

"પણ ત્યારે એ સમજનો થશે તેટલાં તો એ પોતાની હીણનસીબ માયને ભુલી બી જશે!" ગરીબ કૅથેરાઈને રડીને કકળાટ કર્યો.

"હું તુંને ભુલવા દેવશ નહી," રૉજરે સધ્યારો આપ્યો; "માહરી પર ઘણો ભરોસો રાખ. એ પુરતી સમજ ધરાવતો થશે એટલે હું એને બધું કેહવશ અને તાહરાં હદ વગરના હેતની ખાત્રી આપશ, એટલે જો તું ફકર રાખેછ તેમ આએ જંજાલી દુન્યાથી તું ફારેગ થઈ ચુકી હશે તોબી એ તુંને બેવડાં હેતથી યાદ કરશે અને પુજ્ય વાહળથી તાહરૂં નામ પોતાની રોજની બંદગીમાં સામેલ કરશે!"

કમબખ્ત કૅઠેરાઈન નાચાર થઈ. ગરીબ તે—તે એથી જ્યાદા શું કહી અને શું કરી શકે? તે જતીજ રેહવા કબુલ થઈ. તેણે જોયું કે સીડની દાહરે વારેનો થાય ત્યારે તે નામોશીમાં અવતરેલો હોવાનું આએ લોકો તેનાં મનપર ઠસાવવાનાં, અને બીલકુલ નાહકમાં તે પોતાનાં ફરજંદની આંખમાં બદનામ થવાની; પણ વાહલો ફીલીપ તેને સમજાવી લેશે અને જે ખરૂં હતું તે વાતની તેને ખાત્રી આપશે એ સધ્યારા પર તે અભાગણીએ સંતોષ પકડવાનો અને સધ્યારો માનવાનો હતો!

હવે મારગારેટ અને સીડનીને પાછાં બોલાવી લેવામાં આવ્યાં, અને મૉરટને ખુશાલ અને ધીરજ પામેલા અવાજે કહ્યું, "મેં કેટને સમજાવીછ, મૅગી, અને એ સમજીછ. એ અહીંથી જતીજ રેહશે."

"હું તો નાચાર થઈછ, બેહેન," કૅઠેરાઈને કકલાટ કીધો; "મેં તો માહરાં કલે-જાંનો ટુકડો તમો બેને સોંપી દીધોછ, ને ખુદાનો ડર કરીને એને સાચવજો ને એના પર દયાળુ થજો. તમો ક્યારે એ વાહલાને લઈ જવા ધારોછ?"—અને તે બોલતી હતી ત્યારે તે બીચારીનો ટોટો ભરાઈ ભરાઈ આવતો હતો, અને તેનો અવાજ ઠર ઠર ધુજતો હતો!

"આજે તો નહીજ," મારગારેટે માથું ફફડાવીને કહયું; "હજી તો માહરે એને વાસ્તે ઓરડો તૈયાર કરવાનો, અને એનું ગોદરૂં ચાદર વિગેરે તડકે નાખવાનું. મને એ વાતની ઘણી સુગ છે."

"એ કાંહ પોહઢશે?"

"અમારા ઘરમાં પછવાડે ચોક પર ઉંઘડતો એક નાધલો ઓરડો છે. અમારી ચાકરડી મેરી ત્યાંજ સુવેછ, ને ત્યાંજ એનું બીછાણું અમે મુકાવશું;" મારગારેટે કહયું; "મેરી ઘણી સજાગૃત ઉંઘની છે, અને એ રાતે ઉઠશે તો તરત જવાબ આપશે."

કૅઠેરાઈને એક છુપી સરદ હાય મારી.

"તમે લોક એ કોણની વાત કરોછ? કોણ તે પછવાડેના ઓરડામાં સુવાનું છે?" નાહના સીડનીએ પોતાની ચલકતી ચતુર ચશમો બહુજ તાજુબી વચ્ચે એમ તેમ દોડાવીને આતુરતાભર્યો સવાલ કર્યો.

"તું, દીકરા," મી૦ મૉરટને તેનું માથું પસવારીને કહ્યું; "હવે તુંને અમારેજ ઘેર રેહવા આવવાનું છે."

"અને માહરાં મમા કાંહાં સુશે? હું કાંઈ મમા વગર કેઠે સુવાનો નથી!"

"મમાને તો હાલ કામે જવાનું છે, માહરા દીકરા," કેટરાઈને રડતાં રડતાં કહયું; "મામાજી મામીજી ઘણાં ભલાં છે અને તુંને ઘણો સંભાળશે."

"પણ હું તમોને મુકીને કેઠે જવાનોજ નથી," સીડનીએ રડી દેતાં કહયું, અને પોતાનાં મામા મામીનાં પાંખડાં પડતાં મુકી તે પોતાની માયનાં પાસાંમાં જઈને ભરાયો! "ઓ મમા, મને મોકલી ના દેતાં! મને એમ તમારી પાસેથી કાહાડી ના મુકતાં"—અને તે એવી જીગરતોડ રવેસે રડયો કે રૉજરની આંખો પણ તેની મરજી ઉપરાંત આંસુથી ભરાઈ ગઈ!

"એ વળી તમે શાના બૈરાંઓની માફક ચરકુલાં કરતા થયાછ?" મીસીસ મૉરટનનાં નેણ ફરી ગયાં, અને તેણીએ ધીમે સાદે પોતાના ધણીના કાન પર પડી વધાર્યું; "પોરયાને તદન કાંગલો ને લાડઘેલો ઉધારેલો છે, ને લે ચાલો, હવે જતે. એ તમારા લોકનો ફારસ જોતાં મારાં તો સીનાબી સરી જાયછ!"—અને તે ફફડેલી જેવી ઉભી થઈ.

"લે ચાલો, અમે જઈએછ હો!" રૉજર મૉરટને પણ એ 'હીન્ટ' લઈને જવાની ઉઠાંગરી કરી; "તું એમ છેક ભાજીનું પાણી ના થા, કેટ, ને હીંમત રાખ. બનશે તો હું સાંજે તમો બંનેની ખબર લેવા પાછો એક ફેરો મારી જવશ."—અને તેઓ ગયાં.

ત્યાર બાદ એ બીજી રાતની વાત છે કે જે દાહડે સહવારથી નાહના સીડનીને એકલવાયો તેના મામાના ઘરમાં લાવીને રાખવામાં આવ્યો હતો. કેવી રીતે તે માતાએ પોતાનું જીગર ચીરી ફાંસીને એ વાહલાં બાળથી જુદી થવાનું મૅનેજ કર્યું હતું તે વર્ણવવા અમો કને શબ્દોજ નથી, અને તે બ્યાન કરવાનું, તેથી, અમો મોકુફજ રાખ્યે છીએ. ગરીબ નાહના સીડનીનું બાળક જીગર પણ ફાટીજ ગયું હતું. તેને કાંઈ સમજજ નહી પડી શકયું હતું કે તેની પર જાંન પ્રાણ કાઢી આપનારી તેની વાહલી માવીતરે કાંય તેને એ મુજબ પોતાની પાસેથી હાંકી મેળ્યો હતો! તેની બાળક યાદ બજીદ હઠીલાઈથી પાછી ને પાછી તેને તે સુખી દીવસો પર ઘસડી જતી, કે જ્યારે 'ફેર્ન કૉટેજ'નાં આલીશાંન મેહલ જેવાં મકાંનમાં, બાપ અને મા બંનેના બાદશાહી સાહયા હેઠળ, તે પટંગ્યા જેવો ખુશાલ આખો દાહડો ઓરડે ઓરડે કુદકા મારતો હતો! તે કુશાદે મેહેલ જેવું મકાન અને આ તે પછીની કંગાળયત—તેના મામાનું આએ બે ત્રણ ઓરડાનું નાહનું કંગાળ અને અસુખી મકાન—એ બધું તેની નાહની અક્કલે તેને ઉખ્યાણાં જેવું થઈ પડતું હતું!

તેણે તોફાન કશુંજ કર્યું નહીં. તે બધાં પરાયાંઓ વચ્ચે ચીસ પાડીને રડવું, માને માંગવાનું તોફાન કરવા તે ગરીબ બાળક હીંમતજ કરી શક્યું નહીં. તે મામીના તો ડોલાજ જોઈને ભડકતો, અને મામી આગળથી તો દુર ને દુર નાહસવાનીજ કોપેશ કરતો—જો કે ઈનસાફને ખાતર કેહેવું ઘટે કે પેહલે દાહડે તો તે નાહનાં ઘેરનાં નાહનાં મોટાં બધાંજ તેના પર હદથી જ્યાદા માયાળુ થયાં. તેનો ચેહેરોજ એવો દીલઝીત હતો કે બધાંજ તેના પર હેત કરવા લલચાય, અને મામીએ પણ પેહલે દાહડે તો, તે આવ્યો એટલે અલબત્ત, થોડોક પ્યાર કીધો. તેણીએ એક મોટી પાંઉની કાતરી પર થોડીક પટલી પટલી જૅલી લગાડીને તેને ખાવા બીં સમજાવ્યો, પણ ખાવાનું મોઢાં આગળ લઈ જતાં સાથે તે ગળું ખેંચતો હતો. તેના ગાલ રૂસનાથી ફુગાયલા હતા, અને આંખ આંસુઓમાં આખો વખત તરતી દેખાતી હતી. તે આખી દુન્યા સાથે રીસાઈ ગયલો અને આખી દુન્યા સાંમે અભાવ લઈ બેઠેલો લાગતો હતો!

"તું, દીકરા," મી૦ મૉરટને તેનું માથું પસવારીને કહયું; "હવે તુંને અમારેજ ઘેર રેહવા આવવાનું છે."

"અને માહરાં મમા કાંહાં સુસે? હું કાંઈ મમા વગર કેહે સુવાનો નથી!"

"મમાને તો હાલ કામે જવાનું છે, માહરા દીકરા," કેહેશઈને રડતાં રડતાં કહયું; "મામાજી મામીજી ઘણાં ભલાં છે અને તુંને ઘણો સંભાળશે."

"પણ હું તમોને મુકીને કેહે જવાનોજ નથી," સીડનીએ રડી દેતાં કહયું, અને પોતાનાં મામા મામીનાં પાંખડાં પડતાં મુકી તે પોતાની માયનાં પાસાંમાં જઈને ભરાયો! "ઓ મમા, મને મોકલી ના દેતાં! મને એમ તમારી પાસેથી કાહાડી ના મુકતાં!"—અને તે એવી જીગરતોડ રવેસે રડયો કે રૉજરની આંખો પણ તેની મરજી ઉપરાંત આંસુથી ભરાઈ ગઈ!

"એ વળી તમે શાના બૈરાંઓની માફક ચરકુલાં કરતા થયાછ?" મીસીસ મૉરટનનાં નેણ ફરી ગયાં, અને તેણીએ ધીમે સાદે પોતાના ધણીના કાન પર પડી વધાર્યું, "પોરયાને તદન કાંગલો ને લાડઘેલો ઉધારેલો છે, ને લે ચાલો, હવે જતે. એ તમારા લોકનો ફારસ જોતાં મારાં તો સીનાબી સરી જાયછ!"—અને તે ફફડેલી જેવી ઉભી થઈ.

"લે ચાલો, અમે જઈએછ હો!" રૉજર મૉરટને પણ એ 'હીન્ટ' લઈને જવાની ઉદાંગરી કરી; "તું એમ છેક ભાજીનું પાણી ના થા, કેટ, ને હીંમત રાખ. બનશે તો હું સાંજે તમો બંનેની ખબર લેવા પાછો એક ફેરો મારી જવશ."—અને તેઓ ગયાં.

ત્યાર બાદ એ બીજી રાતની વાત છે કે જે દાહડે સહવારથી નાહના સીડનીને એકલવાયો તેના મામાના ઘરમાં લાવીને રાખવામાં આવ્યો હતો. કેવી રીતે તે માતાએ પોતાનું જીગર ચીરી ફાંસીને એ વાહલાં બાળથી જુદી થવાનું મૅનેજ કર્યું હતું તે વર્ણવવા અમો કને શબ્દોજ નથી, અને તે બ્યાન કરવાનું, તેથી, અમો મોકુફજ રાખ્યે છીએ. ગરીબ નાહના સીડનીનું બાળક જીગર પણ ફાટીજ ગયું હતું. તેને કાંઈ સમજજ નહી પડી શક્યું હતું કે તેની પર જાંન પ્રાણ કાઢી આપનારી તેની વાહલી માવીતરે કાંય તેને એ મુજબ પોતાની પાસેથી હાંકી મેલ્યો હતો! તેની બાળક યાદ બજીદ હઠીલાઈથી પાછી ને પાછી તેને તે સુખી દીવસો પર ઘસડી જતી, કે જ્યારે 'ફર્ન કૉટેજ'નાં આલીશાંન મેહલ જેવાં મકાંનમાં, બાપ અને મા બંનેના બાદશાહી સાહયા હેઠળ, તે પટંગ્યા જેવો ખુશાલ આખો દાહડો ઓરડે ઓરડે કુદકરા મારતો હતો! તે કુશાદે મેહેલ જેવું મકાન અને આ તે પછીની કંગાળ્યત—તેના મામાનું આએ બે ત્રણ ઓરડાનું નાહનું કંગાળ અને અસુખી મકાન—એ બધું તેની નાહની અક્કલે તેને ઉખ્યાણાં જેવું થઈ પડતું હતું!

તેણે તોફાન કશુંજ કર્યું નહીં. તે બધાં પરાયાંઓ વચ્ચે ચીસ પાડીને રડવ માને માંગવાનું તોફાન કરવા તે ગરીબ બાળક હીંમતજ કરી શક્યું નહીં. તે મામાના તો ડોળાજ જોઈને ભડકતો, અને મામી આગળથી તો દુર ને દુર નાહસવાનીજ કોષેશ કરતો—જો કે ઈનસાફને ખાતર કેહેવું ઘટે કે પેહલે દાહડે તો તે નાહનાં ઘેરનાં નાહનાં મોટાં બધાંજ તેના પર હદથી જ્યાદા માયાળુ થયાં. તેનો ચેહેરોજ એવો દીલઝીત હતો કે બધાંજ તેના પર હેત કરવા લલચાય, અને મામીએ પણ પેહલે દાહડે તો, તે આવ્યો એટલે અલબત્ત, થોડોક પ્યાર કીધો. તેણીએ એક મોટી પાંઉની કાતરી પર થોડીક પટલી પટલી જેલી લગાડીને તેને ખાવા બી' સમજાવ્યો, પણ ખાવાનું મોઢાં આગળ લઈ જતાં સાથે તે ગળું ખેંચતો હતો. તેના ગાલ રૂસનાથી ફુગાયલા હતા, અને આંખ આંસુઓમાં આખો વખત તરતી દેખાતી હતી. તે આખી દુન્યા સાથે રીસાઈ ગયલો અને આખી દુન્યા સાંમે અભાવ લઈ બેઠેલો લાગતો હતો!

એમ છેક રાતવેર ચાલ્યું, પણ રાત્રે સુવા જતાં પારલર મેડ મેરીએ તેને તૈયાર કીધો, અને જ્યારે પોતાની સરેસ્તાની સુવા આગમચની બંદગી ભણવા તે ગુંઠણ્યે બેઠો ત્યારે "ખુદા, માહરાં મમાને સારૂં કરજો!" એ બોલો પર આવતાં તેનું બાળક જીગર પોતાની પરનો બોજ ઉઠાવી શક્યું નહી, અને તે માથું પટકી નાખીને અત્રે આવ્યા પછી પેહેલીજવાર ફોકેફોક રડયો. મેરી, એમ છતાં, એક ઘણા સારા સ્વભાવની અને દયાળુ દીલની છોકરી હતી, અને તેણીએ તે બચ્ચાંને પાસાંમાં દાબીને ઘણો પ્યાર કર્યો અને પટાવ્યો, મગર ઉંઘ જ્યાં વેર ગાલેબ આવી ત્યાં વેર તે કંગાળ બાળક દુસ્કે દુસ્કે રડયો, અને ઉંઘાઈ જવા પછી પણ ડચકાંઓથી તેની છાતી ઉંચકાયાજ કરતી હતી, તથા આંખમાંથી ગબડયા કરતાં આંસુઓથી પાપણ ભીંજાયાજ કરતાં હતાં તે જોવાનું બહુજ હરૂદયભેદક હતું!

રાતનો વખત હતો. રાત ઘણી આગળ વધેલી હતી, અને એ તેજ રાતની વાત છે કે જ્યારે મામાનાં ઘરમાં આવ્યા પછીની પેહલી રાત્રે સીડની રડી રડીને ચૉકમાં ઉઘડતી બારી આગળનાં પોતાનાં અસુખી બીછાણાંમાં સુઈ ગયો હતો. એ રાત્રે અગ્યારેક વાગતાંને શુમારે દાઈનીંગ રૂમમાં અરધી ઝુફણ વચ્ચે મી. મૉરટન સ્મોક કરતો બેઠો હતો. તે એકલોજ હતો. મીસીસ મૉરટન અરધો કલાકથી ઉંઘ આવતી હોવાનું કહીને પોતાના ઓરડામાં ચાલી ગઈ હતી, અને નોકર નફરો પણ વગેસગે થઈ ચુકેલાં હોવાથી આખાં ઘરમાં સ્મશાન જેવી હરીહાક શાંતી પ્રસરી રહી હતી. હંમેશ સૌથી છેલ્લે મૉરટનેજ સુવા જવાનો ધારો રાખ્યો હતો. તે સુવા આગમચ ઘણોએક તમાકુનો ધાણ કાઢતો, અને એમ બીડી પીતાં પીતાં પુરતી ઝુફણ આવે પછીજ સુવા જવાનો તેનો મામુલ હતો.

અને એ રાત્રે એ મુજબ તે એક મોટી ખુરસીમાં અઢેલો મારીને સાંમેની ખુરસી પર પગ પ્રસારી નિરાંતથી સ્મોક કરતો પડેલો હતો તેવામાં તે ઓરડાની બંધ કરેલી

બારી કોઈએ બાહેરથી ટપટપ થોકી અને રૉજર મૉરટન ચમકી ઉઠયો. એ શું? તે બારી તો ઘરની બાજુમાંની એક નાધલી સાંકડી ગલીમાં ઉઘડતી હતી, અને તે ગલીમાં કોઈ રસ્તો નહીં હતો. તે તો ઘરની વચ્ચે કાયદા મુજબની જે જગ્યા મુકવામાં આવે તે ગલી હતી, અને તેથી મૉરટન ઘણો અજબ થયો.

તેને પહેલાં તો સમજબી નહી પડયું કે તેણે ખરેખર બારી થોકાતી સાંભળી કે એ માત્ર તેનો ધખારો હતો! પણ તેવામાં તે થોડાંક વધતાં જોરથી પાછી થોકાઈ, અને ત્યારે તે અરધો બીહીધેલો તે બારી કને દોડી ગયો. તે લાકડાંની વીનીશનવાલી બારી હતી, અને તેને અંદરથી લોખંડની ગરાર ભરી દીધેલી હતી. તે, એ ઉપરથી, તે બારી આગળ ગયો, અને ધીમે સાદે ધમકાવીને પુછયું, "એ કોણ છે રે, બાહેર?

"એ તો હું છેઉં, ભાઈ રૉજર, બીહો ના! એ તો હું તમારી બેહેન કેટ છેઉં," બારી બાહેરથી દબાયલા સાદે જવાબ મલ્યો, અને રૉજરે તે મીઠો, શોકાતુર સરોદ તુરત પીછાંણ્યો!

તે ધ્રુજી પડયો! તેણે તે બારી આલડ્રૉપ ઉંચકીને થોડીક ઉઘાડી, અને ગભરાયલી અદાઓથી ગુસ્સા સાથે કહયું, "એ શું નાદાની, કેટ? તું શું માહરો જીવ લેવાજ બેઠીછ?"

"મને માફ કરો, વાહલા ભાઈ; એટલો ગુસ્સો ન કરો," તેણીએ બાહેરથીજ કાકલુદી કરી, "પણ હું ઘેલીજ થઈ ગઈ, અને મને લાગ્યું કે એક વખત માહરા દીકરાને પોહઢેલો આંખો આંખ પાછો જોયા વગર હું આએ ગામમાંથી માહરૂં કાળું કરી જઈ શકવાની નથી. એટલા વાસ્તે દયા કરો, અને દયાને ખાતર ફકત એક મીનીટ મને તમારાં ઘરમાં દાખલ કરો!"

"પણ તું દીવાંની છે?" રૉજર વધતું ખભડયો; "આટલું સમજાઉંછ પણ સમજતીજ નથી! પેલી માહારાવાલી જાગશે ને જાંણશે કે તું ઘરમાં આવેલી છે તો વીફ્છણની કાંની છેડાશે, અને તાહરા પોરયાને પાંખડું પકડીને બાહેર ફેંકી દેશે."

"એવું કાંઈ નહીજ થશે, વાહલા; હું તેવું કાંઈ થવાજ નહી દેવશ," કૅઠેરાઈને હાથ જોડી જોડીને કાકલુદી કરી; "તેથી તો આખું ઘર શાંત થઈ ગયું ને તમારાં નોકરનફરોબી વગેસગે થઈ ગયાં ત્યાં તક એક ચોટ્ટીની અદાથી હું અહીંયાં અંધારાં ખુણાંમાં ભરાઈ રહેલી છેઉં! મારગારેટ તમોને કહીને સુવા ગયાં તેનેબી ઘણો વખત થયો, અને જે તક દાદારથી માંગી અને જેને વાસ્તે હું ખોટી થઈ તે અંતે મને મળીછ, અને તમો નસીબ સંજોગે એકલા મને મલ્યાછ, ત્યારે તો હવે મને અંદર દાખલ કરો? આપણાં મુવેલાં માય બાપને ખાતર એટલું માહરૂં માનો?"

"પણ તું કરવા શું માંગેછ?"

"કાંઈજ નહી—ફક્ત હું એક વખત એને પોહઢી ગયલો માહરી નજરે જોઉં, ને તે પછી હું સદાની જતી રહેવશ ને મરી રહેવશ!"

રૉજર મૉરટન અંતે પીગલ્યો. તે બેહેન અંધારા ઓઠામાં ઉભેલી હોવાથી તેનો ચેહરો જો કે તે જોઈ શકતો નહી હતો, તોપણ તે રોબવંતો ઉંચો આકાર અને તે માંગી લેવાની કાકલુદી કરતા અવાજનો દસ્સો કાંઈ એવો હતો કે તે ના કહી શક્યો નહી. તે ફક્ત પોતાની કજ્યાખોર કમજાત ઓરતથી ધુજી રહેલો હતો, અને તેના ગુસ્સાથી ડરી જતો હતો, મગર હવે તેને એટલો જોખમ ઉઠાવ્યા વગર ચાલ્યું નહી. તે કે જેણીએ તેના કેહેવા મુજબ પરણી જીંદગીનાં સોલ વરસ એક રાણીની હકુમતથી નોકર નફરો પર રાજ કરતી કીસમે દબદબાનાં ગુજાર્યા હતાં તે બીચારી હાલમાં આ અંધારી, સાંકડી, ભીખારીઓ પણ પ્રવેશ કરતાં અચકાય તેવી ગલીમાં એક ભીક્ષુકની અદાથી આવી મોડી રાત્રે ભીખ માંગતી ઓશયાલા અવતારે આવી ઉભી હતી, અને એવાં એક દુર્ભાગ્ય 'બનવા કાળ'ની બદબખ્તી માટે તેને ખરાં દીલનો ઘણોએક અફસોસ થયો. આખર તે તેનો એક માજન્યો હતો.

"આવ, ત્યારે આગળી મેર," તેણે નાખતીથી કહયું, અને પછી પગ ઉંચકીને તે આગળનું બારણું સંભાલથી ઉઘાડીને તે દુખી હમશીરને ઘરમાં લેવા તે તરફ ગયો.

તે દાખલ થઈ. દાખલ થતાં જમણી સાઈડે બેડરૂમસ લાગેલા હતા, અને ડાબી સાઈડે એક નાહનો સીટીંગરૂમ, ડાઈનીંગરૂમ, ગોડાઉન વિગેરે હતાં.

રૉજરે કૅઠેરાઈનને દાખલ કરવા જતાં હાથમાં એક મીનબત્તી ઉપાડી લીધી હતી, અને પોતાના સુવાના ઓરડા આગળથી પસાર થતાં તેણે લાઈટ પર આડો હાથ કર્યો હતો કે તેનો ઉજાસ તે અંદરના ગુફામાં સુતેલી વાઘણનું ધ્યાન ખેંચી શકે નહી, અને તે મુજબ પોતાની બેહેનને લઈને સંભાળભર્યો તે ઘરના પાછળા ભાગમાં પેલા ચોક આગળના ઓરડામાં જ્યાં સીડની સુતો હતો ત્યાં લઈ ગયો. તેઓ બન્ને અંગુઠા પર ચાલતાં હતાં, અને તેમણાં પગલાંનો જરાએ સંસારો નહી થવા પામે તે માટે બંને કાળજીપુર્વક સંભાળ રાખતાં હતાં. હવે સીડનીવાલા ઓરડા આગળ જઈને નરમ હડ-સેલાથી મૉરટને બારણું ઉઘાડ્યું. ત્યાં ખુણાંમાં એક બત્તી ઘણી ધીમી કરીને રાખવામાં આવી હતી, અને જે કંગાળ પલંગડી બલકે ખાટલીપર નાહનો સીડની પોહઢેલો હતો તેની બાજુમાં લાંબી છર થઈ પેલી નોકરાણી મેરી ભોંયપર પડેલી હતી.

રૉજર તેણીની આગળ થઈને તે બેહનને પાધરો તે બચ્ચાંના બીસ્તરા આગળ લઈ ગયો, અને બત્તી એવી સંભાળથી તેનાં મોહડાં આગળ પકડી કે તેના ઉજાસથી તે ઉંઘતું બાળક જાગી ઉઠે નહી, ત્યારે તે માતા પોતે તે મીઠો ચેહરો તે ઉજાસમાં અચ્છી રીતે જોઈ શકે.

તે (નાહનો સીડની) તેઓની તરફ કોર વાળીને સુતેલો હતો, અને હજી તેનાં દસકલાં ચાલુજ હતાં, જો કે તે હવે ઘણા લાંબા અંતરે આવતાં હતાં. તે એક ખરો તેજશિવ અને રાજવંશી મુખડો હતો, અને ફીરેસ્તાઈ નુર તે મીઠા ચેહરાપર ઝળકી રહ્યું હતું. તેણે એક હાથ એક મોટાં માણસની અદાથી ફરીયાદ અથવા રૂસનાના તોર વચ્ચે માથાંપર ફેંકયો હતો, અને જ્યારે કે પેલી પલંગડી પાસે ગુંઠણ્યે બેસી ગયલી તે માતા, ફાટી જતી આંખો સાથે, તે વાહલો મુખડો નિરખતી હતી, ત્યારે સ્વપનામાં તે બાળકે તે પાસબાની કરતી હેતવંતી માતાને જોઈ હોય તેમ ઉંઘમાંજ તેણે પોકાર્યું; "મમા!" અને કમબખ્ત કૅટેરાઈને પોતાનું મોંઢુ જોરથી પકડી લીધું કે રખે તેનાં દચકાંનો અવાજ ઘોંઘાટ કરતો બાહેર પડવા પામે!

તે પછી તેણી વાંકી વળી, માહતાબ જેવા તે ચેહરાપર છેલ્લી વારના પોતાના હોઠ દાબ્યા, અને પછી આંસુઓથી આંધળી થઈ જતી આંખો સાથે પોતાના ભાઈ જોડે તરત ત્યાંથી બાહેર પડી. એમ છતાં બારણાં આગળ જઈને તરસ્તી આંખોએ વળી પાછુંબી એકવાર માથું ફેરવીને તેણે તે પોતાનાં કલેજાંના ટુકડાને છેલ્લીવાર જોયો, અને પછીજ તે ગઈ.

"મને માફ કરજો, રૉજર, મેં તમોને ઘણુ દુઃખ આપ્યુંછ," તેણીએ પાછી આગળા રસ્તા પર ઉતરીને આંસુઓના ધોધ વચ્ચેથી કહયું, "પણ, માહારા વાહલા ભાઈ,એટલી માહરી એ દીવાન્યત તમો દયાથી દરગુજર કરી શકશો. વળી આટલી આ એક વીંટી છે તે હાલ તમારી પાસે રાખો, ને કાલે એ એને પેહડાવજો. જો એની આંગળીએ એ મોટી પડે તો કાંઈ દોરા કે સાંકળીમાં એના ગલામાં નાખી રાખજો. એના જન્મની બીજે દાહડે એના બાપે એ મને પેહડાવી હતી, અને ત્યારથી આજ સુધી તે માહરી આંગળીએથી કદી જુદી થઈ નથી; પણ એ હવે માહરાં બચ્ચાં પાસે રહેશે તેથી માહરા જીવને એટલી નિરાંત વળશે કે એનાં મરનાર બાપનું રૂહ સદા એ માહરા વાહળાની પાસબાની કરશે!" —અને રૉજર મૉરટન જવાબમાં તેના પોતાના ભરાયલા દીબા સાથે કાંઈ બોલી શકે તે આગમચ તો, તે વીંટી તેના હાથમાં પકડાવી દઈને, તે ત્યાંથી ઉતાવળે ધસારાબંધ ચાલી ગઈ, અને જરાજ વારમાં તો અંધારામાં નજરે પડતી બંધ પડી!

---

## પ્રકરણ ૧૫.

હવે હાલમાં આપણે પેલા ભાઈના મોહનથી નવા ઉગી નીકળેલા અર્લ ઑફ ઍલનબરો—લૉર્ડ રૉબર્ટ—નાં ઘર સંસારની એટલામાં જરા પાછી ખબર લઈ આવીયે. લંડન એ તરફની સીઝનના વખતમાં પુર બાહારમાં ખીલી રહે છે. શ્રીમંતો એ વખતે છુટે હાથે ખરચે છે, અને ગરીબ તેમજ મધ્યમ વર્ગનાં સારી રીતે ખાટે

છે. નાટકો, પારટીઓ, સોઆરીઝ, બૉલ્સ એ બધી ધુમચકીઓથી આખું લંડન ગાજી વાજી ને હલીમલી રહે છે, અને એકકે દાહડે તેડાં એટલાં બધાં ઘેરનાં બાહેર પડે છે કે ક્યાં જવું અને કોણનાં તેડાં કબુલ રાખવાં તે ચુકવવાનું પણ આગેવાન સરકલોમાં બાજે વખત ઘણું મુશ્કેલ થઈ લાગે છે!

અને એ સીઝનની બધી ધમાલ અને ધમચકીઓનો લાભ લેવા લૉર્ડ રૉબર્ટનો બેટો આરથર કૉલેજમાંથી ઘેર ચાલી આવ્યો. તેને શીખવા પર ઝાઝું દીલ હતુંજ નહીં. આપણે આ આગમચ એ છોકરાની 'કૅરેક્ટર' વધતી ઓછી જાણી ગયાં છીએ તેમ તે હતો ઘણો મીલનસાર. નરમાશ ભર્યો, સારી ચાલનો અને ખરેખરો સદગુણી. તે ગરીબનો ખરો દોસ્ત અને દીલસોઝ હતો, પણ એ બધા સદગુણો પ્રકાશમાન થવા જેવો કોઈ પ્રસંગજ નહી મળેલો હોવાથી તે બધા તેનાં અંતરનાં ભીત્તરે ઝુકતા ઝોકતા પડયા હતા. બનવા જોગ છે કે કાકો મરવાથી તેનો બાપ અચબુચ શ્રીમંત થયો અને મોટાઈનું મહત્વ પાંમ્યો તે અકસમાતીક બનવાકાળ જો નહીં બન્યું હતે તો એ છોકરો હજી ઘણું વધારે સારૂં શીખતે, અને બાપની ગરીબાઈની દેહસ્તથી અભ્યાસ પર વધતું ધ્યાન આપતે; પણ સમો અને સ્થિતી બદલાઈ જવાથી તે કૉલેજ-માંના બીજા શ્રીમંત ઉમરાવોના છોકરાઓને જોઈને પોતે પણ નફકરો થયો, અને સીઝ-નમાં, ઉપર કહેવા મુજબ, તે ઘર ચાલી આવ્યો.

તે તેની માનો ખાસ કરીને લાડકો હતો અને ભવિષ્યનો તે અર્લ હતો એ વાત નહી ધારેલી નક્કી થવા પછી તે તેની માને બેવડો વાહલો લાગતો થયો હતો. એ લૉર્ડ રૉબર્ટ બોફર્ટને ત્યાં બેજ છોકરાં હતાં—એક છોકરો અને એક છોકરી; અને એ બેમાં આરથર તેનાં માબાપનો વધારે લાડકો અને વાહલો હતો એ તો કહયા વગર ચાલશે.

લેડી બોફર્ટ એક ઘણી સાધારણ અબળા હતી. તે ન તો ઘણી હુશયાર હતી કે ન તો ઘણી મુર્ખ હતી. તે ન તો ઘણી દેખાવલી હતી કે ન તો ઘણી કદરૂપી હતી; તે ન તો ઘણું શીખેલી હતી કે ન તો અભણ હતી. તેને તેના ધણી માટે ખાસ પ્યાર જેવું કાંઈ નહી હતું, પણ બેઉ એકમેકને ગમતાં હતાં, અને લાકડે માકડું સુઝી સમ-જીને અરસપરસ સંપ મેળથી વરતતાં હતાં. તે મોટે ઘેરની છોકરી હતી અને મોટી રીત લાવી હતી. ખરેખર તો રૉબર્ટે કશી બી તાસવીસ વના એ મોહરદાર પસંદ કરી અને કબુલ રાખી તેના ભેદમાં સાસરયા પૈસા અને વગવસીલાનું ખેંચાણ વિશેષ હતું, પણ પછીથી તે નાઉમેદ થયો. તેનાં લગન પછી તે વખતનાં પ્રધાન મંડળમાં અચબુચ મોટી ફાટફુટ થઈ અને નવું પ્રધાન મંડળ ગોઠવાયું, એટલે તેમ થવાથી સાસરેવાલાંઓનો રાજ દરબાર માંહેલા વગવસીલાનો અમલો એકદમ તુટી પડયો, જેથી પરણતી વખતે તે જે મોટી રીત લાવી હતી તેથી જયાદા તે વેચાયલા વરે પછીથી કાંઈ જાણ્યું નહી. ખરેખર, નસીબ દેવી જો નખરાંબાજ થઈને નહી ધારેલી તેના પર પ્રસન થઈ અને

તે હૅરી બોફર્ટના મરવાથી આ ઉંચ પંકતીએ પોંહોંચ્યો તે બધું જો નહીં બન્યું હતે તો રૉબર્ટની પૈસા ટકાની મુઝવન; તેના ભાઈએ આપવા કહેલી ઉદાર મદદો છતાં, જેવી જોઈએ તેવી મટતે નહીં, પણ બનવાકાળ જુદુંજ હતું, અને હાલમાં એ કુટુંબ નહીં ધારેલું નામવરી પામેલું છેક આગળી હરોળમાં આવી ગયું હતું!

એમ છતાં, ઈનસાફની રાહે લેડી બોફર્ટના બચાવમાં અત્રે કહેવું અને જાહેર કરવું ઘટારત થશે કે, પેલું એક દયાહીણુ કાગજ જે લૉર્ડ રૉબર્ટે પોતાની ભાભી કૅટે-રાઈનને લખી વાળ્યું હતું તેમાં આ અબળાની હીસ્સેદારી કે સામીલગીરી જેવું કશુંજ નહી હતું. ખરેખર તો તે એ બધી બારીકીઓ કાંઈ જાંણતીજ નહી હતી. ઉપર કહેવા મુજબ વર બૈયર વચ્ચે તે જાતનો એખલાસ કે ઢારપરા હતાંજ નહી, કે જેનાં પરી-ણામમાં વર પોતાની હરેક હીલચાલની વાત માંડી મેલીને પોતાની મોહરદારને કેહેતો રેહ. તેઓ બે વચ્ચે બધું કામજોગું અને સાધારણ હતું. તેણે તેણીને એટલુંજ કહયું હતું કે તે ઓરત પોતાના ભાઈ જોડે ગેરહકથી રહેલી હતી, અને તેથી તેના પર એ ભાઈના મરણ બાદ દયા દેખાડવા તે કશીજ રીતે બંધાયલો નહીં હતો, પણ લોક સારૂં બોલે અને તેની ભલાઈની તારીફ કરે તેથી થોડું ઘણું એક વરસાંણ રૂપે તેને આપવા તે વિચાર રાખતો હતો. હૅરી બોફર્ટ પોતાનાં લગનની તેને ખાત્રી પર ખાત્રી આપી ગયો હતો તે વાત કાંઈ તેણે પોતાની મોહરદારને વટીક જાણવા દીધી હતીજ નહી, અને વળી તે મરનારે મરવાની આગળી રાત્રે તેને ઉદાર મદદો આપવાનું જે મોટાં મનથી કહી સંભ-ળાવ્યું હતું તે વટીક તેણે પોતાની એ પરણેતરને કે કોઈને બી જાંણવા નહી દેવાની પુરતી સંભાળ લીધી હતી.

અને હાલમાં આપણે એ કુટુંબને આપણી એ વારતાના સફા ઉપર પાછું જ્યારે રજુ કર્યે છીએ ત્યારે બ્રેકફાસ્ટ હૉલમાં તેઓ બધાં એકઠાં થયલાં હતાં. લોર્ડ રૉબર્ટ સહવારથી કાંઈ કામે ગયલો હોવાને લીધે ત્યાં નહી હતો, પણ એક નાહની ટેબલ આગળ પોતાનો સુંદર 'વર્ક બૉક્ષ' લઈને લેડી બોફર્ટ કાંઈ કામ કરતી બેઠેલી હતી, જ્યારે આરથર ઘોડે સ્વાર થઈને બાહેર જવાને તૈયાર થયલો બારી આગળ ડોકયાં તાણી રહેલો હતો. બીજા હાથપર એક મોટી આરામ ખુરશીમાં એક પાટલો ઉંચો આસામી અરડાઈ પડેલો તે ખુરસીના હાથા પર બેઠેલી એક છોકરીના લાંબા કાળા બાલો પસ-વારતાં તેણીની પટપટ અરધાંજ ધ્યાને સાંભળતો હતો.

એ નવો આસામી લેડી બોફર્ટનો ભાઈ લોર્ડ લીલબર્ન હતો, જે હાલ એ બેહેન બંનેવીને ઘર રહેવા આવેલો હતો, અને તેના ચેહરાપરથી જોઈ શકાતું હતું કે તે સ્વ-ભાવનો જરા દાહઢાબળ્યો હતો. તેને જવાંનીમાં એક ડયુએલ રમતાં પગમાં ગોળી વાગી હતી જેથી તે જીંદગીભરનો ખોડો અને લંગડો થઈ ગયો હતો, અને ત્યારથી સ્વભાવનો કડક અને સૌ સાથે ચીઠડાંફાડુ બની ગયો હતો. વળી પેલી તેની બાજુમાં ખુરસીના હાથાપર બેઠેલી છોકરી આરથરની નાહની બેહન ઍમીલી હતી.

"શું મામાજી, હું તો વાત કરૂંછ ને તમો તો ઉંઘાતા હોવો તેમ કાંઇ સાંભળ-તાજ નથી!" તે નાહની છોકરીએ ફર્યાદ કરી.

"જરાબી નહી, ઍમીલી," લૉર્ડ લીલબર્ને ઉંઘમાંથી ઝબકી ઉઠયો હોય તેમ ખંખાર મારીને જવાબ કર્યો; "હું બરાબર સાંભળુંછ તું બોલેછ તે. તુંને આએ 'બોફ્ર્ટ મેનોર'ના મેહેલમાં ઘણું ગમેછ અને આગળાં ઘરની કંગાલ્યત યાદ કરતાંબી શરમ ઉપજેછ, એમજ કેની?"—અને પછી આરથર પર તેનું ધ્યાંન પોંહોંચતાં તેણે અરધા અણકાથી સવાલ કર્યો, "કેમ સાહેબ, એ વળી તમારી કયાંની તૈયારી છે? ઘોડેસ્વારી વાસ્તે તૈયાર થઇને બારીએ ડોકાવ ડોકાવ કરોછ તે કોણની વાત જુવોછ?"

"એક માહરો ફ્રૅન્ડ આવવાનો છે, અંકલ," આરથરે જવાબ કર્યો.

"કોણ ફ્રૅન્ડ?" લેડી બોફ્ર્ટે કામમાંથી માથું ઉંચકીને પુછયું.

"મી૦ વૉટસન. મી૦ વૉટસન તેનું નામ છે, મમા. ઘણો મજાહનો છોકરો છે."

"પણ તેનું ફેમીલી કેવું છે?" તે માતાએ ફકરમંદ સવાલ કર્યો; "આપણે બરનું છે? એવા તો વૉટસન ફૉટસન ગલીએ ગલી ઘણા રવડેછ તેવાં કોઇ હલકાં સલકાં કુટુંબનો છોકરો તો નથીની? વળી તેવું કાંઇ હોશે તો પપા ઘણા ગુસ્સે થશે!"

"ઓ નહી, મમા, એવું કાંઇજ નથી," આરથરે ખાત્રી આપવાની ઉતાવળ કરી; "એનો બાપ તો વેપારી છે ને ઘણો મોટો બીઝનેસમેન છે."

"અને આપ સાહેબ હેરયું કયાં લેવા ધારોછ?" પેલા મામાએ વળી પાછી વચ્ચે તાપસી પુરી.

"પાસેનાં ગામમાં એક ઠેકાણે એક ઘણો મહજાનો ઉંચી જાતનો ઘોડો વેચવાનો છે અને એ વૉટસને તે જોયલો છે," આરથરે ખુલાસો કર્યો, "એ કહેતો હતો કે ઘણું ખુબસુરત અને તેજી જાનવર છે, અને માહરો તે લેવાનો વિચાર છે. હું, તેથી, તેની સાથે તે ઘોડો હાલમાં જોવા જાઉંછ."

"પણ તેં પપાને તે વાસ્તે પુછયુંછ?" તે માતાએ ઘણી ગંભીરઈથી સવાલ કર્યો.

"હા મમા, મેં એવણની રજા લીધેલી છે," તે છોકરાએ જવાબ કર્યો, અને તેટલાં બારીની બાહેર નજર ખેંચાતાં તે પુકારી ઉઠયો, "હાલ્લો વૉટસન, તું આવ્યો કે? સારૂ થયું, ઉભો રહેજે. હું બી તૈયાર છેઉં, એક મીનીટમાં આઉંછ," અને વળી વધતું ડોકાવીને વધાર્યું, "ઓ માસર્ડન ને ડેવીડસન તમેબી બેઉ છેઓ કે? ઘણું સારૂં. જરા વધતી મજાહ પડશે; પણ ત્યારે તમે લોક અંદરજ આવોની?"

"ઓ લે, તાહરો દીકરો તો અહીં આખી કૉલેજ બનાવવા ચાલતો દેખું!" પેલા મામા લૉર્ડ લીલબર્ને અનકા કર્યા, "એક નહી, બે નહી પણ ત્રણ ત્રણ સાહેબ-જાદાઓને તાહરો દીકરો તો અંદર બોલાવેછ!"

લેડી બોફર્ટે પોતાના ભાઇની એ મજાકનો કાંઇ જવાબ કર્યો નહી. તે પોતાના દાહઢાબલ્યા સ્વભાવ પ્રમાણે કોઇને કાંઇ ને કાંઇ દુખ લગાડવાનું કેહેવામાંજ મજાહ લેતો હતો તે તો તે જાંણતીજ હતી—ઘરમાં બધાંજ જાંણતાં હતાં—અને તેથી તેના એ બોલવાની કોઇએ પરવાહ કરી નહી. એવામાં નીચેથી જવાબ મલ્યો, "નહીં, નહી, હવે વખત નથી: તુંજ આવી જા."

આરથરે તે ઉપરથી પોતાનો ચાબક અને ટોપી લીધાં, ઉતાવળે મમાને અને નાહની બેહેન મીલીને કીસ કીધી, અને પછી નીચે દોડયો, જ્યાં તેનો ઘોડો તૈયાર હતો. પેલા ત્રણ પણ ઘોડેસ્વારજ આવ્યા હતા, અને પછી તે ચારની ટોળકીએ ખુશાલ ઘોડા મારી મુકયા અને પાસેનાં હૉલબર્ન ગામમાં જ્યાં તે ઘોડો વેચવાનો હતો તે તરફ જવાની સેહેલગાહ વાસ્તે ઝોંકાવ્યું તે લેડી બોફર્ટ અને મીલી તેઓ નજરે પડી શકાય ત્યાં સુધી બારીએથી ટીંગાઇ ટીંગાઇને જોતાં ઉભાં. અલબત, લોર્ડ લીલબર્ને તેઓને એમ જતા જોવા પોતાની ખુરસી પરથી ઉઠવાની તકલીફ લેવા જરાએ દરકાર બતાવી નહી.

પેલા હાથપર ખુશાલ તાહેલાં ટપ્પા કરતા અને પોત પોતા વચ્ચે જુવાન્યાંઓને બરની તહરેવાર મજાક મશકેરીઓ ચલાવતા પેલા ચારે જવાન્યા આગળ વધ્યા. આગળ તેઓ ઘોડા પર હતા, અને પછવાડે બે સઇસ તેજ મુજબ ખીદમતમાં ઘોડા પર આવતા હતા, જેમાં એક માર્સડનનો અને બીજો આરથરનો સઇસ હતો. મોટે ઘેર-નાઓ ઘોડેસ્વાર થઇને બાહેર જાય ત્યારે ઘણાં ખરાંઓ સાથે પછવાડે ઘોડા પર મદદ અથવા ભપકા સારૂ પોતાના સઇસને લે છે, અને તેમ આ ચાર છોકરાઓમાંથી બેના સઇસ પણ પુઠે જતા હતા.

દીવસ ગરમ હતો અને તાપ ઘણો પડતો હતો, પણ સરખે સરખાઓની કંપની હોવાથી તે લાંબી સેહલેગાહ થવી જોઇએ તેટલી કંટાલાભરેલી થઇ નહી. હૉલબર્ન ખાતે કોઇ પડી ભાગેલા સ્પોર્ટસમેને પોતાની ઉંચી તોખમનું જાનવર વેચવા કાઢયું હતું, અને તેની આ ત્રણમાંના એક દોસ્તે ભલાંમણ કરેલી હોવાથી આરથર તે ખરીદી લેવાની મતલબથી જોવા જતો હતો, જ્યારે બીજા બે પણ મજાહને ખાતર તેમાં સામીલ થયા હતા.

હવે એ મુજબ તે ચારની ચોકડી તે લાંબો ટપ્પો કાપીને હૉલબર્ન ગામની પાદરે દાખલ થઇ ત્યારે એક સાંકડી વળાંણ લેતાં એક નાહનો અકસ્માત થયો, જેથી તેની ખુશી અને ઉમંગમાં થોડુંક ભંગાણ પડયું. એક ઘણો ઘરડો આદમી લાકડી લઇને

ધીમે ધીમે રસ્તો ઓળંગી જવાની કોશેશ કરતો હતો તે માર્સડનના ઘોડાની અડફતમાં આવીને તુટી પડયો. તે કાંઇ પુરો આંધલો નહી હતો, પણ બીચારો કમ જોતો હતો, અને સાંમી પાર જતાં વળાંણ પરથી ધસી આવતા આટલા બધા ઘોડાઓનાં પગલાંથી ગભરાઇ ગયેલો તે વચમાંજ ઉભો રહી ગયો, અને પરીણામ એ મુજબનું થયું.

પણ પેલા ચારમાંના ત્રણે તેની કાંઇજ દરકાર કરી નહી. માર્સડને, તે વૃધ્ધ જણ પર ધ્યાન ખેંચાતા અને બધાઓએ "સંભાલ! સમાલ!" ના પોકારો કરતાં, પોતાનો ઘોડો થોડો રોકયો ખરો, પણ તે ઘણું મોડું હતું. તેટલાં તો ઘોડાના આંચકાથી તે ઘરડો આદમી ગબડી ગયો હતો, અને નસીબદાર એ થયું કે ઘોડો સાઇડમાંથી નીકલી ગયલો હોવાથી ન તો તેને ઘોડાના પગલાંનો માર લાગ્યો કે ન તો કાંઇ વધારે ગંભીર બન્યું, અને માર્સડનને ધીરજ આપવા એટલુંજ બસ હતું. તેણે સાંમેં ઘણો ગુસ્સે થઇને "બુબખ ગધ્ધાની માફક" રસ્તાની વચ્ચે ઉભો રહી જવા સારૂ તે ઘરડા આદમીને બે ચાર ગાલ ચોપડી કાઢી! તેને ચાબકથી ઝપેટી કાઢવા તેણે હાથ ઉંચો કર્યો, પણ પછી બધાઓએ "નહી, નહી!" કરવાથી બધાઓની ગમત અને હસાહસ વચ્ચે તેઓએ ઘોડા પાછા આગળ મારી મુકયા.

મગર આરથરે નહી. એ છોકરામાં ખરેખર થોડાક ઉંચ અને અમીરી સદગુણો આમેઝ હોવાનું અમો આ આગમચ અનેક મરતબા પુરતું કહી ચુકયા છીએ, કે જે સદગુણો અત્યાર સુધી તેનાં દીલમાં છુપ્યા અને ઉંઘતા હતા, મગર હાલ આ પ્રસંગ થતાં તે માંહેલો દયાનો સદગુણ તાબડતોબ ઉપર તરી આવ્યો. તેણે તરતજ પોતાના ઘોડાપરથી નીચે કુદી માર્યું, અને તે જોતાં પેલા ત્રણેએ પણ થોડુંક આગળ જઈને પોતાના ઘોડાઓ રોકયા.

"તમે તમારે જાવ," આરથરે પુકારીને કહ્યું, "માહરી સાથે માહરો સઈસ રેહશે, અને તે એ સ્પોર્ટસમેનનું મકાન જાંણેછ એટલે તેના જોડે હું તમારી પાછળ આવી લાગુંછ. તમે ખોટી ના થાવ. હું તો આએ કોઇ બીચારા ગરીબ ઘરડા આદ-મીને તેને ઘેર પોંહચાડીનેજ આવશ."

પેલા ત્રણ આરથરની એ ભલમનસાઈથી પુષ્કળ ગમત પાંમીને કળેજાં પકડી કઠોરપણે હસ્યા, અને પછી તેના એ "બૈરાં જેવાં નરમ દીલ" ની પોત પોતા વચ્ચે મજાક કરતા આગળ હાંકી ગયા, કે જયારે માર્સદનનો સઇસ પણ તેઓની પુઠે ગયો, અને આરથર તેમજ તેનો સઈસ એ બેજ પાછળ રહયા.

આરથરે તે પછી તે ગબડી પડેલા ઘરડા આદમીની વ્હારે જઈ નરમાશથી તેનું માથું ઉંચકી પોતાની છાતી પર ટેકાવ્યું, કે જયારે તેણે જોયું કે માથામાં એક પથ્થર વાગેલો હોવાથી તે ડોસાના કપાળમાંથી લોહી વહેતું થયું હતું!

"તમોને ઘણું વાગ્યું?" આરથરે ઘણી મમતાથી સવાલ કર્યો,—અને પેલાએ આંખ ખોલીને એ નરમાશભર્યા મુખડામાં જોયું.

"હા, બેટા, ખુદાએજ જોયું કે ઘોડાના પગ તલે છુંદાઇ નથી મુવો, પણ પડવાથી બદનના સાંધે સાંધા બધા ભાગી ગયા, અને બાજુમાંનો એક પથ્થર માથામાં ભોંકાઇ જવાથી આએ રીતે લોહી જાયછ!" તે ઘરડા આદમીએ કળેકળ ખાતાં, "ઓ! અને "અરે!" વચ્ચેથી ફરીઆદ કરતાં કહ્યું, જ્યારે જવાંન આરથરનો જીવ તે જોતાં દયાથી કરમાઇ ગયો. તેણે તરત પોતાનો રૂમાલ કાઢી માથામાં જ્યાં વાગ્યું હતું અને જ્યાંથી લોહી વહેતું હતું ત્યાં તાંણીને પાટો બાંધ્યો.

"તમો ફકર ના કરો, બુઢા કાકા," તે છોકરાએ ધીરજ આપી; "હું તમોને તમારા ઘર સુધી પુગાડશ અને ડૉકટરને બોલાવી તમારી સારવાર કરાવશ. તમે અંહીથી ઘણે દુર રહોછ?"

"નહી રે બેટા, આએ બાજુમાંની ગલીને નાકે; ફકત પોણોસો સો કદમનું છેટું છે," તે ડોસાએ કહ્યું; "પણ તું કોણ ખાનદાનનો રોશન ચેરાગ છે? પેલા તાહરા રફીઅન સાથીઓથી ઉલટી રીતે તું કેટલો દયાળુ ને નમાનો! ખુદા તાહરાં માયબાપનું ભલું કરો! મને હાથ આપશે, માહરા દીકરા? માહરીજ ભુલ થઇ કે માહરા તાઈગરને સાથે લીધા વગર આજે હું એકલો બાહેર નિકળ્યો."

"તાઈગર કોણ—તમારો કુત્રો છે?" આરથરે તેને હાથ આપીને ઉઠાડતાં મમતાથી પુછ્યું.

"હા બેટા, ને તે માહરી ઘણી સંભાળ રાખે છે," તેણે જવાબ કર્યો, "આજે તાહરા જેવા સપુત દીકરાઓનો જમાનોજ કયાં છે? એવા સપુત તો ઘઉંમાં કાંકરા જેવાજ થાય છે, જ્યારે કચરાથી ઉકરડો ઉંભાય તેમ કપુતોથી તો આખી દુન્યા ઉભાઇ ગયલી છે!"—અને એ મુજબ વાત કરતા આરથરે પોતાના હાથનો ટેકો આપવાથી તેઓ બંને તે ડોસાના નજદીકનાં ઘર તરફ ચાલ્યા, જ્યારે તેઓની આસપાસ જે અલફાતુ સલફાતુ રસ્તે જતાં રાહદારીઓનું એક નાનું ટોળું ભેગું થઇ ગયું હતું તેઓ બધાં પાછાં વીખરાઇ જતાં તે કોઈ દેખીતા મોટે ઘેરના જવાંન છોકરાની તે ગરીબ ઘરડા પ્રત્યેની આટલી બધી દયા અને દીલસોઝી માટે આફ્રીન પોકાર્યા વના રહી શક્યાં નહી. આરથર તે ડોસાને હાથ આપીને ધીમે ધીમે ચલાવતો હતો, અને તેનો સઇસ પોતાના તેમજ આરથરના ઘોડાને પકડીને ચલાવતો તેઓની પુઠે ચાલતો હતો.

તે ડોસાનું ઘર તેણે બતાવ્યું હતું તેમ લાંબે નહી હતું. બાજુમાંજ એક ગલી હતી તે તેને બતાવી, અને તે ગળીને નાકેના ઘરમાં તે રેહતો હતો, જ્યાં પોંહોંચીને આરથરે હજી તેને પોતાની જોરાવર બાથમાં પકડી રાખી બારણું થોક્યું, જ્યારે જવાબમાં તે એક મેલી ફુવડ જેવી જવાંન નોકરાંણી છોકરીએ તુરત ઉઘાડ્યું.

"ઓ લૉર્ડ, એ શું થયું?" તેણીએ તે ડોસાને એમ સાહજન માહજન સાથે ઘર પાછો ફરેલો અને તેનું માથું એક લોહીથી તર થયલા પાટાથી બાંધેલું જોઇ ગભરાટ કર્યો.

"ગરબડ ના કરરે, પોરી!" તે બુઢા આદમીએ તેને ધમકાવી, અને પછી આરથરે તેને લઇ જઇને તે નાહનાં કંગાળ ઘરમાંની એક ચામડાંની મોટી આરાંમ ખુરસી પર બેસાડ્યો એટલે ઠાકથી કે નબલાઇથી હોય તેમ તે તરત બેહોસ થઇ ગયો! આરથરે તે ઉપરથી તરત બાજુમાંના કોઇબી ડૉકટરને તેડી લાવવા પોતાના સઇસને દોડાવ્યો, જે તે બંને ઘોડાઓને તે ઘરની બાજુમાંના એક લાકડાના ખુંટા સાથે બાંધીને તરત એ હુકમ બજા લાવવા દોડયો, અને આરથરે અને પેલી નોકરાંણીએ તે દરમ્યાન બની શકયા તે સઘળા ઉપાયો યોજ્યા.

પણ ડૉકટરને આવી લાગતાં ઝાઝી વાર થઇ નહી. તે એક સારા ડીસંટ દેખાવનો દેખીતો કોઇ માયાળુ આસામી હતો, અને આરથરના સઇસ મારફતે શું થયું હતું તે સઘળું જાંણીનેજ આવેલો હોવાથી તેણે આવતાં સાથે સઘળું ઘટતું કર્યું. તે પેલા ડોસાને હોસમાં લાવ્યો, પેલો તેનો જખમ ધોયો, ઘાનું કપડું મુકીને તે ઉપર પાટો બાંધ્યો, વિગેરે. તેણે વળી સાંમે એક ખુરસી મુકાવીને તે જઇફ આદમીના પગ લાંબા કરાવ્યા, અને તે પગ તેમજ આખા બદનના સાંધા તપાસ્યા, પણ બીજો માર કાંઇ લાગ્યો હતોજ નહી અને બધું સારૂં હતું તે જોઇને તે સંતોષ પામ્યો.

"તમારી ઘણી તારીફની વાત છે, માહરા જવાંન દોસ્ત," તેણે મુરબ્બીગીરીથી આરથર બોફર્ટને કહયું, "પેલા જેઓ જતા રહયા તેઓને ઘણી મોટી શરમ છે, અને ખાસ કરીને તેને કે જેના ઘોડાથી એ અકસમાત થયો. ફી? ઓ નૉનસન્સ! તમારી પાસે હું ફી કાંય લઉં?"

"હું તે માહરી ખુશીથી આપુંછ, ડૉકટર; ખોદાની બખશેશથી એ ફી હું આએ ગરીબ ઘરડા માણસની તરફથી આપી શકવાની હાલતમાં છું," આરથરે કાકલુદી કરી.

"તે તો હું જોઇ શકુંછ, પણ તમારી પાસે ફી કહડાવવાની દયાનતથી મેં તમારા સદગુણની તારીફ કીધી નથી," તે ડૉકટર હસ્યો, "હું આ જીલ્લાને લગતો છેઉં, અને ખુદા મને ઘણું સારૂં આપેછ એટલે હું આએ તરફનાં આવાં ગરીબો પાસે ફી લેતોજ નથી. એવણ તો માહરા ગ્રાહક છે. સીત્તેર ઉપરની ઉંમર છે, અને તોબી ઘરમાં ગગડી રેહતા નથી, એટલે—"

પણ તે ડૉકટર પુરૂં કરે તે આગમચ તેનો કમ્પાઉન્ડર તેને ઉતાવલે બોલાવવા આવ્યો.

"કાંય, જેમસન?" તેને જોતાં ડૉકટરે સવાલ કર્યો.

"મીસીસ લેસીસની મેડ તમોને ઘણી તાકીદથી તેડવા આવીછ, સાહેબ," તે કમ્પાઉન્ડરે માનથી જવાબ કર્યો, "કેહછ કે માહરાં ભાડુતની તબીયત એકદમ બીગડી આવીછ, અને તે મરી જતી હોય એમ લાગેછ."

"ઓ, મીસીસ મૉરટનની?" તે ડૉક્ટરે અરધું મોટે—અરધું મનસે કહ્યું, અને તરત વધાર્યું, "જાવ, કેહો કે હું અબઘડી આયો. હું બાહરો બાહર જઈનેજ ડીસપેન-સરીપર આવશ, જેમસન"—અને જેમસન નમીને ચાલતો થયો.

તે ડૉક્ટર એ પછી ત્યાં ઝાઝુ થોભ્યો નહીં. દરદીની સંભાળ લેવા જોગા ડૉક્ટરી અદાની ધામધુમથી તેણે થોડાક ઉતાવલા હુકમ આપ્યા, અને પછી તે ઘરડા આદમીના ઘણા ઘણા ઠેંકસ વચ્ચે તે ઉતાવલે જવા કરતો હતો, જ્યારે આરથરે, અચબુચ એક વિચાર આવી જવાથી તેની પાછળ બારણાં સુધી જઈને, તેનાં ખભાંપર નરમાશથી હાથ મુકી તેને રોકયો.

"એકજ મીનીટ," તેણે કહ્યું; "એ કોણ મીસીસ મૉરટન એટલાં બધાં બીમાર છે?"

"તમે નહી ઓળખશો, માહરા જવાંન દોસ્ત," તે ડૉક્ટરે ભલાઈથી કહ્યું; "આએ તરફ ઘણું થયું રેહવા આવેલી એ એક બાઈ છે, અને એ મીસીસ લેસીસનાં ઘરમાં ભાડુત તરીકે રહેલી છે. મને લાગેછ કે કોઈ ખાનદાની બાનું છે, અને આગળ ઘણા સારા દાહડા એ બીચારીએ જોયલા હોવા જોઈએ."

"શું છે તેવણને?"

"જૅનરલ બ્રૅક ડાઉન!" તે ડૉક્ટરે દીલગીરીથી જવાબ કર્યો, "કંઈ બીચારીએ ઘણી વિપત્ત ઉઠાવી હોય તેમ મનનાં કારણથી હાર્ટ પર મજબુત અસર થયલી છે, અને હાર્ટ ટકાવી શકાતું નથી."

"મને માફ કરજો, પણ એ બાઈને કાંઈ છોકરાં છે?" આરથરે વધુ ફ્કરમંદ થતાં ને ફીકકો પડતાં થોડીક હજી વધારે આગળ તેહકીક ચલાવી, "એ નામ માહરી ઓળખનું છે, ને તે માહરાં સાંભળવામાં આવ્યું તેથીજ હું તમોને આટલા બધા રોકુંછ ને પુછપરછની તસ્દી આપુંછ."

"હા, બે છોકરા છે ખરા; ફીલીપ કરીને એક મોટો છે તે તો પાસેના ગામમાં કોઈ બુકસેલરને ત્યાં નોકરીએ ગયલો છે, અને સીડની કરીને એક નાહનો હતો તેને—"

"ઓ, ત્યારે તો તેજ!" ભલો આરથર ગભરાઈ ગયો; "એ બાઈ માહરાં સગાં થાયછ. શું ખરેખર એટલી બધી ખરાબ હાલત છે?"

"બીલકુલ હોપલેસ! હું તો આજે સહવારે જોઈ આવવા પછી આવાં એકાદ તેડાંની વક્કીમાંજ હતો," તે ડૉક્ટરે કહ્યું; "આજનો દાહડો એ બીચારી કાઢી શકે એ હું માનતોજ નથી."

"ઓ, ત્યારે તો મને તમારી સાથે લઈ જાવ!" આરથરે દયાથી દાઝી જતાં કાકલુદીથી માંગી લીધું; "માહરા ખુદા, શું એટલું બધું ખરાબ થયુંછ? હું સાથે આઉં તો તમોને કાંઈ વાંધો છે?"

"જરા બી નહી; મને શાંનો વાંધો હોય, માહરા જવાંન દોસ્ત?" તે ડૉકટર હસ્યો, "કમ અલોંગ. ઉલટું, હું તો ખુશી થાઉંછ કે એ બીચારી એક બી સગાં વાહલાં વગરની પરાયા આશરે મરી જાયછ ત્યારે એમ એક તમારા જેવો દીલસોઝ એની બાજુમાં આવી લાગવાનો આએ નહી ધારેલો એતેફાક થયો! એ તો ખરેખર ઘણું નસીબદાર થયલું કેહવાય"—અને પછી જ્યારે તેઓ બંને ઉતાવલે તે કમનસીબ મરવા સુતેલી બાંનુનાં ઘર તરફ જતા હતા ત્યારે તે નેકબખ્ત તબીબે વધાર્યું, "કોઈ ઘણીજ અસીલ બાઈ છે. મેં તો જોઈ ને જોઈ મને લાગ્યું કે કોઈ ખાનદાની છે. બે દીકરાઓમાં બધા પોતાના જીવજાનજ ભરી મુકેલા! તેમાં નાધલા સીડની પર તો એવી વીહલી છે કે હું ગમે એવી ખાત્રી આપું પણ માનેજ નહીં. તે બચ્ચું ઘણું સોહામણું ને નાજુક છે, જ્યારે ખરેખરૂં તંદરોસ્ત છે, મગર બાઈને બીચારીને એજ ધખારો બેસી ગયલો છે કે બચ્ચું સદાનું કાહેલી મે બીમાર છે!"

"ને તે બચ્ચું હાલ સાથે નથી?"

"નહી. એક દહાડો મને એ બાઈએ કાકલુદી કરીને પોતાની હાલત પુછી ત્યારે ખરી વાત માહરે એને કેહવીજ પડી," તે ડૉકટરે ખુલાસો કર્યો; "બીચારી ધસાંધસ રડીને કહેવા લાગી કે માહરૂં ને માહરાં બચ્ચાંઓનું કોઈ નથી, વાસ્તે મને ખરેખરૂં કેહો કે આએ માહરૂં બચ્ચું માહરા મરવા પછી રવડી નહી જાય, ત્યારે મેં કહ્યું કે તમારૂં હાર્ટ એટલું બધું ખરાબ થઈ ગયલું છે કે તમો કોઈબી દાહડો ઉંઘમાં ઉંઘાઈ રેહશો, અને તે ઉપરથી થોડુંએક પર કેઠે જઈને તે નાધલા દીકરાને બી મુકી આવી, અને પરાયાંઓને આશરે હાલમાં બીચારી નીરાધાર એકલી મરવા સુતેલી છે!"

"માહરા ખુદા! માહરા ખુદા!" ભરાઈ આવેલા દીબા સાથે ભલો આરથર અરધું મોટે—અરધું મનસે પાછું પટપટયો, જ્યારે તેટલામાં તે ઘર આવી લાગ્યું, અને હયાં ખુલાસો કરીને કેહવાની કાંઈ જરૂર છે કે એ મરવા સુતેલી મીસીસ મૉરટન કોણ હતી? તે એક હીણભાગ્ય અને દયાહીન બનાવાકાળનો પેલી બેગુનાહ ભોગ કમબખ્ત કૅરોઈન હતી, કે જેનાં મરણની લગોલગ ઘડીએ તે માહનામી સાહેબે સજાવેલા અજબ જેવા સંજોગોનાં પરીણામમાં આરથર તે મોહતનાં બીછાણાં આગળ હાજર થઈ શકતો હતો!

---

## પ્રકરણ ૧૯.

ગરીબ કેઠેરાઇન નાહના શીડનીને પોતાનું જીગર ચીરી ફાંસીને પોતાના ભાઇ રૉજર મૉરટન અને તેની કમજાત બૈરીને સપુર્દ કરી પોતાનાં કંગાલ મુકામ પર પાછી ફરી તે વખતની તેનાં મનની અસવસ્થ હાલતનો દયાળુ વાંચનારાં સજ્જનો પોતેજ ખ્યાલ કરી લઇ શકશે! તે ઘેલી, હવેરી બાવરી બની ગઇ. તેને સમજ નહી પડી શકી કે કાંય અને કેમ તે માલીક તેના સામે એટલો રૂઠયો હશે! પોતાના વાહલા ધણીના શિર-છત્ર સાહયામાં તો થોડીક બેઇજ્જતીના જુઠા કલંક છતાં હજારો મોજથી પોતાનાં બબે હેતવંતાં ફરજંદો સાથે તે હજારો સુખ વચ્ચે રહેલી હતી, અને તે સુખ એક આંખના પલકારામાં લુટાઇ જવા પછીથી તે ગબડતી ગબડતી છેક આએ હેઠાણમાં આવી, કે જ્યારે તેની ગોદ તમામ ખાલીજ થઇ ગઇ હોય તેમ છેલ્લે અંતે તેના નાહના સીડ-નીને પણ પોતાથી જુદોજ કરવો પડયો! એ શું તેના જેવી એક ચાહતી અને હેતવંતી માતાને વાસ્તે થોડો ગજબ હતો? તેને ઉદયા વા વાગ્યા! તે ઘરમાં—તે નાહના, કંગાળ, અસુખી ઘરમાં એકલી પડેલી તે પોતે પણ જોઇ અને જાણી ગઇ કે તે હવે જીવીજ શકવાની નથી. ઘણીક વાર મોહોતનું કારણ કોઇબી બાહેરની જાલેમ બીમારી વગર મન પણ થઇ શકે છે, અને આ નેકબખ્ત તેટલી કમબખ્ત અબળાના બાબમાં તેજ બન્યું. તે મરવાજ સુતી, પણ તે છેલ્લી ઘડીએ વટીક પોતાનાં ઠર પડેલાં બચ્ચાં-ઓને ગભરાવા કે બોલાવા તેણે મન મારીને ચાહયું નહી. તેણે પોતાની બંદગીઓમાં તે બંન્ને જાંનનાં જાંન જેવા જાની બેટાઓની સંભાળ તે પાક દાદારનેજ સપુર્દ કરી!

એ તો પેલો ભલો ડૉકટર પોતેજ બજીદ થયો. વાંચનારાં સાહેબોએ જોયું હશે તેમ એ તેજ તબીબ હતો કે જે કેઠેરાઇનની ઘરવાલીએ તેણીને જોઇ જવા આગળ એક વખત તેડાવ્યો હતો, અને જેણે તેની આખરી નકકી માનીને સીડનીને લગતી જરૂરી ગોઠવણ કરી લેવા તેણીને સલ્લાહ આપી હતી. પેલા ઘોડાના આંચકાથી પડી ગયલા ડોસાના ઘરમાં અને તે ઘરમાંથી અત્રે આવતાં તે કોઇ ખરા જાતવંત તબીબે આરથરને જે ખુલાસાઓ આપ્યા હતા તેથી એ સઘળું તો વગર કેહવે અમારાં ચંચલ વાંચનારાંઓ જોઇ અને જાંણીજ ગયાં હશે, અને એજ ડૉકટર, તે સીડનીને મુકીને પાછી ફરવા પછી આવીને વધતી બીમાર થઇ ત્યાર કેડે, અવાર નવાર એક પાઇની હાંસલ વગર તેને આવીને જોઇ જતો હતો. એવા ખરા દયાળુ દીલગુરદાના પરગજુ ડાકટરો પણ ખરેખર ઘણા થાય છે, ને ખુદાના આશીરવાદ પામેલા એવા એક આળા દરજ્જાના ધંધામાં, ગરીબો વાસ્તેની એવી કીસમની કદરની અગત પીછાંણી જાણે, તેવા જાતવંત તબીબોનું ખાનું સદા આબાદ રહો! નહી કે કેઠેરાઇન ફી નહી આપી શકે. તે એકદમ નિરધન, કંગાલ કે મુફલીસ થઇ ગઇ નહી હતી. ભલા લૉર્ડ હૅરી બોફર્ટનો તેના ઉપર ખરાં દીલનો પ્રેમ હતો, અને તેણે તેણીને તેનું અંગત કાંઇ થોડું

આપેલું નહી હતું. પરિણામમાં, પોતાનું કીંમતી જરજરયાન વેચી સાતીને પોતાના જેઠ જોડે એક બેફાયદા કજ્યો લડવામાં ઘણી ખોહવાર થતાં તેની પાસે સુખથી રહેતાં બે ત્રણ વરસ ચાલી શકે એટલું પુરતું હજી બચેલું હતું, પણ એક શીહા ભવિષથી ડરી જઈને ખરચમાં તેણીએ એકદમ હાથ ખેંચીજ લીધો હતો, અને પોતે તો હવે જીવવાનીજ નથી એમ જોઈ પોતાના જીવે અથવા પોતાની સગવડ સારૂ એક પેનીબી નહી ખરચતાં તે બને એટલું પોતાના બેટાઓને સારૂ બચાવી લેવાના લોભની તૃષ્ણામાં તણાઈ ગઈ અને તે ભલા ડૉકટરે ફી નહીજ લીધી ત્યારે તે એકદમ ઘણી બજીદ થઈ નહી.

અને એ મુજબ જ્યારે ડૉકટરે તેનો હવે આંકોજ આવતો જોયો ત્યારે તેણે પોતે તેણીના વડા દીકરાને એ છેલ્લી ઘડીઓમાં તેણીની આગળ બોલાવી લેવા બોંહોંસ લીધી અને તેણીની કને એડરેસ મેળવી ફકત આગળેજ દાહડે તેણે જવાંન ફીલીપ ઉપર આ મુજબનો એક કાગલ લખી વાલ્યો હતો:—

"મી૦ ફીલીપ મૉરટન,

"લખવાને ઘણો દીલગીર છું કે તમારાં માતાજી ઘણાં બીમાર છે અને બચવાની ઉમેદ નથી. હું એક ડૉકટર છુ, અને એ ભલી બાઈ જમાનાની ગીરદેશીનાં કોઈ મોટા દુ:ખથી આ ફેજે હાલ પુગી છે, તથા આગળ એણે ઘણા સારા દાહડા જોયલા હતા એમ કાંઈક મને મજબુતીથી લાગતું થયલું હોવાને લીધે હું એક પાઈની હાંસલ વગર ફકત દયા અને ફરજને ખાતર કેટલુંક થયું એવણની દવા કરૂંછ. મને લાગેછ કે તનનાં કોઈ દુ:ખ કરતાં મનનાં કાહેલીપણાંને મોહોત જો નિપજે તો આભારી લેખાશે. તમો તેથી તમારી નોકરીમાંથી રજા મેળવી તુરત આવજો. એ એવણની બીમારીજ એવા દગલબાજ પ્રકારની છે કે મોહોત ક્યારે નીપજે તે ચોક્કસપણે કાંઈ કહી શકાયજ નહીં, કદાપી તમે આવી લાગો તે આગમચબી પુરાં થઈ જાય, અથવા નહી તો હજી મહીનો પંદર દહાડા ખેંચીબી કાઢે. કાંઈ કહી શકાય નહી. બચવાની ખરેખર તો ઉમીદ હવે નથીજ, પણ જો એવણની મનની વેદના દુર કરી શકાય, કોઈ વધારે ચોખ્ખી હવામાં લઈ જઈને રાખી શકાય અને શકતીનો પુરતો ખોરાક આપી શકાય તો હજીબી થોડુંક એવણ જ્યાદા જીવે એ નહી બનવા જેવું નહીંજ કહેવાય. હું તેથી તેજ દયાનત થકી આ તમને લખું છું અને તમને બોલાઉ છ. બાઈ પોતે તમોને બોલાવવા કે બીધરાવવા રાજી નથી કે 'હવે એ બેઉ જયાં ઠર પડેલા છે ત્યાં સુખી રેહ અને માહરે તેઓને છોડ છંછેર કરવા નથી,' પણ હું જોઉંછ કે એ બાઈએ બધા પોતાના જાન તો તમો બેમાંજ ભરી મુકેલા છે, અને તમો બેમાંથી એકબી આવશો ને મળશો નહી ત્યાં વેર કદાપી સુખકરારથી મરીબી શકવાની નથી. તમો તે સારૂ બને એટલી તાકીદથી આવજો કે એવણને સધયારો મલે, અને બચાવી લેવાનું કાંઈ કરી શકાતું હોય તો કરીએ. જો

મારૂં અનુમાન ખરૂં હોય અને એ બાઈએ અગાઉ સારા દહાડા જોયા હોય તો એનાં કોઈબી પૈસાવાળાં સગાંવહાલાંઓતો હોવાંજ જોઈએ, અને તેમ હોય તો મારી તમોને ઘણી ભલામન છે કે એ બાઈને સજીવી જીવાડવા સારૂ જોઈતા ખરચની સગવડ કરવા તમો તેઓને લખો અથવા મલો. હું કાંઈ જીજ્ઞાસુ નથી અને પરાઈ પંચાતમાં માથાં મારનારો પરવારતો પણ નથી, મને તેટલી ફુરસદજ ક્યાંથી હોય? બીલકુલ ધર્માદા હેતુઓથી મેં એ બાઈને પટાવી પટાવીને અનેક મરતબા એમની ગઈ ગુજરીઓ વાસ્તે પુછ્યું, મગર એવણ કાંઈ કેહતાં કે બતાવતાં નથી, અને તેથી મન મક્કમ કરી, તમારૂં એડરેસ મેળવી, તમોને ચેતવવા જોગી આ થોડીક લીટીઓ મેં લખી મોકલી છે.

લા૦ ભલું ચાહનાર જેમ્સ મેકગ્રેગર."

ધ્યાન રાખવું કે ડૉકટરે આ કાગળ જવાંન ફીલીપને લખ્યું ત્યારે કૅથેરાઇનની હાલત તદનજ ખરાબ નહી હતી, પણ તે કાગળ પોસ્ટ થયા પછીજ તે બીમારની વ્યાધીએ અચબુચ મોટો આંચકો ખાધો, અને બીજી સહવારે ડૉકટર જ્યારે પાછો આવ્યો ત્યારે પોતાની દરદીની હાલત એટલી બધી તેણે બીગડેલી જોઇ કે હવે તે બીમાર એક આખો દાહડોબી કાઢે અને ફીલીપ આવતાં સુધી હૈયાત રહી શકે તે વટીક તેને ઘણું શક પડતું લાગ્યું! તેણે તેથી પોતાની એ ફીકરો પેલી કોઇ અસરાફ ઘર-વાલી કે જે પોતાનાં એ ભાડુતની ઘણી સંભાળ રાખતી હતી અને તેની સંભાળ હેઠળજ તે બાપડી મરવા સુતી હતી તેણીને કહી સંભળાવી, અને પછીથી થોડાક કલાક જવા બાદ જ્યારે તે બીમાર આખર થતી હોય એમ થવા લાગ્યું ત્યારે ગભરાઇને તે ઘરવાલીએ ડૉકટરને પાછો બોલાવી લાવવા કૅથેરાઇનની પેલી એક પુરી નોકરાંણીને દોડાવી હતી. એ વખતે ડૉકટર ડીસપેનસરીમાં હતો નહી, અને એક બે એવા ગંભીર કેસીસ હાથમાં હતા વાસ્તે પોતે જ્યાંબી જાય તે ઠેકાણું કમ્પાઉન્ડરને કહીનેજ જતો હતો. એમ હોવાથી તે પોતે અકસમાતથી પડી ગયલા ડોસાની સારવાર કરતો હતો ત્યાં પેલો આદમી તેને તેડવા આવ્યો, અને પરિણામમાં તે અને આરથર બંને તે તરફ દોડી આવ્યા.

અને આરથર કેટલી હદ સુધી દઘાઇ ગયો તેનો ખ્યાલ વાંચનારાં સાહેબોને કેમ આપી શકાશે? તે છોકરો પોતાની નાહની અક્કલથી હેરત રહયો. તે જાણે માનીજ નહી શક્યો. ઓ પરવરદીગાર, આએ શું માનવા અને બનવા જોગ હતું કે જે બાઇને પોતાના બાપ જેવા રોબવંતા કાકાની હૈયાતીમાં તેણે એક રાજ કરતી રાણીના ઠઠેરા સાથે પહેરેલી ઓઢેલી, જવાંન, રોબવંતી, ખુબસુરત, એક નાહનાં પણ મહેલ જેવાં આરાસ્તા અને કુશાદે મકાનમાં રહેલી છેલ્લી જોઇ હતી તે કોઇ આ હૉલબર્ન ગામની

પાદરે આવેલાં નાહનાં કંગાલ મુફલીસ ઘરના એક અરધા અંધારા ઓરડામાં કંગાલ્યત અને નીરધનતા વચ્ચે પરાંયાઓને આશરે મરવા સુતી હતી? તેણે નીરાશી ને નામોશીથી પોતાનું માથું નમાવ્યું. તેને લાગ્યું કે આ જે થયું હતું તેમાં તેની એટલે ખરેખર તો તેના બાપની જવાબદારી બહુજ મોટી અને બહુજ ગંભીર હતી, અને તે પશેમાની અને પરેશાંનીથી પોતાના બાળક જીવ સાથ શરમાઇને પાણી પાણી થઇ ગયો.

તે પહેલાં તો દબાઇને તે કંગાળ પલંગડીની એક બાજુએ ગુપચુપ ઉભોજ રહયો, જ્યારે તે ડૉકટર તે બીમારને તપાસતો હતો, અને પછીથી દવા લખીને તે ઘરવાલી જોડે વાત કરતો ડૉકટર બાહેર ગયો એટલે તે એ બીમાર જોડે એકલો પડયો ત્યારે તે આગળ ગયો.

તેણે પશેમાનીભર્યા હેતથી તે બીમારનું માથું પસવાર્યું અને તેનાં ઉપર તે વાંકો વળ્યો.

"તમે મને ઓળખોછ?" તેણે કાકલુદીભર્યો સવાલ કર્યો.

કૅઠેરાઇન હજી પુરતી સાવધ હતી, અને તેણે માથું ઉંચું કરી તે જવાંનના ચેહરામાં જોયું, જે પછી આંખ પાછી તરત વીંચી દીધી. આરથર સમજી નહી શકયો કે તેણે તેને ઓળખીને તેના તરફના અભાવને લીધે એમ કર્યું કે ઓળખી શકીજ નહી, અને ફકત થાકથી અથવા નંબળાઇથી એમ કર્યું!

તે એ ઉપરથી પાછું બોલ્યો.

"માયજી, માહરી ગમ જોવોની? હું આરથર છેઉં—આરથર બોફર્ટ," તેણે કાકલુદીભર્યા અવાજે કહયું; "અમોને તમારી આટલી બધી ખરાબ હાલતની કાંઇજ ખબર નહી. જરા અમોને જણાવતે તો ખરાં? અમે તો એમજ સમજતાં હતાં કે તમે તમારાં સગાં વહાળાંઓ સાથે જઇ રહેલાં છો અને સારી રીતે સુખી છો. માહરા —માહરા પપાબી આટલું બધું જાંણતે તો હું ખરૂંજ કેહુંછ કે એ ચાલવા દેતે નહી."

કૅઠેરાઇને પાછી આંખ ખોલી અને તે નરમાસભર્યા, કાકલુદી કરતા, હેતવંતા ચેહરામાં થોડીક અજાયબી અને વધતી નરમાશની નાખતીથીજ ટીકયું.

આરથર હવે તેણીની બાજુમાં પલંગડીની કીનારી પર બેઠો.

"તું કેમ આવી લાગો? તાહરા તુમાખી બાપે તુંને અહીં આવવા રજા કેમ આપી?" કૅઠેરાઇને ધીમે સાદે પુછ્યું,—અને આરથરે જવાબમાં જે બન્યું હતું તે સઘળું બ્યાંન કરીને કહયું. તે પછી તે કાકી ભત્રીજાએ અરસપરસના વધતા એખલાસથી અને વધતા વિસ્વાસથી થોડીક વાતચીત કીધી, તે એટલા સુધી કે ઘરવાળી ખબર લેવા તે ઓરડામાં પાછી અંદર આવવા જતી હતી તેને પણ રોકીને આરથરે કહ્યું, "માય,

જરા અમોને હાલ માફ કરશો? અમો થોડીક ખાનગી વાત કરીએછ."—અને એ પછી એ મુજબ તે બંનેએ પોત પોતાનાં દીલ ખાલી કીધાં, કે ગરીબ કૅઠેરાઇન વાસ્તે મરતી વખતની હાલત હતી. નેકબખ્ત કૅઠેરાઇનની હવેજ ખાત્રી થઇ કે દાદારે તેની મરતી ઘડીઓ સુખકારક કરવા આખો એક નાહના ફીરેસ્તાને તેની કને મોકલી આપ્યો હતો, અને તેનાં લાચાર લાઇલાજ બચ્ચાંઓને વાસ્તે હવે તે પુરની નિરાંત પામેલી આ જેહાનથી ફારેગ થનાર હતી! આરથરની તેણે ખાત્રી કરી હતી. તેણે તેને મરતા દમના કસમો સાથે કહ્યું અને તેની ખાત્રી કરી કે તે ખરી હકદાર લેડી બોફર્ટ હતી, તેના કાકાની હકદાર પરણેતર હતી, અને એ બધું સાંભળતાં અન્યાયના એ ઘોર અપરાધ ને સીતમથી જવાંન આરથરની આંખોમાંથી જે ગરમ આંસુઓ ટપકયાં તે ખરી દીનદારી અને સાચ્ચાં ઇમાનની પુરવારીનાંજ હતાં!

"તું હવે માહરા દીકરાઓની ખબર રાખજે અને તેઓને સંભાળજે, વાહલા આરથર બેટા, અને હું તુને બેહસ્તમાંથી હજારો આશીરવાદ આપશ!" છેલ્લે તે કાકીએ કહ્યું, "મને તો તું મદદ થવા ઘણો મોડો આવ્યો, પણ મને માહરી દરકાર નથી. મોડો તો મોડો પણ એક ફીરેસ્તારૂપ આવ્યો, અને માહરાં બચ્ચાંઓને વાસ્તે હું તાહરી આએ મીલાકાતથી હજારો નિરાંત પામેલી મરશ! એજ માહરે વાસ્તે ઘણું છે. તાહરા પપાને કેહજે કે કાયદાએ તેવણને રક્ષણ આપેલું છે પણ ખુદાને બારના ઇનસાફે નહીજ. કાયદાએ માહરો બચાવ માન્યો નથી, પણ હું બીલકુલ ખોટી વગોવાઇછ, અને મને અને માહરાં હકદાર બચ્ચાંઓને તંગદસ્તીની આએ ફેજે પુગાડવા ખાતર પરવરદીગાર એવણને માફ કરે! એવણ તો હું માનુંછ કે હજીબી તાહરી આપેલી ખાત્રી માહરી નેકી ને નિરદોષતા વાસ્તેની કદીબી માનવાના નથી, પણ તું માહરો દયાળુ દીકરો માની શકયોછ ત્યારે તું માહરા રખડતા ભયલા દીકરાઓને સમાલવાની મને ખાત્રી આપ!

"હું ખરાં દીલની ખાત્રી આપુંછ, કાકીજી," ભલા આરથરે દીલની ઉશ્કેરણીનાં જોશ સાથે ખાત્રી આપી, "હું તમારા બેગુનાહ માથાં પર હાથ મુકીને કસમ ખાઉંછ કે તમારા હકદાર બેટાઓને તેઓના હક અપાવવા માહરૂં બનતું કરશ, અને હું નાથલી ઉમ્મરનો ને નાથલા અવાજનો છું તેથી ફાવશ નહી, તોબી તમારા દીકરાઓની સંભાળ રાખવા અને તેઓને બની શકતી મદદ થવા હું માહરી પાક ફરજ સમજશ."

અને ડૅાકટર બે કલાક પછી પાછો વળી ખબર લેવા એક ફેરો આવ્યો ત્યારે તેણે એ મુજબ તે સગાંઓને જોયાં. આરથરની છાતી પર મરતી કૅઠેરાઇને માથું ટેકવેલું હતું, અને જોકે તેનો દમ હવે ઉતાવળે આખર થતો હતો તોપણ તે દમોદમ જાંખી પડતી આવતી આંખમાં મોટી નિરાંતનોજ એક ચળકાત જોઇ શકાતો હતો, જયારે તે ડૅાકટર સમજી ગયો. તે સમજી ગયો કે તેનાં અનુમાનો ખોટાં નહીં હતાં. આ બાઇ

કોઈ પૈસા પાત્ર કુટુંબોને લગતી હતી, અને તે કોઈ પૈસાવાળા સગાનો આ દીકરો અનાયસે તેને આવી મળેલો હોવાથી પૈસાની મદદ આવી લાગી હતી ખરી; પણ અફસોસ કે તે કમબખ્ત બાઈના પોતાના સબંધમાં તે જોઈએ તે કરતાં બહુજ વધારે મોડી આવી હતી!

---

## પ્રકરણ ૧૭.

જવાંન ફીલીપને તેની નવી નોકરીપર પાંચ અઠવાડયાં થઈ ગયાં હતાં, અને તે એ નોકરીના સબંધમાં પુરતો નવો જુનો થઈ ગયલો કહી શકાય. તેનું કામ ઘણું અને કચડી નાખનારૂં હતું, પણ ફરીઆદ તેને કદી કશી કરી નહી. મુગે મોંઢેનો, હાડે-હાડ ગરીબ, તાબેદાર જે પણ તેને સોંપવામાં આવતું તે એક ચાવી આપેલાં પુટલાંની કીસમે ગમખ્વારીભર્યો કર્યો જતો, અને તકરાર કે વાતચીતમાં વટીક હોઠ ઝાઝા ઉપાડતો નહી. તે જરા મળકાઈને હસ્તો તો કોઈ દાહડે જોવાયો હતોજ નહી. અરે, તે આગળનો ફીલીપજ નહી હતો! તુંદ, ગુમાની, ગુસ્સાબાજ, મસ્તાનો, ઉછાછળો તે ફીલીપ ક્યાં અને આએ ગરીબ, ગરજાઉ, તાબેદારી ઉઠાવતો, નમાનો ફીલીપ ક્યાં! તેનો આખો સ્પીરીતજ કચડાઈ ભચડાઈ ગયો હતો.

આખા દાહડાના કામકાજ પછી છેક રાત થતાં પરવાર પામતાં જયારે બધાં—પેલા ફોરમેન પ્લીમીન્સ સુધ્ધાં—ઘરના પછવાડેનાં વરંદામાં તાહેલાં મારવા એકઠાં મળતાં ત્યારે ગરીબ ફીલીપ ઘર છોડીને ફરવા નિકળી પડતો, અને કોઈ બાગમાં જઈને ત્યાંની ઠંડકમાં પોતાનાં આખા દીવસનાં તપેલાં મગજને રાહત આપવાની જહેમત કરતો. તે દર આંઠ દાહડે એક કાગળ પોતાની માતા જોગો લખતો અને માતાનો મેળવતો, અને તે કાગળ આવવાને દીવસે તે આવી જાય ત્યાં સુધી પુષ્કળ અસ્વસ્થ અને બેક-રાર રેહતો. જયારે કાગળમાં સારા સમાચાર અને ધીરજ આપનારા વર્તમાન આવતા ત્યારેજ તેનો જીવ હેઠો પડતો, અને, અલબત, તે કાહેલી માતા પોતાનાં બચ્ચાંને નહી ગભરાવવાની દયાનતથી પોતાની ખરી સ્થિતી છુપાવી તેને બધું સારૂં અને ધીરજ આપવા જેવુંજ લખતી રહી હતી. સીડનીને સામાને ત્યાં મુકી આવ્યા પછી પણ જોકે પોતે તો પોતાના જીવથી સારી રીતે જાણતી હતી કે તે વાહલાં બાળકને અતી ઘણા અસુખી આશરા અને હવાળામાં મુકી આવી હતી,-ખાસ કરીને તેની મામી મારગારેટને વાસ્તે તે ઘણું ઓછુંજ વિચારતી પાછી ફરી હતી, તોપણ ફીલીપને તો તેણે હીંમત આપનારૂંજ લખ્યું. તેણે તેને એવુંજ જાણવા દીધું કે હવે તેના જીવને ઘણી નીરાંત થઈ ગઈ હતી, કે જેથી ફીલીપ તેનાં કામપર જરાએ બેધ્યાન નહી બને. વળી ફીલીપ પોતે પણ પોતાની હાડમારી અને સંકટો છુપાવીને માતાને તો ગળ્યું ગળ્યું લખતો ને ધીરજ

મનાવતો. એ અરસપરસના હદ બાહેર સાચ્ચા પ્રેમની તાસીર હતી. ખરા ખારમાં એ જાતનું જુદાઈ સચ્ચાઈથી આળા બેહેતર થાય છે. તે બીચારો જે દુઃખ ઉઠાવતો હતો અને જે હાડમારીઓ ભોગવતો હતો તે બધું તો તેનો જીવજ જાણતો હતો! મી૦ ક્રીસ્તોફર પ્લાસ્તર સાથે થયલા કરાર મુજબ તેને ત્રણ વેરમાંથી ફક્ત બેજ વખતનું જમવાનું મળતું, અને તે બી હાલ હવાલ, કંગાળ અને અપુર્ણજ મળતું; અને રાત્રે જ્યારે બધાં ટેબલ માંડીને ભરી ભુખે જોભરતાં હતાં ત્યારે તેને જમવાનું નહી આપવાની બોલી હોવાથી તે પોતે બીચારો, ઉપર કહયું તેમ, દુકાન બંધ થવા પછીથી ઘરમાંથી બાહેર ચાલી જતો અને છેક સુવાનો વખત થતાં સુધી ઘરે પાછો ફરતો નહી.

મી૦ પ્લાસ્તર તેનાં કામથી ઘણો રાજી રાજી હતો. ફીલીપ તેને ફર્યાદ કરવાને કારણજ આપતો નહી હતો. તે તેનો પડયો બોલ ઉપાડી લેતો હતો, અને જે કાંઈ કરે તે ચોક્કસ, એટલું સંપુર્ણ અને એટલું રાજી કરનારૂં કરતો, કે મી૦ પ્લાસ્તર એવો એક ઉધ્યોગી પોર્યો તેનાં કામમાં મદદ થવા મળી ગયલો હોવાથી મનમાં બહુજ મગન થતો હતો. એમ છતાં તેની પરણેતરને અને બીજાં પોરયાંઓને પેલા મદદનીશ અને ફોરમેન મી૦ પ્લીમીન્સે તે ગરીબ છોકરાની વિરૂધ્ધ ઘણાં ભંભેરી અને ઉશ્કેરી મેળેલાં હોવાને લીધે તે આખો ઘરખટલો તેની સામે ઉશ્કેરાઈ રહયો હતો, ને એ બધાંને જરા થઈને તે ગમતો નહી હતો.

"એ એટલો મુંગે મોહડેનો ને કળેજાંફરોસ છે કે મને તો એની આંખમાં જોતાંજ બીહીક લાગેછ," મેરી પ્લાસ્તર—મીસીસ પ્લાસ્તર—વારંવાર કેહેતી હતી; "માહરી તો ખાત્રી છે કે એ એક દાહડે આપણને બધાંને છરી મારી, કતલ કરી, કૅશ ઉપાડીને ચાલ્યો જશે!"—અને એ બધી તે મુર્ખ ઓરતની બચ્ચાંસહી ફીકરો સાંભળી મી. પ્લાસ્તર ખુશ મીજાજી હસ્તો. તે કહેતો અને ખાત્રી આપતોં કે માહન નૅપોલ્યન બૉનાપાર્ટબી એવું કાંઈ બેહુંદું સાંભળતો ત્યારે એજ મુજબ ખુશમીજાજી પેટ પકડીને હસ્તો.

એક દહાડે મી. પ્લાસ્ટરે જવાન ફીલીપને પાસેના ગામમાં સર થૉમસ ટેમપલને ત્યાં તેની લાયબ્રેરી માંહેલી ચોપડીઓનું એક કેટલગ બનાવવા મોકલી આપ્યો. તે બેરોનટને ત્યાંથી એ મુજબની ફરમાશ લખાઈ આવી હતી. તેને ત્યાં ફ્રેન્ચ, લૅટીન અને ગ્રીક પુસ્તકો ઘણાં હતાં, અને તે બધા ગ્રંથો છુટા પાડીને તેનું જુદું જુદું અકેક કેટલગ કરવાનું હતું. હવે મી. પ્લાસ્તરને ત્યાં ફ્રેંચ, લેટીન અને ગ્રીક વાંચી જાણનાર ફીલીપ સિવાય બીજું કોઈ નહીં હતું, એટલે તેનેજ આખો દહાડો તે બુકસેલરે મોકલી આપ્યો હતો; અને તે દહાડે મીસીસ પ્લાસ્તરને વાહરૂં આવેલું હોવાથી રાત્રે તે છોકરો સર થૉમસ ટેમપલને ત્યાંથી પોતાના ઠાકવી નાંખનારાં કામથી પરવાર પામેલો કંટાલા વચ્ચે પાછો ફર્યો ત્યારે તે હેમક ઓરત પોતાના ભરથાર સાથે તેનેજ લગતી એક ઝુમબેસ દુકાનમાં લઈ બેઠી હતી. તે તેણે કઢાવી મેળવાજ માંગતી હતી, અને મી. પ્લાસ્તર માનતો નહી હતો.

"અમોને કોઈને એ પોરયો જરા થઈને ગમતો નથી," મેરી પ્લાસ્તર તકરાર કરતી હતી; "અને તેમાં પરમ દાહડે ચૅઢેમ ગામમાં પેલા કોઈ એપરેનતીસે અસત્રા વડે પોતે જે દુકાનમાં કામે રહેલો હતો તે દુકાનના માલીકનું ગળું કાપી નાખ્યું તે હેવાલ આજે બપોરે પેપરમાં વાંચ્યા પછી તો માહરૂં માથુંજ ફરી ગયુંછ!"

વળી મી. પ્લાસ્તર માહાન નૅપોલ્યનનીજ માફક મોટે સાદે ખુશ મીજાજી હસ્યો.

"પણ, માહરી વાહલી, આએ છોકરાના સંબંધમાં ખાસ કરીને તુંને વાંધો શું છે?" તેણે સમજાવીને પુછ્યું.

"એ એટલો ગંભીર, ગમગીન, ઘુવડ જેવો કાંય?" મીસીસ પ્લાસ્તરે હાથ પર હાથ ઠોકીને તકરાર લીધી.

"એવી કોઈની તબેહ હોય, માઈ ડીઅર," મી. ક્રીસ્તોફર પ્લાસ્તરે સમજાવ્યું; "હું પોતેબી માહરી નાહની ઉમ્મરે એવોજ હતો, અને માહાન નૅપોલ્યનનો એવો વિચાર હતો કે એમાં વાંધા જેવું કાંઈ છેજ નહીં."

"હવે વળી તમે જરા જરામાં તમારા નૅપોલ્યનની વાત વચમાં ઝોકાવીને માહરૂં ભેજું આજે ચરી ગયલું છે તે પુરૂં ચેરવતા ના હો, ક્રીસ્તી!" મીસીસ પ્લાસ્તરે વધતી ગરમ થઈને તાકીદ ફરમાવી; "એ મેલો ને ફુવડ કેટલો છે! અઠવાડયાંની પાંચ શીલીંગ જેટલો મોટો પગાર તમો એને આપોછ તોબી એ એક બુતની જોડ વટીક પોતાને વાસ્તે જઈને લઈ આવ્યો? પૈસાનો કોઈ જબરો લોભી પોરયો છે, ને તેથી મને વધતી બીહીક લાગ્યા કરે છે. રાત્રે એ એબલગામણાને લીધે મને ઉંઘ વટીક પુરી પાધરી આવતી નથી. ગઈ કાલે પ્લીમીન્સે કહ્યું કે 'તાહરાં બુત પર આટલી બધી ઠીંગડીઓ પડીછ ને હવે વલી સોલ ફાટી ગયુંછ તે એમજ ચલાવવાનો છે કે?' ત્યારે પ્લીમીન્સને એવા તો ડોલા ઘુરક્યા કે તે આવો મરદાંને મરદ જેવો બી દેહસ્ત ખાઈને પાછળે પગે હઠીજ ગયો!"

"એ બધી તમારા લોકની ઘણી ભુલ છે, ડીઅરેસ્ટ," મી. પ્લાસ્તરે પોતાની તપકીરની મોટી દાબડી કાઢી તેમાંથી એક મોટો ચમટો ભરી તપકીરનો ગંજાવર સહરકો નાખનાં ફીફડાંઓમાં ધકેલી દેતાં કહ્યું; "એમજ એક વખતે કેહજે નૅપોલ્યન બૉનાપાર્ટને—"

પણ તે પુરૂં કરી શક્યો નહી. એટલામાં તો ફીલીપ પાછો ફર્યો, અને પેલાં બંને ચુપ થઈ ગયાં.

"કેમ, પુરૂં થયું કે?" મી. પ્લાસ્ટરે તે આવ્યો એટલે સવાલ કર્યો.

"નહી સાહેબ, લાયબ્રેરી ઘણી મોટી છે, અને કામ હજી આંઠેક દાહડા ચાલશે," ફીલીપે કહ્યું.

"આઠ દહાડા? ઘણું સરસ, ઘણું સરસ!" મી. પ્લાસ્તરે ખુશીથી હાથ મસલ્યા; "બને તો આઠના દસ કરી નાખજે. સર થોમસ ઘણો અચ્છો પેમાસ્તર છે, અને આપણે જે બીલનું બીલારૂં મોકલશું તે ખુશીથી પગાર કરશે."

"હા સાહેબ, તેવણ કહેતા હતા," ફીલીપે ટેકો આપ્યો; "તેવણ કહેતા હતા કે તમારા માસ્તરને કહેજે કે કામ પુરૂં થતાં બીલ જે થાય તે મોકલી આપજે અને હું તે ખુશીથી પગાર કરશ. આજે મેં જે કરી આપ્યું તેથી તેવણ ઘણા રાજી થયલા દેખાયા."

"ધેટસ ઈત! ધેટસ રાઈટ!" પ્લાસ્તર વધારે રાજી થયો, અને તેવામાં મીસીસ પ્લાસ્તરને યાદ આવી ગયું હોય તેમ તેણીએ બાજુએ મેલેલું એક કાગળ, તે દાહડેના બપોરના ટપાલમાં આવેલું, થોડાક તીરસ્કાર સાથે ફીલીપ તરફ ફેંક્યું.

"ને લે રે, છોકરા, આજે બપોરની ટપાલમાં આએ તાહરૂં કાગલ આવેલું છે," તેણીએ કહ્યું.

ફીલીપે ઘણો અજબ થતાં તે કાગલ લીધું. આજે કાગલ શાનું? આજે તેની માતાનું કાગલ આવવાની કાંઈ વારણ હતી નહી, અને વધારે ગુંચવાવનારૂં તો એ હતું કે એનવેલપ પરના હરફ બીલકુલ અજાણ્યા અને પરાયા હતા!

તે એ કાગલ લઈને તે ઓરડાના એક ખુણામાં ગયો, અને અજબ થતાં નિકળી પડતી આંખો સાથે તેણે તે વાંચ્યું. તે પેલા ડૉકટરનો લખેલો હતો, કે જેમાં તેની માતાની ધાસ્તીભરી બીમારી અને તે નહી બચી શકવાની વાત તથા તેને તરત આવવાની ફરમાશ લખાયલી હતી.

કંમબખ્ત ફીલીપે એ વાંચતાં દુખની એક બુરાડ મારી, અને પેલાં બંને વર બૈયર ગભરાઈ ગયાં, જ્યારે તે બીજીજ પલે દુખના એક ઝટકા અને કુદકા સમેત પોતાના માલીક કને ધસી આવ્યો.

"સાહેબ, સાહેબ," તેણે મોટી ઉશ્કેરણી વચ્ચે કહ્યું, "માહરા મમા બીચારાં મરી જાયછ ને મને એકદમ જવાનું છે. મને રજા આપો ને દયાને ખાતર—ખોદાને ખાતર —ખરચના એક દસ પાઉન્ડ આપો. હું નોકરી કરીને તમોને પાછા વાળી આપશ, ને વાળી આપી શકશ ત્યા વેર તમારે ત્યાં મુફત નોકરી કરશ."

"હે, જોયું કેની? હું કેહતીતી કેની?" પેલી મીસીસ પ્લાસ્તરનું તરત ચઢી વાગ્યું! "હવે હાલ તો એમ છે; અને કાલે આવીને રીવોલવર ટાંકીને કેહશે કે પૈસા આપો, નહી તો તમારો જાન આપો!"

દુખ્યારા ફીલીપે આ દયાહીણ બોલાયલું સાંભલ્યું નહી, અથવા સાંભલ્યું હોય તોપણ પોતાનાં મનની મોટી ઉશ્કેરણી વચ્ચે તેની પરવાહ કીધી નહી. તેણે તો પોતાના શેઠ જોગો તેજ તકાજો વધતાં જોશથી પાછો રજુ કર્યો.

"અમો ઘણાં મુફલીસ અને ગરીબ છીએ, મી. પ્લાસ્તર," તેણે લગભગ રડી દઈને કહ્યું; "અને માહરાં મમાં બીચારાં પૈસાની નંગાસને લીધે નાહકમાં માર્યાં જાયછે! તમે તેવણને ઉગારવામાં મને મદદ થાઓ, એટલું પુંન લેઓ અને હું જીંદગીભર તમારો ગુલામ થઈ રેહવશ! મને ફકત દસ પાંઉન્ડ આપો, ને દસ આપવા નહીજ દીલ થઈ શકે તો ફકત પાંચ; પણ પાંચ પાઉન્ડ તો જરૂરજ આપો!"

મી. પ્લાસ્તર તો દીગમુઠ બની ગયો! શું કેહવું ને શો જવાબ કરવો તે પણ તેને સમજાયું નહી—એટલો બધો તે ગભરાઈ ગયો!

"શું—સમજોછ કે બેહેરા છો? મને જવાબ કરોની?" ફીલીપ જોશથી તરડાયો. તેનું માથુંજ ફરી ગયું હતું, અને અધીરતાની તાપ વચ્ચે તેનો અસલ ગુસ્સાબાજ સ્પીરીત એકદમ ખલભલી ઉઠયો હતો.

"તુંને એમ તરડાઈને માંગવાનો હકજ શું છે, છોકરા?" મીસીસ પ્લાસ્તરે હવે ગુસ્સાનાં નેણ જમાવી સવાલ કર્યો.

"હા, હકજ શું છે, છોકરા?" મી. પ્લાસ્તરે પડઘા કર્યો; "હમણાં કાંઈ મળશે નહીં. તું આએ સર થોમસને ત્યાંનું કામ પુરૂં કર, અને તેને ત્યાંનો ચેક આવી જશે પછી હું તેમાંથી તુંને જે આપવું ઘટશે તે આપશ. પછીજ તુંને રજાબી મળશે. હાલ રજા વટીક મળવાની નથી."

"રજા શાંની મલે?" મીસીસ પ્લાસ્તર માથું ફફડાવી ચાર ચાસણી વધતીજ તરડાઈ; "આએ બધા પેત્રા છે! માય બીમાર શાંની થતીતી ને મરી શાંની જતીતી? એમ કોઈ બીમાર થતુંજ નથી!"—અને પોતાના ભરથાર તરફ ફરીને વધાર્યું, "ને ચાલો, હવે દુકાન બંધ કરાવો ને હંઈથી તમે તમારે ઉઠીને અંદર આવો."—અને એમ કેહતાં તે એક રાણીના દમામ સાથે દુકાનમાંથી અંદર ચાલી ગઈ.

મી. પ્લાસ્તર પણ તે ઉપરથી હવે જવા ઉઠયો. રખે ફીલીપ એકાદ સ્લૅપ ખેંચી કાઢે તેથી તે તરખાયલો હતો એમ પણ કહીએ તો ચાલે! ઈનસાફની રાહે કેહવું ઘટે કે તે તેની બૈરી જેવો મેલાં દીલનો દયાહીણ નહીજ હતો. જો તેની બૈરી આગળ નહી હતે અને ફીલીપે નરમાશથી માંગ્યું હતે તો ઘણું બનવાજોગ છે કે ખાનગીમાં તે બેચાર પાઉન્ડ બી કાઢી આપતે; પણ તે છોકરાએ તેની કલાંત બૈરીની સાંમે આવા ટકાજાભેર માંગવાની ભુલ કરી, અને તેથી મામલો બીચકી ગયો.

"તુંને કાંઈ મળશે નહી," તેણે હવે ઉઠીને અંદર પોબાર થવાની કોશેશ કરતાં પાછું કહ્યું; "હવે ડાહયો થઈ જા ને ધારા મુજબ દુકાન બંધ કરીને જરા ફરી આવ."—અને તે અંદર નાહસી જવા કરતો હતો.

પણ ફીલીપ તેને છટકવા દેજ થાનો? તે પોતે પોતાને ભુલી ગયો, અને તેનો અસલ ઉછાછળો રુપીરીત તેની છાતીમાં એકદમ ઉછળી ઉઠ્યો. એટલા માટે પછવાડેથી ધસી જઈને તેણે તે બુકસેલરને ખભામાંથી મજબુત પકડ્યો.

"તમે નથીજ આપતા!" તેણે ગુસ્સાથી બળી જતાં પોકાર કર્યો; "તમે લોક આદમી છો કે દયા વગરનાં રાક્ષસ?"—અને, એમ કેહતાં, ગુસ્સાનાં ઝનુનમાં ખભામાંથી પકડીને તે જોરાવર જવાન છોકરાએ પેલા બેઠી બાંધાણીનાં મરકટને એવો ઢંઢેળ્યો કે તે ખરે મને દેહસ્ત ખાઈ ગયો! હવે તેને એમજ લાગ્યું કે તેની બૈરી તદન ખરી હતી, અને જેમ ચૅથમ ખાતે એક શોપ બોયે તેના માલીકનું ગળું કાપીને ખુંન કીધું તેમ આ પોરયો બી જરૂર તેનું અત્યારે ખુંન કરી નાંખવાનો! તેણે, તેથી, એક ઝટકાથી તેના હાથમાંથી પોતાને છોડાવી લીધો, અને અંદર ભરાઈ જઈને પોતાની પાછળ બારણું અંદરથી ખેંચીને બંધ કરતાં કહ્યું; "હું તુંને આએ તાહરી બદચાલનો સ્વાદ ચખાડું તોજ ખરો, ગુહનેગાર!"—અને એમ કહી તે તીરી ગયો. તે આ વખત એટલો બીહીધેલો હતો કે નૅપોલ્યન બૉનાપાર્ટ પછવાડે હાથ રાખીને ચાલે તેમ ચાલવાનું જે તેને હંમેશ યાદ રાખવાનું તેબી હાલ તો તે સરથાંમ ભુલી ગયો, અને મોટી ફલાંગથી જઈને પોતાની બૈરીનાં પાસાંમાં ભરાઈ ગયો!

આ હાથ પર કમબખ્ત ફીલીપ એકલો પડયો. તે ગુસ્સા, ખીજવાત અને નાસી-પાસીથી આખા તનબદનમાં નેતરનાં એક ઝાડ પેરે થરથર ધુજતો હતો. તે માનીજ નહી શકયો. ઈનસાનો ઉતરતી પંકતીનાં હેવાનો જેવાં દયાહીણુ અધમતા ધરાવનારાં થઈ શકે એ તેની બાળ વયની નાદાન અક્કલે તે માનીજ નહી શકયો. પેલી તરફ તેની માતા (તે પોતે ધારતો હતો તેમ) પૈસે પૈસાની તંગીનાં કારણથી જોઈતા ખોરાક અને હવાની ગેરહાજરીમાં, આ કોઈ દીલસોઝ ડૉકટર લખતો હતો તે મુજબ, મરવા સુતી હતી અને આ આદમીના પગ પર પડીને જીંદગીભર મુફત નોકરી કરવાના પ્રૉમીસ સાથે તેણે ફકત પાંચ દસ પાંઉન્ડ ઉછીના માંગ્યા તો તે વટીક આપવાને તે સંગ દીલે બળજોરીથી સાફ ના કહી તે દેહસ્તનાક ખ્યાલજ તેને મગજથી બેમગજ કરી મેલવા બસ હતો: ત્યારે હવે તે શું કરે? ખાલી હાથેબી મા પાસે દોડી જવા વગર તે બીચારાનો બીજો ઈલાજજ શું હતો?

તેણે અંદર આવતાં સાથે દુકાનના એક બુકકેસ પર પોતાની ટોપી ફેંકી હતી તે હવે ગુસ્સાભેર પાછી ઉપાડી લીધી, છેક આંખપર ઉતરી પડે તેમ દાબીને જુસ્સામાં પહેરી લીધી, અને આ દોઝખ છોડી જવા કરતો હતો ત્યારે તેના માલીક મી. પ્લાસ્તરની ટેબલ આગળથી પસાર થવા જતાં તેણે તે ટેબલ ઉપર વકરાનો કૅશ બૉક્સ ઉઘાડો પરેલો દીઠો, કે જે માહેલું સોના અને રૂપાં નાણું દીવાની રોશનીમાં લલચાવનારી કીસમે ચળક ચળક થતું હતું. હવે તે કેમ થોભે? તે ચોરીનો ગુનાહ કરવા એકદમ લલચાયો.

ઘણીક વાર ગુનાહ એવા પ્રકારના પણ થઈ શકે છે કે જે આદમીના ઠરાવેલા ન્યાય અને નિતીના કાયદાથી ગુનાહ હોય, તો પણ તેને લગતા ઈનસાફના બાતેનમાં તપાસો તો તેવું ગંભીર કશું હોતું નથી; અને ફીલીપ તે મુજબ તેની સાંમે ઉભા થયલા સંજોગોના દરમ્યાનમાં પોતે પોતાને હાલમાં ભુલીજ ગયો. તે ખુશીની એક ચીસ સમેટ તે કૅશ બૉક્ષ આગળ ધસી ગયો, અને એક મુઠઠો ભરીને સોના અને રૂપાં નાણું જે તેના હાથમાં આવી ગયું તે તેણે ઉપાડી લીધું. એમ કરતાં તે ખુશીની ફત્તેહનું મોટે સાદે હસ્યો, પણ તે હસવાનો અવાજ એવો ભયભીત અને એવો કઠોર ખુદ તેના પોતાના કાને વાગ્યો, કે તે પોરયો પોતે તેજ પળે પોતાના જીવથી ધ્રુજી પડયો! તેને એમજ લાગ્યું કે જાણે ખુદ સેહતાન તેનામાં પ્રવેશ કરીને તેના સદગુણો ઉપર જીત મેળવી શકવાની ખુશાલીમાં ભીત્તરેથી એવું ડરામણું હસ્તો હતો, અને ત્યારે તેને જે દુબુધ્ધી થઈ હતી તેનાં ભયભીતપણાંનો ખ્યાલ આવતાં તેના માથાંના બાલેબાલ ઉભા થયા! આ તે શું કરતો હતો? તે કોણ ઉમરાવ માબાપનો બેટો અને તે ચોરી કરવાની છેક નીચમાં નીચ અધમતા પર ઉતરે? જરૂરીઆત બેશક ઘણી જબુન હતી એ ખરૂં, તેને તેની દુખના મારાથી મરવા પડેલી હેતવંતી માયને બચાવવાની અને જીવાડવાની હતી, પણ તે શું ચોરીના પૈસાથી તેમ કરે?

'નહી, નહી, માહરી માય, તાહરે ખાતર બી નહી,' તેણે એકદમ સારી બુધ્ધી તેના પર ગાલેબ આવતાં કમકમીને તે ભરેલા મુઠ્ઠામાંનો અવેજ થરોથર પાછો કૅશબૉક્ષમાં ફેંકી આપતાં કહયું. અલબત, તેમ કરતાં ઘણાએક સીક્કા ટેબલપર અને ભોંયપર વટીક વેરવાર વીખેરાઈ પડયા, જે પછી દીવાન્યતનાં ઝનુન ને જોશથી તે ગરીબ છોકરો એકદમ તે દુકાન છોડી ગયો.

———:o:———

## પ્રકરણ ૧૮.

લૉર્ડ રૉબર્ટ બોફ્ર્ટ સહવારથી કાંઈ જરૂરનાં કામે ઘરમાંથી બાહેર નીકળી ગયલો છેક રાત થતાંજ ઘર પાછો ફરી શકયો, અને વાંચનારાં સાહેબોએ ખ્યાલ રાખવાનો છે કે આ બધી તેજ દીવસની અમો વાત કરતા રહયા છીએ કે જે દાહડે સવારે નાસ્તા પછી જવાંન આર્થર પોતાના દોસ્તો સાથે પેલા એક ઘોડાની ખરીદી સારૂ પાસેનાં હૉલ્બર્ન ગામમાં ગયો હતો.

હવે લૉર્ડ રૉબર્ટ જ્યારે બર્કલી સ્કવેરના 'બોફ્ટ મેનર'વાલા પોતાના મેહલમાં પાછો ફર્યો ત્યારે તે જોઇ તેમજ સાંભળીને અજબ થયો કે તેની બૈરી પુષ્કળ ફકરમંદ થયલી હતી, સબબ આરથર સહવારનો ગયલો હજી ઘર પાછો ફર્યો નહી હતો. તેણે

પોતાના સઈસ જોડે પોતાનો ઘોડોબી ઘેર પાછો મોકલી દીધો હતો, અને પોતાની પૉકેટ બુકમાંનું એક પાનું ફાડીને તે ઉપર ઉતાવળે પેનસીલથી થોડા બોલ તેની માતા જોગા નીચે મુજબ ચીતરી આપેલા હતા:—

"માહરી વાર ના જોતાં ને ફકર ના કરતાં. હું પરવારશ એટલે તરત આવશ. કાંઈ ઘણું દુખ ભરેલું બન્યું છે, અને હું તે સંબંધમાં રોકાયલો છું. મળીને બધી વાત કરશ ત્યારે તમો જાંણશો અને મેં જે કર્યું તેથી રાજી થશો.—આરથર."

લૉર્ડ રૉબર્ટે અજાયબીમાં ઉંચકાઈ ગયલી આંખો સાથે આ કાપલી વાંચી, પણ તેને તો કાંઈ સમજ બી નહી પડે કે એ આબદગુંચડ શું લખેલું હતું! તે એક ઘોડો ખરીદવા ગયલો એ વળી "દુ:ખ ભરેલા બનાવ" ના સમાગમમાં શું આવ્યો કે એટલો રોકાયો અને સહવારનો ગયલો રાત થઈ ગઈ તોબી પાછો આવ્યોજ નહી?

પણ એ બધી તર્ક કે તકરાર વાસ્તે લૉર્ડ રૉબર્ટને હમણાં ધીરજ કે ફુરસદ નહી હતી. તે આખા દાહાડાનો ઠાકેલો ને ભુખ્યો આવ્યો હતો—ખાધાની વટીક તેનાં કામકાજમાં તે દહાડે તેને ફુરસદ નહી મળી શકી હતી—અને તેથી તુરત વેળા તો તેઓના એકપુરા લાડકવાયા વાસ્તેની તેની બૈરીની ફીકરો તેણે હસીજ કાઢી. તેણે ખાનું કાઢવાનો હુકમ આપ્યો, અને પેટની પુંજાથી પોતાનું તરયારૂં એમ ટાઢું કીધા પછીજ વધતી નીરાંત અને વધતી ધીરજ પામેલો તે એ વાતની તેહકીક કરવા પાછો બેઠો. તેણે પેલા સઈસને પોતાની કને બોલાવી મંગાવ્યો, અને આરથર ક્યાં ગયો અને કેમ રોકાયો તે સઘળું તેને પુછયું. પણ તે શું જાણે કે કહે? તે જે જાંણતો હતો તે તેણે રજુ કર્યું. માર્સડનના ઘોડાના આંચકાથી એક આંધળો પડી ગયો તેને આરથર દયાળું દીલથી તેના ઘર સુધી પુગાડવા ગયો, અને ત્યાંથી તેજ તરફનાં એક બીજાં ઘરમાં તે બુઢાને જોવા આવેલા ડૉકટર સાથે ઉતાવળે દોડતો ગયો તેટલુંજ તે જાંણતો હતો. તે પછીથી તે ઘરમાંથી નીચે આવીને તેણે તે સઈસને પોતાનો ઘોડો અને તેને લખી આપેલી ચીઠ્ઠી લઈને ઘર પાછો ફરવાનો હુકમ આપ્યો હતો તેથી જ્યાદા તે કાંઈ કહી શકયો નહી.

આ ઘણું ગુંચવાવનારૂં હતું, પણ બૈરાંઓ કરતાં માટીડાઓ વધતા ધીરજવંતા થઈ શકે છે, અને તેથી લૉર્ડ રૉબર્ટે હજીબી પોતાની પરણેતરની ફીકરો હસી કાઢી. તેણે ધીરજ આપી કે હવે જે વખત જાયછ તેમાં તે છોકરો ઘેર પાછો ફરવો જોઈએ ખરો; પણ જ્યારે કલાકો પર કલાકો ગબડી ગયા અને આરથર આવ્યો નહી, અને વળી હવે જ્યારે કાંઈ ઘણું ગંભીર અને બુરૂં થયલું હોવાની ફીકરથી ફાલ ખાઈને લેડી બોફર્ટે ધસાંધસ રડવા માંડયું, ત્યારે તે ઉમરાવની પોતાની ધીરજની પણ ઓટ થતી ચાલી અને તે પણ તરખાયો. અંતે તેણે મધરાતનો ઠોકો ઠોકાવા પછી એકદમ પોતાની ગાડી તૈયાર કરવાનો હુકમ આપ્યો, અને પેલા સઈસને સાથે લઈને જવા સારૂ તૈયાર થયો.

લેડી બોફર્ટે પણ સાથે જવા માંગ્યું, પણ તેણે માન્યું નહીં.

"તું ધારેછ તેટલું બુરૂં હું કાંઇ હજી બી ધારતો નથી," તેણે તેણીને સમજાવ્યું; "દુકતાઓ ઉમ્મરના થાય એટલે તેઓ ચટકચેડામાં પડે, અને આય કાંઇ તેવું મને તો નજીસ હોય એમ લાગેછ. કોઈબી દુકતીસે લગતી કાંઈ ઘઘુખર હશે, અને તેથી તાહરે સાથે આવવાનું શોભવાનું નથી. હું પોતે જાઉંછ તેજ બસ છે અને એને હું સાથે લઈનેજ આવશ;"—અને આ સમજુતનું વાસ્તવિકપણું મંજુર કરીને ગરીબ લેડી બોફર્ટ તાબે થઇ અને ઘરમાંજ રહી.

પેલા હાથપર રૉબર્ટ બોફર્ટ પોતાના બે તેજી ઘોડાની બ્રોહામમાં હૅલબર્ન ગામ તરફ હંકારી ગયો. સાથે તે ઘર બતાવવા પેલો સઈસ કોચબોક્ષપર ચઢી બેઠો હતો. રાત ઠંડી હતી, મનને રાહત આપે એવો મજાહનો ઠંડો પવન વાતો હતો. ઘોડા તેજી હતા, અને બ્રોહામ નરમાશ ભરેલી ગાદીની મોટી અને સુખકારક હતી, જેમાં બેઠેલો લૉર્ડ બોફર્ટ પોતાના દીકરાને વાસ્તે જીજ્ઞાસુ થયો પણ ફીકરમંદ હજી બી જોઈએ એવો થયો હતો નહી. તેનો છોકરો આટલો રોકાયો અને તેને આટલું મોડું થયું તેનાં બાતેનમાં તે તો પોતાની સ્ટુપીડ અક્કલે કોઇ છોકરીનેજ લગતો નાજુક ભેદ સમાયલો માની લેતો હતો! તેના મતથી ઉમ્મરમાં આવતા શ્રીમંત કુટુંબના છોકરાઓને ઉખેડી નાખવા જેટલી નાલેશીભરી અનિતીઓ લંડનમાં મોજુદ હતી તેટલી આખી દુન્યામાં બીજે કેઠે હોય નહી, અને આરથરે એક "દુ:ખકારક બનાવ"નું મોઘમમાં લખ્યું હતું એટલે તે બાપ તો મનથી એમજ ગાંઠ વાળી બેઠો હતો કે કોઇ લુચ્ચી છોકરીએ તે હેમક છોકરાને તેની દયા ઉશ્કેરીને બનાવ્યો ને ફસાવ્યો હોય, કેમકે તે જાણતો હતો કે પોરયો હૈયાંનો જેટલો નરમ હતો તેટલો વળી પોતાની ભરેલી પર્સપર જોઈએ એવો આંકોશ પણ નહી રાખનાર મગજનો પણ જરા કાચ્ચો હતો. એમ હોવાથી તે કાંઇ લેડી બોફર્ટ માફક છેકજ ડરી ગયો હતો નહી અને તેથી વધતી ઓછી નીરાંત માની, ડ્રાઈવ લાંબી હોવાથી, રસ્તામાં જરા તેની આંખમાં ઝુકણું પણ આવી ગઇ, જેવામાં પેલાંજ ઘર આગળ સઈસે ગાદી ઉભી રખાવી, અને તે જાગી ઉઠી તુરત ઉતર્યો.

તે અજબ થયો. મોડી રાત થઇ ગઇ હતી તોપણ તે ઘરનું નીચેનું બારણું અલગુંજ બંધ કરેલું હતું, અને તે ઉંઘાડીને બીહીતો બીહીતો તે અંદર ગયો. ત્યાં દાદર આગળ એક લાકડાંની ખુરસી પર ઉંઘાડી મીનબતી, મીનનાં છાટાં નાખીને વળગાડી દીધેલી, બળ્યા કરતી હતી, અને તેથી એવો ફીકકો ઉજાસ પડતો હતો, કે તે શૌહા રાત્રીનાં અંધારાંને તે એ તરફ વધતો ભયભીત બતાવતો હતો! તે એ ઉપરથી જરા ગુંચવાયો. તેને સમજ નહી પડયું કે તેણે એકદમ ઉપર જવું કે નીચેજ સાઇડમાંના ઓરડામાં તલાસ કરવી. તે બને ત્યાં સુધી ગડબડ કરવા કે ખબર આપવા વગરજ પોતાના દીકરાને અંદર ધસી જઇ જોવા અને પકડવા ચાહતો હતો, અને તેટલા સારૂ

તે એ મુજબ વગાસન કરતો એકાદ પળ ઉભો હતો તેવામાં સારાં નસીબે બાજુમાંના એક ઓરડામાંથી પેલી કૅહેરાઇનની મેડ બાહેર આવી, અને તેને ત્યારે આરથર માટે ફરજ્યાત તેણે પુછવું પડ્યું.

"જી હા, એવો એક છોકરો ઉપર છે ખરો, બીજે મજલે," તેણીએ જવાબ કર્યો, અને લૉર્ડ બોફર્ટ એક 'થેંક્યુ' કહીને અવાજ કરવા વગર દાદર ચઢીને ઉપર ગયો. સારાં નસીબે બીજે માળની દાદરની વળાંણ આગળ દીવાલમાં એક ફાનુસ જડેલું હતું જેમાં એક તપ્પર જેવી બતી બળતી હતી, જેથી તે તરફ પુરતો ઉજાસ હતો, અને લૉર્ડ રૉબર્ટ બીજે માલનો દાદર ચઢવા જતો હતો તેવામાં ધરથર કરતાં કોઇનાં નીચે આવવાનાં પગલાં વાગ્યાં, અને તે અરધો દાદર ચઢીને વળાંણ આગળ થોભી ગયો તેટલાં જોએછ તો આરથર પોતે તે દાદર ઉતરી આવ્યો.

તેણે કાંઇ પોતાના બાપને જોયો નહી. તેનો ચહેરો એટલો રતમસ હતો અને પોતાના કોઇ દુખી ખ્યાલોમાં તે એટલો ચકચુર હતો કે તેણે દાદરને લગતી દીવાલની બાજુમાં દબાઇને ઉભેલા પોતાના બાપને મુતલગ જોયો નહી, જ્યારે તે ઉતરી જતો હતો તેવામાં લૉર્ડ રૉબર્ટે પોતેજ તેને ખભાંમાંથી પકડીને એકદમ રોકયો.

"એ દોડાદોડીથી એમ કયાં જાયછરે, છોકરા?" તેણે ગુસ્સાથી ઠકરાવી નાખનારા સાદે પુછ્યું, "એ શું વિપતમાં ફસ્યોછ?"

હવેજ આરથરે જોયું, અને પોતાના બાપને જોતાં તે રીસાયલી અદાઓથી વધતો ક્રોધાયમાન બન્યો.

"વિપત?" તેણે તુચ્છકારથી કહ્યું, "આવો, પપા, એ શું ને કેવી વિપત છે તે હું તમોને તમારી નજરે બતાઉં!"—અને તે પાછો ધસારાબંધ ઉપર ચઢ્યો ત્યારે લૉર્ડ રૉબર્ટ પોતાના દીકરાની એ ગુસ્સાબાજ અને ઘણીજ અજબ જેવી વર્તણુંકથી બહુજ વીસમય પામેલો, બીહીધેલો અને દઘાયલો, તેની પુઠે ઉપર ગયો. તેણે તરત જોયું કે તે પોતે જે ધારતો હતો તેથી ઉલટું અને જુદુંજ કાંઇ હતું!

તેઓને ઉંબરમાંજ પેલી ઘરવાલી મળી જે ઉભી ઉભી રડતી હતી, અને પેલા બેને જોતાં તે સમજદાર ઓરત કુરનસ બજાવી આંસુ નુંછતી બાહેર આવી ગઇ.

"પણ એ છે શું—મને કેહેની?" ગભરાયલા લૉર્ડ રૉબર્ટે તે ઓરડામાં દાખલ થવા આગમચ આવો એક મામલો જોતાં વધતો દઘાઇને સવાલ કર્યો.

"આવો તમે અંદર, આવો તે તમારીજ નજરે જુવો કે એ શું છે!" આરથરે હજી વધતા ગુસ્સાનો ગગડાટ કર્યો; અને ત્યારે લૉર્ડ રૉબર્ટ બેવડો બીહીધેલો વધતી આનાકાની વચ્ચે અંદર ગયો, જ્યારે તેણે શું જોયું?

તે મોહોતનો ઓરડો હતો, અને બાજુમાંનાં ખુનામાંની એક કંગાલ ખાટલીપર એક અબલા મોહોતમાં વીંચાયલી આંખો સાથે હંમેશગીનો આરામ શોધતી પોહઢેલી હતી! તેના હાથોની અદબ વાલીને તે ઉપર ચાદર ઓઢાડેલી હતી, અને ફકત મોઢું ખોલ્લું હતું, જ્યારે તેનાં માથાં આગળ બે મોટી મીનબતીઓ રોશણ કરવામાં આવેલી ભગભગ બળતી હતી.

અને તે મરણ પાંમેલી અબળા કોણ હતી? લૉર્ડ રૉબર્ટે તે મોહતમાં વધતો મીઠો બનેલો શોકાતુર મુખડો જોતાં સાથે ઓળખ્યો, અને તે ભયની એક બુમ સાથે બે કદમ પાછળ હઠયો. અફસોસ, તે ભલી અને નેકજાદ પવિત્ર કૅઠેરાઈનનું શબ હતું, કે જેનો જાન આ બેરેહેમ જંજાલી જેહાનથી બેહસ્ત તરફ ફરાર થતાં તે જાવેદાંન તકના કરારથી તે કંગાલ ખાતલીમાં હાલમાં હવે પોઢેલી હતી!

"કેહો મને, ફાધર, આએ શું તમે વાજબી ઠરાવોછ? આએ શું તમે એક ઘણો મોટો ખુદાને બાર ગુનાહ કીધો નથી?" નાહના આરથરે એક મોટા ઉમ્મરે પુગેલા આસામીનીજ દાનાઈથી કમનશીબ કેટનું શબ બતાવીને ગુસ્સાનો ટકાજો અને ગગડાટ કર્યો; "આએ તમારા ભાઈની બૈરી! એ બીચારી મરતે દમે પવિત્ર કસમોથી મને ખાત્રી આપી ગઈછ કે એ તમારા ભાઈની ખરી પરણેલી હકદાર બૈરી હતી, જે બૈરીને તમારા ભાઈ પોતાની જીંદગીની આખેરી તક પોતાના જાંનથી બી જ્યાદા જાંણતા હતા, અને જે બૈરીનાં બે ગુલાબ જેવા બેટાઓપર હેતથી તદન ઘેલા ઘેલા હતા, તેઓની આજે આય ફેજ છે! લેખ્ખો ને કરોડોના લાડમાં ઉધરેલા તે બે બેટાઓ દુન્યાની દયાપર ઠોકડે મરાતા ને ભીખ માંગતા આજે વેરવાર પડેલા છે, અને તે બંનેથી અલગ આએ તેઓની ગરીબ માય એકલી આએ અંધારા ગારમાં—કંગાળ ઓરડીની એક કંગાળ ખાટલીપર—મોહોતનો આરામ પાંમીછ! હવે ત્યારે કેહો, મને, પપા, એ શું તમે વાજબી ઠરાવોછ?"

લૉર્ડ રૉબર્ટ બાજુમાંની એક ખુરસીમાં બેતાકાત ફસડાઈ પડયો! તેના પર ઘણીજ ઉંડી અસર થઈ. તેણે પોતાના બંને હાથો આંખપર ઢાંકી દીધા, અને તે અકલાઈને રડી પડયો.

"રડો પપા, એજ તમારે વાસ્તે બેહતર છે!" તે છોકરાએ સખતાઈથી જારી રાખ્યું; "મગર તમારાં એ આસુંઓ આપણા આએ અઝીમ ગુનાહનું કાતીલપણું ધોઈ કાઢી શકવાનાં નથી. એ આપણા ગુનાહોની દાદારને બારની જવાબદારી હદથી જ્યાદા મોટી ને ગંભીર છે, અને જો પેલી દુન્યા જેવું કાંઈક હોય તો તમારા મરનાર ભાઈ તમોને એ જવાબદારીઓ વાસ્તે કદી માફ કરવાના નથી. આપણે હરાંમના ધાઈ પડેલા કરોડોની લેહર ચેહરમાં જીવ્યાછ, જ્યારે આએ બીચારાં ખરાં હકદારો મુફલેશ, તંગદસ્ત, મોહતાજ અટવાંયાછ, અને પરીણામમાં ગેરઈનસાફીના ગજબથી તુટેલાં દીલની આએ કોઈ ખરી નેકબખ્ત અને પાક બાંનુ આવી ભરજવાંન વયે નહી મેહાતનું મોહોત પાંમીને પોતા ઉપરની બેરેહેમ સીતમગુજારીઓ વાસ્તે પોતાના ખાવંદની ગોદમાં ફર્યાદ કરવા ચાલી ગઈછ!"

લૉર્ડ રૉબર્ટ વધતો ફીકાફક થયો. તે એકદમથી અવાચક થઈ ગયો, અને તેનાં આંસુઓ જરીક ભરાઈ આવ્યાં. આ પરવરદીગાર, આતો બધું શું તેનો પોતાનો જ દીકરો બોલતો હતો—એટલે કે જેનામાં એવી કદી આંટ પોતાનું મોઢું અત્યાર સુધી કદી ઉઘાડુંજ નહી હતું, અને જેને પાપની બોલ પર બોલ બોલતાં બી નહી આવડે એવો એક બચ્ચા સમ તે સદા જાણતો હતો! બાપ તે બેટો પોતે બોલતો હતો કે તેના અત્યાર આગેનું ખુદબખુદ ફલ પોતે તે બેટા મારફતે ફુરતિના ભગાવજ ઉઠાવતું હતું! તે એક દીકરો ઉઘ-ડાવે અને દીલમાં બાપની કંપારી પેદા કરે એવો સમો અને કેવું સ્થળ હતું! તે મોતનો ઓરડો હતો! હીણપતી, લાચાર ઘરડી, અપંગ ગાંડી, દુઃખીઆ કાઉન્ટેસની દેહ લાશ ત્યાં પડેલી હતી, અને તે ઓરડામાં તે બાપબેટા સિવાય બીજું કોઈ નહી હતું. તેવી ભયં-કર રાત્રીનાં ઝાંખાં અજવાળામાં—જ્યારે કે લૉર્ડ રૉબર્ટ પોતે તો પોતાના દીકરાને કોઈ છોકરવાદી ઘેલાંચેડાંમાં પકડવા ને નસીહત કરવાજ આઓ તરફ આવ્યો હતો—ત્યારે તે નાહનો દીકરો પોતે એ દુન્યાદારીમાં ઘડાયલા, ટીપાયલા, જમાનોખાયેલ બાપને આએ રીતે ધમકાવતો, ગુંગળાવતો ને નસીહત કરતો હતો! તે દેખાવની સઘળી અજાઈ અને ગંભીરતામાંજ કાંઈ એવું હતું કે તે બાપ પોતે દીગમુઢ અને અવાચક બની ગયો તેમાં અજાયબી એકે જાણવાની નથી.

"મેં તો કસમ લીધાછ, ફાધર, કાકીજીનાં રવાંન પર હાથ મેલીને મેં કસમ લીધાછ કે માહરાથી બનશે ત્યાં સુધી એવણના દીકરાઓપર હું દુ:ખનો એક ઓળો બી હવે ઉતરવા દેવાનો નથી," આરથરે આગળ કહ્યું; "તેઓના હકનું તેઓને નહી સ્વાધીન કરાવી શકશ તોબી તેઓ પોતાના બાપના કરોડોને લગતી કમકર્ટથી બેનસીબ નહી રહે તે હું જરૂર તપાસશ!"

"હું—હું—હું શું જાણું?" લૉર્ડ બોફર્ટે અંતે જબાનપર જેમ તેમ કાબુ મેળવ્યો અને પોતાના બચાવમાં બોલતાં તે સામો તોતરો બોબરો થયો; "મને આટલી બધી ખરાબીઓની કાંઈજ ખબર નહી!"

"તેજ ગુનાહ છે!" આરથર વધતા ગુસ્સાથી ઉછળ્યો; "તમારે તે ખબર રાખવીજ હતી. તમારે એ બાઈની આપેલી ખાત્રી માનવીજ હતી: પણ હવે માહરે કેહવા જોગું હું તમોને બધું કહી રહયોછ, અને તમારા પશ્ચાતાપ વાસ્તે હું તમોને આએ લાશ સાથે એકલા છોડી ચાલી જાઉંછ. ખરેખર તો તમે મને દાદર પર મળી ગયા ત્યારે હું તમોને અહીં ઘસડી લાવવાજ નીકળેલો હતો. એ બીચારાંની હમણાજ અરધો કલાક થયો હંમેશ-ગીમાં આંખ મિચાઈ ગઈ!"—અને તે દાહયો દીકરો પોતાના ગુસ્સા અને ઉશકેરણીઓ વચ્ચે રખે કાંઈ નહી કેહવાનું હજી વધારે કેહવાઈ જાય તે ફીકરથી ગુસ્સાભેર તે ઓરડો અને તે મકાન હવે છોડીજ ગયો.

તે ધર ધર દાદર ઉતર્યો—એટલો બધો પોતાનાં પ્રમાણીક દીલ સાથ તે જવાંન હજી પોતાના બાપ સામે ઉશ્કેરાયલો હતો, અને તે નીચે ગયો ત્યારે બારણા આગળ પોતાના

બાપની પેલી જોડીની સુખકારક બ્રોહામ ઉભેલી જોઈ તે ધીક્કારનું અને કડવાસનું હસ્યો. તે ભલી નીશતાના ખરા પ્રમાણીક જવાંનને લાગ્યું કે ઉપર નીપજેલું દુખદાયક મોહત આ તેઓના ઠગારા વૈભવની એક મજાક માત્ર હતી!

હવે તેને એમ આવેલો જોતાં ઘોડાવાલાઓ ગાદીનું બારણું ઉઘાડવા ધસ્યા, પણ તેણે અધીરાઈની એક ઈસારતથી ગાદીમાં બેસવા સાફ ના કહયું, અને તે ગાદી આગળથી વાંક લઈને પાઉંપ્યાદો પોતાના બાપીકા મેહલ તરફ જવા ધસારાબંધ આગળ વધ્યો ત્યારે તેણે જોયું નહી કે લગભગ તેનીજ ઉમ્મરનો એક બીજો છોકરો ગાદીની બીજી મેરથી તેટલાંજ ઝનુન અને તેવાંજ જોરથી પાઉંપ્યાદો ચાલી આવેલો તેજ ઘરના ઓટલા પર ગયો. તે ચીઠડેહાલ અને કંગાલ હતો, અને તેનાં ધુલ ખાધેલાં બુતનાં સોલ વટીક અરધાં નીકળી ગયલાં હતાં, જે બતાવતું હતું કે તે ઘણે લાંબેથી આવેલો અને વળી ચાલતોજ આવેલો હતો; અને ભેદ છુપાવ્યાની દરકાર કીધા વગર અત્રે જાહેર કરવું—જો જાહેર કરવાની જરૂરજ હોય તો—જોઈશે કે તે કમનશીબ ફીલીપ બોફર્ટ હતો.

અફસોસ કે તે કાકા કાકાનાઓ મળ્યા નહી. જો રૂબરૂ તે ઘડીએ બંને મળી ગયા હતે તો કદાપી બધા ખુલાસાઓ થતે, અને બધાં હવે પછીનાં સંકટોનું સેવટ આવી જતે; પણ બનવા કાળ હોયછ તેજ બને છે, અને કમબખ્ત ફીલીપ અને સીડનીના કરમમાં હદ વગરના હાંડેસાઓ અને ધકેલાઓ હજી સૃજીત હોવાથી તે કાંઈ બન્યું નહી, જયારે ફકત થોડીક સેકન્ડનાં હેરફેરથી તે બંને છોકરાઓ સાંમસાંમા થયા વના રહીગયા. બંને ઉશકેરાયલા હતા, બંનેની તબ્યત ગરમ હતી, અને બંનેએ એક બીજાને આવતા કે જતા જોયાજ નહી.

પેલા હાથ પર લૉર્ડ બોફર્ટ પોતાનું 'સીચ્યુએશન' સમજીજ નહી શકયો. તે ખ્યાલ વટીક કરી નહી શકયો કે આરથર એમ દયાહીણપણે તે મોહતના ઓરડામાં તે લાશ જોડે તેને એકલો મુકીને જતોજ રહેશે! તેણે આરથરને હાંકો મારી, પણ તે પેલી લાશના બેહરા કાનો પર પડયા સીવાય બેહતર કાંઈ થયું નહી. આરથર તો કોઈ ભુત પુઠે પડયો હોય તેમ ઉશ્કેરણીના જોશ સાથ ધડોધડ દાદર ઉતરીને જતોજ રહયો, અને દેહસ્ત ખાધેલો લૉર્ડ રૉબર્ટ બોફર્ટ પેલી ખુરસીમાં પાછો ફસડાઈ પડયો. તેનું આખું અંતર થરથર ધ્રુજતું હતું. જાંણે મરનાર ઉઠીને તેણીના જોગી તેની સીતમગુજારીઓની સજામાં તેનો તોટો ભચડી નાખવાની હોય તેમ તે લાશ પર નજર નાખવાની બી તે હીંમત કરી શકતો નહી હતો! તેણે પાછા પોતાના આંખે હાથ ઢાંકી દીધા, અને દયા તેમજ માફીની આર્જુના આજુજીભર્યા કલાંમો તે ખરી મનશનીથી થોડાક ભણવા લાગ્યો. એવામાં તેને કાને એક મોટાં દચકાંનો ખુલ્લો અવાજ અચબુચ આવ્યો, અને તે એકદમ ચમકી ઉઠયો. યજદાં પાક, શું ખરેખર તે લાશ સજીવન થઈ હતી?

પણ તેણે હદ વગરની દેહસ્ત સાથે ચમકી ઉઠતાં ખરેખરૂં શું જોયું? મરનારનો વડો દીકરો ફીલીપ તે લાશ પર માથું પટકી નાખીને દયામણાં દચકાંઓથી રડતો હતો!

આ કેવો દર્દભેદ, ફીક્કો, કાળંતી ને ખરેખર છોકરાનો મુખડો! એજ મુખડું તેણે "હર્સ્ટ-કૉટેજ"ના તેના બાપીકા બંગલામાં એક માલતાજ ઉછરતો ખુશનુદ જોયો હતો, પણ જેમ ધગધગીતુ દવ એક ગીતના તાજ ઉગતા ગુલાબ પર પડીને તેને બળાવી નાખી શકે છે તેમ આ ગુનેગો દુખના મારાથી સદ્ગામ બચીજ ગયેલો નજરે આવતો હતો!

એવામાં ફીલીપે માથું ઉચક્યું, અને તેણે જોયું. તે આવ્યો ત્યારે તેણે પોતાના કાકાને ત્યાં બેઠેલો જોયોજ નહી, અથવા પોતાની માતાને મુવેલી પડેલી જોઈને બરપા થએલાં અસહ્ય દુખનાં વમળનાં જોશમાં જોવાની દરકાર કરી નહી, પણ હવે તે એ કાકાને ત્યાં જોતાં દમામથી ઉઠ્યો, અને તેની આંખોમાં તે બેરહેમ આસામીને તે મોહીનના ઓરડામાં જોતાં જવાળાજ પ્રગટી નીકળેલા જોવાયા!

"ઓ તમે?" તેણે એક સર્પના સણસણાટનીજ અદાથી દાંત પીસીને કહ્યું, "છેક છેલ્લી ઘડીએ ભોજાઈનાં મોહત પર માતેમ કરવાની ભલાઈ સારૂ બી તમે અહીં આવ્યા અશ કે?"

"હું—હું કાંઈજ જાણતો નહી હતો, છોકરા," લૉર્ડ રૉબર્ટ પાછો નોતરો બોબડો થયો; "હું ખુદાના કસમથી કેહુંછ કે આવી ગંભીર ખરાબીઓની મને કોઈજ માહીતી નહી હતી. હું તો—હું તો એ બધું જાણવા વગર બીજા એકને જોવા અતરે આવ્યો, અને—"

"ઓ, એમ ત્યારે? હું ઉમીદ કરવાની હીમત કરી શક્યો તેમ એ બીચારાંને મદદ થયા કે હીમત આપવાબી આવ્યા નહીજ હતા?" ફીલીપ વધતાં ઝનુનથી ઘણા મોટા સાદે તરડાયો, અને તે આ એટલું બધું મોટે બોલ્યો કે બાજુમાંના એક ઓરડામાંથી પેલી ઘરવાલી ગભરાઈને દોડી આવી, અને ઉંબરમાંજ અચકી ઉભી.

"માહરૂં કાંઈ કામ છે, ગ્રહસ્થો?" વસમું લાગવાથી તેણીએ સવાલ કર્યો.

"હા, હા, તમે અંદર આવો," લૉર્ડ રૉબર્ટે ઉતાવલથી કહ્યું. તે સખ્ત તરખાપલો હતો. તેને ખરે મને લાગતું હતું કે ઉશ્કેરાયલો ફીલીપ તેને માર્યા વના હવે આએ વખતે મુકવાનો નથી!

"નહી, તમે અંદર ના આવતાં; અમારી વાત ખાનગી છે, મૅમ," ફીલીપે સર ઉપર ખેંચીને દમામથી કહયું; "હું આએ મરનારનો વડો દીકરો છઉં અને આએ આદમી માહરો કાકો છે. તમે તમારે જાઓ અને અમોને બે ઘડી એકલા છોડો."—અને પછી તે ઘરવાલીના ખુલાસા કે વળતા જવાબ વાસ્તે થોભ્યા વગર ફીલીપે તે નાહનું બારણું તાબરતોબ અંદરથી બંધ કરી લીધું અને આલડાપ ચઢાવ્યો, જ્યારે લૉર્ડ રૉબર્ટના ગભરાતનો કાંઈ શુમાર રહી શક્યો નહી!

તે (ફીલીપ) એ પછી દમામથી પોતાના કાકા આગળ પાછો આવ્યો.

"હું તુંને માહરો કાકો કેહવા કમકમીને ના કેહુંછ," તેણે મોટા ગુસ્સાથી કહયું; "નાલાયક પીંઢારા, કાયદાએ તુંને ગેરઈનસાફીનો બચાવ આપ્યોછ, પણ અમારે મન

અમારા હકનું બધું ખાઈ બેઠેલો તું એક લુટારા કે પીંઢારાથી બી બદતર છે! આએ જો તાહરી આંખ ફોડીને! આએ બીચારી એમ મરવી જોઈતી નહી હતી, અને તેં જો આવી ધોલે દીવસની લુટથી અમોને જબેહ કીધાં નહી હતે તો એ એટલી વેહેલ્લી મરતે નહી, એટલા માટે એનાં આએ ભર જવાંન મોહતનું એકલું કારણ તું અને તું છે! અરે, જો માહરા બાપ જીવતા હતે તો તે બાપ એ વાહલી મરનારને એવા ચાહનારા હતા કે જરૂર પડતે તો પોતાના બદનનાં લોહીનુંબી સુનું બનાવીને એનાં પર ખરચતે ને એને જીવાડતે! ઓ બેરેહેમ કાકા, માહરા બાદશાહ જેવા બાપના મરવાથી તેં અમો નિરદોષોને કતલ અને ફનાજ કરી નાંખ્યાં, પણ અત્યાર સુધી મેં તુંને કોઈ દાહડે શ્રાપ માર્યા કે બુરૂં ચાહયું નથી. હું મજુરી કરીને અમારૂં પુરૂં કરવા ચાહતો હતો, પણ તેમાં બી માહરૂં વળ્યું નહી, અને આએ બીચારાં પૈસેપૈસાનાં હાય સોસારાને લીધેજ ઘસડાઈ ગયાંછ, તો તું યાદ રાખજે કે અમારી કકળતી આંતરડીની હાય સાથના શ્રાપ હવે ખાલી જવાના નથી! તું અમારા કરોડોની લેહર ચેહર ઉઠાવતો રેહશે ત્યારેબી ખીન્ન ખીન્ન દુ:ખી રેહશે, અને જેમ અમે આએ મોહતોથી કકલ્યેછ તેમ તાહરાં વાહલાંઓનાં મોહતમાં તું કકળજે! માહરી ગરીબ ગરવી નીરદોષ પાકજાદ માયને તેં એક "રાખેલી"ની ઉપમાંનો જાહેરમાં અપજશ અપાવ્યો તે તાહરી જવાબદારી વાસ્તે તાહરા ખુદા સાંમે કાળાં મોઢાંથી તું ઉભો રેહજે, અને જા, હવે તાહરૂં કાળું કર! તાહરો ઓળોબી વધારે વાર માહરી પાક માતાના અશો રવાન પર પડેલો હું સાંખી શકવાનો નથી, વાસ્તે હું માહરા હાથ ગુસ્સામાં અપવિત્ર કરૂં તે આગમચ અહીંથી તાહરૂં કાળું કર અને જતો રેહ!"—અને ફીલીપે ઝનુની ગુસ્સામાં આલડરાપ ઉંચકીને ધડાક દેતું કે પેલું બંધ બારણું પાછું ઉંઘાડી આપ્યું, કે જ્યારે થરથર ધ્રુજતો લખલખતો લૉર્ડ બોફર્ટ, આખાં હાડકાં સાથે બચી જવા વાસ્તે શુકરગુજાર થતો, નીચી મુડીએ ત્યાંથી સટકીજ ગયો! તે ઝપાટામાં દાદર ઉતરી ગયો—બલકે દાદર પરથી ગબડી ગયો. તેણે એમ કરતાં જોયું નહીં કે નાહના ફીલીપે તે પછી તે બારણું તરતજ પાછું જોશથી બંધ કરી લીધું અને પછી તે દીલ તુટી જાય તેવી રીતે રડતો ને ગમ કરતો પોતાની વાહલી માવીતરની લોઠપર તુટી પડયો.

"ઓ મમા, મને જરા આવવાબી નહી દીધો? મને ચેતાવ્યોબી નહી?" તે ગરીબ છોકરો તે મોહતના ઓરડામાં વાયેજીહાન એકલો દીલ તુટી જાય એવાં કલપાંત સાથે એકલો એકલો ગમ કરતો હતો; "જરા બોલો તો ખરાં? જરા મને અવાજ તો આપો? સીડીનીનો તો ખ્યાલ કરો, મમી? જરા હસો તો ખરાં?" અને તે ગરીબ છોકરો જે રીતે આ રૂદન કરતો હતો તે જો તેના કાકાના જોવામાં આવ્યું હતે તો તેની છાતી ફાટી જતે એમ કેહવામાં એકે સહારાગત નથી!

આ કેવો દર્દમંદ, ફીકકો, કાલેલી તે ગરીબ છોકરાનો મુખડો! અંદર મુખડે તેણે "હર્ન-કોર્ટેજ" ના તેના બાપીકા બંગલામાં એક માહતાબ જેવો ખુશનુમા જોયો હતો, પણ જેમ દયાહીણ દવ એક ખીલતા તાજા રાતા ગુલાબ પર પડીને તેને બળાવી નાખી શકે છે તેમ આ મુખડો દુખના મારાથી સરગામ જળીજ ગયલો નજરે આવતો હતો!

એવામાં ફીલીપે માથું ઉચક્યું, અને તેણે જોયું. તે આવ્યો ત્યારે તેણે પોતાના કાકાને ત્યાં બેઠેલો જોયોજ નહી, અથવા પોતાની માતાને મુવેલી પડેલી જોઈને બરપા થયલા અસહય દુખનાં વમળનાં જોશમાં જોવાની દરકાર કરી નહી, પણ હવે તે એ કાકાને ત્યાં જોતાં દમામથી ઉઠયો, અને તેની આંખોમાં તે બેરહેમ આસામીને તે મોહોતના ઓરડામાં જોતાં જવાળાજ પ્રગટી નીકળેલા જોવાયા!

"ઓ તમે?" તેણે એક સર્પના સણસણાતનીજ અદાથી દાંત પીસીને કહ્યું, "છેક છેલ્લી ઘડીએ ભોંજાઈનાં મોહત પર માહેતમ કરવાની ભલાઈ સારૂ બી તમે અહીં આયા ખરા કે?"

"હું—હું કાંઈજ જાણુતો નહી હતો, છોકરા," લૉર્ડ રૉબર્ટ પાછો તોતરો બોબરો થયો; "હું ખુદાના કસમથી કેહુંછ કે આવી ગંભીર ખરાબીઓની મને કોઈજ માહીતી નહી હતી. હું તો—હું તો એ બધું જાણવા વગર બીજા એકને જોવા અતરે આવ્યો, અને—"

"ઓ, એમ ત્યારે? હું ઉમીદ કરવાની હીંમત કરી શકયો તેમ એ બીચારાંને મદદ થયા કે હીંમત આપવાબી આવ્યા નહીજ હતા?" ફીલીપ વધતાં ઝનુનથી ઘણા મોટા સાદે તરડાયો, અને તે આ એટલું બધું મોટે બોલ્યો કે બાજુમાંના એક ઓરડામાંથી પેલી ઘરવાલી ગભરાઈને દોડી આવી, અને ઉંબરમાંજ અચકી ઉભી.

"માહરૂં કાંઈ કામ છે, ગ્રહસ્થો?" વસમું લાગવાથી તેણીએ સવાલ કર્યો.

"હા, હા, તમે અંદર આવો," લૉર્ડ રૉબર્ટે ઉતાવલથી કહયું. તે સખ્ત તરખાયલો હતો. તેને ખરે મને લાગતું હતું કે ઉશ્કેરાયલો ફીલીપ તેને માર્યા વના હવે આએ વખતે મુકવાનો નથી!

"નહી, તમે અંદર ના આવતાં; અમારી વાત ખાનગી છે, મૅમ," ફીલીપે સર ઉપર ખેંચીને દમામથી કહયું; "હું આએ મરનારનો વડો દીકરો છેઉં અને આએ આદમી માહરો કાકો છે. તમે તમારે જાઓ અને અમોને બે ઘડી એકલા છોડો."—અને પછી તે ઘરવાલીના ખુલાસા કે વળતા જવાબ વાસ્તે થોભ્યા વગર ફીલીપે તે નાહનું બારણું તાબરતોબ અંદરથી બંધ કરી લીધું અને આલડરાપ ચઢાવ્યો, જ્યારે લૉર્ડ રૉબર્ટના ગભેરાતનો કાંઈ શુમાર રહી શકયો નહી!

તે (ફીલીપ) એ પછી દમામથી પોતાના કાકા આગળ પાછો આવ્યો.

"હું તુંને માહરો કાકો કેહવા કમકમીને ના કેહુંછ," તેણે મોટા ગુસ્સાથી કહયું; "નાલાયક પીંઢારા, કાયદાએ તુંને ગેરઈનસાફીનો બચાવ આપ્યોછ, પણ અમારે મન

અમારા હકનું બધું ખાઈ બેઠેલો તું એક લુટારા કે પીંઢારાથી બી બદતર છે! આએ જો તાહરી આંખ ફોડીને! આએ બીચારી એમ મરવી જોઈતી નહી હતી, અને તેં જો આવી ઘોલે દીવસની લુટથી અમોને જબેહ કીધાં નહી હતે તો એ એટલી વેહેલ્લી મરતે નહી, એટલા માટે એનાં આએ ભર જવાંન મોહતનું એકલું કારણ તું અને તું છે! અરે, જો માહરા બાપ જીવતા હતે તો તે બાપ એ વાહલી મરનારને એવા ચાહનારા હતા કે જરૂર પડતે તો પોતાના બદનનાં લોહીનુંબી સુનું બનાવીને એનાં પર ખરચતે ને એને જીવાડતે! ઓ બેરેહેમ કાકા, માહરા બાદશાહ જેવા બાપના મરવાથી તેં અમો નિરદોષોને કતલ અને ફનાજ કરી નાંખ્યાં, પણ અત્યાર સુધી મેં તુંને કોઈ દાહડે શ્રાપ માર્યા કે બુરૂં ચાહયું નથી. હું મજુરી કરીને અમારૂં પુરૂં કરવા ચાહતો હતો, પણ તેમાં બી માહરૂં વળ્યું નહી, અને આએ બીચારાં પૈસેપૈસાનાં હાય સોસારાને લીધેજ ઘસડાઈ ગયાંછ, તો તું યાદ રાખજે કે અમારી કકળતી આંતરડીની હાય સાથના શ્રાપ હવે ખાલી જવાના નથી! તું અમારા કરોડોની લેહર ચેહર ઉઠાવતો રેહશે ત્યારેબી ખીન્ન ખીન્ન દુ:ખી રેહશે, અને જેમ અમે આએ મોહતોથી કકલ્યેછ તેમ તાહરાં વાહલાંઓનાં મોહતમાં તું કકળજે! માહરી ગરીબ ગરવી નીરદોષ પાકજાદ માયને તેં એક "રાખેલી"ની ઉપમાંનો જાહેરમાં અપજશ અપાવ્યો તે તાહરી જવાબદારી વાસ્તે તાહરા ખુદા સાંમે કાળાં મોઢાંથી તું ઉભો રેહજે, અને જા, હવે તાહરૂં કાળું કર! તાહરો ઓળોબી વધારે વાર માહરી પાક માતાના અશો રવાન પર પડેલો હું સાંખી શકવાનો નથી, વાસ્તે હું માહરા હાથ ગુસ્સામાં અપવિત્ર કરૂં તે આગમચ અહીંથી તાહરૂં કાળું કર અને જતો રેહ!"—અને ફીલીપે ઝનુની ગુસ્સામાં આલડરાપ ઉંચકીને ધડાક દેતું કે પેલું બંધ બારણું પાછું ઉઘાડી આપ્યું, કે જયારે થરથર ધ્રુજતો લખલખતો લૉર્ડ બોફર્ટ, આખાં હાડકાં સાથે બચી જવા વાસ્તે શુકરગુજાર થતો, નીચી મુડીએ ત્યાંથી સટકીજ ગયો! તે ઝપાટામાં દાદર ઉતરી ગયો—બલકે દાદર પરથી ગબડી ગયો. તેણે એમ કરતાં જોયું નહીં કે નાહના ફીલીપે તે પછી તે બારણું તરતજ પાછું જોશથી બંધ કરી લીધું અને પછી તે દીલ તુટી જાય તેવી રીતે રડતો ને ગમ કરતો પોતાની વાહલી માવીતરની લોઠપર તુટી પડયો.

"ઓ મમા, મને જરા આવવાબી નહી દીધો? મને ચેતાવ્યોબી નહી?" તે ગરીબ છોકરો તે મોહતના ઓરડામાં વાયેજીહાન એકલો દીલ તુટી જાય એવાં કલપાંત સાથે એકલો એકલો ગમ કરતો હતો; "જરા બોલો તો ખરાં? જરા મને અવાજ તો આપો? સીડીનીનો તો ખ્યાલ કરો, મમી? જરા હસો તો ખરાં?" અને તે ગરીબ છોકરો જે રીતે આ રૂદન કરતો હતો તે જો તેના કાકાના જોવામાં આવ્યું હતે તો તેની છાતી ફાટી જતે એમ કેહવામાં એકે સહારાગત નથી!

---

## પ્રકરણ ૧૯.

લૉર્ડ બોફર્ટ ગુસ્સાબાજ ફીલીપના બસથી બચેલો દુમ દબાવીને નાહસી જવા પછી દાદર પરથી ગબડતાં ખાતો નીચે જઈને હાંફતો કાંપતો પોતાની સુખકારક બ્રોહામમાં પાછો થઈ પડ્યો, અને બ્રોહામે તેના હુકમ મુજબ મેહેલ તરફનું પાછું હેર્યું લીધું ત્યારેજ તેના જીવમાં જરા જીવ આવ્યો! એમજ થાય છે. મગજ ઉશ્કેરાયલું હોય અને જીવ દેહસ્ત ખાઈ ગયલો હોય ત્યારે કલપીત ફીકરો પણ આદમીને બેબાખરાં કરી મેલે છે, અને તેમાં દીલનાં મેલાંઓ પોતાનાં અંતકરણના જંસા સાથે ડંખેલ દીલથી બેવડાં બેબાખરાં થઈ જાય છે. જોઈશું તો આ બાપ તોલના બુજોર્ગ કાકાને ફીલીપ જેવા એક નાહના છોકરાથી એટલું બધું બીહીવાનું કોઈ કારણજ નહી હતું, પણ સંજોગો એક પછી એક એટલા કફોડા થઈ ગયા હતા—તે મોહોલતના દરામણા ઓરડામાં જે બોલપર બોલ નહી બોલી જાણે એવા એક તેનાથી અત્યાર સુધી દદરેલા રહેલા તેના પેટના દીકરાએ વટીક જે તેનો સખ્ત હાથે ઉધરો લીધો હતો તેજ તેને એટલું બધું ગજબનાક લાગ્યું, કે તેવામાં ગુસ્સાબાજ અને જોરેમંદ ફીલીપનું ત્યાં આવી લાગવું થવાથી તે છેકજ હદબડી ગયો. ઈંગ્રેજીમાં કહયું છે કે આપણને ખાસ કરીને બાજે વખ્ત હીચકારાં કરી મેળનારૂં આપણું અંતકરણ પોતે છે, અને પોતે ગરીબ કૅઠેરાઈનના સંબંધમાં જે દેખીતી દગાબાજીભરી કરણી કીધેલી તે વાસ્તેના શરૂ થઈ ચુકેલા પશ્ચાતાપ વચ્ચે તેને એમજ લાગતું થયું કે આ બે છોકરાઓ મારફતે ખુદ તેના મરનાર ભાઈનું રૂહ તેના સાંમે ગુસ્સાથી એ મુજબ ખલભલી રહયું હતું!

તેણે આખે રસ્તે ધ્રૂજતી છાતીએ એનો એ વિચાર કર્યા કીધો. તેને લાગ્યું કે એક બાપની હકુમત અને સત્તા વાસ્તે પોતાની નાલાયક ચાલથી પોતાના અસીલ દીકરા સાંમે તે હવે નાલાયક ઠરી ચુકયો હતો, અને તે કાંઈ હવે તેના તાબામાં કે હકુમતમાં રેહવાનો નહી હતો. તે જરૂર બીજી સહવારે પાછો પેલીનાં રવાંનની વ્યવસ્થા સારૂ જવા માંગવાનો, અને તેને ધ્રુજરાં લાગવા માંડયાં કે જોરાવર ફીલીપ તેની પરનો ખાર તેના એ બેટા પર લઈને જરૂર તે બચ્ચાંને મજબુત હલાક કરવાનો! તે તો ફીલીપના શ્રાપથીજ વધતો ધ્રૂજતો લખલખતો થયો હતો. તેણે તે બાપને આપેલા શ્રાપ—બાપના શ્રાપ—રખે તે બચ્ચાંને સંતાપતા થાય તેની તેને ખરે મને ફકર થઈ, અને તેને સમજજ નહીં પડ્યું કે હવે તેણે શું કરવું અને કીયે રસ્તે કામ લેવું! એવા અઈયામમાં તેને તેની પરણેતરની યાદ થઈ. ગમે એવા બુધ્ધીશાલી આસામીઓ જયારે કે નહી વકી રાખેલાં સંકટોથી અચબુચ અને એકદમ હારી બેસે છે, ત્યારે પોતાની બૈરીઓ ગમે એવી ઓછી અક્કલની હોય અથવા તે આગમચ કોઈ દાહડે તેઓની અક્કલ કે સલ્લાહમાં આશરો શોધવાનો તેઓને ખ્યાલ નહી થઈ શકયો હોય, તોપણ એવી વખતે તો તેઓ એવીજ વાતની આર્જુ કરતા થાય છે; અને લૉર્ડ બોફર્ટનાં સંબંધમાં તેજ બન્યું. તેને લાગ્યું

કે તેની પરણેતર કદાચ તેને એવા સંજોગમાં પોતાની સલ્લાહ કે બુધ્ધીનો લાભ આપશે, અને મનની એ અશ્વસ્થ હાલત વચ્ચે તે મેહલમાં પાછો પોંહોંચ્યો ત્યારે લગભગ પાછલી રાત થવા આવેલી હતી.

તે ઘણો તાજુબ થયો. આરથર તેની ઘણું આગમચનો નિકળેલો અત્યારે તો ઘેર આવીજ જવો જોઈતો હતો, અને તે હજી આવ્યો કેમ નહી હતો? તે એટલો મોટો ને લાંબો ટપ્પો ચાલતો તો આવેજ નહી, પણ શું ભાડેની ગાડી મલીજ નહી હશે ને તે શું ચાલતોજ આવતો હશે? તે હજી કેમ નહી આવ્યો? લેડી બોફર્ટ તો બેટા તેમજ ભરથાર બંનેની એ લાંબી ગેરહાજરીથી અકલાયલી હજી પણ જાગતી અને આંસુપાત કરતી બેકરાર બેસી રહી હતી, અને ત્યારે તેણે તેણીને હીંમત આપવાને ઉતાવળ કરી. તેણે સઘળો ખુલાસો કર્યો. આરથરની સલામતી તે ફકર કરતી હતી તેવા કોઈ જોખમમાં હતીજ નહી, અને વળી તેણે પોતે પોતાની સુફ્યાની અક્કલે જે અનુમાનો એ ભલા છોકરાનાં સંબંધમાં ખાત્રીપુર્વક મનથી માની લીધાં હતાં તેવી કોઈ ફસાવતમાં પણ એ છોકરો ફસી પડેલો મળી આવ્યો નહી હતો તે બધી વાત તેણે કરી, અને પછી શું બન્યું ને ગુજર્યું તે હેવાલ તેણે રજુ કર્યો. લેડી બોફર્ટને આથી ઘણી હીંમત આવી ગઈ—જોકે તેબી હજી પાછી ફકરમંદ તો થોડી થઈ કે આરથર તેના બાપની આગમચનો નિકળેલો હજી ઘેર પાછો આવી કેમ લાગ્યો નહી હતો!

તેણીએ પોતાના ખાવંદની ફીકરોમાં ઝાઝું વજુદ જોયું નહી. ફીલીપ ખાંનદાની બચ્ચું હતો, અને જો તેના મરનાર બાપનો તે હકદાર બેટો હતો તો તેનું ખમીરે અમીર તેને એટલી હલકત પર કદી ઉતરવા દે નહી, કે જેથી તે તેનાં ગાય ગોસપંદ જેવાં બચ્ચાંને, લૉર્ડ પોતે ફીકર રાખતો હતો તેમ, હલાક કરે. વળી તે એ બચ્ચાંનાં શ્રાપમાંબી ઝાઝું માની શકી નહી. એક હદ વગરનું દુ:ખ પામેલી માનાં કે કકલતી આંતરડીથી આપવામાં આવેલા બાપના શ્રાપ ફલે એ બનવા ને માનવા જોગ હતું, પણ આવું એક ફુલ જેવું બચ્ચું ઉશ્કેરણીના અવેશમાં અને દુખાયલાં દીલનાં પરીણામમાં મોંહ ભાવતું પોતાના બુજોર્ગ કાકાને બોલી ગયો હોય તે ફલીભુત થાય એવી ફીકર તેણીને થઈ નહી, અને પોતાની એવી માન્યતાની તે ભલી ભારજાએ પોતાના ભાણભુલા ભરથારને જે ખાત્રી આપી તેથી તે અકલાયલા ખાવંદનાં મનનું પણ તુરતવેળા કેટલીક હદ સુધી સમાધાન થયું એ વાત તો ખરી! એમ છતાં તે વર બૈયર બંને એક વાત વાસ્તે તો એકમત થયાં કે બને ત્યાં સુધી ધમકાવીને કે સમજાવી પટાવીને હવે આરથરને પાછો વળતી સહવારે તે ગુજરેલી કાકીના ઘર તરફ જવા દેવોજ નહી, અને તે કાકા કાકનીઓને બને ત્યાં સુધી એકઠા મળવાનો પ્રસંગ બરપા થવા દેવોજ નહી.

પણ આરથર હજી હતો કયાં? તે કેમ નહી આવ્યો? તે હજી કયાં રોકાયો? એ શું થયું? વખત વેહેતો ચાલ્યો, અને તે માબાપની ઈંતેજારી ને બેકરારી પણ તેના

પ્રમાણમાં પાછી વધતી આવતીજ રહી. શું તે કાંઈ વિચાર ફરવાથી પાછો તે ઘર તરફ ગયો હશે, અને તે કાકા કાકાનાઓ હોજતોજી પરથી હાથોહાથ થઈ ગયા હશે? શું તેને ભાડુતી ગાડી નહી મળી હશે અને આવો લાંબો ટપ્પો આવી હરીહાક મધરાત પછીની શાંતીમાં ચાલી આવતાં કાંઈ હલાક થઈ પડયો હશે? ભુલો તો નહી પડયો હોય! કોઈ બદમાશોએ તેને એકલો જોઈને અંધારી રાત્રે લુટયો કે રોકયો તો નહી હોય? કોઈ કોઈને સમજ બી નહી પડે કે શું કરવું ને કઈ તરફ આદમીઓની દોડ પોહોંચાડવી. એવામાં તો દીવસ તવલુદ થયો અને બામદાદનાં શરૂ થતાં ઝઝકળાં વચ્ચે તે નાસબર બની ગયલાં મા બાપ આદમીઓને ચો તરફ મોકલી આપવાનાજ ઠરાવપર આવ્યાં, તેવામાં કમપાઉન્ડમાં કોઈ ગાડી દાખલ થવાનો અવાજ આવ્યો, આગલો દરવાજો કોઈએ જોરથી ઠોકયો, અને લૉર્ડ બોફર્ટ એકદમ તહેકીક કરવા નીચે દોડી ગયો, જ્યાં તેણે શું જોયું? ગરીબ આરથરને મુવેલો અથવા બેહોસ એક ભાડુતી ગાડીમાં નાખીને કોઈ બે આસામીઓ ઉંચકી લાવેલા હતા, અને તેના માથાંમાંથી લોહી વહ્યું જતું હતું!

લૉર્ડ બોફર્ટ હેબતની એક ચીસ સમેટ ફસડાઈ પડયો. તેને મજબુતીથી લાગ્યું કે તે પેલા ઘરમાં પાછો ગયલો હોવોજ જોઈએ, અને ખુન પર ચઢેલા ફીલીપે પોતાનાં વેરનાં ઝનુનમાં તેને જાનથી મારી નાખ્યો હશે!

"એટલા ફીકરમંદ ના થાવ, માહરા લૉર્ડ," પેલા જે બે આદમીઓ આરથરને ગાડીમાં નાખીને ઘરમાં લાવ્યા હતા તેમાંના એકે હીંમત આપવાને ઉતાવલ કરી; "એ જવાંન ગ્રહસ્થ અમોને તો લાગેછ કે ફકત બેહોસ થયલા છે, અને જીંદગીની જોત હજી બુજીવાઈ ગઈ નથી. કાંય, બરોઝ, ખરૂંની?"

"બીલકુલ ખરૂં!" તે કોઈ મી. બરોઝે ટેકો આપ્યો; "પેહેલાં તો અમોબી એમજ સમજેલા, માહરા લૉર્ડ, કે ચાલ જા—પોયરનો ઘડો લાવડો થઈ ગયો, પણ—"

"પણ થયું શું?" લૉર્ડ બોફર્ટે મોટી ઈનતેજારીથી સવાલ કર્યો.

"કાંઈ ઘણું થયું નહીં! તેજ તો ખુદાની મેહેર છે," પેલા પેહેલાએ પાછી તાપસી પુરી; "આજે અમો કામદારોની મધરાતની એક મીટીંગ હતી, અને તેમાં ગરમાગરમ તકરારો થવા પછી જ્યારે કાંઈબી સેવટ પર આવ્યા વગર ગરબડ ઘોંટાળા વચ્ચે મીટીંગ તહકુબ રાખવામાં આવી ત્યારે અમે તેજ વાતનાં તાહેલાં કરતા અમારે ઘૂર પાછા જવા નિકળેલા તેવામાં એ બન્યું. કાંય, બરોઝ, ખરૂંની?"

"બીલકુલ ખરૂં!" વળી બેરોઝે પોતાના સોબતીની વાતને ટેકો આપ્યો.

"પણ, યારો, બન્યું શું તે કાંઈ ખોદાને ખાતર કેહશો?" લૉર્ડ બોફર્ટે અધીરાઈના ગુસ્સાથી ટકાજો કર્યો.

"અમો તેજ કેહવા પર આવતા હતા, માહરા મેહરબાંન!" મી. બરોઝે ધીરજ આપી; "બન્યું એમ કે અમે પેલી મીટીંગનીજ વાત કરતા જતા હતા તેવામાં આએ જવાન ગ્રહસ્થ રસ્તો ઓળંગી જવા ગયા, અને તેજ ઘડીએ પવનના સુસવાટા અને તોફાનના વંટોળ્યાના ધસારાની માફક જતી એક ટેક્ષીની અડફટમાં એવણ આવી ગયા."

"ઓ!" લૉર્ડ બોફર્ટે વધતી હેભત ખાધી.

"પણ પરવરદીગાર ઘણો મેહરબાંન હતો, માહરા લૉર્ડ," પેલા પેહેલાએ પાછી ધીરજ આપવાને ઉતાવળ કરી; "અમથો પંખો લાગ્યો ને જરા ઘસડાયા, પણ પૈડું મુતલગ ફરી નથી ગયું, અને તેથી તમો નામવર ધારોછ એટલું બીહીવાનું કાંઈ કારણ નથી. કાંય, બરોઝ, ખરૂંની?"

"બીલકુલ ખરૂં!" બરોઝે ખાત્રી આપી, અને તરતજ વધાર્યું "એમ તો અમે કાંઈ ખાંડયા જઈએ તેવા આસામી નથી, માહરા લૉર્ડ! પણ અમે બેઉ ગભરાટથી ઘણા ગાફેલ થઈ ગયા, અને તેનો પેલા મુજી શોફર બચ્ચાએ લાભ લીધો. તેણે પછવાડેથી ધુમાડો કાઢીને નંબર એકદમ ડુબાડી દીધું, અને પછીથી તરત પવનના સુસવાટા માફક ગાડી હંકીને તે હીચકારો બદમાશ તીર થઈ ગયો!"

"અમે ઘણી મદદ કીધી, અમારા મેહરબાંન," પેલા પેહેલાએ પાછું કહયું; "સારૂં થયું જે એવણનાં ગજવાં તપાસતાં અવેજ તો કાંઈ જીવજેવો મળી આવ્યો નહી, પણ એવણનો કાર્ડ કેસ મલ્યો તેમાં એવણનું નામ ઠેકાણું જોવામાં આવ્યું, અને તેજ ઘડીએ નસીબ સંજોગે આએ ખાલી ગાડી બી ત્યાં આવી લાગી એટલે એવણને અહીં પોંહોંચતા કરવા અમોએ ખુદાના ઘર સુધીની અમારી ફરજ માની લીધી, અને તે ઉપર અમે અમલ કીધો. કાંય, બરોઝ, ખરૂંની?"

પણ આ વખતે બરોઝને "બીલકુલ ખરૂં!" કહીને પોતાના દોસ્તને ટેકો આપવાનો પ્રસંગ મળી શકયો નહી. લેડી બોફર્ટ જે આરથરને ઘરમાં એવી બેખુદી વચ્ચે લાવવામાં આવ્યો તેજ ઘડીએ તરતની પોતાના ઓરડામાં ગયલી હતી, અને જેને એ વાતની એટલો વખત સુધી કાંઈજ ખબર નહી હતી તેને પછીથી તેની માહીતી મળતાં તે ફીકરથી લપેડા ખાતી નીચે દોડી આવી, અને એક લેહજામાં સઘળું જાણવા પછી તે પેલા બે અરધા ઘેલાઓ સાથે તાહેલામાં પડેલા પોતાના હોસફરાંમોસ ભરથાર પર ગુસ્સાથી છેડાઈ પડી. તેણીએ આદમીઓને બોલાવી તરતજ આરથરને સંભાળથી ઉચકાવીને તેના ઓરડામાં લેવાડયો, અને એક બે મોટા ડૉકટરોને એકદમ તેડી લાવવા બીજા નોકરોને દોડાવ્યા.

"માહરા ખુદા! માહરા ખુદા!" હ્યાં લૉર્ડ બોફર્ટે પશ્ચાતાપથી માથું કુટયું, "શું માહરા ગુનાહોની સજા એટલી જલદી શરૂ થઈ? શું મરનારોના શ્રાપ—"

પણ ગરીબ બ્લૅક્વેલને આવડ્યું નહી. તેણે કાગળ એવા ખોટા ને ભુલભરેલા મુદ્દાઓપર લીધું કે તેથી તેણે ફીલીપને વધારે ઉશ્કેરી મુકીને સામો વધારે મુદ્દઈ બનાવી મેલ્યો! તે સોલીશીટર પોતાના કુલના હુકમ મુજબ કૅથેરાઈન આગલી રાત્રે જે ઘરમાં ગુજર પામી હતી તે ઘરમાં પાધરો ગયો અને ફીલીપને મલ્યો, અને મળતાં સાથે લૉર્ડ બોફર્ટની નેકી, ભલાઈ, ઉદાર હેતુઓ અને ઉમદા સદગુણોની નાહી ઘટતી તારીફના તેણે એવાં ગીતડાં લલકારવા માંડ્યાં, તથા વળી એવા એક માનવંત કાકાની તરફની તે છોકરાની નાફરમાની ને નહી ઘટતી ઈતરાજી વાસ્તે મુજાહેમન અને ટપકાના એવા તીર છોડવા માંડ્યા કે ઉશ્કેરાઈ રહેલો ફીલીપ બેવડો, ચોવડો ને વધતો ગરમ થયો, અને તેણે તે ચસીવસી રહેલા મરકત સોલીસીટરને ગરદનમાંથી ઉચકીને બારી વાટે બાહેર રસ્તા પર ફેંકી નહી દીધો એજ એક અજાયબી થઈ! તે પણ લૉર્ડ બોફર્ટ માફક ફીલીપના હદ વગરના ગુસ્સાથી દેહસ્ત ખાધેલો આખાં હાડકાં લઈને દાદર પરથી ગબડી જવા રાજી થયો, અને નીચે ગયા પછીજ છુટકારાનો દમ ખેંચી શક્યો! એમ છતાં તેણે તેને સપુર્દ કરવામાં આવેલી ફરજનો બીજો હીસ્સો વધારે સંભાળથી કામ લઈને પાર ઉતાર્યો. તે દફન ક્રીયાનું કામ કરનાર તે તરફની એક ફેશનએબલ પહેડીના વડાને જઈને મલ્યો, અને કૅથેરાઈનની લાશની ઘણાં માન સાથ વ્યવસ્થા કરવાનું મોટા ખરચે તેણે એ પેહેડીને સોંપ્યું. ભપકો અલબત કાંઈ કરવાનો નહી હતો. પાયદસ્તનાં કાંઈ તેડાં કાઢવાનાં નહી હતાં, પણ એક ગરીબ નિરધનની નહી પણ એક સારે ઘરની બાઈની ગંભીર દબદબા સાથે પાયદસ્ત નિકળે અને સંભાળથી તેમજ ઈજાજતથી તેની દફન ક્રીયા થાય તેની સઘળી બંદોબસ્તીની તેને તાકીદો ફરમાવી.

તે ફીલીપના સંબંધમાં કાંઈ હજી તદન હારી બેઠો નહી હતો. તે ધારતો હતો કે માયના મોહતથી તે પોરયાની તબ્યત ઘણી ઉશ્કેરાયલી હતી, ને તેનું માથું જોઈએ એવું ઠેકાણે નહી હતું તેથીજ તે ખીજવાઈ ઉઠયો હતો, મગર એક બે દીવસમાં શાંત થવા બાદ તે તેને પાછો મળવાનો ઈરાદો રાખતો હતો, જ્યારે તેણે ઉમેદ કરી કે તે વધતી આસાનીથી તેને લૉર્ડ રૉબર્ટના લાભમાં તે વખતે સમજાવી લઈ શકશે. તેણે એ ઉપરથી પોતાની ઑફીસમાં પાછો ફરી તે ઉમરાવને હીંમત આપવા જોગો સધ્યારો લખી મોકલ્યો. તેણે મરનાર બાઈની દફન ક્રીયાનો હુકમ મુજબનો સઘળો પાકકો બંદોબસ્ત કરેલો હોવાની તેને એ કાગલમાં ખાત્રી આપી, અને ફીલીપના સંબંધમાં લખી જણાવ્યું કે તે છોકરાની તબ્યત હજી ઘણી ઉશ્કેરાયલી હોવાથી તે તેને મનાવી લઈ શકયો નહી હતો, મગર એક બે દીવસમાં તે જરા શાંત થવા પછી તે તેને પાછો મળવાની અને સમજાવી શકવાની સંપુર્ણ ખાત્રી ધરાવતો હતો; અને કેહવાની જરૂર છે કે તે ધારાશાસ્ત્રીનો એ સધ્યારો મનાવનારો કાગળ વાંચવાથી લૉર્ડ રૉબર્ટના ગભરાયલા જીવનું અને ઉશ્કેરાયલાં મનનું તુરત વેળા ઘણી હદ સુધી સમાધાન થઈ શક્યું?

———o———

## પ્રકરણ ૨૦.

જે દાહડે ગરીબ કૅઠેરાઈનની પાયદસ્ત કાઢવામાં આવી તે દાહડો અરધો અંધારો, ગરમ અને સુસ્ત હતો. આકાશ શીહાઈમાં છવાઈ ગયલું હતું—ગોયા આ દર્દનાક ગેરઈનસાફી ભરેલાં કવખતનાં મોહત માટે તે પણ ગમ કરતું થયું હતું!

ફીલીપ જરા અજબ થયો, પણ વચ્ચે પડયો નહીં. દફ્ન ક્રીયા કરનારી પેલી જાણીતી પેહડી તરફનાં માણસો લાશની વ્યવસ્થા સારૂં આવ્યાં, અને કૉફીન લઈ જવાની એક સોહામણી ગાડી બે કાળા ઘોડાની કાળાં પ્લુમ્સ (પીછાં) સાથની બારણામાં આવી ઉભી ત્યારે તે થોડુંક વીસ્મય પાંમ્યો. એમ છતાં તે તરતજ સમજી ગયો કે તે તેના પેલા દુષ્ટ કાકાના હુકમથી થયલું હોવું જોઈએ, અને જોકે તે ગરીબ મરનારની જીવતી જીંદગીમાં જેણે દયાની એક બી ઓઠ નહી આપેલી તેના તરફનો મોહોત થવા પછીનો આ ખરચાલુ ઈતરાટ તેને જરા થઈને ગમ્યો નહી, અને તેણે એમ કીધેલું હોવાથી તે નાલાયક કાકા તરફનો તેનો ક્રોધ જરાએ સમ્યો નહી, તોપણ તેણે મરનારનાં માન અને અદબ સારૂં જે થતું હતું તે ગુપચુપ થવા દીધું અને વાંધો કશો કર્યો નહી. અલબત, તે કૉફીનની ગાડીની પછવાડે ગાડીઓની કોઈ અલગાર નહી હતી, કે ન તો કોઈ "મોરનર્સ" (શોક કરનારાઓ) મોટી સંખ્યામાં પુઠે ગયા હતા; પણ જે હતું તે બધું જોઈએ એવું ગંભીર, અદબવંતું અને પ્રસંગને અનુસરતું હતું. પારસી આલમનાં—અને ખાસ કરીને મુંબઈની પારસી આલમનાં—કમનસીબે પારસી રવાનોનાં સંબંધમાં જે હાલહવાલી, જે વેદના, જે વિપત્ત આજના તમારા સુધરેલા અને ઘણું આગળ વધેલા જમાનામાં પણ જોવામાં આવે છે તેવું ફર્યાદ ઉઠાવવા જોગ કશું ન હતું. ગરીબ બીચારા ભાડુતી આદમીઓ રવાંન ખાંધે મારીને વેહલું આટોપી લેવાની ઉલટમાં કુત્રાં માર ઝડપે દોડતા જતા જોવાતા નહી હતા અને પછવાડે આવનારા કોઈ એલાર તો કોઈ પેલાર હાંફતાં કાંપતા, રવડતા રખડતા, પસીનો પસીને થતા પછવાડે તેજ કુત્રાંમાર કીસમે ઘસડાતા જોવાતા નહી હતા! સદહજાર અફસોસ કે પારસીઓને એ સંબંધમાં જે સારૂં ને ખરૂં છે તે સુઝતું નથી, અને એ સીતમગુજારીઓનાં કારણે મરનારને ઈજજત આપવા પાયદસ્તે જનારાઓની સંખ્યા વટીક હાલના તમારા સુધરેલા જમાનામાં શરમ અને કમકમાત ભરી હદ સુધી ઘટી ગયલી જોવાય છે તે જોવાનું એ મુંબાઈગરા પારસીઓને ભાન નથી! જે બાહેરગામમાં રવાન લઈ જવાને વાસ્તે રવા છે તે મુંબાઈમાં એ તમારા દીનચાસીદાર દીનદાર જરથોસ્તીઓ નારવા પુકારવાની હીંમત કરી શકે છે! રવાંનને ખાંધપર ઉપાડી જવામાં જો મરનારનું માન સચવાતું હોય તો તેને વાસ્તે ઘરથી નિકળતાં અને ડુંગરવાડી પર પોંહોંચતાં જોઈતી જગ્યા અને જોઈતો પ્રસંગ આસાનીથી મળે એમ છે; પણ ગાડીમાં લઈ જવાથી ડુંગરવાડીપરની બાગે બહેસ્ત જગ્યા સરકાર ખાલી કરાવે અને કેઠે દુરની જગ્યાપર જવાની અત્રેની પારસી આલમને ફરજ પાડે એ બેવજુદ અને વાહીઆત ફીકરોમાં અમે માનવાવાલા

નથી. એમ છતાં જો માનવુંજ પડતું હોય તો તેટલાંને ખાતર બી રત્નાંનો લઈ જવાની તમારી હાલની મુંબઈગરી શીરસ્તાપર અમો મોટા અફસોસની એક સર્દ હાય ઉઠાવશું. ખાસ કરીને ચોમાસાના દરમ્યાનમાં રત્નાંનોને પાણીમાં તરતાં ડુબતાં, નફીકાલ હાલતમાં, તેવાજ તકલીફ ભાંધ્યા નસીબવાળાંને ફુત્રાંમાર ફીસમે કાદવ કીચડથી ખરડાયલા લથડાતા દોડતા ઉપાડી લઈ જાય તે દેખાવના કમકમાટ માટે એક દીનદુરસ્ત જરથોસ્તી પારસી તરીકે અમો શરમીંદગી સાથ અમારૂં માથું નીચું નમાવ્યે છીએ. અફસોસ કે આટલાં તમારાં ધુળ ધુમાડાનાં મંડળો તરેહવાર પારસી સુધારાને વાસ્તે બધા હાથપગ પછાડી નાખે છે ને માથે માથાં ફોડી નાખે છે તેઓમાંથી કોઈને એ ખરા સુધારાની હીમાયત કરવાની હીંમત સુઝતી નથી!

પણ અમો અમારી અસલ વારતાથી બહુજ વેગળે ઉતરી ગયા, જે થવું પારસી સિવાય બીજી કોમનાં અમારાં હજારો વાહલાં વાંચનારાં મેહરબાનોને ખાતર મુનાસિબ સમજાવવું ઘટે નહી, અને અમો તે માટે તેઓની માફી ચાહીએ છીએ. બેમીસાલ જરથોસ્તી મહજબ દાનાઈ અને ફીલસુફીનું એક બીજું નામ માત્ર છે, અને તે માન પામેલા મજહબનાં સંબંધમાં અમો કાંઈ અયોગ્ય જોઈએ છીએ ત્યારે એક દીનદાર અને સાચ્ચા જરથોસ્તી તરીકે અમારો બળાપો બાહેર પાડવાને આએ એકાંત કટારોના એકાદ ખુનાંની ફરજયાત પનાહ શોધ્યા વના અમને મુતલગ ચાલતું નથી. અમો એ આળા દરજજાના મજહબને માટે ઘણા મગરૂર છીએ, અને તેમાં અવશય થવા જોઈતા દાનાઈ અને દીનદારીના સુધારાઓ વાસ્તે સદાના આર્જુવાર અને જીજ્ઞાસુ છીએ.*

અને અમોએ ઉપર કહ્યું તેમ ગરીબ કૅકેરાઈનની પાયદસ્ત એવી ગંભીર દબદબાની અને પુરતા અદબની હતી, એટલે જયારે તે કૉફીન ઉપર મટોડું વાળવામાં આવ્યું ત્યારે તે વખતના કમનસીબ ફીલીપનાં છાતી તોડ માહેતમનો આપણે દયાજનક ખ્યાલ માત્ર કરી લઈ શકશું. એક બાદશાહ જેવા બાપનાં મરવા પછી આ મીઠી માવીતરની માયાળુ ઓઠ અને પનાહ જે હતી તે પણ હવે તે બે ભાઈઓ સદાની ખોહી બેઠા હતા તે ગજબનાક ખ્યાલ તેનું બાળક જીગર દુખથી ચાકચાક કરી મેળવા વાસ્તે જોઈએ તે કરતાં જયાદા જોરાવર હતો.

હવે દફન ક્રીયા ખતમ થવા બાદ ફીલીપ જ્યાં તેની માતા મરણ પાંમી હતી તેજ મકાનમાં પાછો ફર્યો, અને તેનાં મનનું થોડુંક જેમ તેમ સમાધાન થવા પછી તેણે તેની માતાની જુજવી માલમતા તપાસવા માંડી. એમ કરતાં જે ઈસકોત્રીમાં તે માવીતર પોતાનાં કામકાજનાં કાગલો સાચવતી હોવાનું તે જાણતો હતો તે તેણે કાઢી, અને તેના એક વકોરામાં જે કાગલ્યાંઓ હતાં તે તેણે ઉપાડયાં. તે બધાં—તેણે જોયું

---

* આ વારતા ૧૯૨૧ ના સાલમાં લખાઈ હતી તે વેળાના મરહુંમ કર્તા કાબરાજીના આ વિચારો છે.

કે—તેના મરનાર બાપના તે વાહલી માતાજોગાં લખાયલાં પેહેલી શરૂઆતનાં લવ લેટર્સ હતાં, જેની સાહીબી વરસોની ગીરદેશીથી ફીક્કી મારી ગઈ હતી, અને તે કાગલો એવા પાક પ્રમાણીક પ્યારના પ્રબળથી લખાયલાં વંચાતાં હતાં કે જેમાં જાણે તે લખનારનું સ્વચ્છ અંતકરણ અને જોરાવર પ્યાર સાહી રૂપે તપકી રહેલાં જોઈ શકાતાં હતાં; અને વાહલા ફીલીપે તે આખર થઈ ગયલાં બંને વાહલાંઓનાં એ પ્રૌઢ પ્યારની પીછાંણ્યતમાં અદબથી માથું નમાવ્યું. તેણે તે બધાં વાંચ્યાં નહી. હરેક કાગલ થોડું થોડું ઉપરથી જોઈને તેણે તે ઢગલો બાળી નાખવા બાજુ કાઢયો, અને પછી બીજાં કરકાગલ્યાં તે જોવા પડયો. એમ કરતાં બાજુમાંનાં એક ખુનામાં પડેલું એક કાગલ્યું તેણે ઉંચકયું, જે તેણે જોયું કે ખુદ તેના જોગું તેની વાહલી માવીતરે મરવાની ફકત બે દીવસ આગમચ લેખેલું હતું.

તેણે તે કાગલ જોતાં પોતાનું કળેજું દુ:ખ અને ગમથી બે હાથે પકડી લીધું, અને પછી તે કાગલ લઈને વાંચવા તે બારી આગળ ગયો. બાહેર તો બધી લંડનની ધમાલભરી જીંદગીની ધધુખર જેમ ને તેમ જારી હતી. લોક રોજ હજારોની સંખ્યામાં મરે છે, પણ મરે છે તે તેના જીવનાં જાય છે, જ્યારે જીવતી જીંદગીની બધી ધમાલ અને ધધુખર તો એક કાંકરો પણ ધસ્યો નહી હોય તેમ અખંડપણાંમાં જેમ ને તેમ જારીજ રહેલી જોવાય છે! તહરેવાર ફેરયાઓ અને ભિક્ષુકોના પોકારો, ત્રામ, મોટરકાર, ગાડી વેહવાર, કામેકાજે જતાં આવતાં લોકોનાં તોળાં એ બધું મામુલ માફક ચાલુજ હતું, અને તે ઉપર ગરીબ ફીલીપનું તેના ગમ વચ્ચે ધ્યાંન ખેંચાયું. એવામાં સાંમેથી મોટે સાદે કોઈના હસવાના ને હુર્રે કરવાના અવાજો આવ્યા, અને તેણે તે તરફ જોયું. તે બારીની સાંમી સાઈડે એક પીઠું હતું, અને ફીલીપે જોયું કે જેઓ તેની માતાનું કફન એક બે કલાકની વાતપર ગંભીર અદબથી કબ્રસ્તાન તરફ લઈ ગયા હતા તેઓજ બધા તેને લગતી મળેલી મજુરીના પૈસામાંથી લેહેર કરવા ને મજાહ મારવા એ તરફ હાલ ઉતરી પડયા હતા! તેઓ દારૂ ધીચતા હતા, પોતપોતા વચ્ચે હસાહસ કરતા હતા, મોજ મારતા હતા અને હર્રે સાથની સલાંમતીનાં કોપતાં ઉઠાવતા હતા!

ફીલીપે ખરાં દીલના કમકમાત સાથે બારી પાછી બંધ કરી દીધી, અને પછી ઓરડાના મધ્ય ભાગમાં પાછો ફરી, એક ખુરસી પર બેસી, તેણે પોતાની વાહલી માવીતરનો તેના જોગો તે સેવટનો પત્ર ને પેગામ આ મુજબ વાંચ્યો:—

**"માહરા અતિ વાહલા દીકરા ફીલીપ,**

**"તું આએ વાંચશે ત્યારે હું માહરી કબરનાં ખુનાંમાં હંમેશગીમાં ઉંધતી હોવશ. માહરા વાહલાં ફરજંદ, મેં માહરી બીમારી તાહરાથી છુપાવીછ અને મોહોત નીપજતાં પહેલાં તુંને તેડયો નહી તે વાસ્તે તું મને માફ કરજે, કેમજે માહરો અંતકાળ જોકે મને પોતાને બી લાગેછ કે હવે તદન નકી છે, તોપણ હજી ઘણો અચોક્કસ છે,**

નથી. એમ છતાં જો માનવુંજ પડતું હોય તો તેટલાંને ખાતર બી રવાંનો લઈ જવાની તમારી હાલની મુંબઈગરી સીસ્તમપર અમો મોટા અફસોસની એક સર્દ હાય ઉઠાવશું. ખાસ કરીને ચોમાસાના દરસ્યાનમાં રવાંનોને પાણીમાં તરતાં ડુબતાં, તડબોલ હાલતમાં, તેવાજ તડબોલ ખાંધ્યા નસેસાલારો કુત્રાંમાર કીસમે કાદવ કીચલથી ખડડાયલા લચરાયલા દોડતા ઉપાડી લઇ જાય તે દેખાવના કમકમાટ માટે એક દીનચુસ્ત જરથોસ્તી પારસી તરીકે અમો શરમીંદગી સાથ અમારૂં માથું નીચું નમાવ્યે છીએ. અફસોસ કે આટલાં તમારાં ધુળ ધુમાડાનાં મંડળો તરેહવાર પારસી સુધારાને વાસ્તે બધા હાથપગ પછાડી નાખે છે ને માથે માથાં ફોડી નાખે છે તેઓમાંથી કોઈને એ ખરા સુધારાની હીમાયત કરવાની હીંમત સુઝતી નથી!

પણ અમો અમારી અસલ વારતાથી બહુજ વેગળે ઉતરી ગયા, જે થવું પારસી સિવાય બીજી કોમનાં અમારાં હજારો વાહલાં વાંચનારાં મેહરબાનોને ખાતર મુનાસેબ સમજાવવું ઘટે નહી, અને અમો તે માટે તેઓની માફી ચાહીએ છીએ. બેમીસાલ જરથોસ્તી મહજબ દાનાઈ અને ફીલસુફીનું એક બીજું નામ માત્ર છે, અને તે માન પાંમેલા મજહબનાં સંબંધમાં અમો કાંઇ અયોગ્ય જોઈએ છીએ ત્યારે એક દીનદાર અને સાચ્ચા જરથોસ્તી તરીકે અમારો બળાપો બાહેર પાડવાને આએ એકાંત કટારોના એકાદ ખુનાંની ફરજ્યાત પનાહ શોધ્યા વના અમને મુતલગ ચાલતું નથી. અમો એ આળા દરજ્જાના મજહબને માટે ઘણા મગરૂર છીએ, અને તેમાં અવશય થવા જોઈતા દાનાઇ અને દીનદારીના સુધારાઓ વાસ્તે સદાના આર્જુવાર અને જીજ્ઞાસુ છીએ.*

અને અમોએ ઉપર કહ્યું તેમ ગરીબ કૅરોઈનની પાયદસ્ત એવી ગંભીર દબ-દબાની અને પુરતા અદબની હતી, એટલે જયારે તે કૉફીન ઉપર મટોડું વાળવામાં આવ્યું ત્યારે તે વખતના કમનસીબ ફીલીપનાં છાતી તોડ માહેતમનો આપણે દયાજાણક ખ્યાલ માત્ર કરી લઇ શકશું. એક બાદશાહ જેવા બાપનાં મરવા પછી આ મીઠ્ઠી માવીતરની માયાળુ ઓઠ અને પનાહ જે હતી તે પણ હવે તે બે ભાઇઓ સદાની ખોહી બેઠા હતા તે ગજબનાક ખ્યાલ તેનું બાળક જીગર દુખથી ચાકચાક કરી મેળવા વાસ્તે જોઇએ તે કરતાં જ્યાદા જોરાવર હતો.

હવે દફન કીયા ખતમ થવા બાદ ફીલીપ જ્યાં તેની માતા મરણ પાંમી હતી તેજ મકાનમાં પાછો ફર્યો, અને તેનાં મનનું થોડુંક જેમ તેમ સમાધાન થવા પછી તેણે તેની માતાની જુજવી માલમતા તપાસવા માંડી. એમ કરતાં જે ઈસકોત્રીમાં તે માવીતર પોતાનાં કામકાજનાં કાગલો સાચવતી હોવાનું તે જાણતો હતો તે તેણે કાઢી, અને તેના એક વકોરામાં જે કાગલ્યાંઓ હતાં તે તેણે ઉપાડ્યાં. તે બધાં—તેણે જોયું

---

* આ વારતા ૧૯૨૧ ના સાલમાં લખાઈ હતી તે વેળાના મરહુમ કર્તા કાબરાજીના આ વિચારો છે.

કે—તેના મરનાર બાપના તે વાહલી માતાજોગાં લખાયલાં પેહેલી શરૂઆતનાં લવ લેટર્સ હતાં, જેની સાહીબી વરસોની ગીરદેશીથી ફીક્કી મારી ગઈ હતી, અને તે કાગલો એવા પાક પ્રમાણીક પ્યારના પ્રબળથી લખાયલાં વંચાતાં હતાં કે જેમાં જાંણે તે લખનારનું સ્વચ્છ અંતકરણ અને જોરાવર પ્યાર સાહી રૂપે તપકી રહેલાં જોઈ શકાતાં હતાં; અને વાહલા ફીલીપે તે આખર થઈ ગયલાં બંને વાહલાંઓનાં એ પ્રૌઢ પ્યારની પીછાંણ્યતમાં અદબથી માથું નમાવ્યું. તેણે તે બધાં વાંચ્યાં નહી. હરેક કાગલ થોડું થોડું ઉપરથી જોઈને તેણે તે ઢગલો બાળી નાખવા બાજુ કાઢયો, અને પછી બીજાં કરકાગલ્યાં તે જોવા પડયો. એમ કરતાં બાજુમાંનાં એક ખુનામાં પડેલું એક કાગલ્યું તેણે ઉચક્યું, જે તેણે જોયું કે ખુદ તેના જોગું તેની વાહલી માવીતરે મરવાની ફક્ત બે દીવસ આગમચ લેખેલું હતું.

તેણે તે કાગલ જોતાં પોતાનું કળેજું દુ:ખ અને ગમથી બે હાથે પકડી લીધું, અને પછી તે કાગલ લઈને વાંચવા તે બારી આગળ ગયો. બાહેર તો બધી લંડનની ધમાલભરી જીંદગીની ધધુખર જેમ ને તેમ જારી હતી. લોક રોજ હજારોની સંખ્યામાં મરે છે, પણ મરે છે તે તેના જીવનાં જાય છે, જયારે જીવતી જીંદગીની બધી ધમાલ અને ધધુખર તો એક કાંકરો પણ ધસ્યો નહી હોય તેમ અખંડપણાંમાં જેમ ને તેમ જારીજ રહેલી જોવાય છે! તહરેવાર ફેરયાઓ અને ભિક્ષુકોના પોકારો, ત્રામ, મોટરકાર, ગાડી વેહવાર, કામેકાજે જતાં આવતાં લોકોનાં તોળાં એ બધું મામુલ માફક ચાલુજ હતું, અને તે ઉપર ગરીબ ફીલીપનું તેના ગમ વચ્ચે ધ્યાંન ખેંચાયું. એવામાં સાંમેથી મોટે સાદે કોઈના હસવાના ને હુરરે કરવાના અવાજો આવ્યા, અને તેણે તે તરફ જોયું. તે બારીની સાંમી સાઈડે એક પીઠું હતું, અને ફીલીપે જોયું કે જેઓ તેની માતાનું કફન એક બે કલાકની વાતપર ગંભીર અદબથી કબ્રસ્તાન તરફ લઈ ગયા હતા તેઓજ બધા તેને લગતી મળેલી મજુરીના પૈસામાંથી લેહેર કરવા ને મજાહ મારવા એ તરફ હાલ ઉતરી પડયા હતા! તેઓ દારૂ ધીચતા હતા, પોતપોતા વચ્ચે હસાહસ કરતા હતા, મોજ મારતા હતા અને હરરે સાથની સલાંમતીનાં કોપતાં ઉઠાવતા હતા!

ફીલીપે ખરાં દીલના કમકમાત સાથે બારી પાછી બંધ કરી દીધી, અને પછી ઓરડાના મધ્ય ભાગમાં પાછો ફરી, એક ખુરસી પર બેસી, તેણે પોતાની વાહલી માવીતરનો તેના જોગો તે સેવટનો પત્ર ને પેગામ આ મુજબ વાંચ્યો:—

**"માહરા અતિ વાહલા દીકરા ફીલીપ,**

**"તું આએ વાંચશે ત્યારે હું માહરી કબરનાં ખુનાંમાં હંમેશગીમાં ઉંઘતી હોવશ. માહરા વાહલાં ફરજંદ, મેં માહરી બીમારી તાહરાથી છુપાવીછ અને મોહોત નીપજતાં પહેલાં તુંને તેડયો નહી તે વાસ્તે તું મને માફ કરજે, કેમજે માહરો અંતકાળ જોકે મને પોતાને બી લાગેછ કે હવે તદન નક્કી છે, તોપણ હજી ઘણો અચોક્કસ છે,**

અને તું આવો મહજાનો તાહરી નોકરીમાં ઠર પડેલો તેને બોલાવી લઈને અછોવછો કરવા મને ગમ્યું નહી. મને પોતાને મરવાનો ગમ નથી—હું તો રોજ ખુદા પાસ માહરૂં મોહોત માંગતી હતી—ગમ જે છે તે એટલોજ છે કે તમો માહરાં બે બેમુળ રત્નોને હું માહરી એકજ ભુલથી સદાની મોહતાજી અને મુફલીસમાં આવત્યાં મેળતાં છોડી જાઉં છું! નથી તો હવે તમોને એક ચાહતા બાપનો સાહરો કે એક હેતવંતી માયનો આધાર; અને તેમાં વળી પૈસે પૈસાની મોહતાજી અને તંગી—એ દુખના ખ્યાલથી માહરી છાતી ફાટી જાયછે: પણ હું તો ખુદાના ઈનસાફમાં માહરી મરતી ઘડીએ હજીબી માનુંછ, અને જોકે માહરાં કમનસીબે આદમીઓના ઈનસાફે, માહરાં ગરીબ બચ્ચાંઓ, તમોને યારી આપી નથી, તોપણ ખુદાનો ઈનસાફ મોડે વેહલ્લે બી તમારી એ કસોટી થવા બાદ તમોને શોધતો આવશે એ ઉમેદપર હું હીંમત અને સંતોષ પકડી મરી જાઉંછ.

"માહરાં મોહોતપર, માહરા ડાહ્યા દીકરા, તું ઘણો ગમ કરતો ના. તું એમજ સમજજે, કે હું તો મરીને એક કેદથી આઝાદી અને સુખ પામીછ. માહરી એક ભુલના સબબે હું માહરી પાછળી જીંદગીમાં જે ભયંકર અપજશ અને બેઈજજતીમાં જીવી તે પછી જીવવુંજ મને તો અકારૂં ઝેર જેવું હતું, અને હું તેથી ધકેલા ખાતી વધતી જીવી નથી અને તાહરા હેતવંતા બાપની ગોદમાં વેહલીજ જાઉંછ તેથી તું રાજીજ થજે. તું તો માહરો સદાનો સમજુજ છે. દીકરા માહરા, હું ભુલી નથી જઈ શકતી કે આપણાં તકદીર ઉલટાઈ જવા પછી તેં કેવી તારીફલાયક રવેસે તાહરો સ્વ-ભાવ સુધાર્યો, મોટાઈની મગરૂરી બધી દાબી દીધી અને માહરો ખરો હેતવંતો ને કદર-સનાસ થયો. મી૦ પ્લાસતરની નોકરીપર જવા તું નીકળ્યો ત્યારે તેં મને કહયું હતું કે, 'મમા, હું જો તમોને સુખી કરી શકતો હોઉં તો ઝાડુ લઈને રસ્તાપરનો કચરો કાઢ-વાની નોકરી બી કરવા રાજી થવશ,' અને એ તાહરા હેતવંતા સુખનો સોનેરી સાહીથી માહરાં અંતરમાં છપાઈ રહયાછ, અને હું મરીને બી જો માહરેથી બની શકતું હોશે તો સદા તાહરી પાશબાની કરશ ને તુંને લાખો આશીરવાદ મોકલશ! તું ઘણું જીવજે ને સુખી થજે. હું પોતે તો જીવતી કરતાં મુવેલીજ બેહતર છું એમ માનીને મન મોટું કરજે. તું હવે દાહરે વારેનો અને મોટો થયોછ, અને માહરી ખાત્રી છે કે તું આએ બેરેહેમ દુન્યા સાથે લઢીને તાહરો રસ્તો જોઈ કાઢી શકશે. સૌથી આગતનું એ છે, માહરા વાહલા બેટા, કે નિતી નેકી અને સચ્ચાઈનો માર્ગ ગમે એવાં મોટાં દુખમાં બી તું મુકતો ના! તું એક ઉમરાવ બાપનું ખાનદાની બચ્ચું છે, અને જોકે તાહરા હકો એક દયાહીણ આસામીએ લુટી લીધેલા છે, તોબી તાહરા બાપનાં માન પામેલાં નામને નરમ લાગે એવું કશુંજ થવા દેતો ના એ માહરા મરતા દમે તુંને કરેલી માહરી સેવટની પાખુ ખરાં દીલની તાકીદ છે.

"અને હવે, માહરા હેતવંતા દીકરા, હું તુંને માહરા મરતા દમે જે ફરજ આપી જાઉંછ તે તું ઘણીજ નેકીથી બજા લાવજે. તે ફરજ તાહરા લાચાર, લાઈલાજ, નાહલા

ભાઈ સીડનીને વાસ્તે છે. તે હજી એક કુમળું નાતવાન નબલું બાળક છે, અને તે બધું બન્યું છે તેનું અગાધપણું સમજવાને બીલકુલ ઉમરમાં નથી. એટલા વાસ્તે તું તેનો ભાઈ અને બાપ થજે, અને તું તેને માહરે ખાતર ઘણી કાળજી અને ઘણાં હેતથી સાચવજે. જો તું મને ચાહતોજ હોય તો, દીકરા, માહરાં એ ફરમાનમાં જરાબી ફરક આવવા દેતો ના, અને એ માહરા વાહલાના સંબંધમાં જરા બી નભરવસ થતો કે રેહતો ના! માહરે મન તો મેં એને પરાયાંઓનેજ હાથ સોંપેલો છે. જોકે છે તો તાહરા મામાનું ઘેર, પણ તાહરી મામી જરા બી એના પર હેત કરે કે એને સાચવે એ હું માનીજ નથી શકતી, અને તેથી તું એની ઘણી તેહકીક રાખજે. જો તું તાહરા અને એના ગુજારા જેટલું પેદા કરી થકે તો, ફીલીપ ડીયરેસ્ત, તું એને તાહરીજ સંભાળમાં લઈ લેજે અને તાહરીજ સાથે રાખજે અને એ એની અભાગની માતાને હેતથી અને માનથી સદા યાદ કરતો રહે એવી એને તરબ્યત આપજે. મને બીહીક છે કે માહરે વાસ્તે લોક સારૂં બોલવાનું નથી, અને એ સમજનો થશે ત્યારે લોકોનીજ માફક માહરી બેઈજજતીમાં માનતો થશે, જેમ નહી થાય અને પોતાને ગેરહકનું ફરજંદ નહી સમજે તેની તું ઘણીજ સંભાળ રાખજે. એને બધી ખરી હકીકત સમજાવીને કેહેજે. માહરી એકજ ભુલથી બધું નખ્ખોદ વળી જવા દઈને હું કેવી પસ્તાઈછ, અને પશેમાન થઈછ તે બધું એને તું માંડી મેળીને સમજાવજે, અને એના ઉમરાવ બાપનો તે બાપની હકદાર પરણેલી મોહોરદારથી તવલુદ થયલો તાહરી માફક તે ખરો હકદાર છે એમ એની સંપુર્ણ ખાત્રી કરી આપજે.

"બીજું, માહરા વાહલા દીકરા આએજ ઈસકોત્રીમાં એક નાહની ચાવી તુંને મળશે તે વડે તું એમાંનો જમના હાથપરનો જે એક બેમાલુમ જેવો ચોર વકોરો છે તે ઉઘાડજે, અને તેમાં જે બધો અવેજ છે તે તાહરે સ્વાધીન લેજે. એ હું તુંને તમો બન્નેના લાભ અને ભલાં વાસ્તે ત્રસ્ટમાં આપી જાઉછ. તાહરા બાપ તરફથી મને જે મળેલું તેનું એ બચત બાકી છે, જે મેં તમારાં શીહા ભવિષ્યથી ડરીને જીવની કાની જાળવેલું છે. મેં જીવે પુરૂં ખાધું નથી, દીકરા, અને એ તમો બેને વાસ્તે બચાવેલું છે; અને એથી થોડુંક સુધી તમો બંનેની કળ વળતાં તમોને થોડી ઘણીબી મદદ મળશે. અને હવે છેલ્લી સલામ! દયાળુ ખુદા તમો માહરાં બેઉ જાંનથી જયાદા અઝીઝોનો સદા નિગેહબાન અને પાસબાન થાઓ—આમીન!

મમા."

ફીલીપે આ કાગલ આંસુઓના એક દરીઆવ વચ્ચે વાંચ્યું, અને વાંચી રહયા પછી ગુંઠણ્યે પડી એક ટુંક બંદગી કરી તે વાહલી માતાના એ કાગલ મધેનાં ફરમાનો બોલેબોલ બર લાવવા દાદારને બાર દીલોજાન કસમ નોંધાવ્યા.

———o———

## પ્રકરણ ૨૧.

ફીલીપ બહુજ તાજુબ થયો. તેણે પેલી જીણી ચાવીથી તે ઇસકોત્રીવાલો બેમાલુમ ચોર વકોરો ખોલ્યો, કે જ્યારે દાબીદુબીને તેમાં ભરેલા રોકડ સૉવરીન અને બેંક નોટનો એક અવેજ બાહેર ધસી આવ્યો, જે ગણી જોતાં બસો ઉપર પાંઉન્ડનો એક મોટો ખજાનો થયો! 'માહરી ખરી હેતવંતી માય,' એ જોતાં વળી તે છોકરો આંસુઓ વચ્ચેથી પટપટયો, 'અમોને તાહરી પછવાડે ભિક્ષુક નહી છોડી જવા તેં શી રીતની તંગી તાહરાં ફુલ જેવાં કોમળ તનપર ઉઠાવી હશે, કે આયંદા આવી એક દોલત અમો બે માટે છોડી જવાના સંતોષ સાથેજ તું સીધારી!'

તેણે હવે પેલાં લવ લૅટર્સ અને બીજાં કાગલ્યાં વિગેરે જે મળી આવ્યું એ બધું એકઠું કરીને સઘડીમાં બાળી નાખ્યું, અને પછી પોતાની માતાનું જે તેણે પોતાની કને વાહલભરી યાદદાસ્તમાં રાખવા જેવું હતું તેનું એક ડીસંટ પેકેટ બાંધ્યું. અલબત, ઘર ફરનીશડ ભાડે લીધેલું એટલે ત્યાંથી લઇ જવા જેવા અસબાબ જેવું તો કાંઇ હતું નહી, મગર જે ઝુઝવી લઇ જવાનું હતું તે પછીથી મંગાવી લેવા વાસ્તે તે ભલી ઘરવાલીને સોંપી જવાનું તેણે જુદું કાઢયું. એ પછી તેણે ઘરવાલીની પેલી 'મેડ' (ચાકરડી) જે ઘણી ભલી હતી અને જે તેની મરનાર માતાનું પણ કામ કરતી હોવાથી તેનાં જોડે ઘણાં હેતમાં મળી ગઇ હતી તેને બોલાવી. તે છોકરી ઘરવાલી જેવીજ ખરે-ખરી ભલી હતી એમ તેણે જોઇ લીધું હતું, કેમજે જ્યારે ગરીબ કૅઠેરાઇનનું કૉફીન નીચે ઉતારવામાં આવ્યું ત્યારે પણ તે દયા ને દીલસોઝીથી દાઝી જઇને પોકેપોક રડી હતી.

ફીલીપે, એટલા માટે, તેની માતા જોગી તેણીની એ ભલાઇના બદલામાં તેને બોલાવીને તેના હાથમાં એક સૉવરીન મેલ્યો, અને પછી પુછ્યું, "હવે કેહ મને, બાઇ, માહરાં માતાની સેવટની પલો કેવી હતી? ઘણીજ શાંતીમાં ગુજર પામ્યાં કે કાંઇ તાસ-વીસ કીધી? અત્યાર સુધી હું એ પુછવાની હીંમત કરી શકયો નહી, પણ હવે જરા માહરાં મનનું સમાધાન થયલું છે એટલે તું મને બધી ખરેખરી હકીકત કહી શકશે."

"ઓ ઘણીજ શાંતી ભરેલું મોહોત, માહરા જવાંન શેઠ!" તે છોકરીએ ખાત્રી આપી; "બસ પેલો કોઇ ગ્રહસ્થ આવ્યો ને આવ્યો, મરનારનાં મનને ઘણી મોટી નિરાંત વળી ગયલી લાગી!"

"કોણ ગ્રહસ્થ?" ફીલીપ અજબ અજબ થયો; "આજે રાત્રે હું આવ્યો ત્યારે અહીં હતો અને જેના જોડે મને કજ્યો થયો હતો તે?"

"ઓ નહીરે, તે નહી, તે મોટી ઉમ્મરવાળો નો છેક મોટી રાત્રે એવણનાં ગુજરશા પછીજ આવ્યો, જ્યારે એક કોઇ જવાંન, તમારીજ ઉમ્મરનો હોય તેવો,

બપોરથીજ આવ્યો હતો, અને છેક બીચારાંએ પ્રાણ મુક્યો ત્યાં સુધી આગળથી જરા બી ખસ્યો હતો નહી!"

"માહરા ખુદા, તે કોણ નેકબખ્ત હોશે?" ફીલીપ સીર્ફ અજાયબીમાં અરધું મોટે—અરધું મનસે પટપટયો.

"કોઈ ખરોજ બીબી જાયો!" તે છોકરીએ મોટી વખાણથી કહ્યું, "તે આવ્યો ત્યારે એવણ પુર સુધ્ધિમાં હતાં, અને પહેલાં તો ઘણી લંબાણથી ખાનગીમાં એ બેઓ ક્લાકો સુધી કાંઇ વાતચીતો કર્યા કીધી, અને પછી ડૉક્ટરે ધમકાવીને સુવાડયાં ને મરનાર ઉંઘાઈ ગયાં ત્યારે બી જરા થઇને આગળથી ખીસ્યો નહીં. કાંઇ ખાવા પીવાનું લેવા વટીક માહરાં મૅમે ઘણી બોહસ કીધી, પણ માન્યું નહી, અને ભુખ્યો તરસ્યો એમ ને એમ રાત સુધી ચોકી કરતો બેસી રહયો! અંતે જયારે એ સેવટની ઉંઘમાંથી મરનાર પાછાં છેલ્લી વાર બીદાર થયાં અને પાછી હંમેશગીની આંખ વિચાય તેટલાં સુધ્ધીમાં આવ્યાં ત્યારે તેને એમ પોતાની પાસે બેસી રહેલો જોઇને હદ વગરના મીઠાસથી તેવણ હસ્યાં, અને ઘણાં સંતોષ સાથે બોલ્યાં કે 'ઘણું જીવજે, માહરા દીકરા! હવે તું મને આપેલું વચન જરૂર બજા લાવશે એ વાતની પાછી મને ખાત્રી આપ!' અને એમ કહયા પછી જરાવારે બીચારાંની જબાં ખેંચાઇ ગઇ અને અવાચક થયાં."

"એ શાનું વચન?"

"તે અમે કાંઇ જાણતાં નથી, કેમજે એ બધી એ બે વચ્ચે વાત થઇ ત્યારે અમે કોઇ ત્યાં નહી હતાં; પણ એવણ ઉંઘાયલાં ઉઠયાં ત્યારે મૅમે મને દવા આપવા મોકલેલી ને હું ત્યાંજ હતી તેથી એટલું જોઇ તેમજ સાંભળી શકી હતી."

ફીલીપની અજાયબી અને ગુંચવાડાનો કોઇ શુંમાર રહી શકયો નહી. તે કોણ આવી ગયો? તેને કંઇ સમજ પડયું નહી, અને જયારે તે છોકરીએ વધારામાં કહ્યું કે સુતાં સુતાં દવા પી નહી શકવાથી તે છોકરાએ મરનારને ઉઠાડીને તેવણનું માથું પોતાની છાતીપર ટેકવ્યું, અને તેમજ, કાંઇ ઘણાં સુખમાં ને સંતોષમાં મરતાં હોય તેમ, મરનારે તેની છાતીપર અને ખોલામાં પ્રાણ મુકયો, ત્યારે તે કોણ હોઇ શકે તેના ખ્યાલમાં હેરત થયલા ફીલીપે બધા પોતાના બાલેબાલ પીખી કાઢયા!

"તેણે કાંઇ નામ આપ્યુંજ નહી?" તેણે જરા વારે શાંત થતાં પાછું પુછયું.

"કશુંજ નહી," તે છોકરીએ કહ્યું; "અને જયારે તમારાં માતાજી મરી ગયાં ત્યારે તે એટલું તો રડયો—એટલું તો રડયો—કે તેને એમ પોકેપોક રડતો જોઇ અમારૂં રડવુંબી થોબાયું નહી! ડૉકટર બી ઘણા અજબ થયા. તમે આવીને જેવું રૂદન કીધું તેવુંજ કાંઇ જાંણે તમારો ભાઇ હોય તેમજ તેણે બી કીધું!"

"કોઇ ખરોજ દીલસોઝ!" વળી ફીલીપ પટપટયો. "ખુદા તે જે બી હોય તેનું તે જ્યાં બી હોય ત્યાં લખ્ખો લાખ ભલું કરો! અને પછી પેલો મોટી ઉમ્મરનો આદમી ક્યારે આવ્યો?"

"મોહોત થવા પછી એક અરધા કલાકની અંદર, પણ બેઉની વચ્ચે કાંઠ સારૂં હોય એમ લાગું નહી," તે છોકરીએ કહયું; "તે બે વચ્ચે શું ઝગડો થયો તે કાંઇ સંભળાયું નહી, પણ અમે પાછળા ઓરડામાં હતાં ત્યાં તે બે વચ્ચે કજ્યો થવાના ઉંડા ઉંડા સાદ ઘણા આવ્યા! પેલો તમારી ઉમ્મરવાલો પેલા બુઢાને કંઇ પુશકળ ખખડાવતો ને ધમકાવતો હતો, અને પછી ગુસ્સામાં ને ગુસ્સામાં દાદર ઉતરીને ચાલી ગયો, ને ઘણું અજબ જેવું છે કે તે પછી પાછો કદી ફટકયોજ નથી! માહરાં 'મીસીસ' (શેઠાણી) બી ઘણાં અજબ થયા કરેછ."

ફીલીપ એ પછી તે ગરીબ ભલી છોકરીનો ઉપકાર માનીને નીચે જઇ તે ઘરવાલીને પોતાને મલ્યો. તે બી કોઇ ખરી અસીલ બાઇ હતી તે આપણી જાણમાં છે.

"મરનાર પર તમારૂં જે માગતું હોય તે કેહો, મૅમ, કે હું ચુકવી આપું," ફીલીપે કહયું; "હું આજે તમારૂં ઘેર ખાલી કરી જાઉંછ."

"બીચારી માગતું રાખે એવી તમારી માતા હતી ખરી, બેટા?" તે ભલી બાઇએ આંસુઓ વચ્ચેથી કહયું, "મેં તો જેયું કે બાઇ બીચારી કાંઇ હાંદેસાની મારેલી આએ ફેજે પોહોંચેલી હોવી જોઇએ, કેમજે ખરેખર તો તે એક નેકીનો ફીરેસ્તોજ હતી. એવી એક માગીં, એવી ગરીબ, એવી ભલી, એવી દુખી! ટકોરાબંધ નવું અઠવાડયું શરૂ થાય કે આંગપર માહરૂં ભાડું તોડું તેજ દહાડે આપી દે."

ફીલીપ, એમ છતાં, બજીદ થયો, અને ત્યારે તેણીએ છેલ્લી રસીદ મરનારની બતાવીને જે કાંઇ થોડું ઘણું માગતું હતું તે ચુકાવી લીધું, અને પછી જ્યારે તેની તે રસીદ લખતી હતી ત્યારે તે છોકરાએ પુછયું, "મૅમ, તમે કાંઇ જાણતાંજ નથી કે જે જવાંને માહરી માતાની જીંદગીના છેલ્લા કલાકો આટલા બધા સુખભરેલા બનાવ્યા તે કોણ નેકનામ હતો?"

"મુતલગ નહી," તે બાઇએ રસીદ લખીને એક ઍનવેલપમાં મુકી તેને પાસ કરતાં રડમસ કહયું, "અમે કાંઇ નામ પુછયું હતું નહી. હું તો જાણું જે એ જરૂર પાછો આવશે. હું તો હજુર બી ધારૂંછ કે આવશે ખરો. ડાકટર તો કેહતા હતા કે એ મરનારનો કોઇ અતલગતો સગો વાહલોજ થતો હશે, મરનારને "માયજી"— "માયજી" કહીનેજ બોલાવતો હતો."

"એવો કોણ ખરો દીલસોઝ હોય?" વળી ફીલીપ વધતો ગુંચવાયો; "અમારાં સગાં વાહલાં કોઇ છેજ નહી, અને જે નામનાં છે તે દીલસોઝીથી કોસો દુર છે! દીલસોઝ કરતાં દુખને અંતે ઉતારનારાં દયાહીણ વધારે છે!"

"ત્યારે તો તમે એક બે દાહડા થોબી જાવ," તે ઘરવાલીએ સલ્લાહ આપી; "એવાને તો ત્યારે તમારે મળીનેજ જવું જોઈએ."—અને પછી વળી તરત યાદ આવ્યું હોય તેમ પોતાની છાતી આગળથી એક કાર્ડ કાઢીને કહયું, "ઓ, આએ તો હું ભુલીજ જાઉંછ! મરનારની દફન ક્રીયાની બંદોબસ્તી જે ગ્રહસ્થના હુકમ ને ખરચથી થઇ તેવણ આજે સહવારે આવી ગયા, ને તમે પોઢેલા હોવાથી પોતાનાં નામનો કાર્ડ મુકી ગયા. મને કહયું કે એવણને કેહજો કે કાલે હું જરૂર પાછો મળવા આવશ. તે બી ઘણા મહજાનાં માણસ છે, અને દેખીતા તમારાં ભલાંમાં છે. તેવણને બી મળવાનું તમારા લાભનું છે, અને તમારે તેથી એટલી ઉતાવલ કરી માહરૂં ઘર આજેજ છોડી નહી જવું જોઈએ."

ફીલીપે અજબ થતાં તે કાર્ડ લીધો, અને તે ઉપર નીચે મુજબ નામ વાંચ્યું:—

**સી૦ જયોર્જ બ્લૅકવૅલ.**

સોલીસીટર.

લીનકન્સ ઈન ફીલ્ડસ.

ફીલીપનો ચેહરો ગુસ્સાથી વિકાળ અને જર્દ થયો. તેણે તે કાર્ડ જમીનપર નાખ્યો અને ગુસ્સાથી પોતાનું બુટ તેની પર દાબી દીધું.

'કમીનો!' તે બીડેલા હોઠ ને પીસેલા દાંત વચ્ચેથી પટપટયો; 'મને લાંચ આપીને લલચાવા અને સાંમી માહરી પાસે માફ મંગાવા આવ્યો! ધી બ્રુટ!'

તે ઘરવાલી ઘણી અજબ થઈ. તે છોકરો શું બબડી ગયો તે કાંઇ તેને સંભળાયું નહી, પણ તે પેલા કાર્ડપરનું નાંમ વાંચીને ઘણો ખીજવાયો એ તો તે જોઈ શકી.

"મને મહેરબાની કરીને લખવાની સામગ્રી આપશો, મૅમ?" તેણે એ પછી માંગી લીધું, "આએ કાર્ડવાલો જો પાછો આવે તો તેને એટલુંજ કહેજો કે હું તેનું મોઢું જોવા બી ખુશી નથી, પણ જો પેલો નેકબખ્ત જવાંન આવે તો તેને હું જે આટલી લખી આપી જાઉંછ તે માહરાં સાચ્ચાં હેસાંનની એક ચીઠ્ઠી આપજો."

ફીલીપ એ પછી ટેબલ આગળ બેઠો, અને એક નોટપેપર પર ઉતાવલે તેણે નીચલી લીટીઓ લખી:—

**"તમે કોણ હતા અને કોણ છેઓ તે હું અટકળી શકતો નથી. મને કેહવામાં આવ્યું છે કે ફીરિસ્તાઓમાં જઇ વસેલાં માહરાં વાહલાં મમા તમારીજ ગોદમાં ઘણાં સુખ ને સંતોષથી બેહસ્ત પામ્યાં, અને તમો ખરા નેકબખ્ત તેવણને 'માયજી' કહીને પુકારતા હતા! તમે કલાકો સુધી ભુખ્યા પ્યાસા બેસી રહીને માહરી ગરીબ માનું સેવટનું બીછાણું સાચવ્યું, અને એવાં તમારાં માહારાં જોગાં હેસાનમાં લખવાને માહરી**

કને શબ્દોજ નથી. મને તમારી બેદામ ગુલામ જાણજો. હું માહરી બંદગીમાં રોજ તમોને હજારો આશીરવાદથી સારૂં માંગશ, અને હવે પછી કીરતાર જો આપણને મેળવે અને આપણે મળ્યે, કે જ્યારે માહરી કોઇ ખીદમત હું જો આપી શકતો હોવશ તો, માહરૂં તન, માહરૂં લોહી અને માહરો જાન વટીક તમારાંજ જાણજો!

"આઓ લોક કહેછ કે તમે માહરાં મમાના કોઇ સગા હતા; પણ માહરાં ગરીબ મમાના એવા કોઇ દીલસોજ સગા હોવાનું મેં કદી જાણ્યુંજ નથી. એમ છતાં સગા હોવો ને પૈસા ટકાથી સુખી હોવો તો હું પગે લાગીને વિનંતીથી માંગી લઉંછ કે માહરા લાચાર, લાઇલાજ, માયબાપ વગરના, નાહના ભાઇ સીડનીપર દયાની નિગાહ રાખજો, અને તેની ખબર અંતર લેતા રહેજો. હું પોતે તમારે માથે પડવા ચાહતો નથી. હું તો મોટી ઉમ્મરનો છેઉં ને કેઠે ને કેઠે મજુરી કરીને બી માહરા પેટનો કોશો પુરવા જેટલો રોટલીનો ટુકડો પેદા કરી લેવશ; પણ માહરા સીડનીને સમાલશો તે તમારી નેકી ખાલી જવાની નથી, કેમજે બેહસ્તમાંથી માહરાં વાહલાં માયબાપનાં હેસાનનાં કરોડો આશીરવાદ તમારાં વાહલાં મસ્તક ઉપર ઉતરશે. ખુદા તમારૂં ખાનું સદા આબાદ રાખો!

"ફીલીપ."

ફીલીપે તે કાગળ એક કવરમાં મુકયું અને ક્વર બંધ કરીને પેલી ઘરવાલીને આપ્યું, જે પછી પોતે જે જુજવી અસબાબનું બંદલ બાંધી લીધું હતું તે બંદલ લઇને, તે ઘરવાલીનો તેની આટલી બધી ભલાઇ માટે ઘણો ઘણો ઉપકાર માની, ત્યાંથી નિકળી પડયો.

તે પાધરો પેહેલાં કબ્રસ્તાનમાં ગયો. અત્રેથી જતો રેહેવા આગમચ તે ફરી એક વાર પોતાની માતાની કબરને સેજદો કરવા ચાહતો હતો.

તે એક શાંત સમીસાંજ હતી, અને અસ્ત થવા તૈયાર થયલા રવી નારાયણના નરમાશભરેલાં લાલ કીરણો તે શોકાતુર, શાંત, પાક સ્મશાનને ઓર બી વધારે ગંભીર અને દબદબાભર્યું બતાવતા હતા.

ફીલીપ પોતાની માતાની કબરપર જઇને ગુઠણ્યે પડયો, અને રડીને કહ્યું, "મમા ડારલીંગ, તમે સીડનીની ફીકર ના કરતાં! તમે મને આપેલી ફરજનો હવાલો મેં આંખોથી માહરે સ્વાધીન લીધોછ. તમે હવે મરીને સુખી થયાં કેની? ઓ મમા, મમા!"—અને તે ગરીબ છોકરો દીલ ટુટી જાય એટલું પાછું રડયો.

"જા, કમીના, તાહરૂં કાળું કર માહરી સાંમેથી!" એવામાં એક ઘાડો ગુસ્સાબાજ ખોખરો અવાજ ત્યાં વાગ્યો, અને ફીલીપ દેહસ્ત ખાઇને ચમકી ઉઠયો. ઓ ગજબ— આ હડધુતનો અવાજ શું તેને તે માવીતરે પોતાની કબ્રનાં ઉંડાણમાંથી આપ્યો હતો?

તેણે આંસુઓ ખંચાવી નાંખીને આસપાસ જોયું, અને ત્યારે જોયું કે એક નાત-વાન બુઢો એક દીવાલને અઢલીને લાંબો છર બેઠેલો હતો. તેની બાજુમાં એક મોટો કાલો કુત્રો અરડાઇ પડેલો હતો, અને એક કોઇ જોરાવર મજબુત બાંધાનો જવાન, કાલાવાલા કરતી કીસમે, લગભગ હાથ જોડી, તે બુઢા આગળ ઉભેલો હતો.

"ત્યારે હું જાઉં, ફાધર? તમે મને માફ નથીજ કરી શકવાના?" તે જોરેમંદ જવાન કગલ્યો.

"જા, જા, કદી નહી!" તે ઘરડા બાપે ચીચવાઇને ચીસ પાડી; "વીસ વીસ વરસો વેર તું ગુનાહોના ગારમાં ડટાઇ રહયો, અને તાહરાં કાળાં કુકર્મોથી હું ઠોકડે મરાતો આએ માહરા એક કુત્રાના સાહરા સાથે માહરાં એકાંત ઘરનાં એક ખુણાંમાં મરી રહયો, ત્યારે મેં તાહરાં હેત ને આશરાની કોઇ ઉમેદ કરી હતી કે આજે કરૂં? જા, જતો રેહ ને તાહરૂં કાળું કર! માહરે મન તું આય માહરા મુગા સાચ્ચા સાથી—એક કુત્રાથી બી નબેહતર છે! તું માહરે પેટે એક ઝેરી સાંપ પેદા પડયો, અને હવે નાબુદ થા! તું સારી મતલબથી તો આવેજ નહી. તદન ખાલી થઇ ગયો હશે અને વાખા પડયા હશે ત્યારે તાહરા ઘરડા બાપ પાસે પૈસા નીચવવાજ આવ્યો હશે. પણ—"

"નહી, ફાધર, નહી!" તે જવાંને સર ગુસ્સાથી ઉંચું ખેંચીને કહયું, "વીસ વીસ વરસો સુધી મેં તમોને એક પેંની પરખાવી નથી કે તમારી પેંનીની આશા કીધી નથી, તો હવે પૈસાની તુચ્છ આપલેને ખાતર હું આવ્યો નથી. એક બાપના શ્રાપ માહરી ખાંધપર લઇને ફરતો રેહવા મને નહીંજ ગમ્યું ત્યારે તમારી હૈયાતીમાંજ તમારા તે શ્રાપનું નિવારણ કરાવવા અને તે પાછા ખેંચી લેવાડવા હું જેમ તેમ મન મારી, મન મોટું કરીને; અત્રે આવ્યો; પણ હું જોઉંછ કે તમારાં પથ્થર જેવાં દીલમાં માહરે વાસ્તે હેત કે દયાની એક ચીંગારી બી બાકી રહી નથી!

"અચ્ચીતજ નહી, ગુનેહગાર! હવે હેત અને દયા?" તે બાપે પાછી બરાડ મારી; "વીસ વીસ વરસોનો અંતર તે શું કાંઇ તું નાહનો સુનો સમજેછ? એ વીસ વરસનો જમાનો મેં કેમ કલાપીત, હાય સોસારા અને રાત દીનનાં કદુવામાં ગુજાર્યોછ તેનો તુંને કાંઇ ખ્યાલ બી થઇ શકશે?"

"ખેર, જેવી તમારી મરજી, ફાધર!" તે જવાંને નાઉમેદીના ઉંડા નીસાસા સાથે કહયું, અને પછી ફરીને ઝનુની ધસારા સાથે નાઉમેદીની ખફગીમાં તે આરામ-ગાહની જગ્યા તે છોડી ગયો. તેમ કરતાં ફીલીપ જયાં પોતાની માતાની કબર આગળ ઉભેલો હતો તેની લગોલગમાંથી તે પસાર થઇ ગયો, પણ તેણે ફીલીપને મુતલગ જોયો કે ઓળખ્યો નહી. તે આસપાસ કોઇને પણ જોવાની સુધ્ધીમાંજ નહી હતો!

મગર ફીલીપે તો તેને જોતાં સાથે તરત ઓળખ્યો. તે પેલોજ ચીત્ર વિચીત્ર પેહલવાન જેવો જોરેમંદ આસામી હતો કે જે તેને મી૰ પ્લાસ્તરના ઘરની નોકરી

નક્કી કરીને પાછો ફરતાં ઑમનીબસમાં મળ્યો હતો અને જેણે પેહલી સવેળાની ઘાતકી તરછોડ પછી અજબ જેવી ઉદારતા અને દયાથી પોતાની પોચલી છાતી ઉપર માથું ટેકવીને આરામથી તેને ઉંઘવા દીધો હતો, જે ઉપરાંત થોડાક પૈસા વકીલ તેની મરજી ન હતી તે છતાં તેનાં ગજવામાં ઠેસવી દીધા હતા. તે શું આ કોઈ અશક્ત અપંગ બુઢાનો બેટો હતો, કે જેનો એકલો આધાર તેનો કાલો કુત્રો અને તેની આ એક લાંબી લાકડી હતાં?

તે અપંગ જઈફ પોતાનો દીકરો ચાલી ગયો તે તુરત જોઈ શક્યો નહી, પણ તેના રથોડી પગ તળે કચડાતાં સુક્કાં ઘાસના રંસારા પરથી તેણે તે ચાલી ગયો એમ જાણ્યું, અને અજબ જેવું કે એક પલ આગમચ જે આવો સંગદીલ અને સખ્ત હતો તે એકદમ નરમ થયો!

"વીલ્યમ, પાછો આવ, વીલ્યમ!" તે ડોસાએ ગમ ખાઈને પોકાર્યું, પણ તેટલાં તો વીલ્યમ લાંબી લાંબી ફલાંગે કયાંનો કયાં દુરદરાઝ નીકળી ગયો હતો, અને તેણે તે નબલો ધુજતો અવાજ મુતલગ સાંભળ્યો નહી અને તે પાછો આવ્યો નહી, જયારે જે કબર આગળ તે અરડાઈ પડેલો હતો તે કબરપર તેણે પોતાનું બુજોર્ગીની સુફેદીથી ભરાઈ ગયલું માથું પટકી નાખ્યું. પેલો કુત્રો, તે જોતાં, દયાથી દાઝી ગયો, અને પુછડી હલાવતો અને કદર કરતો તેની વધતો નજદીકમાં જઈને ચંપાયો, જે બધો અસરકારક દેખાવ જોતો નાહનો ફીલીપ દીગમુઢ જેવો હજી પોતાની જગાએ ઉભો હતો!

'ઓ ખુદા, ત્યારે શું દુન્યામાં બધાં માહરાં જેવાં દુખીજ છે ને સુખી કોઈ છેજ નહી?' તેણે પોતાની બાળક બુધ્ધીથી ફર્યાદ કરતી કીસમે પુકાર્યું.

"વીલ્યમ, પાછો આવ, પાછો આવ!" પેલા અપંગ ઘરડાએ કકલાટથી ધુજતા નબલા સાદે પાછું પોકાર્યું; "અરે મેં તુંને કાંય જવા દીધો? અરે મેં કાંય નહીં દોસ્તીજ કરી નાખી? હવે જલદીજ માહરી જગ્યા આએ તાહરી માયની કબર લગો-લગ સદાની થવાની છે, અને ત્યારે મરતે દમે મેં કાંય એ વધતો ભુંડાસ લીધો?"—અને તે ગરીબ બુઢો એવી જીગરતોડ રવેસે રડયો કે નાહના ફીલીપથી તે જોવાયું કે ખમાયું નહી, અને તેથી પોતાની માતાની કબરને પાછો પગે લાગી, ઘણાં દર્દમંદ દીલે અને આંસુભરી આંખે, તે જવાંન તે મોહોતની માહેતમી અને હંમેશગીની ગમગીની-વાલી ઘમઘોર જગ્યાનું એકાંત છોડી ગયો.

તે એ પછી પાધરો એક પથ્થર કોતરનાર આગળ ગયો, અને પોતાની માતાની કબરપર એક સાદી 'ટૅબલેટ' ઉભી કરવાનું તેને પઠીને કૉન્ટ્રેકટ આપ્યું. ફકત તે ટૅબલેટ પર તે વાહલી માતાના નામની વીગત અને મરણની તારીખ સિવાય બીજું કાંઈ લખવાનું નહીં હતું.

એ પછી તે બાહેર પડયો અને થોડાંક અચોક્કસપણાં સાથે આગળ વધ્યો. હજી દાહડો ઢળી ગયો ન હતો ને પુરતો ઉજાસ હતો, પણ તેને સમજ પડયું નહી કે તેણે હમણાં ને હમણાં પાસેનાં ગામમાં પોતાનાં મામાને ત્યાં વાહલા સીડનીને મળવા જવું કે રાતવાસો આ તરફ કેઠે રહીજ જવું, અને એ વાતનો દરીઆફત કરતો મનના અચોક્કસપણાં સાથે તે રસ્તો ઓળંગવા એક ઠેકાણે થોભ્યો, તેવામાં તેણે શું જોયું? રસ્તાની સાંમી સાઈડે તેનો શેઠ મી૦ પ્લાસ્તર અને તેનો મદદનીશ મી૦ પ્લીમીન્સ હતા, અને સાથે એક પાડા જેવો જાડો પોલીસ કૉનસ્ટેબલ હતો!

"ઓ પેલો રહયો તે! પકડો!" પ્લાસ્તરે અને પ્લીમીન્સે બંનેએ તેને જોતાં સાથે તેને બતાવીને સામતો જીવ કાઢી નાખ્યો, અને ગરીબ ફીલીપ એકદમ ભડકયો. તેને એક લેહજામાં ખરી બીનાનો ખ્યાલ થયો. તેણે આવતાં આવતાં દુકાનમાંના કૅશ-બૉક્ષમાં હાથ નાખી સોના અને રૂપાં નાણું મુઠ્ઠો ભરીને પોતાની માતાને મદદ થવાની નેકમાંનેક દયાનતથી કાઢી લીધું હતું, પણ પછીથી સુબુધ્ધી પાછી ગાલેબ આવતાં જોકે તેણે તે બધું ત્યાંજ પડતું મેલ્યું હતું અને એક પૅની પણ સાથે લાવ્યો નહી, છતાં આએ તો દીસ્તુંજ હતું કે તેના પર કૅશબૉક્ષમાંથી ઘણોએક અવેજ ચોરી જવાનું આળ આવેલું હોવું જોઈએ, અને આ લોકો પોલીસની મદદથી તેની ધરપકડ સારૂં તેને ઢુંડતા ઢુંડતા આએ તરફ આવી લાગેલા હોવા જોઈએ! હવે તે શું કરે?

"તીરી જા, બચ્ચા, એકદમ તીરી જા!" પાસે ઉભેલા એક કોઈ વેગેબૉન્ડે તેવામાં કાન પર પડીને તેને સલ્લાહ આપી; "જોતો નથી એ લોકો તુંનેજ ઝીલી જવા આવેલા છે તે? પેલો પાડો દોડશે શું ને તુંને પકડશે શું? તાહરા ટાંટયામાં જોર છે કે નહી? તીરી જા!"—અને કમબખ્ત ફીલીપે આટલીબધી દીલસોઝીથી આપવામાં આવેલી એ રૂડી સલ્લાહનું વાસ્તવિકપણું તુરત પીછાણ્યું. તેણે જોયું કે એમ કરવામાંજ તેની અને તેનાં કુલવંત બાપના માન પામેલાં નામની સલામતી હતી. તેણે ચોરી તો મુતલગ કરી નહી હતી, પણ તે વાત તે કહે તે કાયદો માનવાનો કયાં હતો? કોર્ટનો અને કાયદાનો, તેનાં બેહુંદા અનીસ્ચીતપણાં વાસ્તે, શું આએ આગમચ નાહની ઉમ્મરે તેને ઘણોજ કડવો અનુભવ નહી થયો હતો? તેની ગરીબ, નિરદોપ, બેગુનાહ માતા બેવડી કલંકીત બનીને શું કોર્ટના ઈનસાફથી હારી આવી નહી હતી?

તે હવે તેથી થોભ્યો નહી, અને એક વા વીજોડાંભર્યા વંટોલ્યાની અદાથી યાહોમ નાહઠો. વાંચનારાં સાહેબોએ ખાત્રી માનવી કે અમોને ઉપલું સઘળું લંબાણથી બ્યાન કરીને લખતાં અને સમજાવતાં વાર લાગી છે, પણ ફીલીપને એ બધા ખ્યાલો વીજ-લીના વેગે પોતાનાં મનમાં કરી પરવારતાં એક મીનીટ પણ લાગી નહી. પેલા કાફર-ડાઓએ તેને જોયો અને "પકડો!"નો પોકાર કીધો અને તેજ વખતે પેલા બાજુમાં ઉભેલા કોઈ વેગેબૉન્ડે દયાથી ઉશ્કેરાઈને એકદમ ત્યાંથી તીરી જવાની કાંન પર પડીને

તેને સલ્લાહ આપી, એટલે તેણે પણ એક તડકે ઉપલાં સઘલાં અનુમાનો કરી લઈ તે કમાનમાંથી છુટેલા એક તીરની ઝડપે ધાહોમ ત્યાંથી નાઠો! સારાં નસીબે એક મોટી ટ્રેલર ટ્રામ પેલાઓ રસ્તો ક્રોસ કરવા જતા હતા તેવામાં વચ્ચે આવી જવાથી તેઓનું એ તરફ આવવું એકાદ ક્ષણ રોકાઈ ગયું, અને ફીલીપને ફુલ ગૅલપે નાહસી જવાનો વધતો પ્રસંગ મળ્યો!

"ચોર! ચોર! પકડો! પકડો!" તેની પુઠે અવાજો પડ્યા, અને ફીલીપે દોડતાં દોડતાં ડોકું ફેરવી પોતાનાં ખભાંપરથી જોઈ લીધું કે પેલો લાંબટાંગ પ્લીમીન્સ તેને પકડી પાડવા સૌથી મોટી ઝડપે પુઠે આવતો હતો. અસલ નૅપોલ્યન બૉનાપાર્ટનો ઓળો પેલો ઠીગુંજી પ્લાસ્તર ઝાઝું દોડી શકતો નહી હતો, અને ખરચાની જેલી જેવું પોતાનું પેટ હીલવતો ને ફુંફારા મારતો પેલો પાડા જેવો જાડો પોલીસમેન તો છેકજ પાછળ રહી ગયો હતો! અલબત, લોક બી પુશકળ પુઠે પડ્યું હતું. લોકના બાપનું શું ગયું? તેઓને તો મજાહજ મજાહ હતી, અને દરેક વલાંણ ને દરેક ગલીમાંથી લોક ભભડી ઉઠતું ને "ચોર! ચોર! પકડો! પકડો!" ની બુમ મારતું ગરીબ ફીલીપની પુઠે પડતું હતું. તેઓને ખબર નહીં હતી કે ચોરી કોણે કીધી, ક્યાં કીધી, ક્યારે કીધી ને શું કીધી! તેઓ તો એક બુમ મારતો હતો તેથી બીજો મારતો થયો, અને એ રીતે ટોળે ટોળાં ગરીબ ફીલીપની હુંબાળે દોડતાં થયાં.

હવે બીલકુલ જીવ સતોસત હતું! ફીલીપ થાકી જવા આવ્યો હતો, અને પકડાઈજ જતે, જેવામાં મદદ નહી ધારેલી મળી ગઈ. તે એક વળાણ લઈ એક ગલીમાં ધુસ્યો અને એક જાડા કદાવર બાંધાના આદમી જોડે અઠડી પડ્યો. તે એક વચલે વાંધેનાં હોટેલ આગળ કોઈ સાથે વાત કરતો રસ્તાની વચ્ચે ઉભેલો હતો, અને ફીલીપે ગભરાતમાં જોયું કે તે પેલોજ હતો કે જેણે તેને ઑમનીબસમાં પોતાની જોરમંદ છાતીની ઓઠ આપી હતી, અને જે પોતાના બાપના શ્રાપથી ઘવાયલો થોડાજ વખત આગમચ આએ તરફના કબ્રસ્તાનમાંથી બાહેર પડ્યો હતો.

"મને બચાવો, માહરા મેહરબાંન!" ફીલીપે તેને જોતાં ને ઓળખતાં મોટા ગભરાટથી ઉતાવલે આજીજી કરી, "હું બીલકુલ બેગુનાહ છેઉં, ને માહરી પુઠે પોલીસ પડેલી છે."

"પોલીસ?" પેલાએ તુચ્છકારનાં ભવાં જમાવી કહ્યું—અને પોલીસ નામથીજ તે પોલીસનો શત્રુ હોય અને સુગાઈને છછણી પડ્યો હોય તેમ તેણે પોતાના પેહેલવાની હાથોમાં ફીલીપને એક દુધમળ બાળક પેરે ઉંચકી લીધો, અને બીજીજ પલે બાજુમાંના તે હોટલના એક ઓરડામાં દેસવી દઈ, બારણું બંધ કરી લઈ, કશામાં હોય નહી તેમ પાછો વાત કરતો ઉભો. આ બધું પણ એક આંખના પળકારામાં—આંખ બંધ કરીને પાછી ઉઘાડ્યે તેટલામાંજ—બની ગયું, અને સારાં નસીબે સામીપારે એક

દીવાળ હોવાથી તે સાંકડી ગલીમાં એ બની ગયલું કોઈના જોવામાં આવ્યું નહી, અને પેલો કશામાં હોય નહી તેમ વાત કરતો ઉભો. તેવામાં તો પેલી વળાંણ પરથી લાંબ-ટાંગ પ્લીમીન્સ સાથે અલફાતુ સલફાતુઓનું એક મોટું ટોળું "ચોર! ચોર!" અને "પકડો! પકડો" નું કીલીયાન કરતું તે મોહલ્લામાં દાખલ થયું, જ્યારે પેલો મુછમાં હસ્તો ઉભો હતો ત્યાંથી તેજ બુમ મારતું આગળ નિકળી ગયું! છેલ્લા ભાગમાં હાંફતો હુંફતો મી૦ પ્લાસ્તર હતો, જે પોતાનું નૅપોલ્યનનું હાલમાં તો ભુલીજ ગયો હતો, અને સૌથી છેલ્લો હવામાં દંગોળું ગુમાવતો, બુમ મારતો, પેલો પાડા જેવો જાડો કૉનસ્ટેબલ દોડતો હતો!

---

# પ્રકરણ ૨૨.

"અહીં આવ, સીડની દુકતા, એ વલી આએ તાહરૂ શર્ટ કાંહ ફાડી આવ્યો?" મીસીસ મૉરટને ગગડાટ કર્યો, અને વાંચનારાં સાહેબો સમજી શકશે કે આપણી વારતાનું સ્થળ વળી અમો અત્રે બદલ્યે છીએ. બેહેસ્તમુકામ પાંમેલી ગરીબ કૅઠેરાઇન પોતાનું મોહોત ચેતેલી, તે મોહોતના ખ્યાલથી ભય પાંમીને, પોતાનાં કલેજાનાં ટુકડા નાહના સીડનીને પોતાનાં ભાઈ ભોજાંઇને ત્યાં મેલી આવી હતી ત્યાં આપણે હાલમાં તે કમ-બખ્ત બાળક છોકરાનો શો હાલ હતો તે જોવા સારૂં એક ઉતાવલી નજર નાખતાં જરા જઇ આવ્યે.

"નહીજી, નહીજી, મામીજી. માહરો કાંઇ વાંક નથી," તે કરડા દેખાવની અણગમી મામીએ ગગડાટ કર્યો એટલે વળી નવેસરના મારના ખ્યાલથી હેભત ખાઇને તે ફુલ જેવાં ગરીબ બચ્ચાંએ એક નેટરનાં ઝાડ પેરે અત્યારથીજ થરથર કાપતાં જવાબ કર્યો, "હું જરા બારીએથી ટીંગાઇને જોવા ગયો તેટલાં એક ખીલામાં માહરૂં શર્ટ ભેરવાઇને ફાટી ગયું."

"અને બારીએ એવું તે શું જોવાનું હતું જે, હેરેમંદ?" તે રાઉસ મામી વધતી ખીજવાઇ; "બારીએથી ઉઠલાઇ પડતે તો કીયો તાહરો બાપ બચાવવા આવવાનો હતો? કાંટી તો મહને ને માહરાં ઘેરનેજ આવતે કેની?"

"એ એમજ કરેછ, મમી" તેની ઉમ્મરના એક તે મામાના ચૅકુસ નામે ટૉમે વચમાં તાપસી પુરી; "આપણાં ઘર પરથી બસ પસાર થવાનો વખત થાયછ કે એ ટીંગાઇ ટીંગાઇને જોયા કરેછ, ને રસ્તામાં અમે કેઠે જતા હોઇએ ને બસ જતી હોયછ તો બસની પછવાડેબી દોડેછ."

"ને કચડાઇ ભચડાઇને મરી જતો રેહશે તેનો કાંઇ ખ્યાલ બળ્યોછ કે?" મામી વધતી ધીધવાઇ; "પેલી નેટર લાવ. એની એ ટેવ બી માહરે મુકાવવીજ જોઇશે. બસ જોવામાં તે એટલું બધું શું બળી ગયુંછ?"

પેલા હેતવંતા કઝીને ઉલટમંદ દોડીને તેની માયને નેટર તરત લાવી આપી. બધાં છોકરાં, માય સુધ્ધાં, કમબખ્ત સીડનીનાં શત્રુજ થઇ લાગ્યાં હતાં, અને તેનો કુટુંબો કરવા અને કરાવવામાં ઘણી મજાહ લેતાં હતાં!

"નહીંજી, નહીંજી, મામીજી, હવે હું બસ નહી જોવશજી," તે હીણનસીબ બાળકે હાથ જોડયા; "મને આય વખત માફ કરોજી."

"મમા, હું કહું તમોને, એ શું કરવા બસ જોયા કરેછ તે?" વળી એક બીજું મેલુંઘેલું તેંગણ વચ્ચે હોમાયું; "એ એમ ધારેછ કે એનાં મમા એને અહીંથી પાછો લઇ જવા બસમાં આવશે, અને તેથી એ બસનાં વખતે એમ ઘેલો ઘેલો થઇ જાયછ!"

"નહીજી, નહીજી, મામીજી, મમા નહીજી," ગરીબ સીડની વધતો ટોટરો બોબરો થયો, અને તેટલાં તો તેનાં બદનપર નેટરના સરોસર પાંચ સાત દયાહીણ ઝપેટાઓ ઉતર્યા! મીસીસ મૉરટન વાસ્તે તો એટલુંજ બસ હતું. તેને તો હર વખત ફકત બાહણાંનીજ ખોટી હતી, અને તે ગરીબ બાળક કે જોણે બાપનો ગુસ્સો કે માનું ધમકાવાનું વટીક કદી જાણ્યું નહી હતું તે અંહી આવ્યા પછીના ચાલુ દયાહીણ મારથી બીલકુલ હાલ બેહાલ બની ગયો હતો!

હવે મૉરટન મામો વચ્ચે પુરાયો. આખર કરે તે એક લોહી હતું, અને તેનાથી જોઇ નહીજ શકાયું. વાંચનારાં સાહેબો જાંણે છે તેમ તે પોતાની આ ધર્મી સકર્મી ભણનાર ગણનાર બૈરીના ગુસ્સાથી બીહીતો ધુજતો રહેલો હતો ખરો, પણ હાલમાં છેલ્લે છેલ્લે તેણે જરા વધતી હીંમતથી માથું ઉંચકીને અને માથું ફેરવીનેજ કામ લેવા માંડયું હતું. તે હાલમાં પણ ઇઝીચૅરમાં અરડાઇ પડેલો સ્મોક કરતો ને બ્રેન્ડી સોડા સીપ કરતો આ પીખાપીખીનું માજનું કયાં સુધી આગળ વધે છે તે ગુપચુપ પેહલાં તો જોયા કરતો હતો, પણ જયારે તે દીવાંની ઓરતે તે બેગુનાહ બાળકનાં ગુલાબ જેવાં તનપર સરોસર ઝપેટાઓ લેવા માંડયા ત્યારે તેનાથી નજ ખમી શકાયું, અને ત્યારે ઉઠીને તેણે પેલા સતકલુ પાડનારા ચુગલીખોર પોરયાઓને અકેકી સ્લૅપ ઝુરી કાઢી ઓરડામાંથી બાહેર પટકી નાખ્યા, જે પછી પોતાની બૈરીનાં બદનને વળગી પડી તેના હાથમાંથી નેટર તેણે ઝુટવી લીધી.

"તુંને કાંઇ શરમ છે, બેશરમ?" તેણે ખરાં દીલના ગુસ્સા ને કમકમાતથી પોતાની પરફૈતરને કહયું, "તું કાંય એ બીચારાં ગરીબ ગાય જેવાં બચ્ચાંની શત્રુ

થઈ લાગીછ? તેને મારે મારે મારી નાખેછ તો તુંને જરા થઈને દયા બી નહી આવતી? તું ઓરત છે કે જીવતી ડાકણ?—અને તેણે "માહરી આગળ આવ, સીડની બેટા!" કરીને તે નમાયાં બાળકને પોતાનાં પાસામાં લીધું, જયારે તેની ઉંચકાઈ ઉંચકાઈ જતી છાતી સાથે પોતાના પેટમાં દાબીને, પાસેની ટીપોય પરનું પોતાનું બ્રૅન્ડી સોડાનું ગ્લાસ પીવા આપ્યું.

ગરીબ સીડની તે ધસાંધસ પી ગયો. નહી કે તેને તરસ હતી કે પીવા ગમતું હતું; પણ એક બીહઘેલું બચ્ચું એવા અઈયામમાં એમજ કરે છે. તે ના કેહેવાનો અવાજ કાઢવાની હીંમતજ કરી શકયો નહી, અને જયારે મામાના ખોળામાં બેસીને તે નહી પીવાનું એમ ધસાંધસ પી જતો હતો ત્યારે બી તેના રડમસ મોટા મોટા ડોળા-ઓએ, તે ડોળા ખોભી ખોભીને, તે પોતાની કરપીણ મામીનેજ જોયા કરતો હતો!

અને તે મામી? તેના ભરથારે આજે જે તેને અજબજેવી હીંમતથી તાણા-જાંણી કહી સંભળાવી અને વચ્ચે પડીને સીડનીને બચાવી લીધો તેને લગતા બરપા થયલા ગુસ્સાથી જાંણે અવાચકજ થઈ ગઈ! અંતે જયારે પોતાની જબાંન પર કાબુ મેળવી શકી ત્યારે ગુસ્સાના ગુંગળાત અને ઝનુનથી તે બોલી, "હેં, એટલું બધું તમોએ બી માથું ઉચકયુંછ ખરૂં કે? આએ મરી ગીયા એબલગામણને લીધે તમે માહરી સાથે એમ ચીઠડાં ફાડતા થયાછ ખરા કે? હું બી જોઉંછ કે માહરા ઘેરમાં એ કયાં સુધી ચાલેછ, અને તમે આગળ રહીને આ જુઠઠા લુત્રા બારણેના કુત્રા દુકતાને કેટલી હદ સુધી બેહકાવોછ ને બગાડોછ!"

મી૦ મૉરટને તેની રાઉસ બૈરીની આ ધમકીની તચાકડીભાર પણ દરકાર કરી નહી. હવે તે રૂસ્તમ પહેલવાન જેવો ઘણો હીંમતવાન બની ગયો હતો! બૈરાનાં ધાકથી દબી જનારા બાયલાઓ બી ખમી ખમીને કેટલુંક ખમે અને કયાં સુધી ખમે? તેણે ચંગ વગાડયો, અને ચાકરડી મેરી અંદર દોડી આવી.

"અહીં આવ, મેરી," તેણે ગુસ્સાભેર કહ્યું, "સીડની બાબાને લઈ જા અને જમાડીને સુવાડી દે. એને પાંઉ સાથે જેલી આપજે."

"જેલી બેલી કાંઈ છે નહી," મીસીસ મૉરટન વળી મોટા ગુસ્સા સાથે માથું ફફડાવીને વચ્ચે કુદી પડી, "પાઉં સાથે પાણીનાં આંઠરાંનો ટુકડો બાળજે, મેરી!".

"આંઠરૂં નહી—જેલી!" મી૦ મૉરટને ગગડાટ કર્યો.

"જેલી નહી—આંઠરૂં!" મીસીસ મૉરટને ગુસ્સાથી પગ ઠોકયો, "જેલી હમણાં કેટલી મોંઘી થઈછ તેનો કાંઈ ખ્યાલ બરેલો હોય ત્યારે કે?"

"મોંઘું કે સસ્તું, પણ માહરા ઘરમાં માહરોજ હુકમ ચાલવો જોઈએ!" મી૦ મૉરટન માથું ફેરવીને આજે છેલ્લેજ પાટલે બેઠો, અને સીડની તરફ ફરીને વધાર્યું, "જાઓ બેટા, મામીજીને કીસ કરીને તમારા ઓરડામાં જાઓ."

સીડની હેબતાયલો, દધાયલો, બીહીતો બીહીતો ગયો.

"ને લે ચાલરે, જતો હોય તો જા. માહરા ગાઉનપર બુત સાથનો પગ મુકી દીધો! ઓય કરતું કે માહરા ગાઉનનું ચીરયું ઉતારતે!" ગરીબ સીડની બીહીતો બીહીતો તેને કીસ કરવા જતો હતો તેને પાંખરૂં પકડીને બાજુએ પાછો પટકી નાખતાં તે વંત્રીએ કહ્યું, અને સમજુ મેરી બધું સમજી જઈને ફેસાદ આગળ વધતો અટકાવવા તે બચ્ચાંને લઈને હવે બાહેર તરતજ ચાલી ગઈ.

"હવે અહીં જોવો, મીસીસ મૉરટન," પેલાં બેનાં બાહેર જવા પછી મી૦ મૉરટને દમામથી કહ્યું, "અત્યાર સુધી ઘેરનો ફેસાદ મટાડવા ઘણી ગરીબાઈથી ને ઘણી નાંખતીથી માહરા ઘરમાં મેં તમારો ઘણો દોર ચાલવા દીધોછ, પણ હવે હદ થાયછ. હું હવે એ ચાલવા દેવાનો નથી. માહરી ગરીબ બેહેન કેટને એ બચ્ચાંની સમાલ કરવાનું મેં વચન આપેલું છે, અને તે વચન સચ્ચાઈથી માહરે પાળવું છે. મને સમજાવ તો ખરી કે એ ગાય ગોસપંદ જેવું ગરીબ બચ્ચું તુંને શાથી એટલું અકારૂં પડયુંછ?"

"શાથી?" મારગારેટ મૉરટને ચીસ પાડી, "તમે ઠંડે કલેજે પુછી બી શકોછ કે શાથી? એ આવતી જતી ને પોતાના અવરદશા જેવા પોરયાને માહરે ઘર મુકીને જતી મરે તે એ કજ્યાનું કાલબુત માહરા ઘરમાં આવ્યું ને આવ્યું આએ રીતનો બધો ફેસાદ ને ફીતનો બરપા થઈ રહેલો છે. મને બતાવો તો ખરા—તમે આગળ એવા કે દાહડે હતા? તમોને તમારાં પેટનાં બચ્ચાંઓને વાસ્તે જરા થઈને દુખનો ચમટો નહી તુટતો ને એ દુકતાને વરેજ કાંય એટલું ચચરી આવતું હોશે? મને કોઈ દાહરે એક "તું" નહી કેહનારા તે નોકર નફર, બચ્ચાં છોકરાં, આવ્યા ગયાં કોઈનોબી મહલાજો રાખ્યા વગર એ મુવાં ટેંગણને ખાતર હરધુત હરધુત કરોછ! ઊં. ઊં. ઊં."—અને માથામાં આંગળી નહી ખુંચે એવી ગરીબ ગાય જેવી મારગારેટ મૉરટને રૂમાલમાં મોઢું છુપાવીને દુસ્કે દુસ્કે રડવા માંડયું!

રૉજર મૉરટનનો જીવ એ જોતાં જલી ગયો! તે એકદમ નરમ પડી ગયો, અને ખસ્યાંનો જેવો તેને મનાવી લેવા તે પોતાનાં બાપને નામની પોક મુકી રડતી બેઠી હતી ત્યાં તેને પટાવતો ગયો. તેણે તેનો હાથ માથાથી પોતાના હાથમાં લેવાની એક કોશેશ કરી જોઈ, પણ પેલી તેમ કરવા દેજ શાંની? તેણીએ છણકો કરી પોતાનો હાથ પાછો છોડવીને ખુંચવી લીધો.

"ખસી જાવ, હઠી જાવ—તમે માહરી આગળથી! માહરી આગળ હવે કોઈ બી દાહડે આવતાજ ના," તે ચરતખોરીએ વધારે મોટાં મોટાં દચકાં ખાઈને પોતાનાં ચરીત્ર ચાલુજ રાખ્યાં, "ખોબે ખોબે માહરા બાપને ઘેરથી રીત લાવીને તમોને ઠેરવ્યા હોળવ્યા અને બચ્ચાં છોકરાંથી તમારૂં ઘેરબાર ભરી આપ્યું તેનો આએ મને માહરા બુઢાપામાં બદલો કેની? શરમ છે તમોને!"

"લે ચાલ, માફ કર, અને હવે કજયો કાઢી નાખ," રૉજર મૉરટન વધારે પીગળીને પાણી થઈ ગયો, અને તેણે તેને કમ્મરમાંથી પકડીને જોર જુલમથી એક કીસ લીધી, "માહરે ખાતર તું એ બચ્ચાં સાથે એટલી સખ્ખત ના થા. આટલું નાધલું કુમલું બચ્ચું માયથી જુદું થયલું તેના પર તો તાહરે માયા રાખવીજ જોઈએ. આપણા નાધલા ટૉમને તાહરાથી એજ મુજબ અલગ ને જુદો કરવામાં આવે તો તુંને ને તેને કેવું લાગે તેનો તો જરા ખ્યાલ કર?"—અને એ છેલ્લી તકરારથી ખરેખર અસર થઈ હોય અને માહત થઈ હોય તેમ મારગારેટ મૉરટને આંસુ નુછી નાખ્યાં.

"તમે હુશયારજ એટલા છેઓ કે કોણની માયે સુંઠ ખાધી હોય જે તમારી સાથે તકરારમાં ટકી શકે!" તેણીએ થોડુંક હસીને કહયું; અને પછી ચુમીઓની આપ-લેથી તે બેઉ વાંદરોએ હવે પાછી દોસ્તી કરી.

"મને કેહે તો ખરી," રૉજર મૉરટને એ રીતે તેને ઠંડી પાડવા પછી સમજાવીને પાછો સવાલ કર્યો, "એ બચ્ચાંપર શાંનો તુંને એટલો અભાવ આવેછ? એ શાંનો એટલો અણગમતો છે?"

"સબબ કે એ બાલેબાલ ને બોલ્લે બોલ જુઠ્ઠો છે ને સાચ્ચું બોલવાનું તો એનાં માયબાપે એને શીખવેલું લાગતુંજ નથી! મને તો બીહીક લાગેછ કે આપણાં હીરાને ઓરેનાં બચ્ચાંઓને બી એ બગાડીને ધુળ કરશે," ધર્મી સકર્મી મીસીસ મૉરટને સ્વબચાવમાં કહયું.

"એટલો જુઠ્ઠો?" મૉરટન અજબ થયો; "તે ત્યારે તેં મને કહયું કાંય નહીં? તે તો ત્યારે નહીજ ચાલવા દેવું જોઈએ."

"આએ લેવની, ગઈ કાલની વાત છે," મીસીસ મૉરટને ચઢાવી આપ્યું; "ગઈ કાલે મેં માહરી આંખો આંખ જોયું કે એણે લંગડા લુલા હાથોએ આપણુ મોટું સોદાનું ટમબ્લર ઉંચક્યું અને તે ભાંજીને કટકે કટકા કરી નાંખ્યું, અને તે છતાં મેં પુછ્યું ત્યારે સફ્ફા નામુક્કર ગયો કે માહરે હાથે ભાંગ્યું નથી!"

"તે ત્યારે તુરત તેં મને કહ્યું હોતે તો હું લાકડીથી એનો બરડો ફારી નાખતે," રૉજર મૉરટન ઉસકેરાયો; "મને જુઠ્ઠાંની ઘણી છીટ છે. અલબત્ત, આપણને એ નમાયાં બચ્ચાંની કદર ખાવાની છે, પણ તેને બગાડવાનું તો નથીજ. એની નીતીરીતી તો

આપણને બધી સુધારવીજ જોઈએ. તું જાણતી નથી એ જુઠ્ઠું બોલવાની માઠી તબેહને વાસ્તે તો આપણા નાધલા ટૉમને મેં મારીને રેજેરેજ કીધો ને તેની એ ટેવ છોડાવી તે?"

ટુંકમાં, તે મરાયલાં પીખાયલાં વરબૈયર વચ્ચે તુરત વેળા તો હાલમાં હવે પાછી શાંતી, સમાધાની અને દોસ્તી થઈ—એવી સમજુતીથી કે ફરીથી જ્યારે સીડની જુઠ્ઠું બોલતો પકડાય ત્યારે મામીએ મામાને રીપોર્ટ કરવો, અને મામાએ મારીને તે પોરયાને પાંસરો કરવો!

કમનસીબે સીડની જુઠ્ઠો થવાની મીસીસ મૉરટનની ફર્યાદ બીલકુલ નાપાયદાર કે બેવજુદ નહીંજ હતી. અહીં આવ્યા પછીથી, ઉપરાસાપરી પડતા મારની સોતીના ધાકે, તેને થોડો જુઠ્ઠો બનાવ્યો હતો એ તો ખરૂં, કે જે અપલક્ષણ એવી કોઈ ધાક કે ફીકરજ નહી હોવાથી તેનાં હેતવંતાં માબાપનાં શિરછત્ર સાહયામાં તેણે કદી જાણ્યુંજ નહી હતું. હયાં તો દરેક નજીવી તકસીર, ભુલ કે ગફ્લત વાસ્તે તેને તેની દયાહીણ મામી એવો પોંખ જમાડતી હતી કે મારની ફ્કરથી બચવા પોતાને હાથે થયું હોય તે પણ નહી થવાનું બોલી દેવા જેવો તે બાજે વખતે તોતરો બોબરો થતો હતો અને વધતો પકડાઈ આવતો હતો એ વાત બીલકુલ ખરી હતી. એ બુરી ખાશ્યતનું તેનું શિક્ષણ તેનાં એકથી એક સરસ જુઠ્ઠાં કઝીનસનેજ આભારી હતું એ પણ એક બી સહરાગાત વગરની સાચી વાત હતી. મી૦ મૉરટન મનમાં મલીદા ખાતો હતો ખરો કે તેણે જોરબંધ માર મારીને પોતાનાં છોકરાંઓને સાચું બોલતાં શીખવ્યાં ને સુધારયાં હતાં, જ્યારે ખરી વાત એ હતી કે તેઓ સાચ્ચાં કરતાં જુઠ્ઠાંજ વધારે હતાં!

બીજે દીવસે સાંજે મૉરટન દુકાનમાંથી ઘરમાં ચા પીવા આવ્યો ત્યારે તેની હેતવંતી મોહરદારે તેને સારૂં ચા સાથે ખાસ સેન્ડવીચીઝ કરાવ્યાં હતાં, અને સેન્ડવીચીઝનો એક ઢગલો તે દબાવતો બેઠો હતો તેવામાં દુકાનમાં કોઈ સારે ઘરનું ગ્રાહક આવ્યું, કે જે ઘણું માલોતોઝાર ને માલદાર હતું, એટલે 'શૉપબૉય' તેને ઉતાવળે તેડવા આવ્યો, અને મી૦ મૉરટનને જમતો જમતો ઉઠીને, હાથ મોહું નુછી, દુકાનમાં પાછું દોડી જવું પડ્યું. એ વખતે ટૉમ અને સીડની એ ડાઈનીંગ ટેબલની બાજુમાં પોતપોતાનાં લૅસન કરતા સ્ટુલપર બેઠા હતા, અને જેવો બાપ ખાતો ખાતો ઉઠી ગયો એટલે ટૉમની નજર પેલાં સોહરમદાર સેન્ડવીચીઝ પર દોડી પોંહોંચી. તેણે લૅસનની ચોપડી પડતી મુકી, આળસ મરડી, અવાચી ખાધી, સ્ટુલ પર અકરવકર કીધી, અને પછી તે લલચાવનારાં મોંહ સવાદીઆંપર નજર ટીકેલી રાખીને તે ઉઠીને ઉભો થયો ને તે ટેબલ કને આવ્યો. તેણે જોયું કે હજી પ્લેટમાં સેન્ડવીચીઝનો એક ખાસ્સો મહજનો ઢગલો બાકી હતો, અને ત્યારે તેણે પોતાનાં મન સાથ મુજાદેમત ચલાવી અને તકરાર લીધી કે તેમાંથી તે બે ચાર ઉચકીને દપાટી જાય તો નખ્ખોદ શું અને કોણનું વળી જવાનું છે? કાંય

નહી તેના બાપનું પેટ ભરાઈ ગયું હોય? કાંય નહીં તે પાછો આવવાનોજ નહી હોય? આદમી ખાઈ ખાઈને તે કેટલુંક ખાઈ શકે? વળી પેટ ભરાયું હોય ને પાછો આવે બી ખરો તો એ શું બનવાજોગ હતું કે આટલાં બધાં સેન્ડવીચીઝમાંથી તે ચાર પાંચ ઉંચકીને ઉછાલી જાય તે તેના બાપની જાણમાં આવવાનું હતું? બનેજ કેમ? શું તે કાંઈ ગણી મોજીને ગયો હતો?

ટુંકમાં, તર્ક શાસ્ત્રના ફીલસુફીભર્યા નિયમપર એ બધી ફીલસુફીભરી તકરારો અને તરંગો મનમાં કરી લઈને નાહનો ટૉમ તે બેગુનાહ સેન્ડવીચીઝપર એક કાતીલ ધસારો લઈ ગયો, અને એક પછી એક ગપોગપ તે મોઢાંમાં ઉછાળતો ગયો. સીડનીનું, અલબત, એ તમાસાપર તેવાંમાં ધ્યાન ખેંચાયું, અને તે દેહેસ્ત ખાઈ ગયલો તેની પાસે આવ્યો.

"ઓ ટૉમ, એ શું કરેછ?" તેણે ફીકરમંદ કહયું; "તાહરા પપા મારી નાખશેની?"

ટૉમે પોતાની કદાવર મુક્કી તે ગરીબ નાતવાન છોકરાની નસ્કોરી પર ગોઠવી.

"પપા જાંણશે તો મારી નાખશે કેની?" તેણે સવાલ કર્યો; "પપાને જાંણવા દઈશું કેમ? અને તેં જો કહી આપ્યું તો યાદ રાખજે કે આએ મુક્કીથી તાહરી નસ્કોરી છુંદી નાખ્યા વગર હું રેહવાનો નથી!"

સીડની બાપડો ડરી ગયો. ટૉમ લગભગ તેની ઉમ્મરનો—ભાગ્યેજ બે ત્રણ વરસ મોટો હતો, પણ બાંધાનો ઘણોજ મજબુત ને રાથોડી હતો, જયારે સીડની તો તેના મુકાબલામાં બીલકુલ નાહનો, નાતવાનૂ અને કોમળ હતો.

એવામાં મી. મૉરટનનો પેલી કોઈ ગ્રાહક બાઈ દુકાનમાં આવી હતી તેવે મોટે સાદે "ગુડ આફતરનુન" કરવાનો અવાજ આવ્યો, અને ટૉમ તરખાયો.

"જા, તું તાહરે તાહરાં સ્ટુલપર જઈને બેસી જા," તે પોરયાએ ઉતાવલે હુકમ આપ્યો, "અને હું માહરો રૂમાલ લાવવાને મસે ઉપર તીરી જાઉંછ."

"હા, પણ તાહરા પપા તો સેન્ડવીચીઝને વાસ્તે ત્યારે મનેજ ગળે પડશે?"

"નહીં; ત્યારે તું હીંમતથી કહેજે કે બીલ્લી ટેબલપર કુદી આવીતી અને તે મોઢાંમાં ઢગલો લઈને નાહસી ગયલી છે. જો બચ્ચા સમાલજે હં! એમ નથી કહયું ને માહરી ચુગલી કીધી તો જીવતોજ નહી જવા દેવશ!"—અને ટૉમ પાછલે દાદરે ઉપર પોબાર થઈ ગયો. પરીણામમાં, મી૦ મૉરટન ખાધરા જીવ સાથે સેન્ડવીચીઝને બાકી રહેલો ઈનસાફ આપવા ડાઈનીંગ ટેબલ પર પાછો આવ્યો ત્યારે ટૉમનું સ્ટુલ ખાલી હતું, અને સીડની એકલોજ ચોપડીમાં માથું ખોસી ત્યાં બેઠેલો હતો.

મી૦ મૉર્ટને તો, અલબત, અંદર આવતાં સાથે પ્લેટ માંડેલા સેન્ડવીચીઝનો હુમલો નાખેલો થઇ ગયેલો જોયો અને તે ભભૂક્યો.

"આજે માહરાં સેન્ડવીચીઝ કોણ ઝપાટી ગયું?" તેણે ગુસ્સાના લાલ લોહીઆળ ડોળા કાઢીને સીડનીને સવાલ કર્યો; "તું એ ગળી ગયો કે, સીડની?"

"નહીજી, નહીજી, મામાજી, હું નહીં," સીડનીએ પોતાના નાખલા નાખલા અને હાથ ખરાંપાણુંનાં જોશ સાથ હીલવીને બીહીધેલી આંખોમાંથી જવાબ કર્યો.

"ત્યારે પેલો હુક્તો ટૉમ હોવો જોઇએ; ને અહીં બેઠેલો હતો તે ક્યાં ગયો?"

"ઉપર પોતાનો રૂમાલ લેવા ગયોછ, મામાજી."

"અને ત્યારે ખરું કહે, છોકરા, ટૉમે એ ચોરી કીધી?"

"નહીજી, નહીજી, મામાજી, ટૉમ નહીં, એ તો—એ તો બી—બીલ્લી ટેબલ પર કુદી આવી."

"બીલકુલ જુઠ્ઠો લુટારો!" મીસીસ મૉરટન, જે પોતાના ધણીની સાથે બીજા ઓરડામાંથી એ ઓરડામાં તરતની આવી હતી તેણે એ સાંભળતાં ગુસ્સાભેર કહ્યું; "બીલ્લીએ તો આજે બચ્ચાં આપેલાં છે, અને તે તો તેના બોક્ષમાંથી આજે બાહેર આવીજ નથી!"

"એમ? એટલો જુઠ્ઠો?" મી૦ મૉરટને ખુનખ્વાર ડોળા કાઢ્યા, "પણ તમે જાઓ, મૅગી, ને જોઇ આવો. માહરે ઉતાવલો કે ગેરઇનસાફી થવું નથી. ફરીથી તલ્વાસ કરો, કે બીલ્લી બોક્ષમાંજ છે કે નહીં,"—અને મારગારેટ જ્યારે પોતાના ધણીના હુકમ મુજબ બીલ્લીની તલ્વાસ કરવા 'સૅલર' તરફ ગઇ ત્યારે મી૦ મૉરટન દમામથી ઉઠીને પોતાની કબટ આગળ ગયો, જે તેણે ચાવી ફેરવીને ઉઘાડી.

એવામાં મીસીસ મૉરટન પાછી ફરી. તે ખુશીથી પ્રફુલીત થયલી હતી, અને તેના ફીક્કા ચેખસારો ધમધમીને લાલ થયા હતા!

"મેં કહ્યુંની, રૉજર, કે એ ગુલણપુર હુક્તો પગથી માથાં સુધી જુઠ્ઠો છે!" તે શું એક વાઘ મારી આવી હોય તેટલી ખુશાલીથી બોલી; "બીલ્લી તો બીલકુલ મરેહાલ જેવી એના બૉક્ષમાં બીમાર પડેલી છે. સહવારનું એની રકાબીમાં દુધ નામેલું છે તે બી એણે જરા થઇને પીધેલું નથી."

"બસ ત્યારે ખાત્રી થઇ!" મી૦ મૉરટને કહ્યું, અને વધારે મોટા દમામથી તેણે પેલી કબટમાંથી પોતાનો 'ડૉગ વ્હીપ' ખેંચી કાઢ્યો, જ્યારે ગરીબ સીડની પોતાની બેઠકમાં નેતરનાં ઝાડ પેરે વળી પાછો ધુજતો હતો, અને તેનું રહદય જોરથી ધપ-કારા મારતું થયું હતું!

"હવે અહીં આવ, દુકતા," ચાબુકનો વળ છોડીને મી૦ મૉર્ટને એક મોટા ન્યાયાધીશની ગંભીરતાથી કહયું; "એકદમ કબુલ કર—તું જુઠઠું બોલ્યો ખરો કેની?"

"હાજી, હાજી, મામાજી, માફ કરો, પણ મને—પણ મને તમારા ટૉમે એ ખ્રાઇ જઇને એમ કેહેવા શીખવ્યું. તેણે કહયું કે નહીં તો તાહરી નસ્કોરી છુંદી નાંખશ."

મીસીસ મૉર્ટને ચીસ પાડી.

"માહરા ખુદા, આએ કેટલો જુઠઠો દુકતો!" તેણીએ પોકાર કીધો; "આપણો ટૉમ એમ કહે ને કરેબી ખરો? તે તો કયારનો ઉપર ગયલો છે."

"અને ત્યારે માહરે એ ચાલવા દેવુંજ નથી," તે કાચ્ચા કાનના હેમક મામાએ ઠરાવથી કહયું, અને ગરીબ સીડનીની ચીસાચીસ અને રડારોળ વચ્ચે કુત્રાંને મારવાના ચાબકથી તે કમબખતે તે ગરીબ બાળકને સરોસર ને ઝરોઝર એવો જોરબંધ માર માર્યો કે ઘણેક ઠેકાણે સળ પડીને ચામડી લાલ થઇ ગઈ, જયારે ચામડી ફાટીને લોહી નહી નિકળ્યું અથવા તે નબળું નાતવાન બાળક તે મુજી મામાના પગ પાસે બેહોસ અથવા મુરદ્દું થઇ ટુટી નહી પડયું તેજ એક મોજેજો થયો!

"ઓ મમા! ઓ મમા! તું આવ રે! તાહરો સીડની મરી જાયછ રે! તું કાંય તાહરા સીડની આગળ આવતી નથી?" તે બાળકે કકળાટ કર્યો, અને ત્યારેજ તે સાંભ-ળતાં તે હેમક મામાના પેટમાં એવો ચમટો ટુટયો ને તેની મરજી ઉપરાંત તેના હાથ-માંનો ચાબુક તેનો હાથ બેતાકટ થઇ પડતાં નીચે સરી પડયો, જયારે તે ઠાકેલો, દુખી થયલો, પશેમાન થતો પાસેની ખુરશીમાં બેસી ગયો.

"શાના એટલા પાણી પાણી થઇ ગયા?" તે હેતવંતી મોહરદારે અદરકદરથી તણકો કર્યો, "એ તો એમજ જોઇએ. લાકડાના દેવને ખાસડાંની પુંજા!"—અને પછી સીડની તરફ ફરીને વધાર્યું, "ને લે હવે ચાલ, મોઢું સીવી નાખ, અમથો મમા તમ્મા કરીને ભેજું ના ખા. મમા મુકી ગઇ ત્યારે તો દીકરા પર હજારો હેતથી ઘેલી હોય તેમ હજારો લાહવરાં સાહવરાં કરતી હતી, અને મુકીને ગઇછ ત્યારથી એક વખત જુઠાઇએ ખબર બી મંગાવી નથી!"

"વધારે બીમારજ થઇ હશે," રૉજર મૉર્ટને દર્દમંદ દીલે અને ધીમે સાદે ફીકરમંદ કહયું, "બીમાર થયા વગર એમ હોયજ નહી."

"અરે બીમાર શાંની થતીતી?" તે સપ્પરપુરી ભાભીએ જીવ જીકાતી નાખ્યો; "એમ કોઇ તપોતપ બીમાર થતાંજ નથી ને એમ દપોદપ મરી જતાંજ નથી!"—અને હયાં આતુરતાભર્યા કાને પોતાની વાહલી માતાને લગતી આ કોઇ જીક્કર સીડ-નીને રડતાં રડતાં સાંભળવા પડેલો જોઇને ટણકાથી ઉમેર્યું, "લે ચાલરે, અમથી એમ

ચીસાચીસ કરીને મોહલ્લા ના મેળવ. આંખ લુછી નાખ, ને આજે પૅકેટ છે તે પાદ્રીની મીસીસ ગ્રેનને આપી આવ. આપણા ઘરથી છૂટું થેઈ, પણ કાલે સાંજે તું જતું આવ્યો હતો તેજ બાઈને આપજે."—અને એમ કહી, ગરીબ સીડનીનાં હાથમાં તે પૅકેટ જોરજુલમથી પકડાવી દઈ, તે દુષ્ટ ઓરતે તે નમાયાં બાળકને રસ્તાનાં બારણાં તરફ એક ઘાતકી હડસેલો માર્યો.

તે ગયો. ડુસકાંઓથી તેની છાતી ઉંચકાઈ ઉંચકાઈ જતી હતી, અને આંખમાં આંસુઓ અને નાખમાં નીત સાથે તે ગરીબ બચ્ચાંને એમ રડતું અને ફર્યાદનો શોરબકોર ઉઠાવતું ઉઘાડે પગે ને ઉઘાડે માથે રસ્તેથી જતું તેના હેતવંતાં માતપિતાએ છવતી જીંદગીમાં કદી જોયું હતે અથવા જોવાનો ભાસ પણ તેઓને થયો હતે તો તેઓનું હાર્ટ ત્યાંજ ફાટી જતે એમ કહેવામાં એકે સહરાગાત નથી!

"હું—હું—પા—પા—પાછો આવવાનોજ નથી!" નાહનો સીડની રસ્તે જતાં ઉંચકાઈ ઉંચકાઈ જતી છાતીએ પોતાના જીવ સાથે ડુસકાંઓ વચ્ચે વાત કરતો જતો હતો; "હું—હું આએ પા—પા—પારસલ રસ્તાપર નાખી દેવશ, ને ઘેરમાં પા—પા પાછો જવાનોજ નથી. ઓ મમા, ઓ મમી ડીઅર, તું આવરે! તાહરા લાડકા સીડનીને લઈ જારે!" અને એ રીતે કકલાટ કરતું તે બચ્ચું રસ્તે ઉતર્યું તે દેખાવ એવો શોકજનક હતો કે અમો દીલોજાનથી દુવા કરશું કે ઓ દયાળુ પરવરદીગાર, એક બેતાલે તાલેનાં બદબખ્તીભર્યા એવાં બેઅખત્યાર બનવાકાળનાં વમળમાં બેગુનાહ સીડની અને ફીલીપ માફક કોઈ અમારાં હડહડતાં દુશમનનાં બચ્ચાંઓને બી તું કોઈ દાહડે એ રીતે ફસવા દેતો ના!

---

## પ્રકરણ ૨૩.

અને એ સઘળું જે સાંજે બન્યું તેજ સહવારની બડી બામદાદે બે જણો જે ગામમાં મરનાર કૅરાઈનનો ભાઈ રૅાજર મૉરટન રહેતો હતો તે ગામથી દસ માઈલના છેટા ઉપરની એક ધર્મશાળામાં આવી ઉતર્યા. તે બે માંહેલો એક ઘણો કદાવર બાંધાનો, મજબુત, જોરમંદ જવાંન હતો, જ્યારે તેની સાથે આવેલો બીજો એક દીસતી રીતે નાહનો છોકરો હતો. તે છોકરો કાંઈ ઝાઝું બોલતો નહી હતો, પણ પેલો કદાવર આદમી તો જરમન ઢબથી ભાર નાખી નાખીને અશુધ્ધ અને ભાંગી તુટી ઈંગ્રેજી બોલતો હતો. તેણે આવતાં સાથે છુટ્ટે હાથે પૈસા વેરીને તે ધર્મશાળાવાલાને આંજી નાખ્યો, અને પછી પોતાના ઓરડાઓમાંજ નાહી ધોઈને તરત નાસ્તો મંગાવ્યો.

તે એક મોટી ધર્મશાળા હતી, અને ઉતારૂઓની આવન જાવન તેમાં જાસ્તી એટલા માટે હતી કે તે ત્રણ મોટા ઘોરી રસ્તાના સંગમ ઉપર આવી હતી. એક રસ્તો રૅાજર

મૉરટન જે ગામમાં રહેતો હતો ત્યાં લઈ જતો હતો, બીજો એક મોટાં કારખાનાંઓને લગતાં ઉદયોગી ગામ તરફ હેરવું લેતો હતો, જ્યારે ત્રીજો એક જાણીતાં "સી—પોર્ટ" (દરીઆને લગતાં બંદર) તરફ લઈ જતો હતો; અને એમ હોવાથી એ ઉતારાખાનાનો ઉપ્યોગ હર હંમેશ મોટોજ થતો હતો.

"વૅલ, દોસ્ત ફીલીપ, હવે શું ધાર્યું? કેવી મજબુત થાપ આપી આપણે, પેલા તાહરી ધરપકડ વાસ્તે તાહરી પુઠે પડેલા ભોંસ્યાંઓને?" તે બે એ પછી પોતાના ઓરડામાં એકલા પડયા એટલે એ બેમાંનો પેલો વડો જે જરમનપણાંના ઘણા જાસ્તી ઢોંગ કરતો હતો તેણે પેટ પકડીને હસ્તાં હસ્તાં કહયું; "તું તો ગભરાયા કરતો હતોની?"

"હું તમારો ઘણો આભારી છું, ભલા મી૦ ગૉત્રે," ફીલીપ બોફ્રેટે જવાબ કર્યો, કેમકે વાંચનારાં સાહેબો વગર કેહવે સમજી ગયાં હશે તેમ, જરમન ડ્રેસ અને જરમન ચેનચાળા અને ચહેરા ઉપરના જરમન ફેરફારો સાથે આ તરફ નીકળી પડેલા એ બે બીજા કોઈજ નહી, પણ નાહનો ફીલીપ અને પેલો કદાવર આસામી હતો, કે જેણે પોલીસનાં લફડાંથી તેને બચાવી લીધો હતો, અને જે દયાળુ દીલના આદમીએ ઑમનીબસમાં તેની ઉપર દયા કરવા પછીથી તેના પ્રત્યે અજબ ભાવના (આપણે જોયું છે તેમ) લઈ લીધી હતી.

"હું તમારો ઉપકારી છું, મી૦ ગૉત્રે. તમારી સવેળાની મદદ જો મને નહી મળી ગઈ હોતે તો હું જરાબી સંદેહ કરતો નથી કે હું ગમે એટલો બેગુનાહ હોવા છતાં અત્યારે તો જેલખાનાંની હવા ઘોરતો હોતે!"

તે કદાવર આદમી—મી૦ ગૉત્રે—મોટા તુચ્છકારનું હસ્યો.

"અને હવે ત્યારે આપણને છુટ્ટા પડવાનું છે?" ફીલીપે થોડીક દીલગીરીથી સવાલ કર્યો.

"જે તાહરી ખુશી! હું પોતે ક્યાં તાહરેથી છુટ્ટો પડવા ખુશી છું?" જોરમંદ મી૦ ગૉત્રેએ દીલસોઝ જવાબ કર્યો; "તું એક બી સગાંવાહલાં કે દોસ્તઆસના વગરનો તું કેહેછ તેમ નમાયો છે, તેથી તું ચાહતો હોય તો હું તો તુંને માહરી સાથે રાખીને આશરો આપવા એકકે પગે તૈયાર છું, પણ તુંજ માનતો નથી."

"હા, હું માનતો નથી, કેમજે ભલા મી૦ ગૉત્રે, મારા ગરીબ નાધલા નાતવાન ભાઈનો હવાલો લેવાને મેં માહરાં હેતવંતાં માતાની કબર પર કસમ લીધેલા છે."

"પણ તે તાહરો નાહનો ભાઈ તો, તું પોતેજ કહેછ તેમ, તાહરા મામાને ઘરે છે, અને મામાને ઘેર તો સુખમાંજ રહેલો હોશેની? સગાં મામા મામી તો એવાં ફુલ જેવાં બચ્ચાંને દુઃખમાં નહીજ રાખે કેની?" મી૦ ગૉત્રેએ તકરાર લીધી.

"તે જોવાનું છે; તે વાતની માહરે તપાસ અને ખાત્રી કરવાની છે," જવાન ફીલીપે નમ્રતાથી જવાબ કર્યો.

"ઑલરાઈટ; તેથીજ તો હું તુંને કેહુંછ કે જે તાહરી ખુશી. તું એક વખત એ ગામમાં એક ફેરો જઈને જોઈ આવ," મી૦ ગૅાત્રેએ જવાબ કર્યો; "હું તો, મેં તુંને કહી મેલ્યુંછ તેમ, આએ કારખાનાંવાલાં ગામમાં આગળ વધશ, અને ત્યાંની સરાહમાં બે દાહડા થોબીને તાહરી વાર જોવશ. તેટલાં તું આવી લાગ્યો તો ભલે ભલું, નહી તો પછી મને મારાં કામેકાજે જ્યાં જવાનું હશે ત્યાં નીકળી જવશ."

"હા, પણ તમે મને ખુલાસો કરીને કેહના નથી અને માહરા અંદેશો ભાંગનો નથી," ફીલીપે કાકલુદીના તોરથી કહયું; "હું પુછુંછ ને તમો મને ઉડાવ્યા કરોછ! તમે કોણ છેઓ ને તમારો ધંધો શું છે?"

"પણ તે જાંણવાને તું કાંય એટલો બધો જીજ્ઞાસુ થયોછ?"

"કારણ કે તમે આટલી બધી ભલાઈથી મને તમારો સોબતી બનાવવા અને મને તમારે આશરે રાખવા માંગોછ;" ફીલીપે જવાબ કર્યો; "આ દયાહીણ દુન્યામાં જ્યારે કોઈ માહરો સાથી ને માથે હાથ રાખનાર મુરબ્બી નથી થયું ત્યારે તમે તે ભલાઈ કીધી, અને હજી વધારે કરવા તૈયાર છો, અને ત્યારે માહરે શું જાણવું નહી જોઈએ કે તમે કોણ છેઓ ને તમારો ધંધો શું છે?"

વળી પેલો મોટે સાદે ઉડાવનારૂં હસ્યો.

"મને જવાબ આપો, ભલા મી. ગૅાત્રે," ફીલીપે આગ્રહ કર્યો "ગઈ સાંજે પેલાં ભોંસ્યાંઓને હાથથી મને ઉગારી લેવા પછી તમે મને તમારી સાથે તમારી જે કલબમાં લઈ ગયા ત્યાંના મેમ્બરો ખુદા જાણે કેમ તે મને જરા થઈને ગમ્યા નહી! બધા ઘણા સફાઈથી અને સંભાળથી ડ્રેસ થયલા હતા, અને ખાંનદાની ગ્રહસ્થો જેવા દેખાતા હતા, મગર તેઓના બોલવામાં કમકમાટ ઉપજાવનારો એઠવાડો કાંઈ એટલો હતો અને તેઓની ચાલચલણમાં તેઓ એટલા ધીલા ધીલા મને લાગ્યા કે ખુદરતી એ તમારા સાથીઓ અને મંડળ વાસ્તે મને વસવસો પેદા પડયો છે. મને માફ કરશો માહરા જોગી તમારી આટલી બધી ભલાઈઓ પછી એમ ખુલ્લું કરીને કેહેવા વાસ્તે?"

"તું તાહરા વિચારોનો મુખત્યાર છે, બીરાદાર, અને તું તે એમ ખુલ્લું કરીને કેહેછ તેથી હું બુરૂં જરાબી માનવાનો નથી," મી. ગૅાત્રેએ સંભાળભર્યો જવાબ કર્યો; "તેજ વખતે વળી માહરા પોતાના સંબંધમાં માહરે કેહવું જોઈએ કે માહરે ખુલ્લું કરીને કેહવા જેવું કાંઈ છેજ નહી. હું તો એક ફરતો ફત્તેહમારી અને તકદીરનો ગુલાંમ છેઉં! માહરા ધ્યાનમાં આવેછ ને મને જે સારૂં લાગેછ તે કરૂંછ, અને માહરી હુશ્યારીથી કમાઈ ખાઉંછ. હું શ્રીમંતોનો શત્રુ અને તાહરાં પોલીસનાં ભોંસીયાંઓનો હડહડતો

મુદદઈ છું, કેમજે ઈમાનદાર ગરીબોને બીગાડી અને કચડી નાખનારા એજ બે નાલાયક પંઠો છે એવી માહરી ખરાં દીલની માન્યતા છે. આએ તાહરેજ દાખલો લેની? તું નેકચલન અને સદગુણી હોવા છતાં તું પોતેજ કેહેછ તેમ આટલી ટુંક ઉમ્મરે એ બે બદમાશ વર્ગો હસ્તક તેં શું થોડું ખમ્યુંછ? કેહ મને—આએ બધું તાહરી સમજમાં આવ્યું?"

"હું તો કાંઈજ સમજી શકતો નથી," ફીલીપે બળાપાથી કહ્યું, "પણ કદાચ તમારો વધતો પરીચય થશે ત્યારે હું વધતા ખુલાસાથી સમજી શકશ."

"ધેત્સ રાઈટ!" ગૉત્રેએ રાજી થઈને કહ્યું, "માહરી તુંને એજ સલ્લાહ છે. હવે તેથી હાલ તો આપણે છુટા પડશું, અને મેં તુંને કહ્યું તે મુજબ પાસેના ગામની સરાહમાં હું તાહરી બે દાહડા વાર જોવશ. તેટલાં તુંને બને ને ગમે તો આવજે. માહરાં બારણાં તાહરે વાસ્તે બારે માસ ખુલ્લાં જાંણજે. આજે ને કાલે નહી, પણ કોઈ બી દાહડે તુંને માહરી મદદ કે આશરાની જરૂર પડે તો બેલાશક ચાલ્યો આવજે."

"પણ તમારૂં ઍડરેસ મને તે વખતે કેમ મળશે?"

"ઘણી આસાંનીથી," મી૦ ગૉત્રેએ સમજાવ્યું, "જે ક્લબમાં ગઈ સાંજે હું તુંને લઈ જઈ લાવ્યોછ ત્યાં તાહરે જવું અને મી૦ ગ્રેગ નામનો એક આંખે કાંણો જે મેનેજર છે તેને મળવું. તેને આએ રીતે શેકહેન્ડ કરજે, અને શેકહેન્ડ કરતાં તેના હાથમાંનું વચમાંનું મોટું આંગલું આએ રીતે વાળી નાખજે ને દાબજે."—અને મી૦ ગૉત્રેએ એ સઘળું ફીલીપની સમજમાં ઉતરે તેમ કરી બતાવ્યું—"અમારાં બ્રધરહુડની એ અમારી લૉજને લગતી સીગનલ છે. એ પછી તું તેને પુછજે કે તમારા પંથનો વડો મી૦ વીલ્યમ ગૉત્રે કયાં છે, તો તે હું જ્યાંબી હોવશ ત્યાંનું ઠામ ઠેકાણું સવિસ્તાર તુંને તરત આપશે ને ત્યાં તું મને મળવા બેધડક ચાલ્યો આવજે. મુસાફરીના ખરચ માટે પૈસા જોઈએ તો તે બી એ કાંણો ગ્રેગજ તુંને આપશે. કોઈ વાતે તે માગતાં અચકાતો કે ખંચાતો ના. એ અમારો મૅનેજર, સૅક્રેટરી અને ખજાનચી છે, ને એ બધા હોદ્ધા ને અધિકાર એનેજ હસ્તક છે, જેથી ગમે એમ ખરચ કરવા કે આપવાની એની મુનસફીની એને પુર મુખત્યારી છે. હું તાહરે વાસ્તે જરૂર જોગું એને લખી બી રાખશ. હું પાસેનાં ગામમાંથી પાધરો રૉટરડૅમ જવા ધારૂંછ અને ત્યાંથી પૅરીસ જવશ."

તે આગળ બી બોલતે પણ તેટલાં વેટર નાસ્તાની ટેબલ તૈયાર કરવા આવ્યો એટલે તેણે જરમન પટપટારો પાછોજ ચાલુ કર્યો, અને નાસ્તો લેતાં વેટર હાજર હોય ત્યારે ને જરમન ભાષામાંજ ગબડયાં ખાતો રહયો. તે દીસતી રીતે જરમન સારૂં બોલી શકતો હતો, અને ફીલીપ તેને ટુંકા ને ટચ હુકાંરાઓથી કાંઈ બી લાંબુ બોલ્યા વગર જવાબો કરતો રહયો.

અંતે નાસ્તો કરીને તેઓ પરવારયા, જયારે મી૦ ગૉત્રેએ બીલ મંગાવી પેલા વેટરને વાસ્તે એક ઉદારતાભરેલી ટીપ સાથે તે ચુકવી આપ્યું, જે પછી તેઓ બંને પોતે પોતાને

રસ્તે જવા પાછા નીચે ઉતર્યા. મી૦ ગૉત્રેએ પોતાને વાસ્તે પોસ્ટચેઝ મંગાવ્યા હતા. તે દેખીતા ઠાઠથી મુસાફરી કરતો હતો, અને પૈસા તેની પાસ પુરતા ને પુષ્કળ હોય એમ સહજ જણાઈ આવતું હતું. તેણે ફીલીપને પણ થોડીક આર્થિક મદદ થવાની ઑફર કરી, પણ તે છોકરાએ તે ઘણાં એહેસાન સાથે નાજ પાડ્યું. તેની માતા પોતાના જીવે તંગી ભોગવીને જે મોટી દોલત તેને ને સીડનીને સારૂ તેને ગોણા ટ્રસ્ટમાં આપી ગઈ હતી તે ઉપર કરકસરથી ગુજારો કરવે તે બંને ભાઈઓ લાંબો વખત સુધી એકદમ તંગ કે મોહતાજ નહી થઈ પડે તે ઉપર તેને હીંમત હતી.

હવે મી૦ ગૉત્રે નીચે આવીને પોસ્ટચેઝમાં રવાના થયો, જ્યારે ફીલીપ મામાના ગામ તરફ જતી બસની રાહ જોતો થોભ્યો. ગૉત્રેએ તેને જવા આગમચ ઘણી મમતાથી શેકહેન્ડ કરી, અને જાણે તેનાથી છુટો પડવા રાજી નહી થઈ શકતો હોય તેમજ થોડીક દેખીતી આનાકાની વચ્ચે તે ગાડીમાં ગોઠવાયો, જ્યારે ગાડી ઉપડી જતાં તે મનથી પટપટ્યો, 'એ પોત્તો હાથ આવે તો સારૂં. મહજાનો છે, અને ઘણો કામ લાગશે; પણ સૌથી વધારે તો એ કે એ મને ખરેખર કાંઈ અજબ જેવો ગમી ગયો છે!'

---

## પ્રકરણ ૨૪.

વીલ્યમ ગૉત્રેની પોસ્ટચેઝ ઉપડી જવા પછી મામાના ગામ તરફ જતી ઑમની-બસની વાટ જોતો જવાન ફીલીપને ઝાઝુ ખોટી થવું પડ્યું નહી. બસના વખત બતાવ-નારાં ટેબલનું પાટ્યું ધર્મશાળાના વરંડાપર મારેલું હતું, અને ગૉત્રેએ તેથી સમો સમા-લીનેજ કામ લીધું હતું. પરીણામમાં જરાજ વારમાં તે ચાર ઘોડા જોતરેલો જનરથ આવી પોહોંચ્યો, અને એ ધર્મશાળાની લાગોલગજ ઘોડા બદલાતા હોવાથી ફીલીપને જગ્યા મેળવવા પુરતી અવકાશ થઈ.

તેણે આ વખતે ગાડીની અંદરજ જગ્યા લીધી, આજે પેસેનજરોની ભીડભચડ જેવું બસમાં ઝાઝું હતું નહી, અને જેમ ટૉપ પર તેમજ ગાડીની અંદર છુટાછવાયા થોડાક ઉતારૂઓ હતા, જેથી ટૉપ પર નહી જતાં ગાડીની અંદરજ એક બેઠક લેવાને ફીલીપને આજે વિશેષ ગમ્યું.

અને ઘોડાઓ બદલાવા પછી ગાડી પાછી ચાલુ થતાં ઘણો વિલંગ થયો નહી, જ્યારે ગાડી ચાલુ થતાં સાથે ફીલીપે જોયું કે દાઢીની હેઠળ સુધી ઉતરતા ભરેલા થોબ્યા-વાલો એક ફીક્કા ચેહરાનો દાયાં બેઠેલો આસામી જે ગાડીમાં તેની સામેની બેઠક પર બેઠેલો હતો તે ડોળો ખોભી ખોભીને તેને જોતો હતો!

ફીલીપે ટોપી કપાળ સુધી તરત નીચે ઉતારી. તેને સ્વભાવિક ભય થયો કે આ કોઈ પોલીસનું ભોંસયું તો નહી હોય? મી૦ પ્લાસ્તરને ત્યાં તેણે ચોરી નહી કીધેલી છતાં

ચોરીના આળ સારૂ તેની ધરપકડની જે દોડાદોડ થતી રહી હતી તે સારૂ તેની કેડે આ કોઈ હયાં ઉતરી પડયો તો નહી હોય ?

તે સાંમે બેઠેલો ભપકાથી ડ્રેસ થયલો હતો, અને પાસે ચીથોડા એકદમ ઘણા નહી તોપણ પુરતા હતા એમ સહજ જણાતું હતું. તેને પોશાકમાં ટેસ્ટનું ખુન ઝાઝું કર્યું હતું. પોશાક શોકનો પેહેરેલો હતો અને તાઈપીનમાં એક સની મધી લીધેલો હતો. હાથમાંની વીંતી પર દેશી રાજાઓ પેહેડે તેવો ફફરડા જેવો એક હીરો હતો, કાલી મખમલના ઑવરકોટ પર બાહેર પેહડેલો દેખીતો ઘડીઆળનો સોનેરી છેડો, જાડો બકરા જેવો, વજન તેમજ કીંમતમાં ભારી હતો, અને છેડાને છેડે લૉકેટો, વીતીઓ, પેનસીલસ, સીલ વિગેરેનાં સંગ્રહસ્થાનનો એક એવો મોટો ઝુમખો ખણખણ કરતો લટકતો હતો કે તે એટલો બધો બોજ તે ઉપાડતો શું જખ મારવા હશે તેજ ફીલીપને ઘણું અજબ કરતું રહયું !

તે દાબી આંખમાં એકજ કાચનો આઈગ્લાસ ખોસ્તો હતો, અને તે આઈગ્લાસ આંખમાં ખોસીને જુએ ત્યારે ચેહેરાના ચાળા ચસ્કા એવા કરતો હતો કે તે આઈગ્લાસ જાંણે તેની આંખમાં ભોકાઈને દરદ કરતું હોય ! તે આઈગ્લાસ તે હરેક મીનીટે પેહેડતો અને કાઢતો, અને કાહાડવા પછી તરત વળી પાછો પેહેડતો હતો.

"મને માફ કરજો, માહરા જવાંન દોસ્ત," તેણે અંતે મોટા ઘોઘારી અવાજે કહયું, "પણ તમારો ચહેરો કાંઇ અજબજેવો માહરા ધ્યાનમાં આવેછ ! મેં તમોને આગળ કોઇ દહાડે જોયા તો નથીજ—એ વાતની તો માહરી ખાત્રી છે—મગર એક બીજા એકમળતા ચેહેરાનું મળતાપણું હું તમારામાં એટલું બધું જોઉંછ કે મને પુછયા વગર ચાલતું નથી કે તમો કોઇ મૉરટનવાળાંઓને લગતા છો?"

ફીલીપ દીસ્તી રીતે ચોંકયો. તેનો શક વધારે મજબુત થયો કે આ કોઇ પોલીસનું લફ્ડુંજ હોવું જોઈએ, અને તેથી તેને તેની એ વાતચીતમાં કશું બી ઉતેજન આપવા ચાહતોજ નહી હોય તેમ તેણે જરા તણકાથીજ જવાબ કર્યો, "હું તે કાંઇ જાણતો નથી"—અને પછી મોઢું ફેરવી ગાડીની બારીની બાહેર જોવા લાગ્યો, જયારે તે કોઈ અધીર ઉમ્મરનો દેખીતો સાહલેસ સવાલ કરનાર આસામી ઘણો ખસ્યાનો થયો.

આ ઘણું બુરૂં થયું. કમબખ્ત ફીલીપે જો ખરી વાત કબુલ કરી દીધી હતે તો બનવાજોગ છે કે એક દયાજનક બનવા કાળનો છેડોજ આવી જતે; પણ તે કમનસીબ જવાંનનાં તાલેમાં ધકેલા ને હાંડેસાજ લખાયલા હોય તો તેને ખરૂં ને સારૂં સુઝેજ કયાંથી? તે આ આદમીને છુપા અને ઠગારા વેસમાં કોઇ પોલીસવાલોજ સમજવાની નહી ઘટતી ગફલત ખાઇ ગયો, અને જે પાસું ફરી જવાનો પ્રસંગ હતો તે ફરી જતું એમનું એમ રહી ગયું !

ફીલીપની એ ઘાતકી તરછોડથી પેલાને ઘા લાગી આવ્યું હોય એમ લાગ્યું, કેમકે તેણે જીગરનાં ઉંડાણમાંથી એક હાય એવી મોટે સાદે ખેંચી કે ગાડીમાંનાં બધાંઓનું તેની તરફ ધ્યાન ખેંચાયું, પણ અલબત વચમાં કોઈ કાંઈ બોલ્યું નહી. પછીથી આખે રસ્તે ગાડીમાં ચુપકીદી પ્રસરી રહી, જ્યારે જેઓ કંપનીમાં આવ્યાં હતાં અથવા ગાડીમાં આવીને બેઠા પછી જેઓ વચ્ચે ઓળખાણ પીછાણ થવા પામી હતી તેઓ ફકત પોતા વચ્ચે ધીમે સાદે વાતચીત કર્યા કરતાં હતાં.

અંતે ગાડી જઈને રૅાજર મૉરટનવાલાં ગામની પેલી સરાહ આગળ પોંહોચી, કે જે ધર્મશાળામાં ગરીબ કૅથેરાઈન પોતાના વાહળા સીડનીને ભાઈને ઘેર સોંપી જવા લઈ આવી હતી ત્યારે ઉતરી હતી; અને હયાં તરમીનસ હોવાથી ઉતારૂઓ ગરોગર ઉતરી ગયાં. પેલા મોટા થેબ્યાવાલો પણ ઉતર્યો, પણ હજી બી તેણે પાછું ને પાછું ફીલીપના ચેહેરામાં દોળો ખોબી ખોબીને જોયું, અને પછી વળી એક બીજા નીસાસા સાથે લાંબી લાંબી ફલાંગે લાકડી ગુમાવતો તે ચાલી ગયો.

ફીલીપ તો હજી બસમાં હતો. તે ભાડું ચુકવતો હતો, જેવામાં તે ગાડી માંહેલો બીજો એક કોઈ તેની પાસેથી પસાર થઈ જતાં થોબી ગયો, અને તેને કોપરયું મારીને તેના કાનપર પડી બોલ્યો, “ઓળખ્યો મને કે ભુલીજ ગયો?”

તે એ પછી ફીલીપના જવાબને વાસ્તે થોભ્યો નહી, પણ હસ્તો હસ્તો ચાલીજ ગયો, જયારે ફીલીપે માથું દાબીને એ આસામી વળી કોણ હતો તે યાદ કર્યું. તેને તરત ધ્યાન આવ્યું કે એ ચેહરો બેશક તેણે આગળ કેઠે જોયલો ખરો, પણ ક્યાં અને ક્યારે? પછીજ તેને એકદમ યાદ થઈ કે વીલ્યમ ગૅાત્રે આગળી સાંજે તેને પોતાની કલબમાં લઈ ગયો હતો અને પેલા કાન્યા મેનેજર મી૦ ગ્રેગ સાથે ઓળખાવતો હતો ત્યારે એ આસામી બાજુમાં ઉભેલો હતો, અને તે પણ દેખીતી રીતે એ કોઈ નામચીન કલ્બનો મૅમબરજ હતો!

ફીલીપ એ પછી પોતાનાં મામાનું ઘર પુછતો ઈઢાંણી મેળવીને આગળ વધ્યો. તેને એમ કરતાં મેનસ્ટ્રીટમાંથી બાજુમાંની એક એકાંત જેવી ગલીમાં વળવું પડયું, કે જે ગલીને નાકેના ઘેર પર તેના મામાની દુકાનનું પાટયું તે દુરથીજ જોઈ અને વાંચી શકયો; અને વખત બપોર પછીનો હોવાથી હાલમાં એ ગલી એટલી બધી એકાંત હતી કે તે પગથી પર ચાલતો હતો ત્યારે તેનાં પોતાનાં ભારી બુતનાં પગળાંનો પડઘા આસપાસની દીવાલો બેવડાં જોરથી પાછો મારતી હતી તે સિવાય ગલીમાં બધું હરીહાક જેવું ચુપ અને શાંત હતું! એવામાં એ શું? કોઈ બચ્ચાંનાં જીગરતોડ ડચકાંનો અવાજ તેને કાને આવ્યો, અને તે અવાજમાં ઓળખીતું કાંઈ એટલું બધું હતું કે તે અવાજ, દુખ પાંમેલો અને બદલાયલો છતાં, જાંણે તેણે એકદમ પીછાણ્યો હોય તેમ તે તરત ચમકીને થોભી ગયો.

તેણે હવે પોતાની આસપાસ જોયું, જ્યારે એ પરવરદીગાર—તેણે શું જોયું? તેનો સીડની હોય તેવોજ એક છોકરો—નાધલો, પટલો, દુબળો, મેળો, કંગાળ, ચીઠડે-હાલ, ઉઘાડે પગે અને ઉઘાડે માથે, હવામાં ઉડતાં વેરવાર ઝુલફાંઓ સાથે—એક કોઈ ઘરના બાહેર ખેંચેલા પૉરટીકોની સીડીઓ પર બેઠેલો હતો, અને પોતાના બંને નાહના હાથોની હઠેલીઓમાં માથું નમાવી દીલ ટુટી જાય એટલું બધું દુસ્કે દુસ્કે બેઅખત્યાર રડતો હતો! તેની બાજુમાં એક કાંઈ બ્રાઉન પેપરમાં બાંધી લીધેલું પારસલ પડેલું હતું.

ફીલીપ ધસીને તેની આગળ ગયો, અને નરમાશથી તેણે તેનાં ખભાં પર પોતાનો હાથ મેલ્યો.

"ઓ નહી, નહી, હવે માહરાથી માર ખમાવાનો નથી! હવે મને પાછો મારતાં ના! તમે કેહશો તો હું આંખ નુછી નાખીને મુંગો મુંગો તમારી સાથે ઘેર આવશ," તે ગરીબ બાળકે હજી બી પોતાનાં મોઢાં પરથી હાથ ખસેડવા વગર કાકલુદીઓ પર કાકલુદીઓ કરી, અને તે અવાજ ઓળખતાં તથા પોતાનાં નાહના લાડકા ભાઈની આ બુરી ફેજ જોતાં કમબખ્ત ફીલીપની છાતી ધુજી આવી!

"સીડની—મારા વાહલા ભાઈ!" ફીલીપે એ ઉપરથી તરત ધ્રુજતા અવાજે પુકાર્યું, જ્યારે તે અવાજ પીછાણતાં સાથે ખુશીની એક ચીસ સમેટ નાહનો સીડની તે પથ્થરની સીડી ઉપર બેઠેલો પોતાની બેઠકમાંથી એકદમ ચમકી ઉઠયો!

"ઓ ફીલીપ, ફીલીપ તું આવ્યો? તું મમા ડીઅર આગળ મને પાછો લઈ જવાજ આવ્યો? ઓ લઈ જા—જલદી લઈ જા, નહી તો પેલાં લોક મને પાછો પકડી લેશે ને હું મરીજ જવશ!" ફીલીપનાં પાંસામાં ભરાઈ જઈ તેની પનાહપોસ્ત છાતી પર માથું નાખી આંસુઓનો એક દરીઆવ રડતાં તે નાતવાંન દુખી બાળકે કાકલુદી કરી; "ઓ, કાંય તમે લોકે મને કાહાડી મુકયો? કાંય મમી ડારલીંગ તેવણનાં નાહના સીડનીને વીસરી ગયાં? મને તેવણની આગળ જલદી લઈ જા, ને હું ઘણો ગુડ રહેવશ. હું જરા જરાબી નોટી નહી થવશ."

તે વાહાલી માવીતરની સીડનીએ પાછી તાજી કરાવેલી યાદથી જવાંન ફીલીપની છાતીમાં ડચકાંઓ પેદા પડયાં, જે જેહમતથી પાછાં સમાવી તે પોતે બડી મુશકીલથી શાંત થઈ શકયો.

"બેસ, સીડની, બેસ, ને કેહે કે એ શું થયું?" તેણે તે પછીથી તે પૉરટીકો નીચેની સીડી ઉપર પોતે બેસી જઈને તે બાળકને પોતાની પાસે બેસાડતાં કહ્યું. તે કોઈ ડૉકટરનું મકાન હતું, પણ જે પોર્ચની સીડી પર બાળક સીડની બીચારો એકલો રડતો બેસી ગયો હતો તે બાજુનું બારણું વપડાસમાં નહીં હોય તેમ બંધ હતું, અને તેથી તે બે ભાઈઓને ત્યાં બેસીને નિરાંતે વાત કરવાની ઘણી ફાવત થઈ.

સીડની બેઠો. તેણે રડતાં રડતાં પોતા પરની જહાનું બ્યાન કર્યું. ને સચ્ચાઈમાં ઉછરેલાં બચ્ચાંએ મામાની ભલાઈ અને દયાની તો તારીફજ કીધી, પણ મામી કેટલી કર્પીણ અને મામા મામીનાં છોકરાં તેનાં તરફ કેટલાં દયાહીણ થયાં હતાં તે બધું બ્યાન કરીને કહ્યું. ખાધાના વાખા, પહેરવા ઓઢવાની કંગાલ્યાત અને ફુવડપણું, ચાલુ હાડમારી, તાણાજાંણી અને માર વિગેરેની તે દીલ દુખાવનારી એક દેહસ્તનાક કેફીઆત છે ને બાળકે સચ્ચાઈનાં જોશથી પોતાને આવડ્યું તેમ કટકા બુકલામાં કહી સંભળાવી, અને મામીના હુલકાવ્યાથી છેલ્લે મામાએ પણ માથું ખોહી બેસી કુત્તાને મારવાના ચાબકે પેલાં સેન્ડવીચીઝને લગતી ગડબડનાં પરીણામમાં તે ફુલ જેવાં બચ્ચાંને જે જેરબંધ માર માર્યો હતો તે ભાગ પર સીડની આવ્યો ત્યારે તે સાંભળતાં જવાન ફીલીપ ગુસ્સાની ઉશકેરણીથી તેનાં તનબદનની દરેક રગેરગ અને નસેનસમાં તોફાંની પવનમાં હીળતાં એક ઝાડ પેરે થરથર ધ્રુજ્યો! વળી એ દયાહીણ મારની ચુગલી પોકારનારી સાહદતો પણ મોજુદ હતી. તે ગોરાં બદનના હાથ, પીઠ અને પેટપર તે ચાબકના મારના સળ જે મોટા અને લોહીઆળ ઉઠયા હતા તે સીડનીએ રડતાં રડતાં બદન ખુલ્લું કરીને બતાવ્યા, ને તે સેન્ડવીચીઝને લગતાં જુઠાણામાં તે પોતે કેટલો નીરઅપરાધી હતો તે સમજ પડે તેમ સમજાવ્યું, જ્યારે ફીલીપને પેહેલી હરોળમાં તો એજ જુસ્સો થયો કે મામાને ઘેર દોડી જઈ તેનું અને તેની બૈરીનું ગળુંજ ઘુંટી નાખવું! પણ સીડ-નીએ તેને રોકયો. તે તો જાંણે એ જીવતાં દોજખથી ડરીજ ગયો હતો. તે આએ જીલ્લામાંથી જેમ બને એમ જલદીજ પોબાર થવા ચાહતો હતો.

"હવે એ લોકને મરવા દેઓ, ફીલીપ ડીઅર; આપણે બધું ઘેર જઈને મમીને કહીશું, અને હાલ તો આપણે અહીંથી જતાજ રહીએ," તેણે માંગી લેવાની ઉતાવલ કરી.

ફીલીપ ઠંડો પડયો.

"સીડની—માહરા વહાલા ભાઈ," તેણે કહ્યું, "મમા આગળ આપણે હાલમાં જઈ શકવાના નથી!"

"ઓ, શું નહીં? કાંય?"

"તે હું તુને બીજી સગવડે ધીરજથી સમજાવશ," ફીલીપે સમજાવ્યું; "હાલ તો એટલુંજ જાંણ કે આએ આખી દુન્યામાં આપણું કોઈજ નથી, ને આપણે બે એકલાજ છીએ. હવે તું જો આવવા માંગે તો તુંને માહરી સાથેજ આવવું પડશે ને રેહવું પડશે. તુંને તે ગમશે? તુંને સોહવાશે? હું કામ પર જવશ તો તું એકલો ઘણો પડશે. આપણી પાસે પૈસા નથી, ને જે થોડુંક છે તે માહરે તાહરે વાસ્તે ઘણું સાચવ-વાનું છે, અને તેથી પૈસા ટકા વગર ગરીબીનાં સંકટ બી આપણને ઘણાં ઉઠાવવાં પડશે, જે બધું તુંને મંજુર હોય તો ચાલ માહરી સાથે અબઘડી આંહીથી."

સીડનીએ પોતાની નાહની બ્લુ આંખો મસં મોટી તાજુબીમાં પૅાર પખાલ ઉઘાડી. ફીલીપ એ શું લાંબુ લાંબુ બોલી ગયો તેની તો તેને કાંઇ સમજ પણ પડી નહી, પણ તેને તો અત્રેથી જયાં ત્યાંથી જતોજ રહેવું હતું એટલે તેણે સમો સમાલીને સાવધ જવાબ કર્યો.

"ઓ હા, કાંય નહી? હું તો તું કેહેશે તેમજ કરશ ને તું રાખશે તેમજ રેહવશ. કોઇ બી રીતે મને અહીંથી તો તું હાલ લઇનેજ જતો રેહ. મને સાથે લીધા વગર બીલકુલ જતો ના. વહાલા ભાઇ, અહીં મને મુકી જશે તો હું ખચ્ચીત ખચ્ચીતજ મરી જવશ!"

"ચપી જા," ફીલીપે તેનો હાથ દબાવીને કહ્યું, કેમજે તેજ ગલીમાં દાખલ થતાં કોઇ પગલાંનો તેવામાં અવાજ થયો અને જરાવારે પેલા મોટા ભરેલા થેબ્યાવાલો આસામી ત્યાંથી પસાર થતો તે બાજુએ આવી લાગ્યો. તે પેલોજ હતો કે જેણે ઑમનીબસમાં ફીલીપને ફકત તેના ચેહરા પરથી ઓળખીને પુછયું હતું કે તે કોઇ મૉરટનવાલાંઓને લગતો હતો કે નહી, અને હાલમાં વળી તેવાજ એક બીજા નાહના છોકરા જોડે તે વડાને બેઠેલો જોઇને તે વધતું વીસમય પાંમ્યો, જયારે વધારે ખંચાઇને એકાદ સેંકડ વળી પાછો તે થોભ્યો. દીસ્તી રીતે તેણે તો ફીલીપને પાછું બી પુછવા ને બોલાવવાનું મન કર્યું, પણ તે છોકરાએ તેને બસમાં એટલી સખ્ખત કડક આપી હતી કે બીજાં તેવાં અપમાનને વાસ્તે તે પોતાનું મન સમજાવી શકયો નહી, અને તેથી જરા વિચાર કરી લઇને ગુપચુપ ચાલી જવામાંજ પોતાની શોભા વિચારી. તે એ ઉપરથી પાછું ફરીને જોવાની દરકાર કર્યા વગર ચાલીજ ગયો, જયારે તેના જવા પછી ફીલીપે કહ્યું, "ચાલ ત્યારે આવી જા, સીડની. હું તાહરી ખબર લેવા ધસી ધામીને આવ્યો તો આવી સત્યાનાશીની ખબર મળવા પછી તુંને મુકીને જતો રેહુંજ શાંનો? ચાલ—આગ લાગવા દે એ તાહરા નાલાયક મામાના ઘરને! એને ખોદાય પુછી લેશે."—અને તેનો હાથ પકડી મમતાથી ફીલીપ તેને પોતાની સાથે લઇ ગયો, ત્યારે તેની જોડે ખુશીથી નાચતા કુદતા જતા નાહના સીડનીની ખુશી ખુશાલીનો તો કોઇ શુમારજ નહી હતો!

---

## પ્રકરણ ૨૫.

પેલા હાથપર પેલા ફીક્કા ચેહરાનો લાંબા ભરાવદાર થેબ્યાવાલો આસામી પતલો, લાંબો, ઉંચો—પેલા છોકરાઓ આગળ થઇને, પાછું ફરીને જોવાની દરકાર કીધા વગર, સીધો આગળ વધ્યો, અને મરહુમ કૅરોઇનના ભાઇ રૉજર મૉરટનની તે ગલીને નાકેની દુકાનમાં ધુસ્યો. સારાં નસીબે એ વખતે ગ્રાહક કોઇ હતાં નહી, અને રૉજર

પોતાની મોટી ચોપડીમાં માથું ખોસી એકલો બેઠેલો હતો તે આ (તેણે ધાર્યું તેમ) કોઇ ગ્રાહકને દુકાનમાં આવતો જોઇ તુરત ઉઠી ઉભો થયો.

"તમો મી૦ મૉરટન છેઓ?" પેલા આસામીએ દુકાનમાં આવતાં સાથે સવાલ કર્યો, અને પછી તરતજ લગોલગમાં વધાર્યું, "હા, બરાબર તમોજ! એકવાર જોયલા ચહેરા સો વરસેબી હું પાછા જોઉં તો ભુલી શકતો નથી."

"અને તમો કોણ છેઓ, સાહેબ?" રૉજર મૉરટન અજબ થયો, જ્યારે પછી અચબુચ તેનાબી ધ્યાનમાં તે ચહેરો આવી ગયો હોય તેમ તેણે તાજુબીમાં પોકાર્યું, "મી૦ સ્પેનસર તો નહી?"

"તેજ!" પેલાએ ઠંડે કલેજે ખુરસી લેતાં કહ્યું, "પણ આપણે અહીં એકલાજ છીએ? આપણે થોડીક ખાનગી વાત કરી શકશું?"

"ત્યારે તો આએ સાઇડમાંના ઓરડામાં આવો, મી૦ સ્પેનસર" મી૦ મૉરટને જવાબ કર્યો; અને બાજુમાંનું એક બારણું ઉઘાડી એક નાહના ચીખ્યાં જેવા સાંકડા સાઇડ રૂમમાં તેને દાખલ કરતાં વધાર્યું, "આ માહરો પ્રાઇવેટ રૂમ છે. બેસો."

તેઓ બેઠા.

"કંઇ વરસો બાદ આએ જીલ્લાને તમે પાછો યાદ કર્યો, મી૦ સ્પેનસર? જમાનાઓ વહી ગયા પછી?" મૉરટને સવાલ કર્યો.

"હા—વરસો, બેકરારીનાં વરસો, મી૦ મૉરટન!" તે કોઇ મી૦ સ્પેનસરે લાગણી-ભેર જવાબ કર્યો; "તમારી બેહેન કૅથેરાઇનની ખુબસુરતીથી ફીદા થઇને મેં તેના પવિત્ર હાથની આર્જુ કરી ત્યારે તે માહરા તેણીને વાસ્તેના અજબ જેવા પ્યારમાં ઢોંગ, ફરેબ કે સરાગાત જેવું કશુંજ નહીં હતું. એ વરસોની વાત છે. તમારી બેહેને એ માહરી ઑફરનો પોતાની બાળક ઉમ્મરે તે વખતે ઇનકાર કીધો તે વાતને વરસો વહી ગયાં છે. તે વખતે તે આએજ ગામમાં તમારા બાપને હસ્તક તમારી સાથે રેહેતી હતી, અને ફકત સોલ વરસની એક સુંદરી હતી. યાદ છે તે તમોને બધું?"

"મને બરાબર યાદ છે, મી૦ સ્પેનસર." મી૦ રૉજર મૉરટને થોડીક ગમખ્વારીથી જવાબ કર્યો; "અભાગની તે! તે વખતે તમોને કબુલ રાખી ને જો પરણી ગઇ હતે તો તે સુખીજ થઇ હતે; પણ એક પૈસાવાલા લતરાજખોર લુચ્ચાની મોહીનીમાં ફસી અને મોટે ઘેરે અફળાઇ જઇને આજે આય ફેજે પુગી!"

"મગર હું એ ગમ વીસર્યો નથી," મી૦ સ્પેનસરે જારી રાખ્યું, "વરસો તે વાતને વહી ગયલાં છતાં હું તે એકજ માહરા પ્યારને સદા સાચ્ચો છું. હું તે વખતે એક નાહનો કુટકળ્યો વેપારી હતો, અને આજે જોકે માહરૂં બીઝનેસ ઘણું વધેલું છે અને

હું પાંચ પૈસે સુખી છેઉં, તોબી પરણવાનો મેં તે પછીથી માહરી આખી જીંદગીમાં કદી વિચારજ કર્યો નહી—પરણવાની ઉમેદથી મેં કોઈ બી છોકરીને જોઈ કે ચાહીજ નહી—અને તમે જુઓછ કે હાલમાં બી હું આએ શોકના પોષાકમાં એ તમારી મરનારના મોહોતનો ગમ કરૂંછ!"

"કોણ મરનાર? કોણનો શોક?" મૉરટન તેની બેઠકમાં ઉછળ્યો.

"તમારી બેહેન કૅઠેરાઇનનાં મોહોતનો! તમો જાંણતાજ નથી શું?" પેલો અજબ થયો.

"બીલકુલજ નહી! ત્યારે શું અંતે તે ગરીબ ગુજરી ગઈ?" તે ભાઈએ અટવટ કર્યું અને તેની આંખમાં આંસુ ધસી આવ્યાં. આખર એક લોહી તો ખરૂં? "અમોને તો એ બેહેસ્ત પાંમવાની કશીજ ખબર નહી મળી. ક્યારે ગુજરી ગઈ?"

"હમણા છ સાત દીવસ થયા."

"અને તમને તે વાતની કેમ ખબર પડી?"

"હું અત્રેથી જઈને જે ગામમાં રહેલો છું ત્યાંથી લાંબો વખત થયો માહરા ધંધાને અર્થે પરદેશ ગયેલો, જ્યાંથી પાછો ફર્યો ત્યારે બધાં પેપર હું જોઈ જતો હતો," પેલાએ ખુલાસો કર્યો, "મને પેપરો જોવા વગર નહી ચાલે, અને હું બહારગામ જાઉં અને ફરતો રેહવાનો હોવાથી જો પેપરો નહી મંગાવી શકું તો સંભાળથી હું આઉં ત્યાં સુધી બધાં માહરાં નહીં વાંચેલાં ફાઈલ કરી રાખવાનો માહરો હુકમ છે. એ રીતે આએ વખતે આવીને એકઠાં થયલાં પેપરો હું સ્કીપ કરી જતો હતો, તેવામાં તેમાંનાં એકમાં એ બાઈએ પોતાના જેઠ લૉર્ડ રૉબર્ટ બોફર્ટ પર પોતાના હકનો કાંઇ દાવો માંડયો હશે તે કેસનો હેવાલ છપાયલો મેં માહરી ઘણી અજાયબી વચ્ચે વાંચ્યો. એ કેસમાં તો તમે જાંણતા હશો તેમ એ બીચારી હારી ગઈ, અને ત્યારે મને લાગ્યું કે એનાંપર ઘણી નાચારી ગાલેબ આવી હશે, તેથી એને માહરા પૈસાથી થોડીક બને તો મદદ થવા મેં એની ભાળ કઢાવી. હું એ ઉપરથી જે સોલીસીટરે એનો કેસ ચલાવ્યો હતો તેને જઈને મલ્યો, અને તે પેહેડી મારફતે એનાં રેહઠાણનો પત્તો મેળવીને હું એને મલવા ગયો. પણ અફસોસ કે હું ઘણો મોડો થયો. હું ત્યાં પોંહોંચ્યો ત્યારે મને તે ઘરની ઘરવાલીએ ખબર કરી કે તે તો બેહસ્ત પાંમી ચુકી હતી, અને છેલ્લાં બે ત્રણ દીવસોથી તેને કબરવાસ પણ કરવામાં આવી હતી! એમ છતાં મને કેહવામાં આવ્યું કે એના બે દીકરાઓ છે, જેઓ બીચારા ઘણી નાચારીમાં છે અને તે ઉપરથી તેઓનો પત્તો મેળવીને તેઓને માહરી સાથે રાખવા ને કરી લેવા હું તમોને તે બાબે પુછતો આજે ખાસ ધકેલો અને ખરચ ખાતો આએ તરફ આવ્યો છું! ખુંદાનું આપેલું હાલમાં માહરી પાસે પુરતું છે, અને માહરૂં કોઈ રડનારૂં કુટનારૂં કે ખાવાવાલું નથી, એટલે ગરીબ કેટનાં એ

બે બચ્ચાંઓ માહરે આશરે ઉછરશે તો મરનારનો આત્મા ઘણી શાંતી પાંમશે એ ખ્યાલથી હું એ બચ્ચાંઓને સ્વાધીન લેવા માગુંછ. એટલી નેકી એ વાહલી મરનાર તરફના માહરાં વરસો સુધી લંબાયલાં સાચ્ચાં હેતની મને પુરવારી આપવા દો, અને એ છોકરાઓ ક્યાં મળી શકશે તેનો ખુલાસો કરીને માહરાં એ પુન્યશાળી કામમાં મને મેહરબાંનીની રાહે મદદ આપો!"

"આએ તમારી કેવી ભલાઇ!" મી૦ મૉરટને મોટી વખાણનાં જોશથી કહ્યું; "ગરીબ કેટને શું સુઝ્યું કે તેણે તમો જેવા એક ઉમરાવને નહી પસંદ કર્યા? તમો-નેજ પરણી હતે તો કેવી સુખી સુખ્યારી થઇ હતે! મગર એ ગઇ વાત ગુજરી. મી૦ સ્પેનસર, એ દુખની વાતમાં હવે કશો માલ નથી."

"હા, અને હવે છોકરાઓની વાત ત્યારે?"

"છોકરાઓની વાતમાં એમ છે, ભાઇ, કે વડો તો એક સારે ઠેકાણે માહરીજ ભલાંમણથી નોકરીએ લાગેલો છે અને મહજાનો ઠર પડી ગયલો છે," મૉરટને ખુલાસો કર્યો, "માહરા સાલાનેજ ત્યાં મેં રખાવેલો છે, અને મોટી ઉમ્મરનો તેમજ બુધ્ધીનો ચંચળ હોવાથી તેની તો હવે કાંઇ ફકરજ નથી."

"ને નાહનો?"

"નાધલો અમારી સાથે છે; માહરી કેટ પોતેજ પોતાનો છેડો નજદીક આવી લાગેલો હોવાનું સમજી જઇને તેને અહીં આવીને મુકી ગયલી છે, ને તે બચ્ચું બી અહીં માહરે ત્યાં મહજાનું સુખમાં છે," મૉરટને કહ્યું; "માહરી બેરી ઘણી ભણનાર ગણનાર ને ધર્મી સકર્મી છે, ને તે એ બચ્ચાંપર ઘણો પ્યાર રાખેછ."

"તે કેટલાં વરસનો છે?"

"આંઠેક વરસનો હોશે," મી૦ મૉરટને જવાબ કર્યો, "મહજાનું ગરીબ બચ્ચું છે. વડો ફીલીપ નામનો જે વરસ સોલથી સત્તરેકનો છે તે જરા ગુસ્સાબાજ ને ફટાઉ કેહવાયછ, પણ આએ ઘણો ગરીબ છે."

"ત્યારે એ બચ્ચાંને મને સોંપો?" મી૦ સ્પેનસરે માંગી લીધું. "વડો જ્યારે એટલી મોટી ઉમ્મરનો છે ને આવો મજાહનો ઠર પડી ગયલો છે ત્યારે હું તેને છેડવા નથી માંગતો, અને નાધલો જે તમારી સાથે છે તેને મને સોંપી દેઓ, કે વાહલી કેઠેરાઇનની યાદમાં માહરી એકલવાઇ જીંદગી વચ્ચે મને આએ ઉમ્મરે ઘણો સધ્યારો મલતો રેહશે."

"વૅલ, હું શું જવાબ દેઉં, મી૦ સ્પેનસર? હું કાંઇ કહી શકતો નથી," રૉજર મૉરટને જરા ગુંચવાયા કરતાં ને ફીકકું હસતાં કહ્યું, "કૅટ મને એનો હવાલો આપી

ગઈછ ને હું ધારૂંછ કે તે હવે બેહસ્ત પાંમીછ ત્યારે તો એને માહરેજ સાચવવો જોઈએ. એ માહરી વધતી ફરજ છે. વળી એ છોકરો હમણાં ઘરમાં બી નથી. એની મામીએ એને કાંઈ કેઠે કામે મોકલેલો છે, વાસ્તે તમે એમ કરો, મી૦ સ્પેનસર, આજે સાંજે છ પછી તમે તસદી લઈ અત્રે પાછા આવજો અને રાત્રે અમારી સાથે જમજો. તેટલાં હું મીસીસ મૉરટન સાથે બી મત કરી લેવશ, ને એ બચ્ચાંને પોતાને બી પુછી રાખશ. પછી રાત્રે આપણે જે તે સેવટનું નક્કી કરશું."

"એ બી ઘણું બૅટર છે," મી૦ સ્પેનસર એકમત થયો; "હાલ તો હવે તમારી ઘરાકીનો બી વખત થવા આવ્યો એટલે હું તમોને રોકવા ચાહતો નથી, અને સાંજે છ વાગતે હું પાછો આવશ."—અને તે ગયો.

'ત્યારે અંતે તે ગુજરી ગઈ? નામોશીના કલંક સાથેજ સદાની ચાલી ગઈ?' મી૦ સ્પેનસરનાં જવા પછી એકલા પડેલા રૉજર મૉરટને એકાદ પળ પોતાની બેહેનનાં મોહોતનો પોતાનાં મન સાથે ગમ કર્યો, અને પછી આંખમાં ધસી આવેલાં આંસુ એક અછાટથી ખંખેરી નાખી તે દુકાનમાં પાછો ફર્યો અને કામે વળગ્યો.

પણ તે સાંજે સીડની ઘર પાછો ફર્યોજ નહીં, અને રૉજર મૉરટન થોડોક ફકરમંદ થયો. પડોશમાંનાં બે ચાર ઘેરને છેટે જઈને આવવાનું જે દસ મીનીટનું કામ, અને બે કલાક થવા છતાં તે છોકરો ઘર પાછો નહી ફર્યો એ કેમ? તેઓએ જે ઘરમાં પારસલ આપીને એ પોર્યાને મોકલ્યો હતો ત્યાં તલ્લાસ કરવા પોતાના ટૉમ દીકરાને દોડાવ્યો, પણ તે તો ખબર લાવ્યો કે સીડની ત્યાં ગયોજ નહી હતો, અને તેઓ તો કાંઈ જાણતાં નહીં હતાં! આ વધારે બીહીધરાવનારૂં હતું, અને રૉજર મૉરટન વધતો ગભરાયો, પણ તે મીસીસ મૉરટનને ગમ્યું નહી કે ગલે ઉતર્યું નહી. તેણીએ માથાંનો છણકો કર્યો.

"જાય કીયા ચુલામાં?" તેણીએ ટણકાથી કહ્યું, "અમથા શાનાં ગભરાઈ ગભરાઈ જતા હોશો? કેઠે ભટકયા કરતો હશે ને પેટમાં પોપટી બોલશે ત્યારે આપસી મેળે દોરબાંધ્યો ચાલી આવશે!"

મી૦ સ્પેનસરને પણ એજ કેહવામાં આવ્યું. તે કરાર મુજબ સાંજે છ વાગતે મૉરટનવાળાંઓને ત્યાં જમવા અને સીડનીને પોતાની સાથે લઈ જવા ઉલટમંદ આવ્યો ત્યારે તે સાંભળીને નાઉમેદ થયો કે તે છોકરો બપોર પછીનો ગયલો હજી ઘર પાછો ફર્યો નહી હતો; મગર મીસીસ મૉરટને હસી હસીને આપેલા સધ્યારા પર તેણે તુરત વેળા તો સબર માની.

અંતે રાત પડી અને અંધારૂં થયું તોપણ સીડની તો આવ્યોજ નહી, ત્યારે બધાં ખરાં મને ગભરાયાં, અને મીસીસ મૉરટનને પણ અકડ વકડ થવા લાગી. પોરયાએ

કારનામાપછિ જઈને કેઠે કુવો તલાવ તો નાહી કર્યો હોય? એટલાં બચ્ચાંને વાસ્તે એવા અગઘાત અસાધારણ તો કેહવાય, પણ તેમાં અસંભવિત કે નાહી બનવા જેવું કાંઈ નહી હતું, અને તેથી મી૦ મૉરટન, છોકરાઓ તેમજ નોકરો ફાનસો લઈને જુદી જુદી દીશાએ તેની શોધ કરવા નીકળી ગયા તે છેક આંક વાગી જવા પછીજ ઘેર પાછાં ફર્યાં. એ વખતે થોડી ઘણી બાતમી મળી. સીડનીને મળતા આવતા ચેહેરાનાં વર્ણનવાલો એક નાધલો છોકરો તેને મળતા આવતા ચહેરાવાલા એક બીજા મોટા છોકરા સાથે મોહલ્લાઓ વટાવીને ચાલી ગયલો જોવામાં આવેલો ઘણાંકોએ કહ્યું હતું, અને તે વાતને મી૦ સ્પેનસરે પોતે પણ ટેકો આપ્યો. તેણે પણ કહ્યું કે તે દાહડે મી૦ મૉરટનને પેહેલ્લો મળવા આવ્યો હતો ત્યારે તેણે એવા બે છોકરાઓને એજ મોહલ્લામાંનાં એક ઘરની સીડી ઉપર વાત કરતા બેઠેલા જોયા હતા, અને વળી ઑમનીબસમાં તેની સાથેજ હતો ત્યારે મરનાર કૅથેરાઈનના ચેહરાને મળતો આવતો તેનો ચેહરો જોઈને તે વડાને તેણે એ બાબે પુછયું હતું ખરૂં, જેથી તે ગુસ્સે વટીક થયો હતો. એ બધી વાત તેણે કહી, અને ત્યારે બધાંને ધીરજ મળી અને ખુલાસો થઈ ગયો. દીસ્તુંજ હતું કે ફીલીપ આવીને નાહના સીડનીને પોતાની સાથે કેઠે લઈ ગયો હતો, અને ત્યારે મી૦ સ્પેનસરને ઘણી નાઉમેદી થઈ.

એ પછી બીજી સહવારના ટપાલમાં મી૦ રૉજર મૉરટનને બે કાગળો મલ્યાં, જે માંહેલું એક લૉર્ડ રૉબર્ટ બોફર્ટના ભલા દીકરા આરથર તરફનું આ મુજબ હતું:—

"રૉજર મૉરટન એસકવાયર.

"સાહેબ,

"હું આએ માહરાં બીમારીનાં બીછાણાં પરથી તમોને લખું છું. હું બહુજ અફસોસ કરૂં છું કે હું ધાસ્તી ભરેલો બીમાર થયલો હોવાને લીધે અત્યાર સુધી આપ સાહેબને લખી શકયો નહી. માહરાં કાકીજી કૅથેરાઈન માહરા હાથોમાંજ બેહસ્ત પામ્યાં હતાં, અને તેવણે મરતી ઘડીએ તેવણના વાહલા ફીલીપ અને સીડનીનો હવાલો મને સપુર્દ કરેલો છે. હું તેથી સીડનીને લેવા આએ આગમચ તમોને આવી મલ્યો હોતે, પણ હજી બીછાણામાંથી પગ બાહેર કાઢવાનો મને માહરા ડૉકટરોનો હુકમ મલ્યો નથી. હું તેથી નાચાર છું. મને માફ કરજો અને ખાત્રી રાખજો કે ફરતો હરતો થવશ તેવો પેહેલાં વાહલા સીડનીનો હવાલો લેવા અને તેને માહરે ત્યાં લાવી રાખવા હું એક ફેરો આપને ઘેર જરૂર આવી જવશ.

"ફીલીપનો તો કંઈ પત્તોજ નથી. માહરા પપાએ અને મેં આમારા સોલીસીટર મી૦ બ્લૅકવૅલ મારફતે તેને મેળવી લેવાનું ઘણું કરયું પણ તે માનતો નથી અને હાલ તો તેનો પત્તોજ નથી. હું પોતે તેને મળતે તો જરૂર તેને મનાવી લઈ શકતે. મી૦

પ્લાસ્તરની નોકરીબી એણે હાલ તો મુકી દીધેલી છે, અને એ સંબંધમાં કાંઈક મોટી ગેરસમજુતી પણ ઉભી થયલી છે. એ એમ સમજતો લાગે છે કે મી૦ પ્લાસ્તર એને પોતાને ત્યાંની ચોરીને વાસ્તે પોલીસ મારફતે પકડવા માંગે છે, પણ ખરેખર તો તેવું કશુંજ નથી. એણે એક પૅનીનીબી ચોરી કીધી નથી એ વાતની મી૦ પ્લાસ્તરની ખાત્રી થયલી છે, અને અમારા સોલીસીટર મારફતે કરેલી તેહકીકમાં અમો જાણી શકયાં છીએ, અને એ બધું તમોને એટલા વાસ્તે લખુંછ કે પોતાના મામા તરીકે એ હાલમાં જો તમારે ત્યાં આવેલો ને રહેલો હોય તો એને એ વાતનો જરૂર સધ્યારો આપજો. એને બીહવાનું કશુંજ નથી. વળી મારાં સાચ્ચાં દીલનાં હેત અને ઈનસાફની પણ તમો સાહેબ એ માહરા ગરીબ કમનસીબ કઝીનને ખાત્રી આપજો. માહરી રાતદીસની દયાળુ ખુદા જોગી ખરાં દીલની માંગી લીધેલી દુવા અને બંદગી એજ છે કે હું જયાં ત્યાંથી સાજો અને ફરતો થઈ જાઉં, કે જેથી કાકીજીને તેવણની મરતી ઘડીએ મેં આપેલાં વચન મુજબ એ બંને છોકરાઓનો અમે હવાલો લઈએ અને તેઓને સુખી કરીયે.

"લી૦ તમારો નમનતાઈ ભરેલો

આરથર બ્રાફ્ટ."

વળી એક બીજો કાગળ એજ ડીલીવરીમાં રૉજર મૉરટનને મળેલો તેના સાળા મી૦ પ્લાસ્તર તરફનો આ મુજબ હતો:—

"વાહલા રૉજર,

તમે તમારી કોઈ સગીના છોકરાને માહરે ત્યાં કામ શીખવવા નોકરીએ રખાવ્યો હતો તે પોરયાએ મને ગરીબને નાહક ઘણા ખરચના ખાડામાં ઉતાર્યો છે! ખરી વાત એ છે કે પોરયો ઘણો ચબરાક પણ થોડોક ચપરખંધોબી ખરો. મેં તમોને આગળ લખી વાલ્યું હતું તે મુજબ માહરા કામમાં મને ખરેખર ઘણો ઉપયોગી હતો, કેમજે ઘણો હુશયાર છે. ફકત રીતભાતમાં પાધરો નહીં. રીતભાતનો પાધરો ને નમાનો હતે તો એનું મુળ નહી થતે. હવે મોહકાન એ થઈ કે એવી એની રીતભાતને લીધે અમારાં મૅમ સાહેબે તો એ આવ્યો ને આવ્યો એની પર એકદમ અભાવ લઈ લીધો! બૈરાંઓ અક્કલમાં ઓછાં થાય છે એમ નૅપોલ્યન બૉનાપારટે લખેલું છે તે તો તમે જાણતાજ હશો. એ મૅમ સાહેબને તો બસ એમજ લાગ્યું કે એ કોઈ મોટો લુટારો, પીંઢારો ને ખુંની છે!! પણ હવે, નૅપોલ્યન બૉનાપાર્ટ કહે તેમ, આપણે ટુંકું કરીયે. તે એક દાહડો માહરી પાસે આવ્યો કે માહરી માય ઘણી બીમાર છે તેથી મને રજા આપો ને થોડાક પૈસા આપો. આએ બેઉ જો નમનતાઈથી હું એકલો હોતે ને એણે માગ્યું હોતે તો હું જરૂર આપતે; પણ જોર શોહોરથી તકાજો કરીને એ માગ્યું ત્યારે માહરો ફોરમેન પ્લીમીન્સબી આગળ હતો, અને વળી અધુરામાં પુરું—મીસીસ પ્લાસ્તર પણ ત્યાંજ

ઉભેલાં હતાં! હવે તેવણે તો એ છોકરાએ કહેલી વાત માનવાજ સાફ ના કહી. તેવણે તો પોતાની રાઉસ અક્કલે તકરાર લીધી કે બૈરાંઓ સીક પડેજ નહી ને બૈરાંઓ મરી જાયજ નહી! એ તો ખોદાયનો બી ખોદાય થઈ નીકળી! જો ખોદાયે એમ કીધું હોતે કે બૈરાંઓ સીક પડેજ નહી ને બૈરાંઓ મરી જાયજ નહી તો આપણા માટીડાઓના કેમ દારયા સુકરવારયા વેચાઈ ગયા હતે અને કેવાં આપરાં આંકરાં મીઠાં ભરાઈ ગયાં હતે તે તમોબી પરણેલા છેઓ એટલે જરૂર સમજી શકવાનાજ! ત્યારેજ તો, મેં આપને ઉપર કહ્યું તેમ, માહન નૅપોલીઅને લખ્યું છે કેની કે બૈરાંઓ અક્કલનાં ઓછાં થાયછ? એમ છતાં પેલા પોરયાએ એ બેની રૂબરૂમાં માહરી પાસે માગ્યુંજ એવા ટકાજાથી, કે માહરે ના કહેવુંજ પડયું, અને અમો તેને એકલો મુકીને ઑફીસ રૂમમાંથી અંદર જતાં રહ્યાં. એ પછી થોડેક વારે હું ઑફીસમાં પાછો આવ્યો ત્યારે એ ત્યાં હતો નહી, અને માહરો કૅશ બૉક્ષ જે ઉઘાડો પડેલો હતો તેમાં પૈસા છોડ છંછોડ થયલા હોવા ઉપરાંત પાંચ પાઉન્ડ ને ચૌદ શીલીંગ જેટલો અવેજ વેરવાર ટેબલ પર અને ભોંય પર પડેલો મળી આવ્યો. મીસીસ પ્લાસ્તરે તો એ ઉપરથી બેશુધ્ધ થઈ જવાનીજ તરત બોહોસ લીધી! તેણીની અને પ્લીમીન્સની તો ખાતરજમા થઈ કે પોરયો કોઈ લુટારા વર્ગનો હતો, અને કૅશ બૉક્ષમાંથી બન્યું એટલું ચોરી જઈને વળી સાથે પોતાના સોબતીઓને લઈને બધાંના ગલાં રેહેંસી નાખવા જરૂર તે રાત્રે પાછો આવવાનોજ! આથી માહરાંબી લખ્યાં લેવાયાં. રાતનો વખત અને એવી વાત થઈ ત્યારે કાંઈ બીહીક લાગ્યા વગર રહે વારૂં? આપણે માટીડાઓ તે કાંઈ લોખંડના બનેલા છીએ? માહાન નૅપોલ્યનનાબી એવાજ વિચારો છે. એમ તો હું કાંઈ ઘણો હીચકારો નથી: પણ હું દીલનો થોડેક નરમ છેઉં જેથી મને બી જરા બીહીક તો લાગી. અમે તેથી કસઈ બ્રાઉનનો એક મોટો ઝનુની કુત્રો છે તેને કાલાવાલાથી માંગી લાવીને અમારા ઓરડા આગળ બાંધ્યો, જે કમબખ્તે પરાઈ જગ્યા જોઈને પોતાની પરના જુલમાતથી નારાજ થઈ તોફાન એટલું બધું કીધું કે એક તો બીહીકનાં મારેલાં હોવાથી અમારી આંખ લાગી નહી તેમાં એ કુત્રાનાં ખુબેરાંથી બેવડાં જાગ્યાં! એમ તો અમે ટકયા તળે રીવૅાલવર બી લઈને સુતેલા. પ્લીમીન્સનેબી માગજ ઓરડામાં ઘોંટાડવો પડયો, કેમજે તે બે ચારનો ધસારો લાવે તો હું એકલો શું કરી શકું? પણ ખરેખર તો મને તે લુટારાઓ આવી લાગવાના ખ્યાલથી જેટલી બીહીક નહી લાગી તેટલી પેલા ઝનુની કુત્રાથી લાગી કે રખે સાંકળ તોડી આવીને માહરી છાતી પર ચઢી બેસે ને માહરૂં ગળું પીસી નાખે!

"એ રીતે, વાહાલા રૉજર, અમે રાત તો ખોદાય ખોદાય કરીને કાઢી, અને સહવારૂં પડયું ને ઉજાસ થયો એટલે પાછી મને પુરતી હીંમત આવી ગઈ. મેં જોયું કે બૈરાંઓની સુઝે બાયલા થવામાં કાંઈ હુંશયારી કહેવાય નહી, અને માહાન નૅપોલ્યનનું બી એજ મત છે. હું તે ઉપરથી પુરતી બાહદુરી કરીને માહરી ઑફીસમાં ગયો, અને આગલે દીવસનાં વેચાણની નોંધ સાથે તે દાહડેનો કૅશ બૉક્ષનો વકરો તપાસી જોયો તો પેનીએ

પેની બરાબર નીકળ્યું, જ્યારે નાહકમાં મને બીહીવરાવીને એટલો બધો બેવકુફ કરવા વાસ્તે હું ગધેડા પ્લીમીન્સ અને બેવકુફ મીસીસ પ્લાસ્ટર પર ઘણો છેડાયો. હું તરત સમજ્યો. ખરૂં શું બનેલું હોવું જોઈએ તે એ પછી આયના પેરે માહરી સમજમાં આવ્યું. મેં જોયું કે પોરયાની માય ખરેખર ધાસ્તીભરેલી બીમાર હોવાનું લખાઈ આવેલું હોવું જોઈએ, અને ખરચ પાણીની તંગીના ખ્યાલથી ઉશકેરાઈને તેણે માહરી પાસે થોડોક અવેજ માંગ્યો, જે મેં આપવા ના કહેવાથી એકલો પડવા પછી કૅશ બૉક્ષમાંથી થોડુંક તફડાવી જવા લલચાયો હોય. એમ છતાં પછીથી સારી બુધ્ધી તેના પર વધારે ફાવી હોય, જેથી બધું ધરેધર કૅશ બૉક્ષમાં પાછું ફેંકી દઈને તે એમ ને એમ ખાલીજ હાથે માહરે ત્યાંથી ચાલી ગયલો હોવો જોઈએ. એજ ખરી વાત હતી, અને એ વાતની માહરી ખાત્રી થવાથી હું તે છોકરાને વાસ્તે આગળ કરતાં વધારે સારૂં માનવા લાગ્યો. માહરાં મનમાં કે હવે જો તે પાછો આવે તો થોડોક પગારબી પાછો વધારી આપું ને તેને નોકરીમાં પાછો રાખીજ લઉં, પણ તે તો આવ્યોજ નહી, એટલે મને વધતી ફકર થવા માંડી. મને લાગ્યું કે તેની માય મરી ગયલી હોવી જોઈએ, અને તેથી માહરી બૈરીનો ઉપરવારો થઈને પ્લીમીન્સને માહરી સાથે લઈ હું તેની જુસ્તેજોમાં જવા નીકળ્યો. અમો તેની મા રહેતી હતી તે ગામમાં ગયા, અને તેને શોધી આપવાનાં અમારાં કામમાં મદદ થવા એક મોટાં પેટનો કૉનસ્ટેબલ જે અમોને મળી ગયો તેને તેની મહેનતની ફીનો આખો એક પાઉન્ડ આપવાનો કહીને અમે અમારી સાથે લીધો. એ પછી અમો ત્રણ તેની માતાનાં ઘરનો પત્તો મેળવીને તે તરફ જતા હતા તેવામાં રસ્તામાંજ તે મળી ગયો, ને ગધેડા પ્લીમીન્સે તેને જોતાં સાથે ઉતાવલા ગભરાટમાં વગર વિચારે "પકડો"ની બુમ પાડી. આથી તે પોરયો મજબુત તરખાયો. દીસ્તી રીતે તેણે જોયું કે તેણે જે ગુનાહ નથી કરેલો તેને વાસ્તે નાહક તેને ધરપકડની ધાંધળ સારૂ અમો પોલીસ લઈ ઉતરી પડયા હતા, એટલે અમો તેની આગળ જઈ લાગ્યે તેની આગમચ તો તે ત્યાંથી એકદમ જીવ લઈને નાહઠો! અમો તેની પુઠે પડયા. અમારાં પેટમાં કાંઈ પાપ નહી હતું. અમો તો સામા તેનાં ભલામાં હતા, પણ એ પોરયો આગળ દોડે અને પોલીસ સાથે અમે પાછલ પડેલા, એટલે પરવારતાં લોકોનાં મોટાં મેંજરાંબી અમો સાથે સામીલ થયાં, અને "ચોર! ચોર! પકડો! પકડો!"નું વગર સમજનું જુઠઠું કીલીયાન લોકોએ રસ્તા પર એવું કરી મેળ્યું કે ખરૂં શું હતું તે સમજાવવાનો અમોને અવકાશ પણ મળ્યો નહી, અને બધું કાંટાનું કરેસર થઈ ગયું! અંતે તે પોરયો એક નાહાની સાંકડી ગલીમાં વળ્યો, અને ત્યાંથી એકાએક ને અચબુચ કયાં ગુમ થઈ ગયો તે કાંઈ જણાયું નહી; પણ અમે તો આંખ વીચીને ચાહોમ દોડયાજ કીધા, અને તેવામાં લાંબટાંગ પ્લીમીન્સને રસ્તાની વચમાં અરડાઈ પડેલા એક મોટા કુત્રાની ઠોકડ એવી લાગી કે તે ચાહોમ ચીભરાંની માફક આરયાં થઈ ગયો, અને તેનો એક હાથ ઉતરી જવા ઉપરાંત કુત્રાએ ખીજવાઈને પગમાં બાચકું ભરીયું તે જુદું! એમ થવાથી બધું સાજન માહજન થોભી ગયું. ફીલીપની

પુઠ પડતી મેળવામાં આવી, અને કમબખ્ત પ્લીમીન્સને ઠોલીમાં નાંખીને હૉસ્પીતલમાં ઉંચકી લઈ જવો પડયો! ત્યાં કેટલો બધો ખરચ કીધો ત્યારે તે નેકનામ સાજો થયો, અને એ રીતે નાહક એ પોરયાનું ભલું કરવા જતાં હું ચારેક પાંઉન્ડના ખાડામાં ઉતરી ગયો! હવે હાલમાં એ કયાં છે તે કંઈ ખબર નથી, અને તમે એને માહરે ત્યાં નોકરી રખાવેલો વાસ્તે એક ફરજ સમજી આએ બધો હેવાલ મેં લંબાણથી તમોને લખી વાળ્યો છે. હું તો ફરજપર મરવાવાલો છઉં. તમો જાંણો છો તેમ હું મહાન નૅપોલ્યનનોજ બીજો અવતાર છું, અને તે મોટો માણસ જે સદા પોતાની ફરજને સાચ્ચો હતો તેમ માહરે પણ સાચ્ચોજ રહેવા ફરજ છે. મારી બેહનને માહરો પ્યાર કહેજો અને છોકરાંઓને હેત કરજો.

લી૦ તમારો વિસ્વાસુ,

ક્રીસ્ટોફર પ્લાસ્ટર."

"તા. ક—ઉપલું લખી રહયો તેવામાં પેલો મોટાં પેટવાળો કૉનસ્ટેબલ ફીલીપનો પત્તો મળેલો હોવાનું કહેવા ને રીપોર્ટ કરવા આવી ગયો. તે કહેછ કે એક વાંધા ભરેલો આસામી જેની ઉપર પોલીસનો મજબુત ડોળો છે, અને જે એવો ઉલથાપ્યો ને ચપરખંધો છે કે મોટી મોટી બદમાશીઓમાં ગળાં સુધી ગરક ગયલો હોવાનો મજબુત સંદેહ હોવા છતાં એવી સફાઈથી કામ લઈ જાંણે છે કે પોલીસના સપાટામાં મુતલગ આવતો નથી તેની સોબતમાં એ પોરયો જોવામાં આવ્યો હતો. હવે તેઓ હાલ લંડન છોડી ગયલા કહેવાય છે, અને તે કૉનસ્ટેબલ તેની જુસ્તેજોમાં પુઠે પડવા માંગે છે; પણ તેને લગતા મોટા ખરચમાં માહરૂં ચામડું નાહકમાં વેતરાઈ જાય તેથી મેં તો ચોખ્ખી નાજ કહી કે માહરે એ જંજાલ આગળ વધારવીજ નથી, એમાંજ દાનાઈ છે. નૅપોલ્યન ઘણો દાનાવ હતો, અને હું તો તમે જાંણોછ તેમ તેનેજ પગલે ચાલનારો ને કામ લેનારો છું—સી. પ્લાસ્ટર."

એ કાગળો મી૦ મૉરટને બીજી સહવારે મી૦ સ્પેનસર પાછો ખબર લેવા આવ્યો તેને વંચાવ્યાં, અને તે ભલા આદમીને ઘણી નાઉમેદી થઈ. તેણે મી૦ પ્લાસ્ટરનાં ઘેલાં ગાંડા બકવાટનાં કાગળ પર તો જરા એ ધ્યાન આપ્યું નહી—તેને તો તેનાં કાગલ પરથી તે કોઈ અરધો ઘસેલોજ લાગ્યો—પણ આરથર બોફર્ટ મરનાર કૅઠેરાઈનના છોકરાંઓ વાસ્તે જે ખાસ મુરબ્બીગીરીનું લખતો હતો તે ઉપરથી તે સંબંધમાં તેને ઘણું લાગી આવ્યું, તેની ઘણીજ મરજી કે તે પોતે મરહુમ કૅઠેરાઈનના આત્માને ખુશી કરવા તેનાં છોકરાઓનો હવાલો લે, અને હજીબી બની શકે તો આરથર પાસે માંગી લઈને તેમ કરવાની મકસદથી તે છોકરાઓની ભાળ કાઢવાનું તેણે તેઓના મામાને કહીને પોતે પોતાનેજ માથે રાખ્યું.

---

## પ્રકરણ ૨૬.

પેલા હાથ પર છોકરાઓ—ફીલીપ અને સીડની—પાઉંપ્યાદા આગળ વધ્યા. બસનો વખત તો હતોજ નહી, અને ક્યાં જવું, ક્યાં રહેવું અને શું કરવું તે સારૂ ફીલીપ અત્યારમાંજ કશું નક્કી કરી શક્યો હતો નહી. તેણે સૌથી પહેલાં તો ઉંઘાડે માથેના અને ઉંઘાડે પગનાં સીડનીને માટે ટોપી અને શુ ખરીદી લેવાની ત્રેવડ કરી, અને રાત થવા આવી ત્યારે તે ઘરબાર વગરના ભટકવાડો લઈ નીકળેલા લાચાર થયલા છોકરાઓએ ઘાસની ગંજીઓની પનાહ શોધી. એક હલકે વાઘેનાં રૅસટૉરાંમાં તે બંનેએ બુક બાચકો કાંઈ ખાઈ લીધું, કે જે મામાને ઘેરના પાઉં ને જેલી અથવા પાઉં ને આંઠણાનાં ડીનર કરતાં એક રાજવંશી ડીનર જેવું કમબખ્ત સીડનીને વધતું વાહલું લાગ્યું! એ પછી એક મોટાં ઝાડની નીચે બેસીને—જ્યારે કે રાત અંધારી અને ગરમ હતી, અને તે મોટાં આશરા આપતા દરખ્તનું એક પાદડું વટીક હીલતું નહી હતું ત્યારે—તેઓની માતા બેહસ્તમાં સીધારી હતી અને તેઓથી સદાની છુટ્ટી થઈ હતી તે વાત ફીલીપે આંસુઓ વચ્ચે નાહના સીડનીને સમજ પડે તેમ સમજાવીને કહી, અને બાપ્પક સીડની તે હેતવંતી માવીતરને યાદ કરી કરીને દીલ તુટી જાય એટલું બધું બેઅખત્યાર રડયો. તેઓ બંને ઘણું રડયા. આસપાસની તે તમામ અંધારી શાંતી અને ચુપકી વટીક તે પાકજાદ મોહરદાર અને નેકબખ્ત માતાનાં મોહોતની ગમગીનીમાં ગોયા શામીલગીરી આપતી હતી, પણ બચ્ચાંઓનાં આંસુઓ દવનાં ટીપાં જેવાંજ થાય છે. તે વહેલાં સુકાય છે. તેઓ શું જાણે જાલીમ મોહતનાં ભયાનકપણાંની તાસીર? સીડની જરાવારમાં તો, પોતાનાં બચપણનાં આશીરવાદપણાં વચ્ચે, ભુલી ગયો અને પાછો હસ્તો બોલતો અને વાતચીત કરતો થયો.

અને રાત, અમોએ ઉપર કહ્યું તેમ, બબે માળની ઉંચાઈ વાળી મોટી ઘાસની ગંજીમાં તે છોકરાંઓએ ગુજારી, કે જેમાંના કોતરી કાઢેલા ઓરડાઓમાં પોતાના ઉમરાવ બાપને ત્યાંના મખમલી સેજ પર આરામ ફરમાવતા હતા તેટલાંજ સુખ અને શાંતીથી તે બંને ઉંઘાઈ શક્યા. એ રીતે ખરચતાં, ખાતાં અને સુતાં તેઓ પેલા દસ માઈલ પુરા કરીને પેલાં કારખાનાવાલાં ગામના રસ્તા પર ઉતર્યા. ફીલીપે તુરત વેળા ત્યાં જઈને એક નાહનકડું ઘર જોઈ કાઢી રહેવાનું પોતાનાં મનથી નક્કી કર્યું—એટલા માટે કે તે કામકાજનાં મોટાં વેપારી મઠકમાં તેને બરનું કાંઈ પણ કામકાજ મળી આવ્યા વના રહે નહીં.

તેણે, એ ઉપરથી, એ ગણત્રી મુજબ કામ લીધું, અને તે ઘોંઘાટ્યાં અને ધામધુમ્યાં ગામમાં આવી લાગ્યા પછીથી એક ડોસીનાં ઘરમાં એક નાધલી ઓરડી—સરસામાન સુધ્ધાં—ભાડે રાખી તે બંને છોકરાઓ ઠર પડી ગયા. પોતાનો અવેજ માત્ર ફીલીપે સાથે રાખ્યો હતો, જે તેને આ વખતે બહુજ કામ આવ્યો, અને જે જુજવી

ક્રાઉનનું પાણી કરી આવ્યો તે વાસ્તે તેને ઘણો ગમ થયો. પેલાનું બોલવુંજ એટલું નાહીંમત કરી નાખનારૂં હતું કે તે સોમવારે પાછો ખબર લેવા આવે ત્યારે તેના મારફતે તેને કાંઈ પણ નોકરી મળી શકે એ કશીજ રીતે આશા આપનારૂં સંભવતું નહોતું.

તે તુટેલાં દીલથી રંજ કરતો અને દુઃખ પામતો આગળ વધ્યો, તેવામાં થોડુંએક ચાલવા પછીથી એક મોટા લીવરી સ્ટેબલ આગળ તે થોભી ગયો. તે ઘોડાઓ વેચવાનું એક મથક હતું, અને એક ઘણો દેખાવલો પણ મસ્તાનો ઘોડો કોઈ બે સારે ઘેરના ખરીદદારો લેવા આવ્યા હતા તેઓને બતાવવા બાહેર કાઢવામાં આવ્યો હતો. તે, મગર, સઈસોના હાથમાંથી ઉડી ઉડી જવા માંગતો હતો, અને વડો સઈસ જો કે દેખીતો જોરેમંદ અને મસ્તાના ઘોડાને જેર કરનારો હતો, તોપણ આ ઘોડાથી તે ઘણો કાયર થયલો અને બેજાર બનેલો લાગતો હતો. તે લીવરી સ્ટેબલનો માલેક પોતે પણ પેલા બે ખરીદદારોની બાજુમાં ઉભેલો હતો, અને વડા સઈસની એ કમતાકાટથી આ સુધ્ધર ખરીદીનો ચાન્સ હાથમાંથી સરી જાય તે વાસ્તે તેના પર ઘણો રીસે ભરાતો અને તેને ધમકાવ ધમકાવ કરતો હતો, જે તમાસો જોતો જવાંન ફીલીપ બાજુમાં એકાદ પળ થોભ્યો.

તેને આગળા સુખી દીવસો એકદમ યાદ આવ્યા ને હૈયે ચઢયા. અરે, તેના બાદશાહ જેવા બાપના રાજમાં તે આટલી નાહની ઉમ્મરે પોતે કેમ ઘોડાઓ વાપડતો અને કેમ તુફાંણી જાનવરોને તે કેળવતો તથા જેર કરતો હતો તે સુખી દીવસોની યાદ તેનાં મગજમાં તેને સંતાપતી તાજી થઈ!

હવે પેલા ઘોડાને બીજા બે સઈસોએ પકડ્યો, જ્યારે પેલો વડો જીનપર એક કુદકે ચઢી ગયો; પણ તેણે ફકર રાખીજ મેળી હતી તેમ તે કોઈ સેહેલ કારજ પુરવાર થયું નહીં. તે ઘોડો જાંણે તે સઈસની એ બેઅદબીથી બુરૂં માની બેઠો હોય તેમ એવી રીતે ઉછળવા અને ચમકવા લાગ્યો કે પેલો આખાં હાડકાં સાથે સલાંમત પાછો નીચે ઉતરી શકે એ શકભરેલું થઈ પડયું.

"માહરૂં એ ઘણું મોટું કમનસીબ છે, સાહેબો," પેલા તબેલાના માલીકે એરંડયું પીધું હોય તેવું કડવું ઝેર જેવું મોઢું કરીને પેલા ખરીદદારોને કહ્યું; "આ એક બકરાં જેવો ગરીબ ઘોડો છે, પણ એને કોઈ માહરે ત્યાં મેનેજ કરી જાંણતું નથી. માહરો મેનેજર ગુડફેલો મરી જવાથી માહરી એ મુશકેલીમાં રોજ બરોજ વધારો થતો આવેછ, ને મને કોઈ બીજો તેવો લાયક આદમી મળતો નથી."

ફીલીપે આ સાંભળ્યું, અને તે હીંમત કરી આગળ ગયો, જ્યારે જરા આગળ જતાં સાથે તેને મોટી ખુશાલી અને તાજુબી વચ્ચે લાગવા માડયું કે આ ઘોડો તેને કોઈ બીલકુલ પરાયો નહીં હતો. તેણે એ ઉપરથી વધતો નજદીક જઈ એક લેહજામાં પોતે

એ વાતની ખાત્રી કરી લીધી, અને તે ખુબસુરત જાનવરનાં કપાલપર પડતી યાલ ઉંચકી તેની જમણી આંખની ઉપરનો એક સ્પૉટ (ડાઘ) જોયો, જ્યારે તેણે તે અસ્પને તુરત ઓળખ્યો. તેણે તે જાનવરને પોતાના એક વારના વાહલા ને માનીતા ઘોડા તરીકે તુરત પીછાંણ્યો. એ તેજ ઘોડો હતો જે તેના બાપે તેને વાસ્તે ખાસ ખરીદયો હતો, અને જે તેના હાથના ખોભલામાંથી એક ગરીબ બકરાં પેરે ચણા ખાતો હતો, અને તેની પુઠેપુઠ એક પાળેલાં કુત્રાંની કીસમે છુટટો હંમેશાં ચાલતો હતો! ફીલીપે, એ ઉપરથી, તે ગુસ્સે થયલાં જાનવરને ગરદનપર મમતાથી થોકયો; અને તેના કાનપર પડી કહ્યું, "બીલી, બીલી, માઈ ડીઅર બૉય—એ શું તુફાંણ?"

બીલી (તે ઘોડો) એકદમ ચમકયો! દીસ્તી રીતે તે વાહલો અવાજ તાબડતોબ તેણે પીછાંણ્યો, અને મોટી તાજુબીમાં હોય તેમ બંને કાન વાળી નાખ્યા, મોટી ખુશાલીનો એક ખંખાર માર્યો, અને ફીલીપ ઉભો હતો તે બાજુ માથું ફેરવી પોતાનું મોઢું તેનાં ખભાંપર ગોઠવ્યું, જ્યારે આસપાસ ઉભેલાંઓ અજાયબીથી દંગ થયાં!

"સાહેબ, તમારી રજા હોય તો હું એ ઘોડાપર સ્વારી કરીને એની ચાલ તમોને બતાઉં?" ફીલીપે હવે પેલા તબેલાના માલીકને પોકારીને કહ્યું; "હું એ ઘોડાને ઓળખુંછ, અને તમો સાહેબે હમણાં આએ ગ્રહસ્થોને કહ્યું તે તદન ખરૂંજ છે કે એ તો એક બકરાં જેવો ગરીબ છે!"

પેલા તબેલાના માલીકની આંખ ખુશીમાં ચમકતી થઈ.

"તાહરી ઘણી મેહરબાંની છે, માહરા જવાન દોસ્ત," તેણે કહ્યું; "તું આએ ગ્રહસ્થોને એની ચાલ બતાવ અને સોદો થશે તો તુંને સારૂં જેવું ઈનામ આપીને નવાજશ."

"થોડું પાંઉ મંગાવો," ફીલીપે હુકમ કર્યો; "એને માહરે હાથે હું પેહેલાં જરા ખવાડવા માગુંછ."

તુરત એક સઈસને ઘરમાં દોડાવવામાં આવ્યો, જે એક આખું પાઉં લઈ આવ્યો, અને તેટલાં પેલો સ્વાર થયલો આખાં હાડકાં સાથે બચી જઈને સલાંમત નીચે આવવા વાસ્તે ખુશી ખુશી થયલો, ફત્તેજીત જેવું હસ્તો, નીચે ઉતર્યો. ફીલીપે એ દરમ્યાન તે ઘોડાને પસવાર્યા કીધો, અને ઘણીએક વાત કરાવી, જે પછી તેણે તેને પોતાને હાથે પાઉં ખવાડયું, જે અજબ જેવી ખુશીથી અને તાબેદારીથી તે જનાવર ખાઈ ગયું, તેણે ફીલીપને બરાબર ઓળખેલો હોવાથી પરીણામમાં તે બહુજ ખુશી થયલો લાગતો હતો.

એ પછી ફીલીપને તેણે સ્વારી આપી, અને સાંમેનાં મેદાનમાં માઈલો સુધી ફીલીપ પવનના એક સુસવાટા માફક તેને દોડાવી લઈ ગયો એટલુંજ નહી પણ ત્રણ ઠેકાંણે ઉંચી પાલો પણ ફીલીપે તેની પાસે કુદાવી, જે પાંખ આવી ગઈ હોય તેમ તે

ઘોડો એટલી આસાનીથી કુદી જતો જેવામાં આવ્યો કે ત્યાં ઉભેલા સઘળાઓએ તાળી પાડી સાબાસી આપી, અને ખરીદવા આવેલા બી ખુશખુશ થઈ જવાથી પેલા માલીકની પોતાની ખુશાલીનો પણ કાંઈ પાર રહ્યો નહીં!

"તુંને ઘણી સાબાસ છે, માહરા જવાંન દોસ્ત" ફીલીપ તેઓ ઉભા હતા ત્યાં ઘોડાને પાછો લાવીને ખુશાલી અને મગરૂરીમાં હસતી આંખો સાથે નીચે ઉતર્યો ત્યારે તે માલેકે આગળ દોડી જઈ તેની પીઠ થાબડીને તેને કહ્યું; "તું એક ખરેખરો લાયક આદમી છે."

હવે ઘોડો ગમવાથી પેલા લેવા આવેલા આસામીઓ તે જાનવરની વધતા નજદીક ગયા, તેની ઉંમર, ઉંચાઈ, તંદરોસ્તી વિગેરે પોતે પુખ્ત સમજદારી ધરાવતા હોય તે કીસમે બધી બારીકીથી તપાસ લીધી, અને પછી થોડીક હાનતો ને હોજાતોજી સાથે અંતે સાટું ઠોકાવાથી તાબડતોબ તે ઘોડો લઈ ચાલતા થયા, ત્યારે તે માનીનાં જાનવરને એમ વળી પાછું પરાયા હાથ જતું ગરીબ ફીલીપ અફસોસની આંખોએ જોતો ઉભો!

"આ બધું તાહરી મદદનું પરીણામ છે, માહરા દોસ્ત," તે ઘોડાના વેપારીએ ખુશ ખુશ થઈ જઈને કહ્યું; "અને માહરી તરફથી ઈનામના આએ ત્રણ પાંઉન્ડ કબુલ રાખ."

"તમારી ઘણી મેહરબાંની છે, સાહેબ, પણ મને એવી ઈનામની નવાજીસની જરૂર નથી," ફીલીપે હેસાંનથી તે અવેજ કબુલ રાખવાની ના પાડતાં જવાબ કર્યો; "મને એ કરતાં કાંઈ નોકરી આપી શકો તો ઘણી મેહરબાંની, કેમકે મને નોકરીની જરૂર છે.

"પણ માહરે ત્યાં તું શું નોકરી કરશે?" પેલા વેપારી સટબમોરે ચીંતાતુર કહ્યું; "તાહરા દેખાવમાં એક ઘોડાવાલા કરતાં તું એક ગ્રહસ્થ વધારે છે, અને તું ઘોડાની ચાકરી કરી શકે એવા તાહરા હાથો જરાબી ખડતલ દેખાતા નથી!"

"હું તમારા ઘોડાઓને સારી હાલતમાં રખાવશ અને તેઓને કેળવીને જેર કરશ."

"વૅલ, ત્યારે તે તો ઘણું વધારે સારૂં!" મી. સ્ટબમોરે ખુશી થઈને કહ્યું; "મને બેશક માહરાં આએ ઍસટાબ્લીશમૅન્ટ વાસ્તે એવા એક ઉપરી ને સુપ્રીનટેંડંટની તો જરૂરજ છે. તાહરૂં નામ શું?"

"ફીલીપ મૉરટન."

"અને ત્યારે તું આએ ઘોડાને કેમ ઓળખવા પાંમ્યો?" મી. સ્ટબમોરે સવાલ કર્યો; "મેં તો એ લૉર્ડ રૉબર્ટ બોફર્ટ પાસેથી વેચાતો લીધેલો. તું તેના તબેલામાં નોકરી હતો કે કેમ?"

"એ ઘોડા સાથે આગળ મને ઘણું સારું હતું, સાહેબ," ફીલીપે ઉડાવનારો જવાબ આપ્યો.

"એ ઘોડો અસલમાં તો લૉર્ડ હૅરી બોફર્ટની મતા હતી," મી. સ્ટબમોરે શું એક નવું કહી સંભળાવતો હોય તેમ નિર્દોષતાથી આગળ ગબડાવ્યું; "હું તે ઉમરાવને પીછાણતો હતો. ખરો નેકબખ્ત અને બાદશાહ જેવાં ઉદાર દીલનો આસામી હતો. તેનાં મરવા પછી તેની અસક્યામત ઘણીએક એ વડા ભાઈએ વેચી નાખી તેમાં એ ઘોડો પણ હતો. બાઈ ધ બાઈ, તું કોઈ રૅફરન્સ આપી શકશે કે?"

"હું ઘણો દીલગીર છું કે હું એવી કોઈ ભરભલામણ રજુ કરી શકવાનો નથી," ફીલીપે ઉદાસીથી જવાબ કર્યો; "હું એટલુંજ કહી શકુંછ કે હું ખરી ઈમાનદારી ને પ્રમાણીકપણે તમો સાહેબની નોકરી કરશ."

"વૅલ, તાહરા દેખાવમાં કાંઈ એવું છે કે જે મને તાહરીપર સંપુર્ણ ભરુસો રાખવાને લલચાવી શકે છે," મી. સ્ટબમોરે ઉદારતાથી કહ્યું; અને પછી ફીલીપ જોડે પગાર વિગેરે મનમાનતી રેવેસે નક્કી કરી લઈને સેવટે સવાલ કર્યો, "ત્યારે તું કાલથીંજ નોકરીપર હાજર થશે?"

"જી હા, સાહેબ."

"અને જાહુકનું રેહવાનું અમારે ત્યાંજ રાખશે?"

"નહી મેહરબાંન, માહરો એક નાધલો ભાઈ છે—ફકત આંઠ વરસની કુમળી વયનો—અને તેને મને સમાલવાનો છે, તેથી રાત્રે સુવા તો મને માહરે ઘેરજ જવાની રજા આપજો," ફીલીપે માંગી લીધું; "હું સહવારે સકાળે નોકરીપર હાજર થવશ ને સાંજે મોડેથી ઘેર જવશ, જેથી તમો સાહેબને કશી તકલીફ થવા પાંમે નહી. હું માહરાં કામમાં કશી પણ કચાસ રહેવા દેવશ નહી."

"વૅલ, વૅલ, મને કાંઈ વાંધો નથી," મી. સ્ટબમોરે જવાબ કર્યો; "હવે ત્યારે કાલે સહવારે હાજર થજે—જા!" અને ફીલીપ ઘરમાંથી બાહેર પડયો હતો તે કરતાં વધારે ખુશાલ તબ્યતથી પોતાને ઘરે પાછો ફર્યો. આ નોકરી, અલબત,તેની ઉંચી કેળવણી અને લાયકાતને શોભા કે ઈન્સાફ આપી શકે એવી નહીજ હતી, પણ કેળવણીની કદરનો આ જમાનોજ કયાં છે? ઉંચી કેળવણી પામેલાઓ કરતાં અભણ મજુરો કેળવણીના સસ્તા થઈ પડેલા આ નાકદર જમાનામાં વધારે સારું પેદા કરી શકે છે, ત્યારે ફીલીપની ઉંચી કેળવણીને કયાં રડવાનું હોય? તે તો રાજીજ થયો, અને પુશકળ સંતોષ પામેલો—આ એક અજબ જેવા એતેફાકથી મળી આવેલી નોકરી પર સબર માની—ઘર પાછો ફર્યો.

---

## પ્રકરણ ૨૭.

ફીલીપને એ નોકરી બહુજ માફક આવી અને અનુકુલ પુરવાર થઈ. તે એક હિંમતવાન અને ખરો કુશળ ઘોડેસ્વાર હતો, એટલે ઘોડાઓ કેળવવા અને તેમને સ્વભાવમાં શાંત કરવામાં આટલી ન્હાની ઉંમર છતાં તે છોકરાએ કેવળ કમાલ કરી, અને પોતાના માલીક મી૦ સ્ટબમોરનું દીલ અજાબ જેવું જીતી લીધું. તેને બહુજ નિરાંત થઈ ગઈ હતી. ફીલીપની ઘોડેસ્વારીને લગતી નોકરીથીજ નહિ, પણ તેની ઉંચી કેળવણીથી પણ તે માલીકને ઘણો લાભ થયો અને તે રાજી રાજી થયો. ફીલીપ ચોપડાઓ રાખતો, હીસાબો ઉતારતો, કાગલ પત્રોના તેના કહેવા વગર યોગ્ય જબાનમાં તેના તરફથી સભ્યતાભરેલા જવાબો લખતો, અને એ સઘળું તેને બહુજ સંતોષ આપનારૂં થયું. આખા યાર્ડમાં પણ નાહના મોટા સઈસો અને નોકર નફરોનો તે ટુંક વખતમાં માનીતો થઈ પડયો, અને ઘરાકો તેનેજ મળી તેના જોડે વાત કરવામાં દેખીતી મજાહ લેતાં લાગતાં. તેનામાં એક ગ્રહસ્થનોજ સઘળો વિવેક હતો, અને આખા યાર્ડમાં તે "જેન્ટલમેન ફીલીપ"નાં રમુજી નામે ઓલખાતો થયો હતો. ટુંકમાં, આ નોકરી તેને એવી મજાની લાગી કે ફીલીપ અને સીડનીનાં સંકટોનું જાણે સેવટ આવી ગયું હોએ એમજ સંભવતું હતું; પણ એમ થયું હતે તો આ "બનવાકાળ"ની વાર્તા લખાતેજ શી રીતે? બનવા કાળ એમ નહિ હતું.

હવે વળી સીડનીને લગતો નહિ ધારેલો સંતાપ બરપા થયો! ભલા ફીલીપે તેની વ્હાલી માતાની કબર પર લીધેલા કસમ મુજબ તેને એક માતાનાંજ હેતથી પોતાને આશરે લીધો અને સમાલ્યો હતો. તે ખરેખર તો સહવારથી રાત સુધીની દલદેસરીભરી નોકરીની મહેનત અને રગડ જેટલી પોતાને વાસ્તે નહિ તેટલી નાહના સીડનીનાં સુખ સારૂં કરતો હતો, પણ તેના નોકરી પર જવાથી સીડની તે ચાલી માંહેલી ઓરડીમાં એકલો પડતો, અને નીચે કમ્પાઉન્ડમાં એકલો ઉતરીને રમતાં પણ થાકી જતો, એટલે તે બાળક છોકરો પોતાની એ એકલવાઈ સ્થિતિથી સ્વેભાવિક વહેલો કંટાળી ગયો અને ફરીયાદ કરતો થયો. ફીલીપીને આ બેચેન કરતું હતું. તે પોતાની સાથે નાહના સીડનીને યાર્ડમાં લઈ જતો અને આખો દહાડો ત્યાં રાખતો, કે જેથી તેને સોહવાઈ જાય; પણ તે તેને ગમ્યું નહિ—એટલાં માટે કે સીડની આખો વખત અભણ અને ઉતરતા વર્ગના સઈસ છોકરાઓની નાલાયક કંપનીમાં ભેલાતો રહે, કે જેઓ તરેહવાર નજીસાત ભાંડતા અને આપસ આપસમાં અયોગ્ય વાતચિતની મજાહ લેતા જોવામાં આવતા હતા, અને તેવી કંપનીમાં સીડની એક ખરાબ છોકરો થાય અને દુર્ગુણો ઉપાડી લેતો ચાલે એની તેને ફીકર થઈ.

તેણે તેને ઘણો સમજાવ્યો. વાંચનારાં સાહેબો જાણે છે તેમ આ નોકરી તેનેજ ખાતર તેણે કબુલ રાખી હતી, કેમકે સીડનીને સંભાળવાનો નહિ હતે તો બનવા જોગ છે કે તે વીલ્યમ ગૉત્રેની કંપનીમાં જોડાઈ ગયો હતે. તે આસામી અને તેનાં પેલાં એક

છુપાં મંડળ વાસ્તે તે થોડોક શંકાશીળ થયો હતો, એ છતાં એટલું તો ખરૂં છે કે તેને વાસ્તેનાં તેનાં હેત અને તે આસામીની દેખીતી ઉદારતાથી તે ઘણો મોહિત થયો હતો, જેથી સીડનીની જંજાલ નહિ હતે તો તે એવા એકને આશરે પોતાનું ખોળી ખાવા જતો રેહતે એમાં સંદેહ નથી. એમ હોવાથી સીડનીને વાસ્તે આટલું કરવા છતાં જ્યારે તે નાહનો ભાઈ એવો અરાંતોપી અને નાસબરપણાંથી ફરીયાદ કરતો થયલો માલુમ પડયો, ત્યારે તેને બહુજ નાઉમેદી થઈ.

તેણે તેને માટે સ્કુલ પણ અજમાવી જોઈ. તેણે જોયું કે એ આંઠ વરસનો છોકરો કંઈ નાહનો નહિ કહેવાય, અને તે જે લૅસન આપી જતો હતો તે એ છોકરો જોઈએ તેવાં ધ્યાનથી અને ઉમંગથી તેની ગેરહાજરી દરમ્યાન શીખીને તૈયાર નહિ કરતો હતો, ત્યારે તેણે તેને તે તરફની નાહની "ડે—સ્કુલ"માં મુકયો, પણ આઠમેજ દીવસે ત્યાંથી છોકરાઓના હાથનો માર ખાઈને સુઝેલી આંખ સાથ તે પોર્યો ઘર પાછો ફર્યો, અને તે એ સ્કુલમાં તેને નહિ મોકલવા એવું રડીને કગળવા લાગ્યો કે ગરીબ ફીલીપને એ પોતાના ઈરાદાથી પણ તેની મરજી ઉપરાંત હાથ ઉઠાવવો પડયો! તેણે ઘર ખાલી કરવા ચાહ્યું. તેનાં મનમાં કે કોઈ એવી ચાલીમાં જઈ રહેવું જોઈએ કે જયાં સીડનીની ઉમરનાં નાહનાં છોકરાંઓ હોય અને તેઓ જોડે તેને રમવાને ચાન્સ મલે, કેમકે આ ચાલમાં એવાં બચ્ચાં કોઈ હતાં નહિ; પણ સીડનીએ તો તેનો પણ વાંધો કાઢયો, ને તે તો તેનું બી રડવા લાગ્યો! તે બચ્ચું થોડું લાડઘેલું થઈ ગયું હતું એ તો ખરૂં. તેને એ ઘરની ઘરડી ઘરવાળી જોડે ઘણું સારૂં થઈ ગયું, અને તે ડોશી પણ એ બચ્ચાંથી જુદી થવા નહિ ચાહતી હતી, એટલે એ પોતાનો વિચાર પણ અમલમાં મેલવાને જવાન ફીલીપ અશકત થઈ પડયો. સીડની તે "દોસ્ત"ને મુકીને બીજે કેઠે પણ જવા સાફ ના પાડી બેઠો. એમ છતાં વલી ફીલીપ તેને આખો દહાડો મુકી જાય એ પણ તેને ઘણું નાસબર કરનારૂં લાગ્યું, અને ફીલીપનો તેના પર પ્યાર નહિ હતો એવાં બાળકબુધ્ધીનાં ભુલભરેલાં અનુમાનથી તે તેને પુષ્કળ પજવતો રહયો—એટલે સુધી કે એક દીવસ તો તેણે છેડાઈ પડીને કહ્યું કે, "એવું કરવાનો હતો ત્યારે મને સાથે લાવ્યોજ શું કરવા? એ કરતાં તો મામાને ઘેરજ મજાનું હતું! તેઓ મને ઘણો હાડમાર અને મારફાડ કરતાં હતાં ખરાં, અને ટૉમબી ઘણો ખરાબ છોકરો હતો, પણ મને રમવાનું તો મલતું હતું?"

આ દુઃખ પર ડાહામથી ફીલીપને ઘણું લાગી આવ્યું, અને તેની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં.

"તું મને એવું કહી શકેછ?" તેણે ઠપકાથી કહ્યું, અને તેને એમ રડતો જોવાથી તે નાહના છોકરાને બહુજ લાગી આવ્યું. તેણે હવે દોડી જઈને તેનાં ગળાંમાં પોતાના નાહના નાજુક હાથ નાંખ્યા અને તેને કીસ કરી.

## પ્રકરણ ૨૭.

ફીલીપને એ નોકરી બહુજ માફક આવી અને અનુકુલ પુરવાર થઈ. તે એક હિંમતવાન અને ખરો કુશળ ઘોડેસ્વાર હતો, એટલે ઘોડાઓ કેળવવા અને તેમને સ્વભાવમાં શાંત કરવામાં આટલી નહાની ઉંમર છતાં તે છોકરાએ કેવળ કમાલ કરી, અને પોતાના માલીક મી૦ સ્ટબમોરનું દીલ અજબ જેવું જીતી લીધું. તેને બહુજ નિરાંત થઈ ગઈ હતી. ફીલીપની ઘોડેસ્વારીને લગતી નોકરીથીજ નહિ, પણ તેની ઉંચી કેળવણીથી પણ તે માલીકને ઘણો લાભ થયો અને તે રાજી રાજી થયો. ફીલીપ ચોપડાઓ રાખતો, હીસાબો ઉતારતો, કાગલ પત્રોના તેના કહેવા વગર યોગ્ય જબાનમાં તેના તરફથી સભ્યતાભરેલા જવાબો લખતો, અને એ સઘળું તેને બહુજ સંતોષ આપનારૂં થયું. આખા યાર્ડમાં પણ નાહના મોટા સઈસો અને નોકર નફરોનો તે ટુંક વખતમાં માનીતો થઈ પડયો, અને ઘરાકો તેનેજ મળી તેના જોડે વાત કરવામાં દેખીતી મજાહ લેતાં લાગતાં. તેનામાં એક ગ્રહસ્થનોજ સઘળો વિવેક હતો, અને આખા યાર્ડમાં તે "જેન્ટલમેન ફીલીપ"નાં રમુજી નામે ઓલખાતો થયો હતો. ટુંકમાં, આ નોકરી તેને એવી મજાની લાગી કે ફીલીપ અને સીડનીનાં સંકટોનું જાણે સેવટ આવી ગયું હોએ એમજ સંભવતું હતું; પણ એમ થયું હતે તો આ "બનવાકાળ"ની વાર્તા લખાતેજ શી રીતે? બનવા કાળ એમ નહિ હતું.

હવે વળી સીડનીને લગતો નહિ ધારેલો સંતાપ બરપા થયો! ભલા ફીલીપે તેની વ્હાલી માતાની કબર પર લીધેલા કસમ મુજબ તેને એક માતાનાંજ હેતથી પોતાને આશરે લીધો અને સમાલ્યો હતો. તે ખરેખર તો સહવારથી રાત સુધીની દલદેસરીભરી નોકરીની મહેનત અને રગડ જેટલી પોતાને વાસ્તે નહિ તેટલી નાહના સીડનીનાં સુખ સારૂં કરતો હતો, પણ તેના નોકરી પર જવાથી સીડની તે ચાલી માંહેલી ઓરડીમાં એકલો પડતો, અને નીચે કમ્પાઉન્ડમાં એકલો ઉતરીને રમતાં પણ થાકી જતો, એટલે તે બાળક છોકરો પોતાની એ એકલવાઈ સ્થિતિથી સ્વભાવિક વહેલો કંટાળી ગયો અને ફરીયાદ કરતો થયો. ફીલીપીને આ બેચેન કરતું હતું. તે પોતાની સાથે નાહના સીડનીને યાર્ડમાં લઈ જતો અને આખો દહાડો ત્યાં રાખતો, કે જેથી તેને સોહવાઈ જાય; પણ તે તેને ગમ્યું નહિ—એટલા માટે કે સીડની આખો વખત અભણ અને ઉતરતા વર્ગના સઈસ છોકરાઓની નાલાયક કંપનીમાં ભેલાતો રહે, કે જેઓ તરેહવાર નજીસાત ભાંડતા અને આપસ આપસમાં અયોગ્ય વાતચિતની મજાહ લેતા જોવામાં આવતા હતા, અને તેવી કંપનીમાં સીડની એક ખરાબ છોકરો થાય અને દુર્ગુણો ઉપાડી લેતો ચાલે એની તેને ફીકર થઈ.

તેણે તેને ઘણો સમજાવ્યો. વાંચનારાં સાહેબો જાણે છે તેમ આ નોકરી તેનેજ ખાતર તેણે કબુલ રાખી હતી, કેમકે સીડનીને સંભાળવાનો નહિ હતે તો બનવા જોગ છે કે તે વીલ્યમ ગૉન્ટ્રેની કંપનીમાં જોડાઈ ગયો હતે. તે આસામી અને તેનાં પેલાં એક

છુપાં મંડળ વાસ્તે તે થોડોક શંકાશીળ થયો હતો, એ છતાં એટલું તો ખરૂં છે કે તેને વાસ્તેનાં તેનાં હેત અને તે આસામીની દેખીતી ઉદારતાથી તે ઘણો મોહિત થયો હતો, જેથી સીડનીની જંજાલ નહિ હતે તો તે એવા એકને આશરે પોતાનું ખોળી ખાવા જતો રેહતે એમાં સંદેહ નથી. એમ હોવાથી સીડનીને વાસ્તે આટલું કરવા છતાં જ્યારે તે નાહનો ભાઈ એવો અસંતોષી અને નાસબરપણાંથી ફરીયાદ કરતો થયલો માલુમ પડયો, ત્યારે તેને બહુજ નાઉમેદી થઈ.

તેણે તેને માટે સ્કુલ પણ અજમાવી જોઈ. તેણે જોયું કે એ આંઠ વરસનો છોકરો કંઈ નાહનો નહિ કહેવાય, અને તે જે લૅસન આપી જતો હતો તે એ છોકરો જોઈએ તેવાં ધ્યાંનથી અને ઉમંગથી તેની ગેરહાજરી દરમ્યાન શીખીને તૈયાર નહિ કરતો હતો, ત્યારે તેણે તેને તે તરફની નાહની "ડે—સ્કુલ"માં મુકયો, પણ આઠમેજ દીવસે ત્યાંથી છોકરાઓના હાથનો માર ખાઈને સુઝેલી આંખ સાથ તે પોર્યો ઘર પાછો ફર્યો, અને તે એ સ્કુલમાં તેને નહિ મોકલવા એવું રડીને કગળવા લાગ્યો કે ગરીબ ફીલીપને એ પોતાના ઈરાદાથી પણ તેની મરજી ઉપરાંત હાથ ઉઠાવવો પડયો! તેણે ઘર ખાલી કરવા ચાહ્યું. તેનાં મનમાં કે કોઈ એવી ચાલીમાં જઈ રહેવું જોઈએ કે જ્યાં સીડનીની ઉમરનાં નાહનાં છોકરાંઓ હોય અને તેઓ જોડે તેને રમવાને ચાન્સ મલે, કેમકે આ ચાલમાં એવાં બચ્ચાં કોઈ હતાં નહિ; પણ સીડનીએ તો તેનો પણ વાંધો કાઢયો, ને તે તો તેનું બી રડવા લાગ્યો! તે બચ્ચું થોડું લાડઘેલું થઈ ગયું હતું એ તો ખરૂં. તેને એ ઘરની ઘરડી ઘરવાળી જોડે ઘણું સારૂં થઈ ગયું, અને તે ડોશી પણ એ બચ્ચાંથી જુદી થવા નહિ ચાહતી હતી, એટલે એ પોતાનો વિચાર પણ અમલમાં મેલવાને જવાન ફીલીપ અશકત થઈ પડયો. સીડની તે "દોસ્ત"ને મુકીને બીજે કેઠે પણ જવા સાફ ના પાડી બેઠો. એમ છતાં વલી ફીલીપ તેને આખો દહાડો મુકી જાય એ પણ તેને ઘણું નાસબર કરનારૂં લાગ્યું, અને ફીલીપનો તેના પર પ્યાર નહિ હતો એવાં બાળકબુધ્ધીનાં ભુલભરેલાં અનુમાનથી તે તેને પુષ્કળ પજવતો રહયો—એટલે સુધી કે એક દીવસ તો તેણે છેડાઈ પડીને કહ્યું કે, "એવું કરવાનો હતો ત્યારે મને સાથે લાવ્યોજ શું કરવા? એ કરતાં તો મામાને ઘેરજ મજાનું હતું! તેઓ મને ઘણો હાડમાર અને મારફાડ કરતાં હતાં ખરાં, અને ટૅામબી ઘણો ખરાબ છોકરો હતો, પણ મને રમવાનું તો મલતું હતું?"

આ દુ:ખ પર ડાહામથી ફીલીપને ઘણું લાગી આવ્યું, અને તેની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં.

"તું મને એવું કહી શકેછ?" તેણે ઠપકાથી કહ્યું, અને તેને એમ રડતો જોવાથી તે નાહના છોકરાને બહુજ લાગી આવ્યું. તેણે હવે દોડી જઈને તેનાં ગળાંમાં પોતાના નાહના નાજુક હાથ નાંખ્યા અને તેને કીસ કરી.

"હું ઘણો નોટી થયો, ફીલીપ ડીઅર?" તેણે મમતાથી સવાલ કર્યો, "મને માફ કર અને રડ ના—હવે ફરીથી હું એવું તારૂં દીલ દુખવવાનું કાંઈબી બોલશ નહિ."

પણ તે તીર--અપજશના એ બોલાયલા બોલ—ભલા ફીલીપની છાતીમાં મજબુત વાગ્યા હતા, અને નાહના સીડનીના એ સધ્યારાથી તેનાં મનનું જેવું જોઈએ એવું સમાધાન થઈ શક્યું નહિ. આપણે જેને ચાહતાં હોઈયે તેઓ તરફનો શરમભરેલો અપજશ કાતીલ છુરીના ઘા કરતાં પણ વિશેષ જબુન અને દીલ જખમાવનારો થાય છે એ વાતનો તે જખમ કરનારાં બેપરવાહઓને કોઈ શોક કે ખ્યાલ હોઈ શકતોજ નથી! સીડની હજી તો નાહનો હતો એટલામાં અસંતોષી ને અપકારી થયો એ તેના પર વહાલથી વીહીલો પડનાર ફીલીપને માટે સહન થઈ શકે તે કરતાં ઘણું જ્યાદા થઈ પડ્યું.

હવે એ દરમ્યાન એક સહવારે મી૦ સ્ટબમોરે ફીલીપને પોતાની ઑફીસમાં તેડાવી મંગાવ્યો, અને તે છોકરો ત્યાં ગયો ત્યારે તેણે જોયું કે એક કોઈ એશકા જવાંન સાથે તે વાત કરતો ઉભો હતો, કે જે એશકો ઘણીજ સંભાળથી અને ઘણા ભપકાથી ડ્રેસ થયલો હતો, તથા લખપતીનોજ દીકરો હોય તેમ પોતાના હાથમાંના ચાબુક વડે ફટાફટ પોતાના પગ પર મારતો ભપકાથી ઉભો હતો.

"ફીલીપ, આ ગ્રહસ્થને આપણી બ્રાઉન ઘોડી બતાવો," તે શેઠે હુકમ કર્યો, "એવણ સાહેબને પોતાની ફ્રેટનમાં જોડી કરવાની છે, અને એવણની એક બ્રાઉન ઘોડી છે તેની સાથે મૅચ થતી હોએ તો એવણ આપણે ત્યાંનીજ 'બ્રાઉન બૅસ' ખરીદવા માંગે છે."

ફીલીપ તાબેદારીથી નમ્યો, અને તેવામાં તેણે આંખ ઉંચકી પેલા ગ્રહસ્થ તરફ જોયું તો તે જરા બેચેન થયો. આ તેજ આસામી હતો કે જે જ્યારે તે સીડનીની ખબર લેવા મામાને ગામ ઑમનીબસમાં આવ્યો હતો ત્યારે ઑમનીબસમાંથી ઉતરતી વખતે તેને મલ્યો હતો, અને જેને તેણે પછીથી યાદ કર્યું હતું તેમ વીલ્યમ ગૉત્રેવાલાં પેલાં ભેદી મંડળના કલબ હાઉસમાં આગલે દાહડે જોયો હતો. તે શું એટલો બધો શ્રીમંત હોય કે "બ્રાઉન બૅસ" જેવી એક ઘણી મોંઘી ઘોડી પોતાની ફ્રેટનમાં જોડી કરવાનું કહીને ખરીદવા આવે? એમ છતાં તે હાલ તો કંઈ બોલ્યો નહી, અને તેના માલીકે કરેલા હુકમ મુજબ પેલાને લઈને ઑફીસમાંથી બાહેર પડ્યો.

"તું અહિં ઘુસ્યોછ કે?" પેલાએ યાર્ડમાંથી તેઓ "બ્રાઉન બૅસ"ના તબેલા તરફ જતા હતા ત્યારે ફીલીપના કાન પર પડીને પુછ્યું.

ફીલીપે દમામદાર ગુસ્સાથી તેના સામે જોયું. તે આસામીનું એ તેના જોરેનું દેખીતું ઘેરીતાંબારીતાંપણું તેને જરા થઈને ગમ્યું નહિ.

"હું તમને મુતલગ ઓળખતો નથી, સાહેબ," તેણે ગુસ્સાથી કહ્યું.

"કેમ—એમ ચીબો થવાનું શું કારણ છે?" પેલાએ ગુસ્સાથી કહ્યું, "ગૅાન્ને સાથે ક્લબમાં આવ્યો હતો ને અમારા પેલા સેક્રેટરી કાણા ગ્રેગ સાથે વીલી તને ઓળખાવતો હતો ત્યારે હું બાજુએ ઉભેલો હતો તે ભુલીજ ગયો શું? હવે જો કાંઈ ઘામટ ના કરતો. તું તાહરે મને એક સારા શ્રીમંત માણસ તરીકે ઓળખેછ એવું બતાવજે. આપણા મંડળના કાયદાઓથી તું તેમ કરવા બંધાયેલો છે. મેં "કૅપ્ટન સ્મીથ"નું ભપકા ભરેલું નામ તારા શેઠને આપેલું છે. ઘણું સમાલજે."—અને એટલામાં તો તેઓ "બ્રાઉન બૅસ" ના તબેલા આગળ આવી પોંહોંચ્યા એટલે તે વાત ત્યાંજ ધબ પડી.

ફીલીપે એ પછી ચાવી આપેલાં એક પુતળાંની કીસમે "બ્રાઉન બૅસ"ને તેના તબેલામાંથી બહાર કઢાવી, અને ઠગારા કૅપ્ટન સ્મીથે એક શેઠીઆનાજ રૂબાબથી એક આંખે આઈગ્લાસ ચઢાવીને તે ઘોડીની 'સર્વે' લીધી, જ્યારે નહિ ગમવાનું તેણે નસકોરૂં ચઢાવ્યું. ફીલીપની છાતી પરથી એમ થવાથી એક પહાડ ઉંચકાઈ ગયો, અને તેણે જે નહિ હતી તે ખામીઓ તે જાનવરમાં બતાવી તે ખોદાએજ ઘી પુર્યું એમ સમજી તે છોકરાએ તરતજ ઘોડીને તબેલામાં પાછી બંધ કરાવી, જ્યારે કૅપ્ટન સ્મીથ ઘણા ભપકામાં એકલોજ મી० સ્ટબમોરની ઑફીસમાં પાછો ફર્યો. એ પછી તેણે ત્યાં જઈને શી વાત કરી તે કાંઈ જણાયું નહિ, પણ જરાવારે તે આગળા દરવાજામાંથી બાહેર જતો દેખાયો, અને જવાન ફીલીપે મનથી શુક્ર કર્યા કે આ તો સૂળીનું વિઘન કાંટે ગયું!

ત્યાર બાદ વળી થોડેક વારે મી० સ્ટબમોરે ફીલીપને પોતાની ઑફીસમાં પાછો બોલાવ્યો.

"આય કૅપ્ટન સ્મીથ કોઈ ઘણો લાયક માણસ લાગેછ." તેણે કહ્યું, "મને નહિ ખબર કે તમે એને ઓળખતા હતા; પછીથી એણે "બ્રાઉન બૅસ"ને જોઈ આવ્યા બાદ મને કહયું ત્યારેજ મેં તો જાણ્યું."

ત્યાં ફીલીપે ખુલાસો કરીને એકદમ કહેવા ચાહયું કે ખરેખર તો એ આદમીને તે મુતલગ ઓળખતોજ નહિ હતો, અને તેને વાસ્તે કંઈ સારૂં માનતો પણ નહિ હતો, પણ ખુદા જાણે શી રીતે એ શબ્દો તેના હોઠ પરજ મરી રહ્યા અને તે બોલી શક્યો નહિ! એમ પણ હોય કે બોલવાની કંઈ જરૂરજ નહિ હતી એવું તેને લાગ્યું હોય? પેલી ઘોડીને લગતો સોદો દેખીતી રીતે બીલકુલ ભાંગી પડયો હતો, અને ત્યારે તેને એવો ખુલાસો કરવા જરૂરજ શી હોય? વળી ખરેખર તો તેને ખુલાસો કરવાનો મી० સ્ટબમોરે બીલકુલ વખતજ નહિ આપ્યો. તેણે ઉપલું કહી લઈને તેજ દમમાં આગળ ગબડાવ્યું, "અને હવે તમે જાઓ, મી० ફીલીપ, પેલા ગ્રે ઑરબની જોડી લઈને લૅાર્ડ ડેન્ટમોરને ત્યાં. આજે ડીલીવરી આપવાનો હુકમ છે. કિમતનો ચૅક લેતાજ આવજો."

પરિણામમાં, ફીલીપ તે સહવારે જોડી લઈ ગયો, અને લૅાર્ડ ડેન્ટમોરનું મકાન કેટલાક માઈલ વેગળે હોવાથી જ્યારે તે ઘોડાઓની ડીલીવરી આપીને, ચૅક લઈ, પોતાના

માલીકના હુકમ મુજબ તબેલાઓ તરફ ઘોડેસ્વારી કરતો પાછો ફર્યો, ત્યારે છેક સાંજ થવા આવી હતી. એ વખતે તેણે તબેલા તરફ જતાં કાંઈક નાખુશી અને અજાયબી વચ્ચે જોયું કે કોઈ બે આસામીઓ તેને એમ ચાલી જતો ધારી ધારીને જોતા હતા, અને વળી આંગળી કરી એકમેકને બતાવતા પણ હતા.

"એજ," એક કહેતો હતો, "મેં બરાબર ઓલખ્યો."

"ઓ, ત્યારે પત્તો મલ્યો તો મુશ્કેલી શું છે?" બીજાએ કહ્યું, "પણ તમારી ખાતરી છે કે એજ? કેમજે એ જેની સાથ વાત કરતો ઉભોછ તે તો એક લુચ્ચો કાફરડો છે, કે જે પેલા અથંગ ઉઠાઉગીર વીલ્યમ ગૉત્રેનાં પંથનો છે, અને અમો પોલીસવાલાઓને એ પણ જબરો હંફાવે છે!"

અને આ ખરૂં હતું. ફીલીપે પોતાનો ઘોડો રોકયો હતો, અને તે હારમાં રસ્તાની એક સાઈડે (પેલા બે વાત કરતા ઉભા હતા તેની સાંમેની બાજુ) લુચ્ચા કૅપટન સ્મીથ સાથ વાત કરતો હતો, કે જે હાલમાં મી૦ સ્ટબમોરના તબેલામાંની "બ્રાઉન બૅસ" પરજ ભપકાથી સ્વાર થયલો હતો!

"પેલા તારા માલીક સ્ટબમોરને અંધારી ચાદર ઓઢાડી હું આય ફાઈન ઘોડી અંતે પટકી શક્યોછ, દોસ્ત ફીલીપ," ફીલીપે મોટી અજાયબી વચ્ચે તેને જોતાં ઘોડો રોક્યો, એટલે પેલાએ ઘણાં ઘરવતપણાંના ઢોંગથી હસીને કહયું, "અને હું તેને વાસ્તે તાહરોજ ઉપકારી છું. એનો તાહરા પ્રત્યે અજબ વિશ્વાસ અને ચાહ લાગેછ, કેમજે તાહરી ઓળખ મેં નહિ આપી હોતે તો માહરી ખાતરી છે કે તાહરો મી૦ સ્ટબમોર આય અઢારસો રૂપી-આની કીમતની ફાંકડી "બ્રાઉન બૅસ" મને બે દીવસની મુદત સારૂ ઉધાર ધીરતે એ માહરા માન્યામાં આવતું નથી."

ફીલીપનાં ગુસ્સાથી નેણ નીકળી પડયાં.

"એટલે શું તમે મારે નામે એ ઠગાઈ કરી આવેલા છો?" તેણે ગુસ્સાથી ગગડાટ કર્યો.

"હવે અમથો ડાહયો કાગડો ના થા," પેલાએ કહયું, "હું તાહરો હકક વિસરવાનો નથી. હું બે દહાડા સુધી અહીંજ સ્ટાર હોટેલમાં છું ત્યાં આવી તાહરો પરસેન્ટેજ ચુકવી લઈ જજે."

"જોવો સાહેબ, માહરી આગલ એવી તમારી દગલબાજી ચાલવાની નથી," ફીલીપે સરૂ ઉપર ખેંચીને એક રાજાનાજ દમામથી કહયું, કે જયારે તે ઉંમરમાં ખરેખર હતો તે કરતાં વધારે મોટો અને વધતો રોબવંતોજ દેખાતો હતો! "હું તમોને મુતલગ ઓળખતો નથી, અને મારે નામે તમે એવી એક ભયંકર ઠગાઈ કરો એ ચાલવાનું નથી."

"તું ભુલી જાયછ કે તું એ રૂબાબ કોણની આગળ કરેછ," પેલાએ ધમકાવ્યો. "હજીબી લાંબો વિચાર કરીને સમેસમો ચાલજે, કેમજે જો કાંઈ આડો ફાટયોછ તો

જીંદગીથીજ ઉખડી જશે એ ખુબ ખ્યાલ રાખજો!"—અને એમ કહી, હવે ફીલીપના જવાબને વાસ્તે થોભ્યા વગર, તે "બ્રાઉનબૅસ"ને એડ મારી સપાટામાં પવન પેરે ત્યાંથી નીસરી ગયો.

ફીલીપ ડગમગ્યો. આ સંજોગોમાં શું કરવું ને કેમ કામ લેવું તે તેને સમજાયું નહિ. આખર કરેને તે એક કાચી બુધ્ધિનો નાહનો છોકરો હતો. દુન્યાદારીનો તેનો અનુભવ કેટલો? તેણે જોયું કે પેલાએ ગધેડો થઈને પોતે જે હોટેલમાં ઉતરેલો હતો તેનું નામ પણ આપ્યું હતું, અને વળી બે દીવસ સુધી ત્યાંજ રહેવાનો પોતાનો ઈરાદો જાહેર કર્યો હતો, ત્યારે હવે ગભરાવાનું શું હતું? તે તરત પોતાના માલીકને જઈને ખરી હકીકત કહી દેશે અને સહવાર થવા પહેલાં તો તે લુચ્ચાને વૉરંટથી જીલાવી દેશે! એ ઠરાવથી તેને હિંમત આવી અને તે પોતાનો ઘોડો ફેરવી મારતે ઘોડે તબેલાઓ તરફ ગયો.

પેલા હાથ પર પેલા બે જે ફીલીપને આવતો જોતાં થોભી ગયા હતા, અને તેને લુચ્ચા સ્મીથ જોડે ઘણી આતુરતાભરી રવેસે કંઈ વાત કરતા જોતા ખોટી થઈ ઉભા હતા તેઓએ હવે પાછી તેજ વાત આગળ ચલાવી.

"શું એ તમે ખરૂં કેહોછો?" એકે પુછ્યું, "તમારી કાંઈ ભુલ તો નથી? એ આવું ખાનદાની બચ્ચું શું એવા લોફરોની ઓળખ અને સોબતમાં જઈ ચુક્યોછ?"

પેલા હાથ પર ફીલીપ તબેલામાં ગયો, અને મી૦ સ્ટબમોરને ખરી હકીકતથી વાકેફ કરવા ઘણી ઉલટથી તેની ઑફીસમાં ધસ્યો, જ્યારે તેની સખ્ત નાઉમેદી વચ્ચે તે જાણવા પામ્યો કે મી૦ સ્ટબમોર તો પોતાના દોસ્તોની એક ટોળકી જોડે પાસેનાં ગામમાં તુરતનોજ સહેલગાહે ગયો હતો, અને વળતી સહવારનીજ ટ્રેનમાં આ તરફ પાછો ફરવા કહી ગયો હતો! ફીલીપને તેથી તેની મરજી ઉપરાંત ઘણી લાચારી સાથે પેલાને પકડાવાનું મી૦ સ્ટબમોર અત્રે પાછો ફરે ત્યાં સુધી વળતી સવાર ઉપર મુલતવી રાખવું પડ્યું, અને તે દીવસની નોકરીથી હવે ફારેગ થયલો હોવાથી એ ને એ વિચાર કરતો તે પોતાને ઘર આજે જરા વેહલોજ જવા નિકલ્યો.

---

## પ્રકરણ ૨૮.

હવે ફીલીપ પોતાને ઘર જવા નિકલેલો તે જે ચાલીમાં રહેતો હતો તે ચાલીને લગતી ગલીમાં વલાંણ લઈને દાખલ થવા જતો હતો તેવામાં તેને પેલાજ બે અસામીઓ, કે જેઓને તેણે પોતાના લીવરી સ્ટેબલ્સ તરફ પાછો ફરતાં તે સાંજે રસ્તાની સાંમી સાઈડે જોયા હતા તેજ બંને મંગલમુરતો હાંલમાં હયાં પણ જાંણે તેની વાટ જોતા ઉભા હોય તેમ સાંમી પગથીપર ઉભેલા હતા! ફીલીપે, અલબત, તે બે માંહેલા એકને તો તરત ઓલખ્યો, તે પેલા બોફર્ટવાલાઓનો સોલીસીટર મી૦ બ્લૅકવૅલ હતો, કે જે તેઓની

માલીકના હુકમ મુજબ તબેલાઓ તરફ ઘોડેસ્વારી કરતો પાછો ફર્યો, ત્યારે છેક સાંજ થવા આવી હતી. એ વખતે તેણે તબેલા તરફ જતાં કાંઈક નાખુશી અને અજાયબી વચ્ચે જોયું કે કોઈ બે આસામીઓ તેને એમ ચાલી જતો ધારી ધારીને જોતા હતા, અને વળી આંગળી કરી એકમેકને બતાવતા પણ હતા.

"એજ," એક કહેતો હતો, "મેં બરાબર ઓલખ્યો."

"ઓ, ત્યારે પત્તો મલ્યો તો મુશ્કેલી શું છે?" બીજાએ કહ્યું, "પણ તમારી ખાતરી છે કે એજ? કેમજે એ જેની સાથ વાત કરતો ઉભોછ તે તો એક લુચ્ચો ફાફરડો છે, કે જે પેલા અથંગ ઉઠાઉગીર વીલ્યમ ગૉત્રેનાં પંથનો છે, અને અમો પોલીસવાલાઓને એ પણ જબરો હંફાવે છે!"

અને આ ખરૂં હતું. ફીલીપે પોતાનો ઘોડો રોક્યો હતો, અને તે હારમાં રસ્તાની એક સાઈડે (પેલા બે વાત કરતા ઉભા હતા તેની સામેની બાજુ) લુચ્ચા કૅપટન સ્મીથ સાથ વાત કરતો હતો, કે જે હાલમાં મી૦ સ્ટબમોરના તબેલામાંની "બ્રાઉન બૅસ" પરજ ભપકાથી સ્વાર થયલો હતો!

"પેલા તારા માલીક સ્ટબમોરને અંધારી ચાદર ઓઢાડી હું આય ફાઈન ઘોડી અંતે પટકી શક્યોછ, દોસ્ત ફીલીપ," ફીલીપે મોટી અજાયબી વચ્ચે તેને જોતાં ઘોડો રોક્યો, એટલે પેલાએ ઘણાં ઘરવતપણાંના ઢોંગથી હસીને કહ્યું, "અને હું તેને વાસ્તે તાહરોજ ઉપકારી છું. એનો તાહરા પ્રત્યે અજબ વિશ્વાસ અને ચાહ લાગેછ, કેમજે તાહરી ઓળખ મેં નહિ આપી હોતે તો માહરી ખાતરી છે કે તાહરો મી૦ સ્ટબમોર આય અઢારસો રૂપીઆની કીમતની ફાંકડી "બ્રાઉન બૅસ" મને બે દીવસની મુદત સારૂ ઉધાર ધીરતે એ માહરા માન્યામાં આવતું નથી."

ફીલીપનાં ગુસ્સાથી નેણ નીકળી પડયાં.

"એટલે શું તમે મારે નામે એ ઠગાઈ કરી આવેલા છો?" તેણે ગુસ્સાથી ગગડાટ કર્યો.

"હવે અમથો ડાહયો કાગડો ના થા," પેલાએ કહ્યું, "હું તાહરો હક્ક વિસરવાનો નથી. હું બે દહાડા સુધી અહીંજ સ્ટાર હોટેલમાં છું ત્યાં આવી તાહરો પરસેન્ટેજ ચુકવી લઈ જજે."

"જોવો સાહેબ, માહરી આગલ એવી તમારી દગલબાજી ચાલવાની નથી," ફીલીપે સર ઉપર ખેંચીને એક રાજાનાજ દમામથી કહ્યું, કે જ્યારે તે ઉંમરમાં ખરેખર હતો તે કરતાં વધારે મોટો અને વધતો રોબવંતોજ દેખાતો હતો! "હું તમોને મુતલગ ઓળખતો નથી, અને મારે નામે તમે એવી એક ભયંકર ઠગાઈ કરો એ ચાલવાનું નથી."

"તું ભુલી જાયછ કે તું એ રૂબાબ કોણની આગળ કરેછ," પેલાએ ધમકાવ્યો. "હજીબી લાંબો વિચાર કરીને સમેસમો ચાલજે, કેમજે જો કાંઈ આડો ફાટયોછ તો

જીંદગીથીજ ઉખડી જશે એ ખુબ ખ્યાલ રાખજો!"—અને એમ કહી, હવે ફીલીપના જવાબને વાસ્તે થોભ્યા વગર, તે "બ્રાઉનબૅસ"ને એડ મારી સપાટામાં પવન પેરે ત્યાંથી નીસરી ગયો.

ફીલીપ ડગમગ્યો. આ સંજોગોમાં શું કરવું ને કેમ કામ લેવું તે તેને સમજાયું નહિ. આખર કરેને તે એક કાચી બુધ્ધિનો નાહનો છોકરો હતો. દુન્યાદારીનો તેનો અનુભવ કેટલો? તેણે જોયું કે પેલાએ ગધેડો થઈને પોતે જે હોટેલમાં ઉતરેલો હતો તેનું નામ પણ આપ્યું હતું, અને વળી બે દીવસ સુધી ત્યાંજ રહેવાનો પોતાનો ઈરાદો જાહેર કર્યો હતો, ત્યારે હવે ગભરાવાનું શું હતું? તે તરત પોતાના માલીકને જઈને ખરી હકીકત કહી દેશે અને સહવાર થવા પહેલાં તો તે લુચ્ચાને વૉરંટથી ઝીલાવી દેશે! એ ઠરાવથી તેને હિંમત આવી અને તે પોતાનો ઘોડો ફેરવી મારતે ઘોડે તબેલાઓ તરફ ગયો.

પેલા હાથ પર પેલા બે જે ફીલીપને આવતો જોતાં થોભી ગયા હતા, અને તેને લુચ્ચા સ્મીથ જોડે ઘણી આતુરતાભરી રવેસે કંઈ વાત કરતા જોતા ખોટી થઈ ઉભા હતા તેઓએ હવે પાછી તેજ વાત આગળ ચલાવી.

"શું એ તમે ખરૂં કેહોછ?" એકે પુછ્યું, "તમારી કાંઈ ભુલ તો નથી? એ આવું ખાનદાની બચ્ચું શું એવા લોફરોની ઓળખ અને સોબતમાં જઈ ચુક્યોછ?"

પેલા હાથ પર ફીલીપ તબેલામાં ગયો, અને મી૦ સ્ટબમોરને ખરી હકીકતથી વાકેફ કરવા ઘણી ઉલટથી તેની ઑફીસમાં ધસ્યો, જ્યારે તેની સખ્ત નાઉમેદી વચ્ચે તે જાણવા પામ્યો કે મી૦ સ્ટબમોર તો પોતાના દોસ્તોની એક ટોળકી જોડે પાસેનાં ગામમાં તુરતનોજ સહેલગાહે ગયો હતો, અને બળતી સહવારનીજ ટ્રેનમાં આ તરફ પાછો ફરવા કહી ગયો હતો! ફીલીપને તેથી તેની મરજી ઉપરાંત ઘણી લાચારી સાથે પેલાને પકડાવાનું મી૦ સ્ટબમોર અત્રે પાછો ફરે ત્યાં સુધી વળતી સવાર ઉપર મુલતવી રાખવું પડ્યું, અને તે દીવસની નોકરીથી હવે ફારેગ થયલો હોવાથી એ ને એ વિચાર કરતો તે પોતાને ઘર આજે જરા વેહલોજ જવા નિકલ્યો.

---

## પ્રકરણ ૨૮.

હવે ફીલીપ પોતાને ઘર જવા નિકલેલો તે જે ચાલીમાં રહેતો હતો તે ચાલીને લગતી ગલીમાં વલાંણ લઈને દાખલ થવા જતો હતો તેવામાં તેને પેલાજ બે અસામીઓ, કે જેઓને તેણે પોતાના લીવરી સ્ટેબલ્સ તરફ પાછો ફરતાં તે સાંજે રસ્તાની સામી સાઈડે જોયા હતા તેજ બંને મંગલમુરતો હાંલમાં હયાં પણ જાણે તેની વાટ જોતા ઉભા હોય તેમ સામી પગથીપર ઉભેલા હતા! ફીલીપે, અલબત, તે બે માંહેલા એકને તો તરત ઓલખ્યો, તે પેલા બોર્ફટવાલાઓનો સોલીસીટર મી૦ બ્લૅકવૅલ હતો, કે જે તેઓની

તરફથી તેને સમજાવવા આગલ એક વખત મલવા આવી ગયો હતો; અને તેજ હાલમાં તેને ગલીમાં વલાંકુ લેતો જોઈને અર્ધા ખસીઆણા જેવા ચહેરાએ હસતો હસતો તેની આગળ ધસી આવ્યો.

"ગુડ ઈવનીંગ, મી૦ મૉરટન," તેણે કહ્યું, "માહરી ખાતરી છે કે તમે મને ભુલી ગયા નહિ હશો. હું આગલ તમોને એક વખત મલવા આવી ગયો હતો. હું લૉર્ડ બોફર્ટ અને તેઓના બેટા આર્થરનો સોલીસીટર મી૦ બ્લૅકવૅલ છું."

"હા; અને વળી હાલ પાછું તમો શું કહેવા માંગોછો? તમો શું કરવા મારી પુઠેપુઠ હજી ભમતા રહયાછો?" ફીલીપ તેને જોતાં સાથે જવાબમાં ગુસ્સાથી તરડાયો.

"હવે વળી તમે એકદમ વાત કરતાં સાથે એમ છીંકી પડીને તરચાપાવપર ના આવી જાઓ, મી. મૅારટન," તે સોલીસીટર કે જે હંમેશની સફાઈથી ને સંભાળથી ડ્રેસ થયેલો હતો તેણે અરધું હસીને અને અરધું ગંભીર કહયું. તે ખરેખર તો એક થર્ડ રેટ સોલીસીટર હતો, કે જે ન તો પોતાનું પોઝીશન રાખી જાણતો હતો, કે ન હતો આવા હઠીલા કેશમાં કલેવલે કેમ કામ લેવું તેની તરકીબની કોઈ માહીતી ધરાવતો હતો. "તમે એમ જરા જરામાં ચીરડાઈ ઉઠો તો આપણે વાત કરીજ કેમ શકીયે? તમને શોધવાની અને તમારો પત્તો મેલવવાની અમને જે જેહેમત થઈ છે તે અમારો જીવજ જાણે છે! ખરી વાત એટલીજ છે, માહરા જવાંન દોસ્ત, કે પેલા તમારા શેઠ મી. ક્રીસ્ટોફર પ્લાસ્તરને ત્યાંની ચોરીને સારૂ જે ધાડ તમારીપર આવવાની હતી તે બધું પતી ગયું છે—અમેંજ બધું સમાધાન કરી નાખેલું છે—અને લૉર્ડ રૉબર્ટના લાયકીવાલા બેટા ધી ઓનરેબલ મી. આરથર બોફર્ટની એવી મરજી છે કે—"

"માહરે તે લોકની મરજી સાંભળવાની કશીજ દરકાર નથી," ફીલીપે વળી ઝનુનથી ઉશ્કેરાતાં ગરમ થઈને કહયું.

"તેજ તો તમારી ભૂલ છે, અને તેથીજ તો તમે આટલી હાડમારી ઉઠાવો છો! હવે હું રસ્તાપર તે તમોને શું કહું અને કેટલું કહું!" મી. બ્લૅકવૅલ સોલીસીટરે દયામણું ડાચું કરીને બહુજ કદર કરતી કીસમે કહયું; "માહરી તેથી તમો જોગી ભલામણ છે કે, માહરાં કુલ તરફથી તમોને મલવા આવીને મેં અત્રે જે હોટેલમાં મુકામ કર્યો છે ત્યાં તમે આવો, અને આપણે વાઈન ડીસકસ કરતાં કરતાં ત્યાં બધી ધીરજથી વાત કરીએ, જયારે હું તમોને એ બોફર્ટવાલા ઉમરાવ ગ્રહસ્થોની બધી મકસદ સમજણ પાડીને કહું. ખાસ કરીને જવાંન મી. આરથર બોફર્ટ બહુજ ભલા છે, અને તમારાં ભલાં માટે કાંઈ અજબ જેવી ઉલટ અને કાળજી ધરાવે છે. તમો તેથી તેઓને મલો; અને—"

"તમો કહી રહયા, મી. બ્લૅકવૅલ?" જવાન ફીલીપે મગરૂરીથી સર ઉપર ખેંચીને કહયું; "હવે માહરો જવાબ સાંભળી લેવો. મને તમારા આર્થર બોફર્ટને મલવા કે

તમોને વધતી ધીરજ અને વધતી વિગતથી સાંભળવા તમારા હોટેલ સુધી મલવા આવવા એક ટચાકડીભાર પણ દરકાર નથી! એ બાપ બેટા બેમાંથી કોઈનું બી—બલકે ખરી રીતે તે આખ્ખાં કુટુંબમાંનાં કોઈનું પણ—એસાંન કે કશીબી મદદ હું મરતાં સ્વિકારવાનો નથી. હું ભુખે મરશ અને જરૂર પડશે તો રસ્તે રસ્તે ભીખ માંગશ, પણ એ નાલાયક દોજખીઓના અંગત સમાગમમાં હું કદી આવવાનો નથી, કે જેઓને માથે માહરી ગરીબ માતાના મોહતની હંત્યા અને અમો રવડી પડેલાં લાચાર બચ્ચાંઓના શ્રાપ સદા ચોંટેલા રહેવાના છે! એજ માહરો જવાબ છે. અમારો નાશ કરીને અમોને દુઃખને અંતે ઉતારનારા અને માહરી નિર્દોષ નેકજાદ માતાને વાસ્તે સૌથી કલંકિત બુરૂં માનવાવાળા એજ માહરા કટ્ટા મુદદઈઓ છે, જેઓને હું કોઈબી સંજોગમાં કદી માફ કરવાનો નથી; અને ત્યારે હવે હઠી જાઓ માહરા રસ્તામાંથી!"—અને, એમ કહેતાં, રાચું વકાસીને અજાયબીમાં તેને એટલાં જોશથી બોલતો સાંભળવા પડેલા પેલા કરકટી સોલીસીટરને તેનાં નભરવસપણાં વચ્ચે કમબખ્ત ફીલીપે એવો એક દયાહીન ધકેલો માર્યો કે તે ગોલાંટથાં ખાઈને જમીનપર પછડાઈ પડતો બડી મુશ્કેલથીજ પોતાનું સમતોલપણું સાચવી લઈ બચી જઈ શકયો, જ્યારે ફીલીપ પોતે તેની એ અવદશા જોવા કે જરા એ દરકાર કીધા વગર જુસ્સા અને ગુસ્સાભેર એકદમ પોતાનાં ઘર તરફ ચાલતોજ થયો! એ પછી રડમસ હાલે તે ઝંખવાણો થયલો સોલીસીટર પેલો તેનો ગોઠીઓ કે જે સાંમી પગઠી પર ઉભો ઉભો આ બધી હોજાતોજી જોતો હતો તેને જઈ મલ્યો, અને તેને જે બધું બન્યું હતું તે કહયા પછી તેઓ પોતાને રસ્તે પડયા. તેઓનું "મીશન" દુઃખદાયક હદ સુધી નિષ્ફળ ગયું હતું. બેવકુફ ફીલીપ જો ધીરજથી બધું સાંભળતે અને જાણવા પામતે કે તેની માતા આટલાં મોટાં સુખ વચ્ચે જે નેકબખ્ત જવાનના ખોલામાં બેહેશત પાંમી હતી તે ભલો આર્થર પોતેજ હતો તો તે તેનો ગોલામ થઈ જતે અને તેનાં અને સીડનીનાં બધાં દુખનું સેવટ આવી જતે; પણ એક બેરેહેમ સરજત—દયાહીણ બનવાકાળ—તે થવા દેજ શાનું?

હયાં ખુલાસો કરીને કહેવું ઘટે કે સોલીસીટર મી. બ્લૅકવૅલ સાથે જે પેલો બીજો આદમી આવ્યો હતો તે કોઈજ નહી પણ પેલો મોટાં પેટનો કૉન્સ્ટેબલ હતો, કે જેની નોકરી પ્રથમ મી. પ્લાસ્તરે ખરીદી હતી. ત્યાર પછીથી મી. પ્લાસ્તર ખસી ગયો હતો, અને જવાંન આર્થર બોફૂર્ટ ફીલીપ અને સીડનીની ભાળ કાઢવામાં મી. બ્લૅકવૅલ સોલીસીટરને મદદ થવા તેની ખીદમત રોકી લીધેલી હોવાથી તે હાલ પોલીસનાં કપડાંમાં નહિ પણ ઘરઘટ્ટુ પોશાકમાં તેની સાથે આય તરફ આવ્યો હતો, જ્યારે ખરેખર તો એ કારખાનાંવાલાં ગામમાં તે છોકરાઓએ આવીને વસવાટ કીધેલો હોવાની વાતની ભાળ મી. બ્લૅકવૅલ વાસ્તે તેજ પેહલ્લી મેળવી લાવ્યો હતો.

પેલા હાથપર ફીલીપ પોતાને ઘર પહોંચ્યો એટલે સીડની જે તે નાહની ગરીબ ચૉલને લગતા કમ્પાઉન્ડમાં એકલો એકલો કંટાળેલો જેવો રમ્યા કરતો હતો તે તેને

આખા પ્રકારમાં તે વડો ભાઈ નાલના જોડે પાના રમતો, પાનાનાં બંગલાઓ બનાવીને તેને રીજવતો, તેની આગળ જુના પરિચાંઓની હસાવવાની વાતો કરતો, અને એ રીતે કાલજીવંત વડો પોતાની એક પાક ફરજ માની લઈને નાલનાને રાજી કરવા ને રાજી રાખવા જે પરિશ્રમ કરતો હતો તે જોવાનું કેવળ રહૃદયભેદક હતું!

અને સીડની સુઈ જવા પછી પણ ગરીબ ફીલીપ તો મોડી રાત સુધી પોતાની કંગાલ પલંગડીમાં જાગતો પડી રહયો. એ દીવસનો તેનો અનુભવ બહુજ કડવો હતો. પેલા કંગાલ કૅપટન સ્મીથે તેનું નામ નાહકમાં બદનામ કરીને કરેલી ભયંકર ઠગાઈ, પેલા સોલીસીટર મી૦ બ્લૅકવૅલની તેના જોડની રસ્તા પરની મુલાકાત અને દીવાલ પર ચઢીને પેલો કોઈ ખાસ તેઓને રમતા જોતો તે સઘળું તેને મનથી અસ્વસ્થ અને વધતો કંગાલ કરી મેલવા વાસ્તે બહુજ પુરતું હતું!

તેનાં પેટમાં કંઈ સ્વભાવીક ફાળ પડયા કરતી હતી. તેને એમજ લાગતું હતું કે આ દુષ્ટ બોફર્ટવાલાઓ તેની એકલવાઈ જીંદગીનો એકલો સધ્યારો જે નાહનો સીડની હતો તેને ચોરી કે ફુસલાવી લઈ જવાનો જરૂર તાગડો કરવાના. વળી સીડનીને પોતાને માટેનો તેનો બલાપો કંઈ કમ નહિ હતો. તેનો શીખવા ભણવાનો હાલ વખત અને ઉમર હતાં, અને તે છતાં તે જોઈએ એવી ઉલટથી કાંઈ શીખતો ન હતો, એટલે રખે શીખવાનું મોડું થઈ જાય તેની તેને મોટી ફીકર પડતી હતી. તે તેને વાસ્તે નાહની નાહની વાર્તાઓ વિગેરેની ચિત્રપોથીઓ ખરચ કરીને લાવતો કે તે પર તેનું મન રોકાય અને અભ્યાસ વધે; પણ રાત્રે આવીને પુછતો ત્યારે તે છોકરાએ એ ચોપડીઓમાંની કોઈ પણ ઉલટથી વાંચેલી હોવાનું માલુમ પડતું નહિ, અને તેને ઘણો બળાપો થતો.

અને જ્યારે સીડની એક બાળકની નફકરી ને નિરાંતની ઉંઘે ઉંઘાતો હતો, તથા જ્યારે સમજનો ફીલીપ ઉપર કહેવા મુજબની અનેક તરાંહની ફીકરોથી ચિંતાતુર થયલો ઉંઘની આરજુ સાથે બિછાણામાં તાસવીસ કરતો પડયો હતો, ત્યારે બીજા હાથપર એજ ગામનાં સૌથી આગેવાન "સ્ટાર હોટેલ" ના એક કુશાદે ઓરડામાં ત્રણ ગ્રહસ્થોની એક ટોલકી વિચાર અને વાત કરતી બેઠી હતી. એ ત્રણમાં એક આર્થર બોફર્ટ, બીજો મી૦ સ્પેનસર અને ત્રીજો સોલીસીટર મી૦ બ્લૅકવૅલ હતો.

"ત્યારે તે નહિજ માનતો?" ભલો આર્થર જે તેની છેલ્લી મોટી ભયાનક-બીમારીમાંથી તરતનો સાજો થયેલો હજી બહુજ નબળો હતો, અને જે હમણાં પણ પેલા બે બેઠેલા હતા તેઓની સમક્ષ એક સોફા પર અળેતાયલો હતો તેણે ઉંડી નાશી-પાસીથી પુછયું.

"બીલકુલજ નહિ!" બ્લૅકવૅલ સોલીસીટરે જવાબ કર્યો, "બોફર્ટવાલા બાપ બેટાઓને હાથ કાંઈબી હેસાન કદીબી નહિ કબુલ રાખવાનું એ લુચ્ચાએ ઝનુનથી

કહ્યું તે વખતનો એનો કીનો અને કડવાશ તમો સાહેબો જોતે તો અક્કલથી હેરત રેહતે! પણ ખરેખર, એવા એક અભાણ અને નાલાયકથી એથી વધારે સારાંની આશા રાખીજ કેમ શકાય? અભણ અને નાલાયક છે, ત્યારેજ તો એ ઘોડાવાલાની નજીસ નોકરીમાં પડયો છે કેની? હું તો ધારૂં છું કે એના ઉમરાવ બાપના વખતમાંબી શીખવા ભણવાને બદલે એના બાપના તબેલાઓમાંજ પડયો રહ્યો હોશે, અને હલકા ઘોડાવાલાઓની બુરી સંગતમાં એનું ખમીરે અમીર સઘળું એણે ખોહી દીધું હશે!"

"કેવાં દુ:ખની વાત!" ભલા આર્થરે ખરાં દીલનાં અફસોસનું અટવટ કર્યું.

"હવે ત્યારે એનાં નામ પર તો પુરીજ મુકવો જોઈએ," મી૦ સ્પેનસરે મત આપ્યું, "એવા એક રફ્યનને સંઘરવા ને સાચવવાથી ફાયદોજ શું?"

"ખરેખરજ નહિ!" મી૦ બ્લૅકવૅલે જોરથી કહ્યું, "માહરી સાથે કૉનસ્ટેબલ શાર્પ હતો તેણે મને જે બતાવ્યું તે તો વધતુંજ દીલ ધરકાવનારૂં છે! એ પોરયાએ રસ્તા પર ઉભો રહીને એક અૅસ્કા સાથે કાંઇક થોડી વાત કરી તે અૅસ્કો શાર્પના કહેવા મુજબ એક અઠંગ ઉઠાવગીર છે, અને તેની ઉપર પોલીસનો મજબુત ડોલો છે!"

"હવે તો ત્યારે જે કરવાનું છે તે એજ કે એના બસથી નાહના સીડનીને કોઈબી રીતે બચાવી લેવો જોઈએ, નહિ તો એ બચ્ચુંબી તેની બુરી સંગતમાં બગડીને ધુળ થઈ જશે!" મી૦ સ્પેનસરે ગંભીરાઈથી મત આપ્યું.

"શાર્પ કયાં છે?" આરથરે પોતાની નાતવાની વચ્ચે બીમારીથી ઘણો કંટાળી ગયો હોય તેમ જેહેમતથી સવાલ કર્યો.

"શાર્પને તો તે નહિ જાણે તેમ તેનું રેહેવાનું મથક જોઈ આવવા તેની પૂઠે મેં મોકલ્યો હતો," તે સોલીસીટરે જવાબ કર્યો, "તમો સાહેબોનો હુકમ હતો કે એની સાથે એનો નાધલો ભાઈ છે કે નહિ તે પણ માહરે તેહકીક કરીને નક્કી કરવું, એટલે એ માહરી સાથે તોડછોડ કરીને આગળ વધ્યો ત્યારે તેની પૂઠેપૂઠે જવા અને એ બધી તેહેકીક કરી આવવા મેં એ પોલીસવાલાને સોંપી દીધું."

"પણ અત્યારે તો ત્યારે એ પાછો આવીજ જવો જોઈતો હતો?" મી૦ સ્પેનસરે અજાયબી બતાવી.

"આવવો જોઈએ તો ખરોજ," મી૦ બ્લૅકવૅલ એકમત થયો, અને ઓવરદાનો ઘણો લાંબો હોય તેમ તે મોટાં પેટના કૉનસ્ટેબલે તેજ વખતે બાહેરથી તે ઓરડાનાં બારણાં પર ત્રણ ટકોરા માર્યા, અને આર્થરે જવાબમાં "આવો" કહ્યું એટલે મી૦ શાર્પ બારણું ઉઘાડી અંદર આવ્યો, અને બારણું તેણે તરત પાછું પોતાની પછવાડે બંધ કરી લીધું.

"કેમ, મી૦ શાર્પ, ઘણો વાર લાગ્યો?" તે અંદર આવ્યો એટલે મી૦ બ્લૅક્‌વૅલે તેને ખુરશી બતાવતાં સવાલ કર્યો.

"હા સાહેબ, હું સવારનો ભૂખ્યો હતો વાસ્તે પેટની પૂજા કરવા જવું પડ્યું એટલે ધારવા કરતાં જરા જાસ્તી દેરી થઇ ગઇ. માફ કરજો." શાર્પે તાબેદારીથી જવાબ કર્યો.

"અને બંન્ને પોર્યાઓનો પત્તો કંઇ લાવ્યા ખરા?" મી૦ સ્પેનસરે આતુરતાથી પુછ્યું.

"જી હા, મેહેરબાન," શાર્પે નમનતાઇથી કહ્યું, "અહીં નજદીકમાં એક ચાલી છે તે ચાલીની એક ખોલીમાં એ બન્ને ભાઇઓ સાથે રહેલા છે."

"ત્યારે નાધલો બી છે ખરો? તમારી ખાત્રી છે?" આર્થરે ઈંતેજારી બતાવી.

"સો એ સો ટકાની ખાતરી!" શાર્પે ખાતરી આપી; "મી૦ બ્લૅકવૅલની સાથે તોડછોડ કરીને એ આગળ વધ્યો એટલે મને થયલા હુકમ મુજબ એનું ધ્યાન નહિ ખેંચાય એવા એક અદબવંત તફાવતે રહીને હું તેની પૂઠે ગયો, અને તે મજકુર ચાલીને લગતા કંમ્પાઉન્ડમાં એ દાખલ થયો કે તે નાધલ્યો ખુશીની એક ચીસ સાથે દોડી આવીને તરત એનાં પેટમાં દબાયો તે મેં માહરી આંખેઆંખ જોયું. એ પછી ઘણીક વાર સુધી તેઓ બાહેરજ નાસોગોસો રમ્યા—"

"અને તે બી તમે જોયું?" બ્લૅકવૅલે સવાલ કર્યો.

"મેં ઘણો વાર જોયું," તે પોલીસવાલાએ સમજાવ્યું; "એ કંમ્પાઉન્ડની બાજુએ એક નાધલી ગલી છે ને તે ગલીની બાજુએથી તે કંમ્પાઉન્ડને એક મ્હોટી દેવાલ ચઢાવેલી છે તે દેવાલ પર ચઢી જઇને મેં એ લોકોની રમત ઘણીવાર તપાસી. એમ કરતાં, મગર, અચબુચ એ વડા વાંદરનું માહરા પર ધ્યાન ખેંચાયું!"

"અને તે પાંમી ગયો?" આરથરે સવાલ કર્યો.

"જરૂર પાંમી ગયો, કેમકે બહુજ છેડાયો અને મને ગાલબેલ કરતો દેવાલ સુધી દોડી આવ્યો," શાર્પે ખુલાસો કર્યો; "અને પછી તો વળી એવા તરયાપાવ પર આવી ગયો કે એક મોટો પથ્થર લઇ માહરા તરફ ફેંક્યો."

"તમને વાગ્યો?" મી૦ સ્પેન્સરે કાલજીવંત પૂછ્યું.

"વાગે તે કેમ?" મી૦ શાર્પે લાહેરી મારી; "અમો પોલીસવાલાની આંખો ખોદાયજીએ ચીલ અથવા કાગડાની આંખ જેવી તિક્ષણ કરેલી છે, અને વળી વાગતે તોબી શું મોટી વાત હતી? લોહી બોહી કંઇ નીકળતે નહી, કેમજે અમારા ધંધાવાલા–

એના માથાં મોઢાંબી ખોદાયજીએ તારીફ લાયક અગમચેતીથી લાકડાં લોઢાનાં હોય તેવાં સખ્ત કરેલાં હોય છે!"—અને પોતાની આ સુફ્યાણી રમુજ ઉપર તે અગરગચ્યો. પોલીસવાલો પોતેજ એકલો પોતાનું ખડયાની જેલી જેવું પેટ હીલવી પેટ પકડીને હસ્યો!

"હવે ત્યારે કાંઇ કરવું તો જોઇએ," મી૦ સ્પેનસરે ઉલટથી કહ્યું, "માહરી ખાત્રી છે કે વડો એટલો બુરો છે ત્યારે તેની નાલાયક સંગતમાં નાધલો બી જરૂર જલદી ઓખલી જશે, ને નાધલાને તેથી વેહલ્લોજ બચાવી લેવો જોઇએ."

"મગર મોટાને એમ છતાં હજી બી મને એક ચાન્સ આપવા દેઓ," ભલાં આર્થરે કગળીને કહ્યું, "તમે એમ કરો, મી૦ શાર્પ. આવતી કાલે સહવારે તમો તબેલા-વાલા એના માલીક મી૦ સ્ટબમોરને મલો, આપણું કોઇનું નામ ઠામ આપવા કંઇ જરૂર નથી, પણ તમો તે ગ્રહસ્થને કહો કે એ છોકરાનાં સગાંવ્હાલાં પૈસા સંબંધી સારી સ્થિતિમાં છે, અને તેઓ એનો ચાર્જ લેવા માંગે છે, માટે તમો એને સમજાવીને પાછો મોકલી આપો. એમ ખુલ્લું કહેજો કે એ છોકરો બગડી જવાનો ભય ઘણો છે, કેમજે એ પેલા કોઇ શકમંદ "કૅરેક્ટર" સાથે વાત કરતો જોવામાં આવ્યો હતો, અને એ રસ્તે કદાચ એને આપણે હજીબી પાછો મેલવી લઇ શકીએ. તમો બરાબર સમજયાછ, મી૦ શાર્પ?"

"બોલે બોલ બરાબર!" પોતે કેવોક હુશયાર હોય અને કામ કેવુંક રામબાણ પકકું કરીનેજ આવવાનો હોય તેમ તે મોટાં પેટના કૉનસ્ટેબલે મૂંછ પર તાવ ચઢાવતાં કહ્યું ને પછી વળી તરત વધાર્યું, "ત્યારે હવે મને રજા છે? હું સહવારે એ વાતનો ફેસલો લઇને આપ સાહેબોને અહિંજ પાછો આવી મલશ. ગુડનાઇટ"—અને તે ગયો.

"હવે તમારે સૂઇ જવું જોઇએ, મી૦ આરથર," બ્લૅકવૅલ સૉલીસીટર કાંગળો થયો; "તમે તમારા પપાને ઘણું વર્ક કે ઘણી એંક્ઝાએતી નહિ કરવા વચન આપેલું છે, અને તમે તો તમારી આટલી બધી નબલી તબીયત છતાં હદથી જયાદા કરોછ!"

"હું શું કરૂં? મેં એ છોકરાઓની મરનાર માયને તે બીચારીનો જાન જતી ઘડીએ એ લોકોને સ્વાધીન લેવા ને સુખી કરવા વચન આપ્યું છે, અને હું વચનને જુઠો થઇ શકતો નથી," બીમાર આરથરે લગભગ રડી દઇને કહ્યું; "એમ છતાં તમે કહોછ તે ખરૂં છે, મી૦ બ્લૅકવૅલ; મને થાક ઘણી લાગેછ અને માહરે સુવા જવુંજ જોઇએ."—અને તે ઉઠીને પોતાના ઓરડામાં ગયો, એટલે પેલા બે પણ પોતપોતાના ઓરડાઓમાં ગયા, અને કાંઉન્સીલ બરખાસ્ત થઇ.

## પ્રકરણ ૨૯.

જવાંન આરથર બોહર્ટ કેવો એક નેકનામીની મુર્નિજ પુરવાર થયો તે આપણે આ આગમચ પુરતું વાંચ્યું છે. દુન્યામાં રકમરકમનાં આદમીઓ થઇ શકે છે, અને જેઓ ખરાં ભલાં અને દીલનાં નેકનાંમ થવાની કુદરતી સરજત સાથે જન્મ લે છે તેઓના સદગુણે ખરો પ્રસંગ થતાં ગમે એ ઉંમરે ઝલકી નીકળી શકે છે, અને તેજ હાલ નાહના આરથરનો હતો. તેનો બાપ કે મા દીલનું એવું અમીરી મહત્વ જરાબી જાણતાં હતાં નહિ, અને તે છતાં આ છોકરામાં ખરી નેકનામીના ઉચ્ચ અભિલાષો ઉંઘતા જુકતા પડયા હતા, જે પ્રસંગ આવતાં કેવી રીતે અચબુચ સજાગૃત થઇને ભડકો લઇ ઉઠયા તે આપણે જોયું છે.

તેને તેની મોટી બિમારીમાં પણ એજ તાસવીસ હતી. તે ઘણી મુશકેલીથી સાજો થયો, અને સાજો થતાં સાથેજ પોતાની મરહુમ કાકીને આપેલું વચન અદા કરવાની તગર અને ઈંતેજારીમાં તે એવો તણાઇ ગયો કે રખે એવાં નાસબરપણાં સાથે તે પાછો પટકાઇ પડે અને મરી જાય તે ફીકરથી તેના બાપે સોલીસીટર મી૦ બ્લૅકવૅલને બોલાવી મંગાવ્યો, અને ફીલીપ અને સીડનીની કોઈબી રીતે ભાળ મેલવવાનું તેણે તેને સુપર્દ કર્યું.

હવે એ ઉપરથી મી૦ બલૅકવૅલ લાંબી પહોંચ દોડાવીને અવ્વલ તો મરનાર કૅઠેરાઇનના પેલા તબીબને મલ્યો, કે જેની મારફતે ફીલીપ કોણની નોકરીમાં અને ક્યાં રહયો હતો તે નામ ઠામ તેણે મેળવ્યું. એ તબીબે કૅઠેરાઇન પાસે એ નામઠામ મેળવીને ફીલીપને તેની માતાની બીમારીની વાતથી મોહિત કરવાનો કાગળ લખ્યો હતો તે વાંચનારાં સાહેબો ભુલી ગયાં નહિ હોય? અને એ પત્તો મળતાં મી૦ બ્લૅકવૅલ જાતે જઈને ફીલીપના શેઠ મી૦ ક્રીસ્ટોફર પ્લાસ્તરને મલ્યો. એ મજકુર મી૦ પ્લાસ્તર તેના મદદનીશ મી૦ પ્લીમીન્સ અને કૉનસ્ટેબલ મી૦ શાર્પ સાથે તે છોકરાની ધરપકડમાં તેની પુઠે જઈને એટલો હાડમાર થઇ આવ્યો હતો તે પછીની વાત છે.

મી૦ પ્લાસ્તરે, અલબત્ત, સોલીસીટર મી૦ બ્લૅકવૅલ આગળ સઘળો જરૂરી ખુલાસો કર્યો. એ તેજ ખુલાસો હતો કે જે તેણે એક કાગલ રૂપે પોતાના સાલા મી૦ રૉજર મૉરટનને લંબાણથી લખ્યો હતો, અને જે આપણે આ આગમચ તે કાગલ મારફતે સઘળું વિગતવારે જાણી ચુકયાં છીએ. તે ખુલાશો, મગર, ફીલીપ અને સીડની હાલ ક્યાં હતા એ વાત પર કશું અજવાળું નાખી શકયો નહિ, અને ત્યારે તેણે પોતાના કામમાં પોલીસવાલા મી૦ શાર્પની મદદ લીધી, જોણે ઘણીજ જેહમતે તે બંન્ને છોકરાઓ પેલાં કારખાનાવાલાં ગામમાં હાલમાં ઠર પડેલા હોવાનો પત્તો મેળવી આપ્યો. તે વળી એ પણ બાતમી લાવ્યો કે લંડનથી ઉઠાંગરી કરવા પહેલાં ફીલીપ એક વાંધા-

ભરેલા આદમીની સોબતમાં જોવામાં આવ્યો હતો, કે જે આદમીની એક કલબ હતી અને તે આદમીની ઉપર તેમજ તે કલબના સઘળા મેમ્બરો ઉપર પોલીસનો મજબુત ડોળો હતો. તેઓનો ગુન્હા કયા પ્રકારનો હતો તે પોલીસ હજી નક્કી કરી શકતી હતી નહિ—તેઓ ચોર, લુટારા કે ખુંનીઓ તો નહિજ હતા—પણ તેમનાં સંબંધમાં કંઇ એવું શકમંદ જણાતું હતું કે જે તેઓને સોસાયટીના શત્રુ વર્ગમાં મુકવાને પોલીસને લલચાવતું હતું; અને તેવી એક કલબના વડા જોડે ફીલીપ એ કલબમાં જતો વટીક જોવામાં આવ્યો હતો એ વાતની મી૦ શાર્પે મેલવેલી બાતમી ઘણી ભડકાવનારી હતી! પરીણામમાં, સોલીસીટર મી૦ બ્લૅકવૅલે આવીને તે બાપ બેટા કને એ બધો રીપોર્ટ કર્યો, અને એક કાયદાશાસ્ત્રીની સહરાઘટથી ફીલીપને ઘણો સિહા ચિતાર્યો ત્યારે તેના કાકા લૉર્ડ રૉબર્ટ બોફર્ટનું વધતુંજ ચઢી વાગ્યું!

"તું તો નહિ માનતો હતોની?" તે ઉમરાવે પોતાના દીકરા તરફ ફરીને ગુસ્સાથી કહ્યું, "મેં એ પોયૂનિ પુરતો ઓળખેલો છે, ને મારી ખાતરી થયલી છે કે તે એક લોફર છે. તે આપણી મદદ કદી કબુલ રાખવાનો નથી, ને આપણી નેકીભરી મદદને તે કશીજ રીતે લાયક નથી."

ભલો આરથર થોડોક ઝંખવાણો થયો.

"પણ એમ છે ત્યારે તો આપણી બેવડી ફરજ છે કેની, પપા ડીઅર, કે તેને હજી બી બને તો સમજાવવો, સંઘરવો અને સુધારવો?" તે નેકબખ્ત બેટાએ તકરાર લીધી; "હજી તો તે માહરીજ ઉંમરનો નાથલો છોકરો છે, એટલે તેને જરૂર સુધારી લઇ શકાશે. પછી તે નથી બનવાનું. પછી તે ઘણું મોડું થશે."

ટુંકમાં, એ પછી આરથરે એ કેસ પોતાને સ્વાધીન લીધો અને બાપને બીલકુલ અલગ કરી નાખ્યો—તે એટલે સુધી કે ઘણી જેહમત નહિ કરવાનું વચન આપીનેબી તે સોલીસીટર મી૦ બ્લૅકવૅલ અને પોલીસવાલા મી૦ શાર્પ જોડે તે બંન્ને છોકરાઓને મનાવી લેવા પોતે એ કારખાનાવાલાં ગામમાં આવ્યો, અને ત્યાંનાં આગેવાન "સ્ટાર હોટેલમાં" તેઓએ મુકામ કર્યો.

તેને એમ એ મુસાફરીનો જોખમ કરવા વધતી ઉલટ એટલાથી આવી ગઇ હતી કે જરા ટટાર થતાં સાથે તે પોતે પોતાની મરનાર કાકી કૅથેરાઇનની ઘરવાલીને મલી આવ્યો હતો, જે બાઇએ પેલું ફીલીપનું તેના જોગું સાચાં દીલનાં હેસાંનનું કાગલ તેને આપ્યું હતું, અને એ કાગલ એટલું બધું અસરકારક હતું—ફીલીપે પોતાની માતાની તરફની એવી ઉંડી લાગણીથી તેમાં લખ્યું હતું—કે તે વાંચતાં એ છોકરો હજીબી સદગુણી હોવા વાસ્તે તેની વધતી ખાત્રી થઇ. એ વખતે, અલબત, તે ઘરવાલીએ આરથરનું નામ નીશાન [illegible] કર્યાં પણ તે છોકરાઓ પોતાનાં

કરવાનો હક છે," મી૦ શાર્પે સમજાવ્યું; "હું સમજી શકુંછ કે આય છોકરો તમારા કામમાં ઘણો ઉપયોગી હોવો જોઇએ, અને તેથી તમો તેનાથી છુટા પડવા ચાહતા નથી, પણ એની ખરાબીઓનો તો તમારે દયાથી ને દાનાઇથી ખ્યાલ રાખવોજ જોઇએ?"

"ખરાબીઓ શાંની?" મી૦ સ્ટબમોર તરડાયો.

"માહરી ખાતરી છે કે એ અહીં તમારે ત્યાં નોકરીએ રહયો ત્યારે કોઇની પણ ભર ભલામણ આપી શકયો નથી, અને એ અહિં રહેવા આવ્યો તે આગમચ એના સોબતીઓ કોણ હતા તેની તમને કંઇ ખબર બી છે?"

મી૦ સ્ટબમોર થોડોક ગભરાયલો દેખાયો.

"મને પુછવાની રજા આપો કે એક જૉકી જેવો પતલા થોભીયા અને ભરેલી મુછવાલો આસામી જે અહિં એક બ્રાઉન ઘોડી પર હાલમાં સ્વારી કરતો દેખાયછ તેને તમે ઓળખોછ?" મી૦ શાર્પે તેને ગભરાયલો જોઇને ફટકાઓ મારવાનું ઉતાવળે જારીજ રાખ્યું—અને ગરીબ સ્ટબમોર વધતો ફીકકો પડયો.

"હા, તેનું શું?" તેણે હવે જરા દબાયલા અને ખોખરા અવાજે સવાલ કર્યો; "તે જે બ્રાઉન ઘોડી પર સ્વારી કરેછ તે તો માહરેજ ત્યાંથી તેણે વેચતી લીધેલી છે."

"અને તેની ખરીદના પૈસા તમને મલી ચુકયાછ?"

"ન—નહિં," ગરીબ સ્ટબમોર વધતો ગભરાયો અને થોડોક તોતરો બોબરો બી થયો! તેને સમજ નહિં પડ્યું કે આ શી નવી સત્યાનાશીની માહીતી આપવા તે આવ્યો હતો!

"ત્યારે શું તે પૈસા આપ્યા વગર એવું એક કિંમતી જાનવર તમારે ત્યાંથી ઉધાર લઇ ગયો છે?"

"હા, પણ એણે માહરા મદદનીશ મી૦ ફીલીપ મૉરટનની ઓળખ આપેલી છે."

"વૅલ, ત્યારે તો તમે લાંબા થઇ ગીયા!" તે આબાદ સકંજામાં સપડાયો હતો એમ જોતાં મનમાં મલકાઇને અને ફુગરાઇને કૉનસ્ટેબલ મી૦ શાર્પે કહ્યું, "એજ તો હું તમોને કહેવા આવેલો છું. એ છોકરાની સંગત ઘણી બુરી છે, અને એના સગાંવ્હાલાં ઘણાં ભલાં હોવાથી એને એવી બુરી સંગતથી બચાવી લેવાને વાસ્તેજ પોતાનો આશરે લઇ લેવા ચાહે છે. એટલા વાસ્તે તમે હજી બી સમજો અને એને સમજાવો, મી૦ સ્ટબમોર; અને જો એ તમારી સમજાવટથી એનાં સગાંવ્હાલાંઓને આશરે આવશે તો તેમાં તમારૂં કલ્યાણ થશે. મને બીહીક છે—માહરી ખાતરી છે– કે આ તમારી ઘોડીના

પૈસા વાસ્તે તમે રડી રહેવાના છો, પણ જો એ છોકરો પોતાનાં સગાંવાહલાંઓને આશરે જશે તો એ તમારી રકમ તેઓ પાસે ભરપાઇ કરાવી આપવાનું હું માથે લઉં છું."

"મને એવી કોઇ દરકાર નથી," મી૦ સ્ટબમોરે ગુસ્સાથી કહ્યું, "અવલ તો આય છોકરો એટલો લુચ્ચો અને ઠગારો હોય એ હું હજી બી માનતોજ નથી, પણ જો તેવું પુરવાર થશે તો હું ખાતરીથી માનસ કે ફીરસ્તાઓ ઉપર પણ ભરોસો મુકવા લાયક નથી!—મગર એ વાત જવા દેવ અને પહેલાં મને કહો કે આપ સાહેબ કોણ છો, કે જે આટલી બધી લાંબી લાંબી ફેંફેં કરવા નીકળી પડયાછ?"

"હું?" તે મોટ્ટા પેટના કૉનસ્ટેબલે પોતાની જાડી નાધલી ગરદન છેક ઉપર ખેંચવાની એક વ્યર્થ કોશેષ કરતાં કહ્યું, "હું એક બો સ્ટ્રીટ ઑફીસર છું, અને માહરૂં નામ મી૦ જૉન શાર્પ છે."

મી૦ સ્ટબમોર વધારે ઝંખવાણો થયો. આ કોઇ પોલીસવાલોજ જ્યારે ફીલીપ અને તેના સોબતીઓ વાસ્તે આટલાં જોરથી બોલતો હતો ત્યારે તે ખોટું હોઇજ કેમ શકે?

"હવે ત્યારે તમે સમજ્યા, મી૦ સ્ટબમોર?" મી૦ શાર્પે સેવટનો સેરો માર્યો; "હવે તમારા ધ્યાનમાં આવે ને સારૂં લાગે તે કરજો. આય છોકરાને તેનાં સગાંવાહલાંને સ્વાધીન સોંપસો તો તેમાં મેં કહ્યું તેમ તમારૂં બી ભલુંજ છે. વળી એ સુધરશે તો તમોને દુવા લાગશે—પછી તો જે તમારી મરજી. ગુડ મૉર્નીંગ."—અને, એમ કહેતાં, ટોપી ઉપાડી, તે પોલીસવાલો દમામથી બારણું ખોલી નાખીને ત્યાંથી બાહેર પડયો.

હવે મી૦ સ્ટબમોર થોભ્યો નહી. તેણે પેલા કૉનસ્ટેબલને ચાલી જવા જેટલો વખત આપ્યો, અને પછી તેણે કહેલી વાતની સચ્ચાઇની તેહકીક કરવા તે ટોપી ઉપાડી "સ્ટાર હોટેલ" તરફ ધસ્યો ગયો અને મેનેજરને ગલીને કૅપટન સ્મીથ વાસ્તે પુછપરછ ચલાવી, જ્યારે જવાબમાં તેને કેહવામાં આવ્યું કે કૅપટન સ્મીથ તો તે હોટેલમાંથી આગળી રાતનો વિદાય થયો હતો!

"તેણે તમારૂં બીલ આપ્યું?" બંધાઈ ગયલા દમે મી૦ સ્ટબમોરે સવાલ કર્યો.

"હા, બીલ કાંય નહી આપે?" તે મેનેજર અજબ થયો; "કાંઇ નાગો ભુખો થોડોજ હતો જે તેની વાત? પૈસા ઘણા છુટથી વેરતો હતો, અને પુર્વ તરફના એક રાજાનાજ ઠાઠથી અત્રે રહેલો હતો. અમારૂં બીલ આપતાં સાથે કશી બી ભાંજગડ વગરનો ચૅક લખી આપ્યો અને ગયો. અમારા પ્રોપ્રાયટર ચૅક વટાવવા પોતેજ ગયલા છે."

પણ અજાયબીઓની અજાયબી—તેજ ઘડીએ પ્રોપ્રાયટર પોતાની ગાડીમાં તેઓ વરંડાપર વાત કરતા હતા ત્યાં આવી લાગ્યો, અને ચાલતીજ ગાડીએ તેણે ગાડીમાંથી બાહેર નાખાવી દીધું!

"પેલો ગઈ રાતવાળો ચંડાળ આપણને મજબુત ટોપ આપી ગયોછ, મી૦ ટોમસન," તેણે આવતાં સાથે મેનેજરને ઉતાવલા ગભરાટમાં કહ્યું; "પોલીસનું લફરું થવાનું છે, અને આઓ કડવો અનુભવ વળી ઘણે લાંબે વખતેજ પાછો આપણને નસીબ થાયછ!"

"કેમ, શું થયું, સાહેબ?" મેનેજરે લગભગ સમજીજ જતાં અજાયબી વચ્ચે સવાલ કર્યો.

"પેલો કૅપટન સ્મીથ કોઈ "ફ્રૉડ" પુરવાર થયો છે!" તે હોટેલના માલીકે મોટા ખલભલાટ વચ્ચે જવાબ કર્યો, "તેણે આપેલો ચૅક એક કાગલનું ચીઠ્ઠું માત્ર છે, કેમજે તે ખોટો છે. તે કે અત્રેની બીજી કોઈ બી બેંકમાં એનું ખાતુંજ નથી!"

"એ તો સારૂં છે જે અમાઉન્ટ ઘણી મોટી નથી; પાંચ છ દાહાડામાંજ હયાંથી પાપ પટી ગયું એ ખોદાની મેહેર થઈ."

"હા, પણ તેથી શું થયું?" તે પ્રોપ્રાયટર વધતો ખીજવાયો; "થોડા કે ઘણા, આપણા પૈસા છે કે કાંકરા? તમે પોલીસમાં જવો ને કમપ્લેન નોંધાવી આવો."

હયાં કમનસીબ સ્ટબમોરે પોતાને ઓળખાવ્યો, અને પોતે પણ તે લુચ્ચાને હાથ કેવી મોટી રકમ રડી રહયો હતો તે તેણે બ્યાંન કર્યું. એ પછી ગુસ્સાથી લાલ પીલો થતો ખીજવાયેલો નાઉમેદ તે પોતાના "સ્યુઝ" તરફ પાછો ફર્યો, કે જ્યારે તે દાંત પીસીને બબડયો, "મને માહરા પૈસા જવાની આગ નથી બળતી તેટલી આઓ સાધુના સાહયામાં સંતાયલા નાધલા સેહેતાને કરેલી ઠગાઈની આગ બળેછ! હવે દુન્યામાં કોણ પર ભરૂસો રાખી શકાય? હું તો એને માહરા પેટના દીકરા જેવોજ ચાહતો થયો હતો, અને એમ ને એમ વરસેક જતે તો માહરાં બીઝનેસમાં ભાગ્યોજ કરી બેસતે! કાંઈ અજબજ એ હુકતાએ મને આંજી નાખ્યો!

અને એનો એ વિચાર કરતો તે "સ્યુઝ" માં દાખલ થયો એટલે ફીલીપ પોતેજ તેને આવતો જોતાં તેની તરફ ધસી આવ્યો.

"હું આપ સાહેબને કયારનો શોધ્યા કરૂંછ, મી૦ સ્ટબમોર," તેણે ઉતાવળે કહ્યું, "આઓ ગઈ કાલે હું લાવ્યો તે ચૅક છે, અને માહરે કાંઈ ઘણું જરૂરનું અને તાકીદનું આપને એ ઉપરાંત કેહવાનું છે. હું આપને પેલા લુચ્ચા કૅપટન સ્મીથ વાસ્તે ખાસ ચેતાવવા માગુંછ!"

"ઓહ, આઈ સી!" મી૦ સ્ટબમોરે તેણે આપેલો ચૅક જોઈને સ્વાધીન લેતાં ને ઉંચો કરતાં કડવાસનું હસ્યો; "હવે ચેતાવવા માંગેછ ખરો? આવ માહરી સાથે ઑફીસમાં."

તેઓ ગયા. ફીલીપ મી૦ સ્ટબમોરની પુઠે થોડોક અજબ થતોજ ચાલ્યો. તેને એ પોતાના શેઠનું હાલનું એ અણકાનું બોલવાનું ગમ્યું નહીં, અને તેના પેટમાં ખુદ-રતીજ કાંઈ ફાળ પડી આવી! તે મમતા ને માયાની એક મુર્તીજ હતો, અને તેના જોડે "દીકરા" ને "બેટા" નાજ એલકાબોથી હંમેશ વાત કરતો હતો તે આજે એવું જરા તોડછોડનું કેમ બોલી ગયો?

---

## પ્રકરણ ૩૦.

"ત્યારે તું કૅપટન સ્મીથ લુચ્ચો છે એમ જાંણતો હતો, અને તે મને હવે હાલમાં રહી રહીને કેહવા આવ્યો ખરો?" ઑફીસ રૂમમાં જવા પછી પોતાની ટેબલ આગળ ખુરસી ખેંચી બેઠક લેતાં મી૦ સ્ટબમોરે ગુસ્સાથી સવાલ કર્યો; "કેહેવા તો આવ્યો, પણ તે ક્યારે? તે તાહરીજ ઓળખની કુમક પર માહરી અઢારસોની કીંમતી ઘોડી મતરાવી ગયો ત્યારે? ખેર, બની તે. બીઝનેસમાં અવલું સવલું તો આવવુંજ જોઈએ, અને મને માહરા પૈસા ગયાનો ગમ નથી થતો તેથી જ્યાદા આ ભયંકાર ઠગાઈમાંની તાહરી દેખીતી સામીલગીરીનો થાયછ. કૅપટન સ્મીથ ગઇ બપોરે ઘોડી લઇ જવા પછી રાતો રાત હોટેલવાલાઓને બી રડાવી અંહીથી પોબાર થયલો છે, અને હું શક કરતો નથી કે હવે પોલીસના હાથમાં એ બાંગડ આવવાનોજ નથી! અહીં બીજી બી એવી ઘણીએક ઠગાઇઓ કીધી હશે, અને હવે અત્યારે તો અમેરીકા તરફ નિકલી બી ગયો હશે!"

ગરીબ ફીલીપની આંખમાં આંસુઓ ઝળકી રહયાં. તેના હોઠ દીસ્તી રીતે ધુજતા હતા.

"તમે માહરો ખુલાસો સાંભળશો, મી૦ સ્ટબમોર?" તેને કાકલુદી કરી.

"એક હરફ બી નહી," મી૦ સ્ટબમોરે ગુસ્સાથી કહ્યું, "છેજ એવું બધું દીવા જેવું દીસ્તું કે તાહરા ખુલાસાઓના લેપડાથી હું માહરૂં લોહી વધારે ઉકલાવવા ચાહતો નથી. હવે મને સાંભળી લે: તાહરાં સગાંવાહલાં તાહરાં ઘણાં ભલામાં છે, અને તેઓ તુંને હજી બી સંઘરવા અને સમાલવા ખુશી છે."

"ઓ, માહરાં સગાંવાહલાં?" ફીલીપે મસ મોટા ખીજવાતથી પોકાર્યું; "તેઓ તમને બી પોહોંચ્યાં ખરાં?"

"હા, પોલિસ્યા!" મી૦ સ્ટબમોરે વારના જુસ્સાથી કહ્યું, "અને તેઓને આત-રજ હું તુંને જતો મુકુંછ. તેઓના નામઠામ હું જાણતો નથી અને મેં પુછવાની દર-કાર કીધી નથી, પણ હું સમજી શકુંછ કે તું કોઇ ઉમરાવ ખાનદાનને લગનો છોકરો છે, અને આડે રસ્તે ઉતરી ગયલો છે, પણ સુધરવાને વાસ્તે જીંદગીમાં કદી મોડું થતું નથી, અને આઓ એક ચાન્સ તુંને મલેછ તેનો એકદમ તું લાભ લે. તે લોકો પાસે માફી ચાહતો જા અને મલ અને તે લોક કહે તેમ ચાલ. હજી ઘણું મોડું થયલું મને લાગતું નથી. આઓ તાહરો પગાર છે. તે છેલ્લાં ત્રણ અઠવાડીઆંથી કાંઇ લીધું નથી અને આઓ ચોહ્તું અઠવાડયું હું માહરી તરફથી માહરી ખુશીનું વધારાનું આપુંછ." —અને તેણે તે પગારની રકમ લગભગ ભચડીને ફીલીપના હાથમાં મુકી.

તેની (ફીલીપની) આંખોમાંથી તેના ગોરા ગાલો પર હવે બોર બોર સમાન આંસુઓ ગબડી પડયાં. તેણે કેહેવા ઘણું માગ્યું પણ મી૦ સ્ટબમોરે તેનું માનવાનું ના કહેલું હોવાથી તેની બાળક બુધ્ધીથી તેનું દીલ જખમાયું, અને રીસાયલી અદાઓથી તે ચુપજ ઉભો, જે જોઇ તે દયાળુ દીલના આદમીના પેટમાં ચુંદાઇ આવ્યું; પણ તેજ ઘડીએ વળી અઢારસો રૂપ્યાની મોટી ખોટ તેને હૈયે પાછી ચઢી આવી, અને તે સખ્ત થયો.

"હવેથી," તેણે કહ્યું, "ખોદાને વાસ્તે માહરે રસ્તે વાટે ફરીથી આવતો ના, કારણ જે હું તુંને પાછો મળવાને ખુશી નથી થવાનો. વળી પેલા ઠગારા સ્મીથ અને તેના સાથીઓની દોસ્તી હજી બી પડતી મુકજે, નહીં તો આયંદા ફાંસીને લાકડે લટકી મરયા વના તાહરો છુટકો થવો માહાલ છે!"

ફીલીપે પેલા પૈસા કાંઇ બી બોલ્યા વગર મી૦ સ્ટબમોરની ટેબલપર પાછા એમ ને એમ મુકી દીધા.

"તમે માહરા બાપ જેવા મેહેરબાંન હતા, પણ તમોને બી તે કમીનાઓએ ભંભે-રીને માહરી સાંમે ઉશ્કેરી મુકયાંછ, એટલે હું તમોને કાંઈજ કહેવા માંગતો નથી," તેણે રડતાં રડતાં કહ્યું; "તમે મને હદથી જયાદા ગેરઈન્સાફ કીધોછ, પણ ખુદા તમારૂં હજારો ભલું કરે, કેમજે તમો દીલના એક ખરેખરા ઉમરાવ છો. ગુડમોરર્નીંગ."—અને એમ કહીને રીસાયલી અદાઓ અને આરપાર જખમાયલી લાગણીઓ સાથે ગુસ્સાથી રગેરગમાં ધ્રુજતો તે ઑફીસ રૂમમાંથી ધસીને એકદમ બાહેર ગયો. તેને તબેલાઓ તરફ પોતાની ટોપી લેવા જવું પડયું, અને પછી રડતો, ખીજવાતો, દાંતેદાંત પીસ્તો તે આ સુખની નોકરીવાલું "મ્યુઝ" સદા સુધીનું છોડી ગયો!

"ચંડાળ હેરેમંદો!" તે કીનાથી પટપટયો; "તમો માહરો પીછો નથીજ મુક-વાના? ખોદાના કરડા કેહેર વરસજો તમારે માથે! તમો અમો બે કમબખ્ત ભાઈઓને

માથે એક કંગાલ છાપડાનો આશરો વટીક રેહેવા દેવા માંગતા નથી? તમો એક સુક્કો રોટલીનો ટુકડો જે હું મજુરી કરીને મેળવું તે વટીક મારાં અને સીડનીના મોઢાંમાથી પાછો ખુંચવી લેવાનોજ કસ્દ કરી બેઠાછ? કમીના કંગાલો, કાંઇ ખુદાનો તો ડર કરો? તમો શું એમ કરશો તો હું કાંઇ નમી જવશ ને તમારૂં ઓશયાળું કરતો કે હાથ જોડતો તમારી પાસે આવશ? કોઇ કાલે નહીં! માહરી નેક, પાક, રાંક માય, તું નિરાંત કરીને પોઢજે તાહરી કબરના ખુણાંમાં. તુંને ગેરઇન્સાફીના કલંક ને મોહોતથી મારી નાખવા-વાલા એ ખુંની ખવીશોને હું મરતાં સુધી કદી માફ કરશ નહી અને કદી તેઓને મળતો થવશ નહી!"

એ મુજબ એના એ વિચારોથી ઉશ્કેરાતો ને ખીજવાતો, લાલ ભુંડ જેવા ચેહેરા સાથે, તે રસ્તે રસ્તે ઘણો વખત સુધી ભટકયા કીધો. તે મનની તે અસ્વસ્થ હાલતમાં હતો કે જ્યારે તેને ઘેર પાછું ફરવાનું વટીક ઝેર જેવુંજ જબુન લાગ્યું. તે ઘેર કેમ જાય ને શું કરે? વળી તે પાછો નોકરી વગરનો થઇ ગયો હતો, અને સીડનીનું પુરૂ કરવાનો બોજ તેને સંતાપતો હતો. તે તો આ બધી કારસ્તાની બોફર્ટવાલા બાપ બેટાનીજ જાંણતો હતો. કૅપટન સ્મીથ તો તેના ખ્યાલમાંથી ડુબીજ ગયો હતો. તે કંગાળ આદ-મીએ તેનું કાટલું કાઢવામાં ઘણી આગેવાની લીધી હતી એ ખ્યાલ તો તેને થયોજ નહી. જો તે પેલી જોડીની ડીલીવરી આપીને "મ્યુઝ" તરફ આગલી સાંજે પાછો ફર્યો ને પેલો લુચ્ચો તેને મળી ગયો તેજ વખતે તેનો શેઠ તેને મલ્યો હતે તો આ ખરાબી કશી થવા પાંમતે નહી. તે તરતજ સ્મીથની ઠગાઇ જાહેર કરતે, અને તાકી-દના વૉરંટથી તેઓ તેને ઝીલાવી દેતે તો બધી ખરાબીઓ કદાપી બચી જતે; પણ તે બનવાકાળ હતુંજ નહી!

તે સહવારે તે નોકરી પર આવ્યો તેવો પેહેલ્લો પોતાના શેઠને એ વાત કહી દેવા તલપાપટ તેને મળવા ઑફીસમાં ગયો હતો, પણ તે હજી આવ્યો નહી હતો. પરી-ણામમાં, તે જઇને પોતાની રાબેતાની તાકીદની ફરજોમાં રોકાઇ ગયો, અને મી૦ સ્ટબમોર ઑફીસમાં આવ્યો તથા શાર્પ તેને ઑફીસમાં મળી ગયો તે કોઇ બી વાતની તેને કશી માહીતી થઇ નહી. વળી બે ત્રણ દીવસ સ્મીથ એજ તરફ રહેવાનું તેને કહી ગયો હતો તે તેણે પોતાની કાચ્ચી બુધ્ધીથી માનેલું હોવાથી તે વાતની પણ તેને નીરાંત હતી, અને તેથી જ્યારે પોતાની તાકીદની ફરજોથી થોડીક પરવાર મેળવતાં તેને પોતાના શેઠની પાછી ખબર લેવાનું ધ્યાંન થયું અને તેણે તે ખબર લીધી ત્યારે તેણે જાણ્યું કે તે તો ઑફીસમાં આવીને તરતજ કાંઇ કામે પાછો બાહાર ગયો હતો. એ રીતે ગરીબ બેગુનાહ ફીલીપ વગર વાંકે પાછો રવડી ગયો હતો, ને તે દાવાનળ દુખના તેના દીલમાં દરીઆવ ઉભાતા થયા હતા!

એવામાં—ફીલીપ એના એ ગુસ્સાથી ઉભાતો ઝનુની અદાઓ વચ્ચે રસ્તે રસ્તે રખડતો જતો હતો તેવામાં—એક બાજુથી પસાર થતાં કોઇએ તેનું મમતાથી નામ

પોકાર્યું, અને તેનાં ખભાં ઉપર પછવાડેથી દોડી આવીને નરમાશથી હાથ મુક્યો, જ્યારે "ફીલીપ! ડીયર ફીલીપ!" ના તે અવાજના જવાબમાં ચમકીને તે છોકરાએ પાછું ફરી જોયું તો ઘણી સુઘડતા અને ઘણી સંભાળથી સારી રીતે ડ્રેસ થયલો તે એક કોઈ જવાંન હતો કે જે તેને એમ પોકારતો અને રોકતો હતો.

તે પેલો ભલો આરથર બોફર્ટ હતો, પણ ફીલીપે કાંઇ જેનાં સાથ પોતાના એ કઝીનને ઓળખ્યો નહી. ક્યાંથી ઓળખે! તેના ઉમરાવ બાપને ત્યાં તેઓની સુખી સ્થિતિમાં એ છોકરો જ્યારે તેના પોતાના બાપ સાથે મેહમાન આવ્યો હતો ત્યારે એ સાહેબજાદો કાંઇ આવી આળા તજાુમલથી તૈયાર થયલો નહીજ હતો, અને અરે—તે વખતના તે બે છોકરાઓમાં કેવો દયાજનક ફેરફાર હાલ જોવાતો હતો! ગરીબ ફીલીપ હાલમાં ફુવડ નહી તોપણ કંગાલ જાડાં કપડાનાં કોટ પાટલુનમાં સજ થયલો હતો; તેની ટોપી આંખ સુધી ઉતરી આવતી હતી; તેના બાલ વગર હોલેલા વેરવાર મોટા ને લાંબા દેખાતા હતા, અને તે એકદમ ઉછળી આવેલો એવા રફ પોશાકમાં, ઠીંગટી-ઓવાલાં ભારી ખરબચડાં બુત સાથે, એક ઉમરાવના જેન્ટલમેન બેટા કરતાં એક રખડેલ લોફરજ વધારે લાગતો હતો! પેલા હાથ પર પટલો, સીધ્યો, ઉંચો આરથર ઘણીજ તજાુમલથી ડ્રેસ થયલો કોઈ શ્રીમંત ઉમરાવના બેટા જેવોજ સહજ નજરે આવતો હતો. તેની છેલ્લી ભયભીત બીમારી પછીનો તેના ગાલો પરનો ફીકાસ ને આંખોમાંના ખાડા હજીએ જોવાતા હતા, પણ નરમાશ, મીઠાસ, માયા, મોહબત એ ફીરેસ્તાઓને શોભા આપનારા સર્વ સદગુણો તે નેકીમાં ઝળકતા સ્વરૂપવાન મુખડામાં પ્રકાશ પામતા જેઓ જોવા ચાહે તે જોઇ શકે એટલા પ્રદીપ્ત પ્રગટેલા હતા!

ફીલીપે, એમ છતાં, બીજીજ પલે તેને યાદ કરી ઓળખ્યો, અને ત્યારે લોહીનો જુસ્સો એકદમ તેના ચેહેરાને જળાવી નાખતો તેના માથાં પર ચઢી આવ્યો! તેણે તે સુખી દીવસો વીજળીને વેગે યાદ કર્યા કે જ્યારે આએ છોકરો તેના બાપ સાથે તેના પોતાના બાદશાહ જેવા બાપને ત્યાં મેહમાન આવ્યો હતો, અને જ્યારે એક ન્યુફાઉલાંડ કુત્રાની જોડી પછવાડે તેણે પોતાની ગીરોની એક પાદશાહી રકમ ખરચી નાખેલી હોવાનું તેને કહ્યું હતું ત્યારે એ છોકરો હેબત અને અજાયબીથી ફાટીજ ગયો હતો! ઓ પરવરદીગાર, તે સુખી સ્વપ્નો વહી જવા પછીથી આ તેની કેવી કમબખ્ત મોહતાજ-મંદીનો દીલ ચીરી ફાંસી નાખનારો સમો બરપા થયો હતો!

તે પોતાના જીવ સાથ લજવાઇ ગયો. આવા પોશાકમાં આવી તંગદસ્તીની હીણપસ્તી સાથે આરથર જોડે રૂબરૂ થતાં તે લજવાઇ ગયો, કે જ્યારે તેણે જોયું કે તેના પોતાના પવિત્ર હકો પચાવી પાડી આરથર પોતે એમ લાલ પીલો થઇ નીકળયો હતો! તે આરથરની ભલાઇ અને ખરા સદગુણોથી વાકેફ નહિ હતો, અને તેજ ખરાબીનું મુળ હતું!

"ઓ ફીલીપ—ફીલીપ ડીઅર" આરથરે તેને થોભાવીને વિનંતીથી કહ્યું, "તું કાંય માનતો નથી? તું કાંય અમોને મલતો થતો નથી? તું જાણેછ તારો પત્તો મેળવવા વાસ્તે અમોને કેટલી બધી મહેનત ને અફાળઝીંક કરવી પડીછ તે?"

"હં—માહરો પત્તો મેલવવા તમોને મહેનત ને અફાળઝીંક કરવી પડી ખરી?" ફીલીપે દાંત પીસીને કહ્યું; "અને મને પુછવાની રજા છે, સાહેબ, કે તમે કાંય એટલી જેહમત ને અફાળઝીંક કીધી? તમો શું કરવા અમો દુ:ખીઓનો પીછો મુકતા નથી? જે થયુંછ તે હજી બસ નથી થયું કે તમો કમીનાઓ અમો લાચારોનો ઠુંબાલો પકડી રહીને અમને આય રીતે તારાજ કરતા રહયાછ?" અને એમ બોલતાં ફીલીપ ઝનુનથી એટલો ઉશ્કેરાયો કે આરથરને પકડી તેનું ગલું ઘુંટી નાંખવાનો લોભ તે બડી મુશ્કેલથીજ જીતી શકયો! તે ભુલીજ નહિ શકયો કે તેને શોધી કાઢવાની મેહનત અને અફાળઝીંક કરીને તેના ભલા માલેક મી૰ સ્ટબમોરના કાન ભરનાર અને તેની આવી સુખવાસી નોકરીમાંથી તેને પાછો ઉખેડી કાઢનાર એજ બે "મહામુજી બાપ બેટા" હતા!

"તોબાહ, તોબાહ, ફીલીપ, તું કેટલા કડવાસથી બોલેછ! તું કેટલો ઝનુની થઇ શકેછ!" ભલા આરથરે અફસોસથી કહ્યું, "તાહરાં નેકજાદ માતા—"

"ચુપ, લબાડ! તેવણનું નામ ના પુકારતો!" ફીલીપે દુ:ખથી લગભગ ઘીઘવાહીને તેને મારવાને હાથ વટીક ઉંચો કરતાં ચીસ પાડી; "હું બધું ખમી જવશ પણ એ વાહલું નામ તમો દોજખીઓની મુખ જબાન પર લેવાયલું કદી સાંભળી ને સાંખી શકવાનો નથી! કદી નહિ! તે મોહોતાજી, તંગદીલી, મુફલીસી, નામોશીમાં પુરી થઈછ, અને તે મોહોતનો શ્રાપ તાહરા બાવાની ખાંધ પર છે! હમો હક્કદારોના સાચ્ચા હક્ક લુંટી તું અને તે શ્રીમંત અને નામદાર થયલા છેઓ, જયારે અમો ખરા હક્કદાર હીનાતા અફળાતા રસ્તે રસ્તે રઝળતા ભુખે મરતા થયલા છીએ! ઓ, મને ના બોલાવ—મને ના બોલાવ! તમો લોકોને જોઉંછ એટલે માહરી આટલી નાથલી ઉમર છતાં કીનાનો જોશ એવી રીતે માહરી છાતીમાં ઉછળી આવેછ કે હું કંઈનું કંઈ કરી નાખશ અને ફાંસીને લાકડે લટકી મરશ! જા, ખુદાને વાસ્તે માહરો પીછો મુક અને જતો રહે!"—અને એમ કહીને તે પોતેજ જતો રેહવા કરતો હતો.

પણ ભલા આરથરે તેને હજી જવા દીધો નહિ. તેણે પુઠે દોડીને હદ વગરની કાકલુદી સાથે—લગભગ આંખમાં આંસુ લાવીને તેનો—હાથ પકડી લીધો ને તેને રોકયો.

"પણ હેમક, જરા મને સાંભળ તો ખરો?" ભલો આરથર કગળી પડયો; "નાહક કાંય એટલો ઉશ્કેરાઇ આવ્યા કરેછ? જરા મને પુરો થઇને બોલાવા તો દે? તુંજ બકબક કર્યા કરે ને મને બોલવા દેજ નહિ ત્યારે બોલું તે કેમ અને મને કહેવાનું છે તે કેહું તે શી રીતે? તાહરાં ભલાં મમા બેહસ્ત પામ્યાં તે દહાડે—"

"હું ના કહુંછની, ચંડાલ? નહિ માનતો?" ફીલીપ એકદમ પવારે ગયો, અને ગુસ્સાથી બરાબર ઘેલો સર બસર દીવાનગીના ઝનુન વચ્ચે આરથરે મમતાથી પકડેલો તેનો હાથ એક દગાબીજુ ઝટકાથી છોડાવી દઇને તેણે તે બીમારીથી નાતવાન થયેલા ભલા જવાનને એક એવો ધક્કો માર્યો કે તે બે ત્રણ લપેડા ખાઇને પગથી પર જોરથી અફળાઇ ગયો, જ્યારે તે પોતે એક ભૂત પૂઠે પડ્યો હોય તેમ ઉશ્કેરણીના ઝનુનમાં આંધલા ભીત પેરે ચાહોમ આગળ ચાલતો થયો!

તેણે પાછું ફરીને જોવાની દરકાર કરી નહિ. તેણે જોયુંજ નહિ કે ગરીબ આરથરનું માથું તે પગથી પર સખ્ત અફળાઇ ગયું હતું, અને રસ્તેથી જતા રાહદારીઓ તેની મદદે દોડી આવવાથી ત્યાં લોકલોક થઇ ગયું હતું! તેણે જોયું નહિ કે તે ભલા જવાનની ગાડી જે થોડેક છેટે ઉભેલી હતી અને જે ગાડીમાંથી તેને રસ્તેથી જતો જોતાં ભલો આરથર ચાલતી ગાડીએ કુદી પડયો હતો તે તેની અરજ ઉપરથી રાહદારીઓએ એ તરફ બોલાવી લીધી હતી, અને સંભાળથી તેને ઉંચકીને તે જોડીની ગાડીમાં મેલવામાં આવ્યો હતો! તેણે એ કશું જોયું નહિ; જોવાની દરકાર કરવા તે થોભ્યોજ નહિ. તે તો પીસેલા હોઠ અને બીડેલાં દાંત સાથે, ઝનુનમાં ટાઇટ વાળેલી મુકીઓ સમેત, ચાહોમ આગળ ને આગળ ધસ્યોજ ગયો, જે એક મહા દુર્ભાગી બનવા કાળનું દેહેસ્તનાક પરિણામ થયું! અરે, જો તે જરા ધીરો પડયો હતે, જો તેણે ભલા આરથરને બોલવા દીધું હતે, જો તેનું છેલ્લુંજ વાકય કે—તેની વાહલી માતા બેહસ્ત પામી તે દીવસે આખો દહાડો તે તેની ખીદમતમાં ઉભો હતો એટલુંજ—તેણે સાંભળ્યું હતે તો તે આરથરની નેકીની વખાણમાં હાથ જોડી તેનો ગુલામ બની ઉભો રહેતે, પણ કૃર સરજત—એક દુષ્ટ, દયાહીણ, દુર્ભાગી બનવા કાળ—એવું નસીબદાર તે કમતાલે છોકરાઓના સંબંધમાં બનવા દેજ શાનું?

---

## પ્રકરણ ૩૧.

ફીલીપે, અલબત, એ કશું જોયું નહી, તે જોવાને થોભ્યોજ નહી, પણ જ્યારે ઉશ્કેરણીના જોશમાં આગળ ને આગળ ચાલવા પછી તે પોતાનાં ઘર તક પોંહોંચ્યો ત્યારે તેને પાછું ફરી જોયું, અને આરથર બોફર્ટને પુઠે આવતો નહી જોઇને થોડીક ધીરજ પામેલો તે પોતાના ઘરમાં દાખલ થયો.

અને ત્યાં આવી તેણે શું જોયું? સીડની ખુશાલ રમતો અને ગીત ગાતો હતો—એટલો ખુશાલ અને ખુશાલીથી ચેહેરામાં લાલ કે ફીલીપ જોકે હાલમાં બહુજ ઉશ્કેરાયલો, ગરમ થયલો, ગુસ્સામાં હતો, તોપણ તે ગુસ્સાનાં દરમ્યાનમાં વટીક તે તાબડ-

તોબ જોઈ શક્યો કે તેને આ રીતે હરખાવા જોગું કાંઈ પણ બની ગયલું હોવું જોઈએ ખરૂં!

"એ શું છે, સીડની?" તેણે એ ઉપરથી અજબ થતાં સવાલ કર્યો; "આજે શાંનો એટલો ખુશાલ છે?"

"હા, તે તો માહરી એક ઘણી ખાનગી વાત છે. ઘણીજ હરૂસેની, ને તુંને તે કેહવા એ લોકોએ મને ના કહેલું છે," સીડનીએ ચેહરામાં વધુ લાલ થતાં કહ્યું, અને તેનાથી હસાઈ હસાઈ જવાતું હતું! "પણ માહરી ખાત્રી છે કે એ લોક કેહછ તેવો તું નૉટી નથી."

"કોણ લોકો? વળી એ કોણ પલીદો છે કે જેઓ અહીં બી પેદા પડયા અને તાહરા નિર્દોષ કાનોમાં માહરી વીરૂધ્ધ ઝેર રેડી એમ તુંને ઉશ્કેરી મુકયો?" ફ્રીલીપ એકદમ ઉશ્કેરાયો.

"લે ચાલ, થયું! તાહરી આગળ વાતજ શું કરે?" સીડનીએ રૂસણાંનો હોઠ ચઢાવ્યો, "તું તો જરાજરામાં છેડાઈજ એવો પડેછ કે મને બીહીક લાગી આવેછ! તે લોક તો ઘણા સારા માણસ હતા, ને તેમાંનો એક તો મને કોટી ને કીસ કરીને રડયો બી! કેહજે હું તાહરાં મમાનો ઘણો દોસ્ત થતો હતો."

"અને કેહછ શું તે લોકો?"

"તેમાંનો પેલો એક જે રડયો તે મને પોતાની સાથે લઈ જવા માંગેછ," સીડનીએ ઘણી નિર્દોષતાથી કહયું; "કેહજે હું તુંને ઘણો સુખમાં રાખશ ને મજાહ કરાવશ. મને ટટ્ટુ બી અપાવવાના છે! ઘણો મહજાનો ઘણી લાંબી પુછડીનો ટટ્ટુ— એવો મજાહનો એવો મહજાનો કે—"

"તે મને બી સાથે લઈ જવા માંગેછ ખરો કે?"

"નહીં! તુંને તો નહી, એ લોક કેહછકે તું કાંઈ આવવાનો નથી, ને તું કાંઈ સારો છોકરો નથી," સીડનીએ અચકાતાં અચકાતાં કહયું; "એ લોક કેહછ કે તાહરા દોસ્તદારો જે છે તે ઘણા ખરાબ માણસ છે, પણ મેં કાંઈ તે બધું માનયું નહીં. માહરા સમ, હું ખરૂંજ કેહુંછ. મેં ના કહયું કે હું એવું એવું માનતોજ નથી."

ફ્રીલીપ પોતાની બેઠકમાંથી ચમકી ઉઠયો.

'ચંડાળ ગુહનેગારો, તમે મને માહરી હીરા જેવી નોકરીઓથી તો રવડાવી નાખ્યો, પણ આએ આટલો માહરો એક સધ્યારો છે તેને બી માહરી પાસેથી લુટી લેવાના છેઓ?' તે સીડની સાંભળી કે સમજી નહી શકે એવી કીસમે પીસેલા દાંત

અને બીડેલા હોઠ વચ્ચેથી એકલો એકલો બહુજ મોટા ઝનુનથી પોતાના મનશે પટપટશે. તે તો એમજ સમજશે કે કંગાલ બ્રોફ્ટવાલાઓનુંજ આએ પાપ કાવત્રું હોવું જોઇએ, અને પેલો તેઓનો નાલાયક સોલીસીટર નાહના સીડનીનું દીલ જીતી લેવા એમ કરતો ને પેત્રા કરતો અહીં આવી ગયલો હોવો જોઇએ. તેને પેલા મી૦ સ્પેનસરની તો હસ્તીની એ ખબર નહી હતી, ત્યારે તે શું જાણે કે અસલમાં તેની માતાનો એક ચાહક એ રીતે તે પોતાના એ મોટા પ્યારનો અને તે વાહલીનાં દોલતનો ગમ કરતો અત્રે આવી ગયો હતો, અને તેની દયાનતમાં મરનારનાં ફરજંદને ખુશનુદ કરવા વાસ્તે તેણીનાં બચ્ચાં પ્રત્યે ભલો થવાથી ઉલટી રીતની બુરાઇ એકકે નહી હતી?

પણ ઉંધી સરજતના ફીલીપને ઉંધુંજ બધું દેખાતું હતું, અને તે બેગુનાહ નિર-દોષ એક નાકદર બનવાકાળનો શીકાર બની કેવી રીતે કુતાતો હતો અને નહી ઘટતા અપજશમાં વધતો ને વધતો ઘસડાયો જતો હતો તે સઘળું આપણે જોતાં રહયાં છીએ, એટલે તેણે હવે અહીંથી સીડનીને લઇને તેજ ઘડીએ બીજે કેઠે નાહસી જવાનો કસ્દ કર્યો તેમાં આપણને અજબ થવાનું નથી. તેણે ઉશ્કેરણીના બે ચાર ફેરા તે નાધલા ઓર-ડામાં માર્યા, અને પછી એકદમ નક્કી સેવટ પર આવી જઇ સીડનીને કહયું, "સીડની બેટા, એકદમ ને તરતજ તૈયાર થઇ જા."

"એ કાંય? કયાં જવાનું છે?" સીડની ગભરાઇ ગયો.

"આપણે અબઘડી અહીંથી જતા રેહેવું જોઇશે," ફીલીપે જુસ્સાથી કહયું, "એ નાલાયકો સાથે માહરે કાંઇ તુંને મોકલવો નથી."

"પણ હું નથી આવવાનો તાહરી સાથે," સીડનીએ રડીને ગોઘ્યારૂં કરતાં કહયું. "તેવણ તો ઘણા સારા માણસ છે ને મને ટટ્ટુ બી અપાવવાના છે. હું તો તેવણની સાથેજ જવાનો છેઉં!"

પણ ફીલીપ—હંમેશનો સીડની જોડેનો નરમાશભર્યો, નમાનો, હેતવંતો ફીલીપ—આજે સરીઆમ માથુંજ ખોહી બેઠો હતો! તેણે સીડનીના એ બકવાટ ઉપર જરાએ ધ્યાંન આપ્યું નહી, તે એમ એકદમ ઉશ્કેરાયલો તે ચાલની ઘરવાલી કને દોડી ગયો, અને તેને તેનાં ભાડાંનો હીસાબ તેણે બધો ચુકતે કરી આપ્યો, જે પછી પાછો આવીને પોતાનું જરૂર જોગું જુઝવી તેણે બાંધી લીધું, અને રડતા તવળતા સીડનીને તૈયાર કરી, સાથે લઇ, યાહોમ નીકળી પડયો.

તે કયાં જશે? તે કયાં જાય તે એ પોતે જાંણતો નહી હતો. તે કોઇબી રીતે બ્રોફ્ટવાળાઓને હાથતાલી આપી નાહના સીડનીને તેઓના દયાહીણ હાથોમાં જતો બચાવા ચાહતો હતો, અને તેથી એ કીસમે જયાં જવાય ત્યાં જવા પાંઉપ્યાદો નિકળી પડયો હતો. તેણે મોટો ધોરી રસ્તો પડતો મેળ્યો, અને તે ખેતરોમાં ઉતરી પડયો, કે જયારે

સુર્ય પ્રકાશમાન માથે તપતો હતો, અને આસપાસની સઘળી લીલોત્રી આંખને ટાઢક આપતી હતી, પણ એ ખુદરતનો નક્ષ જોવા કે વખાંણવાના હયુમરમાં તે બે માંહેલો એક પણ ભાઇ હાલમાં નહી હતો એતો કહયા વના ચાલશે. એકની છાતી અણહદ ગુસ્સાથી ઉકળતી રહી હતી, જયારે બીજાની અસહય નાઉમેદીથી. ફીલીપ આગળ આગળ ચાલતો હતો, અને નાધલો સીડની પોતાનાં નાહનાં નાહનાં નાજુક કદમે પાછળ ઘસડાતો હતો. તેના ગાલ રૂસણાંથી લાલ થયલા અને ફુગેલા હતા. તે રડતાં રડતાં થાકી ગયલો હવે રીસાયલી અદાઓથી પોતાના વડા ભાઇની પુઠેપુઠ ઘસડાતો જતો હતો, અને તે બે લાચાર, લાઇલાજ ભાઇઓની કલાકો સુધીની એ રખડ ખરેખર ઘણી દયા ઉપજાવે એવી રહદયભેદક હતી.

છેક રાત થતાં તેઓ પાસેનાં એક બીજાં ગામમાં આવ્યા, અને તે ગામની પાદરેની એક સહરામાં ફીલીપને આશરો શોધવા થોબી જવાનું ફરજયાત સલ્લાહકારક લાગ્યું. તેઓ કલાકો તક ચાલ્યા હતા, અને નાહના સીડનીના પગ ફાટી આવ્યા હતા. તેને આટલું બી બડી મુશ્કીલથીજ ફીલીપ પટાવી પટાવીને ચલાવી લાવ્યો હતો, એટલા માટે રાત વાસો તેઓએ એ સરાહમાં આશરો શોધ્યો, અને જ્યારે કોલ્ડ મટન અને પાંઉનું થોડુંક જમવાનું તે ધરમશાળાવાલીએ તેઓને કને લાવી મુકયું ત્યારે આટલી લાંબી મંજલની રખડ અને થાક છતાં તે બેમાંથી એકને પણ ખાધાની રૂચી કે ભુખ ન હતી, અને સીડનીનું નાધલું હાડ તો નાસીપાસીનાં દુખથી એટલું ભરઇ ગયું હતું કે જમવાનું જોતાં સાથે તેણે ઉબકથી ગળું ખેંચ્યું! ફીલીપે તેથી તેને કપડાં બદલાવી પસવારી પટાવીને સુવાડીજ દીધો, અને તે ઉંઘાઇ ગયા પછી તે પોતે ઉંઘ નહી આવતી હોવાને લીધે આગળા સીટીંગ રૂમમાં આવીને બેઠો.

તે પુશકળ અકલાઇ ગયો હતો. તેને સમજ નહી પડતું હતું કે કાંય કીસમત તેની સાંમે એટલું રૂઠયું હતું, અને કાંય કંગાળ બોફર્ટવાલાઓ એટલા તેની પુઠે પડયા હતા! શું તે હેરેમંદો તે બે નિરાશ્રિતોના બધા હક પચાવી પાડી બેઠા હતા તેજ બસ નહી હતું કે તેઓ છેક આએ હદસુધી તેને હેરાંન પરેશાંન કરતા રહયા હતા? સીડનીનો સહવાસ તેને ઘણો વાહલો લાગતો થયો હતો, અને તેને બી તેઓ તેની ગોદમાંથી ચોરી જાય તે ખ્યાલ તેને હદથી જયાદા બેકરાર કરતો હતો. અલબત, તે બચ્ચાંના ગુજરાનો બોજ તેને ભારી પડે એમ હતું, કેમકે હવે તેને કેમ અને કયાં નોકરી મળે તે કાંઇ સમજાતું નહી હતું. એક વાતની તો તેને ખાત્રીજ હતી, અને તે એ કે મી૦ સ્ટબમોર જેવો ભલો, કદરદાંન અને હેતવંતો માલીક તેને બીજો મળવો માહાલ હતું, જે બધા મોટી ગમખ્વારીભર્યા ખ્યાલોમાં ચકચુર તે બેઠો હતો તેવામાં તે સીટીંગ-રૂમનું બારણું ઉઘડયું, અને એક નાહના હેન્ડબૅગ સાથે એક આદમી અંદર આવ્યો તેની જોડે તે ધરમશાળાને લગતી "ચેમબરમેડ" હતી.

"બીજા તો બધા રૂમ ભરાએલા છે, સાહેબ," તે કહેતી આવી; "ફક્ત આજે શીટીંગરૂમ ખાલી છે અને અહીં જો તમો ગનવાશો રહી શકતા હોવો તો બીજાસુ કૈ ઠીક કે તેવાનુને વાંધો નથી."

"ઓ કાંઈ બી ચાલશે," પેલાએ બેદરકારીથી કહ્યું; "માહરે વાસ્તે બ્રેન્ડી ને ગરમ પાણી મોકલો, અને હું હાકેલો હોવાથી જ્હાવારમાં તો ઘોંટાઈ જવા માંગુછ."—અને તે ચેમબરમેડ એ હુકમ થતાં બારણાં આગળથીજ પાછી ફરી એટલે પેલો આસામી વચમાંની ટેબલ આગળ જ્યાં ફીલીપ બેઠો હતો ત્યાં સરબાગ અંદર ચાલી આવ્યો.

હવે ફીલીપે આંખ ઉંચકીને જોયું. તે એ વખતે—એટલે બારણું ઉઘડ્યું અને પેલો આદમી ચેમબરમેડ સાથે અંદર દાખલ થયો ત્યારે—પોતાનો અવેજ ગણવામાં રોકાયલો હતો. તેની ગરીબ માતા જે રોકડ સાચવી સાચવીને સંઘરેલું એ બે છોકરાઓ માટે છોડી ગઈ હતી તે તેણે અત્યારસુધી ઘણું સમાલ્યું હતું, અને મી૦ સ્ટબમોરની નોકરીમાં સારૂં પેદા કરતો થવાથી તેને એ અવેજ મુતલગ અનામત રાખવાનું બની શક્યું હતું. એટલા માટે હાલ તે પોતાની ખાત્રી અર્થે નવરો પરેલો હાલમાં તે અવેજ પાછો ગણી જોવાનું કરતો હતો તેવામાં ઉપર કહેવા મુજબ પેલો અંદર આવ્યો, અને ત્યારે તેણે ગણવા કાઢેલો અવેજ ટેબલપરથી જમા કરી લઈને ઝટ પોતાની પૉકેટ બુકમાં પાછો ઠેસવી દીધો.

પણ તે પેલો ટેબલ આગળ આવ્યો અને લલચાઈ જતી આંખો સાથે તેણે તે જોઈ લીધો હતો તે આગમચ બની શક્યું હતું નહી, જ્યારે રૂબરૂ થતાં બન્નેએ એક બીજાને તાબડતોબ ઓળખ્યા. ફીલીપે ઘણી અજાયબી વચ્ચે જોયું કે તે પેલો લુચ્ચો હતો, કે જે "કૅપ્ટન સ્મીથ"નાં ભપકા ભરેલાં નામે બે દીવસની વાતપર તેની ઓળખની કુમકપર મી૦ સ્ટબમોરની રૂ. ૧૮૦૦ ની એક કીંમતી ઘોડી મતરાવી લઈ જઈ શક્યો હતો!

"ઓ તું?" પેલાએ જોતાં સાથે ફીલીપને ઓળખીને ખુશાલીનો પોકાર કર્યો, "વાહ, મી૦ મૉરટન, તું તો ગબ્બર લાગેછ! આટલો બધો રોકડ અવેજ પૉકેટ ખરચ વાસ્તે તાહરા સ્વાધીનમાં છે ત્યારે હજી તો પાછળ કેટલુંક હોવું જોઈએ?"—અને ઓવરકોટ કાઢીને ફીલીપની બાજુમાંની ખુરસીમાં જગ્યા લેતાં તે મોટે સાદે ઘણું ખુશમીજાજી હસ્યો.

"હું તમારી સાથે વાત કરવાને ખુશી નથી," ફીલીપે ગુંસ્સાથી બખાળ્યું; "માહરે નામે ઠગાઈ કરીને તમે મી૦ સ્ટબમોરની કીંમતી ઘોડી ચોરી કરી ગયા તેથી હું દુ:ખી આદમી રખડી ગયો અને તે સુખની નોકરી ગુમાવી બેઠેલો છું!"

"એ તો દુન્યાનો સરેસ્તોજ છે." પેલો કંગાળ આદમી નફટાઇથી વધતું કદરૂપું હસ્યો, "જે એકનું અમૃત તે બીજાનું ઝેહેર થવુંજ જોઇએ: પણ હું પોતે ઓછો રખડી ગયો નથી, એટલે તારે હિંમત રાખવાની છે. હું જાણું કે એક મોટો હાથ મારીને પાંચ પચ્ચીસ હજાર પાઉન્ડ થઇ જાય તો અમેરીકા પોબાર થઇ જાઉં કરીને ગેઇ કાલે જે જે એટલી જેહેમત અને જોખમ કરીને જમાવેલું તે બધું યાહોમ જુગારમાં ઝોંકાવ્યું, અને તું જોએછ તેમ ચોવીસ કલાક પુરા નથી થયા તેટલાં તો બાવા નાહે ને તાપે તેવી હાલતમાં પાછો આવી જઇ પોલીસનાં ભોંસ્યાંઓથી નાહસતો ભાગતો અને ભરાતો છુપાતો અહિં હાલમાં આવીને દર પડેલો છું."

ફીલીપ કમકમ્યો. આ એક દુરાચારી બદમાશ કેટલી હલકી અને નફ્ફરી પંક્તી પર ગબડી ગયો હતો તે જોતાં તે ગરીબ છોકરો અક્કલથી હેરત રહ્યો. તે એમ છતાં હાલ તો વધુ કાંઇ બી બોલ્યો નહિ, અને તેના નાચીઝ બકબકારાનો કાંઇ પણ જવાબ કરવાની દરકાર બતાવ્યા વગર ઉઠીને પોતાના ઓરડામાં જતો રહ્યો. તેને એક વખત એમ પણ મરજી થઇ કે બાહેર જઇ પોલીસને ખબર આપી આ બદમાશને ઝીલાવી દેવો, પણ તેમાં પોતાને ઘણું લપેટાવું ને જાહેર થવું પડે તે ફીકરને લગતી દુરઅંદેશીથી તે પોતે એ જેહેમતથી અલગ રહયો અને જઇને સુઇ ગયો. તેણે એમ કરતાં પોતાના ઓરડાનું બારણું ચોકસાઇથી અંદરથી બંધ કીધું, અને પેલી પૈસાની ઠેલી પોતાનાં માથાં તળે લઇનેજ સુતો, કેમકે તે ભૂંડાની બદનજર એ અવેજપર—એકવાર ચીટકાયલી તેણે જોયલી હોવાથી તેને વિશ્વાસ આવતો ન હતો.

---

## પ્રકરણ ૩૨.

વળતી સહવારે બડી બામદાદે ફીલીપે સીડનીને જગાડયો, અને ચા પાણી કરી લઇ તે બંને છોકરાઓ તુરત પાછા બાહેર પડયા, કે જ્યારે નાહનો સીડની આગલા દીવસ કરતાં બી વધતો ખીજવાયલો અને નાસબર બનેલો પોતાના વડા ભાઇ સાથે જરાજરામાં વધતાંજ ચીઠડાં ફાડતો હતો. તે દીવસ અસાધારણ ગરમ હતો, અને તે દહાડેની રખડપટી બહુજ અકળાવી નાખનારી થઇ પડી. ફીલીપને કહેવામાં આવ્યું હતું કે પાસેનાં ગામમાં શીકારગાહનું એક પ્રખ્યાત મથક છે, અને તેને એ બનવાજોગ લાગ્યું કે ઘોડેસ્વારીની તેની પ્રવીણતાનાં કારણથી તેને તે તરફ પોતાને બરનું કાંઇને કાંઇ બીઝનેસ મલી આવે. એટલા માટેજ તે એ મથક તરફ જવા નીકળ્યો હતો, કે જે હજી ઘણે છેટે હતું, અને પાંઉપ્યાદા ત્યાં પોહોંચી જવાનું કાંઇ સહેલ કારજ નહિં હતું.

પસાર થયો, અને બાહાદુર ફીલીપે દેહેસ્ત ખાઈને પોતાના આખા બદનથી તે નાતવાન બાળકને ઢાંકી દીધો—એવી કીસમે અને એવી ગણત્રીથી કે જો તે વીજળી કાપીને કટકા કરી નાખવાજ આવી હોય તો પહેલાં પોતે કપાઈ જાય અને વાહલા સીડનીને બચાવી લઈ શકાય! વલી સીડની પણ એ દેહેસ્તનાક ચમકારાથી હદ વગરનો ભય પાંમી ગયો, અને ફીલીપને ગળે વળગી પડયો.

"મને લઈ જા, ફીલીપ, મને હાથ આપીને ચલાવ, નહિ તો હાથમાં ઉંચકી લે, પણ મને લઈ જા અંહિથી કેહે બી," તેણે થરથર ધ્રુજતાં તન બદને માંગી લીધું, અને ફીલીપના મજબુત હાથનો ટેકો લઈ તે લંગડાતો લંગડાતો બને એટલી સીતાબીથી તેના જોડે ચાલવા લાગ્યો. એવામાં તુફાન કુદકે અને ભુસકે વધતું આવ્યું, અને રાત એવી અંધારી કીલ થઈ રહી કે એક વારને છેટે પણ જોઈ શકાતું નહિ હતું—સીવાય કે અવારનવારના આંખ આંધલી કરી મેળનારા વીજળીના ચમકારા આકાશ અને પૃથ્વીને બન્નેને ક્ષણેક્ષણ ઝગઝગીત કરી મેળતા હતા! એવામાં વળી—અધુરાંમાં પુરૂં—વરસાદ ધોધમાર પડવો ચાલુ થયો, અને ભય પાંમેલો ફીલીપ આખાં અંતરમાં ધ્રુજીયો. તેને મજબુતીથી લાગ્યું કે કોઈ જતી આવતી ગાડીની મદદ બી જો તેને વેળાસર નહિ મલી શકે તો સીડની, નાતવાન અને નબળો, આજનાં એ તુફાન સામે ટકી શકવાનો નહિ હતો, અને તે અંહિજ પુરો થઈ જવાનો! તેણે પોતે જે એક કંગાળ ઓવરકોટ પહેર્યો હતો તે કાઢીને સીડનીના ઓવરકોટ ઉપર તેણે લપેટી લીધો એવી મતલબથી કે બને ત્યાં સુધી વરસાદના મારથી તે બચ્ચાંને બચાવી લઈ શકાય, અને તેનું હરૂદય આ બધી જુલમગાર ગેરઈનસાફીઓથી ત્રાસ પામેલું ચીસ પાડીને પુછતું રહ્યું—કે જયારે તેની આંખો ઉંચે તે ઘમઘોર આકાશમાં સદાનો વસવાટ કરવા સીધારેલાં તેનાં વાહલાં માવીતરોની યાદ વચ્ચે ઉંચકાયલી હતી—કે કીયા તેના ઘોર અપરાધની આ સઘળી તેને સજા થતી હતી? કોણ મા બાપના તે દીકરાઓ, કેવી છત્ર છાંયાનાં સુખમાં ઉધરેલા, કેવા સાચ્ચા હકના ફરજંદો તેઓની આજે આએ શી હદની દુર્દશા! ખુદા ન્યાયી કહેવાય છે, તો આ બાળકો જોગા જાલીમ અન્યાયનો ભેદ શો હોવો જોઈએ?

અંતે ફીલીપની ફીકર ખરીજ આવતી હોય એમ લાગ્યું. સીડની રડતો રડતો ફીલીપના જોરાવર હાથપર ટેકો દઈને ચાલતો બલકે ઘસડાતો હતો તેનો અવાજ રફતા રફતા બીહીક લાગે તેવો ધીમો પડતો ગયો, અને પછી તે હાથ છટકાવી રસ્તાપર અચબુચ ઢગલો થઈ પડયો!

ફીલીપ તેની આગળ માથું કુટતો ફસડાઈ પડયો. 'માહરા ખુદા, એ બેહોસ થયો કે મરીજ ગયો?' તેણે કલ્પાંત કર્યું; અને અંતે ખુદાની દયા થઈ હોય તેમ તેવામાં વરસાદ થોભી ગયો, વાદળનું ઘમઘોરપણું દુર થતું ગયું, ગગડાટ દુર દુર પોતાના વેગમાં પોંહોંચી જતો હોય એમ લાગ્યું, અને એકાદ તારો વટીક ચુપકીમાં ચકચક કરતો પ્રગ-

ટેલો ઉંચાં આકાશમાં નજરે આવ્યો. વળી એજ વખતે થોડેક દુર બળતી એક સ્થિર બત્તી દેખાઈ, અને ફાટી આવતી આંખોએ ફીલીપે તે ધારી ધારીને જોઈ, જ્યારે ઉમેદ તેની છાતીમાં ઉછળી આવી. તેને મજબુતીથી લાગ્યું કે આ કોઈનું રહેઠાણુ હતું, અને તે રહેઠાણમાંનીજ બત્તી નજરે આવતી હતી. એ ઉપરથી સીડનીને ઉપાડીને બી તે ત્યાં પહોંચવા અને મદદ માંગતો જવાની જોખમત વાસ્તે તૈયાર થયો, પણ તે એટલું દુર લાગતું હતું કે એ બોજ સાથે તે ત્યાં સુધી જાય એ સંભવિત જણાયું નહિ. જો કાંઈ બી થઈ શકે તો એજ હતું કે તેણે દોડીને પોતે ત્યાં જવું અને મદદની ભીખ માંગી લાવવી, પણ કેમ તે બેહોશ થયેલા કે મરી ગયેલા વાહલા સીડનીને ત્યાં એકલો પડતો મુકીને જવાની હિંમત કરી શકે? એવામાં વલી એક વીજળીનો પાછો ચમકારો થયો, અને તેના ઉજાસમાં તેણે જોયું કે સીડનીનો ચેહરો મોહતનોજ ચેહરો હતો!

તે હદ વગરનો વધતો ભય પામ્યો. તેણે પોતાના બાલેબાલ પીંખી કાઢયા, અને તેવામાં સાંમી પગઠી પર કોઈનાં પગલાંનો અવાજ વાગતો તેને કાને આવ્યો. દાદારની દયા! શું કોઈ આવતું હતું?

તેની ધીરજ રહી નહિ અને તે ધસીને "મદદ, મદદ, મને મદદ કરો!" ની બુમ મારતો તેની સાંમે ગયો.

તે સાંમેથી આવતો આકાર થોભી ગયો. તેણે ફીલીપનો અવાજ ઓળખ્યો હોય એમ તરત લાગ્યું, કેમકે આંખવેર ઉતરી આવતી ટોપી જે તેણે માથે પહેરી હતી તે ઉંચી કરી અંધારામાં નજર ઠેરવી ઠેરવીને ફીલીપને જોતાં અને ઓળખતાં તેણે પોકાર્યું, "તું કોણ—ફીલીપ મૉરટન કે?"

ફીલીપે પણ તેને તરત ઓળખ્યો. તે પેલો લુચ્ચો કૅપટન સ્મીથ હતો!

"ઓ, ખોદાને વાસ્તે મને મદદ કરો!" ફીલીપે ઉતાવળા ગભરાતમાં કાકલુદી કરી; "માહરો નાધલો ભાઈ થાક અને ઠંડીથી અકડી ગયલો હું ધારૂંછ કે મરી ગયોછ. એટલી દયા કરો ને તેને સમાલો, તેટલાં હું કોઈની બી મદદ મેળવી લઈને એક મિનિટમાં ઉડયો પાછો આઉંછ."

"પોર્યા, તું સમજતો નથી," પેલાએ થોડીક આનાકાની કરી; "માહરી પુઠે પોલીસ પડેલી છે, અને—"

"હું તમોને ઝાઝા રોકશ નહિ, અને એટલી તમારી ખીદમતના બદલામાં તમો માંગશો તેટલો અવેજ આપશ. માહરી પાસ પુરતા પૈસા છે, અને તે તો તમે પોતે જોયલું છે."

"વૅલ, વૅલ, કયાં છે તે પોર્યો?" પૈસાની લાલચથી તે બદમાસ હવે તરત પીગળ્યો, અને ફીલીપ જ્યાં બેસુધ્ધ સીડની પડેલો હતો ત્યાં તેને લઈ ગયો.

તે—કૅપટન સ્મીથ—અંધારામાં સીડનીની પાસે ગુંથણે બેસી ગયો, અને તેણે તે છોકરાનું માથું પોતાના ખોળામાં લીધું, જ્યારે ફીલીપ થોભ્યો નહિ. તે વીજળીના વેગે પેલાં દુરનાં મકાનમાંથી કાંઈબી મદદ મેળવી લાવવા દોડયો. સીડનીને ત્યાં ઉપાડવા આગમચ તે કાંઈ ભર ચોપડનું અથવા ગલામાં નાખવાનું લાવવા ચાહતો હતો, કેમજે તેને ફકર થઈ હતી કે સીડનીમાં જો જીંદગી હજી બાકી રહી હોય તો તેને એવી હાલતમાં ઉંચકીને તે દુરનાં મકાન તરફ લઈ જતાં રસ્તામાંજ આચકા ઉંચકીથી તે કદાપી આખર થઈ જાય! બનવાજોગ છે કે તે જો જાણતે કે પેલા પાસે તે બાળકને હોશમાં લાવવા જેવો ઉપાય મોજુદ હતો તો તે એમ જતેજ નહિ.

પેલા હાથપર ફીલીપનાં એમ જવા પછીથી સીડની જોડે એકલો પડતાંજ પેલા લુચ્ચાને તે બચ્ચાંની સ્વભાવિક ઘણી દયા આવી. તે એક લુચ્ચો હતો, પણ આખર કરેને એક ઈનસાન હતો, અને બદમાશોનાં દીલ પણ દાદારે પત્થરનાં ઘડયાં હોતાં નથી. તેણે જોયું કે તે બાળકનાં દીલમાંનો ઑવરકોટ વરસાદથી તર થઈ ગયેલો હતો, અને તે બેહોસ હતો, પણ તેનો શ્વાસ હજી સદનતર બંધ પડયો નહિ હતો. તેણે તેથી તરત પોતાનાં ગજવામાંથી એક ટીનની ફલાસ્ક કાઢી, અને તે માંહેલા બ્રેન્ડીમાંથી કાચ્ચો થોડોક સીડનીના હોઠ ઉઘાડીને તેનાં ગલામાં રેડયો, જ્યારે એકકી માટે તેનો જીવ સુગાતો હોય તેમ બેકકી કરવા તેણે પોતે પણ તે ફલાસ્ક માંહેથી કેટલોક પોતાનાં ગટર જેવાં ગલાંમાં તે ઝોકાવી દીધો!

સીડની પર, મગર, તે બ્રૅન્ડીની ઘણીજ તાજુબી પમાડનારી અસર થઈ. તેનાં આંગમાં ગરમી આવી, તેના હોઠ ખુલ્યા અને જરાવારે તેણે આંખ ઉઘાડી.

"ફીલીપ છે કે?" તેણે મીઠા, ધીમા, સુરત સ્વરે સવાલ કર્યો; "ફીલીપ, કેહની મને, આપણે કયાં છીએ? તું મને કહાં લઈ જવા માંગેછ?"

* * * * * * *

હવે હયાંજ હાલ તો આપણે થોભી જઈને પેલા આરથર બોફર્ટની ખબર લઈએ. તે ભલો, દયાળુ અને નમાનો હતો, પણ લાગણી રહિત નહી હતો, અને તેને હવે ફીલીપ ઉપર ખરાં દીલનો કેહેર અને ગુસ્સો ઉતપન થયો. અત્યાર સુધી બધાંજ જ્યારે તેને બીગડેલો અને વંઠેલો જાહેર કરતા હતાં ત્યારે તે દયાળું દીલનો નેકબખ્ત છોકરો હંમેશ તેનીજ પક્ષ ખેંચતો અને તેનાજ બચાવમાં બોલતો હતો, પણ આ છેલ્લી રસ્તા પરની મુલાકાતમાં જ્યારે તેણે તેને મુતલગ સાંભળ્યોજ નહિ, અને તેની બીમારીની આંટલી બધી નાતવાતની વચ્ચે એક દયાહીણ હડસેલો મારી તેને પગઠીપર ફેંકી દઈ તે ચાલી ગયો, ત્યારે તેને વાસ્તે હવે એ જવાંનને તીરસ્કાર ઉપજ્યા વગર રહી શકયો નહિ. એ તો સારૂં થયું કે તેને એમ પડી જતાં કંઈ ગંભીર ઈજા થઈ નહિ, અને રસ્તેના રાહદારીઓએ દોડી જઈને તેને મદદ કરી. તે ભપકાથી ડ્રેસ થયલો હતો, અને કોઈ

ઉમરાવ ઘરનો છોકરો હતો એમ તેને જોતાં સાથે જણાઈ આવતું હતું, જે વાત તેણે પેલી પોતાની જોડીની ગાડી એ તરફ બોલાવી લેવા કહી તેથી સાચ્ચી ઠરી. ત્યારબાદ પોતાને મદદ કરનારાઓનો ઘણો ઘણો ઉપકાર માની તે સાદવેશ જવાંન પોતે જે હોટેલમાં ઉતર્યો હતો ત્યાં પાછો ફર્યો ત્યારે હજી તેની છાતી અવિવેકી અને ગેરઇનસાફી ફીલીપનાં ઘાતકીપણાંને લીધે ગુસ્સાથી ઉકળતી હતી, અને તેવામાં પેલો મી૦ સ્પેનસર પોતે જે રીપોર્ટ લઇને બાહેરથી આવ્યો તેથી તે થોડોક શાંત થયો. મી૦ સ્પેનસર, કૉનસ્ટેબલે આપેલી બાતમી મુજબ, તેના જોડે જઇને સીડનીને મલી આવ્યો હતો એ વાત તેણે કહી. તેણે કહ્યું કે એ બચ્ચું એની મરનાર માતાની હુબહુ પ્રતિમાજ હતી, અને જોબનનાં જોશમાં ઉછળતી મરનાર કૅટેરાઇનને સોળ વરસની ઉમરે એક કાચ્ચી કળી જેવી તેણે જોઇ હતી તેવોજ તે સુંદરતાની યાદ આપનારો આ તેણીનો નાહનો છોકરો નમાનો, મિલનસાર અને કહયાગરો હતો એમ જ્યારે તે ગ્રહસ્થે ખાતરી આપી ત્યારે આરથર ઘણો રાજી થયો.

"હવે તો ત્યારે હુંજ એને માહરે આશરે લેવશ," આરથરે ખુશી થઇને કહ્યું, "માહરે ભુલી જવું નહિ જોઇએ કે માહરાં મરનાર કાકી ખાસ કરીને એ બચ્ચાંનેજ સમાલવા મને પોતાનાં મોહતનાં બીછાનાંપરથી કાકલુદી કરી ગયાં હતાં. વરાને વાસ્તે તો તેવણ કાંઇ ઝાઝું બોલ્યાં હતાંજ નહિ. કદાચ તેવણ જાંણતા હશે કે એ દુકતો હાથથી ગયેલો છે અને માનવાનો નથી. એટલા વાસ્તે, ભલા મી૦ સ્પેનસર, તમો જ્યારે એ નાહનાની એટલી બધી નરમાશની મને ખાતરી આપોછ ત્યારે હવે હું એ બચ્ચાંને બેવડી ખુશીથી માહરે આશરે લેવશ અને મોટાના નામ પર મટોડુંજ વાળશ."

"ઓ નહિ, નહિ, જવાંન મી૦ બોફર્ટ," મી૦ સ્પેનસરે વિનંતી કરી; "એ બચ્ચાંને તો હુંજ માહરે સ્વાધીન લેવા માંગુછ, અને મરનાર કૅટેરાઇનને વાસ્તેનાં માહરાં હેતને ખાતર એટલી મને રજા આપો? એની યાદને હું સદા સાચ્ચો રહ્યો તેનું એ માહરૂં ઇનામ થવું જોઇએ, અને ખોદાએ મને પુરતું આપેલું છે ત્યારે માહરી એકલવાઇ જીંદગી અને એકાંત ઘર એ બચ્ચાંની શામીલગીરીથી ખુશનુદ થશે."

"મને માફ કરો," આરથરે ઠરાવથી બજીદ થતાં માંગી લીધું; "એ માહરો પવિત્ર હવાલો છે, અને એ બચ્ચાંનાં મરનાર માતાને મેં આપેલાં વચનને માહરે સાચ્ચો થવુંજ જોઇએ. મને તો અંગત અને આતલગની સગાઇનો હક્ક પુગે છે."

સ્પેનસર ખામોશ રહયો. તે હવે વધારે શું કહે? પણ તેણે પોતાનાં મનસે છુપ્પો ગાંઠ વાળ્યો કે આરથરને હાથતાળી આપવી અને સીડનીને એવો છુપો ઉપાડી લઇ જવો અને એવો લાંબે લઇ જવો કે આરથર કદી જાંણવા પાંમેજ નહી.

એમ છતાં, બન્ને મહાત થયા. તે સાંજે શાર્પ સીડનીને ઉપાડી લાવવા ગયો ત્યારે માલમ પડયું કે તે બન્ને ભાઈઓ તો સહવારના તે ચાલી છોડીને કેઠે જતા રહયા હતા. આથી બધા પાછા નાઉમેદ થયા, અને બે ટોલકીમાં વેંહેંચાઈને બીજી મરતબા તે પોયાઓની જુસ્તેજોમાં નીકલી પડવા તેઓએ નકી કર્યું. બોફર્ટ અને સોલીસીટર બ્લૅકર્વૅલ એક રસ્તે ગયા, જ્યારે સ્પેનસર અને શાર્પ બીજે રસ્તે. સ્પેનસરે લોભીયા શાર્પને ઘણાં મોટાં ઈનામની લાલચે પોતાની પક્ષમાં જીતી લીધો હતો, અને સીડની મલી આવે તો તે વાત આરથરને કે તેના સોલીસીટરને કદી નહિ જાહેર કરવા તે લુચ્ચો કૉનસ્ટેબલ પૈસા બદલ પોતાને વેચી ચુકયો હતો.

અને એ તે તુફાની રાત હતી કે જે તુફાનમાં ફીલીપ અને સીડની ફસાઈ ગયા હતા, અને સીડની હાલમાં પેલા લુચ્ચાના હવાલામાં પડયો હતો, તેવામાં તેજ તરફ સ્પેનસર અને શાર્પવાલી મોટી મુસાફરીની ગાડી, બે ઘોડા જોડેલી, ઘસડાઈ આવતી હતી.

"હું તો હવે તદન થાકી ગયો," મી૦ સ્પેનસર કહેતો હતો, "અઢાર માઈલની મુસાફરી તે કંઈ માહરા જેવા એક નાતવાન માણસને વાસ્તે મશ્કેરી નથી."

"અને તેમાં વળી આવું સખ્ખત તોફાન," મી૦ શાર્પ એકમત થયો; "હવે તો એ પોર્યાઓ ગયા જહાન્નમમાં. હવે તો રાત વાસો કેઠે આરામ કર્યે. હવે આય આવી અંધારી રાત્રે એ લોક કાંહાં નજરે પડવાના હતા?"

"કાલે બી મલે તો સારૂં," મી૦ સ્પેનસરે ઉલટ કરી; "પેલો વડો વૅગેબોન્ડ નાધલાને પોતાના જેવોજ બદમાશ કરી મેળે એ આગમચ તેને બચાવી લેવાનું ખરૂં પુણ્નું કામ થશે."

પણ એવામાં કોઈએ મોટેથી બુમ પાડી, "જાઓ, બાજુએથી જાઓ, ગાડી બાજુએથી લઈ જાવો," અને ગાડીનાં ફાનસની રોશનીમાં કોઈ બચ્ચાંને રસ્તાપર લાંબુ છર થઈ પડેલું જોઈ ગાડીવાને તરત રેન ખેંચી ગાડી ઉભી કીધી.

"એ શું છે રે?" મી૦ સ્પેનસરે ગુસ્સાથી સવાલ કર્યો, "ગાડી કાંય ઉભી કીધી?" તે સમજ્યો કે લુટારાઓની એક ટોળકી ગાડી આસપાસ ફરી વળેલી હોવી જોઈએ, અને ભયથી તેની છાતીનાં પાટયાં બેસી ગયાં, જ્યારે શાર્પે પણ તેજ અનુમાન ખરૂં માની પોતાના પતામાંથી એક ભરેલી રીવોલવર બાહેર ખેંચી કાઢી.

"કોઈ બચ્ચું બીચારૂં રસ્તાપર બેટાકાટ પડેલું છે, સાહેબ," તે પોસ્તીલીઅન (ગાડી હાંકનાર) કોચ બૉક્ષપરથી વાંકો વળી મોટે સાદે બોલ્યો; અને હવે કૅપટન સ્મીથ એક ભલો વિચાર આવતાં તે ગાડીની બારી આગળ દોડી આવ્યો.

"એક નાહનો છોકરો છે, ગ્રહસ્થો," તેણે કહ્યું, "થાકથી અને ભુખથી ચાલતાં ચાલતાં બેહોશ ટુટી પડેલો છે, અને તમો તેને તમારી ગાડીમાં લઈ જઈ પાસેનાં ગામની ધરમશાળામાં પોંહોચાડશો તો તમોને ઘણું પુણ લાગશે. અમો પાછળથી પુઠે આવશું ને એને સ્વાધીન લઈશું."

"કોણ અમો?"

"હું અને એનો વડો ભાઇ," સ્રીથે જવાબ કર્યો, "તે આ સાંમેનાં મકાનમાંથી આ બાળક છોકરાને વાસ્તે કોઈની મદદ મેળવી લાવવા દોડી ગયલો છે."

કૉનસ્ટેબલ શાર્પે એ સાંભળતાં ગાડીમાંના પોતાના પાડોશીને મજબુત એક કોપરયું માર્યું, અને એક ટડાકે ખરો મામલો સમજી ગયા. તેઓએ જોયું કે આંતે તેઓની મેહનત સફળ થઇ હતી, અને નાહસ ભાગમાં પડેલા ફીલીપ અને સીડનીનો પત્તો હાથ લાગ્યો હતો! પરીણામમાં, તેઓ પોત પોતાની બાજુનાં ગાડીનાં બારણાં ટપોટપ ઉંઘાડી નાખીને બાહેર નીકળી પડયા, અને પોસ્તીલીઅનને તેમજ તેના મદદનીસને ગાડીનાં ફાનસો જ્યાં સીડની પડયો હતો ત્યાં લાવવા હુકમ કર્યો.

અને ત્યારે વળી નવો ગભરાટ બરપા થયો! કૉનસ્ટેબલ શાર્પે કૅપટન સ્મીથને તે ફાનસોની રોશનીમાં ઓળખ્યો, અને તે લુચ્ચાએ તે પોલીસનાં ભોંસ્યાંને! તે એ ઉપરથી ફુરમાર ત્યાંથી તીરીજ જવાનું કરતો હતો, કેમકે તેને ખબર હતી કે તેને ઝીલી લેવાનું વૉરંટ પોલીસવાલાઓ વચ્ચે મોજુદ હતું, પણ શાર્પે તેનું કાંડુ પકડીને તેને સધ્યારો આપ્યો.

"ઓ તું છે, દોસ્ત જૅરી?" તેણે હસીને કહ્યું; "જૅરી ઉરફે કૅપટન સ્મીથ? પણ ગભરા ના. હાલ માહરે તુંને પકડવો નથી ને જતો મુકવો છે, કેમજે માહરા હાથમાં આએ વધારે અગતનું કામ છે. અમારે આએ બચ્ચાંને સ્વાધીન લેવાનું છે, કારણ કે આય ગ્રહસ્થ એના રફીઅન ભાઈના બસથી એને બચાવવા ને સુખી કરવા માંગેછ. એટલા વાસ્તે તું એના ભાઈને કેહતોજ ના કે એને કોણ ઉંચકી લઈ ગયું, અને બીજી વખત તું તાહરી વધારે સંભાળમાં રેહજે કે ઝીલાઈ નહીં જાય!"

એ પછી તે બધાએ સીડનીને જોયો. તે મી૦ સ્પેનસરને તરત ઓળખીને ફીકકું તોપણ ઉલટમંદ હસ્યો, અને શાર્પે તેને પોતાના હાથમાં ઉંચકીને ગાડીમાં લીધો.

એ પછી જે બન્યું તે એકજ મીનીટનું કામ હતું. ગાડીનાં બારણાં ઢપોઢપ પાછાં બંધ થયાં, ફાનસો પાછાં તેની અસલ જગ્યાએ ખોસી દેવામાં આવ્યાં, પોસ્તીલીઅન અને તેનો સાથી ઉંચા કોચબૉક્ષ પર પાછા ચઢી બેઠા, અને હાંકનારને હુકમ આપવામાં આવ્યો હતો. તેમ ઘોડાઓને જોરથી ચારે પગે મારી મેળવામાં આવ્યા, કે જ્યારે એકલો

પડેલો જૅરી ઉરફે કૅપટન સ્મીથ જાદુથી હોય તેમ આંખના પળકારામાં આ જે કાંઈ થઈ ગયું હતું તે પર એક મોટો ઓચંબો પામતો ઘુવડ જેવો ઉભો થઈ રહયો! તેને સમજ નહી પડયું કે કૉનસ્ટેબલ શાર્પ સાથે એ બીજો કોણ હતો, અને કાંય તેઓ નાહના સીડનીનો કબજો લઈને એમ બે પીંધારાઓની અદાથી વટે'ણા વાવી ગયા હતા!

એ મુજબ તે દીગમુઢ જેવો દસેક મીનીટ અજબ થતો અદબ વાળીને ઉભો હશે તેટલાં દુરથી બત્તીઓ આવતી લાગી. તેઓ બધા દોડતા આવતા હતા. કમનસીબ ફીલીપ વરસાદથી ભીંજાઈને તર થયલો અને કાદવ કીચલથી લપેટાયલો હાંફતો કાંપતો આગળ આગળ દોડતો હતો, અને પાછળ બે આદમીઓ એક ઍચર અને ધાભળીઓ સાથે આવતા હતા. વળી બીજા બેએ ફાનસો ઉપાડયાં હતાં. ફીલીપ પેલાં દુરનાં ફાર્મ હાઉસમાં પોહોંચીને પોતાના વાહલા નાહના ભાઈની દુરદશા કેહેતાં રડી પડયો હતો, અને તે દયાળુ લોકોએ તારીફલાયક પરગજુપણાંથી તાબડતોબ પોતાનાં આદમીઓને બોલાવીને મદદ મોકલી આપી હતી.

પણ ફીલીપ આવતાં સાથે હબતી ગયો. જ્યાં સીડની પડયો હતો ત્યાં તે હતો નહી. એ બાજુએ એક માઈલસ્તોન હતો તેની ફીલીપે ચોક્કસ ઈંધાણી રાખી હતી, અને તેથી તેને નહી જોતાં તેણે અકલાઈને પોકાર કીધો, "સીડની વાહલા, કૅપટન સ્મીથ, તમો લોક કાંહ છેઓ?" અને ત્યારેજ હોસમાં આવ્યો હોય તેમ ઠોડેક દુરનાં અંધારાં વચ્ચેથી કૅપટન સ્મીથ આગળ આવ્યો ને જાહેર થયો.

"ઓ સ્મીથ, કયાં છે માહરો ભાઈ?" ફીલીપે ગભરાઈને ટકાજો કર્યો.

"તેને તો બે ઘોડાની બ્રોહમમાં કોઈ અહીંથી જતા હતા તે લઈ ગયા," સ્મીથે ખુલાસો કર્યો; "હું પોતે તો કાંઈ સમજી બી નહી શકતો! સાથે કૉનસ્ટેબલ શાર્પ હતો તેને હું ઓળખુંછ."

"માહરા ખુદા, માહરા ખુદા, અંતે ત્યારે એ બી ગયો?" ફીલીપે માથું કુટી પુકાર કર્યો; "તુંને બચાવી લેવા ને સાથે રાખવા મેં આટલું આટલું કીધું તે છતાં, ઓ સીડની, સીડની, તેં બી મને દગોજ કીધો અને તે હેરેમંદોનીજ બધી ફાવત થઈ?"— અને તે ગરીબ છોકરો તમ્મર ખાઈ તે પકતીપર બેહોસ તુટી પડયો!

---

## પ્રકરણ ૩૩.

ઉપલા બનાવને એકાદ અઠવાડયું વહી જવા પછી એક રાત્રે નજદીક આંઠ વાગતાને શુમારે એક કંગાળ, ચીંઠડેહાલ, દર્દમંદ ચેહરાના દુખી છોકરાએ "બોફર્ટ મેનર"ના મેહેલને લગતા વિશાળ કંમપાઉન્ડમાં થઈને અંદર આવી હૉલનું બારણું

"એક નાહનો છોકરો છે, ગ્રહસ્થો," તેણે કહ્યું, "ઠાકથી અને ભુખથી ચાલતાં ચાલતાં બેહોસ ટુટી પડેલો છે, અને તમો તેને તમારી ગાડીમાં લઇ જઇ પાસેનાં ગામની ધરમશાળામાં પોંહોંચાડશો તો તમોને ઘણું પુણ લાગશે. અમો પાછળથી પુઠે આવશું ને એને સ્વાધીન લઇશું."

"કોણ અમો?"

"હું અને એનો વડો ભાઇ," સ્મીથે જવાબ કર્યો, "તે આ સાંમેનાં મકાનમાંથી આ બાળક છોકરાને વાસ્તે કોઇની મદદ મેળવી લાવવા દોડી ગયલો છે."

કૉનસ્ટેબલ શાર્પે એ સાંભળતાં ગાડીમાંના પોતાના પાડોશીને મજબુત એક કોપરયું માર્યું, અને એક ટડાકે ખરો મામલો સમજી ગયા. તેઓએ જોયું કે અંતે તેઓની મેહનત સફળ થઇ હતી, અને નાહસ ભાગમાં પડેલા ફીલીપ અને સીડનીનો પત્તો હાથ લાગ્યો હતો! પરીણામમાં, તેઓ પોત પોતાની બાજુનાં ગાડીનાં બારણાં ટપોટપ ઉઘાડી નાખીને બાહેર નીકળી પડ્યા, અને પોસ્તીલીઅનને તેમજ તેના મદદનીસને ગાડીનાં ફાનસો જ્યાં સીડની પડ્યો હતો ત્યાં લાવવા હુકમ કર્યો.

અને ત્યારે વળી નવો ગભરાટ બરપા થયો! કૉનસ્ટેબલ શાર્પે કૅપટન સ્મીથને તે ફાનસોની રોશનીમાં ઓળખ્યો, અને તે લુચ્ચાએ તે પોલીસનાં ભોંસ્યાંને! તે એ ઉપરથી ફુરમાર ત્યાંથી તીરીજ જવાનું કરતો હતો, કેમકે તેને ખબર હતી કે તેને જીલી લેવાનું વૉરંટ પોલીસવાલાઓ વચ્ચે મોજુદ હતું, પણ શાર્પે તેનું કાંડુ પકડીને તેને સધ્યારો આપ્યો.

"ઓ તું છે, દોસ્ત જૅરી?" તેણે હસીને કહ્યું; "જૅરી ઉરફે કૅપટન સ્મીથ? પણ ગભરા ના. હાલ માહરે તુંને પકડવો નથી ને જતો મુકવો છે, કેમજે માહરા હાથમાં આએ વધારે અગતનું કામ છે. અમારે આએ બચ્ચાંને સ્વાધીન લેવાનું છે, કારણ કે આય ગ્રહસ્થ એના રફીઅન ભાઈના બસથી એને બચાવવા ને સુખી કરવા માંગેછ. એટલા વાસ્તે તું એના ભાઇને કેહતોજ ના કે એને કોણ ઉંચકી લઈ ગયું, અને બીજી વખત તું તાહરી વધારે સંભાળમાં રેહજે કે ઝીલાઈ નહી જાય!"

એ પછી તે બધાએ સીડનીને જોયો. તે મી૦ સ્પેનસરને તરત ઓળખીને ફીકકું તોપણ ઉલટમંદ હસ્યો, અને શાર્પે તેને પોતાના હાથમાં ઉંચકીને ગાડીમાં લીધો.

એ પછી જે બન્યું તે એકજ મીનીટનું કામ હતું. ગાડીનાં બારણાં ઢપોઢપ પાછાં બંધ થયાં, ફાનસો પાછાં તેની અસલ જગ્યાએ ઓસી દેવામાં આવ્યાં, પોસ્તીલીઅન અને તેનો સાથી ઉંચા કોચબૉક્ષ પર પાછા ચઢી બેઠા, અને હાંકનારને હુકમ આપવામાં આવ્યો હતો તેમ ઘોડાઓને જોરથી ચારે પગે મારી મેળવામાં આવ્યા, કે જ્યારે એકલો

"તું કોણ છે ને શું માંગેછ?" તેણે, ગુસ્સાભેર, ચીંથરેહાલ ફીલીપને એમ અંદર ઘુસી આવેલો જોઈ, ઘણી અજબ થતાં સવાલ કર્યો.

"હું ફીલીપ મૉરટન છું, બાંનુ; તમો કોણ છેઓ?"

"હું લેડી બોફર્ટ છેઉં," તેણીએ બાજુમાંના પારલરમાં હઠી જતાં જવાબ કર્યો; "માહરા લૉર્ડ ઘરમાં નથી અને તમોને મળવું હોય તો તેવણ ઘરમાં હોય તે વખતે સહવારે આવજો ને મળજો."

ફીલીપ જરા પણ બીહીધો નહી, ને હીંમતથી તેણીની પુઠે તે પારલરમાં દાખલ થયો, અને પોતેજ બારણું અંદરથી અળગું બંધ કરી લીધું, જ્યારે લેડી બોફર્ટ ગભરાઈને ભયની ચીસ પાડવા જતી હતી.

"તમારે બીહવાની જરૂર નથી, બાંનુ," તેણે હીંમત આપવાને ઉતાવળ કરી; "હું તો ફક્ત ભીખ માંગવા આવ્યો છું—ભીખ માહરા ભાઈની!"

"હું તમોને સમજી શકતી નથી," લેડી બોફર્ટે દેખીતા ગુંચવાડાથી કહ્યું. "તમો શું કહેવા માંગોછ?"

"તમો બરાબર સમજોછ, બાંનુ," ફીલીપે કકલાટથી કહ્યું; "ઓ મને માહરો સીડની પાછો આપો? હું તદન એકલો પડી ગયોછ અને હવે એના વગર જીવી શકતો નથી! ખોદાને વાસ્તે મને માહરા ભાઈ સાથે રેહવા દેઓ અને અમોને જુદા ના કરો! મેં તમારા લોકને હાથ ઘણું ખમયુંછ, પણ તે બધું હું તમો લોકોને માફ કરશ ને બ્લૅસ કરશ. ફક્ત માહરા ભાઈને પાછો આપો! હું તમોને પગે લાગુંછ."—અને, એમ કહેતાં, તે ગરીબ હેતવંતો તે દમામદાર બાંનુના પગ આગળ ગુંથણયે પડયો, અને તેણીના ગાઉનની કીનારી પકડીને તે ઉપર તેણે એક કાકલુદીની ચુમી લીધી.

લેડી બોફર્ટને ઘણી દયા આવી.

"તારો ભાઈ અહિં નથી, છોકરા—હું ખરૂંજ કેહુંછ," તેણીએ નરમાશથી કહ્યું; "અમારો આરથર હજી પાછો ફર્યો નથી, અને તેનું ગઈ કાલે જે અમોને છેલ્લું કાગળ આવ્યું તેમાં બી તે એમજ લખેછ કે અમે ઘણી ચાંપતી શોધ કરયેછ પણ એ છોકરા-ઓનો કાંઈ પત્તોજ મલતો નથી."

"ત્યારે તમે શોધ કરોછ એ તો ખરૂંજ કેની?" ફીલીપ ગુસ્સાથી ઉછળી ઉઠયો; "પણ તમે કાંય શોધ કરો? તમોને શોધ કરવાનો હક્કજ શું છે? કાંય તમો અમો દુ:ખીઓનો દુંબાલો એ મુજબ પકડી બેઠાંછ? અમારા ખીલા ઉપાડ કરી નાખ્યા તેજ શું બસ નથી કે અમો ભાઈ ભાઈઓને જુદા અને જબેહ કરી નાખ્યા વગર બી તમારા આત્મા ઠરી શકતા નથી? આપી દેઓ મને માહરો ભાઈ, નહિં તો કસમ ખુદાના કે

હું કાંઈનું કાંઈ કરી નાખશ!"—અને તે એટલો ઉશ્કેરાયો કે લેડી બોફર્ટની તમામ દયા એકદમ પાછી સમી ગઈ અને તે સાંમી દેહેસ્ત ખાઈ ગઈ! તેણીએ એ ઉપરથી ચંગ વજાડવાની દોરી ખેંચવા હાથ ઉંચો કર્યો, પણ ફીલીપે ઝનુનથી તે હાથ તરત પકડી લીધો.

"સબર કરો!" તેણે ગુસ્સાથી ગગડાટ કર્યો; "હું કહુંછ કે તમારે માહરા સીડનીને માહરે હવાલે કરવોજ પડશે. કેહો મને કે તમે તેને કયાં છુપાવ્યોછ?"

એજ વખતે બારણું બહારથી જોરથી ઉંઘાડી નાખવામાં આવ્યું, અને લૉર્ડ બોફર્ટ ગુસ્સાભેર અંદર આવ્યો, જેને જોતાં લેડી બોફર્ટને હિંમત આવી ગઈ. તે એક ઝટકે પોતાનો હાથ ફીલીપની પકડમાંથી છોડાવી દઈ છુટકારાની એક ચીસ સમેત પોતાના ભરથાર આગળ ધસી ગઈ, અને એક હિસ્તેરીક દચકાં સાથે કહ્યું, "ઓ રૉબર્ટ, બચાવો મને આ રફીયનના બસથી!"

હવે રૉબર્ટ બોફર્ટ જો કે બાતેનમાં એક ખરેખરો હિચકારો હતો, અને આપ છોકરાઓના સાચ્ચા હક્ક પડાવી બેઠેલો હોવાથી ફીલીપથી બહુ બીહયા કરતો હતો, પણ હાલમાં તેને તેના પોતાનાં ઘરમાં પોતાનાં આટલાં બધાં આદમીઓની મદદની કુમક હતી, અને તે હિંમત પર તે ખરાં દીલથી ઉશ્કેરાઈને ગુસ્સે થયો. તેણે આરથર અને બ્લૅકવૅલનાં ઉપરાસાપરી કાગલોથી જાણ્યું હતું કે ફીલીપ બદમાસોની સંગતમાં પડીને બીલકુલ બીગડી ગયો હતો અને એક ખરો રફ્યન થયો હતો, એટલે તેને લાગ્યું કે હાલમાં તેને ગુસ્સો કરવા ઘણો હક્ક હતો અને તેમ કરવામાં તે વાજબી હતો.

"કાફરડા," તેણે પોતાની મોહરદારને ધીરજ આપવા તેણીને પોતાની ગોદમાં લઈને મોટા ગુસ્સાથી પોકાર્યું, "હું જેમ નાખતી કરતો આઉંછ તેમ તું ફાસ્ત જાયછ? માહરી ને માહરા નેકબખ્ત દીકરાની તાહરાં ભલાંની આટલી બધી જીવતોડ કોષેસોને ઠોકરે મારીને તું સાંમો છેક બે માથાં લઈને ફરતો થયોછ? અબ ઘડી કાળું કરી જા માહરા મેહેલમાંથી, નહી તો યાદ રાખજે કે હવે આએ ઘર પ્રવેશને વાસ્તે હું પોલીસના હાથમાં તાહરૂં પાખરૂં આપ્યા વગર રેહવાનો નથી!"

"રૉબર્ટ બોફર્ટ, ખુદાનો ડર કરો, અને તમારા એક બેહેસ્ત પામેલા ભાઈના બેટા સાથે ના એવી નાપાકી કરો!" ફીલીપ જે તે બદમાશ કાકાની હડધુત ને તાણા-જાંણીથી ગુસ્સામાં આખાં તનબદનમાં ઠરઠર ધ્રુજતો હતો તેણે હજી જેમ તેમ પોતાનો રોષ સમાવી અજબ જેવી નમ્રતાથી કહયું; "આઓ જુઓ, હું પાછો ગુંઠણે પડી ભીખ માગુંછ—ભીખ માહરા નાહના વાહલા ભાઈને પાછો સોંપવાની! માહરાં બેહસ્ત રોશન માય બાપનો એ મને સપુર્દ થયલો પાક હવાલો છે, અને તે હું ખોહી બેસવા વાસ્તે માહરૂં મન મુતલક સમજાવી શકતો નથી. માહરી પર એટલી નવાજેશ કરો!"

પણ કમજોરકુ ગુસ્સા બૉટ! ફીલીપને નરમાશ પકડતો જોવાથી જેમ રૉબર્ટ બોફર્ટની કીસમના હીચકારાઓના સંબંધમાં હંમેશ બનતું આવે છે તેમ તે ઠગારો ઉમરાવ વધતો શુરપર ચઢયો.

"હું તાહરા ભાઈની વાત કાંઇજ જાંણતો નથી," તેણે જોશથી બખાલ્યું, "અને હું જાણતો હતે તો બી તુંને કદી તે કેહતે નહી. તું પુછતો આયોછ અને તેથી મને લાગેછ કે તાહરા તે ભાઈને તાહરી પલીદ સોહબતથી કોઈએ બી બચાવી લીધેલો હોવો જોઈએ ખરો, અને તેમ હોય તો તે ખુદાના શુકર કરવા જેવું છે, કેમકે તે પોરયો જો તાહરી સાથે રેહતે તો કોઈજ શક નથી કે તે તાહરાજ જેવો રફ્યન ને વૅગેબૉન્ડ ઉધરતે!"

એક અસાધારણ જેહમતથી હજી રાંક ફીલીપે પોતાનો રોષ સમાવ્યો અને ગુસ્સો સમાળ્યો.

"હજી હું તમારા પગ પર પડીને છેલ્લીવારની પાછી કાકલુદી કરૂંછ", તેણે વીનંતીથી કહ્યું; "ના મને નીરાસ કરી હાંકી મેલો ને માહરી એટલી છેલ્લી મીરાસ પાછી મને માહરે હવાલે આપો! ઓ રૉબર્ટ કાકા, તમારા અમારા જોગા ગુનાહો ઘણા ગંભીર છે, પણ હું તે તમોને માફ થવાની ખુદા પાસ દુવા માંગશ, અને—"

"અરે જા; નથી જઈ મરતો અહીંથી તાહરૂં કાળું કરીને?" હવે રૉબર્ટ બોફર્ટ ધર્યો ધરાયો નહી. ને ગુસ્સાભેર ઉછળીને મુક્કી ઉગામીને ફીલીપના માથામાં મુક્કી મારવા તે એ છોકરાના આંગપર ધસ્યો, પણ તેજ વખતે દયાની એક ચીસ સાથે એક પટલી, ઉંચી, ખુબસુરત છોકરી બાજુમાંના ઓરડાને લગતો પરદો હટાડી એકદમ ત્યાં ધસી આવી, અને તેણીએ તે મુક્કી મારવા દયાહીણ કીસમે હવામાં ઉંચે ઉંચકાયલો ઝનુની હાથ જોશથી પકડી લીધો!

તે લૉર્ડ રૉબર્ટ બોફર્ટની એક પુરી દીકરી એમીલી હતી. અત્યાર સુધી આ બધો બખેડો બાજુમાંના ઓરડાના પરદા પાછળ ભરાઈને નિકળી પડતી આંખોએ તે જોતી ઉભી હતી, અને જ્યારે તેણીના બાપે ધીરજ ખોહી દઈ પોતાના મરનાર ભાઈના બેટાને મારવા વટીક લીધો ત્યારે તે પોતે ધીરજ ગુમાવી દયાની એક ચીસ સમેટ એ મુજબ બાહેર ધસી આવી.

"ઓ નહી, નહી, પપા, ખુદાને ખાતર એ વધતી જાસ્તી ના કરતા!" તેણીએ તે હાથ પકડી લેતાં કહ્યું, જ્યારે તે બંને ચતુર આંખોમાં મોતી સમાન આંસુંઓ ચમકતાં તે ઓરડાની તેજસ્વી રોશનીમાં અચ્છી કીસમે જોઈ શકાતાં હતાં! "બીચારો કેટલો કગળેછ ને કરગરેછ. એ કાંઈ પૈસા ટકા તો તમારી પાસે નથી માંગતો? આપી દેઓ—એને એનો ભાઈ આપી દેઓ!"

શાર્પે કાને હાથ મેલ્યા. તે બાબતુ કૉનસ્ટેબલને મી૦ ઓનસ્લર ઇનામમાં આટલા બધા અવેજ આપ્યા હતા કે તે બોહટવાળાઓને વકીક સીડનીના સંબંધમાં બેવફા થઈને હાથ તાળી આપી ચુક્યો હતો, તો આ જૉર્જીને તે શું મદદ આપે? તોહે તેણે તેને એમજ ફુટાવા ને શમજવા દીધા કે સીડનીને બોહટવાળાઓજ લઈ ગયલા છે, અને દશ પાઉન્ડની એક ફી જૉર્જી કને લઈને બજવાંમાં ઠેરાવી દેતાં એ રકમ બદલ ફક્ત તે એટલુંજ પ્રૉમીસ કરી શક્યો કે સીડની જ્યાં છે ત્યાંથી તે ફીલીપ જોગું તેના કને એક કાગલ લખાવી લાવશે, કે જેથી તેના (ફીલીપના) જીવને સમારો મળે.

અને ગરીબ ફીલીપને એ પર સબર માનવી પડી, જ્યારે આંઠમે દીવસે શાર્પે પાછો તેડયો હતો તેમ જૉર્જી તેને જઈને છુપો પાછો મળી આવ્યો, અને ફીલીપ જોગું સીડનીનું એક બીડેલું કાગલ લઈ આવ્યો. તે ફીલીપે જોયું કે ખુદ સીડનીના પોતાને હાથે લખાયલું હતું. તેના સ્પૅલીંગ્સ ઘણાખરા ખોટા હતા, અને હરફ વાંકા ચુકા ને પડેરા જેવા હતા. તે કાગલ આ મુજબ હતું:—

સારૂં કરશે. હવે તો ટટ્ટુ પર બેસીને ફરવા જવાનો વખત થયો. ટટ્ટુ બંગલાના દરવાજા પર આવેલો બી છે તેથી આઓ કાગલ બંધ કરૂંછ. ટટા. ઘણો દાહયો દીકરો થજે. એ લોક કહેછ કે હું બી તાહરી સાથે રહેતે તો હું બી બગડી જતે ને છેલ્લે જેલમાં જતે, તેથી હવે ભાઈ તું એમ ના કર્યા કર.

લી૦

તાહરો વાહલો ભાઇ સીડની".

આ તે નાતરસ કાગલ હતું, અને તે સેવટનો ફટકો હતો! ઈંગ્રેજીમાં કહ્યું છે કે ઘણો ભાર ભરાવા પછીથી એક પીછનો ભાર વધારવાથી પણ ઉંટની કમ્મર તુટી જાય છે, અને તેવોજ હાલ કમબખ્ત ફીલીપનો હતો. તેની કમ્મર તુટીજ ગઈ. "ઓ પરવરદીગાર, ઓ પરવરદીગાર!" તેણે મોટેથી પોકાર્યું, "શું આ દોજખી દુન્યામાં ભલાઈની કદર કે કીમતજ નથી? શું માહરી હેતવંતી કાળજીઓનો આયંદા આએજ ફેજ? ખેર, બધાં મરી ગયાં અને એ બી મરી ગયો! તેને માહરી વીરૂધ બદકારોએ જે ભરાવ્યું છે તેનેજ જવાબ કરતો આએ એક કરપીણ કાગલ છે, એમાં એ બચ્ચાંનો શું વાંક? તે સુખી છે એટલુંજ બસ છે. ભલે તે હવે જ્યાં હોય ત્યાંજ રહે અને સુખી રહે!"—અને તે એમ બોલતો હતો ત્યારે તેનું હાર્ટ ખસી ગયું હોય અને તેને જગ્યે ભારી સીસાનો કે એક પથ્થરનો ટુકડોજ મેળાયો હોય એવું તેને લાગ્યું! તેની આંખમાંથી આંસુઓનો એક ઢગળો સરી પડયો, અને તેનું માથું તેની છાતી પર ઝુમી પડયું, જે હાલતમાં તે પછી ઘણે વારે જેરી તે ઓરડામાં આવ્યો ત્યારે તેણે તેને જોયો. તે બીચારો એ હાલતમાં એ અસહય દુખના મારાથી તમામ બેહોસ થયેલો પોતાની ખુરસીમાં બેસીજ રહયો હતો!

———o———

## પ્રકરણ ૩૪.

સીડની વધારે નસીબદાર પુરવાર થયો અને સુખીજ થયો. મી. સ્પેનસરે તેને સ્વાધિન લેવા માંગ્યો હતો તેમાં એક નેકીભર્યાં દીલની સચ્ચાઈ શામીલ હતી. તેને એજ ફીકરૂં થયું હતું કે જે પોતાની જવાંનીના પ્યારને તે જેફી આવતાં સુધી વફાદાર અને સાચ્ચો રહયો હતો તે પ્યારની પુટલી બેહેસ્ત પામવા પછીથી તેનાં બચ્ચાંઓને પોતાના પૈસાનો લાભ આપીને તે એ અસલ મોહબતની જોતને સદા જીવતી જાગતી રાખી શકે. એટલા માટે સીડનીનો હવાળો મળવાથી તેને જે ખુશાલી બરપા થઈ તેમાં ઢોગનું તત્વ એકકે

પાસેનાં ગામની પાદરે પેલા જેરીએ કહયું હતું તેમ "કીંગ્સ આર્મ" નામની :રાહ આવી ત્યાં થોભી જઈને થોડોએક વીસામો કર્યો. તે બને ત્યાં સુધી

"હા આપી દેઓ," ફીલીપે તેણીના બોલોનો પડઘા કરતાં પાછા હાથ જોડયા; "જુઓ આ નેકીનો નાહનો ફીરેસ્તો માહરી તરફથી એજ કાક્લુદી કરેછે, ત્યારે ના એટલા દયાહીણ થાઓ!"

"લેડી બોફર્ટ, તમે આએ કમસમજ હુકતીને અહીંથી એકદમ અંદર લઈ જાવ," તે બાપે મોટા ગુસ્સાથી બખાલ્યું; અને જ્યારે લેડી બોફર્ટ તે છોકરીને ધમકાવીને અને સમજાવીને અંદર ઘસડી ગઈ, ત્યારે બીજા હાથ પર તેણીએ પોતાના ખાવંદને મદદ થવા સારૂં બે ત્રણ નોકરોને અંદર મોકલી આપ્યા, જેઓને જોઈને વધતી હિમત પામતાં તે કાકાએ વળી પોતાના ભત્રીજા તરફ ફરીને આગળ વધાર્યું, "બોલ, હવે તું શું કહેછ? તું જાયછ કે નહી માહરા ઘરમાંથી તાહરૂં કાળું કરીને, કે હું આએ માહરા આદમીઓને હુકમ આપું તુંને ઉંચકીને બાહેર રસ્તાપર ફેંકી દેવા વાસ્તે?"

ફીલીપ નિશ્વાસ ઉભો થયો.

"હું જાઉંછ," તેણે અજબ જેવી શાંતીથી નરમ પડી જઈ કહ્યું, "હું જાઉંછ, પણ માહરા કદુવા તાહરાં માથાં પર છોડી જાઉંછ! તું યાદ રાખજે, રૉબર્ટ કાકા, કે ખુદાના ખમવાનીબી હદ હોયછ. હાલ તાહરો બુલંદ સીતારો છે અને તું મને એ રીતે તાહરા પગ તળે કચડી નાંખી શકયોછ, પણ હું તો માહરા આવાં મોટાં દુખમાં બી માનુંછ કે માહરાં મુવેલાં માય બાપની માહરે માથે ચોકી છે, અને આયંદા એક દાહડો આવશે કે જ્યારે તુંને આએ તાહરી અમો જોગી સીતમગુજારીઓનો અને ગુહનેગારીઓનો જવાબ આપવો ભારી થઈ પડવાનો છે!"—અને તે પીઠ ફેરવી દર્દમંદ, દુઃખી, કાહેલી, લપેડા ખાતો બાહેર ચાલી ગયો, જ્યારે આએ તેનાં છેલ્લાં ઠકરાવીને કહેલાંની એક ઉંડી બીહીધરાવનારી અસર લૉર્ડ રૉબર્ટ બોફર્ટના મનપર તેની મરજી ઉપરાંત થવા વના રહી શકી નહી!

પેલા હાથ પર ફીલીપે રસ્તા પર ઉતરવા પછીથી રસ્તાપર ઉભો રહીને મેહેલની બારીઓ પર પોતાની આર્જુવાર આંખો પાછી દોડાવી—આંખો કે જે દુખના મારાથી છેક અંદર ગળી ગઈ હતી, છતાં હજી પુરતી પ્રમાણીક અને તેજસ્વી હતી; અને તે મોટા બાલ જે આંખ સુધી કપાલ પર ઉતરી આવ્યા હતા તે એક અછાટથી ખીસારી નાખીને આર્જુવાર ફીલીપે તે બારીઓ ભણી નજર દોડાવી. તે શું જોતો હતો અથવા જોવા ચાહતો હતો? તે પેલા નેકીના નાહના ફીરેસ્તાનો સોહામણો મુખડો એક નજરે પાછો નિરખવા માંગતો હતો, કે જેનાં નેકનામી ભર્યાં આગમને તેને એકદમ શાંત અને શરણાગત કર્યો હતો, અને જેની પવિત્ર અસરથીજ એ મુજબ સેહતાન દાબો કરી, કજ્યો નિવારી, તે ઘરમાંથી નામુરાદ પાછો બાહેર આવતો રહયો હતો! પણ તે મુખડો તે ઘર માંહેલી રોશનીની રેળ વચ્ચે કોઈપણ બારીએ નજરે આવ્યો નહી, અને તે વધતો નાઉમેદ ચાલતો થયો.

તે ઘણું ચાલ્યો અને છેલ્લે એક સાંકડી ગલીમાંના એક કંગાળ ઘર આગળ થોભ્યો, જેનું તેણે બારણું ઠોક્યું, જે એક ઉઘાડે માથેના અને ઉંઘાડે પગના કંગાળ પોર્યાએ ઉઘાડયું. તેણે તેને તરત ઓળખ્યો, કેમકે જે હઠી જઈને તેને ઉપર જવા દીધો, અને ફીલીપ તે સાંકડા અંધારા દાદર પર થઈને બીજે માલના પાછલા ઓરડામાં ગયો, કે જે તંબાકુ અને દારૂના વાસથી બેહેક બેહેક થતો હતો. ત્યાં એક ટેબલ આગળ પેલો લુચ્ચો જૅરી—કૅપટન સ્મીથ—એકલો એકલો પાના ચીપતો અને પાના રમતો બેઠો હતો. તેની આગળની સાગની રફ ટેબલ પર એક ઝાંખી મીનબતી બળતી હતી, બાજુમાં એક ગ્લાસ અને એક બ્રેન્ડીની બાટલી પડેલી હતી, અને સળગાવેલી તેમજ એક અરધી પીધેલી સીગાર એક કોડયાંમાં પ્રજળતી હતી.

"કેમ, શું કરી આવ્યો, ફીલીપ? કાંઈ છે સારા સમાચાર?" ફીલીપ અંદર દાખલ થયો એટલે તેણે આતુરતાથી પુછ્યું.

"કાંઈજ નહી; તે હેરેમંદો કશોજ પત્તો આપતાં નથી," ફીલીપે બાજુમાંની એક ખુરસી પર ધબ દઈને નિસોસ બેસી જતાં કહ્યું.

"ત્યારે તેં હવે શું કરવા ધાર્યુંછ!"

"હું તમારી મદદ માંગતો આવ્યોછ, જૅરી."

"તે તો હું ધારતોતોજ", તે લુચ્ચાએ જવાબ કર્યો, "પણ માહરી મદદના પૈસા બેસશે, કેમકે તેમાં માહરે સારૂં જોખમ ઘણો છે".

"તે હું સમજુંછ", ફીલીપ એકમત થયો; "જુઓ—માહરી પાસે માહરી ગરીબ માયના મુશકીલથી બચાવેલા અને મને આપેલા આ એકસો પાંઉન્ડ છે, તેમાંથી આએ પચાસ પાંઉન્ડ હું તમોને હમણાંજ આપુંછ. એ તમારી મેહનતની અરધી ફી છે. તમે કેહોછ કે જે આદમી માહરા સીડનીને લઈ ગયો તેની સાથના કૉનસ્ટેબલને તમો ઓળખોછ, તો હવે તે કૉનસ્ટેબલને એમાંથી ગમે એ લાંચ આપીને તમે મને માહરા સીડનીનો પટટો ખરેખરો લાવી આપો, અને હું તમોને બાકીના પચાસ પાંઉન્ડ તમારી બીજી અરધી ફીના તરત આપી દેવશ. એમ કરતાં અમો બીલકુલ ભીખારી થઈ જઈશું, પણ પછી હું છેઉં ને માહરો ખોદાય છે".

જૅરીએ એ કૉનટ્રેકટ બાહાળ રાખ્યું. તેણે ફીલીપની આપેલી પચાસ પાંઉન્ડની નોટોનો ઢગલો પોતાનાં મોટાં ગજવાંમાં ઠેસવી દીધો, અને બીજે દાહાડે એ કામ પાર ઉતારી આપવાનું પ્રૉમીસ કરવાથી રાતવાસો તેઓ બંને એજ મકાનમાં ઉંઘાઈ ગયા; અને બીજે દાહાડે જૅરીએ પોતાનું વચન પાળ્યું. તેણે સંભાળથી કામ લઈને કૉનસ્ટેબલ મી૦ શાર્પનો પટટો મેળવ્યો, અને તેને એકાંતમાં છુપો મળ્યો.

શાર્પે કાને હાથ મેલ્યા. તે લાલચુ કૉનસ્ટેબલને મી૦ સ્પેનસરે ઈનામમાં એટલો બધો અવેજ આપ્યો હતો કે તે બોફર્ટવાલાઓને વટીક સીડનીના સંબંધમાં બેવફા થઈને હાથ તાળી આપી ચુકયો હતો, તો આ જૅરીને તે શું મચક આપે? તેણે તેથી તેને એમજ કુટાવા ને સમજવા દીધો કે સીડનીને બોફર્ટવાલાઓજ લઈ ગયલા છે, અને દશ પાઉન્ડની એક ફી જૅરી કને લઈને ગજવાંમાં ઠેસવી દેતાં એ રકમ બદલ ફકત તે એટલુંજ પ્રૉમીસ કરી શકયો કે સીડની જ્યાં છે ત્યાંથી તે ફીલીપ જોગું તેના કને એક કાગલ લખાવી લાવશે, કે જેથી તેના (ફીલીપના) જીવને સધ્યારો મળે.

અને ગરીબ ફીલીપને એ પર સબર માનવી પડી, જ્યારે આંઠમે દીવસે શાર્પે પાછો તેડયો હતો તેમ જૅરી તેને જઈને છુપો પાછો મળી આવ્યો, અને ફીલીપ જોગું સીડનીનું એક બીડેલું કાગલ લઈ આવ્યો. તે ફીલીપે જોયું કે ખુદ સીડનીના પોતાને હાથે લખાયલું હતું. તેના સ્પૅલીંગ્સ ઘણાખરા ખોટા હતા, અને હરફ વાંકા ચુકા ને પડેરા જેવા હતા. તે કાગલ આ મુજબ હતું:—

"માહરા વાહલા ભાઈ ફીલીપ,

"આએ લોકો મને કહેછ કે હું કેમ રહેલો છેઉં તે તું જાણવા માંગેછ., અને હું તુંને લખી જણાવવાને ઘણો ખુશી છેઉં કે હું અત્રે ઘણાંજ સુખમાં ને ઘણીજ મોજમાં રહેલો છું. આએ કાગલ હું માહરે હાથે માહરી ખુશીનું કોઈનાબી લખાવ્યા વગરજ લખુંછું તે ખરૂં કરીને માનજે. એ લોક કહેછ કે તું મને પાછો તાહરી સાથે રહેવા બોલાવવા ઘણો ખંતી છે, પણ તે હવે બનવાનુંજ નથી, ને તેથી હું કયાં રહેલો છું તે શોધી કાઢવાની કશી બી ખનખોડ કરતોજ ના. ખોદાયને'વાસ્તે મને એટલા સુખમાં રહેવા દે. પપા ઉતા ને આપણે લોક સુખમાં ઉતા તેવાંજ સુખમાં હું પાછો રહેલો છું ને હું કાંઈ તાહરી સાથે આવવાનો બાવવાનો નથી. તાહરે લીધે તો હું રસ્તામાં ઠાકથી ભુખો તરસો મરી જતોતો તે તુંને યાદ હોશે. મને જેવણે પોતાને ઘેર રાખ્યોછ તેવણ ઘણાજ ભલા ને મહેરબાન છે. તેવણ કહેછ કે 'તું ઘણો ખરાબ છોકરો છે વાસ્તે તાહરા ખરાબ દોસ્તદારોને છોડી દે ને સારી ચાલનો થા, ને એવણ કેહેજે તું સારી ચાલનો થશે તો હું તુંનેબી તેડાવી લેવશ ને માહરી સાથે રાખશ. તેવણે તુંને ખરચના આપવાના વીસ પાઉન્ડ મને આપ્યાછ તે મેં આએ કવરમાં બીડયાછ તે સમાલી લેજે. એવણ કહેછકે હું તો વધારે બી આપતે પણ તેથી ઉલટો તું વધારે બગડી જાય તેની ફકર લાગેછ. ખુદાયને વાસ્તે એમ ના કર ને સુધરીને ડાહયો દીકરો થા. મને રોજ માસ્તર શીખાવવા આવેછ, ને દર આતવારે હું દેવળમાં બી જાઉંછ. મને એવણે મઝાનો જાડો જાડો ટટ્ટુ બી અપાવેલો છે એવો સફેદ અને એવી લાંબી પુછડીનો કે તું જોય તો અજબ ગજબ થાય. હવે તેથી મને શોધી કાઢવા માંગતોજ ના. હું મરી જવશ તો માનવાનો ને આવવાનો નથી. એવણ લખાવેછ કે આરથર બોફર્ટ ઘણાજ ભલા છે ને તેવણ તાહરૂં જરૂર

સારૂં કરશે. હવે તો ટટ્ટુ પર બેસીને ફરવા જવાનો વખત થયો. ટટ્ટુ બંગલાના દરવાજા પર આવેલો બી છે તેથી આએ કાગલ બંધ કરૂંછ. ટટા. ઘણો દાહયો દીકરો થજે. એ લોક કહેછ કે હું બી તાહરી સાથે રહેતે તો હું બી બગડી જતે ને છેલ્લે જેલમાં જતે, તેથી હવે ભાઈ તું એમ ના કર્યા કર.

લી૦

તાહરો વાહલો ભાઇ સીડની".

આ તે નાતરસ કાગલ હતું, અને તે સેવટનો ફટકો હતો! ઈંગ્રેજીમાં કહ્યું છે કે ઘણો ભાર ભરાવા પછીથી એક પીછનો ભાર વધારવાથી પણ ઉંટની કમ્મર તુટી જાય છે, અને તેવોજ હાલ કમબખ્ત ફીલીપનો હતો. તેની કમ્મર તુટીજ ગઈ. "ઓ પરવરદીગાર, ઓ પરવરદીગાર!" તેણે મોટેથી પોકાર્યું, "શું આ દોજખી દુન્યામાં ભલાઈની કદર કે કીંમતજ નથી? શું માહરી હેતવંતી કાળજીઓનો આયંદા આએજ ફેજ? ખેર, બધાં મરી ગયાં અને એ બી મરી ગયો! તેને માહરી વીરૂધ બદકારોએ જે ભરાવ્યું છે તેનેજ જવાબ કરતો આએ એક કરપીણ કાગલ છે, એમાં એ બચ્ચાંનો શું વાંક? તે સુખી છે એટલુંજ બસ છે. ભલે તે હવે જયાં હોય ત્યાંજ રહે અને સુખી રહે!"—અને તે એમ બોલતો હતો ત્યારે તેનું હાર્ટ ખસી ગયું હોય અને તેને જગ્યે ભારી સીસાનો કે એક પથ્થરનો ટુકડોજ મેળાયો હોય એવું તેને લાગ્યું! તેની આંખમાંથી આંસુઓનો એક ઢગળો સરી પડયો, અને તેનું માથું તેની છાતી પર ઝુમી પડયું, જે હાલતમાં તે પછી ઘણે વારે જૅરી તે ઓરડામાં આવ્યો ત્યારે તેણે તેને જોયો. તે બીચારો એ હાલતમાં એ અસહય દુખના મારાથી તમામ બેહોસ થયેલો પોતાની ખુરસીમાં બેસીજ રહયો હતો!

---

## પ્રકરણ ૩૪.

સીડની વધારે નસીબદાર પુરવાર થયો અને સુખીજ થયો. મી. સ્પેનસરે તેને સ્વાધિન લેવા માંગ્યો હતો તેમાં એક નેકીભર્યાં દીલની સચ્ચાઈ શામીલ હતી. તેને એજ ફીકરૂં થયું હતું કે જે પોતાની જવાંનીના પ્યારને તે જૈફી આવતાં સુધી વફાદાર અને સાચ્ચો રહયો હતો તે પ્યારની પુટલી બેહેસ્ત પામવા પછીથી તેનાં બચ્ચાંઓને પોતાના પૈસાનો લાભ આપીને તે એ અસલ મોહબતની જોતને સદા જીવતી જાગતી રાખી શકે. એટલા માટે સીડનીનો હવાળો મળવાથી તેને જે ખુશાલી બરપા થઈ તેમાં ઢોગનું તત્વ એકકે ન હતું.

તેણે પાસેનાં ગામની પાદરે પેલા જૅરીએ કહયું હતું તેમ "કીંગ્સ આર્મ" નામની જે એક મોટી સરાહ આવી ત્યાં થોબી જઈને થોડોએક વીસામો કર્યો. તે બને ત્યાં સુધી

રાતવાસો ત્યાં રહી જવા તો નહીંજ માંગતો હતો. ફીલીપ અથવા આરથર બોફર્ટ અથવા બંને તે બાળક વાસ્તેની દાવાદારી રજુ કરતા તેની પુઠે ત્યાં આવે અને તે છોકરાને તેના આશરામાંથી પાછો છોડવી લઈ જાય તેની તેને ગંભીર ફકર થયા કરતી હતી, અને તેથી તે બને એટલી ઉતાવળથી અહીંથી બી હજી બને એટલો દુર નાહ-સવાજ માંગતો હતો. એમ હોવાથી એ ટપ્પાપર ઘોડા બદલવાના હતા તેટલાં તેને કલાક બે કલાકનો સરાહમાં વીસામો લીધો, અને પડોશમાંથી એક ડૉકટરને બોલાવી લઈ પોતાના સંતોષ વાસ્તે સીડનીની સંપૂર્ણ તપાસ કરાવી લીધી. તે જાંણવા માંગતો હતો કે સીડની તે રાતની હાડમારીઓ પછીથી હાલમાં આગળ મુસાફરી કરવાની હાલતમાં હતો કે નહી, અને ડૉકટરે તેને તમામ કપડાં કાઢીને તપાસ્યો. તે પછી તેને બધાં ગરમ કપડાં પેહરાવી તથા આંગમાં ગરમી લાવવા જેવો દવાનો એક દોઝ આપી તેણે મત આપ્યું કે ભુખ અને ઠાકથી આટલો આજેજ થયલો હતો અને વરસાદથી આટલો બધો ભીંજાયો હતો, તે છતાં કલાકેક પછી કાંઈક તેને ગરમ ગરમ ખવાડી પીવાડીને સાથે લઈ જવામાં આવે તો નુકસાન કશું થવાનું નહી હતું. અત્યારમાંજ તે છોકરો ઘણો પરગરો પડયો હતો, અને ઘણો સારી પેઠે લાગતો હતો. તે ઘણી ખુશાલ વાતચીત કરતો થયો હતો.

એ ઉપરથી ડૉકટરની સલ્લાહ પ્રમાણે સઘળો અમલ કરવામાં આવ્યો, અને ત્રણેક કલાકના વીસામા પછી મુસાફરી પાછી ચાલુ કરવામાં આવી, જ્યારે એ મુજબની લાગલાગત ત્રણ દીવસની મુસાફરી પછી જ્યાંથી સીડનીને લઈ આવવામાં આવ્યો હતો ત્યાંથી દોઢસો માઈલને છેટેના એક ગામમાં મી. સ્પેનસરની એક વીધવા બેહન રહેતી હતી ત્યાં તે એ છોકરાને લાવ્યો અને પોતે પણ તુરતવેળા ત્યાંજ ઠર પડયો. તે ખસુસ તેને પોતાને ઘર કે પોતાને ગામ નહી લઈ ગયો, એવી ફીકરથી કે તેની પાસેજ એ છોકરો હોવો જોઈએ એવાં અનુમાનથી કદાચ બોફર્ટ અથવા મૉરટન તલ્લાસ કરતા ત્યાં પોહોંચી જાય! તે તેની બેહેન પોતે પણ સુખી હતી, અને તેનો શ્રીમંત ભાઈ થોડાક મહીના સુધી એવાં એક ગોલાબ જેવાં બચ્ચાંને લઈ તેને ત્યાં મેહમાન આવ્યો તે તેણીને ખરાં દીલથી ગમ્યું. ખરેખર તો સીડની એવા હેતવંતા અને વીહીલા પડતા હાથોમાં લાડ-ઘેલો થઈને વધતો બીગડી નહી ગયો એજ ગનીમત જાણવાનું હતું! તેની હરેક ઈચ્છા હેતથી મંજુર અને હરેક માંગણી પ્યારથી પાર ઉતારવામાં આવતી હતી.

આરથર બોફર્ટને તો મી. સ્પેનસરે લુચ્ચાઈગીરીથી એમજ લખી વાલ્યું હતું કે સીડનીનો કાંઈજ પત્તો નહી મલેલો હોવાથી તેણે કંટાલીને એ ખ્યાલ પડતો મેલ્યો હતો, અને જો તેને પોતાંને તે છોકરો કેઠેથી મલી આવે તો તેના સંતોષ વાસ્તે તેણે તે વાતની તેને ખબર આપવી. વળી પેલા કૉન્સ્ટેબલ શાર્પને એકદમ ત્રણસો પાંઉન્ડની ગંજાવર રકમ ઈનામ તરીકે આપીને તેણે તેને પોતાની પક્ષામાં સંપુર્ણ જીતી લીધો, અને તે નાહના પગારના મુફલીસ ગરીબને વાસ્તે એ અનામત એવી પાદશાહી પુરવાર થઈ કે તેણે સોગંદ પર સોગંદ ખાઈને અને વચન પર વચનો આપીને એ ભેદ સદા પોતાની

છાતીમાં છુપ્યોજ રાખવા માથે લીધું હતું. એમ કરતાં થોડુંએકે શાર્પે જ સ્પેનસરની ખબર આપી કે આરથર બોફર્ટની તબ્યત નહી સુધરતી હોવાથી તે તો હવે તબીબોની સલ્લાહ માન્ય કરી કૉનટીનંટ પર ફરવા નીકળી પડયો હતો, એટલે હવે બે ત્રણ વરસે તે એ મુસાફરીથી ઘેર પાછો ફરે ત્યાં સુધીની સંપુર્ણ નીરાંત થઈ ગયલી હોવાથી સ્પેનસર નાહના સીડનીને લઈને કાયમનો પોતાને બંગલે રહેવા પાછો ફર્યો. લેઅર્સ લેકપર એક ઘણીજ ખુશનુમા જગ્યાએ તેનો એ બંગલો આવેલો હતો, અને નાહના સીડનીને ત્યાં એટલું બધું ગમ્યું કે તેને ખુશાલીની તાલી પાડી, જે જોતાં ભલા સ્પેનસરના જીવને બહુજ સુખ થયું.

સીડની પોતે પણ સ્પેનસર પર હેતથી ઘેલો ઘેલો હતો. તે જ્યારે પણ બાહાર જતો ત્યારે તેને વાસ્તે કાંઈ ને કાંઈ મીઠાઈ, કેક્સ કે રમકડાંઓનો ઢગલો લીધા વના ઘેર પાછો ફરતો નહી. વળી તેણે તેને વાસ્તે એક ઘણો સુંદર ટટ્ટુ ખરીદયો હતો, અને તે પોતે ઘોડેસ્વાર થઈને તેની લગોલગ સાથે ફરવા જતો ત્યારે સીડનીનો હર્ષ તેની છાતીમાં માયો સમાયો જતો નહી! તેના ઘરમાંનાં નોકર નફરો વટીક તેઓના શેઠના એ કરી લીધેલા દીકરા પર હેતથી વીહલાં પડતાં, કે જેઓને તેણે એમજ અડાવ્યું હતું કે તે એક દુરદરાઝ હિન્દુસ્તાનમાં મરણ પાંમેલા તેના ભાઈનો દીકરો હતો.

તેણે (સીડનીએ) બધાં આગળ પોતાની વીટક વાતો કહી હતી, અને મામાને ઘરની હાડમારીઓ ને સંકટમાંથી બચવા પછી ફીલીપ તેને ઘરમાં એકલો મુકીને આખો આખો દહાડો જતો રેહતો તે વાત કહેવામાં અને છેલ્લે દાહડે તેણે તોફાન અને વરસાદમાં માઈલના માઈલ ચલાવી ચલાવીને મેને મારી નાખ્યો તે હકીકત જાહેર કરવામાં તે લાડઘેલો પોર્યો સહરાગાતો સાથે એટલો બધો લાડકો થયો કે બધાં તેને પાછો ને પાછો પેટમાં દાબતાં, અને ખાત્રીપુર્વક અભીપ્રાય જાહેર કરતાં કે ફીલીપ એક તદન નઠારો અને નાલાયક દુકતો હતો! નહી કે તેઓ ખાખસુસ ફીલીપ પરથી સીડનીનો મત ઉતારો કરાવવા એમ તેને જુઠું સમજાવતાં હતાં. સત યકીનથી ફીલીપની વીરૂધના સંજોગોને આધારે તેઓએ તેને એક લોફરજ જાણી લીધો હતો, અને તેથીજ તેઓ તે કમબખ્તના સંબંધમાં એ અન્યાયી અભીપ્રાય જાહેર કરતાં રહયાં હતાં. અલબત, પેહેલી હરોલમાં સીડનીને ફીલીપને વાસ્તે હજી થોડો ઘણો પ્યાર રહયો હતો ખરો, પણ તેની આસપાસનાંઓ તેને એવો શીહા ચીતારતાં રહયાં, અને સીડનીનાં કુમલાં મગજ પર તેને વાસ્તે એટલો માઠો છાપ બેસાડતાં ગયાં કે સીડની તે ખરા હેતવંતા ભાઈના હદવગરના પ્યારને જલદી જુઠો ને નીમકહરામ નીવડયો તેમાં અજબ થવાનું કશું નથી. તે આસ્તે આસ્તે ફીલી-પના ખ્યાલથી બી કમકમવા લાગ્યો, અને તેને શીખવવામાં આવ્યું હતું તેમ એવા એક રફ્યન ભાઈથી બચાવી લેવા વાસ્તે તે રોજ પોતાની રાતની બંદગીમાં ખુદાનો ઉપકાર માનતો અને તેને સુધારવા ને સમો કરવા ખુદાને અરજ કરતો! એ વધારે એટલા વાસ્તે

થયું કે શાર્પ પેલું ફીલીપ જેવું કાગલ લેવા આવ્યો ત્યારે તેણે જાહેર કર્યું કે એ તેણે પેલા લુચ્ચા જેરી મારફતેજ મંગાવ્યું હતું, અને ત્યારે તે કે જેની સાંમે હોટેલમાં દગાબાજી કરવા અને મી. સ્ટબમોરની ઘોડી ચોરી જવા વાસ્તેનાં વૉરંટો હતાં તેજ ફીલીપનો જીવે જાંનનો દોસ્ત હતો અને ફીલીપ હજી તેની જોડે જોડ રહેતો હતો એમ જોઈ પ્રમાણીક સ્પેનસર બહુજ કમકમ્યો હતો.

એ રીતે કેઠેરાઈનનો નાહનો દીકરો તો સુખીજ થયો. ઈનસાફની રાહે કહેવું ઘટે કે તે હવે બાહોશ માસ્તરોના હાથ હેઠળ શીખતો પણ ઘણોજ ઉલટથી હતો, અને જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ તે ગામડાંનું એકાંત અને બાજુમાંના "લેક"ની સીનરી તેને એટલાં વાહલાં થઈ પડયાં કે તે જાણે અત્રેજ જનમેલો અને સદાકાળ અત્રેજ ઉછરેલો હોય! ફીલીપની તો હવે તે યાદ વટીક કરતો નહીં. તે સીહા ગઈ ગુજરી તેને એક ભયભીત સ્વપના જેવીજ લાગી, કે જે સ્વપ્ના વચ્ચે ફીલીપનો આકાર તે એક ભય પમાડનારા દેવ જેવો બીહીધરાવનારોજ જોતો!

એવી બેઢંગ ને બેતાલ તમારી દુન્યા છે! ફીલીપને તેની માતાએ પોતાનાં કાગલમાં એ નાધલા લાડકાનો હવાળો સપુર્દ કર્યો હતો અને તેને તપાસવા મીનતજારીથી માંગી લીધું હતું, તે પોતાની વાહલી માવીતરનું એ સેવાનું ફરમાન તે નેકબખ્ત બેટાએ કેવાં ચીવટ પ્રમાણીકપણાંથી અદા કર્યું હતું તે આપણે જાંણ્યે છીએ, અને તેનું ઈનામ તેજ બચ્ચાંની બેવફાઈ હતી! કેઠેરાઈન તો ફીલીપને અને આરથરને એને સમાલવાનો હવાલો આપી ગઈ હતી, જ્યારે ખરેખર તો તે બે લટકતા રહયા, અને નહી ધારેલો ને સ્વપ્ને વકકી નહી રાખેલો આ ત્રાહીત પોતે તે બચ્ચાંનો માલીક થઈ બેઠો હતો!

પેલા હાથ પર આરથર બોફર્ટ જયારે એ છોકરાની ફુ઼ઝુલ શોધ કર્યાં કરતાં તદન ઠાકીને કંટાળી ગયો ત્યારે એ વાતથી હાથ ઉઠાવી તે પોતાને શેહેર પાછો ફર્યો, અને તે વખતે તેણે જયારે પોતાનાં માય બાપને મોઢેથી ફીલીપની તે રાતની મુલાકાતનો સહરાગાતી હેવાલ સાંભળ્યો ત્યારે તે તેની ઉપર હદથી જ્યાદા ગુસ્સે થયો. તે ઘણો દયાળુ, દીલસોઝ અને નેકચલન હતો, પણ ફીલીપ અત્રે આવી જે તોફાન કરી ગયો હતો તે સઘળું સાંભળવા પછીથી તેની વધતી ખાત્રી થઈ કે તે પોર્યો ખરાબ સોબતને લીધે ગુહનેગારીઓમાં ગળાં સુધી ગરક ગયલો એક વંઠેલ આસામી હતો, અને કોઈ બી દયા કે દીલસોઝીને પાત્ર હતોજ નહી!

તેને એમ છતાં એક વાત ગુંચવાવનારી લાગી. કેઠેરાઈનને તેણે મરતી ઘડીએ મદદો કરી હતી તે વાતની માહીતી થતાં ફીલીપે તેને જે હેસાંનમંદ કાગલ લખ્યો હતો તેની લાઈને લાઈન તેને એક ખરો ઉમરાવ અને અતી લાયક જવાંન પુરવાર કરી આપે તેવો હતો, અને તે કેમ બને? તે જો એવો હલકત, નીચ અને વંઠેલ હોય તો એ કાગળ લખવામાં એટલો બધો ભલો, હેતવંતો અને અશો થઈજ કેમ શકે? વળી તેને એ બી

સમજ નહી પડયું કે સીડનીને જો તે પોતેજ લઈને નાહસી ગયો હતો તો સીડનીની ભાળ કાઢવા તે અહીં આવીજ શું કરવા ગયો હોય? શું સીડનીને કોઈ લઈ ગયું હતું, અને લઈ ગયું હોય તો કોણ? તે એ બધી વાતોથી ઘણો ગુંચવાયો અને ઘણો અકલાયો, પણ એ સંબંધમાં ફરજના માર્યાએ તેણે જે કરવું ઘટે તે બધું કરી ચુકેલો હોવાથી તેણે હવે લાચારીથી એ વાત ભુલાવે પડવા દીધી અને એ બધું વીસરી જવાનીજ તે કોશેશ કરવા લાગ્યો. એ દરમ્યાન તેની તબ્યતે પાછો થોડોક ઉથલો ખાધો, કે જેથી તેનાં મા બાપ ઘણાં ફકરમંદ થયાં, અને વિદવાન ડૉકટરોની કમીટીએ ત્યારે તબ્યતના સંપુર્ણ સુધારા વાસ્તે અને તેનું મન વેરાયે તેથી કૉન્ટીનંટ પર લાંબી સહેલગાહે નીકલી પડવાની તેને સલાહ આપી. આ સલાહ અલબત લૉર્ડ અને લેડી બોફર્ટને પણ ગમી, અને તે એ પછી ઉતાવળે અમલમાં મેલવામાં આવી. પૈસા તેઓની ગાંઠમાં જોઈએ એટલા બીશ્યાર હતા, અને જ્યાં પૈસા હોય ત્યાં અગવડો ઉભી થઈ શકતીજ નથી. આરથર તેથી પોતાના બે ત્રણ પોતાના જેવાજ શ્રીમંત દોસ્તોની એક ખુશાળ ટોલકી સાથે કૉન્ટીનંટ પર ફરવા જવા નીકલી પડયો. તેણે મરનાર કૅથેરાઈન અને તેના બેટાઓને લગતી જંજાલને હવે છેલ્લી સલામ કરી લીધી—તે એ બધું હવે આશાનીથી વીસરીજ ગયો, અને, આપણે ઉપર વાંચી આવ્યાં તેમ, શાર્પને તેનાં જવાની માહીતી થવાથી તેણે તે વાત મી. સ્પેનસરને લખી જણાવી હતી, જેથી તે આસામીને નાહના સીડનીના સંબંધમાં સંપુર્ણ નીરાંત થઈ ગઈ હતી.

---

## પ્રકરણ ૩૫.

અને હવે આપણી વાર્તાનું સ્થળ બદલાય છે. ગયા અંકમાં વર્ણવામાં આવેલા બનાવોને થોડી મુદત ગુજરવા કેડે પેરીસ ખાતેનાં એક અર્ધ ફૅશનેબલ લત્તાના મોટા મેરાપવાલાં ઘરમાં એક ઑફીસ રેકો ઓરડો જે બાહેર ખેંચેલો હતો, તેમાં મી૦ લવ નામનો એક આસામી કંઈ ચોપડાઓ ઉથલાવતો બેઠેલો હતો. તે એક નવીજ ઑફીસ થોડુંકની ખોલવામાં આવેલી હતી, અને તેણે પેરીસનાં વચલે વાંધેનાં આસામીઓનું ઘણું ધ્યાંન ખેંચ્યું હતું. તે એક જોડાં સાંધનારી અને કાજ કરનારી નવી ખોલવામાં આવેલી ઑફીસ હતી, અને અત્યારમાં બે દઝનથી વધારે જોડાં એ ઑફીસ ખોલનાર કારસાજી આસામીએ જોડી આપેલાં હોવાની વાત છચોક બોલાતી થઈ હતી તેથી તેનું કામ ધમધોકાર વધી પડયું હતું. એ રીતે તે એક સાંજે ઑફીસમાં ઉપર કહેવા મુજબ એકલો બેઠેલો હતો તેવામાં તેના ઑફીસ રૂમનું નાથલું બારણું બાહેરથી ટપ-ટપ ઠોકવામાં આવ્યું, અને અંદર આવવાની તેણે અંદરથી રજા પુકારી તેના જવાબમાં એક ચીઠડેહાલ જવાંન દાખલ થયો, જેને જોતાં મી૦ લવ ખુશાલીનું પોકારી ઉઠયો,

થયું કે શાર્પ પેલું ફીલીપ જેવું કાગલ લેવા આવ્યો ત્યારે તેણે જાહેર કર્યું કે એ તેણે પેલા લુચ્ચા જૅરી મારફતેજ મંગાવ્યું હતું, અને ત્યારે તે કે જેની સાંમે હૉટેલમાં દગાબાજી કરવા અને મી. સ્ટબમોરની ઘોડી ચોરી જવા વાસ્તેનાં વૉરંટો હતાં તેજ ફીલીપનો જીવે જાંનનો દોસ્ત હતો અને ફીલીપ હજી તેની જોડે જોડ રહેતો હતો એમ જોઈ પ્રમાણીક સ્પેનસર બહુજ કમકમ્યો હતો.

એ રીતે કૅઠેરાઈનનો નાહનો દીકરો તો સુખીજ થયો. ઈનસાફની રાહે કહેવું ઘટે કે તે હવે બાહોશ માસ્તરોના હાથ હેઠળ શીખતો પણ ઘણીજ ઉલટથી હતો, અને જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ તે ગામડાંનું એકાંત અને બાજુમાંના "લેક"ની સીનરી તેને એટલાં વાહલાં થઈ પડયાં કે તે જાણે અત્રેજ જનમેલો અને સદાકાળ અત્રેજ ઉધરેલો હોય! ફીલીપની તો હવે તે યાદ વટીક કરતો નહીં. તે સીહા ગઈ ગુજરી તેને એક ભયભીત સ્વપના જેવીજ લાગી, કે જે સ્વપ્ના વચ્ચે ફીલીપનો આકાર તે એક ભય પમાડનારા દેવ જેવો બીહીધરાવનારોજ જોતો!

એવી બેઢંગ ને બેતાલ તમારી દુન્યા છે! ફીલીપને તેની માતાએ પોતાનાં કાગલમાં એ નાયલા લાડકાનો હવાળો સપુર્દ કર્યો હતો અને તેને તપાસવા મીનતજારીથી માંગી લીધું હતું, તે પોતાની વાહલી માવીતરનું એ સેવાનું ફરમાન તે નેકબખ્ત બેટાએ કેવાં ચીવટ પ્રમાણીકપણાંથી અદા કર્યું હતું તે આપણે જાંણ્યે છીએ, અને તેનું ઈનામ તેજ બચ્ચાંની બેવફાઈ હતી! કૅઠેરાઈન તો ફીલીપને અને આરથરને એને સમાલવાનો હવાલો આપી ગઈ હતી, જ્યારે ખરેખર તો તે બે લટકતા રહયા, અને નહી ધારેલો ને સ્વપ્ને વંકકી નહી રાખેલો આ ત્રાહીત પોતે તે બચ્ચાંનો માલીક થઈ બેઠો હતો!

પેલા હાથ પર આરથર બોફર્ટ જ્યારે એ છોકરાની ફુઝુલ શોધ કર્યાં કરતાં તદન ઠાકીને કંટાળી ગયો ત્યારે એ વાતથી હાથ ઉઠાવી તે પોતાને શેહેર પાછો ફર્યો, અને તે વખતે તેણે જ્યારે પોતાનાં માય બાપને મોઢેથી ફીલીપની તે રાતની મુલાકાતનો સહરાગાતી હેવાલ સાંભળ્યો ત્યારે તે તેની ઉપર હદથી જ્યાદા ગુસ્સે થયો. તે ઘણો દયાળુ, દીલસોઝ અને નેકચલન હતો, પણ ફીલીપ અત્રે આવી જે તોફાન કરી ગયો હતો તે સઘળું સાંભળવા પછીથી તેની વધતી ખાત્રી થઈ કે તે પોર્યો ખરાબ સોબતને લીધે ગુહનેગારીઓમાં ગળાં સુધી ગરક ગયલો એક વંઠેલ આસામી હતો, અને કોઈ બી દયા કે દીલસોઝીને પાત્ર હતોજ નહી!

તેને એમ છતાં એક વાત ગુંચવાવનારી લાગી. કૅઠેરાઈનને તેણે મરતી ઘડીએ મદદો કરી હતી તે વાતની માહીતી થતાં ફીલીપે તેને જે હેસાંનમંદ કાગલ લખ્યો હતો તેની લાઈને લાઈન તેને એક ખરો ઉમરાવ અને અતી લાયક જવાંન પુરવાર કરી આપે તેવો હતો, અને તે કેમ બને? તે જો એવો હલકત, નીચ અને વંઠેલ હોય તો એ કાગળ લખવામાં એટલો બધો ભલો, હેતવંતો અને અશો થઈજ કેમ શકે? વળી તેને એ બી

સમજ નહી પડ્યું કે સીડનીને જો તે પોતેજ લઈને નાહસી ગયો હતો તો સીડનીની ભાળ કાઢવા તે અહીં આવીજ શું કરવા ગયો હોય? શું સીડનીને કોઈ લઈ ગયું હતું, અને લઈ ગયું હોય તો કોણ? તે એ બધી વાતોથી ઘણો ગુંચવાયો અને ઘણો અકલાયો, પણ એ સંબંધમાં ફરજના માર્યાએ તેણે જે કરવું ઘટે તે બધું કરી ચુકેલો હોવાથી તેણે હવે લાચારીથી એ વાત ભુલાવે પડવા દીધી અને એ બધું વીસરી જવાનીજ તે કોશેશ કરવા લાગ્યો. એ દરમ્યાન તેની તબ્યતે પાછો થોડોક ઉથલો ખાધો, કે જેથી તેનાં મા બાપ ઘણાં ફકરમંદ થયાં, અને વિદવાન ડૉક્ટરોની કમીટીએ ત્યારે તબ્યતના સંપુર્ણ સુધારા વાસ્તે અને તેનું મન વેરાયે તેથી કૉન્ટીનંટ પર લાંબી સહેલગાહે નીકલી પડવાની તેને સલાહ આપી. આ સલાહ અલબત લૉર્ડ અને લેડી બોફર્ટને પણ ગમી, અને તે એ પછી ઉતાવળે અમલમાં મેલવામાં આવી. પૈસા તેઓની ગાંઠમાં જોઈએ એટલા બીશ્યાર હતા, અને જ્યાં પૈસા હોય ત્યાં અગવડો ઉભી થઈ શકતીજ નથી. આરથર તેથી પોતાના બે ત્રણ પોતાના જેવાજ શ્રીમંત દોસ્તોની એક ખુશાળ ટોલકી સાથે કૉન્ટીનંટ પર ફરવા જવા નીકલી પડયો. તેણે મરનાર કૅકેરાઈન અને તેના બેટાઓને લગતી જંજાલને હવે છેલ્લી સલામ કરી લીધી—તે એ બધું હવે આશાનીથી વીસરીજ ગયો, અને, આપણે ઉપર વાંચી આવ્યાં તેમ, શાર્પને તેનાં જવાની માહીતી થવાથી તેણે તે વાત મી. સ્પેનસરને લખી જણાવી હતી, જેથી તે આસામીને નાહના સીડનીના સંબંધમાં સંપુર્ણ નીરાંત થઈ ગઈ હતી.

---

## પ્રકરણ ૩૫.

અને હવે આપણી વાર્તાનું સ્થળ બદલાય છે. ગયા અંકમાં વર્ણવામાં આવેલા બનાવોને થોડી મુદત ગુજરવા કેડે પેરીસ ખાતેનાં એક અર્ધ ફૅશનેબલ લત્તાના મોટા મેરાપવાલાં ઘરમાં એક ઑફીસ રેકો ઓરડો જે બાહેર ખેંચેલો હતો, તેમાં મી૦ લવ નામનો એક આસામી કંઈ ચોપડાઓ ઉઠલાવતો બેઠેલો હતો. તે એક નવીજ ઑફીસ થોડુંકની ખોલવામાં આવેલી હતી, અને તેણે પેરીસનાં વચલે વાંધેનાં આસામીઓનું ઘણું ધ્યાંન ખેંચ્યું હતું. તે એક જોડાં સાંધનારી અને કાજ કરનારી નવી ખોલવામાં આવેલી ઑફીસ હતી, અને અત્યારમાં બે દઝનથી વધારે જોડાં એ ઑફીસ ખોલનાર કારસાજી આસામીએ જોડી આપેલાં હોવાની વાત છચોક બોલાતી થઈ હતી તેથી તેનું કામ ધમધોકાર વધી પડયું હતું. એ રીતે તે એક સાંજે ઑફીસમાં ઉપર કહેવા મુજબ એકલો બેઠેલો હતો તેવામાં તેના ઑફીસ રૂમનું નાધલું બારણું બાહેરથી ટપ-ટપ ઠોકવામાં આવ્યું, અને અંદર આવવાની તેણે અંદરથી રજા પુકારી તેના જવાબમાં એક ચીઠડેહાલ જવાંન દાખલ થયો, જેને જોતાં મી૦ લવ ખુશાલીનું પોકારી ઉઠયો,

થયું કે શાર્પ પેલું ફીલીપ જોગું કાગલ લેવા આવ્યો ત્યારે તેણે જાહેર કર્યું કે એ તેણે પેલા લુચ્ચા જેરી મારફતેજ મંગાવ્યું હતું, અને ત્યારે તે કે જેની સાંમે હોટેલમાં દગાબાજી કરવા અને મી. સ્ટબમોરની ઘોડી ચોરી જવા વાસ્તેનાં વૉરંટો હતાં તેજ ફીલીપનો જીવે જાંનનો દોસ્ત હતો અને ફીલીપ હજી તેની જોડે જોડ રહેતો હતો એમ જોઈ પ્રમાણીક સ્પેનસર બહુજ કમકમ્યો હતો.

એ રીતે કૅઠેરાઈનનો નાહનો દીકરો તો સુખીજ થયો. ઈનસાફની રાહે કહેવું ઘટે કે તે હવે બાહોશ માસ્તરોના હાથ હેઠળ શીખતો પણ ઘણીજ ઉલટથી હતો, અને જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ તે ગામડાંનું એકાંત અને બાજુમાંના "લેક"ની સીનરી તેને એટલાં વાહલાં થઈ પડયાં કે તે જાણે અત્રેજ જનમેલો અને સદાકાળ અત્રેજ ઉધરેલો હોય! ફીલીપની તો હવે તે યાદ વટીક કરતો નહીં. તે સીહા ગઈ ગુજરી તેને એક ભયભીત સ્વપના જેવીજ લાગી, કે જે સ્વપ્ના વચ્ચે ફીલીપનો આકાર તે એક ભય પમાડનારા દેવ જેવો બીહીધરાવનારોજ જોતો!

એવી બેઢંગ ને બેતાલ તમારી દુન્યા છે! ફીલીપને તેની માતાએ પોતાનાં કાગલમાં એ નાધલા લાડકાનો હવાળો સપુર્દ કર્યો હતો અને તેને તપાસવા મીનતજારીથી માંગી લીધું હતું, તે પોતાની વાહલી માવીતરનું એ સેવાનું ફરમાન તે નેકબખ્ત બેટાએ કેવાં ચીવટ પ્રમાણીકપણાંથી અદા કર્યું હતું તે આપણે જાંણ્યે છીએ, અને તેનું ઈનામ તેજ બચ્ચાંની બેવફાઈ હતી! કૅઠેરાઈન તો ફીલીપને અને આરથરને એને સમાલવાનો હવાલો આપી ગઈ હતી, જ્યારે ખરેખર તો તે બે લટકતા રહયા, અને નહી ધારેલો ને સ્વપ્ને વકકી નહી રાખેલો આ ત્રાહીત પોતે તે બચ્ચાંનો માલીક થઈ બેઠો હતો!

પેલા હાથ પર આરથર બોફર્ટ જ્યારે એ છોકરાની ફુઝુલ શોધ કર્યાં કરતાં તદન ઠાકીને કંટાળી ગયો ત્યારે એ વાતથી હાથ ઉઠાવી તે પોતાને શેહેર પાછો ફર્યો, અને તે વખતે તેણે જ્યારે પોતાનાં માય બાપને મોઢેથી ફીલીપની તે રાતની મુલાકાતનો સહરાગાતી હેવાલ સાંભળ્યો ત્યારે તે તેની ઉપર હદથી જ્યાદા ગુસ્સે થયો. તે ઘણો દયાળુ, દીલસોઝ અને નેકચલન હતો, પણ ફીલીપ અત્રે આવી જે તોફાન કરી ગયો હતો તે સઘળું સાંભળવા પછીથી તેની વધતી ખાત્રી થઈ કે તે પોર્યો ખરાબ સોબતને લીધે ગુહનેગારીઓમાં ગળાં સુધી ગરક ગયલો એક વંઠેલ આસામી હતો, અને કોઈ બી દયા કે દીલસોઝીને પાત્ર હતોજ નહી!

તેને એમ છતાં એક વાત ગુંચવાવનારી લાગી. કૅઠેરાઈનને તેણે મરતી ઘડીએ મદદો કરી હતી તે વાતની માહીતી થતાં ફીલીપે તેને જે હેસાંનમંદ કાગલ લખ્યો હતો તેની લાઈને લાઈન તેને એક ખરો ઉમરાવ અને અતી લાયક જવાંન પુરવાર કરી આપે તેવો હતો, અને તે કેમ બને? તે જો એવો હલકત, નીચ અને વંઠેલ હોય તો એ કાગળ લખવામાં એટલો બધો ભલો, હેતવંતો અને અશો થઈજ કેમ શકે? વળી તેને એ બી

સમજ નહી પડયું કે સીડનીને જો તે પોતેજ લઈને નાહસી ગયો હતો તો સીડનીની ભાળ કાઢવા તે અહીં આવીજ શું કરવા ગયો હોય? શું સીડનીને કોઈ લઈ ગયું હતું, અને લઈ ગયું હોય તો કોણ? તે એ બધી વાતોથી ઘણો ગુંચવાયો અને ઘણો અકલાયો, પણ એ સંબંધમાં ફરજના માર્યાએ તેણે જે કરવું ઘટે તે બધું કરી ચુકેલો હોવાથી તેણે હવે લાચારીથી એ વાત ભુલાવે પડવા દીધી અને એ બધું વીસરી જવાનીજ તે કોશેશ કરવા લાગ્યો. એ દરમ્યાન તેની તબ્યતે પાછો થોડોક ઉથલો ખાધો, કે જેથી તેનાં મા બાપ ઘણાં ફકરમંદ થયાં, અને વિદવાન ડૉકટરોની કમીટીએ ત્યારે તબ્યતના સંપુર્ણ સુધારા વાસ્તે અને તેનું મન વેરાયે તેથી કૉન્ટીનંટ પર લાંબી સહેલગાહે નીકલી પડવાની તેને સલાહ આપી. આ સલાહ અલબત લૉર્ડ અને લેડી બોફર્ટને પણ ગમી, અને તે એ પછી ઉતાવળે અમલમાં મેલવામાં આવી. પૈસા તેઓની ગાંઠમાં જોઈએ એટલા બીશ્યાર હતા, અને જ્યાં પૈસા હોય ત્યાં અગવડો ઉભી થઈ શકતીજ નથી. આરથર તેથી પોતાના બે ત્રણ પોતાના જેવાજ શ્રીમંત દોસ્તોની એક ખુશાળ ટોલકી સાથે કૉન્ટીનંટ પર ફરવા જવા નીકલી પડયો. તેણે મરનાર કૅઠેરાઈન અને તેના બેટાઓને લગતી જંજાલને હવે છેલ્લી સલામ કરી લીધી—તે એ બધું હવે આશાનીથી વીસરીજ ગયો, અને, આપણે ઉપર વાંચી આવ્યાં તેમ, શાર્પને તેનાં જવાની માહીતી થવાથી તેણે તે વાત મી. સ્પેનસરને લખી જણાવી હતી, જેથી તે આસામીને નાહના સીડનીના સંબંધમાં સંપુર્ણ નીરાંત થઈ ગઈ હતી.

---

## પ્રકરણ ૩૫.

અને હવે આપણી વાર્તાનું સ્થળ બદલાય છે. ગયા અંકમાં વર્ણવામાં આવેલા બનાવોને થોડી મુદત ગુજરવા કેડે પેરીસ ખાતેનાં એક અર્ધ ફૅશનેબલ લત્તાના મોટા મેરાપવાલાં ઘરમાં એક ઑફીસ રેકો ઓરડો જે બાહેર ખેંચેલો હતો, તેમાં મી૦ લવ નામનો એક આસામી કંઈ ચોપડાઓ ઉઠલાવતો બેઠેલો હતો. તે એક નવીજ ઑફીસ થોડુંકની ખોલવામાં આવેલી હતી, અને તેણે પેરીસનાં વચલે વાંધેનાં આસામીઓનું ઘણું ધ્યાંન ખેંચ્યું હતું. તે એક જોડાં સાંધનારી અને કાજ કરનારી નવી ખોલવામાં આવેલી ઑફીસ હતી, અને અત્યારમાં બે દઝનથી વધારે જોડાં એ ઑફીસ ખોલનાર કારસાજી આસામીએ જોડી આપેલાં હોવાની વાત છચોક બોલાતી થઈ હતી તેથી તેનું કામ ધમધોકાર વધી પડયું હતું. એ રીતે તે એક સાંજે ઑફીસમાં ઉપર કહેવા મુજબ એકલો બેઠેલો હતો તેવામાં તેના ઑફીસ રૂમનું નાધલું બારણું બાહેરથી ટપ-ટપ ઠોકવામાં આવ્યું, અને અંદર આવવાની તેણે અંદરથી રજા પુકારી તેના જવાબમાં એક ચીઠહેહાલ જવાંન દાખલ થયો, જેને જોતાં મી૦ લવ ખુશાલીનું પોકારી ઉઠયો,

"ઓ ફીલીપ—તું અહીં? વૅલકમ!"—અને કહેવાની કાંઈ જરૂર છે કે તે નવો આવનારો કોઈજ નહિ પણ આપણી વાતનો નૌજવાંન નાયક ફીલીપ મૉરટન પોતે હતો?

"ઓ પણ, વીલ્યમ, માહરી તો અજાએબીજ નથી ભાંગતી," ફીલીપ મૉરટને અજાએબીમાંજ પોકાર્યું; "મને આએ બાજુનું નામ ઠેકાણું આપવામાં આવ્યું અને હું તમને ધુંડતો આવ્યો; પણ તમારી ઑફીસનું ભપકાભરેલું નામ અને તમોએ પોતે અખત્યાર કરેલું નવું નામ મને એટલું ગુંચવાવતું થયું કે આએ ઑફીસના મૅનેજર અને માલેક તમેજ હોવો એ તો જાંણે હું માનીજ નહિ શકયો!"

"તું ત્યારે હજી મને બરાબર જાંણતો અને ઓળખતો નથી," વીલ્યમ ગૅાત્રે કઠોરપણે હસ્યો; "હું પવનને પીઠ આપનારો માણસ છું. હું સત્તરસો ધંધાનો ધણી છું, અને હું જ્યાંબી જાઉં ત્યાં કીયા ધંધામાં ફાવત થશે તે એક તડાકે પીછાંણી લઈને તેજ ધંધામાં જીપલાવી મારૂં છું. વળી માહરૂં નામબી સમો અને સ્થળ જેમ બદલાય તેમ બદલાતું જાય છે, અને તે મુજબ હાલમાં અત્રે મી. લવના મોહબતભર્યા નામે હું ઓળખાતો થએલો છું, કેમજે માહરો ધંધોજ "લવ"ને ઉત્તેજન આપવાનો અને "લવર્સ"ને એકઠાં કરી કાયમનાં એક કરી આપવાનો છે! પણ હવે એ બધી માહરી વાત પછી. હાલ તાહરીજ વાત કર. એકાએક કેમ તાહરૂં અત્રે આટલી લાંબી મુદતે માહરી કને અહીં આવવું અને મને મળવું થયું?"

ગરીબ ફીલીપની આંખમાં આંસુઓ ઉભરી આવ્યાં. તેને પોતાની હદ વગરની હાડમારીઓની યાદ થઈ અને તેને મુશ્કેલથી પોતાનાં મનનું અંતે સમાધાન કરી લઈ પોતા પર જે ગુજર્યું તે સઘલું બ્યાન કરીને કહ્યું, અને વીલયમ ગૅાત્રે જે આપણે જાણ્યે છીએ તેમ સઘળી રીતે બીલકુલ રદબાતલ માણસ નહિજ હતો તેણે ઘણાં ગંભીર ધ્યાંનથી તે સઘળું સાંભળ્યું.

"ત્યારે તાહરો નાહનો ભાઈ તુંને જુઠ્ઠો પુરવાર થવા પછીથી તેં પેલા કૅપટન સ્મીથનીજ દોસ્તી અને પનાહ કબુલ રાખી એમ?" તેણે સવાલ કર્યો.

"બીલકુલ નહિ," ફીલીપે ખાત્રી આપી; "મને તે આદમી અવલથીજ અકારો પડયો હતો. મેં તમુંને કહ્યું તેમ તેની ઠગાઈની મહોકાણમાં હું નિર્દોષ પેલા મી૦ સ્ટબમૅારની સુખભરી નોકરી ખોહી બેઠો, એટલે પછી મેં એના નામપર છેકોજ માર્યો હતો; પણ પેલા પોલીસ કૉન્સટેબલ મી૦ શાર્પ સાથે તેનો વગ પહોંચતો હતો, અને માહરે સીડનીનો કાંઈબી પત્તો મેળવવો હતો એટલે માહરી પાસે જે હતું તે સઘળું તેને આપી દેવાની લાલચ પર મેં તેની પાસે એ માહરૂં કામ કઢાવી લીધું, અને તેને જે હતું તે આપી દઈને ભીખારી થએલો હું રસ્તે ઉતર્યો ને પછીથી મેં તે નાલાયક આસામીને પાછો કોઈ દહાડો જોયોજ નથી."

"ત્યાર પછીથી તાહરૂં ટટ્ટુ કેમ ચાલ્યું?"

"ટટ્ટુ ચાલ્યુંજ નહિ," ફીલીપ કડવાસનું હસ્યો; "હું તે માહરી મુસીબતોની તમારી આગળ વાત કરશ તો માહરે લજવઈને મરવાનું થશે અને તમારે દિલસોજીથી દાઝવાનું થશે!"

"પણ એવું તે શું થયું?" વીલ્યમ ગૅાન્ત્રે કદરદાનીથી બજીદ થયો.

"મને ના પુછો," ફીલીપે માંગી લીધું; "ટુંકમાં એટલુંજ જાણો કે માહરી બીન-હાંસલ રખડો ને જેહમતો દરમ્યાન ચાલુ કેટલાક દિવસોનો ભુખમરો નહિજ સહન થઈ શકવાથી મેં ચોરી કરવાની અધમતા પર ઉતરવા કરતાં ભીખ માંગવાનું નીચપણું વધારે મુનાસેબ માન્યું; પણ તમે શું ધારશો? માથાંના તાલક સુધી શરમથી લાલ થતાં મેં પહેલીજ વાર જેની આગળ માહરો ઓશીયાળો હાથ કાકલુદીથી ભીખ માટે લાંબો કર્યો તેણે પોતાના જાડા, ધાડા, ધોધારી અવાજે મને એકદમ હરકાતી કાઢયો, અને પાધરો પોલીસના હાથમાં આપવાની મને ધમકી આપી, અને ત્યારે મેં આંખ ઉઠાવીને જોયું તો માહરા કરોડપતી બાપની લીવરીમાં સજ થએલો તે એક કમીનો ખીદમતગાર હતો, અને હું પાણી પાણી થયો! નસીબદાર એ હતું કે તેણે મને ઓળખ્યો હતો નહિ. દેખીતી રીતે તે માહરા કંગાળ રૉબર્ટ કાકાનો એક નોકર હતો! અને તેણે મને એમ કડક આપવાથી ભીખ માંગવાની અધમતાથી હું પશેમાન થઈને એકદમ બાઝ આવ્યો. એ પછીથી બધા ઉપાયો ખુટયા ત્યારે મને તમારીજ દયાની પાછી યાદ થઈ, અને અંતે હું તમારોજ આશરો શોધવા પેલું તમે મને નામ આપી મેલ્યું હતું તે કાના ગ્રેગને તમારી કલબમાં મળવા ગયો."

"અને તેણે તુંને બધી જોઈતી મદદ કીધી?"

"જરાએ જરા," ફીલીપે હેસાંનથી કહ્યું; "તમારી કલબના કાયદાઓ હોશે તેમ તેણે મને માહરી કંગાલ્યત વીષે અથવા તમોને મળવા ચાહવાના સબબ સારૂં મને એક પણ સવાલ કર્યો નહિ. તેણે ફકત માહરા ભુખમરાના હાંદેસાઓ પાંમી જઈને મને પેટ ભરીને જમાડયો અને પછી મને પૈસા આપીને તમારૂં નામ ઠેકાણું આપ્યું તથા તમોને અત્રે આવી મળવા વાસ્તેની પાસપોર્ટ વટીક હઝારો ભલાઈથી મને મેળવી આપી."

"ત્યારે ટુંકમાં એમજ કેની, દોસ્ત ફીલીપ, કે જયારે તાહરાં સાધનો બીલકુલ ખુટયાં અને છેક આપઘાતથી દુ:ખનો છેડો લાવવા જેવી નોબત આવી પહોંચી, ત્યારે ને ત્યારેજ તુંને માહરો ખ્યાલ થયો?" મી૦ લવ ઉર્ફે વીલ્યમ ગૅાન્ત્રેએ મોગમ હસીને કહ્યું.

"હું તે વાત મોટી શરમીંદગી સાથે કબુલ કરૂંછ," ફીલીપે માથું નીચું કરીને જવાબ આપ્યો.

"પણ કાંય—તેનો સબબ શું?"

"તે હું તમોને સમજાવી શકતો નથી," જવાંન ફીલીપે હજી ચેહરામાં લાલ થતાં કહ્યું; "ખરેખર તો હું પોતેજ તેનો બાએસ સમજી શકતો નથી! હું કબુલ કરૂંછ કે માહરા જેવા એક મુફલીસ જોગી તમારી આવી ઉદાર હેતુઓની વલાંણથી તમારે વાસ્તે મને હદ વગરનો પ્યાર ને માન બરપા થાએછ, પણ તેમજ વળી તમારી સાથે જોડાતાં અને એખલાસ રાખતાં માહરા મનમાં જે કુદરતી વસવસો ઉભો થાએછ તે હું જીતી શકતો નથી."

"શાનો વસવસો?"

"તેજ હું કહી શકતો નથી, કેમકે હું પોતેજ મેં તમુને કહ્યું તેમ તેનો બાએસ સમજતો નથી."

"વૅલ, વૅલ, તાહરાં વગર કહેવે હું તે સમજી શકુંછ," જોરેમંદ વીલ્યમ ગૅાત્રેએ ફીકકું હસીને કહ્યું; "પણ તાહરે વસવસો રાખવા જેવી કોઈ જરૂર નથી. તું આય ફરેબી દુન્યાથી નાહની ઉમરે માહત થયલો માણસ છે, અને તેજ માહરો પોતાનો હાલ હોવાથી તું મને જોતાં ને મલતાં સાથે માહરૂં દીલ જીતી શકયો, એટલે હુ પ્રમાણીકપણે તાહરો દીલસોઝ ને તાહરાં ભલામાં છું. એટલાજ વાસ્તે એકબી હાંસલની ઉમેદ વગર મેં તુંને માહરા બચાવ હેઠળ સદા રાખેલો ને રાખવા ચાહેલો છે. તું ભલે રહે. હું જે બુક બાચકો ખાવસ તેમાં તાહરો હીસ્સો તાહરાં નસીબનો તું બેલાસક ઉપાડયો જજે અને તે વાતનો કોઈ અંદેશો કરતો ના. હું બેશક સારો માણસ તો નથી, પણ તેમ એકદમ ખરાબ બી નથી. ચાહીને કોઈને અંગત નુકસાન કરવાના હેતુથી આજ તક મેં કોઈને નુકસાંન કીધું નથી, અને જો કે પોલીસનો માહરી ઉપર મજબુત ડોલો છે, તોપણ હું એવી સાવચેતીથી કામ લઉંછ કે હજુ સુધી એક પણ વખત હું તેઓના સપાટામાં આવ્યો નથી. ખરેખર તો આપણી કરણીના કારીગર મોટે ભાગે માહરાં મતથી આપણાં માય બાપ હોય છે. તેઓની તરબીઅત અને તાલીમ, તેઓની રેહણી કરણી અને આપણી જોરેની તેઓની વર્તણુંક, મહોબતભરી કે કંકાસભરી જે હોય તે, આપણી મોટી ઉમરની જીંદગીનો વધતો ઓછો પાયો નાંખી શકે છે. હું માહરી માતાનું સુખ તો બચગીથીજ ખોહી બેઠો હતો, પણ માહરાં કમનસીબે એવા એક સુમ પીતાને પડખે હું પડયો કે જેણે માહરી કેળવણી કે માહરાં ભલાં પાછળ, ગાંઠમાં પુરતું હોવા છતાં, કાંઈજ ખરચ્યું નહીં, અને માહરાં એક સુખી ભવીશને સીહા બનાવી ગોયા માહરી જીંદગીનોજ કચરઘાંણ કાઢી નાંખ્યો. પરીણામમાં આજે હું જે છેકે તે થયો. માહરા પીતાનો અતિ ઘણો જુલમગાર અને નહિ સહન થઈ શકે એવો પડોશ મને માહરી મરજી ઉપરાંત નાહની ઉમરથી તજવો પડયો, અને બુરી સંગતે અલબત્ત માહરી ઘણી ખરાબી કીધી, જ્યારે માહરો બાપ કે જેણે પોતાનાં પેટનાં બચ્ચાંને વાસ્તે પોતાની પાસનાં બીશ્યાર-

માંથી કાંઈ પણ ખરચવા બર્જીદાઈથી સદા ના પાડયું હતું, તે કેટલાક નાલાએકોની ફુલવણીથી અવળે રસ્તે ચઢીને પોતાનું સર્વસ્વ એવી રીતે ખોહી બેઠો કે આજે તે તંગ, મોહોતાજ અને મુફલેસ છે, અને આંખનું રત્ન વટીક ગુમાવીને એક બેલગાંમ ચાકરડીના જુલમાત અને એક વફાદાર કુતરાનાં હેત વચ્ચે જેમ તેમ હાલમાં ઘણી વૃધ્ધ વયે પોતાની બાકીની જીંદગી બશર કરે છે!"

"મને તે ખબર છે," ફીલીપે નરમાશથી કહ્યું; અને વીલ્યમને ઘણો અજબ થતો જોઈને સઘળું ખુલાસાથી સમજાવ્યું. વાંચનારાં સાહેબો યાદ કરશે કે જ્યારે પોતાની માતા ગુજર પાંમવા પછી તેણીની કબર આગળ માહેતમ કરતો ફીલીપ એક સાંજે ગયો હતો ત્યારે તે કબ્રસ્તાંન માંહેલી બીજી એક પુરાણી કબર આગળ એક કમ્મરમાંથી વળેલા ડોસાને એક કુતરા જોડે અરડાઈ પડેલો તેને જોયો હતો, અને તેજ દરમ્યાંનમાં વીલ્યમ તેને મળવા આવેલો હોવાથી તે બે વચ્ચે બાપ બેટાનું નાતુ હોવાનું નાહનો ફીલીપ જાંણી શકયો હતો. એ આગમચ વીલ્યમ ગૅાત્રે જોડે ઑમનીબસમાં પેલી તેની પહેલી વખતની મુલાકાત થઈ ચુકી હતી, કે જે વખતે વીલ્યમ પોતાનાં દીલના સ્વ-ભાવિક સ્નેહથી તેના તરફ ઘણો મહેરબાંન થયો હતો, અને તેમ હોવાથી તે એ જેરે-મંદ જવાંનને જોતાં સાથે પાછો ઓળખી શકયો હતો.

"તમો ચાલી ગયા પછી તમારા પીતાજીએ કળવાઈ કળવાઈને તમને પાછી હાંક મારી, પણ તે તમે સાંભળી નહીં," ફીલીપે ગમખ્વારીથી કહ્યું; "તમો તેવણને મનાવતા, સમજાવતા, દોસ્તી કરતા અને મદદ આપતા ચાલી ચલાવીને આવી ગયા ત્યારે તેવણે તમારો દયાહીણપણે પાછો ને પાછો તીરસ્કાર કરયો, પણ તમો ચાલી જવા પછી પોતાની તે ઘાટકી તરછોડ માટે તેવણને તુરતજ પશ્ચાતાપ શરૂ થયો હોય એમ લાગ્યું, કેમકે પછીથી તમોને પાછા તેડી લેવા તેવણે જાંન પટકી નાખ્યો, કે જે રડાપીટ સાંભળતાં માહરો જીવ બળી ગયો હતો."

"ખરેખર?" વીલયમે ઉશ્કેરાઈને પુછ્યું, અને તે ઘરડા બાપ તરફ તેનું દીલ દયાથી ખેંચાઈ જતું હોય એમ જણાયું; મગર બીજીજ પળે સરેસ્તાનું નફકરાપણું પોતાની મદદે બોલાવી લઈ તેણે તે વાત પોતાનાં દીલથી પોતાની મરજી ઉપરાંત દુર કરતાં ને વાત ફેરવતાં વધાર્યું, "હવે જવા દે એ વાત. હવે તો તું મન કઠણ કરીને માહરી પનાહ અને ઓથ સોહોધતો માહરે ત્યાં આવ્યોછ ત્યારે મેં તુંને કહ્યું તેમ ભલે આવ્યો. અહીં આય માહરૂ નવું કામ ઘણું સરસ જામી ગયુંછ, અને આપણે તેની કમાઈ પર પુરતાં સુખચેનથી રહી શકશું. એ કારજ કરીને જોડાં સાંધી આપવાના ધંધામાં મેહનત દમ વગરની ને કમાઈ ઘણી ધરખમ છે, અને જો કે હું પેરીસ આય આગમચ ઘણી વખત આગળ આવી ગયલો છું, તોપણ એ વિશાળ પાયતખ્ત શહેરના આય ભાગમાં હું બીલકુલ નવો છું, વાસ્તે અહીં મને કોઈ ઓળખતું નથી, અને માહરી

આગળી પાછળી જે વાંધાભરેલી કહેવાયછે તે અત્રે કોઈ જાતનુંજ નથી"—અને જવાબમાં ફીલીપે વિશ્વાસથી પોતાનો હાથ તેના મોટા હાથની હથેલીમાં મુકયો, એવું બતાવવા કે મારવા કે તારવા વાસ્તે તેણે હવે તેની અને તેનીજ પનાહ મંજુર કીધી હતી, અને વીલ્યમ ગૉત્રેએ સાચ્ચાં દીલનાં હેતભરયા આવકારથી તે નાહનો હાથ પોતાના જોરેમંદ હાથમાં દાબી દીધો.

---

## પ્રકરણ ૩૬.

ફીલીપ મૉરટન પેહલવાની તનના જોરેમંદ વીલ્યમ ગૉત્રેનાં ઘરમાં નવો જુન્નો થયો. તે એક અજબ તરાંહનો દોસ્ત હતો. ફીલીપ તેને પોતાના ગુજરા વાસ્તે બીલકુલ માથે પડવા ચાહતો નહિ હતો, પણ વીલ્યમ ગૉત્રે તેને કાંઇ કામ સોંપતો નહિ, અને બીજા કોઇ ધંધે લાગી જવાની રજા આપતો નહિ. ખરૂં છે કે ફીલીપે સંપુર્ણ વિશ્વાસથી તેની સોડ સાંધેલી હોવાનું કહ્યું અને જાહેર કર્યું, અને તોપણ કહેવાને બહુજ અજબ જેવું છે કે વીલ્યમ જેવો પોતાને દેખાડતો હતો અને જે પોતાને જાહેર કરતો હતો તેવો ખરેખરો નેક તે હોવા વાસ્તેનો એક છુપ્યો ખરખરો તે જવાંન ગમે એ કરતાં હજી જીતી શકતો હતો નહિ. ખરૂં છે કે ઉદારવૃતિનો તે પહેલવાંન તેને એક બાપ અથવા ભાઇનીજ ઓઠની પનાહ આપતો હતો. તે તેને કામ કરવા દેતો નહિ, અને તે માથે પડેલો હોવાનો તેને કશોએ ગમ કે ખ્યાલ થતો રહયો હોય એમ પણ તેને જરા થઇને લાગતું નહિ હતું. તેનું હેસાંન ધડનાંધડથી ફીલીપ જેગું મોટું, ખરાં દીલનું અને કાયમનું હતું. ખચ્ચીત, આય બેહલી દુન્યામાં તે એકજ અને એકલોજ મેહેરબાંન હતો કે જેણે તેને ખરાં દીલની ખુશીથી સદા સમાલ્યો અને સંઘરયો હતો. આૅમનીબસમાં તેઓ વચ્ચેની પેહલી પીછાંણનો પાયો પડયો તેજ વખતે તેણે તેની પોતાની જોરેમંદ છાતીપર કરારથી ઉંઘવા દીધો હતો. તેને પોતે હાડમારીઓ ઘણી વેઠેલી હોવાથી તે આ છોકરાની હાડમારીઓ જોઇ ને જોતાં સાથે દયાથી દાઝી ગયો હતો. તે પછીથી એજ આદમીને તેણે કબ્રસ્તાનમાં તેના ઘરડા બાપ જોડે લોજાતોજીમાં ઉતરેલો જોયો હતો, અને ત્યાર પછીથી પોલીસ જ્યારે તેની પુઠે પડી હતી, ત્યારે રસ્તાની વચ્ચે ઉભેલો નાહના ફીલીપને પોતાની જોરેમંદ ઓઠ આપી બચાવી લેનાર એજ હતો. એ પછીથી પેલી ધર્મશાળામાં ફીલીપે તેની આગળ પોતાની સઘળી દુ:ખભરેલી હકીકત કહીને પોતાની ખરી સ્થિતિથી તેને માહીતગાર કર્યો હતો, એટલે ત્યાંથી—બની શકે તો તે એ હાડમાર થએલા જવાંનનો બેવડો અને ચોવડો દિલસોઝ બન્યો હતો. તેણે તેને છુટ્ટે હાથે પૈસા ટકાની મદદ કરી હતી, અને જો વધુ મદદની જરૂર પડે તો તે જ્યાંબી હોય ત્યાં જઇ મળવાની બાતમી સારૂ તેણે પેલા કાના ગ્રેગની અને પોતાની કલબની મીલાકાત લેવા તેને સીફા-

રસ કરી હતી, જે સીફારસનો લાભ લઈ ફીલીપ અંતે આય તરફ આવ્યો હતો. તે નાચારીનો માર્યોજ આવ્યો હતો. ઉપરની સરફેસ પર વીલ્યમ ગૉત્રેની વર્તાણુંકમાં વાંધાભરેલું કાંઈજ જણાતું નહિ હતું—ઉલટું ખરી રીતે તો તે વર્તણુમાં બધું ઉદાર, અમીરી અને વખાણુપાત્રજ જોવાતું હતું; અને તે છતાં અજબજેવી રીતે એક કોઈ છુપ્યો અવાજ ફીલીપના કાનમાં કેહતો રહયો હતો કે એ સરફેસ ઉપર જે જોવાતું હતું તે જોઈએ એટલું સમું અને પાંસરૂ નહિજ હતું! એ કારણથી ફીલીપે ઘણું મન માર્યું, અને એવા એક ભેદભરેલા આસામીથી અલગ રહેવામાંજ સલાંમતી માની લીધી, મગર આયંદા છેક હાથ ઓળીને ભીખ માંગવાની નીચમાં નીચ નોબત પર ઉતરી જવા પછીથી જયારે તેનું નહિજ ફાવ્યું અને નહિજ ચાલ્યું—જયારે કે સીડની ચાલી જંવા પછીની તેની ઉજજડ, એકાંત, એકલવાઈ, વેરાંન જીંદગીમાં તેને ખાવાના પણ કોરા વાખા પડયા—ત્યારે અંતે તે આય તરફ આવ્યો, અને આવ્યા પછીથી કેટલાં સુખમાં થર પડયો તે આપણે જોયું છે.

એમ કોણ કરે અને કાંય કરે? આ બીલકુલ કોઈ પરાયો આદમી ફીરેસ્તાઓને શોભા આપે એવી સાચ્ચાં દીલની ઉદારતાથી તેને મદદ થતો હતો, અને ત્યારે તેણે તેને માટે બુરૂં માનવું કાંય જોઈએ? મગર પેલો ખરેખરો, પેલો વસવસો, પેલો અસંતોષ જવાંન ફીલીપ એ વીલ્યમ ગૉત્રેનાં એવાં જીવતાં જાગતાં હઝારો હેસાંનો છતાં મુતલગ જીતી શકતો નહિ હતો. તેણે જોયું કે તે પૈસાટકાનાં પુરતાં અમનચમનમાં રેહતો હતો, તે પોતે સારૂં ખાતો પીતો ને સારૂં પેહડતો ઓઢતો હતો, અને તેવીજ તજુમળની મોજમાં પોતાના એક નાહના ભાઈને રાખે તેમ તેણે ફીલીપને રાખ્યો હતો; અને ત્યારે એ શું બનવાજોગ હતું કે એ બધી લેહરચેહર આ કારજો ગોઠવી આપવાની ઑફીસને લગતી કમાઈનેજ આભારી હતી? ફીલીપને તે વાસ્તે મોટો શક હતો, અને ત્યારે તે પોતાના જીવને પાછું અને પાછું પુછતો હતો કે શું આ કોઈ દેખીતો નેક માણસ બાતેનમાં ખરેખર ખરાબ હતો, અને પોતાનો કોઈ ભેદ તેનાથી છુપાવતો હતો? પેલી લંડનવાલી કલબ કે જેનો તે વડો હતો તે પર પોલીસનો ડોળો કાંય હતો, અને એવું તે તે એક ભેદી ઈનસ્ટીટયુશન શું હતું? તેના ખરચો કેમ ચાલતા હતા અને તેનો નીભાવ કેમ થતો હતો, કે તે ખરચમાંથી સૅક્રેટરી કાના ગ્રેગે તેને પોતાને ખરચ આપી, ખવાડી પીવાડી, અહીં સુધી મોકલી આપ્યો હતો?

ટુંકમાં, એ બધા વસવસાઓને કારણ અને વજન આપનારૂં વધારાનું એ હતું કે બારની નામનો એક આસામી અવારનવાર વીલ્યમની ઑફીસમાં આવતો હતો, અને ત્યારે તેઓ બંન્ને બારણાં બંધ કરીને કલાકો સુધી જે ગોઠગાઠ કરતા હતા તેમાંની કશી પણ વાત ફીલીપને સાંભળવા દેવામાં આવતી હતી નહિ. એ બારનીને ગૉત્રેએ પોતાનાં કારજ કરવાનાં કામમાં ભાગ્યો માત્ર જાહેર કર્યો હતો, પણ તે આદમી ગૉત્રેનાં એ કામકાજમાં કાંઈ પણ ભાગ લેતો કે કાળજી કરતો જોવાતો હતો નહિ, અને

ત્યારે શું એ ઉપરાસાપરી તેનું મળવા આવવાનું અને છુપી ગોઠગાઠ કરતો રહેવાનું કાંઇ શક ઉપજાવે એવું નહિં હતું? આદમીઓના ચહેરા ઘણીક વાર તેઓનાં બાતેનના અને વર્તણના આયના પુરવાર થાએ છે, અને ચહેરા જોતાં સાથે તે ગમવા—નહિં ગમવાનું—જે પેદા પડે છે તે નજરે જોતાં આ બારની કોઇ સારો માણસ નહિજ હતો અને તે ફીલીપને જરા થઇને ગમતો નહિ હતો. ખરેખર તો ફીલીપને લાગતું હતું કે તે ખુદ ગૉત્રેને પોતાને પણ જેવો જોઇએ તેવો ગમતો નહિ હતો, અને તે દસને એકલે હાથે પુરો પડે એવો પહેલવાની અને સીનેફરાખ જોરમંદ આદમી એ રેંડયાળ તેંત્યાળ બારનીથી બીહતો હોય કે બાહેરથી મોંઢું હસ્તું રાખીને તે અંદરખાનેથી તેને શકનીજ નજરે ધુરકીને જોતો હોય એમ લાગતું હતું!

ફીલીપે એ આદમીના સંબંધમાં થોડુંક વધારે જાંણવાની મકસદથી અવારનવાર ફેરવી ફેરવીને વીલ્યમને પુછવા જોગી તલબો કરી હતી, મગર એ એકજ વાતમાં તે પહેલવાન તેને ઉડાવતો રહેતો હતો અને કશા ખરી ખંખારીને ખુલાસેવાર પાધરા જવાબો આપતો હતો નહિ. વળી બારની અવારનવાર એક બે ફેરા ઑફીસમાં આવ્યા ઉપરાંત વીલ્યમ ગૉત્રે જોડે જયાદા ભેળાતો કે ફરતો હરતો હોય એમ પણ લાગતું હતું નહિ, કેમકે તે પહેલવાંન ઘણો શોખીન જીવડો હતો અને કામકાજથી ફારેગ થવા બાદ દરેક સાંહજે ફીલીપને લઇને તે રમત ગમતનાં અને મોજશોખનાં ખરચાલું ધામોમાં ઉતરી પડતો, કે જે વખતે બારની કદી તેની ભેગો જોવાયો હતો નહિ. વળી એજ નહિ હતું. ફીલીપને શંકાશીળ થવાનું એક વધારે મોતેબર કારણ એ હતું કે અઠવાડી-આમાં બેથી ત્રણ વાર આખી આખી રાત વીલ્યમ ગૉત્રે ઘરની બાહેર રહેતો, અને તે રાત પોતાની કલબમાં અને દોસ્તો સાથે ગુજારતો હોવાનું કહીને ફીલીપને વાહ્યા કરતો હતો, અને ત્યારે ફીલીપ પાછું ને પાછું પોતાનાં મનને સવાલ કરતો રહયો કે આ દેખીતો ખરો ભલો આસામી શું એક ભેદી ઉખ્યાંણાં સમાન નહિ હતો?

એક રાત્રે વીલ્યમ ગૉત્રેએ સરેસ્તા કરતાં એકાદ બે કોપટાં વધતાં લગાવેલાં હતાં, અને તે છાકટો અથવા લીંગેલ નહીં પણ પુરતો ખુશાલ હતો. તે તકનો ફીલીપે વળી એકવાર પાછો લાભ લીધો. એ રાત વીલ્યમ ગૉત્રે પોતાના નાહના જવાંન દોસ્ત જોડે ઘરમાંજ ગુજારવાનો હતો, અને ત્યારે ફીલીપને લાગ્યું કે તેણે આ આવકાર પાંમેલી તક હાથથી જતી નહીં મેળવી જોઇએ. તેણે તે ઉપરથી કહ્યું, "ફ્રેન્ડ વીલ્યમ, તમોએ તમારૂં લગતો ઘણોએક ખુલાસો અને ભેદ મને વિશ્વાસથી કહેલો છે, તોપણ હજી મને લાગ્યા કરેછ કે બીજું ઘણુંએક બાકી હોવું જોઇએ, અને જોકે હું કશીબી ગેરકાયદે જીજ્ઞાસા ધરાવતો કે દેખાડતો નથી, તોપણ તમારે વાસ્તે મને હદ વગરનું હેત અને માન બરપા થયલું હોવાથી હું ચાહુંછ કે હું બાકીનું બધું તમારી જીંદગીને લગતું ખરેખરૂં અને વિગતવારે જાંણી શકું, કે જે મને માહરી જીંદગીમાં હવે પછી માટે એક ધડા સમાન પુરવાર થાય!"

"વૅલ, ડીયર, મેં જેટલું કહેવા જોગું હતું તેટલું તુંને કહેલું છે, પણ જો તાહરી ખુશીજ છે તો બાકીનું થોડુંક રહી ગયલું પણ આજે સાંભલીજ લે," વીલ્યમ ગૅાત્રેએ બબ્બાના બાહરમાં પોતાના સરેસ્તા કરતાં થોડોક વધતો ઉદાર થઇને ખુશમીજાજે કહ્યું, "મેં તુંને માહરા ફાધરને લગતું તો કહેલું છે, પણ માહરો એક જીમ નામનો કાકો હતો તેને લગતું કાંઇ કહ્યું નથી. તે કાકાનાજ વગથી માહરા સુમ પીતાને મને થોડીક ઉંચી કેળવણીનો લાભ આપવા સારૂ કેમબ્રીડજ યુનીવરસીટીમાં મોકલવો પડયો. ત્યાં, અલબત, હું કાંઇ જેવું જોઇએ તેવું ધ્યાંન આપીને શીખતો નહીં હતો, કેમકે એ જાતનાં શીક્ષાણ માટે માહરી વળાંણજ નહીં હતી, પણ કસરત, મુક્કાબાજી, મારફાડ, મસ્તી તોફાનમાં મેં એ પાઠશાળા ખાતે એવી મોટી નામના કીધી કે જાંણે તે વાતમાં માહરો કોઇ ત્યાં એક સીવાય બીજો હરીફજ નહીં હતો! એ એક હરીફ તે એક મોટાં ઉમરાવ ખાનદાંનનો નબીરો હતો. તે કાંઇ આંગમાં માહરા જેવો કદાવર નહીં હતો, પણ તોબી ચીવ્વટ અને મજબુત ઘણો હતો, અને એ કૌવતનાં એક સાંધણને લીધે અમો બે વચ્ચે, સ્વભાવિક રવેસે થવું જોઇએ તેમ, ઘણી મજબુત દોસ્તીનો ગાંઠ બંધાયો. તે દોસ્તી, એમ છતાં, મને પોતાને તો લાભ કરતાં નુકશાંન કર્તાજ આયંદા વધારે પુરવાર થઇ! એક દીવસ તે કૉલેજના બીજા એક બે ગોઠયાઓ સાથે, પોતે આગેવાંની લઇને, એક ઘરડા આદમીને પકડી તે ગરીબ બીચારાની મજાક કરવા, તેના પર અનેક તરાંહની હીચકારી જાસ્તી ગુજારી આવ્યો, અને તે અપરાધ પકડાઇ આવતાં તેણે કરપીણપણે માહરી ઉપર તે શક બેહ્યાઈથી ઘોળવી પાડયો. તેને બચાવી લેવા મને તેણે પગે લાગીને કાકલુદીઓ કરી, જ્યારે માહરૂં તેને વાસ્તેનું હેત એટલું સાચ્ચાં દીલનું હતું કે માહરો દેખીતો નાશ થતો હોવા છતાં મેં તે મોટાં મનથી અંતે મંજુર કરયું. તેણે મને સમજાવ્યું કે તે એક ઉમરાવ ખેતાબ અને મોટી દોલતનો વારસ હતો, જે બધાંમાંથી, તેને જો સજા તરીકે હીનપસ્તી સાથે આય યુનીવરસીટીમાંથી હાંકી કાઢવામાં આવે તો, તે રદબાતલ થાય, કેમજે તેનો ઉમરાવ બાપ જે ઘણો મગરૂર અને માલેતોઝાર હતો તે એ જાહેર નામોશી અને કુટુંબી બેઇજજતી કદી ખમી શકે નહીં, અને તેના નામપર છેકો મારી તેને પોતાના હીસ્સાથી બીલકુલ રખડાવી મેળે! વળી તેણે મને ખાતરજમા આપી કે એટલો અપજશ જો હું તુરતવેળા ખમી જાઉં તો તે માહરો જીંદગીભરનો હેસાંનમંદ થાય, અને જ્યારે તે પોતે તેનો વારો આવતાં ઉમરાવપદ પાંમે ત્યારે તે મને કદી ભુલી જશે નહીં. આ સઘળું મેં, એ ઉપરથી, ઘણાં મોટાં મને માન્ય કરયું, અને પરીણામ શું થયું? મને મોટી હીનપસ્તી સાથે યુનીવરસીટીમાંથી હાંકી મેળવામાં આવ્યો! અને જ્યારે એ વગર ખાધાની મોરચીના અનઘટતા કલંક સાથે હું માહરે ઘેર પાછો ફરયો ત્યારે માહરા સખ્ત સ્વભાવના સંગદીલ બાપે માહરો બચાવ વટીક સાંભલ્યા વના મને પોતાનાં ઘરમાં દાખલ કરવા સાફ ના પાડી! અંતે મને માહરા જીમ કાકાએજ આશરો આપ્યો, અને ત્યારેજ મેં જાંણ્યું કે તે એક બીલકુલ વંઠેલ આસામી હતો. એ થયું ત્યાં સુધી હું મસ્તાન ઘણો હતો, પણ

અપ્રમાણીક કે લુચ્ચો જરા એ હતો નહીં. મગર એવા એક નાલાયક કાકાના કાયમના સહવાસમાં હું તેની બધી બદફેલીઓ અને અનીતીઓ જોતો ગયો. તે પોતે એક અઠંગ જુગારી હતો, અને વધારે ભયાનક એ હતું કે ચોક્કસ પ્રકારની ઠગાઈથી જુગારમાં જીત મેળવવાની એક ચાવી જે તેને હાથ હતી તેની મારફતે તે મોટું ધન મારતો રહ્યો હતો, અને તે વાતે માહરી આંખ ઘણી ઉઘાડી આપી. એમ છતાં બન્યું ત્યાં સુધી મેં માહરૂં મન માર્યું, અને માહરા કાકાની સઘળી એ જાતની બદફેલીઓથી પહરેજ રહેવાનો મેં પરીશ્રામ કરયો, જે દરમ્યાંનમાં આધુરામાં પુરૂં એ થયું કે એક ઘણી દીલકસ છોકરી સાથે હું પ્યારમાં પડયો. એ પ્યાર બડી બુરી બલા છે, દોસ્ત ફીલીપ, અને તેના ઝપાટામાં તું હજી નથી આવ્યો એ તાહરી ખરેખરી ખુશનસીબી સમજ. હું તો એ પ્યારથી ધરાઈજ ગયો છું!"

"તે છોકરી વળતા પ્યારથી તમોને ચાહતી નહીં હતી?" ફીલીપે પુછવાની હીંમત કીધી.

"તેજ તો સંતાપ છે!" ગૉત્રેએ સમજાવ્યું, "તે મને તેટલાજ પ્યારથી ચાહતી હતી, મગર તેની આસપાસનાંઓએ મને અરધી વગરનો એક ભીખારી બતાવીને અને માહરો કાકો એક ઘણો નાલાએક આસામી કહેવાતો હતો તે તકરાર વચમાં લાવીને તેણીનું માથું ઘણું ચેરવી નાખ્યું. એમ છતાં તે મને ઘણી સાચ્ચી રહી, અને મને લાગ્યું કે તે સેવટ સુધી સાચ્ચીજ રહેશે, જેવામાં એતેફાક પેલો માહરો યુનીવરસીટીનો ઉમરાવ દોસ્ત પાછો માહરા સમાગમમાં આવ્યો. એ વખતે પોતાના બાપનાં મરણથી તે પોતે લૉર્ડ થયલો અને બહુ મોટો માલદાર બની ગયલો હતો. હવે અમો વચેની દોસ્તીનો સુકાઈ ગયલો ઝરો એ દરમ્યાંનમાં પાછો વહેતો થયલો હોવાથી મેં માહરા એ મોટા પ્યારની વિશ્વાસથી તેની આગળ વાત કરી, અને વળી માહરાં ભોળાં દીલથી ભોળવાઈને ખુદ માહરી પ્રીય મેરી જોડે તેની ઓળખાણ વટીક કરાવી, જયારે મેં જોયું કે એ પહેલીજ મુલાકાતમાં એ માહરો દોસ્ત તે વાહલીના અજબજેવા ખેંચાનકારક ચેહેરાથી એકદમ મોહીત અને છક થયો. એ ઉપરથી તેણે માહરી હરૂસે છુપાછુપ આગલાકડાં પેટવવા માંડયાં, અને પોતાના પૈસાનાં જોરે તે ઓછી બુધ્ધીની કમઅંદેશ છોકરીનું માહરી સાંમે માથું ફેરવી નાંખવામાં તે ફાવી ગયો. તેણે તેણીનો સરયામ નાશ શોધ્યો અને આયંદા નાશ કરયો. એ તેનું હેસાંન હતું! મેં તે કમજાત કમીનાપર જે જાવેદાંન સુધીનું હેસાંન કર્યું હતું તેથી જીંદગીભર માહરો ગુલામ થઈ રહેવાનું તેણે કબુલ્યું અને વચન આપ્યું હતું, તે વચન તેણે કેવી કીસમે અદા કર્યું તે તું જો, અને માહરી સાથે એવો જાલીમ દગો થવા પછીથી મેં તાહરી આએ દુન્યાની એ કહેવાતી એવી તેવી નેકી નીતી સાંમે જીંદગીભરનો તિરસ્કાર લઈ લીધેલો છે તેમાં અસંભવિત કે અકુદરતી શું છે તે મને કેહ?"—અને વીલ્યમ ગૉત્રેએ, ગુસ્સાની ઝનુની અદાઓથી ઉશ્કેરાઈને, પોતાના કદાવર હાથની એક મુક્કી તેની બાજુમાંની ટેબલ પર એટલા

જોરથી મારી કે તે ટેબલ પરની ડીકેનટર ને ગ્લાસીસ પોલકા નાચ નાચવા પડયાં!

ફીલીપે કશો જવાબ કરયો નહીં. તે શું કહે? આવી જીગરતોડ ગેરઇનસાફીના સધ્યારામાં વટીક તે બોલીજ શું શકે? તેણે ફકત વીલ્યમ ગૉત્રેનો જોરમંદ હાથ પોતાના નાનકડા હાથમાં લઇને મુંગી દીલસોજીનાં હેતથી દાબ્યો.

"મેં અલબત એ કમીના હેરેમંદની સખ્ત ખબર લીધી," ગૉત્રેએ જરા વારે જીવ શાંત કરીને પાછું ચલાવ્યું, "એક વખતે મેં રસ્તા ઉપર તેનો એ વાંક ખુલ્લે-ખુલ્લો જાહેર કરતાં તેને અચ્છી તરેહસે બફાત્યો, અને જોકે તે ઘણો જોરમંદ કહેવાતો હતો, તોપણ પોતાનાં દીલનાં અકસર હીંચકારાપણાં વચ્ચે, માહરા મુકાબ્લામાં આએ વખતે તેનું કશું ચાલ્યું નહીં, અને લોકોએ તેનો હુરયો કરયો, એટલે તેને મને ડયુએલનો ચૅલેન્જ મોકલ્યા વગર ચાલ્યું નહીં. મેં, બેશક, તે ચૅલેન્જ ઘણી મોટી ખુશી સાથે કબુલ રાખ્યો અને અમો લડયા, જ્યારે હું તેની ગોળીથી થયલા ખભાં ઉપરના એક નજીવા જેવા ઘસાડા સાથે બીલકુલ સલામત બચી ગયો, પણ તેને તો પગમાં મેં છોડેલી ગોળી એવી તો મજબુત લાગી કે જનમનો ખોડો અને લંગડો થયલો છે!"

"અને પેલી ઓરત?" વળી ફીલીપે વાતમાં રસ લઇને ફરી એક વાર સવાલ કરયો.

"તે એક ખરાબે ચઢેલું વહાણ હતું, અને ખરાબે ચઢી ગયલાં વાહણો મોટે ભાગે નાશ પાંમ્યા વના રહેતાં નથી," ગૉત્રેએ થોડીક ગમખ્વારીથી કહ્યું, "તે ઓરતનો બીલકુલ નાશ થઇ ગયો, જ્યારે તેણીની ખરાબી શોધનાર બદમાશ, ચોટટે ખુશાલ, એ લોકોની કહેવાતી સોસાયટીમાં આજેબી લાલ પીળો થઇ ફરતો રહેલો છે! એવી એ લોકોની એ સોસાયટી છે, અને હું કેહુંછ કે હેફ પડજો એ જાતની એ સુધરેલાં ને શીખેલાં કેહવાતાં લોકોની સોસાયટી અને તેનાં બંધારણ પર! તું શું ધારશે, બીરાદર, તે ચંદાલે આટલું થવા છતાં તેણીનો નાશ કરનાર તરીકે બાહીંમત મનેજ જાહેર કરયો, અને તે તેની કંગાલ સોસાયટીએ માન્યું, કેમજે તે મુજી બદકારને માહરા ચંદાલ કાકાનો ટેકો હતો! તે તેના પૈસાના આંટામાં આવી ગયો હતો, અને એ બધું જોતાં અને જાંણતાં મને એટલો ક્રોધ પેદા મડયો કે ત્યારથી હું એ કેહવાતી સોસાયટીનો હદહદતો મુદદઇ થયો, અને મેં આય રખડેલ જીંદગી પસંદ અને પોતાની કરી લીધેલી છે! હું લુટારો નથી, હું પીંઢારો નથી, હું ખુંની નથી, હું ગળાફાંસું ચોર નથી, તોપણ માહરે કબુલ કરવું જોઇએ કે એ બદમાસોની કહેવાતી સોસાયટી મને ઇજજતદાર માનતી નથી, અને હું ઇજજતદાર કહેવાવાનો દાવો કરતો કે ફાંકો ધરાવતો નથી!"

"અને પછી પેલાંઓ કોઇ દહાડે તમારા રસ્તામાં આવ્યાંજ નથી?"

"વરસો બાદ! વરસો તક તો તેઓની બરઅમજ બુડી ગઇ હતી, પણ છેલ્લાં કેટલાંક વરસ પર તે કંગાળ અબળા એક ઠેકાણે આય પૅરીસનાજ એક ભાગમાં મને મલી ગઈ, કે જ્યારે તેની સાથે નામોશીમાં જન્મ પાંમેલી એક સોળ વરસની બેટી હતી. શુક્ર કરવા જેવું એ હતું કે ઘણે ભાગે બનવું જોઇએ તેમ તે બેટીને તે માતાની બદમાશીના છાંટા કશા ઉડયા હતા નહીં! તે છોકરી ખરેખર નેક ચલણ હતી, અને પોતાની માતાની ગુનેહગારીથી ઘણી કચવાતી અને કમકમતી હતી; અને જ્યારે તે માતાની માહરા જોગી માફીની કાકલુદીઓ મેં થોકડે મારી, ત્યારે એ સોળ વરસની દીકરી પર, તેની નેકી જોઈને, મને એક બાપનુંજ સ્વભાવિક હેત આવ્યું, અને તેણીની વિનંતી માન્ય કરીને મેં તેની નાલાયક માતાના બેરેહેમ બસથી તેને બચાવી લીધી. તે માતા કોઇ ઘરડા હવસી મારકવીસને બાર તેણીનાં હોસાંનનું વેચાણ કરવા તળપી રહેલી હતી એમ જાણતાં સાથે હું તેને નહસાડી લઇ ગયો, અને એવી રીતે મેં તેને છુપાવી કે તેણીને પાછી મેળવવાની તે અબળાની જીવતોડ જેહમત બધી વ્યર્થ પુરવાર થઇ. તેણે પોતાની પરના સીતમની વાત મને કહી હોય અને હું તેને બચાવી લઇ ગયો હોઉ એવો કોઇ વહેમ તેણીને બરપા થઇ શકયોજ નહીં, સ્હાને તેજ સલામતી હતી. વળી મેં જોઇ લીધું કે તે છોકરીની નેકી એક ખરાં દીલના પવિત્ર પ્યારનાં નિખાલેશ-પણાંને આભારી હતી. તે એક જવાંન ઈટાલ્યન ચિતારાને, આટલી નાની ઉમર છતાં, ચાહતી થઇ હતી, અને તેથી મેં તેઓને પરણાવી આપીને માહરી ગીરોથી મદદ કરી સુખી કરયાં. હું તે છોકરીનો ધરમબાપ થયો! મગર કમનસીબે તેઓને એ તેમનું સુખ ધારયું નહીં. આ દુન્યાજ એવી જુઠઠી અને બેવફા છે! બદમાશી જેવી તરે છે તેવી નેકી માહરા અનુભવ પ્રમાણે ઘણે ભાગે તરીને તરીપાર ઉતરતીજ નથી! લગ્ન પછી બેએક વરસમાં તે ગરીબ ઇટાલ્યન ફીવરનો ભોગ થઇ પડી ભરજવાંન વયે મારયો ગયો, ત્યારે તે નૌજવાંન વીધવાના હાથમાં એક વરસ દહાડાનો છોકરો હતો, અને વળી એક બીજાં બચ્ચાંની ઉમેદ હતી. તે બચ્ચું, મગર, તવલુદ થતાં સાથેજ તેણે તે જવાંન માતાનો પણ જાંન લીધો, અને તે બંને બચ્ચાં તે મરતી માતા માહરા હવાલાને સપુર્દ કરી ગઇ. આ એક ઘણી ગંભીર જવાબદારી હતી, પણ તે મરનાર માહરાં પેટની દીકરી હોય તેમ મને તેણીને માટે મોહોબત લાગી ગઇ હતી, એટલે મેં એ જોખમદારી ખુશીથી માંથે લીધી. એમ છતાં પેલું પેહલું બાળક જે મેં તુંને કહયું તેમ એક બેટો હતો તેને જન્મથીજ ખહીનો રોગ લાગુ પડેલો હતો, અને તે પણ તેની માતાના ગુજર પાંમવા પછીથી થોહુંએકે હંમેશગીમાં આખેર થયો.

"અને પેલી છોકરી? તે શું હજી હેયાત છે?"

"તે હેયાત છે, અને ઘણી મીઠા ચેહરાની છ વરસની એક ભુલકી છે," ગૉત્રેએ મીઠાસથી અને મોહોબતથી કહયું; "માહરૂં તેની પર ઘાણું હેત છે, અને મેં તેને અત્રેનાં એક કૉનવૅન્ટમાં રાખીને મોટી કરેલી છે. અલબત, તેણીના નીભાવ વાસ્તે

માહરૂં ચામડું ઉતરી જાય એટલું માહરે આપવું પડ્યું છે, પણ હું તે વાસ્તે જરાએ ફરયાદ કરતો નથી. તે બુચી મને "પપાજ" કહે છે, અને અમો વચ્ચે બાપ દીકરી-નુંજ હેત જામી ગયલું છે. માહરી ફકર એટલીજ છે કે હું જો ખાપરી જવશ તો એ માબાપ વગરનું બચ્ચું બીચારૂં આય બહોલી ધરતી ઉપર બીલકુલ રખડી જવાનું છે." —અને હયાં એક અચબુચ વિચાર થયો હોય તેમ તેણે એકદમ ઉલટમંદ વધાર્યું, "મગર હું એ તુંને ફરજ આપી જાઉંછ, દોસ્ત ફીલીપ! જો બીમારીથી કે હર કોઈ રીતે તું માહરી સાથે છે તેવામાં હું ચાલતો થાઉં તો એ બચ્ચાંને તું લઈ જઈને માહરા ઘરડા બાપને સોંપજે. તેવણ ખાખાવરખા થયલાં છતાં હજી એકદમ કાંઈ નાગા ભુખા નથી, અને એ માહરૂં બચ્ચું છે એ ખ્યાલથી, માહરી ખાત્રી છે કે, એવણ તેને માહરા મુવા બાદ ઘણી ખુશીથી પોતાને આશરે લેશે અને તેઓના ગુજર પામવા પછીથી એ બચ્ચું રખડી નહીં જાય તેનું કાંઈ પ્રોવીઝન પણ કરી લઈ શકશે."

ફીલીપ હસ્યો.

"પણ તમારા મરવા કાંઠે આવી ચુકેલા ઘરડા બાપની આગમચ તમે, આવા જોરેમંદ અને જવાંન, મારયા જાઓ એમ માનવાનું કાંઈ કારણ વારૂં?" તેણે હસીને સવાલ કરયો.

"એમાં તું નહીં સમજે, બેટા," વીલ્યમ ગૉત્રે અજબજેવી હદ સુધી એ સવાલનો જવાબ કરતાં ગંભીર થયો, "મોહોતને જુવાંની કે બુઝોગી"ની કોઈ દહાડે કશી લેહાઝ હોતીજ નથી, અને તેમાં માહરી જીંદગી તો ખાસ કરીને—" અને તે અટકી ગયો, એવી રીતે કે તે જે આગળ કેહવા જતો હતો તે કેહવાનું તેને આ તબકકે ઘણું નામુનાસેબ લાગ્યું હોય! ફીલીપે, તેથી, તેને તે વાક્ય પુરૂં કરવાનું દાનાઈથી દબાણ કશું કરયું નહી, અને દુરઅંદેશીથી સાંમી વાતજ ફેરવી નાંખી.

"પણ એ બચ્ચાં પર તમારો એટલો બધો પ્યાર છે ત્યારે તેને તમો તમારી સાથેજ કાંય નથી રાખતા?" તેણે સવાલ કર્યો.

"તે ખ્યાલજ કરવો બેજા છે," ગૉત્રેએ ગંભીરાઈથી સમજાવ્યું, "આપણે જે એટમસફીઅરમાં જીવ્યે છીએ તે આપણી આસપાસની હવા અપ્રમાણીકપણાં, ગંદકી અને ગલીચીનીજ લેખાએ, ને તેમાં માહરે એ બચ્ચાંને લાવવું, રાખવું, અને ઉધારવુંજ નથી—ખાસ કરીને એટલા માટે કે એ બચ્ચું એક છોકરી છે. હવે, તેથી, હાલ તો જવા દે એ વાત. આવતી કાલે એ બચ્ચાંની છઠ્ઠી સાલગરેહ છે, અને હું એને વાસ્તે થોડાંક રમકડાં લઈ આવેલો છું તે લઈને હું તેને કૉનવૅન્ટમાં મળવા જવશ, ત્યારે તું માહરી સાથે આવજે."

અને તેઓ એ મુજબ બીજે દીવસે ગયા. કૉનવૅન્ટમાં બગીચા પર ઉઘડતા એક મીલાકાતીઓને લગતા ઓરડામાં તેઓને બેસાડવામાં આવ્યા, અને જરાજ વારે

નાની ફૅની કુદકા મારતી ત્યાં તેઓને આવી મળી. તે ખુશીથી હસતી તેમજ રડતી હતી! તે ગૉત્રેને "પપાજ" કહીને પોકારતી આવી, અને જે હેતથી તેના ખોળા પર ચઢી જઈને તે પરાઈજણી બાળકી તેને તોટે વળગી તે જોવાનું એકંદી વારે ખુશ-કારક અને અસરકરનારૂં હતું!

ફીલીપ હેરત રહયો. દુન્યામાં પણ કેટલું ચીત્ર વિચિત્ર થતું આવે છે! આ આદમી જે અબલાને ચાહતો હતો તે તેને શરમભરેલી હદ સુધી જુઠ્ઠી પુરવાર થઈ, અને તે છતાં તે તેની દીકરીનો અને દીકરીની દીકરીનો આ હદ સુધીનો એક હેતવંતો ધર્મ બાપ થયો એ શું કાંઈ થોડી અજાયબીની અને નાહની સુની નેકીની વાત કહેવાય?

વીલ્યમના કહેવાથી નાહની ફૅની જરા બીહતાં બીહતાં ને અચકાતાં અચકાતાં, તોપણ પછીથી તેટલાજ એખલાસ અને તેટલાજ વિશ્વાસથી, ફીલીપના ખોળામાં ચઢી તેનાં ગળાંમાં હાથ નાંખી, તેને એક હેતભરી બકી આપી અને લીધી, અને પછીથી જ્યારે વીલ્યમ ગૉત્રેએ પોતાના મોટા કોટનાં કુશાદે ગજવામાંથી એક પછી એક પેલાં જુદાં જુદાં રમકડાંઓનો એક ઢગલો તેને કાઢી આપ્યો ત્યારે તે નાહની, નિર્દોષ માબાપ વનાની ભુલકીનો હર્ષ અને ખુશાલી કેવળ જોવા જોગ હતાં! તે પછીથી તે ઘણી મુશ્કેલથી ગૉત્રેથી છુટ્ટી પડી, અને જ્યારે તેઓ જતા હતા અને તે પોતાનો નાહનો હાથ હીલવી હીલવીને તેઓને વરંડાપર ઉભી ઉભી "ટટા" કરતી હતી ત્યારે તે નાહની મીઠી ભુરી ચશ્મોમાં તારા સમાન આંસુઓ ચમકતાં હતાં તે જોવાનું ઘણું રહદયભેદક હતું!

"હું તો હજુબી કહેઉછ, વીલ્યમ, કે આએ હેતવંતાં બચ્ચાંને તમો તમારી સાથે રાખતા નથી તે તમારી ઘણી ભુલ છે," ઘર તરફ પાછા જતાં જતાં ફીલીપે પાછું કહેવાની અને પોતાના મિત્રનો ચોખો ચાંપી જોવાની હીંમત કરી.

"હું તુંને માહરા સબબો ગઈ રાત્રેજ સમજાવી ચુકયો હતો, ફીલીપ," તેણે ગંભીરાઈથી કહ્યું, અને ખીજવાટથી વધાર્યું, "અવળ તો પેલો માહરો ભાગ્યો બારની તેની વરૂ જેવી તિક્ષણ અને ધીક્કારયુકત આંખ્યોથી એ માહરાં બચ્ચાંને આવતાં જતો ટીકયા કરે તેજ મને નહીં ગમતું; અને ધ્યાન રાખજે, છોકરા, કે એ બચ્ચાંની હસ્તીથી કે માહરા એ નાઉમેદ પ્યારની એ કેફયતથી એ આદમી આજતક બીલકુલ બીન-માહીતગાર છે."

ફીલીપ અજાયબીથી દંગ થયો.

"અને તે છતાં—અને તે છતાં તમો એવા એક આદમીની સોબત શોધતા રહોછ એ શું એક અજાયબી નથી? હું જોઉછ કે મનેજ એ આદમી ગમતો નથી એમ

નહી, પણ તમોને પોતાનેબી એ જરા થઈને ગમતો નથી લાગતો," ફીલીપે કહેવાની હીંમત કીધી, "અને ત્યારે કાંય તમે તેનો પલ્લો પડતો મેલતા નથી?"

"તું નહીં સમજે, ફીલીપ," વીલ્યમ ગૉત્રેએ, જાંણે ફીલીપનું એ માથું મારવાનું તેને નહીં ગમ્યું હોય તેમ, થોડાક તીખાસથી કહ્યું, "આપણે આદમી બધાં સરજતનાં ગુલામ છીએ, અને બાઝે વખત આપણી મરજી નહીં હોય તોપણ આપણે એવા સ્નેહીઓને મુકી શકતાં નથી કે આપણી સરજતને આપણે ઉલટાવી શકતાં નથી! એ આદમી માહરા ધંધામાં માહરો ભાગ્યો છે, અને ખોબે ખોબે પૈસા મેળવી આપવામાં માહરો મદદગાર છે, તોપણ એ માંહરી પાસે હોય ત્યારે કુદરતીજ મને ગમતું નથી, ને ખરેખર તો એ હોય ત્યારે માહરી પર ગાલેબ આવેલી બેકરારી પછી, તે જતો રહેછ ત્યારેજ હું છુટકારાનો દમ ખેંચું છું એ હું ના પાડતો નથી. મને એના પર કાંઇ કુદરતીજ અભાવ અને અવિશ્વાસ આવે છે એ પણ હું કબુલ રાખું છું, પણ ખુદા જાંણે કેમ તે હું પોતે એ જકડ પકડ બંધણથી રીહાઈ મેળવી શકતો નથી અને તે મેળવવા ચાહતો પણ નથી!" અને વળી હયાં તેણે દીલનાં જોશ વચ્ચે કહેવું ઘટે તે કરતાં ઘણું વધારે કહી દીધું હોય એવો તેને ખ્યાલ થયલો જણાયો, જ્યારે થોડી સખ્તાઈથી એકદમ ચુપ થઇ જઇને તેણે હવે એ વાતજ ફેરવી નાંખી, એટલે ફીલીપ મૉર્ટન પણ પોતાની મરજી ઉપરાંત ફરજ્યાત ચુપ થયો!

---

## પ્રકરણ ૩૭.

હવે તેઓ એ મુજબ વાત કરતા આગળ વધતા હતા તેવામાં ગૉત્રે સખ્ત ચોંક્યો, અને ફીલીપ બહુજ અજબ થયો. તેણે જોયું કે એક પોલીસમૅન જેને તેઓએ આગળ રસ્તા પર કોઇ સાથે એક ઠેકાંણે વાત કરતો ઉભેલો જોયો હતો તેણે તેઓની પુઠ પકડી હતી, અને ગૉત્રે એ જોતાં મોહોત જેવો ફીકકો પડયો હતો! એમ કેમ? ફીલીપ મૉર્ટનને બહુજ અજબ લાગ્યું કે વીલ્યમ ગૉત્રે જે એક ઘણા ઈજજતદાર અને પ્રમાણિક ધંધાની ઑફીસ માંડી બેઠો હતો તેમાં એવું તે શું હોય જેથી તેને પોલીસથી બીહવું પડે અને પોલીસ તેની પુઠ પકડે? એમ છતાં ઘભરાયલા ગૉત્રેએ પોતાની હંમેશની ચપલતા આ વખત પણ ગુમાવી નહીં, અને એક ટરનીંગ પર અજબ જેવી સફાઇથી પેલા પોલીસમૅનની નજર ચોરાવીને, ફીલીપનો હાથ પકડી, તેની સાઇડમાંની એક લીલાંઉવાલાની દુકાન, જેમાં ઘણી ગીરદી હતી, તેમાં ઘુસી ગયો. એમ થવાથી પોલીસમૅન તો આગળજ ચાલ્યો ગયો, અને પછી વીલ્યમ પાછલે બારણે બીજાજ રસ્તાપર નીકળી જઇને ગળી ગુંચીઓમાં આસરો શોધતો પોતાને ઘર પોંહોંચ્યો.

મગર એ એતેફાક થવા પછીથી વીલ્યમ એકદમ ઘણો ગંભીર, વિચારવંત અને ચુપ થઇ ગયો. તાજુબી એ હતી કે એમ તો ઘણાએક પોલીસમૅન અવારનવાર વીલ્યમને રસ્તેશેરડે હમેંશ જોતા અને મળતા હતા, પણ તેઓ તેની એ રીતે પુઠ પકડતા દેખાયા હતા નહિ, ત્યારે આ પોલીસમૅન એમ કાંય કરે? શું તે એક "જુન્નો કાગડો" કોઇ બીજા પ્રદેશમાંથી આ ડીસટ્રીકટમાં ટ્રાન્સફર થયો હતો, અને તેણે વીલ્યમને જોતાં સાથે ઓળખ્યો હતો? આ ખરેખર ઘણું દીલ ગભરાવનારૂં હતું, અને ફીલીપને લાગ્યું કે વીલ્યમ ગૅત્રે પોતાને જે ચીતારતો હતો તે કરતાં તેનાં સંબંધમાં કોઇ ઘણો ગંભીર અને જયાદા કાલાસ પછવાડે હોવોજ જોઇએ. અને તેમ હોય તો એવા એક નાલાયકની જોડે રેહેવામાં તે શું પોતે પોતાની બરબાદી નહિ કરતો હતો? તેના મરનાર નેકબખ્ત માતાના સબકો સર્વદા નેકીની રાહે ચાલવાના હતા, કે જે સબકોને તે અત્યાર-સુધી સાચ્ચો રહયો હતો અને સદા સાચ્ચોજ રહેવા ચાહતો હતો, અને ત્યારે તેવા સંજોગમાં આ ખરી સત્યાનાશી સાંમે તેની આંખ ખુળવા પછી તેવા એકની સોબતમાં ચાલુ રહેવાને તે પોતાનું મન સમજાવીજ કેમ શકે? ઓ પરવરદેગાર, તેને અત્યાર સુધી આ જોરેમંદ વીલ્યમ ગૅત્રેને વાસ્તે સઘલું સારૂંજ માન્યું હતું, તેમાં શું તે ખરેખર ઠગાયો હતો? શું એ આસામીએ જાંણી બુજીને તેને સઘળી હકીકત ખોટી કહી સમ-જાવી વહાયો અને ઠગયો હતો?

અને આ હાથ પર ચતુર વીલ્યમ ગૅત્રેને ખરો મામલો ચેતી જવાને મુશ્કેલ થયું નહિ. તે પામીજ ગયો. તે ઘણો બાહોસ અને પાહાવરડો હતો, એટલે પેલા પોલીસ-મૅનને જોઇ તેમજ ઓળખીને તે ભડકયો હતો તેથી મૉરટન મજબુત વહેમાયો હતો, અને તેને છોડી જવાના ખ્યાલો કરતો થયો હતો એ સઘળું તે એક લેહેજામાં જોઇ લઇ શકયો!

એટલા માટે જેવા તેઓ ઘર પાછા ફરયા કે વીલ્યમ, કે જે તે પોલીસમૅન જોડે અનાયસે ભેટો થવા પછી આખો વખત આખે રસ્તે ગંભીર અને ચુપ થઇ ગયો હતો તે, હવે ફીલીપને પોતાની સાથે પાધરો પોતાના ઓરડામાં તેડી ગયો. તેણે ત્યાં જઇ બારણું અંદરથી બંધ કરી લીધું, અને ફીલીપને ટેબલ આગળની એક ખુરસી બતાવતાં પોતે તેની સાંમે બેસીને કહ્યું, "તું ઘણો બીહીઘેલો છે, ફીલીપ? કૉનવૅન્ટ તરફથી આવતાં રસ્તામાં નહિ ધારેલો એક કારમો સંજોગ બરપા થવાથી તાહરો વિશ્વાસ મારી ઉપરથી ઉઠી ગયો છે, અને તું શું છુટો થવા ચાહેછ? એમ હોય તો બેલાશક! હું તુંને તાહરી મરજી ઉપરાંત માહરી જોડે રાખવા, સંઘરવા કે જોખમમાં ઉતારવા ખુશી નથી. લે આએ એક સો નૅપોલ્યન."—અને તેણે પોતાની પર્સ ખેંચી કાઢી— "હું તને માહરી પાસથી ખાલી હાથે જવા દેવાનો નથી, વાસ્તે તુ તાહરો જોખમ નીવારવા ચાહતો હોય તો આએ અવેજ લે અને—"

"પણ જોખમ શાંનો, વીલ્યમ? મને તમો બહુજ અજબ કરોછ!" જવાંન ફીલીપે મોટી કાકલુદીથી કહ્યું, "તમે તો મને નાખીનાખીને સમજાવેલું છે કે તમો ચોર નથી, લુતારા નથી, પીંઢારા નથી, ગલાંફાંસું નથી કે ખુંની નથી, તો તમોને પોલીસનાં લફડાંથી એટલું બધું બીહીવાનું હોયજ શાનું? આએ તમારો જોડાં સાંધી આપવાનો ધંધો તમોજ કહોછ તેમ ઘણો ધીકતો ચાલેછ અને તમોને તેમાં ઘણું પેદા કરવાનું મલેછ, અને જ્યારે એ ધંધો એટલો બધો પ્રમાણીક છે ત્યારે તમારે ને માહરે માટે જોખમ હોયજ શાંનો અને પોલીસમેંનોએ તમારી પુઠ પકડવી જોઈએજ શું કાંમ?"

અને જવાબમાં વીલ્યમ ગૉત્રેએ શું કહયું? તેણે એ પાધરા સવાલોનો જવાબ કરવા આગમચ એક આખી મિનિટ લીધી!

"છોકરા, તું એ બધું મને પુછેછ ત્યારે તું તાહરી પોતાની ગઈગુજરી બધી ભુલી જાયછ!" તેણે કડવાસથી અને ઠપકાથી કહયું, "યાદ છે તુંને કે તું બીલકુલ બેગુન્હા હોવા છતાં પોલીસ તાહરી દુંબાલે પડી હતી, જ્યારે તું જીવ લઈને નાહસ્તો હતો અને મેં તુંને તે વખતે હાથ આપીને બચાવી લીધો હતો?"

ફીલીપ લજવાઈ ગયો!

"ઘણીક વખતે બેગુન્હા આસામીઓની પુઠે પણ પોલીસ લાગેલી રહેછ, અને તે તાહરા પોતાના અનુભવથી તું અચ્છી રવેસે જાંણેછ, ત્યારે તાજુબ કે તે છતાં તું મને એ સવાલ મોંઢે મારીને પુછવાની હીંમત કરી શકેછ? પણ હવે એ તકરારજ બેજા છે. દીસ્તી રીતે તાહરૂં દીલ મ્હારી ઉપરથી ઉઠી ગએલું છે અને હું જોઉંછ કે તું માહરેથી છુટટો થાય તેમાંજ આપણી બન્નેની ભલાઈ છે. મને તાહરી ઉપર કાંઈ અજબજેવી રીતે હેત આવી ગએલું છે ને મને બી લાગેછ કે તું માહરાથી હવે છુટ્ટો થાય તેજ બેહેતર છે. એટલા વાસ્તે તાહરૂં ગાડું પાછું ગબડતું કરવા હું તુંને મહારી ગીરોના આએ એકસો નૅપોલ્યન જે માહરાં દીલની ખરી ખુશીથી આપુંછ તે લઈને—"

"મને માફ કરો, વીલ્યમ!" જવાંન ફીલીપે એ સાંભળતાં તુરત ઓજરખ્વાઈથી માફીના હાથ જોડયા; "હું ત્યારે જોઉંછ કે હું ઘણો ઉતાવળો થયો, અને માહરા જોગી તમારી હજારો કીંમતી મેહેરબાનીઓને કૃતઘ્ન થઈને મેં તમુને ઘણો ગેરઈનસાફ કરયો! તમે મને માફ કરશો! હવે તો હું કસમ લેઉંછ કે માહરૂં મોહોત બી માહરી સાંમે મને ડોળા ઘુરકતું ઉભેલું દેખાશે તોપણ હું મરતાં સુધી એ તમારી મુરબ્બીગીરીને નીમકહરામ થનાર કે તમોને તજી જનાર નથી.!"

વીલ્યમ નાચાર થયો. તેણે હજી બી ફીલીપને તે જે અવેજ ખુશીથી આપતો હતો તે લઈને ત્યાંથી જતો રેહવા ઘણીએક બોંહોંસ કરી—જાણે હવે તેનો વિચાર એક-

ઠમ ફરયો હોય અને તે જ્યાં રહે તેમાંજ તેની ભલાઇ અને સલામતી તે માનતો હોય; પણ ફીલીપ એકનો બે નહિ થયો અને અંતે એ ઇકરાર પડતી મેળવામાં આવી.

એ પછી ઘણાએક દિવસો ગબડી ગયા. પેલો પોલીસમૅન પાછો કેઠે બી કોઇ દહાડે નજરે પડ્યો નહિ, અને તે બનાવ એક ખ્વાબ માત્ર થઇ ગયો હોય તેમ ભુલાવે પડતાં વીલ્યમ ગૅાત્રે જલદીજ પોતાની અસલ તેજી અને ખુશ મીજાજીમાં પાછો આવી ગયો.

એમ દીવસો ગબડી ગયા અને વળી એક દીવસ વીલ્યમ અને ફીલીપ બંદર પર ફરવા ગયલા તે તરફ કોઈ વીલ્યમના દોસ્ત જોડે વાત કરતા ઉભા હતા, તેવામાં તરતની આવેલી ને લાંગરેલી એક સ્ટીમરમાંથી કોઈ એક લંગડો આદમી એક મોટી લાકડીના ટેકાથી ચાલતો બાહેર આવ્યો અને ફીલીપે જોયું કે તેની અને ગૅાત્રેની નજર એક થતાં તે બંનેએ એકમેક તરફ ઘણા કરડા તિરસ્કારથી ઘુરકીને જોયું. એ પછી પેલા ઢક્કા ઉપર આવીને તૈયાર ઉભી રહેલી એક શોભીતી જોડીની ગાડીમાં પેલો લંગડો સ્વાર થયો અને ગાડી દમામદાર ધમધમાટ સાથે ત્યાંથી ઉપડી ગઈ.

"ઓલખ્યો કે?" પેલા બે જે આસામી સાથે વાત કરતા ઉભા હતા તે આદમીએ વીલ્યમને કોપરયું મારીને સવાલ કરયો.

"નહિ," વીલ્યમ ગૅાત્રેએ ધુખરાયલાં છાણાં જેવા સાદે ટુંકમાં જવાબ કરયો, ને ફીલીપને તરત લાગ્યું કે તે જુઠ્ઠું બોલતો હતો!

"એ પેલો લૉર્ડ લીવબર્ન," પેલાએ ભોલાઈથી ઓળખ આપતાં આગળ કહ્યું; "લંડનવાલા લૉર્ડ રૅાબર્ટ બોફર્ટનો એ સાળો થાય."

"લૉર્ડ રૅાબર્ટ બોફર્ટનો એ સાળો?" ફીલીપે તાજુબીમાં પુકાર્યું, અને પછી તરત તેને યાદ થઈ કે એ નામ તેણે તેના પીતાનું સર્વસ્વ પચાવી પાડીને તે હકદારોના હક લુટનાર તેના લુચ્ચા રૅાબર્ટ કાકાના સંબંધમાં આગળ એક બે વાર સાંભળેલું ખરૂં!

"બડો માલદાર છે," પેલાએ તો ચાલુજ રાખ્યું, "બંને ખરા નસીબદાર. એ રૅાબર્ટ બોફર્ટ બી થોડો નસીબદાર પુરવાર થયો નથી. એનો નાનો ભાઈ હૅરી બોફર્ટ હકદાર ઉમરાવ થયો ને કરોડોનો ધણી થયો અને પોતાની મીસત્રેસ સાથે પરણીને તેને એક પરણેતરના હકો આપવા ધારતો હતો, તેવામાં તે ઘોડા પરથી તુટી પડીને મારયો ગયો. એ ઉપરથી તે બધાં રવટી જતાં એ રૅાબર્ટ લૉર્ડ થયો અને કરોડોના આઈતા દલ્લાનો ધણી થઈ બેઠો!"—ને તે થોડુંક તુચ્છકારનું હસ્યો.

ફીલીપ ચેહરામાં લાલ ભુંડ જેવો થયો, અને તેણે લોહી નીકળ્યું ત્યાં સુધી અનુ-નથી હોઠ કરડી નાંખ્યો. ઓ પરવરદેગાર, તેની નેક, પાક, નિરદોષ માતાને માટે આ

કેવો પાપી અને ગલીચ ઈલ્ઝામ, તેને મરવાને પણ વરસો ગુજરી ગયલાં છતાં, હજી છચોક બોલાતો ને મનાતો રહયો હતો!

મગર વીલ્યમે ફીલીપને બરપા થયલું તે ઝનુન તેજ વખતે જોયું, અને પેલાનો થોડોક ઉધરો લીધો.

"તમે શું કરવા કોઈ ગુજર પાંમેલી બાઈને વાસ્તે એવું બોલોછ?" તેણે ગુસ્સાથી કહ્યું; "કાંય નહિ તે ખરેખરી પરણેલી હકદાર હોય? કૉર્ટમાં તે પુરવાર નથી થયું, તેથી શું થયું? આએ દોરંગી દુન્યામાં બુરાંઓની ફાવત અને ભલાંઓનો પરાજય હોય છે તે કોણ નથી જાણતું?"

એમ છતાં પેલો ભોળ્યો ભટાક તો કાંઈ સમજયોજ નહીં! તે કોઈ જબરાજબરીનો ઓળ્યો હતો.

"આપણે તો જે સાંભળેલું તે કહીએછ," તેણે સાદાઈથી કહ્યું; "ખરી ખોટી તો ખોદાયને રોશન! હું તો આએ લૉર્ડ લીલબર્નનિ વાસ્તેજ કહેવા જતો હતો. એબી જબરો નસીબદાર છે. જેને હાથ લગાડે તે સોનુંજ થઈ પડે! એ અઠંગ જુગારી છે, પણ એને કોઈ દહાડે કોઈએ જુગારમાં માહત થયલો જાણ્યોજ નથી."

"વૅલ, વૅલ, છોડો એ તાહેલું અને ચાલો—સાહેબજી," વીલ્યમ ગૉત્રેએ, પેલાના સારાં નસીબની એ વાત સાંભળતાં ખાભરખોધામાં પડયો હોય તેમ, લગભગ તોચ્છઆઈથી કહ્યું, અને એવી તો ઉતાવળે પેલાની વાત પડતી મેલીને ફીલીપ સાથે આગળ ચાલતો થયો કે પેલો અજાયબીમાં દાચું વકાસીને જોતોજ ઉભો! તેને તાજુબ લાગ્યું કે લૉર્ડ લીલબર્ને દેખાવ આપ્યો ત્યાં સુધી તો પેલો કેવી મજાહની હસી હસીને તેના જોડે વાત કરતો હતો અને તેને એકાએક એ શું ફીફડું થયું?

"એ તેજ કમીનો છે," પેલા આગલથી હઠી જવા ને થોડુંક આગળ ચાલવા પછી વીલ્યમ ગૉત્રેએ પીસેલા દાંત અને બીડેલા હોઠ વચ્ચેથી કહ્યું.

"કોણ કમીનો?" ફીલીપે અજાયબીથી સવાલ કરયો.

"એ ચંડાલ લીલબર્ન તેજ માહરો અસલવારેનો મુદદાઈ!" વીલ્યમે ઘણાં ઝનુનથી કહ્યું; "એ તેજ કમીનો છે કે જેણે યુનીવરસીટીમાં પોતાનો વાંક માહરા ઉપર ધોળવી પાડી મને જીંદગીથી ઉખેડી નાંખ્યો હતો, અને એ તેજ માહા મુજી છે કે જેણે જે અબલાને હું સાચ્ચાં દીલની જાંનફેસાંનીથી ચાહતો થયો હતો તેનો નાશ શોધ્યો હતો!"

"માહરા ખુદા," ફીલીપે ભય પામીને સવાલ કરયો, "ત્યારે શું એ કુટુંબજ એ મુજબ પલીદીથી ભરેલું છે? શું એજ તમારી ફૅનીનો મમાવો થાય?"

"એજ," વીલ્યમે મોટા કડવાસ અને બેવડા ઝનુનથી કહયું;" "અને વરસો બાદ એને હાલમાં રૂબરૂ પાછો જોતાં એનું ગળું ભચડીને એને ત્યાં ને ત્યાંજ જાનથી મારી નાખવા ચાહતા આએ મોહરા ચવડતા હાથો—તું ખોદાને ખાતર ખરૂંજ માનજે કે—હું બડી મુશ્કેલીથીજ રોકી શકયો છું! ખોદાનો ઈનસાફ તો જો? આવી હડહડતી ગેરઈનસાફી એક ખરા આસ્તીકને પણ નાસ્તીક કાંય નહીં બનાવી મુકે? આએ આટલા બધાં પાપોનો જવાબદાર પલીદ, તેના પૈસાની જલેહથી, નેકમાંનેક આસામી તરીકે મોજમાં માહલતો ફરેછ, અને લોકો તેને હજારો ઈજ્જત આપીને તેના પર બધા જાન કુરબાંન કરેછ, જ્યારે હું એની સઘળી પલીદીનો એક બેગુન્હા ભોગ પેલી કમબખ્ત નાર અને તેની નામોશીમાં જન્મ પાંમેલી તેવીજ કમનસીબ બેટીનાં બેવડાં મોહોતોનો નાહેકમાં ગમ કરયા કરતો આજે આએ પરાગંદે પશેમાનીની ફેજે પોંહોચેલો છું!"

"ત્યારે ફૅનીની મમાઈ પણ મરણ પાંમેલી છે, એમ?"

"ઓ, હું તે તો તુંને કહેતાં ભુલીજ ગયલો!" વીલ્યમે કડવાસથી કહ્યું; "મેં તેની બેટીને તેના બેરેહેમ બસથી છોડવી અને તેણીનો તેને કશો પત્તો નહીં મલી શકયો તે વાતના ગમમાં તે બીમાર થઈને મરણ પાંમેલી, એટલે ખરેખર તો ફૅનીની માતાના મરણ આગમચજ તે ગુજર પાંમેલી, અને એ બબ્બે ત્રણ ત્રણ ખુંનોનો બોજ એ જાલીમ કસાઈ પોતાની ખાંધ પર ઉપાડીને ચોટ્ટે ખુશાલ મોજ્યાં મારે છે!"—અને અમારાં વાંચનારાં સાહેબોને એ વંઠેલ ઉમરાવ લૉર્ડ લીલબર્નની ઓળખ પાછી યાદ કરાવવા જરૂર છે? જવાંન આરથર પેલા એક ઘોડાની ખરીદી વાસ્તે પાસેના ગામમાં જવા તૈયાર થયલો હતો, અને પોતાના દોસ્તો આવી લાગવાની વાર જોતો હતો, ત્યારે એ લંગડો પોતાની બેહનને ઘેર મેહેમાન આવેલો ત્યાં ઈઝીચેર પર અરડાઈ પડેલો હતો, અને પોતાના ખાઉં કરડું થઈ ગયલા સ્વભાવ મુજબ ભાણજાઓને દુઃખ લગાડવાનું કાંઈ ને કાંઈ બોલીને તેઓને પજવતો રહયો હતો. અમો એ તે વખતની યાદ કરાવ્યે છીએ કે જ્યારે એ સેહેલગાહ પર જતાં વીલ્યમ ગૅાત્રેનો ઘરડો બાપ જવાંન આરથરના એક દોસ્તના ઘોડાની ઝડફટમાં આવી ગયો હતો, અને તે અકસ્માતનાં પરીણામમાંજ મરવા સુતેલી કૅટેરાઈનને તેણીની છેલ્લી ઘડીઓમાં મલવા અને હજારો રાહત મેલવી આપવા તે પાંમ્યો હતો.

* * * *

હવે પૅરીસમાં જબરો હોલોકાર ચાલુ થઈ રહયો હતો. એક મુદ્દતથી શેહરમાં અને સરકારમાં તરખાટ ચાલી રહયો હતો કે ટંકશાળમાં પાડવામાં આવતા ખરા સીક્કાઓની હુબહુ નક્કલના ખોટા સીક્કાઓ શહેરમાં છરેચોક ફરતા થયા હતા, અને પ્રજાની સલામતી બહુજ જોખમમાં આવી ગઈ હતી! આ નકલી સીક્કાઓ એટલા બધા તો ખરા જેવા હજારોની સંખ્યામાં ફરતા થયા હતા કે ખુદ બેંકો વટીક તેની પીછાણુતમાં

માહાત થતી હતી, અને સરકારે અકળાઈને એ ગંભીર ગુન્હાની તપાસ અને તે ઉખેડી નાંખવા માટે એક ખાસ મોટું કમીશન નેમ્યું હતું, કે જેણે એ ગુન્હાની જે કોઈબી બાતમી મેલવી આપે તેને માટે બહુજ લલચાવનારી મોટી રકમનું ઈનામ જાહેર કરયું હતું. વળી એ કમીશનને હસ્તક પૅરીસની બાહોસ ડીટેકટીવ પોલીસની એક ફોજ સપુર્દ કરવામાં આવી હતી, અને તે તેજ દહાડાની અને તેજ વખતની વાત છે કે જ્યારે બંદર ઉપર બનેલો ઉપલો બનાવ અમે બ્યાંન કરયો છે, ત્યારે મંસ્યેર ફ્રાવર નામનો એક ઘણો બાહોશ સુપરીનટેનડન્ટ પોતાની વડાની ઑફીસમાં ખુશાલીથી લાલ થયલા ચેહરા સાથે દાખલ થયો.

"હોલ્લો મંસ્યેર ફ્રાવર, તમારા ચહેરા પરથી જણાયછ કે તમે આજે કાંઈ મોટી જીત મારી આવ્યાછ ખરા?" તે વડાએ સવાલ કરયો.

"અને ખરેખર તેમજ છે, સરદાર!" મંસ્યેર ફ્રાવરે ખુશાલીથી પ્રફુલીત થતાં જીગરે માંથેથી ટોપી ઉતારીને બાજુમાંની એક ટેબલ ઉપર મુકતાં કહયું; "હું અંતે એ ખોટા સીક્કા પાડનાર બદમાશોની ટોલકીનો પત્તો મેળવી શકવા જેવો ભાગ્યશાળી થયલો છું!"

"ઓ નહીં, ખરેખર?" પેલા વડાએ પોતાની બેઠકમાં ચમકતાં ખુશાલીની લગભગ ચીસ પાડી; "ત્યારે કયારે દરોરો પાડવાનો વિચાર છે?"

"આજેજ રાત્રે!" ફ્રાવરે ભાર નાંખીને કહયું; "ખુદ તે ટોલકી માંહેલો એક હેરેમંદ ફુટયો છે, અને સરકારી સંપુર્ણ માફી તેમજ જાહેર કરવામાં આવેલાં ઈનામની મોટી રકમની લાલચ પર તેણે એ બધા કરપીણોને તેઓનાં ભોયરાં માંહેલી આજ રાતની મીટીંગનાં દરમ્યાંનમાં ઝીલાવી દેવાનું માંથે લીધું છે!"

"આજ રાત્રે ઑપરેશન્સ છે ખરાં?"

"જી હા, સરદાર, અને બધું પકકે પાયે નક્કી કરવા પછીજ હું તમો નામદારને માહરી હીલચાલોથી વાકેફ કરવા આવ્યો છું."

"ઘણુ બહેતર! ઘણુ નામીચું!" તે સરદારે ખુશ ખુશ થઈ જઈને ખુશાલીથી હાથ મસળતાં કહ્યું; "તમોને કેટલા આદમીઓ જોઈશે?"

"ઓછામાં ઓછા ત્રીસ—પગથી માથાં સુધી હથ્યારબંધ થયલા, કેમજે જોખમ કાંઈ નાહનો સુનો નથી," ફ્રાવરે ગંભીરાઈથી જવાબ કરયો; "વળી એ ચંડાલોના ગુફામાં એકદમ પહેલેથીજ ધસારો લઈ જવાથી ફાવટ થવાની નથી, કેમજે ભરેલી બંદુકો, તલવારો અને રીવૉલવરો મોજુદ રાખીનેજ ત્યાં કામ લેવામાં આવે છે. વળી સંખ્યામાં છે બી ઘણા, અને પેલો એકજ જોરાવર હેરેમંદ વીલ્યમ ગૉત્રે અમો

ત્રીસને પટકી નાખી ઉભા રહે એવો તેમાં શામીલગીરી આપનો ને આગેવાની લઈ રહેલો કહેવાય છે!"

"ત્યારે તમે કરવા શું ધારયુંછ?"

"હું એકલોજ વેશ બદલીને પલેલાં તો એક નવા મેમબર તરીકે તે કુટેલા ગોઠવા સાથે તે ગુફામાં આજ રાત્રે સોગંદ લેવાને મસે દાખલ થવાનો છઉં, જ્યારે દરેકે દરેક બારણાં અને દરેકે દરેક ગલીઓ ઘેરીને હું આપણા હથ્યારબંધ આદમીઓને ફરતા ઉભા રાખશ કે જેથી એક પણ હેરેમંદ જીવતો બચી જવા પામે નહીં. અમો બનશે એટલા જીવતાજ પકડવાના ઠરાવ પર આવેલા છીએ, પણ જ્યારે જાંનપર બની આવશે ત્યારે જાંનથી મારી નાંખીને બી તેઓને જીવતા નહીં છટકવા દેવાનો અમારો મુસ્તકીમ એરાદો છે."

તે ચીફે શંકાશીળ માંથું ધુણાવ્યું.

"એ એરાદો અને ગોઠવણ છે તો ઘણાં નામીચાં, પણ તમે તમારા પોતાના જોખમનો ખ્યાલ કરતા લાગતા નથી?" તે ચીફે કહયું.

"અને તે ખ્યાલ કરવા હું થોબતોજ નથી," પેલાએ મગરૂરીથી જવાબ કરયો. "વળી માહરી સરકારની નોકરી કરતાં મરવામાં મને માન છે, પણ તે કરતાં મેં કામ એટલી ચોકસાઈથી લીધેલું છે અને વેશ એવો નામીચો હું ધારણ કરનાર છું કે પકડાઈ આવવાનો કોઈ ભયજ નથી. અલબત, હું સીગનલની સીપટી આપશ તેજ પળે માહરા સાથીઓ, મેં કરી રાખેલી ગોઠવણ મુજબ, ચોમેરથી અંદર ધસારો લાવવાના છે, અને ચાહવું ખુદાનું તો બધું આસાન પાર ઉતરશે."

ટુંકમાં, તે ખોટા સીક્કા પાડનારાઓના ગુફા ઉપરના તે રાતના ધસારા માટે પોલીસની સઘળી ગોઠવણ થોડાજ વખતમાં પકકે પાયે પરીપુર્ણ કરી લેવામાં આવી, અને સૌથી વિશ્વાસુ, પોલીસની નોકરીમાં ઘડાએલા અને ટીપાયલા, આદમીઓનેજ ફાવરની સરદારી હેઠળ સોંપવામાં આવેલા હોવાથી એ વાતની હવા વટીક કોઈને કાંને નહીં પોહોંચે એવી સંતોષકારક ગોઠવણો કરી લઈ શકાઈ હતી.

* * * *

વીલ્યમ અને ફીલીપ બંદરપરથી ઘર પાછા ફરયા ત્યારે બંદર ઉપર બંનેના સંબંધમાં જે કાંઈ બન્યું હતું તેથી બંને કાંઈ ઘણા સારા સ્વભાવમાં તો નહીંજ હતા.

"આજે બારની તો આવીજ નથી મુવો?" ઘરે આવ્યા પછી થોડુંએકે વાત પરથી વાત નીકળતાં અને યાદ થતાં ગૅત્રેએ ખીજવાટથી કહયું; "એ નાલાયક તરફનો માહરો વેહેમ અને અભાવ ખુદા જાંણે શી રીતે પણ દીન પ્રતી દીન વધતોજ આવેછ, અને એ વાયદો કરીને જાયછ તે દહાડે આવતો નથી ત્યારે માહરાં પેટમાં જીવ રહેતો નથી!

"પણ કાંય? ખુદાને ખાતર મને કહો, વીલ્યમ, કે કાંય? ફીલીપ કે જેનું તેની વાહલી માતાને માટે છચોક બોલાયલા નજીસ નેહસ્ત દુરવાદથી માથુંજ ફરી ગયલું હતું તેણે ખભડીને મોટી ઉશ્કેરણી વચ્ચે પાછો સવાલ કરયો; "જોવો, વીલ્યમ ગૉત્રે, હું વિનંતી કરીને માંગી લેઉંછ કે મને ધ્યાનથી સાંભળી લેઓ. હું એક મુદદતથી તમારાં નીમકે અહીં આવ્યા ને ઠર પડયા પછી પરવશ થાઉંછ, પણ ખોદા સાહેદ છે કે હું તમારા સંબંધના માહરા ગંભીર વસવસા ગમે એ કરતાં જીતી શકતો નથી, અને તમારી રોટલીનો ટુકડો સુખકરારથી કોઈ દહાડે માહરે ગળે ઉતરી શકયો નથી! હું એકદમ કબુલ કરૂંછ કે તમારૂં માહરા પર વગર ઢોંગનું ને નેકી ભરયું હેત છે, અને તમે પોતે જે નેકચલણ અને નિરદોશ હોવાનું ઉપરાસાપરી ભાર નાંખી નાંખીને મને સમજાવેલું છે તે ખોદાના ઘેર સુધીની પતીજ સાથે ખરાં તરીકે માનવાને હું માહરી પાક ફરજથી જાંણે બંધાયલો છેઉં; પણ પૈસા તમારાં હાથમાં એટલા છુટથી આવેછ, અને આએ જોડાં સાંધવાનું કામ હું જોઉંછ ત્યાં સુધી તો એટલું દમ વગરનું, નામનું અને મંદ છે કે તમારી આએ મોટી ધરખમ કમાઈનું કાંઈ બીજુંજ છુપું સાંધણ હોવું જોઈએ તે માનવાનો માહરો વસવસો હું ગમે એટલું મન મારૂંછ તોબી માહરાં મનથી હું અલગ કરી શકતો નથી. વળી કાંય હું છતે હાથે પગે અમથી હરાંમખોરી પરજ જીવું? તમો માહરૂં માનતા નથી અને મને કોઈ નોકરી કરવા દેતા નથી, અને તે માહરાં કસાયલાં અને ઉધ્યોગી હાંકડાંઓને જરા થઈને રૂચે એવું નથી. વળી તમારે લગતો આએ ચાલુ અંદેશો માહરૂં જીગર કોતરીને ખાઈ જાયછ, અને તેથી જો તમો મને તમારા સંપુર્ણ વિશ્વાસમાં નહીંજ લઈ શકો તો મેં તમોને કદી નહીં છોડી જવાના કસમ ખાધેલા છે તોપણ હવે માહરે તેમ કરવા વગર છુટકજ નથી. આએ બારની કોણ છે, અને તમો કાંય એનાથી એટલા બીહીધેલા રેહવોછો? પરદા પાંછળ એવું તે શું છે કે જે તમે અત્યાર સુધી માહરાથી છુપાવેલું છે?

વીલ્યમ ગૉત્રેએ ટગરટગર ડોળા ફાડીને ઉશ્કેરાયલા ફીલીપના ચહેરામાં જોયું.

"તું આજે અજબ જેવા ઉશ્કેરાટ ને ઝનુનથી બોલેછ," તેણે ધીમે સાદે કહ્યું.

"હા, કેમકે હું જોઉંછ કે હવે હદ વળી જાયછ," ફીલીપે ગુસ્સાથી કહયું; "થોડે થોડે દહાડે ઉપરાસાપરી આખી આખી રાત તમે ઘેરની બાહેર રેહોછ અને હવે માહરે કંઠે પ્રાણ આવી ગયા છે, એટલે હવે એ શું ખરો ભેદ છે તે માહરે જાણવોજ જોઈએ."

વીલ્યમ ગૉત્રેએ વળી ટેબલ પર હાથની કોણી ટેકવી, કપાલપર હાથની એક આંગળી વલગાડી, ગંભીરાઈથી વિચાર કરયો.

"હું તાહરાથી છુટ્ટો થઈ શકતો નથી, ફીલીપ," અંતે તેણે મન કઠણ કરીને કહ્યું; "કેમકે ગમે એવા કુછંદી અને કપાત્ર આદમીઓનેબી કોઈ ને કોઈ પર હેતની

લાગણીઓ બરપા થાય એ ખોદાનો કાંઈ ઘણો અજબ જેવો ભેદ થાય છે. હવે આખી દુન્યામાં માહરી હૈની સિવાય તેને કરવા જોગ માહરૂં બીજું કોઈ નથી, અને હૈનીને હું સાથે રાખી નહીં શકતો હોવાથી હું તાહરી પર અજબ જેવું લાઈકીંગ લઈ મુકયો છું. હવે તેથી સાંભળ, છોકરા! તું કહેછ તેમ પરદા પાછળ એક ભેદ છે ખરો, અને તે હું મોહડું ખોલીને તુંને કહી શકવાનો નથી; પણ જો તાહરામાં હીમત હોય તો હું તુંને તે સઘળું નજરે બતાવવા ને તાહરી ખાત્રી કરવા માંગુંછ કે મેં તુંને કહ્યુંછ તે ખોટું કે સહરાગતી નથીજ. હું કોઈ એક ચોક્કસ આસામી સામે ગુન્હા કરતો નથી, જોકે માહરા તે અપરાધમાં જોવા જઈશું તો ગંભીરપણું ઘણું મોહડું છે. એટલા વાસ્તે છે તાહરામાં હીમત જે છે તે નજરે જોવાની? એક વાર તું આવ અને જો, અને જો તાહરૂં હંમેશનું નેકીભર્યું દીલ તે જાતની અનીતી નહીંજ તામોશ કરી શકે, તો કાલે તું ગમે ત્યાં ચાલી જવા છુટટો છે. છે કબુલ?"

"માહરા બાપના બોલથી કબુલ!" જવાંન ફીલીપે ઉશ્કેરણીના ઝનુનથી ઉભો થઈને વચન આપતાં કહ્યું, અને તેવામાં બારની અંદર આવ્યો. એ પછી તે બે ભાગ્યાઓ નજદીક એક કલાક સુધી કાંઈ ઘણી ખાનગી ને ગંભીર ગુફતેગોમાં રોકાયા, કે જે દરમ્યાંન વીલ્યમ ગૉત્રેનાં સંબંધનો એવો તે એ ભયંકાર ભેદ શો હોવો જોઈએ તે વાસ્તે ગરીબ ફીલીપે પોતાનું આખું માથું ચેરવી નાખ્યું. તેવામાં બારની રજા ચાહતો ઉઠયો અને ગૉત્રેએ હસીને કહ્યું, "આવતી કાલથી આપણા આએ જવાંન દોસ્તથી આપણને કાંઈ છુપાવવાનું રહેશે નહીં."

"એટલે—તે કેમ?" બારનીએ અજાયબીમાં ધ્રુજકીને સવાલ કરયો.

"વૅલ, આજે રાત્રે એ આપણાં ઑપરેશન્સ નજરે જોવા આપણી સાથે આવંનાર છે."

"અને એને શું કસમ આપવાના નથી?"

"એના સંબંધમાં કસમની કોઈ જરૂરજ નથી એ હું ગૅરંટી કરી શકું, મગર એ બાબેના આપણા કાયદા એટલા સખ્ત છે કે કોઈના બાપની મજાલ નથી કે તેમાં એક ફગરસ જેટલો બી ફેરફાર કરી શકે, અને તે કાયદાને માન આપીને કસમ તો અલબત એ આજે રાત્રે લેશેજ."

બારની એ સાંભળતાં થોડેક શંકાશીળ અને વિચારવંત થયલો દેખાયો, અને ઘરીભર ફીલીપને સમજ નહીં પડયું કે તેનું એમ માથું મારતો જવાનું બારનીને ગમ્યું કે નહીં.

"વૅલ, એ બી બેહેતર છે," તે અંતે પોતાનાં મન સાથ મજબુતીથી ઠરાવ પર આવી શકયો હોય તેમ તેણે કહ્યું; "ત્યારે આજે એક રાતમાં બે નવા સભાસદો સપત

લેવા હાજર થશે—એક તાહરી તરફનો ને એક માહરી તરફનો!"—અને એમ કહેતાં, અતીઘણું કદરૂપું જેવું હસ્તો, જોરેમંદ વીલ્યમ ગૅાત્રેનો તે ભેદભરયો ભાગીદાર, તે ઓરડો છોડી ચાલતો થયો.

---

## પ્રકરણ ૩૮.

"આએ માહરો ભાગ્યો ખરેખર માહરે વાસ્તે એક મોટું ભેદી ઉખ્યાનું છે!" કાંઈક અજબ જેવી અતવત કરતો હોય તેમ બારનીના તે ઓરડો છોડી જવા પછી જોરેમંદ વીલ્યમ ગૅાત્રે અરધું મોટે અરધું મનસે પટપટયો; "હું એને સમજીજ શકતો નથી."—અને એમ કેહેતાં તે પોતાની મોટી ખુરસીમાં ઢળી પડીને સાંમી દીવાળો, એક સરબસર દીવાનાનીજ અદાથી, એવી કીસમે ડોળા ફાડીને, જોતો થયો કે જવાંન ફીલીપ તેની મરજી ઉપરાંત વધતી દેહસ્ત ખાઈ ગયો!

તેનામાં—એ વીલ્યમ ગૅાત્રેમાં—છેલ્લાં અઠવાડયાંઓથી એક વધતો ઝડપી અજબ જેવો ફેરફાર થતો આવતો પ્રગટ જોઈ શકાતો હતો. તે ખુશાલ તબ્યતનો, હસમુખો, ઠઠાબાજ, ઠોલ્યો હતો તે બધું વધતું ઓછું નાબુદ થઈ ગયું હતું, અને તેની જગ્યાએ તે ગંભીર, કરડો, ગુસ્સાબાજ અને ચુપ બની ગયલો લાગતો હતો!

"માહરી જીંદગી ભુલનોજ એક દરયાવ પુરવાર થાય છે," વળી જરા વારે, તેની એ દીવાંન્યત વચ્ચેથી પાછો ચમકી ઉઠતાં અને ખુરસીના હાથા ઉપર પોતાની કદાવર મુકી જોરથી ઉતારતાં, તેણે આગળ કહ્યું; "માહરાં છોકરવનપણાંમાં હું એક બુધ્ધીશાળી આદમી હતો, અને કૉલેજમાં માહરી હુશયારીને વાસ્તે સારૂંજ બોલાતું હતું. ખચ્ચીત, જો ચંડાળ લીલબર્ન મને ત્યાં નડયો નહી હતે તો બનવા જોગ છે કે હું ઉંચી કેળવણી સંપાદન કરીને એક જુદીજ જીંદગીનો આદમી થતે, અને દુન્યા જેઓને ઈજજતદાર કહે છે તેઓમાંનો એક બનવા પામતે! પણ એક કંગાળ કમભાગ્ય બનવા કાળે માહરી સરજતમાં આડે આવીને એ બધું બનવા દીધું નહી, અને આજે હું જે છેઉં તે બન્યો! ખેર, પેલી વ્હીસ્કીની બાતલી અહીં પાસ કર, બેટા ફીલીપ."—અને એક ચાવી આપેલાં પુટલાંની કીસમે, રીસાયલી અદાઓ સાથે, વ્હીસ્કી સોડા અને ગ્લાસ જવાંન ફીલીપે તેને પાસ કર્યા, એટલે તેણે બેઅંદાજ ઢીચવા માંડયું, જ્યારે તે જોતાં ફીલીપ, ખરાં દીલના કમકમાત સાથે, તે ઓરડો છોડીને ગુપચુપ તેને કાંઈબી કહ્યા કાવ્યા વના બાહેર ભટકવા નીકળી પડયો. તેને હવે એ આદમી પર સરયાંમ અભાવજ આવી ગયો. તેણે પોતાનો ભેદ, ફીલીપના વિનંતીપુર્વક આગ્રહના જવાબમાં, કશો ખુલાસો કરીને હજી જાહેર કર્યો નહી હતો. તેણે ફકત તેને કાંઈ છુપ્યું કારજ ચલાવી રહ્યો હતો તે ફીલીપને તે રાત્રે નજરેનજર

બતાવા લઈ જવા માથે લીધું હતું—એમ કહીને કે જો ફીલીપની આંખે તે નાલાયક કે અધમી જ લાગે તો તેનો પલ્લો છોડી જવાને બીજી સવારે તે છુટ્ટો હતો, અને ફીલીપને હવે વધતી મજબુતીથી લાગતું થયું હતું કે આ કારજ ખરેખર કાંઈબી વધતું ભયભીત હોવુંજ જોઈએ. હવે, તેથી, તેમે ઉપર કેહવા મુજબ એ આસામી ઉપર સરખાંમ એટલો બધો અભાવ લઈ લીધો કે જોકે તેણે ઘણા કલાકોથી કાંઈ ખાધેલું નહી હોવાને લીધે તે ભુખ્યો થયો હતો તોપણ વીલ્યમનાં છાપરાં હેઠળ એ પછી કશું પણ ભોજન લેવા તેને ખ્યાલ માત્ર પણ થયો નહી, અને વીલ્યમ જે છાટકપણાંની ધુંઈમાં ઉતરી જવામાં હાલમાં રોકાયો હતો તેને બાહેર જવાનો પોતાનો એરાદો કહી સંભળાવવાને એકાદ પળ થોબવાની પણ દરકાર કરયા વગર તે તેનું મકાન છોડી ગયો.

એ છાટકપણાંનો હાલ પણ વીલ્યમે ઘણો પાછળથીજ અખત્યાર કર્યો હતો. આગળ એમ નહી હતું. આગળ એવું બેઅખત્યાર તે પીતોજ નહી હતો, જ્યારે હાલમાં તેની છુપી ફીકરો, જે રોજબરોજ વધતી આવતી લાગતી હતી તે, ભુલવા હોય તેમ તે આ કીસમે બેઅંદાજ પીતો થયો હતો, અને પછી જો પેલી રાતની કલબમાં જવાનું હોય તો ઠંડા પાણીની બાલદીમાં આખું માથું ખોસી પોતાનો દારૂ જોરાવરીથી ઉતારી નાખી તે હુશયાર થતો હતો!

એટલા માટે એ દારૂદયા મીત્રની પડોશથી વધતો ઓછો પશેમાન થયલો જવાંન ફીલીપ ઘરમાંથી નીકળ્યો તેવો ધકમાં ને ધકમાં ધસારાબંધ ચાલતો નદી પર નીકળી ગયો, કે જેની આસપાસની દીલચસ્પ "સીનરી" તેના ઉશ્કેરાયલા આત્માને કાંઈક બી ઠંડો કરવા મદદ કરી શકે એમ હતું. બાજુમાં તે મોટી નદીનાં નીરમળ નીર અને તેની પીઠ પરનાં હજારો કોત્યાંઓ ને બારકસોનો દેખાવ ઘણો રમણ્ય નજરે આવતો હતો, અને ત્યાંથી ચાલતો તે જ્યારે એ નદીને લગતા પ્રખ્યાત પુલ ઉપર આવી લાગ્યો ત્યારે તેનું કડવાસભર્યું જીવણ, આસપાસની બધી શ્રીમંતાઈની લેહેરચેહર જોઈ, તેનાં મનને મળેલી થોડીક રાહાત છતાં, વધતું શોકાગ્નીમાં ગરક ગયું. તેણે લંડનની તેમ્સ નદીના પુલપરનો પોતાનો છેલ્લો માહ દુખી અનુભવ મોટા કડવાસનાંજ દીલે યાદ કર્યો, કે જ્યારે તંગ, મોહતાજ, મુફલેસ, બીલકુલ ભુખે મરતો હોવાનાં કારણથી, તે ભીખ માગવાનો હાથ ઓળવાની નીચમાંનીચ નામોશી પર ઉતર્યો હતો, અને તેણે પોતાના બાપની દોલતના બેશુમાર ગંજથી મુફતમાં માલદાર થઈ બેઠેલા માલોતોઆર રૉબર્ટ કાકાના ભપકામાં સજ થયલા એક ખીદમતગાર કને ભીખ માંગવાનો હાથ ઓળ્યો હતો! એ પરવરદીગાર, તે માહ કરૂણામય દેખાવ અને બનાવ તેણે આ પુલપર આવતાં કડવાસભર્યાં દીલે પાછો યાદ કરીને ઉપરનાં બીલોર જેવાં સ્વચ્છ અને બ્લુ આકાશ તરફ પોતાની આંસુથી ભીંજાયલી ફર્યાદની આંખો ઉંચકી, કેમજે એ જાતની એક હીણભાગ્ય બદબખ્તીભરી સરજતેજ તેને આ નાલાયક વીલ્યમ ગૉત્રેનો આશરો શોધવાને ગોયા

ફરજ પાડી હતી! તે વખતે પણ તે એ આસામીના સંબંધમાં પુરતો શંકાશીળ હતો. તે ઘણો ભલો હતો, છતાં તેને માટે તે સઘળું ભલું અને સારૂં માનીજ નહી શકતો હતો, અને તે છતાં તે આવ્યો અને ફસ્યો હતો. તે વખતે તે પોતે જેવો પૈસાથી ખાલી, કંગાળ અને ચીઠરેહાલ હતો તેથી તેનો આજનો હાલ કોઈબી કીસમે બેહતર નહી હતો. આજે પણ તેજ અવદશા ચાલુ હતી, અને પોતાના ઢીગડઢાંગડનાં ભારી બુત અને ફાટાંતુટાં કપડાંને લીધે તે આ વિશાળ પુલપરથી ચાલી જતાં આસપાસની શ્રીમંતાઈનો વૈભવ જોઈને ઓશકથી લાજીમરેલો જાણે ભોંયમાં ભરાઈ જતો હતો! નહી કે વીલ્યમ તેને ખરચ જોગું જોઈતું નહી આપતો હતો; તે તો છુટ્ટા હાથે કપડાંચપડાં કરવા તેને ઘણુંએક આપવા ચાહતો હતો, પણ આકેબતની કોઈ આએ જાતની ફીકરે તેને હમેશ ખંચાવ્યો હતો, અને તે પેટ પુરૂં ખાવા પીવા ઉપરાંત વીલ્યમને માથે જાસ્તી બોજો થવા કોઈ દાહડે પોતાનું મન સમજાવી શકયોજ નહી હતો.

અને હાલ એવા બધા તેના કડવાસભર્યા વિચારો વચ્ચે, તે પુલપર થઈ ચાલી જતાં, કટેરાપર ચઢીને તે ઉંડા પાણીમાં નખાવી દઈ પોતાની દુખી જીંદગીનો છેડો લાવવા જેવો એક ઝનુની ખ્યાલ અને લોભ એકદમ તેની છાતીમાં ઓચીંતો ઉછળી આવ્યો, અને તે એકાદ પળ થોબી ગયો, જયારે તે બાજુમાં ઉભેલા કોઈ બે આદમીઓ પોતપોતા વચ્ચે કાંઈ વાતચીત કરતા હતા તે પોતાની મરજી ઉપરાંત રાંક ફીલીપ સાંભળવા પાંમ્યો.

"પણ તમે સેનેટની સભા વાસ્તે ઘણા મોડા થશો?" એક કેહેતો સંભળાયો; "કાંય અહીં થોબી ગયા?"

"માહરા ભલા દોસ્ત, જયારેબી હું આએ પુલપરથી જાઉંછ ત્યારે ગાડીમાંથી ઉતરી પડુંછ, પાંઉપ્યાદો આગળ વધુંછ, અને આએ મોટા પુલ પર ઠેકાંણે ઠેકાંણે થોભી જાઉંછ."

"સબબ?"

"સબબ કે એજ તે પુલ છે કે જેના કટેરા પર ચઢીને નીચેનાં ઉંડાં પાણીમાં નખાવી દઈ માહરી કાહેલી જીંદગીનો છેડો લાવવા હું વરસોની વાત પર એક વખત લલચાયો હતો, કે જયારે જાણે કોઈ ગેબી બસારતે મને નાહીંમત નહી થવા સવેળા ચેતાવ્યો હતો!"

"પણ એ કાહેલીપણું શું હતું?"

"તંગદસ્તી, મોહતાજી, મુફલસી, લાચારી!" પેલાએ કડવાસથી કહ્યું; "હું તે વખતે એક ભીક્ષુકથી બદતર હતો, માહરા ખીસામાં એક કદર્ય નહી હતં. અને નેકીને રસ્તે

રહીને કોઈબી કમાઈ કરવાના માહરા સાધન એટલા ખુટ્યા હતા કે એક હશું બી કોઈ રસ્તો મેળવવાની જાણે મને કોઈ આશાજ નહી હતી!"

"માહરા ખુદા, એ શું બનવાજોગ છે?"

"બનવાજોગ છે, કેમજે માહરા બાબમાં તે ખરેખર બોલેબોલ બનેલું અને ગુજરેલું છે!" પેલાએ હસીને કહ્યું; "આજે હું કરોડોનો ધણી છું અને હરેક મોજમજાહ માહરા તાબામાં છે તો. શું થયું—એક વખત તો એવો હતો ખરોની?"

"પણ ત્યારે તે તંગદસ્ત હાલ બદલાયો કેમ?"

"સબુરી અને ખુદા તરફના વિશ્વાસથી!" પેલાએ ભાર નાખીને જવાબ કર્યો; "તમોને કહ્યું તેમ હું આએ બાજુથી કોઈ કટેરાઓ પર ચઢીને પાણીમાં નખાવી દેવાની તૈયારીમાં હતો ત્યારે કોઈ ગેબી અવાજ જાણે માહરા કાનમાં બોલ્યો કે 'બેટા, ગમે એટલું ગુજરે પણ સબુરી અને ખુદા તરફનો તાહરો વિશ્વાસ એ બે સદગુણોમાં તું કોઈ દાહડો પાછો પડતો ના!' અને તેથી માહરી ખોહી દીધેલી હીંમત મેં તરત પાછી જમા કરી લીધી અને તે સદા સુધી માટે! પણ ચાલો હવે જઈએ. મને સેનેટની સભામાં મોડું થશે."—અને તેઓ બંને ચાલતા થયા, જ્યારે કેહેવાને અજબ જેવું છે કે પેલા પાયામાલી અને સત્યાનાશીમાંથી બચેલા આસામીએ જતાં જતાં માથું ફેરવીને ફીલીપના દર્દમંદ હાલ ગમ જોયું, અને તે ખરી મુરબ્બીગીરીનું હોય તેમ ઉત્તેજનરૂપ હસ્યો! શું ફીલીપનું નાસબરપણું અને તે કટેરા આગળ એકાદ પળ થોભી જવાનો મર્મ તે આસામી પામી ગયો હતો? બદી તાજુબ!

ફીલીપ જાણે અવાચક થઈ ગયો, અને પેલાઓ લાંબે ચાલી જવા પછીજ પાછો હોસમાં આવી શકયો! તેણે આ શું સાંભળ્યું હતું? શું કોઈ ફીરેસ્તો એ રીતે તેના હીચકારા એરાદામાં તેને રોકવા આસમાનમાંથી ઈનસાન રૂપે ઉતરી આવ્યો હતો? ગમે તે હોય, પણ એટલું તો ખરૂં કે ઉપલી વાતચીતથી તેનું નાશાદ, નામુરાદ જીગર પાછું ઉમેદમાં ધડકતું થયું, અને તે આગળ વધ્યો.

---

## પ્રકરણ ૩૯.

'હા, હું એજ કરશ,' તેણે હીંમતથી મનસે પોકાર્યું, "માહરે હીંમત મુકી દેવી જોઈએ નહી, અને માહરાં હેતવંતા માતપીતાનાં રૂહ હજી બી માહરી પાસબાંની કરશે! 'સબુરી અને ખુદામાંનો માહરો વીશ્વાસ' માહરે ખોહવાં નહીજ જોઈએ. હું અસલ ઠરાવ મુજબ ગૉત્રે સાથે આજે તેની એ છુપી કલબમાં જવશ, અને મામલો શું છે તે હીંમતથી નજરે જોવશ. એમ કરતાં મને પેટમાં ફાલ પડયા કરે છે તેમ જો એ ખરેખર કાંઈ ગુનાહમાં ગરક ગયલો હશે તો હું એને—હું એને—"

પણ તે પુરૂં કરી શક્યો નહી. તે બોલીજ શક્યો નહી કે 'હું એને એકદમ છોડી જવશ.' તે ખરો નેકબખ્ત, દીલાવર, હેશાંનમંદીમાં માનવાવાલો જવાંન ભુલીજ નહી શક્યો કે એ આદમીએ તેને મુરબ્બીગીરીથી પોતાનાં છાપડાંનો આશરો આપ્યો હતો, અને પોતાનાં ભાણામાં ભાગ આપી આટલું આટલું સુધી જમાડયો હતો! તે એ ઉપરથી એમજ પુરૂં કરી શક્યો કે 'હું એના પગ પર પડીને એને વિણવસ ને સમજાવશ. હું એના પગ પર પડી વીણવસ ને સમજાવશ કે ઈજ્જતદાર આદમીઓને શરમાયા વગર તું જોઈજ નહી શકે અને તાહરા ખુદા પાસે પશેમાનીની તોબાહ વગર ગુંઠણે પડી નહી શકે તેવા એક અઝીમ ગુનાહથી એકદમ બાઝ આવ અને માહરી સાથે ચાલ! આપણે મજુરી કરીશું, ભીખ માંગશું કે ભુખે મરશું તે એનાથી ઘણું બેહતર થવાનું છે! પણ જો એમ છતાં એ પોતાના તે અધમ અને પલીદ પેસાથી બાઝ આવવાનું નાકબુલજ કરશે, તો પછી હું નાચારીથી એને છોડી જવશ.'

આ બધા રૂડા ઠરાવોથી હવે તેને ઘણી હીંમત આવી, અને તે વધતો ઉલટમંદ થયો. તેણે યાદ કર્યું કે ભોંયે પડયાં સદા ભોંયે પડયાંજ રહેતાં નથી. રાત પછી રાતજ કયારે આવે છે? શીહા રાત્રી પછી રોશન રોજ તવલુદ થયા વના રેહેતો નથી, તો તેણે કાંય હીંમત હારવી જોઈએ? રાત અને દીવસ—એ તો આએ સૃશ્તિના ખુદાવંદ પાકનો નિરમાન કરેલો અચલ નિયમ છે, અને ત્યારે તેને એટલો બધો નામુરાદ અને નાહીંમત થવા કારણજ શું હોય?

તે હવે વધતી હીંમત અને ઉલટથી આગળ વધ્યો, અને થોડા વારમાં રૂ-ડ-રીવૉલી નામના પેરીસના સૌથી શ્રીમંટ વર્ગથી વસાયલા જાણીતા રસ્તા પર ઉતર્યો, કે જ્યાંનાં એક સૌથી આગેવાન હોટેલના દરવાજા પર ત્રણ ચાર જવાન્યાઓ મેજરૂં વળીને વાત કરવા ઉભા હતા. તેઓ એક ઘોડેસ્વાર સઈસ, ભપકામાં સજ્જ થયલો, એક જીન કીધેલા ઘણાજ ખુબસુરત ઘોડાને પકડીને ઉભો હતો તે મગરૂર મરોરદાર જાનવરની તોખમ અને ઉંચપણું નીહાલતા અને ડીસકસ કરતા ઉભા હતા, અને ફીલીપ કે જે તેના બાપના વખતથી ઘોડાઓમાં ઘણી ઉલટ લેતો અને બચગીથી ઘણો પ્રવીન બનેલો હતો, તે પણ પોતાનાં એ બચપણનાં 'પૅશન'ની યાદ થતાં તે ઘોડાને ખરી વખાંણની આંખે જોતો ખુશાલીથી જરા થોબી ગયો. એવામાં વળી એક ઘણું જાંણીતું પણ અકારૂં નામ તેના કાન પર પડયું અને તે ચોંક્યો.

"ખરેખર, આરથર બોફર્ટ જેવા નસીબદારો ઘોડાજ સરજાતા હોશે!" તે જવાંન્યાઓના ગ્રુપ માંહેલો એક બોલ્યો.

"નસીબદાર જેવો નસીબદાર?" બીજાએ ટેકો આપ્યો, "ખુદાના બખશેલા પાસે બેશુમાર પૈસા છે, સ્વભાવનો રાંક અને

અદેખાઈ ઉપજે એટલો સદા ફત્તેહમંદ ને નસીબદાર છે, એક શાહજાદાની અદાથી છુટ્ટે હાથે ખરચેછ તોબી ખુટતું નથી, ખુબસુરતીમાં નંબર વન છે, અને ભલંભલે ઘેરની છોકરીઓ સપાટામાં અને ઝપાટામાં એને જોતાં સાથે પ્યારમાં પડેછ એ બધી કાંઈ જેવી તેવી નસીબદારી? આજે એનો ઘોડોજ જીતવાનો! ખ્યાલ કરતાં બી હીકુરી ફાટી જાય એટલો બધો પૈસો એણે એ જાનવર પાછળ વેરી નાખ્યો, ને જાનવર છે બી કેવું કે બે ઘડી જોયાજ કરીએ!—ઓ પણ લેઓ તેજ આવ્યો."

અને આરથર બોફર્ટ આવ્યો. તે પેલાં હોટેલની બરાબર લગોલગ બાજુમાં આવેલી ઝવેરાતની એક મોટી દુકાનમાંથી ઉતર્યો, અને ઉતર્યો તેવો પાધરો પેલા તેના દોસ્તો કુંડાળું થઈને વાત કરતા ઉભા હતા ત્યાંજ આવ્યો.

જવાંન ફીલીપે તેને જોયો, અને કીનાના દાંત પીસ્યા. પેહેલી હરોલમાં તેને એજ ઝનુન થયું કે ત્યાંથી ચાલી જવું, પણ બીજા ખ્યાલે તે જરા વિચાર કરીને થોબી ગયો. તેને તેઓની વાત સાંભળવા ગમ્યું. એ મોહલ્લો આરકાંઓથી સણગાર પાંમેલી બીલડીંગોનો છે, તેવાં એક મોટાં આરકાંના મેહરાબની ઓથે ઉભેલો તે પોતે તેઓને જોઈ અને સાંભળી શકતો હતો, જ્યારે તે લોકોનું તેની ઉપર મુતલગ ધ્યાંન ખેંચાયું નહી હતું.

આરથર ઘણા ઉંચા પોશાકોમાં બહુ મોટી તજુમલથી તૈયાર થયો હતો, અને તેનો દેખાવજ ખરી શ્રીમંત અને સુખવાસી જીંદગીનો એક આયનો હતો. તેને પેલાઓએ નંબર વન ખુબસુરતીનો જાહેર કર્યો હતો, પણ અરે! તેની ખુબસુરતીમાં અને તેના કાકાના દીકરા મુફલીસ ફીલીપ મૉરટનની ખુબસુરતીમાં કેવો બેહસ્ત દોજખ જેવો સંભાળથી જોયલા મુકાબ્લામાં ફેર દેખાઈ આવતો હતો! જવાંન ફીલીપનો ચેહેરો જમાનાની ગીરદેશી ને હાડમારીઓના હાંદેસાથી થોડોક ઝાંખો થયો હતો ખરો, પણ એક પોહેલી પેશાંની, સીનેફરાખ છાતી અને મજબુત કદાવર બાંધા સાથનો તે સોહામણો ખરી મરદાનગી પ્રદરશીત કરતો મુખડો એક એવી ખુબસુરતી રજુ કરતો હતો કે જેનો મુકાબ્લોજ મળવો મોહાલ થઈ પડે! આરથર, બીજા હાથ પર, ખુબસુરત હતો ખરો, પણ બદનમાં સુકાયલો, તવાયલો અને ફીકકો હતો, જે બીમાર તબ્યતનું અને કેટલીક હદસુધી રાતના ઉજાગરાઓ સાથની એક અતેરાંભરી જીંદગીનું પ્રગટ પરીણામ જોઈ શકાતું હતું.

"હાલ્લો દોસ્તો, હજી તમે અહીંજ છો?" આરથરે આવતાં સાથે પોતાનું હંમેશનું ખુશમીજાજી હસવું હસીને સવાલ કર્યો; "આજે આપણે સાથે જમશું, કેમજે કાલનો ઉજાગરો મને ઘણો મોટો છે અને મને બહુ રુળ લાગેછ. કાર્ડરૂમમાંથી હું ગઈ રાત્રે નીકળ્યો ત્યારે તમો માનસો—ઘડીઆળમાં ચારના ટકોરા પડ્યા!"

"પણ જીત્યો ખરો કેની?"

"હવે બેવકુફ ના થા, માર્સડન, જુગારમાં હાર મેં જાણીછેજ કયારે જે તેની વાત? ઉલટું એ માહરાં ચાલુ સારાં નશીબને વાસ્તે કાર્ડ ટેબલ પર મને લજવાવાનું થાયછ! પૈસા મને જોઈતા નથી, પણ ખુદા ભરતીમાં ભર્યોજ જાયછ!"

"તો તે ખરચતાં બી આવડેછ કેની!" ત્રીજાએ હસવાનું કર્યું "ખરચતાં તું કયાં હારી ખાય તેવો છે જે તેની વાત? જીંદગીની લુત્ફો મજાહ ખરેખર તો પૈસા હોવાની ને પૈસા ખરચી શકવાની મવસર છે."

"હા, પૈસા વગરની જીંદગીજ શું?" ચોઠો એકમત થયો, "પૈસા અને ઓરત એ જીંદગીની આળા દરજ્જાની મોજ છે."

"અને બબ્બો!" પાંચમાએ કહ્યું,—અને તેઓ બધા હસ્યા, "મગર, દોસ્ત આરથર, આએ ઝવેરીની દુકાનમાં કેમ હેરયું લેવું પડયું? પેલી સેસીલ પર ઘેલો થયોછ તેને વાસ્તેની કાંઈ ખરીદીએજ ધુસવું પડયું હતું કે? હવે ચહેરામાં ઓશકાવા ને લાલ થવાની શું જરૂર છે?"—અને વળી પાછા તેઓ બધા હસી પડયા, કે જયારે એ ગલીચ વાતની ઓશકથી જવાંન ફીલીપ પોતાની જગ્યા પર એટલો કમકમ્યો કે બીજીજ પળે તે પોતાની ટોપી કપાલ સુધી નીચે ઉતારી ગુસ્સામાં ત્યાંથી ચાલીજ ગયો.

"પેરીસ મને ખરેખર ઘણું વાહલું લાગેછ," આરથરે જારી રાખ્યું, કે જયારે પેલા કોઈ ભરાઈ રહેલા જવાંનને જાહેર થઈને જુસ્સાથી ચાલી જતો તે પીઠેથી કાંઈક અજાયબી વચ્ચે ટીક્યા કરતો હતો; "મને પેરીસ અજબ જેવું વાહલું થઈ પડયુંછ, કેમજે આએ થોડાંક અઠવાડયાં થયાં હું અહીં છું તે દરમ્યાનમાં મેં અત્રે જેવી મોજ કીધીછ તેવી આએ માહરી મોટી સેહેલઘોહ વચ્ચે મેં કેઠે નથી કીધી; મગર હવે અફસોસ એ છે કે આવતે અઠવાડયે ડૉકટરોના કેહવા મુજબ માહરે આએ શેહેર છોડી જવુંજ જોઈશે."

"કાંય? તાહરી તબ્યતને શું ધારે ખાધીછ?" માર્સડન હસ્યો, "વળી આવું બધું વાહલું લાગેછ ત્યારે અહીંથી જતો શાંનો રેહવા નિકળ્યો?"

"ડૉકટરોનાં ફાંફાં!" આરથરે કંટાળાથી કહ્યું, "હવે માહરા ડૉકટરોને એમ લાગેછ કે સીઝન હોવાથી માહરે જરમન વૉટર્સનો લાભ લેવો જોઈએ."

"ઓ હમબગ!" એક દોસ્ત ફફડયો, "તું તાહરે હા હા કર્યા કરની? તુંને હવે છે શું જે તેની વાત? ખાસ્સો ધાતોમાતો અને રાતો રાતો થયલો છે!"

"તમો લોકોને એમ ખરેખર લાગેછ?" આરથરે ઉલટમંદ પુછયું, "પણ ત્યારે એટલુ તો ખરૂં કે અહીં રેહું તો માહરે માહરાં આએ હાલનાં અતેરાંઓ પર થોડોક કાપ મુકવો જોઈશે! એમ ને એમ ચાલશે તો હું જરૂર પાછો પટાકાઈ પડશ, ને લે ચાલો

ત્યારે, હાલ તો સાહેબજી." અને એમ કેહેતાં, પેલા સઈસ પાસથી પોતાનો ઘોડો સ્વાધીન લઈ, તે ઉપર સ્વાર થઈ; તેણે એક છુટેલા તીરની અદાથી તે ઘોડાને ચારે પગે મારી મુકયો, ત્યારે તેની પછવાડે એક અદબવંતા તફાવતે તે ઘોડેસ્વાર સઈસ પોતે પણ તેટલીજ ઝડપે ગયો.

અને એ રીતે આરથર મારતે ઘોડે જતો હતો ત્યારે તેણે જોયું નહીં કે રસ્તાની એક વળાંણપરથી મારતે ઘોડે જતાં તે ઘોડાના પગ પાણીનાં એક મોટાં ખબોચીયામાં પડયા, ને બાજુમાંની પકતી પરથી ચાલી જતો એક જવાંન છોકરો પગથી માથાંવેર કાદવ ને મેળાં પાણીથી છંટાઇ ગયો!

તે છોકરો બહુજ ખીજવાયો. તે પેલો કમનસીબ ફીલીપ મૉરટન પોતે હતો. તેણે તે ઘોડેસ્વારને પીઠેથી બરાબર જોયો, ઓળખ્યો, અને કીનાના દાંત કચકચાવ્યા. જે તેના પોતાના પાક હકો તે આ બીજો ભોગવતો હતો, અને વળી નફામાં તેને આ રીતે ખરડી લચડી સાહેબશોખ ચાલતો થયો હતો! કેવું નાસબરપણું! પણ એ નાસબરપણાં વચ્ચે પાછો પેલો મીનોઈ અવાજ તરત તેના કાનમાં વાગ્યો, "તાહરી સબુરી અને તાહરા ખુદા તરફનો વિશ્વાસ તું જીનહાર છોડતો ના!"

આ યાદથી તેને તરત પાછી તાજગી અને ધીરજ આવી ગયલી લાગી, અને તે આગળ વધ્યો. હવે નજદીક રાત થવા આવી હતી, અને છેક બપોરનો તે ભુખ્યો હતો, કેમકે ગૉત્રે પર અભાવ આવી જવા પછી તેના ઘરનું અનપાણી તેને હરાંમ જાણ્યું હતું, અને તેને લગતા ભેદનો ખુલાસો થઇ જતાં સુધી તેને હસ્તકનું ખાવા પીવાનું નહી લેવા વાસ્તે તેણે જાંણે મનથી ગાંઠ વાળી દીધો હતો. એટલા માટે હવે કોઈ બાજુમાંનાં ગરીબ રૅસ્ટૉરાંમાં બુક બાચક ખાઇ લેવા જવા ચાહતો હતો, કેમકે રાત થવા આવી હતી. સાત વાગી ગયા હતા, અને આજની રાત્રે પેલો ભેદ શું હતો તે જાણવા તેને ગૉત્રે સાથે જવાનું હોવાથી તે હવે વહેલો ઘેર પાછો ફરવા ચાહતો હતો. એવામાં, મગર, કોઈએ પછવાડેથી તેના બરડા પર નરમ હાથ માર્યો, અને ફીલીપે ચમકીને પાછું ફરી જોયું તો તે વીલ્યમ ગૉત્રે પોતે હતો!

"એ આજે બપોર પછીનો કાંહ તીરી ગયલો?" તેણે અજાયબીથી હસીને મમતા ભર્યો સવાલ કર્યો; "મને તો કહીનેબી નહી નીકળ્યો? મેં તો ઓરડે ઓરડે ધુંઆજ કીધો! બપોરનો ભુખોજ છે કે? ચાલ, હવે આએ તરફ લાબુરનાં રૅસ્ટૉ-રાંમાં જમી લઇએ."

ફીલીપે હીલ્લાંબાહણાં કાઢવા માંડયાં.

"નૉનસેન્સ, એ શું તાહરાં ભેજાંમાં આવી ગયુંછ, આજે?" ગૉત્રેએ ગુસ્સો કર્યો; "તું જાંણેછ કે ભુખું પેટ આદમીને હીચકારૂં વહીક બનાવી શકેછ, અને આજે

રાત્રે તાહરે જે જોવાનું છે તે વાસ્તે તું નરવસ નહી થાય તે સારૂં તાહરે પેટ ભરીને જમી લેવું જોઈશે, અને વળી બ્રેન્ડી કે વ્હીસકીથી તે બધું ખાધેલું નીચે ઉતારવું ને પચાવવું પડશે!"—અને ફીલીપ વાંધો કરી શકે તે આગમચ તો તેનો હાથ પોતાની પોલાદી બગલમાં લઇ તે જોરેમંદ પીલતન એવાં ઝનુનથી તેને ઘસડતો ચાલ્યો કે ફીલીપને ગબડયાં ખાતો તેના જોડે જયા વગર ચાલ્યું નહીં.

પણ તેવામાં રસ્તામાં એક ઠેકાણે વીલ્યમ ગૉત્રે વળી ઝોંક ખાઈને ગુસ્સામાં એકદમ ઉભો રહી ગયો, કે જયારે તેના લાલ ભુંડ જેવા ડોળા તેની આંખમાંથી નીકળી પડવા ચાહતા હોય એમ લાગ્યું! ફીલીપે તે ઉપરથી ગભરાઈને તે જોતો હતો તે તરફ જોયું, અને તેનાં પોતાનાં નેણ ઓછાં નીકળી પડયાં નહી.

"પેલો ચંડાળ જોયો કે?" વીલ્યમ ગૉત્રેએ ફીલીપને કોપરયું મારીને કહ્યું, "જાંણે કશામાં છેજ નહી. પેલો લંગડો! પેલો લીલબર્ન!"

"હા, ને તેની સાથે જે છે તે ઓછો બદકાર નથી," ફીલીપે તેટલાજ ગુસ્સાથી કહ્યું; અને રખે ગૉત્રે જઈને પેલા મરકતની ગલચી ઉશ્કેરણીના આવેશમાં દાબી દે તે ફીકરથી તેણે સમજાવીને કહ્યું, "પણ ચાલો, અહીં આપણને ખોટી થઈને શું કરવાનું છે?"—અને વીલ્યમ નાખતી અને દાનાઈથી તુરત મનાયો.

"ઓ, તે લોક ચાલી જાયછ; મને જવા દેઓ, મામાજી," લુચ્ચા લૉર્ડ લીલબર્ન જોડે તેનો ભલો ભાણેજ આરથર બોફ્ર્ટ જે વાત કરતો ઉભો હતો અને જેણે ફીલીપે જોયો અને તરત ઓળખ્યો હતો તેણે કાકલુદી કરી.

"દીવાનો છે?" તે મામાએ ધમકાવ્યો; "કયાં દોડવા માંગેછ? કોણ છે એ પોરયો?"

"એ માહરો કઝીન થાય; માહરા હૅરી કાકાનો છોકરો ફીલીપ, અને એને હું જોઉંછ ત્યારે ખરૂં માનજો કે માહરાં આઓ શ્રીમંતાઈનાં સુખ ઉપર મને નફરત આવી જાયછ!" આરથરે લગભગ રડી દઈને કહ્યું.

"તું બધા દાહડાનો એવો હુલવેલ્યો ને સ્ટુપીડ રહી ગયો, આરથર!" તે મામાએ ગુસ્સો કરયો; "એ પોરયાને તું મળવા કે મદદ કરવા જાય? શરમની વાત! તું જાંણેછ કે એ હાલમાં કોણની સાથે હતો તે?"

"કોણની સાથે?" આરથરે દઘાઈને સવાલ કર્યો.

"આખાં યુરોપમાં જે સઉથી વંઠેલ અને અધમ બ્લૅગાર્ડ છે તેની સાથે," લૉર્ડ લીલબર્ને તીખાસથી કહ્યું, કે જયારે તે તુચ્છ બુધ્ધીનો બદમાશ પોતે ભુલીજ ગયો કે વીલ્યમ ગૉત્રે જેવા એક ખરા અસીલની આઓ ફેજ કરનાર તે અને તે

ત્યારે, હાલ તો સાહેબજી." અને એમ કહેતાં, પેલા સઈસ પાસથી પોતાનો ઘોડો સ્વાધીન લઈ, તે ઉપર સ્વાર થઈ, તેણે એક છુટેલા તીરની અદાથી ને ઘોડાને ચારે પગે મારી મુક્યો, ત્યારે તેની પછવાડે એક અદબવંતા તફાવતે ને ઘોડેસ્વાર સઈસ પોતે પણ તેટલીજ ઝડપે ગયો.

અને એ રીતે આરથર મારતે ઘોડે જતો હતો ત્યારે તેણે જોયું નહીં કે રસ્તાની એક વળાંણપરથી મારતે ઘોડે જતાં તે ઘોડાના પગ પાણીનાં એક મોટાં ખબોચીયાંમાં પડયા, ને બાજુમાંની પકતી પરથી ચાલી જતો એક જવાંન છોકરો પગથી માથાંવેર કાદવ ને મેળાં પાણીથી છંટાઇ ગયો!

તે છોકરો બહુજ ખીજવાયો. તે પેલો કમનસીબ ફીલીપ મૉરટન પોતે હતો. તેણે તે ઘોડેસ્વારને પીઠેથી બરાબર જોયો, ઓળખ્યો, અને કીનાના દાંત કચકચાવ્યા. જે તેના પોતાના પાક હકો તે આ બીજો ભોગવતો હતો, અને વળી નફામાં તેને આ રીતે ખરડી લચડી સાહેબશોખ ચાલતો થયો હતો! કેવું નાસબરપણું! પણ એ નાસબરપણાં વચ્ચે પાછો પેલો મીનોઇ અવાજ તરત તેના કાનમાં વાગ્યો, "તાહરી સબુરી અને તાહરા ખુદા તરફનો વિશ્વાસ તું જીનહાર છોડતો ના!"

આ યાદથી તેને તરત પાછી તાજગી અને ધીરજ આવી ગયલી લાગી, અને તે આગળ વધ્યો. હવે નજદીક રાત થવા આવી હતી, અને છેક બપોરનો તે ભુખ્યો હતો, કેમકે ગૉત્રે પર અભાવ આવી જવા પછી તેના ઘરનું અન્નપાણી તેને હરાંમ જાણ્યું હતું, અને તેને લગતા ભેદનો ખુલાસો થઇ જતાં સુધી તેને હસ્તકનું ખાવા પીવાનું નહી લેવા વાસ્તે તેણે જાંણે મનથી ગાંઠ વાળી દીધો હતો. એટલા માટે હવે કોઇ બાજુમાંનાં ગરીબ રૅસ્ટૉરાંમાં બુક બાચક ખાઇ લેવા જવા ચાહતો હતો, કેમકે રાત થવા આવી હતી. સાત વાગી ગયા હતા, અને આજની રાત્રે પેલો ભેદ શું હતો તે જાણવા તેને ગૉત્રે સાથે જવાનું હોવાથી તે હવે વહેલો ઘેર પાછો ફરવા ચાહતો હતો. એવામાં, મગર, કોઇએ પછવાડેથી તેના બરડા પર નરમ હાથ માર્યો, અને ફીલીપે ચમકીને પાછું ફરી જોયું તો તે વીલ્યમ ગૉત્રે પોતે હતો!

"એ આજે બપોર પછીનો કાંહ તીરી ગયલો?" તેણે અજાયબીથી હસીને મમતા ભર્યો સવાલ કર્યો; "મને તો કહીનેબી નહી નીકળ્યો? મેં તો ઓરડે ઓરડે ઘુંડયાજ કીધો! બપોરનો ભુખોજ છે કે? ચાલ, હવે આએ તરફ લાબુરનાં રૅસટૉ-રાંમાં જમી લઇએ."

ફીલીપે હીલ્લાંબાહણાં કાઢવા માંડયાં.

"નૉનસેન્સ, એ શું તાહરાં ભેજાંમાં આવી ગયુંછ, આજે?" ગૉત્રેએ ગુસ્સો કર્યો; "તું જાંણેછ કે ભુખું પેટ આદમીને હીચકારૂં વટીક બનાવી શકેછ, અને આજે

રાત્રે તાહરે જે જોવાનું છે તે વાસ્તે તું નરવસ નહી થાય તે સારૂં તાહરે પેટ ભરીને જમી લેવું જોઈશે, અને વળી બ્રેન્ડી કે વ્હીસકીથી તે બધું ખાધેલું નીચે ઉતારવું ને પચાવવું પડશે!"—અને ફીલીપ વાંધો કરી શકે તે આગમચ તો તેનો હાથ પોતાની પોલાદી બગલમાં લઇ તે જોરમંદ પીલતન એવાં ઝનુનથી તેને ઘસડતો ચાલ્યો કે ફીલીપને ગબડયાં ખાતો તેના જોડે જયા વગર ચાલ્યું નહીં.

પણ તેવામાં રસ્તામાં એક ઠેકાંણે વીલ્યમ ગૉત્રે વળી ઝોંક ખાઈને ગુસ્સામાં એકદમ ઉભો રહી ગયો, કે જયારે તેના લાલ ભુંડ જેવા ડોળા તેની આંખમાંથી નીકળી પડવા ચાહતા હોય એમ લાગ્યું! ફીલીપે તે ઉપરથી ગભરાઈને તે જોતો હતો તે તરફ જોયું, અને તેનાં પોતાનાં નેણ ઓછાં નીકળી પડયાં નહી.

"પેલો ચંડાળ જોયો કે?" વીલ્યમ ગૉત્રેએ ફીલીપને કોપરયું મારીને કહ્યું, "જાંણે કશામાં છેજ નહી. પેલો લંગડો! પેલો લીલબર્ન!"

"હા, ને તેની સાથે જે છે તે ઓછો બદકાર નથી," ફીલીપે તેટલાજ ગુસ્સાથી કહ્યું; અને રખે ગૉત્રે જઈને પેલા મરકતની ગલચી ઉશ્કેરણીના આવેશમાં દાબી દે તે ફીકરથી તેણે સમજાવીને કહ્યું, "પણ ચાલો, અહીં આપણને ખોટી થઈને શું કરવાનું છે?"—અને વીલ્યમ નાખતી અને દાનાઈથી તુરત મનાયો.

"ઓ, તે લોક ચાલી જાયછ; મને જવા દેઓ, મામાજી," લુચ્ચા લૉર્ડ લીલબર્ન જોડે તેનો ભલો ભાણેજ આરથર બોફર્ટ જે વાત કરતો ઉભો હતો અને જેણે ફીલીપે જોયો અને તરત ઓળખ્યો હતો તેણે કાકલુદી કરી.

"દીવાનો છે?" તે મામાએ ધમકાવ્યો; "કયાં દોડવા માંગેછ? કોણ છે એ પોરયો?"

"એ માહરો કઝીન થાય; માહરા હૅરી કાકાનો છોકરો ફીલીપ, અને એને હું જોઉંછ ત્યારે ખરૂં માનજો કે માહરાં આએ શ્રીમંતાઈનાં સુખ ઉપર મને નફરત આવી જાયછ!" આરથરે લગભગ રડી દઈને કહ્યું.

"તું બધા દાહડાનો એવો હુલવેલ્યો ને સ્ટુપીડ રહી ગયો, આરથર!" તે મામાએ ગુસ્સો કરયો; "એ પોરયાને તું મળવા કે મદદ કરવા જાય? શરમની વાત! તું જાંણેછ કે એ હાલમાં કોણની સાથે હતો તે?"

"કોણની સાથે?" આરથરે દઘાઇને સવાલ કર્યો.

"આખાં યુરોપમાં જે સઉથી વંઠેલ અને અધમ બ્લૅગાર્ડ છે તેની સાથે," લૉર્ડ લીલબર્ને તીખાસથી કહ્યું, કે જયારે તે તુચ્છ બુધ્ધીનો બદમાશ પોતે ભુલીજ ગયો કે વીલ્યમ ગૉત્રે જેવા એક ખરા અસીલની આએ ફેજ કરનાર તે અને તે

પોતેજ હતો! "એની ઉપર પોલીસનો ઘણો મજબુત ડોળો છે, અને એવા માદ બુરાની સોબતમાં જે છે તે પોતે સારો માણસ માહેજ કેમ શકે?"—અને ગરીબ દીલશોઝ આરથર બોફર્ટે નાઉમેદીની એક સરદ હાય ખેંચી.

એ પછી જ્યારે તે મામા ભાણેજ તે તરફનાં એક સૌથી પેહલે વાંધેનાં પૈસાની દોર ચોરવાલાં ફૅશનએબલ હોટેલમાં જમવા ગયા, ત્યારે તેજ વખતે વીલ્યમ ગૉત્રે અને ફીલીપ મૉરટન તેજ તરફનાં તેજ લાઇનમાંનાં એક ઉતરતા દરજ્જાનાં રૅસટોરંમાં પેટની પુંજા કરવા દાખલ થયા. પેલા બે જ્યારે તહરેવાર ઉંચામાં ઉંચી ન્યામતો ઉઠાવતા હતા અને શેમપેનથી ગળું ધોતા હતા, ત્યારે આ બે હીણભાગ્ય સાદું સુતરૂં ખાવાનું મંગાવીને સંતોષ પામતા હતા, અને હલકા વાઇન પર ગબડાવતા હતા. આએ બે એક દોજખી બનવાકાળના બેગુનાહ ભોગ હતા—પેલા બે એ બન્નેની એ ફેજ કરવા વાસ્તેના વધતા ઓછા જવાબદાર હતા! એવું તાલેનું બેતાલપણું ઘણીએક વખત થાય છે. એવી નસીબની બલીહારી જોવાય છે! ઓ ક્રૂર સરજત, તાહરાં એવાં બેહુંદાપણાં અને ફંટાબાજપણાંની હદ ક્યાં છે?

---

## પ્રકરણ ૪૦.

મધરાતનો સમય હતો. નજદીક રાતના એક વાગવા આવ્યો હતો, કે જ્યારે પેરીસના એક નીચાનવાલા એકાંત ઉજ્જડ રસ્તાને નાંકે ત્રણ જણાઓ વાત કરતા ઉભા હતા.

"મંસ્યેર ફાવર, હું પાછું બી કેહુંછ કે માહરી સાથે દગો કરતા ના, અને તમે મને આપેલાં લખતને સાચ્ચા થજો. ઇનામમાં વીસ હજાર ફ્રાંન્ક અને રાજ તરફની સંપુર્ણ માફી એ માહરી સરતો છે."—અને વાંચનાર સાથે કાંઇ પણ ભરમ સાચવવાની એક વ્યર્થ કોશેશ કરવા વગર આપણે એકદમ કહીશું અને કબુલ કરીશું કે આ બોલનાર કોઇજ નહી પણ વીલ્યમ ગૉત્રેનો ભાગીદાર બારની હતો.

"તમારી પાસે એ મતલબનો સરકારી દસ્તાવેજ છે એટલે પછી હવે છેલ્લી ઘડીએ તે વાસ્તે પાછું શંકાશીળ થવાને અને આ રીતે બધું ફરી એકવાર અંકે કરાવી લેવાને તમને કારણજ શું હોય?" તે પોલીસ ઑફીસરે ગુસ્સો કર્યો;—અને પછી વળી તરત નરમ પડી જઇને વધાર્યું, "પણ હવે ચાલો; વાર માહરાથી વેઠાતી નથી. હું પાછું બી માંગી લેઉંછ, બારની, કે માહરી સાથે અંદર સુધી આદમીઓને આવવા દેઓ તો સારૂં; તે વધતું સલામતીભર્યું થશે."

"તે જીનહાર નહી બને," બારની બજીદ થયો. "એ અમારા પંથના કાયદાઓ ને સોગંદો એ બાબે બહુજ કરડા થાય છે, અને તમે ખાત્રી રાખજો કે હીલચાલથી

તો શું પણ એક આંખના એસારાથી બી માહરૂં તરકટ ઉંઘાડું પડ્યું તો હું એક સેંકડબી એ માહરા કરપીણ સોબતીઓને હસ્તક જીવતો રહી શકવાનો નથી! તમારા આદમી-ઓએ તો આપણી અસલ ગોઠવણ મુજબ બધા રસ્તા ઘેરીને બાહેરજ રહેવું પડશે, અને પછી જે બાહેર નીકળે તેઓને પછવાડેથી અચબુચ વગર ઘોંઘાતે દરેરો પાડીને ઝીલી લેવા જોઇશે. વીલ્યમ ગૉત્રેને તો તેનાં ઘરમાં કાલે સહવારે સુતેલોજ પકડવો જોઈશે; તેને અહીં પકડવા જઈશું તો તે તમારા ચાલીસ આદમીઓને એકલો પુરો પડશે, અને તે છતાં બી છટકી જશે અથવા ઘણું તો મુવેલો પકડાશે! તમે કેમ પાછા ડામાડોલ થયા? તમને તમારા આએ છુપા વેશમાં તો વિશ્વાસ છે કેની?"

"એ વેશના વિશ્વાસનાં કારણથીજ હું હીંમત કરી શકુંછ," ફ્રાવરે હસીને કહ્યું, અને પછી પોતાના સાથી તરફ ફરીને વધાર્યું, "મંસ્યેર ગીલબર્ટ, ત્યારે હવે આપણી અસલ ગોઠવણજ કાયમ છે. માણસોને ચોકસાઈથી વેંહેંચી નાખો અને દરેકે દરેક રસ્તા એવી રીતે બ્લૉક કરો કે એક પણ આદમી આએ ભોયરૂં છોડી જતો જીવતો કે મુવેલો છટકવા પાંમે નહી."—અને તે હાથ નીચેનો અધીકારી ફ્રાવરને નમીને ચાલતો થયો.

બારનીએ, મગર, તેને પાછો બોલાવ્યો.

"અમો દાખલ થઈએ તે તરફના આએ સાંકડી ગલીના દરવાજા પર એક મોટીજ ટુકડી રાખજો, મી. ગીલબર્ટ," તેણે પાછી તાકીદ આપી; "જો તમો મંસ્યેર ફ્રાવરની જોરાવર સીપટી નહી સાંભળો તો ખાત્રી માનજો કે બધું સરળ ને સમાધાન છે, પણ જો સીપટી સાંભળો તો એક સૅકંડ બી થોભતા ના, ને આખો ધસારો મેં શીખવી રાખ્યું છે તે મુજબ તે રસ્તે ચોકસાઈથી ભોંયરામાં લાવજો ને હાજર થજો. વળી અમો બે થી ત્રણ વાગતા સુધીમાં અત્રે બધું પાર ઉતારીને તમોને સલામત આવી મલવાજ જોઈએ, પણ જો ચાર વાગતા સુધી અમો નહી આવી શકયે અને સીપટીનો અવાજબી નહી આવ્યો હોય, તો તમારે દગો ચેતવો અને ચારને ટકોરે ભોંયરામાં ધસારો તો જરૂર લાવવોજ લાવવો!"

મંસ્યેર ગીલબર્ટે આ સમજાવતના જવાબમાં વળી એક ટપલી ઝાડી, જેનો ફ્રાવરે તેજ મુજબ લશ્કરી તોરથી વળતી સલાંમનો જવાબ કર્યો અને તેઓ છુટ્ટા પડયા. ગીલબર્ટ એક રસ્તે ગયો, જ્યારે ફ્રાવર અને બારની તે નીચાંણમાં ઉતરતી સાંકડી ગલીનું ઉતરાણ ઉતરીને એક ખંડીએર જેવાં દેખાતાં ઘર આગળ થોભ્યા, જ્યારે બારનીએ દરવાજો ઉંઘાડયો. તેઓ તે પછી એક મોટો અંધારો કમપાઉંન્ડ વટાવીને અંદર ગયા, અને બારનીએ ચોક્કસ પ્રકારના બારણાં પર ત્રણ ટકોરા માર્યા, જ્યારે અંદરથી કોઈએ કાંઈ સવાલ પુછયો, જેનો બારનીએ ચોક્કસ 'સાઈફર'માં જવાબ કર્યો. એ પછી તેજ ઘડીએ તે મોટાં ભારી બારણાંની લોખંડી સાંકળો અંદરથી ઉંચકાઈ અને બારણું થોડુંક

ઉઘડ્યું, એટલે બારની અને ફ્રાવર અંદર દાખલ થયા. એમ છતાં તે ઘરડા ચોકીદારે પોતાના મોટા ઓવરકોટમાંથી પોતાનું ચોર ફાનસ કાઢી તે ગાંડેલી ભભુકદાર રોશનીનો પ્રકાશ પુરતાં જોશ સાથે બારનીના મુખપર ઉતરવા દીધો, અને તે રીતે તેને જોઇ, ઓળખી, સંતોષ પામી બારણું પાછું બંધ કરી, તે પેલા બે સાથે રસ્તો બનાવતો આગળ આગળ ચાલ્યો.

તે એક ખાલી દારૂનાં પીપોનું મોટું ગોદાઉન હોય તેવું કાંઇ હતું, કે જેમાં બંને પાસ પુશકળ પીપો ચીણેલાં હતાં, અને ફક્ત વચમાંથી એક બે માણસ મુશ્કેલથી પાસ થઈ શકે એટલીજ જગ્યા રાખવામાં આવી હતી. તે આખા ગોદાઉનમાં અંધકાર છવાઈ રહેલો હતો, અને પેલા આગળ ચાલતા પેહરેગીરના હાથમાંના ચોર ફાનસની રોશની એકજ સાઈડે ઉતરતી આસપાસનાં અંધારાંને વધારે ભયાનક બનાવતી હતી!

તેઓ આગળ વધ્યા, અને છેક અંદર જવા પછી એક ચોક્કસ વળાંણપરનું એક પીપ લાત મારીને તે પેહરેગીરે ખીસાડી નાંખ્યું એટલે એક સાંકડો દાદર પ્રગટ પડ્યો, જેમાં એક ધીમી આંચની રોશની બલતી હતી, અને બારની અને ફ્રાવર તે રોશનીને આધારે તે દાદર ઉતરતા થયા એટલે પેહરેગીરે ઉપરનું ફાલકું પેલાં પીપથી પાછું બંધ કર્યું.

*　　　*　　　*　　　*

તે એક મોટો, ઉંડો, લાંબો, પોહલો લમચોરસ ઓરડો હતો. તેમાં મશીનરી ગોઠવેલી હતી જે બધી ચાલુ થઈ ચુકી હતી, અને એક મોટું કારખાનું ધમધમ ચાલતું હોય તેમ આદમીઓ જુદાં જુદાં કામ પર લાગી ગયલા જોઈ શકાતા હતા. એક સાઈડે એક ઉંચી ટેબલ આગલ એક આદમી બેસીને એક મોટા ચોપડામાં બધી તપસીલ અને હીસાબો ઉતારતો હતો, અને તે વીલ્યમ ગૉત્રે હતો. તે આ ગોફેનસીન ગુનેહગારોનો દેખાતી રીતે કૅપટન અથવા વડો અને મુખી હતો.

ફીલીપ મૉરટન પણ ત્યાં હતો. પોતાના કરાર અને ઠરાવ મુજબ તે હીંમતથી ગૉત્રે જોડે આજ રાત્રે આવ્યો હતો, અને આવતાં સાથે એક નવા મેમબર તરીકે તેને ધારા મુજબના સખ્ત વફાદારી વાસ્તે કસમ આપવામાં આવ્યા હતા; પણ અરે, જ્યારે તેની આંખના પાટા ખોલવામાં આવ્યા અને શી રીતની કારોવહી આ દોજખના ગારમાં તે વખતે ચાલી રહી હતી તે તેને ચશમ ફેરવીને જોયું, ત્યારે તેનાં ગાત્રે ગાત્ર ધ્રુજ્યાં, કેમકે આ અધમપણાં અને ભયભીતપણાંની તો જાણે કોઈ હદજ નહી હતી! આ ભયંકારપણું અને દોજખનું ઉંડાણ તો તેને રાખેલી વક્કી અથવા ધારેલી ફીકરોથીબી હજારો ઘણું વધારે હતું!

તેણે નીહાઅત અફસોસ તો વીલ્યમ ગૉત્રેને માટે કર્યો. અસલમાં કેવો ખરો નેક આદમી, અવ્વલમાં આચાર વિચારનો ખરેખરો શુદ્ધ અને પ્રમાણીક, તે આયંદા

આ સત્યાનાશીને રસ્તે ઉતરી ગયો હતો એ તે ખમી શકે તે કરતાં ઘણું જ્યાદા હતું! પણ હવે એ ખરી હકીકત જાણવા પછીથી તે વળતી સહવાર થતાં એવા એક જોડે એક કલાકબી એક છાપડાં તળે રહી શકે એ બનવું ને માનવુંજ માહાલ હતું.

તે ગુસ્સામાં નીકળી પડતી લાલ આંખો અને ફુગાયલા ગાલોની રીસાયલી અદાઓ સાથે બાજુમાંની એક હલાયદી સાગલી લાકડાંની રદ ટેબલ આગળ એક સ્ટુલ ખેંચી બેઠો, અને પોતાના બંને હાથની કોણીઓ ટેબલ પર ટેકવી, બંને ગાલોને હથેલીના થેભા દઈ, ત્યાં જે દોજખી દગલબાજીનો વહેવાર અને સરકાર સાંમેનું ફીતુર ચાલી રહયું હતું તે ટસ ટસ આંખોથી જોતો રહયો. તેણે એ વહેવારમાં સામીલગીરી આપવા હીંમતથી સાફ ના કહ્યું હતું, અને ગૉત્રે સાથે તે પહેલોજ તેમજ આ ગુફામાં આજ રાત્રે છેલ્લોજ આવેલો હોવાનું પણ તે હીંમતથી બધાઓને કહી ચુકયો હતો—એટલુંજ કે કોઈબી દહાડે પોતે જે જોયું હતું તે હોઠ ઉંપાડીને બાહેરની દુન્યામાં જાહેર નહી કરવા તેણે પાછા ને પાછા કસમો લઈને પોતાને બંધાયલો જાહેર કર્યો હતો!

દરેકે દરેક હથ્યારબંધ હતા. બધાઓના પટાઓમાં બબે રીવૉલવરો અને બાજુમાં "કટલાસીસ" (નાહનાં તેજ ખંજરો) ખોસેલાં હતાં, જે હથ્યારો કાયદા પ્રમાણે સરેસ્તાની સાવચેતી સારૂ તેને પણ આજ રાત્રે પુરાં પાડવામાં આવ્યાં હતાં, પણ તેને તે સ્વાધીન લીધાં નહી હતાં, અને તે બેદાદ કીસમે ફેંકાયલાં, તે બેઠો હતો તે ટેબલપર, હાલમાં પડી રહયાં હતાં.

તેનું લોહી વખ્તો વખ્ત તેની નસોમાં ગરમ થઈને ઉકળી આવતું હતું. તે પોતાની આસપાસ જે ખોહવારીનો વેપલો ચાલી રહલો જોતો હતો, જે ખોટા બનાવતી પૈસા ઉછળતા રહયા હતા અને તે બનાવટના દરસ્યાનમાં તે "કૉઈનર્સ" (ખોટા સીક્કા પાડનારાઓ) જે ગલીચ અને ભાંડ ભાષાની મજાહ લઈને પોત પોતા વચ્ચે હસાહસી કરી રહયા હતા તેથી તે નેકબખ્ત નેકચલન જવાંન પોતાનાં પાક અંતરનાં ઉંડાણમાં વટીક એટલો કમકમતો હતો, કે કોઈબી પળે તે ગુસ્સામાં ઉછળી ઉઠીને પોતાનો ઘાંણ કાઢી નાંખવાનો એવી ફીકરથી ગૉત્રે તેને બાડી આંખે જોતો રહીને પોતાનાં દીલમાં છુપ્યો ધુજયા કરતો હતો, અને ખચ્ચીતજ ફીલીપ મૉરટન તેનું પોતાનું માથું ખોહી બેસ્તે, જો તે યાદ નહી રાખી શકયો હતે કે આ હેરેમંદો તેને તેજ વખતે કાપીને તેના ચીરયાં ઉતારી નાખ્યા વગર રહેવાના નથી! ગૉત્રે તેઓનો વડો હતો ખરો, પણ તે પોતે પોતાના કસમોથી બંધાયલો હોવાને લીધે જરાબી આડો નહી જઈ શકે એમ ફીલીપ સારી રીતે સમજી શકતો હતો, અને ત્યારે એવા અધર્મોને હાથ રેંહસાઈને જબેહ થવા અને પોતાની જવાંન જીંદગી બરબાદ કરવા કરતાં ગુસ્સાબાજ ખામોશીમાંજ આશરો શોધી ચુપચાપ જોયા અને ખમ્યા કરવામાંજ તેણે શાંનપત માની લીધી હતી.

એવામાં ગૅાત્રે પાસેનાં બુકમાં ઉતારવાનાં કાગળીયાંઓ પુરાં થવાથી તે મોટો ચોપડો તેણે એક ધડાકા સમેત બંધ કીધો, અને પોતે ઉઠીને બાહેર આવ્યો.

"બારનીને ઘણું મોડું થયું! તે કયાં દતાઈ રહયો?" તેણે બધાઓ સાંભળે તેમ મોટા ખુલ્લા અવાજે રીમાર્ક કર્યો.

"કાંય, ભુલી કેમ જાઓછ, કૅપટન?" એક મશીનપર કામ કરતા એક ગોઠયાએ માથું ઉંચકીને જવાબ કર્યો; "તે તો આજે પેલા પ્રખ્યાત કૉઈનર જૅકવીસ ગ્રીમૅાન્ટને લઈનેજ આવવાનો છેની?"

"જો ખરેખર જૅકવીસ હોય તો આપણને ઘણી કીંમતી મદદ થશે," એક બીજાએ કહયું; "પાંચ પાંચ ફ્રાન્કવાલા સીક્કાઓ ઉપજાવવામાં એમ કેહછ કે આખાં ફ્રાન્સમાં એનો કોઈ જોડીદારજ નથી. શેરવોલ્ડવાલી ટોળકીમાં એજ આગેવાન હતો, અને કેહછ કે એ ટોળકીનો ફનાફાટયો થઈ ગયો ત્યાં સુધી ઘણાઓ એની એ હુશયારીને લીધે જીંદગીભરના માલદાર થઈ ગયા."

ગૅાત્રે વચમાંની ટેબલ કને આવ્યો, કે જયાં રકમ રકમનો દારૂ ને મોટા ટંબલરો મુકેલાં હતાં.

"મને એ આજે મળીને એ બધું કહી ગયો હતો, અને તેથી મને એ બધી વાતની ખબર છે," વીલ્યમ ગૅાત્રેએ કહયું, "મગર તે છતાં એને આજે મોડું વધારે થયું," અને એમ કેહતાં, એક બાતલીમાંથી એક મોટું ટંબલર તેણે ભરી કાઢયું, જે પછી હાથ ઉંચો કરી ચોપાસ બધાઓને સલામી આપતાં કહયું, "લેઓ, દોસ્તો, આએ તમારી સલાંમતી અને આપણા ધંધાની આબાદી! એજ પ્રમાણે આપણું આએ ગાડું ગબડતું રેહશે, તો કોઈ સંદેહ નથી કે થોડાજ મહીનામાં હરેક મૅમબર પુરતો માલદાર થઈને આ જોખમના ધંધાથી સદાનો અલગ અને ફારેગ થઈ શકશે!"

આ ઉમેદને બધાઓએ હુરરેના પોકારોથી વધાવી લીધી, અને તે અવાજ સમી રહયો નહી એટલામાં બારની બારણું ઉઘાડી સંભાળથી અંદર દાખલ થયો.

"ઓ બારની?" વીલ્યમ ગૅાત્રેએ તેને જોતાં ખુશી થઈને કહ્યું; "કેમ, ઘણો મોડો થયો?"

"મેં કહીજ રાખ્યુંતું, કૅપટન, કે મને મોડું થશે."

"અને પેલો તાહરો નવો મૅમબર કયાં છે?"

"આવેલો છે, અને તેને દાખલ થવા વાસ્તે તમો બધાઓની સંમતીની જરૂર છે."

"લાવો—લાવો—લાવો!" ના ચોપાસથી તુરત પોકારો થયા, અને કૅપટને રજા આપવાથી બારનીએ પાછું બારણું ઉઘાડીને વેશધારી ફ્રાવરને અંદર લીધો.

તે એક ટુંકો, બેઠી બાંધણીનો, જરા આંગમાં ભરેલો કદરૂપો આદમી હતો. તેણે એક મીકેનીકનો ઝભો પેહડેલો હતો, અને ભુરા કલરની એક ઠુમકી ફ્રેન્ચ દાઢી અને ભરેલી મુછ હતી. માથાના બાલ વધી ગયલા હતા, અને એક આંખે અપંગ હતો. સામટી રીતે તે એક જોતાં સાથે નહીં ગમે એવોજ આસામી હતો.

"જેકવીસ ગ્રીમૉન્ટ?" તે અંદર આવ્યો એટલે કૅપટન વીલ્યમ ગૅાત્રેએ અર્ધ સવાલ કરતી ઢપે તેનું નામ પોકાર્યું.

"તમારો તાબેદાર, કૅપટન," ઢોંગી ગ્રીમૉન્ટે નમીને સલાંમ કરતાં કહયું, અને બધા કોઈનર્સ પોતાનું કામ છોડીને આ નવા મૅમબરને લગતો તમાસો જોવા તે તરફ આવી કુંડાળું વળી ઉભા.

"તમારી હુન્નરમંદીની આખું પેરીસ તારીફ ગાયછ," વીલ્યમ ગૅાત્રેએ પોતાની ગરૂડના જેવી આંખો અજબજેવી તીક્ષણતાથી અર્ધ શંકાશીળ રવેસે તેનાપર ટીકેલી રાખીને દાઢી પસવારતાં કહયું; "તમો પાંચ ફ્રાંન્કવાલો સીક્કો હુબહુ ડાઈ અને ઈમપ્રેશનનો કરી આપી શકોછ એ ખરૂં છે?"

"તદન ખરૂં, કૅપટન."

"આપણે તેહકીક કરશું, પણ પેહલાં એ નવા મીત્રને આપણા પંઠમાં દાખલ કરવા આગમચના ધારા મુજબના જરૂરી સપત આપો," ગૅાત્રેએ હુકમ કર્યો, અને એ સાંભળતા તે જાતની એ રાતની ખીદમત વાસ્તે જેઓની વારણુ હતી તે ચાર આદમીઓ બાહર ધસી આવ્યા, જેઓ તેનો હાથ પકડીને તેને પાસેના ઓરડામાં લઈ ગયા, જયારે તે બાકીની આખી મીજલસ એક તાંચની પડે તો સંભળાય એવી શાંત ચુપકીદીમાં ઉભી હતી. મૉરટન એ ભયભીત તમાસો ફાટેલી આંખોએ જોતો પોતાની બાજુમાંની ટેબલ આગળ હજી ગુપચુપ બેસીજ રહયો હતો.

થોડીજ મીનીટમાં પેલા ચારે જણાઓએ ફાવરને લાવીને હાજર કીધો.

"એવણે સપત લીધાછ," તે ચારમાંના આગેવાને કહ્યું.

"તમે એ તમારા સપટનું ગંભીરપણું સમજયાછ, મંસ્યેર ગ્રીમૉન્ટ?" વીલ્યમ ગૅાત્રેએ ગગડાટ કર્યો; "તમો તમારી બાયડી, તમારાં છોકરાં, તમારાં છોકરાનાં છોકરાં, બલકે તમારાં તમામ અભેતાં તભેતાંઓને, જયાંબી અને જયારેબી મળી શકયે ત્યારે, તમારા તરફના દગાનો જરાબી સંસારો જાહેર થતાં, જાંનથી મારવાને અમો બધા તેમજ છુટ્ટા છુટ્ટા એકકેએક અમારા ભયભીત કસમોથી બંધાયલા છીએ, અને તમારો જામીન જે આજે રાત્રે તમોને અહીં લઈ આવેલો છે તેના સંબંધમાંબી તેજ સોગંદ કાયમ છે."

"મને તે ખબર છે," બારનીએ દ્રઢ શાંતીથી તે બધાઓ સાંભળે તેમ જવાબ કર્યો.

"હું પોતે માહરો જોખમ સમજુંછ, કૅપટન," ઢોંગી ગ્રીમૉન્ટે ઠાવકેપણે કહ્યું; "જો તેમ નહી હતે ને માહરામાં દગાબાજી હોતે તો હું ચાલી ચલાવીને અહીં જુઠ્ઠા સપત લેવા ને મરવા આવતે એમ તમો ધારી શકોછ?"

"તમે પાંચ ફ્રાંકનો કૉઈન શા પરથી ઉતારોછ?" વીલ્યમ ગૉત્રે જે આ આદમીના સંબંધમાં પોતાની શંકા હજી જીતીજ નહી શકતો હતો તેણે પોતાની તપાસ વધતી આગળ ચલાવી.

"લોખંડ પરથી," પેલાએ જરા બી ખંચાયા વગર હીંમતથી જવાબ દીધો; "ડાઈ અને ફરનેસથી એ કૉઈનેજ વધતું ફત્તેહમંદ થાયછ, અને તેમાં પ્લાસ્તર ઑફ પેરીસની કશી જરૂર પડતી નથી."

"તમે છેલ્લી એ પ્રોસૅસ ક્યાં અને ક્યારે અજમાવી હતી?" વળી પેલાએ આગળ પુછ્યું, અને ફ્રાવરે જોયું નહી અથવા જોયું તો તે સમજ્યો નહી કે કોઈબી કીસમે ગૉત્રેનો તેના સંબંધનો વેહમ હરેક પળે વધતો મજબુતી પકડતો જતો હતો! બારનીએ, મગર, તે બરાબર જોયું અને તેની છાતી ધ્રુજી આવી, જે ઉપરથી તે ઉઠીને ફ્રાવરને સંભાળથી ચેતાવવા તેની બોરદુમાં જવા કરતો હતો, જ્યારે ગૉત્રેએ તેને તેનાં ખભાં-માંથી મજબુત પકડયો ને હીલવ્યો.

"ખબરદાર!" તેણે ગુસ્સાથી વધતો ગગડાટ કર્યો; "માહરી તપાસ પુરી થાય નહી અને હું રજા આપું નહી ત્યાં સુધી તાહરે એક કદમ બી અંહીથી હીલવું નહી."—અને પછી પોતાની ટોળકી તરફ ફરીને કહ્યું, "દોસ્તો, આએ આદમીને તમારી સંભાલમાં લેઓ."

હવે ગભરાટ થઈ રહયો, અને કાંઈ બી દગો હોવાની શરૂ થતી ફકર સાથે ધરોધર રીવૉલવરો પટામાંથી ખેંચી કાઢીને બાધાઓએ બારની અને ફ્રાવર તરફ ટાંકી!

"તમો બધા અમથા ડરી ગયલા લાગોછ, દોસ્તો," ફ્રાવર જે હવે મજબુત અંદરખાને બીહયો હતો તેણે, પોતે પુરતો દીલાવર હોવાથી, હજી બાહેર હસ્તું મોઢું રાખીને કહ્યું; "અમારી દયાનતમાં દગો હોઈજ શી રીતે શકે?"

"મંસ્યેર ગ્રીમૉન્ટ," તેના એ બકવાટપર ધ્યાંન આપ્યા વગર વીલ્યમે કરડાઈથી કહ્યું, "માહરી સાંબો આવ!" અને ફ્રાવર એક બી આનાકાની વગર તાબેદારીથી સાંમો આવ્યો. તેણે જોયું કે લેશ પણ આનાકાની તે હવે સીર્ફ મોહોત હતું! તેણે હવે આબાદ પોતાનું આવી બનેલું જોયું. તેણે ઘણું મન કર્યું કે સીપતી કાઢી, એકદમ તે મોંઢે લગાડી ઓહોર કરવો અને મદદ બોલાવવી, પણ તેવી એક બી હીલચાલ માટે એક આંગળી હીલવવાની પેરવી કરવી એ પણ નકકી મોહોત હતું, એટલે હાલ તો હીંમત રાખવા ને હીંમત બતાવવામાંજ તેણે સલામતી માની લીધી.

ફીલીપ મૉરટન પણ પુરતો ધ્રુજી પડયો હતો! બારની અને ફાવર આવ્યા ને આવ્યા એક સ્વભાવિક પ્રેરણાથી કોઈ ભયભીત સત્યાનાશીની ફીકર તેને બરપા થઈ ચુકી હતી, અને મામલો આએ :રીતે બીચકી ગયલો જોઈને તે જાણે પોતાની નિદ્રામાંથી હવે બેઅખત્યાર ચમકી ઉઠયો હતો.

"મંસ્યેર ગ્રીમૉન્ટ," તે સાંમો આવી ઉભો એટલે તે દમામદાર કૅપટને મોટા ઠસ્સાથી પોતાની તપાસ ચાલુ રાખી, "તમોને એ અજબ નથી લાગતું કે તમારી નામ-નાના એક નામાંકીત ખોટા સીકકા પાડનારને આએ માહરાં પંઠમાંના આટલા બધાઓ-માંથી કોઈજ ઓળખી આપી શકતો નથી?"

"એમાં અજબ થવાનું શું છે?" ફાવર તુચ્છકારનું હસ્યો; "અમારી 'ક્રૈતરનીતી' ફકત બે—ચાર આસામીઓની હતી. હું છેલ્લાં જે પંથમાં હતો તેમાં તો ફકત અમો ચારજ હતા, અને પોલીસે દરોડો પાડવા પછી તે ત્રણ પકડાયા અને દેશ તરીપારની સજાએ ગયા, જ્યારે હું એકલોજ બચી નાહસવા પામ્યો હતો.

"અને તમારી આંખ તમે કયારે ખોહી બેઠા?"

"તેજ ધરપકડના દરોડા દરમ્યાનમાં! એક કટલાસની અણી મને આંખમાં ભોંકાઈ ગઈ હતી".

"અને તમે મને એમ કેહવા માંગોછ કે આએ તમારા માથા પરના લાંબા બાલ ખરા છે? હું કેહુંછ કે તે એક 'વીગ' (ખોટા બાલની ટોપી) છે."

"અને તેમાં બી તમે નવું શું પારખ્યું?" ફાવર કે જે એક ઘણી અજબ જેવી હીંમત અને સમયસુચકતા ધરાવનાર આદમી હતો તે, અંદરખાને પુશકળ તરખાયલો હોવા છતાં જીવપર ખેડીને, હજી બધા તુચ્છકારનાજ જવાબો કરી શકવા જેટલી હીંમત ટકાવી શકયો; "હું પોતે કબુલ કરૂંછ કે એ એક વીગ છે. પોલીસને થાપ આપવા માહરે જુદી જુદી વખતે જુદો જુદો વેશ મને સુગમ પડતી રવેસે ફરજયાત ધારણ કરવોજ પડેછ!"

"અને આપણે છેલ્લા કયાં અને કયારે મલ્યા હતા?" કૅપટન ગૉત્રેએ પોતાની તેહકીકો સાથે હજી આગળ ગબડાવ્યું:

"હું તમોને આએ આગમચ મલ્યોજ નથી. મેં તમોને આએ આગમચ કોઈ બી ઠેકાંણે જોયા હોય એ હું યાદ કરી શકતોજ નથી," ફાવરે હજી હીંમત ટકાવી.

"દગલબાજ, તું સરચાંમ જુઠઠો છે!" અહીં વીલ્યમ ગૉત્રેએ દાંત પીસીને ઉછળી ઉઠતાં કહ્યું, "તું આવ્યો ત્યારે એકાદ પળ હું કદાચ થાપ ખાઈ શકયો હોવશ, પણ પછીથી તુરતજ મેં તુંને ઈંચેઈંચ પીછાંણ્યો! તું પોલીસમૅન ફાવર છે!"—અને, એમ કેહતાં, તેનાં પેટમાં પેસી જવા ચાહતો હોય તેમ, વીલ્યમ ગૉત્રેએ એવી ખુંની આંખોએ તેના ભણી

જોયું કે પેલો પોલીસવાળો તેની મરજી ઉપરાંત ચમકીને ઉછળ્યો! તેણે મોટા ગભરાટ વચ્ચે એમ ઓળખાઈ આવતાં સાથે સીપટી કાઢવા ને મદદ બોલાવવા પોતાના ડગલાના ખીસામાં હાથ નાખ્યો, પણ અફસોસ કે તે ઘણું મોડું હતું! તે એવી એક બી હીલચાલ કરી શકે તે આગમચ તો એક હેવા જેરબંદ વીલ્યમ ગૉત્રેએ ગુસ્સાની એક બરાડ સાથે તેને હાથમાં ઉંચે ઉંચકયો, ભોંય પર પટક્યો, અને તેનું મોઢું દાબી દઈ, તેની છાતીમાં પોતાનું મજબુત ગુંઠણ દાબેલું રાખી, તેનું ગળું એવી રીતે ચુંટી નાખ્યું કે થોડીક નાસવીસ—થોડીક અફલ-તફડી—થોડીક ગુંગળાટ—થોડાંક ડચકાં—અને સઘળું જોતાં જોતાંમાં આખર થયું! ખુંની વીલ્યમ ગૉત્રે, ખવીસ જેવો છેડાયલો, જ્યારે પોતાના ગુસ્સા અને ઝનુનના ભોગપર વાંકો વળેલો, તે ખુંનખાર કામ ખતમ કરી પાછો ઉભો થયો ત્યારે પોલીસવાળો ફાવર, જે મોટી કીર્તી અને નામદારી સંપાદન કરવા આ જીવસતોસત જોખમ ખેડતો આવ્યો હતો તે, મોહતમાં આખર થઈ ગયલો બીહીક લાગે તેવો એક કદરૂપો ઢગલો માત્ર થઈ પડયો હતો!

હવે તે કૉઈનર્સ વચ્ચેના ગભરાટનો શો પાર! 'ફંદ!' 'ફરેબ!' 'ફીતુર!' 'દગો!' એ પોકારોથી તે આખો હૉલ ઢમઢમી રહયો, અને કમબખ્ત બારની જે આ દગલબાજીથી નીહાલ થઈ જવાની ઉમેદમાં હતો તેણે, પોતાનું આવી બનેલું અને પોતાને સખ્ત ઘેરાઈ ગયલો જોઈ, જીવ પર આવી નાહસવાની કોશેશ કરી, પણ તેટલાં તો વીલ્યમ ગૉત્રેએ છોડેલી રીવૉલવરની એક ગોળી તેનું મસ્તક વીંધી આરપાર નીકળી ગઈ, તે હવામાં ઉંચે ઉછળ્યો, અને છુંદાયળો, છરાયલો, તુટેલી ગરદનનો, એક લોહીલુહાંન ઢગલો તે પણ બીજીજ પળે તે જમીન પર પડયો! ઓ, તે ઘડીની વચમાં ત્યાં થઈ પડેલી દહેસતનાક ખુંનામરકી! રીવૉલવરો બધાઓએ ખેંચી કાઢેલી હતી, નાગી કટલાસીસ રોશનીમાં ચમક ચમક થતી હતી, અને એકેએક ગુહનેગાર કૉઈનરની આંખમાંથી ગોયા લોહીજ ટપકી રહેલું જોવાનું હતું!

ફીલીપ મૉર્ટન તેની બેઠકમાં ફસડાઈ પડયો! આવો ત્રાસ, આવી ખુંનરેજી, આ ખુંનામરકી જોતાં તે બીલકુલ હોશફરામોશ થઈ ગોયા થોડીક પળોની બેખુદીમાં ઉતરી ગયો. ઓ ખુદા, શું આએ એક ભયંકર સ્વપ્નું હતું કે એક ખરો જીવતો જાગતો બનાવ હતો? જે આદમી આવો હાતમદીલનો, આવો અમીરી, આવો તેની પોતાની ભલાઈમાં માનનારો ને ભલું કરનારો ભલો, તે અત્યારે એક ખુંન પર ચઢેલો ખવીસ થઈજ કેમ શક્યો હશે? માન્યું કે તેણે પોતાના અને પોતાનાં પંથના બચાવમાં આ બબે ખુંનો ઘડીની વચમાં રેડયાં, પણ તે છતાં આ એવાં ભયભીતપણાંને તે પોહોંચીજ કેમ શક્યો હશે? તે તેના હજારો હેસાંનમાં હતો, પણ હવે એ તેના ખુંની દસ્તના એક સ્પર્સનો વટીક સ્વિકારજ કેમ કરી શકનાર હતો?

"દોસ્તો," એ ખુંની કાર્યથી પરવાર્યા પછી તેની પીસ્ટલનો ધુંવો બારનીની લાસ આગલથી વહી ગયો એટલે તે મુરદાં પર તિરસ્કારથી આંખો ફેંકી તે જરા, ઘાસ

ઘોઘારી અવાજે બોલ્યો, "આ બબે દોજખીઓથી મેં તમોને બચાવી લીધેલા છે, પણ તમો સલામત મુતલગ નથી. આએ હેરેમંદ"—અને એમ કહેતાં તેણે ફાવરની લાસના માટીના ઢગલાને એક તુચ્છકારની ભુત સાથની લાત મારી—"આએ હેરેમંદ આવ્યો ને આવ્યો હું દગો ચેત્યો. મને સંદેહ પડીજ ચુકયો હતો, પણ હવે તમો તમારી સંભાલમાં તમારો જાન બચાવી એકદમ જુદે જુદે રસ્તે વીખરાઈ જાવો! હાલ તો બધું અહીંજ પડતું મુકો, માહરી ખાત્રી છે કે આએ મકાન ચોપાસથી પોલીસથી ઘેરાયલું હોશે, કેમકે એણે મોહોત ચેટીને સીપટીને વાસ્તે મદદ બોલાવવા ગજવામાં હાથ નાખવાનું કીધું હતું. એના ઝાડા લેઓ અને ખાત્રી કરો!"

તરત બે ચાર આદમીઓ તે લાશ પર તુટી પડયા, અને ઝાડા લેતાં આગળથીજ એક મોટી સીપટી અને એક રીવૉલવર વિગેરે તેના કોટના અંદરનાં ગજવામાંથી મલી આવ્યું.

"હવે ત્યારે, નાહસો," ગૉત્રેએ પાછો ગભરાત કર્યો; "હું કેહુંછ કે તમો દરેકના જાંન બી આ દગલબાજ કાફર બારનીનાં કારણથી હવે ભયમાં આવી પડેલા છે, અને જો આસપાસમાં હું માનુંછ તેમ, ચોકી નજદીકમાં હશે તો આએ માહરી પીસ્ટલના ધડાકાએ તે બધાને પુરતા સચેત કર્યાજ હશે."

હવે ગભરાટનું પુછવુંજ શું? નાહસાનાહસ, મારામાર, ગડબડનું ત્યાં જોત જોતાંમાં રાજ થઈ પડયું! તે બધા કારસ્તાનીઓનાં ગૉત્રેગાત્ર ઢીલાં થઈ ગયાં.

"પણ, સબર કરો, માહરો મૉરટન કયાં છે? એને તો હું ભુલીજ જાઉંછ!" એવામાં વીલ્યમનો જોરાવર અવાજ, પાછો એકવાર દીલસોજીથી ગરમ થયલો સંભળાયો, અને તેને જઈને જોયું તો ટેબલ પર માથું નાખી ગરીબ ફીલીપ મૉરટન અર્ધ બેહોશ પડેલો હતો!

"હીંમત રાખ, બેટા, હીંમત રાખ!" વીલ્યમ ગૉત્રેએ તેને હીંમત આપવા ને હુશ્યાર કરવા ઉતાવળ કરી, "હું કેવો કમબખ્ત કે હું બી તુંને રહી રહીને અત્રે આજેજ લઈ આવ્યો! માહરા ખુદા, મને એ શું ઉંધું સુજયું હશે! પણ ચાલ, બેટા, હવે વખત ખોહવાનો નથી. અકેક પળ સોનાના મુલની છે, કેમકે આપણા જાન પરજ બની આવેલું છે! લે આએ તાહરી રીવૉલ્વર અને કટલાસ તાહરા બચાવ સારૂં તાહરા હાથમાં, અને ચાલ હવે માહરી સાથે! હું માહરો જાન વેચીને બી તુંને બચાવશ તો ખરો, પણ મારવું જીવાડવું ખુદાને હાથ છે."

ફીલીપ મૉરટને અરધી ઉઘરેતી આંખોએ આસપાસ જોયું. તે મોટો આખો ઓરડો ખાલી થઈ ગયો હતો; ફકત પેલી બીહીધરાવનારી બે લાસ ત્યાં પડેલી હતી, અને બાકીના બધા જુદે જુદે રસ્તે તીરી ગયા હતા.

તે હવે ઉઠયો. એક ચાવી આપેલાં પુટલાંની કીસમે તે રીવૉલવર ને કટલાસ તેણે ઉંચકી લીધાં, અને વીલ્યમ ગૉત્રે જોડે જવા તૈયાર થયો.

---

# પ્રકરણ ૪૧.

હવે વીલ્યમ ગૉત્રેએ એક મોટી પ્રકાશીટ રેશનીનું ચોર ફાનસ હાથમાં લીધું, સાઈડમાંનું એક બારણું ઉઘાડી નાખ્યું, અને ભુલભુલામણી જેવી સાંકડી ગલીઓ અને ઓરડાઓમાં થઈને તે ભાંગીતુટી જુન્નીપુરાણી બીલડીંગને છેક બીજે નાકેના એક ઓરડામાં જઈને થોભ્યો, કે જ્યાં ઉપર જવાનો એક સાંકરો ગોલ દાદર આવેલો હતો. તેઓ તે દાદર ચઢી ગયા, અને તે ભોંયરાંમાંથી હવે તે બીલડીંગનાં છેક ઉંચાણમાં આવ્યા, જ્યાં સૌથી ઉપરના ઓરડામાં જઈ વીલ્યમે બારણું અંદરથી પાછું બંધ કીધું, અને પોતાનાં ભારી દીલ સાથે દમ ખાવા બાજુમાંની એક ખુરસીમાં બેસી ગયો, કે જ્યારે નાહનો ફીલીપ હીંમતથી તેની સાંમો આવ્યો.

"વીલ્યમ ગૉત્રે, હું તમોને છેલ્લી સલાંમ કરીને આ દોજખ સદા સુધીનું હવે છોડી જવા બહુજ આતુર થઈ રહેલો છું," તે છોકરાએ અજબજેવા મકકમ અવાજે હીંમતથી અને દ્રઢતાથી કહ્યું, કે જ્યારે ઉશ્કેરણીથી લાલ થઈ આવેલા તેના રેખસારો ગરમ થઈને બધા ધમધમી આવેલા હતા! "મને બાહેર જવાનો રસ્તો બનાવો, કેમજે એકદમ અત્રેથી જતો રહેવાને હવે હું અધીરો પડી ગયલો છું."

"તું મને છોડી જવા માંગેછ?" વીલ્યમ ગૉત્રેએ ગુસ્સાથી ધુરકીને પુછ્યું.

"અલબતાં! તમો શું એક પળ બી ધારી ને માની શકોછ કે આવી ભયંકાર રાત્રીએ આએ જીવતાં દોજખમાં મેં જે કાંઈ નજરોનજર જોયું તે પછી હું તમારી સાથનો માહરો સ્નેહ અને સંબંધ જારી રાખવા કદી બી માહરૂં મન સમજાવી શકશ? કોઈ કાલે નહી! માહરાં માતપીતાનો ચેતવણીનો અવાજ આએ ઘડીએ બી તેઓની કબરોનાં ઉંડાણમાંથી બોલતો માહરે કાને આવેછ, અને માહરે એકદમ જવુંજ જોઈએ! ઓ, હવે હું તમારા ચેહરા સામું જોઈબી તે કેમ શકું? મેં માહરી સખ્ત નાચારી અને હાડમારીઓ વચ્ચે તમારો આશરો શોઢયો ત્યારે તમે વધતા ઓછા બુરા હોવાનો મને સંદેહ તો હતો ખરો, અને તેથી હું ઘણો શંકાશીળ આએ તરફ આવ્યો, પણ તમે તમારા ખુલાસાઓથી માહરાં મનનું કાંઈક સમાધાન કર્યું, અને હું તમોને હેતથી ચાહવા અને માન આપવા બલકે પુંજવાજ પડયો! ત્યાર પછીથી માહરા બુરામાંબુરા શક પાછા સજીવન થયા, અને આજે રાત્રે અહીં કાંઈ ઘણું ભયભીત જોવાની ફીકરોથી ધ્રુજતો હું આએ તરફ આવ્યો ખરો, પણ ઓ—તે આવું નેહસ્ત, કરપીણ અને દોજખી હોશે—ખરેખર તમોને હું એક ખુંન પર ચઢેલા ખવીસનીજ ઓલાદના ખુંની જોવશ એ તો મેં સ્વપ્ને બી ધાર્યું હતું નહી! એટલા વાસ્તે હવે હદ વળી ગઈ, અને તેથી છેલ્લી સલામ! તમારી અને માહરી વચ્ચેનો ગાંઠ હવે આએ જીંદગીમાં પાછો નહીં સંધાઈ શકે એટલી હદ સુધી તુટી ગયલો છે, અને હું અત્રેથી એકદમ જતો રહેવા તલબગાર થઈ ઉભો છું."

"તુંને જતો મુકું? તુંને જવા દેઉં?" વીલ્યમ ગૉત્રે કે જેનું લોહી પેલાં બે ભયભીત ખુંનોથી ગરમ થયલું ને ઉકળેલું હજી બહુ તપેલુંજ હતું તેણે એક સરપના સણસણાતથી તીરસ્કાર કર્યો. "તુંને જતો મુકું કે તું બાહેરની દુન્યામાં જઈને આજે રાત્રે અત્રે જે તેં જોયું તેની છચોક વાત કરે, અને માહરી ગરદન જલ્લાદનાં ધીમડાં ને છુરાને સપુર્દ કરે? છોકરા, તું દીવાનો થઈ ગયલો લાગેછ! એક ફીતુરીનો ફેસલો તેં નજરે જોયો અને હવે તાહરા જાનની સલામતી ચાહતો હોય તો માહરામાં તાહરે વાસ્તે જે સ્નેહ છે તેની જગ્યે શેહેતાન્યતને ઉશ્કેરી ના મેળ!"—અને તે આ એવાં ઝનુનથી બોલતો હતો કે તેનો એક વારનો ખુબસુરત ચહેરો ઉશ્કેરણીથી હાલમાં કાલો ઠણક મારી ગયો હતો, અને તેનાં પોહોળાં કપાલ પર હદ વગરનાં ઝનુનનો કરચીઆલો ચીલ્લો પ્રગટ જોઈ શકાતો હતો!

ખરેખર તો તેણે આટલું બધું ફીલીપને બોલવા દીધું અને તેને શાંતીથી સાંભળ્યા કીધો તે એટલાજ સારૂં કે તે ગુસ્સા અને અજાયબીથી જાંણે અવાચક થઈ ગયો હતો!

"હું તમારા એમ દરાવયા ને દબરાવ્યાથી જરાબી બીહવાનો નથી," ફીલીપ મૉરટને જવાબમાં તેટલીજ હીંમતથી પાછું કહ્યું, "હઠી જાવો ને મને રસ્તો આપો!"—અને તેણે પોતાનાં હાથમાંની રીવૉલવર તારીફલાયક દીલાવરીથી પોતાના તે એક વારના મીત્ર સામે ટાંકી!

"છોકરા, એ દમ ભરાવવાનું ભુલી જા! તું જાંણેછ તું એમ કોણને દમ ભરાવવા નીકળ્યોછ તે?" વીલ્યમ ગૉત્રે તીરસ્કારથી હસીને વધતો પવારે ગયો, "ફકત પાસાંમાં ખેંચીને દાબીને એક કોટી કરશ તો તાહરાં બદનનાં હાડકેહાડકાંનો ચુરો થઈ જશે તેનો કાંઈ ખ્યાલ છે? તું જતો રેહેવા નીકળ્યોછની? હું બી જોઉંછ કે તું કેમ જાયછ?"—અને, એમ કેહેતાં, તેણે તે બંધ કરેલાં બારણાંને અડગરો લગાડી, એક મોટું તાલું મારી કુંચી આસાનીથી ગજવામાં મેળી, અને વળી એક મોટી લોખંડી આડી ઉંચકીને તે આખાં બારણાંની અતરાફમાં પોઈ દીધી!

"હવે માર મને, મારવાનો હોય તો!" તેણે તે પછી શાંતીથી પાછી પોતાની બેઠક લેતાં, અને ફીલીપ સાંમે પોતાની છાતી ખુલ્લી મુકતાં કહ્યું; "છોડ તાહરી રીવૉલવર અને માર મને!" અને પછી તે કડવાસનું મોટે સાદે હસી પડયો, જે પછી તેણે તરત વધાર્યું, "નથી તું મને મારી શકવાનો કે હું તુંને! આપણો સ્નેહ ખોદાવંદતાલાએ કોઈ એવી અજબ જાતનો સાંધ્યોછ કે મને તાહરી ગરજ કે દરકાર હતી નહી કે છે નહી, પણ તે છતાં મેં તુંને જોયો ને જોયો તાહરામાં કાંઈ એવું જોયું કે મેં તુંને નીપકલંકનાં ખાલેશપણાંથી સદા ચાહેલો છે."

"અને તે હું ના પાડતો નથી, અને તેવાં હેસાંનને નીમકહરામ પણ થવા ચાહતો નથી," ફીલીપ મૉરટને હેસાંનમંદ કહ્યું, "ઓ વીલ્યમ ગૉત્રે, હું ભુલીજ કેમ જઈ

શકું કે તમે મને તમારાં ભાણાંમાંથી જમાડેલો છે અને તમારાં કપમાંથી પીવાડ્યું છે?"—અને, એમ કેહેતાં, રીવૉલવર તરત પટ્ટામાં ખોસીને તે ધસીને તેની આગળ ગયો, જ્યારે કાકલુદીથી તેનો હાથ તેણે પોતાના હાથમાં લીધો. "ઓ છોડી દેઓ, તમારી ગરીબ નાવારેસ ફૅનીને ખાતર છોડી દેઓ, ખુદ ખુદાને ખાતર છોડી દેઓ આ પલીદ પેશો, ને ચાલો ને નાહસો એકદમ માહરી સાથે! આપણે કોઈ દુરદરાજ નીકળી જઈશું, ને પસ્તાવાનાં આંસુઓથી તમારાં એ કરપીણ પાપનો બોજ આયંદા હજુરબી ધોઈ કાઢશું. ઓ મને ના ના કેહો, ને ચાલો? સુધરવાને વાસ્તે જીંદગીમાં મોડું કદી થતું નથી. ચાલો—ચાલો—ચાલો!"

વીલ્યમ ગૉત્રે જોરથી દમ ખેંચતો થયો. તે ખરા નેકબખ્ત જવાંનની આ કાકલુદી-ભરી અપીલની તેના પર કાંઈ અજબ અસર થઈ.

"જા, હવે તાહરે જવું હોય તો; હું તુંને રોકતો નથી, ફીલીપ!" વીલ્યમ ગૉત્રેએ ધીમા ધ્રુજતા અવાજે કહ્યું, કે જ્યારે બોર બોર જેવાં મોટાં આંસુ તેની આંખમાંથી ખરી પડેલાં તેના ગાલપરથી ગબડી જતાં હવે જોવાતાં હતાં, "હું તાહરે લાયક કંપની નથી. જા, બેટા, જા! અલબત મેં તાહરાથી છુપાવ્યું, કેમકે તું મને છોડી જાય તે ખ્યાલ હું ખમી શકતો ન હતો, પણ તાહરી મરજી ઉપરાંત તુંને માહરાં પાપમાં શરીક કે સામીલ કરવાનો તો મેં કોઈ દહાડે ખ્યાલ વટીક કીધો નથી. તાહરી નેકીજ કાંઈ એવી હતી કે તાહરાં માથાં ઉપર ઉતરી આવતી વીજળીનો ઝટકો હું માહરૂં માથું આપીને તુંને બચાવી લઉં એટલું, તે તાહરી નેકીનાંજ કારણથી, મને તાહરીપર એક અજબ જેવું હેત બરપા થયું હતું! જા, બેટા, જા! હું જાણુંછ ને માનુંછ કે તું જીનહાર મને ફસાવવાનો નથી, ને મેં એવો એક ગલીચ ખ્યાલ કીધો તે બી એક ગુનાહ કીધો. હું ગુનાહેનો એક ગાર છું, અને તાહરી દોસ્તી કે કંપનીને લાયકજ નથી, વાસ્તે આએ બારણું હું ઉઘાડી આપુંછ ને તું બેલાસક જા. હું તુંને પોતે રસ્તા સુધી સલામતી સાથે પોહોંચાડી આઉંછ, પણ એટલું યાદ રાખજે કે—"

અને હયાં ચમકી તે એકદમ આગળ બોલતો બંધ થયો. પેલા ગોળ, સાંકડા, ભાંગેલા દાદરપરથી ઉપર બાહેરની ચાલમાં પગલાં વાગ્યાં, અને વીલ્યમ ગૉત્રેનો ચેહરો લોહીના છાંટા વગરનો ફીકકો થયો! "નાશ! નખ્ખોદ! ફસાવત!" તેને પીસેલા દાંત ને બીડેલા હોઠ વચ્ચેથી પોકાર્યું, "પોલીસ આપણી દુંબાલે આવી લાગેલી છે, અને બચવાનો કોઈ માર્ગ કે ઈલાજ નથી!"—અને તેવામાં પેલાં મજબુત લોખંડી બારણાંપર એવો મોટો ધસારો થયો કે તે આખું બારણું ઉખડી જવાનું હોય તેમ તેનાં મીજાગરાંઓમાંથી હીલ્યું!

"રાજના નામે અમે હોકમ ફરમાવ્યેછ કે અંદર જે હોય તેણે એકદમ દરવાજો ખોલવો ને શરણે આવવું! તેમાં જાનની બેહતરી અને સલામતી છે." બાહેરથી ગગડાટ ભર્યો અવાજ આવ્યો, અને વીલ્યમ ગૉત્રે તથા ગરીબ ફીલીપના ગભરાટનો કોઈ શુમાર

નહી રહયો! ગૉત્રેએ બચાવનો ખ્યાલ કરતાં એકજ પળમાં પોતાના બાલેબાલ પીખી કાઢયા, અને તેવામાં તેને એક અજબ જેવો ખ્યાલ સુજ્યો.

"એકજ રસ્તો છે, ફીલીપ," તેણે ગુંટાયલા દમે કહ્યું, "આએ છાપડું અને તેના હુકસ ઘણા ઓસ્તવાર છે, અને બારીએથી દોરડાંપર સરીને નાહસવા વગર બીજો કોઈ ઈલાજ કે બચાવજ નથી. છે તાહરાંમાં હીંમત? આએ બારણું ઘણું ઓસ્તવાર છે, અને બાહેરનાઓને તરત મચક આપવાનું નથી. તેટલાં ખુદા યારી આપે તો બચી જા. આંખ વીંચેલી રાખજે અને દોરડાંપરથી હીંમતથી સરજે. રાત અંધારી છે, અને જોખમ મોટો છે, પણ આએ તરફ બી મોહોત નકકી છે, જ્યારે જો તું દોરડાં પરથી સરીને પેલી સાંબેની નીચેની અગાસી પર જઈ ઉતરશે તો કદાપી બચી જશે. એ બે મકાનો વચ્ચે આએ એક ઘણી સાંકડી ગલી છે, પણ તે ગલીમાં ઉતરવાનું સલાંમતીભરેલું થવાનું નથી. એ મકાન આગળી સાઈડે એક બીજા જુદાજ ફૅશનએબલ રસ્તાપર આવેલું છે, અને આએ તે કોઈ શ્રીમંત આદમીનું પાછળું બાર છે."

"પણ હું તમોને એકલા જોખમમાં મુકીને જઈજ કેમ શકું?" ફીલીપ રડી પડયો.

"મને છોડ માહરાં તકદીરને હાથ, કેમકે વાત કે તકરાર કરવાનો વખતજ નથી. ચાહવું ખુદાનું તો તુંને બચેલો જોવા પછી હું બી એજ રસ્તો લેવશ, પણ પેહલાં તું જા. હું તો માહરૂં લોહી મોઘું વેચશ, કેમકે મરવા પેહેલાં દશને મારી શકશ, પણ તાહરો તો કોઈ બચાવજ નથી!"—અને હવે વીલ્યમ થોભ્યો નહી. તેણે તરતજ સાઈડમાંથી દોરડાંનું એક મોટું બંડલ ખેંચી કાઢીને છાપડાંના ઓસ્તવાર હુકમાં એક ઘડીમાં તે દોરડાંના છેડાઓ નાખી લીધા, અને હજારો હીંમત આપી ફીલીપને બારીપર ચઢાવ્યો. ઓ તે જીવસતોસત પળો! તે પળોના જોખમનું બ્યાન કરવાને કોઈ કલમમાં તાકાટ નથી! બાહેરથી બારણાંપરનો ધુજારો ચાલુજ હતો, ને તેવામાં બારણાંમાં પેવશ કરેલી બંદુકની એક ગોળી બારણું તોડી સણસણ કરતી આગળ આરપાર કેઠે નીકળી ગઈ તે કમબખ્ત ફીલીપે ધ્રુજતી છાતીએ જોયું.

"એકજ બોલ વધારે. માહરી મોટામાં મોટી મુર્ખાઈના તું ઓ નીરદોષ ભોગ!" વીલ્યમ ગૉત્રેએ બીલકુલ લઠડતી જુબાંને કહ્યું, "તું જો 'નરવસ' નહી થશે તે હું ઉમેદ રાખુંછ ને દુઆ કરૂંછ કે તું જરૂર બચી જશે. મેં એ વાહણનાં દોરડાંનું એક ઘણું મોટું બંડલ જે એવી નાહસભાગની ફીકરથીંજ અત્રે સાચવેલું હતું તે માહરાં પોલાદી તનની મજબુતાઈથી અબાદ પેલી સાંમી નીચાણમાંની અગાસીમાં ફેંકેલું છે, અને તું જો હીંમત રાખશે તો આબાદ તે સરહદે ઉતરશે ને બચી જશે, પણ મને હવે જીવવાની ઝાઝી ઉમેદ નથી. હું બી તાહરી પુઠે આઉંછ તો ખરો, પણ હું નથીં ધારતો કે હુક અને છાપડું માહરાં બદનનો ભારી બોજ ટકાવી શકે. વળી બનવાજોગ છે કે બારણામાં હોલ પડી ચુકેલો હોવાથી તેટલાં પેલાઓ અંદર આવશે અને

મને ઝીલી લેશે. એમ છતાં તું દોરડાના છેડા તારી તરફના મજબુત પકડી રાખજે અને મને બચાવનો ચાન્સ આપજે; પણ જો હું નહી પોંહોચી શકું અને મારી કરણીની સજામાં માર્યોજ જાઉં તો તું પેલી મારી ગરીબ ફૅની પર નીગાહ રાખજે. તું મારા કમબખ્ત બાપને મારાં મોહોતથી આગાહ કરજે અને મારા છેલ્લામાં છેલ્લા હવાળા તરીકે ફૅનીને સાચવવા તેઓને સુપર્દ કરી આવજે—ને હવે જા. ખુદા તું નીરદોશનો નેગેહબાન થજે!"

હવે ફીલીપ થોભ્યો નહી. તે વીલ્યમને બને ત્યાં સુધી બચવાનો વચન આપવા ચાહાતો હતો, અને તે બાહદુર છોકરાએ તેનો હેતથી હાથ દાબી, આંખ વીંચી તે જોખમ-ભર્યું નીચાંણ બીડેલાં દાંતો અને ધુંટેલા દમે ઉતરવા માંડયું. તે એક ડાકવી નાખનારી મોહોત લાવનારી જેહેમત હતી, પણ તેની અજાયબીભરી શુકગુજારી વચ્ચે અંતે તે અગાસીની જમીન પર તેનાં ધુજતાં કદમ ઠર્યાં અને તે ત્યાં ગુંઠણે ફસડાઈ પડયો! તેણે, એમ છતાં, ત્યાં ઢગલો થઈ પડેલાં દોરડાંનો કબજો મુકયો નહી. તે છેડા જોરથી પકડીને તેણે ખેંચી રાખ્યા અને પોતાની આંખો કે જેમાંથી ગોયા લોહીજ ટપકતાં હતાં તે પેલી ઉંચાંણમાંની બારીપર ફાટેલો ડોળે અધારાંમાં ખેંચી ખેંચીને તેણે ટાંકેલી રાખી. એવામાં એક મોટો ભારી આકાર પેલી બારીમાંથી બાહેર કુદીને દોરડું પકડીને નીચે સરતો થયો, અને ખુશાલીથી તેનો દમ રૂંઢાઈ ગયો. તેણે તરત જોયું કે વીલ્યમ ગૉત્રે ઉતરી આવતો હતો, કેમકે તેના ભારી બોજ તળે તે છાપડાંનું છજ્યું ઓએ તુટી જાય તેમ કરર કરર કરતું રહ્યું.

પણ મોડું—ઘણુંજ મોડું! તેજ પળે ઉપલી બારીપર ઘણાએક આકારોનો ઢગલો દેખાયો. તેઓએ રોશની ફેંકીને વીલ્યમને અબાદ નાહસ્તો ને બચતો જોયો, અને તુરત તેઓના કૅપટન તરફથી મળેલા હુકમ મુજબ 'તે નીચે સરતા આકાર પર ગોળીઓનો એક વરસાદ છોડવામાં આવ્યો, જે વીલ્યમ ગૉત્રેનાં બદનમાં પેવશ થવાથી તે દુખની એક બરાડ સાથે દોરડું છોડી અફલાતો ઝીંકાતો સીધ્યો પેલી સાંકડી ગલીમાં જઈ પડયો, જેના મોટા ધપકારાથી ફીલીપે એક ઉંડાં ડચકાં સાથે જાંણ્યું કે તે આરપાર ગોળીઓથી વીંધાયલો અંતે મોહોતમાં આખર થયો હતો! તે જોરમંદ પેહેલવાન જેવો આસામી હસ્તીમાંથી એકદમ નીસ્તીમાં નાબુદ થયો, અને તેની મસ્તી, તુંદી, જોર અને જવાંનીની જોટની જોતાં જોતાંમાં આખર આવી ગઈ!

"પેલી નીચાણમાંની અગાસી પર હજી કોઈ બીજો છે," પેલી ઉપરની બારીમાંથી એક અવાજ સંભળાયો; રોશનીઓ ફેંકાઈ અને ગોળીઓ છુટી, પણ એવી કીસમે ફીલીપ તે અગાસીની પેરેપેટની ઓઠે દબાઈ ને સંતાઈ રહયો કે તે બધું નીશફળ ગયું, અને તે બારીમાંના આકારો અંતે પાછા હઠયા. દેખીતી રીતે તેઓ મોહલ્લો વટાવીને આ ફૅશનએબલ લત્તાનાં આ ઘર પર તેની ધરપકડ સારૂ દરોડો લાવવા નીકળી પડયા હતા, પણ વીલ્યમે કહ્યું હતું તેમ તે ચકાવો ઘણો મોટો હતો, અને ફીલીપના હાથમાં હજી બને તો નાહસવા ને બચવાનો વખત હતો.

તેણે ઉઠવા ચાહયું ત્યારે તે ઉઠી શકયો નહી. ગોયા તેના પગજ ભાગી ગયા હતા. આ ઉપરાસાપરી બનાવોએ બીલકુલ તેને માહલ અને આજેજ કરી મેળ્યો હતો.

પણ તેને તેના જોખમનું ભાણ થયું, અને અંતે તે જીવ પર જોરાવરી કરી લપેડા ખાતો ઉઠયો. આ પણ કાંઈ તે નાહનો જોખમ કરતો નહી હતો. હજી તેનો જોખમ કશીજ રીતે મટયો નહી હતો, અને તે ધ્રુજતા અવયવો સાથે આગળ વધ્યો. તે નાહની અગાસી પરથી એક સાંકડી ચાલમાં જવાતું હતું, કે જેને સારાં નસીબે બારણું નહી હતું. નસીબદાર તો એ હતું કે નોકરોના ખંડને લગતી તે પાછળી નાહની અગાસીની લાઈનમાંની દીવાલોપર કોઈ બારીજ નહી હતી, કેમકે તે એક કાતરયાં જેવું હતું, અને ફીલીપ ટંટોસતો આગળ વધીને એક દાદર જોઈ કાઢી શકયો, જે સીધી લાઈનના દાદર પરથી એક પછી એક તે બે મજલા ઉતરીને નીચે આવ્યો અને ત્યારે તે એક કુશાદે ચાલમાં હતો. રાત ઘણી મોટી ગુજરેલી હતી, બધાં વગેસગે થઈ ચુકયાં હતાં, અને તે કારણથી તેણે ધાર્યું કે અત્યાર સુધી તે સલાંમત નીચે આવ્યો હતો.

*    *    *

માડામ યુજીની—ડે—મરવીલ એક સારે ઘેરની અને સારાં ખાનદાનની છોકરી હતી. તે ભાગ્યેજ અઢાર ઉનાળા જોઈ ચુકી હતી, અને એટલી ટુંક ઉમ્મરમાં મા બાપનો શીરછત્ર સાહયો વરસો આગમચનો ખોહી દીધા કેડે તે હાલમાં પોતાનાં તાલેવંત ઘરમાં પોતાની નાહની ઉમ્મર છતાં મુખત્યાર માલેક હતી. તે કુંવારી હતી, અને પોતાની એક ઘરડી માસી જોડે આ ફૅશનએબલ લત્તા પરનાં આ એક ભવ્ય મકાનમાં આદમીઓના એક રસાલા જોડે એકલી રહેતી હતી.

તે તરતનીજ ઘણી મોડી રાત્રે એક બૉલમાંથી ઘર પાછી ફરી હતી, અને સુવાને વાસ્તે તૈયાર થઈને સુવા જવાનો ખ્યાલ કરતી તે પોતાના બેડરૂમમાં એક હીંચ ખાવાની ખુરસીપર હીંચકા ખાતી બેઠી હતી. તેટલાં તેની બાજુમાંનાં ઉંચાણમાંથી કાંઈ બંદુકોના બાર થતા સંભળાયા, અને તે ભય પાંમેલી ચમકી ઉઠી. તેની માસીને બાહેર તેહકીક કરવા તેણીએ દોડાવી, જેણે આખા ઘરખટલાને જગાડયો; અને ઘણાંએક પુરૂષ અને સ્ત્રી નોકરો વટીક આગલે બાર દોડયાં. એવામાં ખબર આવી કે કોઈ પાછળા મોહલ્લાનાં એક ઘરમાં ખોટા સીકકા પાડનારાઓનો એક ગુફો માલમ પડવાથી પોલીસે તે ઉપર ધાડ પાડી હતી, અને ત્યાં ખુંનામરકી ચાલુ થઈ રહી હતી.

યુજીની હભતી ગઈ, અને જયારે કે બાહેર દોડેલા આદમીઓ બીજી થોડીક સત્તાવાર અને વિગતવાર ખબર લાવે તે લાવવા તેની માસી પાછી નીચે ગઈ હતી ત્યારે તે પોતાના ઓરડામાં, તે અબળા પાછી ફરવાની આતુરતાથી વાટ જોતી, થોડીક મીનીટ એકલી હતી.

એજ વખતે, ઉપર કહેલા મુજબ, બાહેરની કુથાદે ચાલમાં નાહસ્નો ભાગનો ફીલીપ આવી લાગ્યો હતો, અને તે પેલા વચમાંના મોટા દાદર પર થઈને નીચે ઉતરી જવાનું કરતો હતો તેવામાં નીચે તો તેણે એટલી બધી ગડબડ ચાલી રહેલી જોઈ કે તે હેબક્ન ખાઈ ગયો અને થોભી ગયો.

એવામાં નીચેથી અવાજો આવ્યા: "એક કૉઈનર આ ઘરમાં છુપાયલો છે," કોઈ ઑફીસર જોરથી કેહતો હતો; "તે પાછળા મોહલ્લાનાં ઘરની ઉંચી બારીપરથી દોરડાંપર સરીને ઉપલા મજલાની તમારી પાછળી અગાસીપર આવેલો છે, અને દરબાન કેહછ કે તે આએ રસ્તે જવા પાંમ્યોજ નથી ત્યારે તે હજી ઘરમાંજ કોઈ છુપાયલો હોવો જોઈએ, અને અમારે આખું ઘર ધુંડવું જોઈશે."

હવે વખત ખોહવાનો નહી હતો. દુબતું માણસ ફીતુને વળગે છે, અને એક દુબતું બારકસ કોઈબી બંદર કરી લેવા આતુર રહે છે, તેમ કમબખ્ત ફીલીપ ધડકતી છાતીએ બાજુમાંના ઓરડા તરફ ધસ્યો. તે બારણું અળગુંજ હતું, જે નરમ હડસેલાથી તેણે ઉંઘાડી નાખ્યું, અને તે આગળના નાહના ઓરડામાં થઈને તે જવાંન યુજીની-ડ-મરવીલ ના બેડરૂમમાં ધસ્યો, કે જે પોતાની ખુરસીમાંથી, તેને જોતાં, અરધી ચીસ સમેટ ચમકી ઉઠી.

તે સુવા જવાની તૈયારીમાં હતી અને મસ મોટા ગભરાટ વચ્ચે તેણીએ બાજુમાંથી એક ડ્રૅસીંગ ગાઉન પોતાનાં દીલ પર ખેંચી લીધું, જોરથી ઘંટ વગાડવા દોરડાંપર હાથ પોહોચાડયો, પણ તેમ કરવા પેહેલાં ધડકતી છાતીએ પુછ્યું, "તમો કોણ છો અને અહીં શું માંગોછ?"

"હું દયા માગુંછ, જવાંન બાનું," ગરીબ ફીલીપ ગુંઠણે પડયો; "લંબાણ ખુલાસાનો વખત નથી, પણ માહરી ઈજ્જત અને માહરો જાન ધાસ્તીમાં છે તે બચાવવાનું પુણ હાંસલ કરો અને મને બચાવી લેઓ? હું પાક ખુદાનાં નામથી તમોને ખાત્રી આપુંછ કે હું બીલકુલ બેગુનાહ છેઉં!"

"બેગુનાહ?" નાહની યુજીનીએ ગભરાટમાં પડઘા કર્યો, અને તે ઓરડામાંની રોશની વચ્ચે તે ખરા સોહામના અને મીઠા પણ હદ વગરના ફીકકા અને આજીઁદા ચેહરામાં જોયું. તેના હોઠ અને હાથ ફીકરથી ઉડી ઉડી જતા હતા અને તે છતાં તે રડમસ મુખડામાં કાંઈ એવું હતું કે જે તેણીની મરજી ઉપરાંત તે ગુંઠણ્યે પડેલા ઉઘાડે માથેના છોકરાને બેગુનાહ માનવા તેને લલચાવી રહયું હતું! તેવામાં દાદર પર ભારી પગલાંઓનો ધસારો સંભળાયો, અને ફીલીપ પાછો ક્ગળી પડયો.

"મને બચાવો—ખોદા તમારૂં ભલું કરશે—મને બચાવો!" તેણે દીલમાં ચુંટાઈ આવે તેમ કાકલુદી કરી.

તે ઉભી હતી તેની બાજુમાંજ એક પલંગ આડો નાહનો કાળો મખમલનો પરડો હતો, જે તેણીએ હવે ઉંચકયો, અને ફીલીપને ત્યાં એકદમ ભરાઈ જવાની મુંગી એસારત આપી.

ફીલીપ એકજ પળમાં એ મુજબ ત્યાં હઠી ગયો, તેણીએ તે પરદો પાછો નીચે નાખ્યો, અને તેજ પળે બારણાં પર ટકોરા પડયા, જયારે તેણીએ "આવો!"ના કહેલા હુકમના જવાબમાં પોલીસની એક હથ્યારબંધ ટુકડી ઉંબરમાં આવી ઉભી. પછવાડે યુજીનીની માસી અને નોકરનફરોનો એક રસાલો હતો!

---

## પ્રકરણ ૪૨.

"માડમોઆઝેલ," તે પોલીસની ટુકડીના વડાએ માનથી પોતાની ટોપીને આંગળી લગાડી કહ્યું, "એક મોટો અપરાધી આય ઘેરમાં કેઠે છુપાએલો હોવો જોઈએ. તે પાસેનાં એક વાંધાભરેલાં ઘેરમાંથી બચીને આય તમારાં મકાનની ઉપલી અગાસીમાં ઉતરેલો છે."

"ઓ!" નાની યુજીનીએ ફકરના ઢોંગ સાથે પોતાની ખુરસીમાંથી ચમકી ઉઠતાં કહ્યું; "ત્યારે શું આય આગલા રસ્તા પરની ગરબડ તેજ બધાંને લગતી છે? એ કેટલાક વખતની વાત છે?"

"છેલ્લા અર્ધા કલાકની વાત છે, બાંનુ" તે પોલીસ ઑફીસરે માનથી જવાબ કર્યો.

"ત્યારે અમે તો છેલ્લા એક કલાકથી ઘેર પાછાં ફરેલાં છીએ," યુજીનીએ હજી પણ ઘણા ભય પાંમેલા દેખાવથીજ કહ્યું; "અને ત્યારે આય માહરા ઓરડામાં તો તે ધુસવા પાંમ્યોજ નથી, કેમકે હું તો અહીંજ છેઉ. ખુદાને વાસ્તે તમે, તેથી આય મકાનના બીજા ઓરડાઓ બારીકીથી જોઈ વળો અને તેને પકડી કાઢો! ઓ, મને કેટલી બીહીક લાગેછ!"

"તમારે બીહવાની કશીજ જરૂર નથી, બાંનુ," તે વડા પોલીસમૅને હીંમત આપી; "અમો એક તડાકામાં તેને પકડીને તમારી આગળ હાજર કર્યે છીએ."

"હા, ને માસીજી તમે બી જાઓ પોલીસની સાથે," યુજીનીએ તેજ ફકરમંદ તોરથી કહ્યું, અને તેઓ બધાં પેલા નાહસી ભરાએલા અપરાધીની શોધખોળમાં તે આખું ઘેર ધુંડી મારવા તે ઓરડામાંથી બાહેર ગયાં, ત્યારેજ તે ભલી છોકરી છુટકારાનો એક દમ ખેંચી શકી! ઓ, આ તે કેવો મોટો જોખમ કરતી હતી! એક બીલકુલ પરાયાને

બંચાવવા ખાતર તે પાક નાઝનીન, જેની ઈજ્જત અત્યાર સુધી બીલોર જેવાં સ્વચ્છ આસમાન સરખી નિર્મળ અને એક બી શક સુબેહની વરાળ વગરની ચોખ્ખી હતી તે, પોતાની ઈજ્જતની બળકે પોતાના જાનનીજ જાણે બરબાદી કરતી હોય તેવો આ બાલ જેવો બારીક મામલો થઈ પડ્યો હતો!

હજી ફીલીપ તો તેની જગ્યામાં ભરાઈજ રહેલો હતો, અને તે પણ ધ્રુજતી છાતીએ જે સઘળું ચાલતું હતું તે જોઈ રહ્યો હતો. એવામાં થોડોએક વખત ગુજરવા બાદ પોલીસવાલી ટુકડી તે ઓરડામાં પાછી ફરી.

"અમોએ હરેક ઓરડાનું ખુણેખુણું જોયું, બાંનુ, પણ તે કમબખ્ત અત્રે છુપાએલો કેઠે મળી આવી શક્યો નથી! તે બધાંઓની અજબ જેવી નજર ચોરાવીને આય મકાનમાંથી આગલે બારણે બાહેર નાહસી ગએલો હોવોજ જોઈએ."

"કોઈબી રીતે તે માહરાં ઘેરમાં નથી ત્યારે હું કેટલી બધી ધીરજ પાંમી!" યુજીનીએ બહુ ફકરમંદ દેખાવના ઢોંગ કરવાના હજી ચાલુજ રાખ્યા; "એમજ હોવું જોઈએ. એવો એક મોહટો ગુનેહગાર એક કલાક સુધી આય માહરાં મકાનમાં ભરાઈ રહયો હોય એ તો હું માનીજ નથી શકતી."

"મગર અમે તેને બચવા દેવાનાજ નથી," તે પોલીસના વડાએ ખાત્રીનાં ઝનુનથી કહયું; "સહવાર થયા આગમચ અમો તે બદકારનો પત્તો મેળવી શકશું—અને તમો બાંનુને તમારા પાક એકાંતવાસ વચ્ચે આટલી બધી ખલલ કરવા વાસ્તે અમો તમારી માફી ચાહીએ છીએ."

"ઓ, તમો તો તમારી ફરજ બજાવોછો, ઑફીસર," તે જવાન બાળા ચીબી થઈ, અને તે ઑફીસર નમનતાઈભરી સલાંમ કરીને પોતાની ટુકડી સાથે રવાના થયો ત્યારે તેણીએ પોતાની માસી તરફ ફરીને કહ્યું, "જુઓની, માસીમાય, જરા નીચે પુરતી તલ્લાસ રખાવોની? હું તો અહીંયાં સલામત છેઉં. નીચે તપાસો અને બધું ક્વાએટ થાય પછીજ માહરી આગળ ઉપર પાછાં આવજો."

એ રીતે તે સુળીનું વિઘ્ન કાંટે ગયું, અને તે બધાં દાદર ઉતરી જવા પછી ફીલીપને તેની ભરાવાની જગ્યા પરથી તેણે બાહેર કાઢયો, જ્યારે શરમીંદગીથી લાલ થએલા ચેહરા સાથે નીચી નજરે અને રડમસ દેખાવે તે બાહેર આવીને તેની આગળ ઉભો રહયો.

"ઓ બાંનુ, માહરા જેવા એક કમનસીબના બચાવ વાસ્તે તમોને કઈ હદ સુધી જુઠહું થવું ને ખમવું પડેછ!" તેણે બહુજ ખરાં જીગરથી દુ:ખ પાંમતાં અતિ ઘણું રડમસ કહ્યું; "હું આય રીતે બચવા પાંમ્યો ને તમારાં પવિત્ર નામને કલંક પોંહોંચવા પાંમે તે કરતાં તો હું પોલીસને હસ્તક પકડાએલો ને મુવેલોજ ભલો!"

"હું નથી ધારતી કે તમોને મદદ કરવામાં ખુદાએ મને આટલી બધી યારી આપવા પછી મને એ પુણનાં કામ સારૂ કશુંબી ખમવું પડે," જવાન યુજીનીએ ગરમ દિલ-સોજીથી કહ્યું; "પણ હું જે જાણવા ચાહુંછ તે એટલુંજ છે કે તમો ખરેખર તમારી સાંમે મેલાએલા આ કોઈ અઝીમ ગુનાહની જવાબદારી સંબંધી બીલકુલ નિર્દોષ હોવો."

"અને હું તમો પવિત્ર બાંનુને હરેક સૌથી પવિત્ર પેદાયશોના પાછા બી કસમથી ખાત્રી આપુંછ કે હું માહરી સાંમે મેલાએલા એ કોઈ અતિ ઘણા ગંભીર વાંક માટે તમારા જેટલોજ બેગુનાહ છેઉં!"

"હું તે માનુંછ," યુજીનીએ હેતથી જવાબ કર્યો, "તમારો ચેહરોજ તમારી નીર્દો-પતા અને નેકીની એક આયના રૂપ ગવાહી છે!"—અને જુસ્સા ભેર એમ કેહતાં એ નહિ કહેવાનું કેહવાઈ જવા પછી તેણીને લાગ્યું કે આ તે જોઈએ અને ઘટે તે કરતાં વધારે બોલી ગઈ હતી, જ્યારે એ ખ્યાલ થતાં તે ચેહરામાં છેક કાનો સુધી લાલ થઈ!

સુંદરતાનો તે એક દરિઆવ હતી. પતલી, સીધ્ધી, ઉંચી, નાહની ઉંમરે માબાપ વનાની અને સ્વતંત્ર જેવી થઈ પડેલી તે મનોહર બાળા પ્યાર અને પાકીજગીનીજ એક પ્રતીમા હતી. હાલમાં સુવા જવા વાસ્તે તૈયાર થએલી પોશાકની હાલહવાલી ને વેરવારપણા તેમજ છુટ્ટા બાલની મનોહરના વચ્ચે તે એક જોવાજોગ દીલકસ મધુરી નજરે આવતી હતી. અલબત્ત, તેણીએ નાઈટગાઉન પર ખેંચી લીધેલું ડ્રેસીંગગાઉન હાલમાં ઉતાવલે પેહડી લીધું હતું, પણ એ સઘળી મનોહરતા જોવા વાસ્તે દુ:ખી ફીલીપ મૉર-ટનને હાલ આંખ્યોજ નહી હતી! તે તો તેને એક પનાહ આપતા અને બચાવ બક્ષનાર ફીરેસ્તાનીજ અદાથી તેને જોઈ રહયો, હતો!

"મને કેહેશો," એકાદ પળ થોબીને યુજીનીએ પાછો સવાલ કર્યો, "મને કહેશો કે પોલીસે જે ગુનાહની જવાબદારી વાસ્તે તમારો દુમ્બાલો પકડયોછ તે ગુનાહ કેવા પ્રકારનો છે?"

"તે ઘણી લાંબી વાત છે," ફીલીપે દર્દમંદ દીલે કહયું, "જે હું કોઈ બીજી મુલાકાતના દરમ્યાનમાં સમજાવશ; પણ હું માંગી લઉંછ કે હાલમાં કાંઈ બી વધારે બુરૂં થવા પાંમે અને તમો નેકબખ્ત બાંનુની પાક ઈજજતને વાસ્તે નીંદક જબાનો કાંઈ બી બુરૂં બોલતી થાય તે આગમચ મને અત્રેથી નાહસી જવાની રજા અને તક આપો!"

"આગળે રસ્તેથી તો દરબાંન અને નોકરનફરોના ધુજારા વચ્ચે તમારાથી જવાશેજ નહિ," તે નાજનીને ચિંતાતુર કહ્યું,—અને પછી અચબુચ એક વિચાર થતાં ઉતાવલે ઉઠીને બાજુમાની "રીસેસ" પરથી એક નાહની ચાવી ખેંચી કાઢી તે તેને પાસ કરતાં ઉતાવળે કહયું, "આયજ મજલા પર ડાભા હાથના છેલ્લા ઓરડામાં એક ન્હાનો ચક્રાવા-દાર દાદર છે, જે પાછલા રસ્તાપર ઉઘડે છે, જે ખરેખર તો એક સ્વીપરની ગળીજ છે,

અને તે દાદરબારીની આગ ચાવી છે, જો ઓરડાનું બારણું અલગુજ છે, અને તે ઉઘાડીને તમો તે દાદર તુરત જોઈ કાઢી શકશો. તમો જાઓ, અને તમો જ્યારે એટલા બેગુનાહજ છોઓ ત્યારે પાક ખુદા તમારો પાસબાન થાઓ!"—અને તરત વળી બીજો વિચાર આવતાં તેણીએ વધાર્યું, "પણ મને કહવો તો ખરા—તમે ક્યાં જાઓછ, અને ક્યાં રહોછ?"

"આગ બોલેળી દુન્યામાં માહરૂં કોઈ ઘેરજ નથી, બાનુ," જવાન ફીલીપે દુઃખનાં એક ડચકાં સાથ જવાબ કર્યો, કેમકે અત્યાર સુધી દીલાવર દીલના વીલ્યમ ગૅટ્રેની પનાહ આપતી ઓઠમાં તે સચવાએલો રેહલો હતો ને મકાનમાં તો તે હવે જઈજ નથી શકવાનો એ યાદ થતાં અને ભલા વીલ્યમનો નાશ થઈ ગયો હતો તેનું સ્મરણ કરતાં તેની આંખો આંસુથી ભરાઈ ગઈ.

"નહિ?" તે ચાતુરીએ લગભગ ચીસ પાડી કહયું; "ત્યારે અત્યાર સુધી તમે કાંહાં રહેલા હતા?"

"હું એક દોસ્તની પનાહમાં હતો, કે જે આજે રાત્રે પોલીસની ગોળીથી ઠાર થએલો છે," ફીલીપે ગદગદ કંઠે કહયું; "અને તેના મરવાથી એક બી છાપરાંની ઓઠ વગર હું હાલ તો બીલકુલ રવડી પડેલો છેઉં!"

"અને શું ત્યારે તમે આજની રાત રવડતા રેહેશો? ઓ, તે બનેજ કેમ?" પેલીએ તે ખ્યાલથીજ હબતી જતાં કહ્યું, અને પછી વળી બીજો એક ખ્યાલ ઉતાવલે થતાં એક હરણીની ચપળતાથી ઉઠીને તે એક રાઈટીંગ ડૅસ્ક આગળ દોડી, અને ત્યાં બેસી એક નાવલાં ફેન્સી નોટ પેપર પર થોડાક શબ્દોની એક ટુંક ચીઠ્ઠી ચીતરી કાઢી, ફીલીપની હજારો આજાએબી વચ્ચે, તે તેના કને લાવી.

"આ એક માહરી દાયાનું ઍડ્રેસ છે, કે જેણે મને પોતાની પનાહપોસ્ત ગોદમાં ઉધારીને મોટી કીધેલી છે. એ પોતે નેક છે, અને એણે મને એવી સખ્ત નેકીમાં માનતી ઉધારેલી હોવાથી માહરી ખાત્રી છે કે એ તમારે કે મારે વરે બુરૂં જીનહાર માનવાની નથી. તમે, તેથી, બેલાશક અત્યારેજ જાઓ એને ઘેરે. એ હમણાં સુધી માહરી સાથે રહેતી હતી, અને થોડાજ મહીનાઓથી માસીજીના આવવા પછી તે મેં આપતી કરેલી એક મોટી પેનશન પર રીટાયર થએલી છે. એમ છતાં હાંડકાંની ઘણી ઉદયોગી હોવાથી કામ વગર ઠઠીને કદી બેસ્તી નથી, અને પોતાનાં ઘરમાં ફરનીશ્ડ ઓરડાઓ ઈજ્જતદાર આદમીઓને ભાડે આપે છે. તેને ત્યાં હાલમાં બે ઓરડા ખાલી છે, અને એ તરતજ તમને આશરો આપશે. આવી મોડી રાત્રે તમને પોતાને ઘેર આવેલા જોઈ એ થોડીક પેહેલી હરોલમાં ડગમગે એ બનવાજોગ છે, પણ જો તમો માહરૂં નામ આપશો તો એકબી આનાકાની વગર એ તરતજ તમને પોતાને ત્યાં દાખલ કરશે ને આશરો આપશે. પછી આય ચીઠ્ઠી આપજો."

"અને હું કોણ નેકબખ્ત નામ રજુ કરૂં?" ફીલીપે ઉલટમંદ સવાલ કર્યો; "તમને રોશન છે, માડમોઆંઝેલ, કે મને પનાહ આપનાર અને બચાવનાર માહરા રક્ષક ફીરેસ્તાનું હું તો હજી નામ પણ જાણતો નથી!"

તે બાળા મીઠાસનું હસી, અને તે ચતુર ચશ્મો પાછી એક વાર નીચે ઝુમી પડી, જ્યારે તે ગોરા ગોરા ગાળો અને ઉંચી હંસ જેવી ગરદન લોહીના ધસારાના રતાસથી લાલ થઈ ધમધમી રહયાં.

"તમો યુજીની-ડ-મરવીલનું નામ આપજો," તેણીએ ધીમા ધ્રુજતા રૂપેરી ઘંટના નાદ જેવા મધુરા સ્વરે કહયું, "અને હવે તમે સીધારો. તમારા રોકાવામાં જોખમ છે, અને હું ધારૂંછ કે હું તમોને પુરતા રોકી ચુકીછ. મેં તમોને કહયુંછ તેમ આયજ ચાલમાંનો ડાબી તરફનો છેલ્લો ઓરડો. તે ઓરડાને લગતા દાદર પરથી ઉતરી જજો, અને રસ્તા પરનું બારણું આય ચાવીથી ઉંઘાડી એજ ચાવીથી બાહરની સાઈડેથી પાછું બંધ કરી લેજો, અને ચાવી પુલ પરથી જતાં સેન નદીમાં નાખી દેજો."—અને અહીંઆ તેણીએ શેકહેન્ડમાં તેને હાથ આપ્યો, કે જે ઉપર તેણે વાંકો વળીને એક બોસો લીધો, અને તેજ વખતે એક ગરમ આંસુ તે ગોરા, નગ્ન, નાજુક, ન્હાના, સુફેદ સુંવાળા હાથ પર ગબડી પડયું, કે જે ખરાં દીલનાં લાગણીવંત હેસાંનનું પુસ્તકોતુલ્ય એક વૃતાંત રજુ કરનારૂં બેમુળ, બેકીંમતી આંસુ હતું, એમ વાહલાં વાંચનારાંઓને અમારા તરફની ખાત્રી આપવા થોબવાની શું એકકે જરૂર છે?

એ પછી યુજીન આગળ ચાલી. તેણીએ બહારનાં બારણાં આગળ જઈને કાન કરી સાંભળ્યું. બધી ગરબડ ને ધમાલ નીચેજ હતી. ખોટા સિક્કા પાડનારાઓનાં પેલા મોટાં પડત ઘેરમાંથી બચી નાઠેલાઓની પુઠ ધરવાનું તે આગળા મોટા રસ્તાપર હજી ખતમ થયું નહિ હતું, અને તે ધરપકડની ધરાધરી અને દોડાદોડી જોતી યુજીનની માસી પણ બંગલાના વરંડામાં રોકાએલી નીચેજ હોવાનો સાદ સંભળાતો હતો, એટલે આ સોના મોહોર જેવી તક હતી. તેણીએ તે ઉપરથી ફીલીપને એક મુંગો એસારો આપ્યો, અને તે અંગુઠે અંગુઠે ચાલીને પેલા નાકેના ઓરડા તરફ ગયો તે એ પવિત્ર બાળાએ અતુરતાથી નીકળી પડતી આંખો સાથે જોયું. તેણે જોયું કે ફીલીપના નરમ હડસેલાને તે બારણું તરત તાબે થયું, અને ફીલીપને નીકળી જવાને જોઈતો ને પુરતો વખત આપ્યા પછીજ તેણીએ કટેરા પર ઢીંગાઈને અર્ધા ગુસ્સાના ઢોંગથી માસીને પાછી ઉપર તેડી લીધી.

પેલા હાથ પર ફીલીપ, યુજીનને ઘેરથી પાછળી સાંકડી ગળીમાંથી બાહેર પડેલો, ઉતાવલે કદમે આગળ વધ્યો અને થોડા વારમાં તો જે ખસ્તેખોહારી અને ખુના મરકીના લત્તાઓમાં તે સપડાયો હતો તે આસાન વટાવીને બાહેરના મોટા ધોરી રસ્તા પર ઉતર્યો, જ્યારે જરા વારમાં સેન નદીનાં તે પેલાજ મોટા શોભીતા પુલ પર આવી લાગ્યો કે જેનાં એક ભુંગળાં પર ચઢીને તે પોતાની કાયર અને કાહેલી જીંદગીનો છેડો લાવવા

ચાલતો હતો, ત્યારે "સબર અને ખુદા પરના વિશ્વાસ"ના સબકો કોઈ રહાક ફીરિ-સ્તાઓ તેના કાનોમાં રેડ્યા હતા! તેણે પેલા તેને સપુર્દ થયેલા કવર ઉપર પેલી હોસી દાયાનું નામ વાંચ્યું હતું, જે "માડામ ડક્રુર" કહીને હતું, અને તે જે મહોલ્લામાં રહેતી હતી તે મહોલ્લામાં એ પુલ પર થઈને જવાતું હતું. ફીલીપ, અલબત્ત, પેરીસમાં આવ્યા પછીથી એ તરફ પુરતો રહ્યો હતો, અને તે ઘણા ખરા રસ્તાઓથી વાકેફ થઈ ચુક્યો હતો, એટલે આ મહોલ્લો તે તરતજ યાદ કરી શક્યો; અને જ્યારે કે તે એ પુલ પરથી જતો હતો ત્યારે તેને નૌજવાન ગુજ્જીનનું પેલું ચાવી બાબેનું ફરમાન યાદ આવ્યું, જેથી તેણે તાબેદારીભરી વફાદારીથી તે બચાવ આપનાર ચાવી સેન નદીનાં શાંન અને બીરયાર પાણીને હવાલે કીધી. એ પછી તે થોડુંક આગળ ચાલ્યો, તેવામાં એક જવાન જે એક "કેબ્રીઓલેટ" (બગી) પોતે હાંકીને જતો હતો તેણે તેને વાંકો વળીને જોયો, મગર જવાન ફીલીપનું પોતાનું હૈયું હઝારો દુ:ખકારક ખ્યાલોનાં ધુંવાથી એટલી હદ સુધી ભરાઈ ગયું હતું કે તેનું તે ઉપર જરા પણ ધ્યાન ખેંચાયું નહિ. પેલા જવાને, મગર, થોડુંક આગળ જઈને પોતાની બગી ઉભી કીધી.

"માર્ક," તેણે તે પછી પાછળ બેઠેલા અને ઉંઘના ઝોકા ખાતા સઈસ છોકરાને કહ્યું, "હમણા જે જવાનને આપણે પુલ પર જોયો તેનું ધ્યાન નહિ ખેંચાય તેમ તું તેની પુઠે જા, અને તે કીયાં ઘરમાં જાએછ તેનો બરાબર પત્તો મેળવી લાવ. જરા બી ભુલ થવા દેતો ના. મને તાહરી મદદની જરૂર નથી અને હું હોટેલ પર એકલોજ હાંકી જઈ શકશ. તું હોટેલ પર આવજે ને સહવારે મને રીપોર્ટ કરજે."—અને તે સઈસ છોકરો તે હુકમ થતાં તાબેદારી સાથે બગીની પછવાડેના બોક્ષ પરથી કુદી પડ્યો, અને ફીલીપ પુલ પસાર કરીને આવી લાગે ત્યાં સુધી બાજુના એક ખુણાંમાં દબાઈને થોભ્યો.

અને વાંચનાર પુછશે કે એ બગી હાંકી જનાર જવાન કોણ હતો? તે પેલો જવાન આરથર બોફર્ટ હતો, કે જે એક મોહટાં ફૅશનેબલ જુગારખાનામાંથી ગજવાં ભરીને કમાતાં કમાતાં કંટાળેલો હાલમાં થોડોક વેહેલ્લો પોતાનાં હોટેલ તરફ હાંકી જતો હતો. ભાગ્યદેવી તેના પર ખાસ તોરથી મેહરબાન અને પ્રસન્ન થઈ હતી, કેમકે જ્યારે ફીલીપના પીતા મરનાર હેરી બોફર્ટના બેશુમાર પૈસાથી તે પળાતો અને મોજમાં મારતો થયો હતો ત્યારે તે પછીથી જે ઉપર તે હાથ અજમાવતો તે સોનુંજ થઈ પડતું હતું! ખરેખર, એવાં નસી-બદારો દુન્યામાં ઘણાં થાય છે, અને તે માંહેલો આય આરથર બોફર્ટ એક હતો. એમ છતાં એ જવાન હતોજ ખાસિયતનો એવો ખરેખરો અમીરી અને ચાલચલણનો નેક, કે તેની એવી નસીબદારી વાસ્તે અમારી ખાત્રી છે કે અમારાં હઝારો વાંચનારાંઓમાંથી કોઈ એક પણ અદેખું પડવાનું નથી. તે પૈસા માંગતો નહિ હતો, પૈસાનો તે પુંજારી નહિ હતો, પૈસા તે છુટ્ટે હાથે ગરીબોને ખરખેરાત આપવામાં અને પોતાના જીવને દરેક પાંતીની મજાહ કરાવવામાં ખરચતો હતો, અને તે છતાં પૈસો તેની પુઠ મુકતો નહિ હતો! હાલમાં બી તે એ મુજબ આજ રાતની રમતમાં ખુબ કમાઈને ગબ્બર થયલો હતો,

અને તેથીજ તે એટલો વેહેલ્લો સુવા જવા હોટેલ તરફ પાછો ફરતો હતો. એવામાં, ઉપર કેહેવા મુજબ, તેને પુલ પરથી મોહોતાજ ફીલીપને ચીઠડેહાલ અને કંગાળ જતો જોયો, અને તેનું દયાળુ દીલ બહુજ આર્જોદે થયું. તેણે એ ઉપરથી એક ઘડીની વચમાં છુપે નામે તેની ઉપર પોતાનો દયાનો દસ્ત લંબાવવા એક દમ એક નેકીભર્યો દીલાવર કસ્દ કર્યો, અને સઈસને પુલને નાકે તે મતલબથી ઉતારી દઈને પોતે આગળ હાંકી ગયો.

એવામાં ફીલીપ આવ્યો. તેણે, અલબત, તે સઈસને જોયો નહિ, અને જ્યારે કે તે ધસારાબંધ માડામ ડ્ઝુરનાં મકાન તરફ ચાલયો જતો હતો ત્યારે તે સઈસ અદબવંતા તફાવતે પછવાડે ગયો અને પાછળ રહયો. તેણે (ફીલીપને) ઝાઝું મુશ્કેલ થયું નહિ. તેણે રાત મોડી છતાં ચાંદરની હોવાથી માડામનું ઘેર સેહલથી શોધી કાઢયું, અને દરવાજો ગગડાવ્યો. એમ છતાં તેને જવાબ મળતાં ઘણી વાર થઈ, અને અંતે ઉપરાસાપરી ઠોકવા પછીથી બારણું જ્યારે ઉઘડયું ત્યારે એક ઘરડી ડોસી, નાઈટ કૅપમાં, હાથમાં બળતી સમેદાની સાથે બારણામાં આવી ઉભી હતી. તે, મગર, અક અજાણ્યાને આવી મોડી રાત્રે બારણાંમાં એ રીતે તેનું નામ પોકારતો અને પુછતો આવી ઉભેલો જોઈ પેહલ્લી હરોલમાં ગભરાઈ ગઈ, પણ ફીલીપે તે માડમોઆઝેલ યુજીન તરફથી એક ચીઠ્ઠી લઈ આવ્યો હતો એમ કેહતાં સાથે તે ડોસી ઉપર જાદુઈ અસર થઈ, અને તેણીએ તરત મોટા તાજીમતવાજાથી તેને અંદર લીધો, એટલે બારણું પાછું બંધ થયું.

એ પછી તે ડોસીએ તે ચીઠ્ઠી વાંચી, અને ખુશી તેની આંખમાં ચમકી નીકળી. નાહની યુજીન એક પેટની દીકરી પેરે તેને કેટલી હદ સુધી પ્રીય હોવી જોઈએ તેનો આ એક પ્રત્યક્ષ પુરાવો હતો. તેણીએ તુરત તેને લઈ જઈને પેલા ખાલી બે ઓરડાઓ બતાવ્યા જે ગરીબાઈથી તોપણ બીલકુલ સુઘડ ટેસ્ટથી ગોઠવેલા અને આરાસ્તા કરેલા હતા, અને ફીલીપ બહુ સંતોષ પાંમ્યો.

"બિછાનું પણ હંમેશ મુજબ ઝાટકી પખોડી તૈયાર કરેલુંજ છે, અને આપ ઘણાં સુખથી પોઢશો," તે ડોસીએ કહયું; "દીકરી યુજીનની ભલાંમણ છે એટલે મને કશુંજ પુછવા કે તલ્લાસ કરવાની દરકાર નથી. એ દીકરી છે એટલી બધી સાચ્ચી અને ઉપરીજ એવી નેક, કે એ જેની ભલાંમણ કરે તેનાં સંબંધમાં બધું નેકી ભર્યું ખરૂં અને સારૂંજ હોવાની મને સંપુર્ણ ખાત્રી છે."

એ પછી તે ગઈ, અને ફીલીપે પોતાનાં ધુળ અને કાદવથી ભરાઈ ગએલાં કપડાં ઉતારી પેલા સુખકારક નાહનકડા પલંગનો આસરો શોધ્યો, જ્યારે તનમાં તેમજ મનમાં તે હદ વગરનો થાકી ગએલો હોવાને લીધે થોડાજ વખતમાં ભર ઉંઘમાં ઉતરી ગયો, જે વખતે તેના સ્વપનાઓમાં સુંદર યુજીનનોજ રોશન માહતાબ જેવો મુખડો દોડતો રહયો હતો એ કેહેવું જોઈશે? એમજ થાય છે. જેઓ મનનાં નીર્મળ અને દીલનાં સ્વચ્છ હોય છે તેઓ ગજબનાક હાંદેસાઓમાં પણ મીઠ્ઠી ઉંઘનો સુખવાસી સહવાસ ખોહી બેસતાં

નથી. તે એટલા માટે આરામથી ઉંઘ્યો અને પાછો જ [illegible]
એવામાં બારણું બાહારથી ટપટપ ઠોકીને ફીલીપે આવવાનો હુકમ આપ્યો તેના જવાબમાં પેલી બુઢીયા અંદર આવી.

"હું બે વખત આવી ગઈ, મંસ્યેર, પણ તમે પોઢેલાજ હતા," તેણીએ હસીને કહ્યું; "ઉંઘ મજાહની આવી? આજે બડી બામદાદે કોઈ એક આદમી આવીને તમારે વાસ્તે આય એક કાગળ આપી ગયો છે."

"માહરે વાસ્તે?" ફીલીપ અજાએબીથી કુદીને બિછાનાંમાંથી બાહેર આવ્યો, અને તે અત્રે હતો એ પેલી પવિત્ર યુજીન સિવાય બીજું તો કોઈ જાણુંનુંજ નહિ હતું એટલે તે પ્યારો, પનોતો, મીઠ્ઠો ચેહરો દીલની એક નહિ સમજી શકાય એવી ખુશાળી વચ્ચે તેની આંખ સામે ફરી એકવાર ઉભો થયો, અને તેનું હૈયું ઉછળીને તેનાં ગળાંમાં આવી ખુટયું! "કોણે મોકળ્યું? એ માડામ યુજીનીનોજ કોઈ આદમી લાવ્યો હતો?"

"નહિ, મંસ્યેર, એ તો કોઈ બીજોજ હતો," તે બુઢયાએ ખુલાસો કર્યો; "તેણે પોતાનું નામ આપવા અથવા તે કયાંથી કે કોણ તરફથી આવ્યો હતો તે વટીક જાહેર કરવા સફા ના કહ્યું, અને એ કાગળ તમોને ઠાવું આપવાનું કહીને ચાલી ગયો. તેણે ફકત ઈંધાણીમાં એટલુંજ કહ્યું કે જે જવાન રાત્રે બે વાગતે તમારૂં બારણું ઠોકીને તમારાં ઘેરમાં આવ્યા તેવણ જોગું એ કાગળ છે."

ફીલીપ ઘણો હેરત થયો. તેણે તે કવર જોયું કે જે ઉપર ફકત તેના નામ સિવાય બીજું કાંઈ લખેલું હતું નહિ, અને તે ફોડી જોતાં અંદરથી ફકત ચાર હઝાર ફ્રાંકની ચલણી નોટો નીકળી કે જે અવેજ આપણા પૈસા પ્રમાણે નજદીક રૂ. ૨૫૦૦ થવા જાય. તેમાં મોકલનારની ચીઠ્ઠી કે તેનું એક નામ વટીક નહિ હતું, અને ફીલીપ હદથી જ્યાદા અજબ થયો. જયારે કે તે પાઈએ પાઈનો મોહતાજ, ચીઠ્ઠેહાલ અને કંગાળ, ગુજારાનાં એક બી સાધન વનાનો હતો ત્યારે આ અવેજ તેને એવા કટોકટ વખતે મદદ થવા કોણ મોકલે? કોણ તેનો એ હાલ જાણે અને કોણ તેને મદદ થાય—સિવાએ પેલી સ્વરૂપવાન સુંદરી—તેનો ગઈ રાતનો રક્ષક ફીરેસ્તો? તેને પોતાના પીત્રાઈ આરથર બોફ્ર્ટનો એકાદ પળ ખ્યાલ થયો ખરો, પણ તેજ ઘડીએ તેણે તે એક નહિ બનવા જેવો બેહુદો ખ્યાલ સમજી પોતાનાં મગજમાંથી મોટા ધીક્કાર સાથે ખંખેરી કાઢયો. વાંચનાર જાણેછ તેમ તે પોતાના કઝીનની તેના જોગી હર પાંતીની અને હરેક તરાંહની નેકીથી આગાહ નહિ હતો. તે બાપ બેટાને માટે તે કશુંજ સારૂં માનતો નહિ હતો, અને ત્યારે આરથર બોફ્ર્ટ તેને આવી મોટી નાદર રકમની નનામી મદદ કરવા જેવો ભલો થાય એ તે માનીજ નહિજ શકયો.

મગર કરવું શું? ખુદાને બારથી આય એક નવાજીસ બહુજ જોઈતી વખતે આવી હતી, અને એવી ભેદભરી કીસમે આવી હતી કે તે કદીને પાછી ફેરવવા ચાહે તોપણ

તેમ કરી શકે નહિ, અને ત્યારે તે રાખ્યા વગર બીજો ઉપાય શો હતો? તેનાં કપડાંમાં તે તમામ ચીથડેહાલ હતો, તેનાં બુટ પર ભારી ઠીગડાંઓ એકથી અનેક હતાં, અને વીલ્યમના ઘરમાંથી તે આંગમાંનાં એ વસ્ત્ર ભર ઉતરેલો હોવાથી તેમજ ત્યાં મુતલગ પાછો જઈ નહિ શકતો હોવાને લીધે તેને ખરચીની ખરેખર જીવસટોસટ જરૂર હતી. તે વળી વાહલી યુજીનને ફરી એકવાર તેણીનું હેસાંન જાહેર કરવા સારૂ રૂબરૂ થવા તરસ્તો હતો, અને આવા એક ભિક્ષુક અવતારમાં તે એ નાજનીન કને જાહેર થઈને પોતાને વાસ્તે તેણીની માસી અને નોકર નફરો વચ્ચે અસંતોષ કે શંકા ઉત્તપન્ન કરવાનો જોખમ પેદા પડવા દેવા ચાહતો નહિ હતો. તેણે, એટલા માટે, ઘણો એક લાંબો દરિયાફત કરીને તુરત વેળા તો તે અવેજ સંભાલથી પૉકેટ કર્યો, અને માડામ ડઝુરને પણ વેહમ નહિ પડે વાસ્તે, તે કે જે એ દરમ્યાન તે ઓરડો ઠીક કરવા પડી ગઈ હતી, તેને બધું ઓરડરમાં હોવાનુંજ કહી સંભળાવીને તેણે બાહેર મોકલી.

તેણે, એમ છતાં, પોતાની પકકી ખાત્રી વાસ્તે એક હજીબી પ્રયત્ન કર્યો. તેણે માડામ યુજીની-ડ-મરવીલને એક કાગળ ઘણાંજ સાચ્ચાં દીલનાં હેસાંનનો ટુંક પણ અસરકારક લખ્યો, અને પેલી ચાર કરન્સી નોટસ તેણીએજ મોકલી હોય તેમ ગળે પડીને, તેણીને એ વધારાનો બોજો થઈ પડવાનું નામુનાસેબપણું ઓાજરખ્વાહીથી સમજાવતાં, તેણે પાછી બીડી મોકલી.

એ કાગળ તે ઘરડી દાયા પોતેજ લઈ ગઈ. ફીલીપની સોહામણી સુરત અને દેખીતા દબદબાની તે બુઢયા એટલી સીફતપર સીફત ત્યાં આવતાં સાથે લલકારવા પડી કે નાહની યુજીન તેની મરજી ઉપરાંત હસ્યા અને ઓસ્કાયા વીના રહી શકી નહિ!

"તમે જોજો તો ખરાં," માડામ ડઝુરે કહ્યું, "એ કંઈ લાંબી મુસાફરીથી આવેલો લાગેછ અને પોશાકમાં હાલતો ઘણો હાલહવાલ થઈ ગએલો છે, પણ જો એ નાહી ધોઈને બરાબર ડ્રેસ કરશે તો એનાં ઈંગ્લાંન્ડના કોઈ ડયુકને બી લજવાવે એવો એ જવાન ઈંગલીશમૅન દમામદાર દેખાશે! એનામાં કાંઈ ખાનદાની ખમીર છે. હું તો એને માહરી ઘરડી આંખોએ જોઉંછ ને જાણે જોયાજ કરૂંછ. એ કોઈની તમારી પર ભલામણ લઈને આવ્યો, બેટી?"

"હા મૅલારી; એક માહરા ઘણા વિશ્વાસુ ઈંગ્લીશમૅન દોસ્ત તરફથી ચીઠઠી લઈને એ જવાન આય તરફ આવ્યો છે," દાયા મૅલારી ડઝુરે ભોલાઈથી જે સુચવ્યું હતું તે ઉલટથી પકડી પાડીને નાહની યુજીને તેને તેમજ કુટાવા દીધી; "એક ઘરડા અર્લ મને ગયા જાનેવારીમાં અત્રેનાં એક બૉલમાં મલ્યા હતા, અને તેવણની ખાત્રીપુર્વક ભલામણોના કારણથીજ એ જવાનને રાતોરાત તાહરે ત્યાં ઉતારા વાસ્તે મેં મોકલી આપ્યા. તેવણની દરેક સગવડ સાચવજે અને એવણનો જીવ ચાહે ત્યાં વેર રેહવા દેજે. કોઈ વાતની કશીજ અગવડ થવા દેતી ના, અને આય ચીઠઠીનો હું જે જવાબ લખી આપુંછ તે બી તું લેતીજ જા."

એ પછી તે ટેબલ આગળ બેઠી, અને એક ટુંક પણ તેટલોજ અસરકારક જવાબ ફીલીપ જોગો તેણીએ લખી નાખ્યો. તેણીએ તેમાં તેને ખાત્રી લખી કે આ અવેજ તેનો મોકલાવેલો હતોજ નહિ, અને તે ચોરયાસીના ચક્કરમાં પડેલી ચારે બેંક નોટસ તેણે તેને પાછી બીડી મોકલી. એ રીતે ફીલીપની ખાત્રી થઈ શકી કે તે અવેજ તેણીના તરફનો આવેલો નહિજ હતો, અને ત્યારે વધતા વિશ્વાસથી અને વધતી નાચારીથી તેણે એ પછી તે સ્વાધીન લીધો.

તે, અલબત, આ વખતે અને આ અંતની ઘડીએ તેને સુન્નાને ઠેકાણે કામ આવ્યો. તેણે જઈને પોતાને વાસ્તે તાકીદની જરૂરની ખરીદીઓ કરી લીધી, અને તેની એક પેટી માડામ ડઝુરનાં ઘરમાં પોતાની આગમચ તેણે એક ચીઠ્ઠી લખી મોકલી આપી. એ પછી તે આઈતા તૈયાર સીવેલા પોતાને બંધ બેસતા પોશાકમાં, બુટની નવી લટકાવેલી એક જોડી સાથે, તૈયાર થઈને જ્યારે તે સાંજે પવિત્ર યુજીનને પાછો મળવા જવા એક ગાડીમાં નીકળ્યો ત્યારે તે ગઈ રાતવાલોજ પોલીસની ધરપ-પકડથી નાહાસ્તો ભાગતો રખડેલ ફીલીપ હોય એ માનવાને જાણે તેને પોતાને પણ વહેમ થઈ પડતો હતો!

અને હવે લાંબુ કરવા જરૂર નથી. જવાન ફીલીપ સુંદર યુજીનને ત્યાં રોજનો આવતો જતો થયો, અને નાહની યુજીનની ઘરડી માસીનોજ માત્ર નહિ, પણ ખુદ નોકર નફરોનો પણ ટુંક વખતમાં તે અજબ જેવો વાહલો થઈ પડયો. આગલા પ્રકરણોમાં આપણે વાંચ્યું હતું કે જ્યારે તે પોતાના તુમાખી રૉબર્ટ કાકાને ત્યાં પોતાના નાહના ભાઈ સીડનીની તલબ અને તલ્લાશ કરતો ગયો હતો, ત્યારે તે કાકાએ તેને મારવા હાથ ઉગામતાં નાહની મીલી (કાકાની છોકરી) તેના બચાવમાં કાકલુદી કરતી દોડી આવી હતી, જે બાળાએ તેનું નાહનું જવાન દીલ તે વખતે ઘણું જીત્યું હતું; પણ તેમ છતાં મનોહર યુજીને જે તેના સંબંધમાં કર્યું હતું તે એટલું હઝારો દરજ્જા તે થકી આલા મરતબાનું હતું કે જવાન ફીલીપ નાહની મીલીની યાદ એક બી વસવસા વગર ભુલી જઈ શક્યો, અને આ તેજસ્વી અને એક અપ્સરા જેવી નુરમંદ મોહીનીની મોહબતમાં ગીરફતાર અસીર થયો. તેણે એ બીજીવારની મીલાકાતમાં મળતાં સાથે પોતાની તમામ વીકટ વાત એક બી વસવસા વગર પેહલાંથી છેલ્લાં સુધીની તે વાહલીને સંપુર્ણ વિશ્વાસમાં કહી હતી, અને એક ગજબનાક બનવાકાળની દીલ ધ્રુજાવનાર ગેરઈનસાફીઓની તે સવિસ્તાર હકીકત શ્રાવણ કરતાં તે સુંદરી દીલ-સોજીનું ઝારઝાર રડી હતી; અને એ રીતે જ્યારે એક ટુંક વખત માટે આપણે આપણી વારતાને લગતા બીજા જરૂરી બનાવો પર નિગાહ પુગાડવા એ બે પ્યારાંઓને એકલાં છોડીએ છીએ ત્યારે તેઓ બહુજ અજબ સંજોગ વચ્ચે થએલી એ ઓળખાણ અને મીલાકાતના એતેફાકથી હેરત થતાં પોતાનાં અરસપરસનાં બુલંદ અને પાક પ્યારનાં સુખમાં ગળાં સુધી ગરક ગએલાં હતાં એ સમજાવવા શું અમારે અત્રે થોભવું જોઈશે?

———o———

# પ્રકરણ ૪૩.

ઉપલા પ્રકરણમાં વર્ણવિલા બનાવો પછીનાં અઠવાડયાંઓ ગુજરી જવા કેડેની આ વાત છે કે જ્યારે સીતમગુજારીભરી ગેરઇનસાફીઓમાં બેહસ્ત પાંમેલી કાંઉન્ટેસ કૅથેરાઇનની કબર આગળ એક છોકરો ઉંધે મસ્તક આંસુઓ ખેરવતો પડેલો હતો, અને તેની બાજુમાં દધાએલી આંખોએ એક બાળક છોકરી તે દયાજનક દેખાવ જોતી ઉભી હતી. તે રડતો પડેલો છોકરો ફીલીપ મૉરટન હતો, અને તેની બાજુમાંની છોકરી વીલ્યમ ગૉત્રેની પાળક બેટી ફૅની હતી.

"ઓ માતા," ફીલીપ રડીને બોલતો હતો, "તમારી આવી કાકલુદીઓ છતાં હું વાહલા સીડનીનો હવાલો ખોહી બેઠો છું, તે વાસ્તે માહરી પર ગુસ્સે થતાં ના! માહરો કોઈ અપરાધ નથી. મેં તો તેને સાચવવા ને સંઘરવા માહરો જાન પટકી નાંખ્યોછ."—અને પછી તે ફૅની તરફ ફરીને બોલ્યો, "વાહલી ફૅની, ગુંઠણે પડ આ કબર આગળ અને બંદગી કરી તાહરા વાહલા પપાની યાદ કર."

"તે શું પપા હવે પાછા નહિજ આવશે?" ફૅનીએ નિર્દોષતાથી સવાલ કર્યો, તે ગરીબ બાળક છોકરી વીલ્યમ ગૉત્રેને પોતાનો બાપજ સમજતી ઉધરી હતી, અને તે હંમેશ તેણીને મુકીને ક્યાં ને કયાં નીકળી ગએલો, મહીનાઓ સુધી ગેરહાજર રહીને, અંતે પાછો આવતો હતો, તે ભરોસે હાલમાં તે બચ્ચાંની ખાત્રીજ નહિ થઈ શકતી હતી કે ફીલીપ સમજાવતો હતો તેમ તે હવે બેહસ્તની વાડીમાં ગએલો આ વખતે પાછો કદી આવનારજ નહિ હતો!

"તે હવે પાછો નહિજ આવશે, બેટા!" ફીલીપે ઘણી ગમખ્વારીથી કહ્યું; "હું કહુંછ તેમ તું ગુંઠણે પડ અને તેની શીખવેલી બંદગી કર. તે બેહસ્તમાં તાહરી તે બંદગી સાંભળશે."—અને ત્યારે તે બાપ ફરીથી નજરે નથી આવવાનો એ ખ્યાલથી દુ:ખ પાંમતી તે નાહની બાળા તુરત ત્યાં ગુંઠણે પડી, અને વીલ્યમની શીખવેલી બંદગીના કલામો દીલ તુટી જાય એવું રડતાં બબડવા લાગી, જે તેનાં ડચકાંઓ વચ્ચેથી સાંભળવાનું ખરેખર ઘણું રહદયભેદક હતું!

તે એક નાહની કબર હતી, કે જેની આસપાસ સાદી રેલીંગ ભરી લેવામાં આવી હતી—એવી મતલબથી કે તે બાજુએ રમવા નીકળી પડેલાં બચ્ચાંઓના પગ તળે તે કબર પર ઉગેલાં ફુલો કચડાતાં તે પાક જગ્યા અજાણપણે પણ અપવિત્ર નહિ થવા પામે. વળી તે સાદી કબર પર એક તેવોજ સાદો પણ શોભીતો નાહનો પથ્થર ઉભો કરવામાં આવ્યો હતો, જે ઉપર ફક્ત નીચલો લેખ હતો:—

"હઝારો શરમ ભરેલા અપજશ વચ્ચે બેહસ્તનો
કરાર પાંમેલી માહરી ખરી નેક ને પાક માતા."

ઉપરાંત તે એ પથ્થરપર મરણની તારીખ હતી, જ્યારે નીચેનાં ખુણામાં ફીલીપનું નામ હતું, અને કહેવાની કંઈ જરૂર નથી કે આ રેલીંગ અને લેખવાલો પથ્થર વિગેરે સઘલું વફાદાર ફીલીપે પોતેજ ઉભું કરાવ્યું હતું: અને જ્યારે નાહની હૅની બંદગી કરીને ઉઠી ત્યારે ફીલીપની આંખો પણ આંસુથી તર હતી.

"માહરાં વાહલાં બચ્ચાં," તેણે કહ્યું, "હવે તુંને આયજ તરફ રહેવાનું છે, અને જ્યારે તું દેવળના ચોકમાં રમવા આવે ને આય કબ્રસ્તાન તરફ તાહરાં પગલાં દોરવાય, ત્યારે તાહરા હાથમાં જે કાંઈ ફુલો હોય તો તે હંમેશ હેતથી અને માનથી આય વ્હાલી કબર પર પાંથરવા યાદ રાખજે."

વળી એજ ઘડીએ તેની નીગાહ જરા લાંબે ગઈ, જ્યારે તેને ઘણી અજાયબી વચ્ચે જોયું કે પેલો બુઢો જે પોતાના મરહુમ દીકરાને આગજ કબ્રસ્તાનમાં સેવટનો મલ્યો હતો તે હાલમાં પણ અરધી બેખુદી વચ્ચે તેજ કબર આગળ ત્યાંજ બેઠેલો હતો, અને ફીલીપ તેની આગળ ગયો.

"ઓલ્ડ ફાધર," તેણે મમતાથી કહયું, "હું ધારૂંછ કે તમારૂં નામ સાયમન ગૅાત્રે છે?"

"હા, અને તમે કોણ છેઓ?" તે ડોસો જે હાલમાં સદંતર આંધળો થઈ ગએલો હતો તેણે તેને જોવાને વાસ્તે આંખના ડોળા ફ્રોકટમાં ખેંચતાં જવાબ કર્યો; "હું તો તમોને પીછાંણતો નથી, અને તમારો અવાજ બી પણ ઓળખી શકતો નથી."

"હા, તમે મને નથી ઓળખતા, સાહેબ," ફીલીપે જવાબ કર્યો, "પણ હું તમારા બેટા તરફથી—"

"તે નગુના, નાલાયક, નજીસ કુત્રા તરફથી?" તે ઉશ્કેરાએલો બુઢો ખીજવાટનાં ઝનુનથી ઉછળી ઉઠયો, "તે નાપેકારનું નામ વટીક—"

"સબર કરો, સાહેબ," ફીલીપે મોટી ગંભીરાઈથી કહયું, "એક બેહસ્ત પાંમેલા બેટાને વાસ્તે આવું ગાળ ગળોચનું બોલવું ખરૂં હોય તો બી ગુનાહ છે! હું તમોને કેહવાજ આવેલો છેઉં કે તમારો બેટો વીલ્યમ આ જંજાલી જેહાંનથી હંમેશનો ફારેગ થઈ ચુકયો છે!"

"ફારેગ થયો? બેહસ્ત પાંમ્યો? ગુજરી ગયો?" તે બુઢાએ એ સાંભળતાં પેટમાં ચુંઠાઈ આવે એવી દુ:ખની એક બરાડ મારી, અને પછી ફીલીપ મદદ કરી શકે તે પહેલાં લપેડો ખાઈને એવાં જોરથી જમીન પર પછડાઈ પડીને પાસે અરડાઈ પડેલા પોતાના પેલા વફાદાર કુત્રાને વટીક તેણે કચડી નાખ્યો કે તે પ્રાણીએ દુ:ખથી પાડેલી ચીસે તે ઘમઘોર એકાંતના અરણ્યને ઘડીભર વધતું ભયાનક બનાવ્યું!

ફૅની તો એ વખતે એક ચળકતી પાંખનું પતંગ્યું પકડવા દોડેલી તે તરફ રોકાયલી હતી, પણ તેવામાં તે ઘરડા આદમીની બરાડ અને કુત્રાની ચીસથી તેનું એ તરફ ધ્યાન ખેંચાયું, અને તે જ્યાં ફીલીપ ઉભો હતો ત્યાં ગભરાયેલી અદાઓ સાથે દોડી આવી. તે એક તાજુબી પમાડનારો ઉલટાસુલટી દેખાવ હતો. એક જવાન જોરમંદ માણસ—એક ઉપયોગી જીંદગીની હજી આશા આપતો, એક ખાખાવરખો આંધળો બુઢો, એક નિર્દોષતામાં રમવા પડેલું બાળક અને એક મુગું ચોપગું પ્રાણી!

"હું તમારા તે બેહસ્તી બેટા તરફથી તમારી માફીની તેની આર્જુનો પેગામ લાવેલો છેઉં, સાહેબ," ફીલીપે પાછું કહયું, "અને તેની સેવટની ફરમાસ મુજબ તમારો બુઢાપો ઠેરવવા હું આય એક છ વરસની બાળકીને તમોને સદા વાસ્તે સોંપવા સાથે લાવેલો છેઉં."

"મરી ગયો? ગુજરી ગયો?" તે બુઢાએ દયામણાં ડચકાં ખાતાં તે નો તે લવારો પાછો કર્યો; "અને શું તમે એમ કેહેવા માંગોછ કે આય તેની પોતાની દીકરી છે? ઓ, તેમ હોય તો આવ બેટા, આવ ને માહરી દુ:ખી ગોદમાં દબા! હું તો એકલોજ છેઉં——સદાનો એકલો, અને મને તેથી તાહરા જેવા એક નિર્દોષ સોબતીની કેટલી બધી જરૂર છે, કે જે પોતાની મીઠી બોલીથી માહરી આગળ વાત કરે ને મને વાત કરાવે!"

ફીલીપે આ ઉપરથી તરત ફૅનીને બોલાવી. તે તો પેલા મોટા કુત્રાનું માથું પસવારવા અને તેના જોડે ગેલ કરવા પડી હતી.

"ફૅની ડીયર, આય તરફ આવ," ફીલીપે હાંક મારી; "આય તાહરા મોટાબાવા છે, કે જેવણ આગળ તાહરા પપા મને કહી ગયાછ તેમ હવે પછી તાહરે સદા રેહવાનું છે."

"એવણ માહરા મોટાબાવા છે?" ફૅનીએ ઘણી તાજુબીમાં આંખો ખોળીને તે બુઢા કને અચકાતાં અચકાતાં જતાં સવાલ કર્યો; "એવણ મને માહરા પપાનીજ માફક ચાહશે? એવણ શું માહરા પપાના પપા છે?"

"હા, માહરાં બચ્ચાં, હુંજ તે કમનસીબ બુઢો છું," ઘરડા સાયમન ગૅાત્રેએ ગદગદ અવાજે કહયું; "આવ માહરી ગોદમાં."—અને ત્યારે ફૅનીએ એક બી આનાકાની વગર દોડી જઈને તે ઘરડા આદમીનાં ગળાંની આસપાસ હાથ નાંખ્યા, અને તે ચીમરાયલા અને સુઈયા જેવા બાલોથી ભરાઈ ગએલા ચેહરા ઉપર તે છોકરીએ ઉપરાસાપરી થોડીક ચુંમીઓ લીધી.

ફીલીપે એ મામલો જોતાં સધ્યારો માન્યો કે તે મરનારને આપેલું એક પાક વચન તે અદા કરી શકયો હતો, અને તે ઉપરથી ફૅની મરનારની એક કરી લીધેલીજ

ઉપરાંત તે એ પથ્થરપર મરહુમની તારીખ હતી, જ્યારે નીચેનાં ખુણામાં ફીલીપનું નામ હતું, અને કહેવાની કંઈ જરૂર નથી કે આ રેલીંગ અને લખવાળો પથ્થર વિગેરે સઘળું વફાદાર ફીલીપે પોતેજ ઉભું કરાવ્યું હતું: અને જ્યારે નાહની હેની બંદગી કરીને ઉઠી ત્યારે ફીલીપની આંખો પણ આંસુથી તર હતી.

"માહરાં વાહલાં બચ્ચાં," તેણે કહ્યું, "હવે તુંને આપણ તરફ રહેવાનું છે, અને જ્યારે તું દેવળના ચોકમાં રમવા આવે ને આપ કબ્રસ્તાન તરફ નાહરાં પગલાં દોરવાય, ત્યારે તાહરા હાથમાં જે કાંઈ ફુલો હોય તો તે હંમેશ હેતથી અને માનથી આય વ્હાલી કબર પર પાંથરવા યાદ રાખજે."

વળી એજ ઘડીએ તેની નીગાહ જરા લાંબે ગઈ, જ્યારે તેને ઘણી અજાયબી વચ્ચે જોયું કે પેલો બુઢ્ઢો જે પોતાના મરહુમ દીકરાને આપજ કબ્રસ્તાનમાં સેવટનો મલ્યો હતો તે હાલમાં પણ અરધી બેખુદી વચ્ચે તેજ કબર આગળ ત્યાંજ બેઠેલો હતો, અને ફીલીપ તેની આગળ ગયો.

"ઓલ્ડ ફાધર," તેણે મમતાથી કહયું, "હું ધારૂંછ કે તમારૂં નામ સાયમન ગૅાત્રે છે?"

"હા, અને તમે કોણ છેઓ?" તે ડોસો જે હાલમાં સદંતર આંધળો થઈ ગએલો હતો તેણે તેને જોવાને વાસ્તે આંખના ડોળા ફોકટમાં ખેંચતાં જવાબ કર્યો; "હું તો તમોને પીછાંણતો નથી, અને તમારો અવાજ બી પણ ઓળખી શકતો નથી."

"હા, તમે મને નથી ઓળખતા, સાહેબ," ફીલીપે જવાબ કર્યો, "પણ હું તમારા બેટા તરફથી—"

"તે નગુના, નાલાયક, નજીસ કુત્રા તરફથી?" તે ઉશ્કેરાએલો બુઢ્ઢો ખીજવાટનાં ઝનુનથી ઉછળી ઉઠયો, "તે નાપેકારનું નામ વટીક—"

"સબર કરો, સાહેબ," ફીલીપે મોટી ગંભીરાઈથી કહયું, "એક બેહસ્ત પાંમેલા બેટાને વાસ્તે આવું ગાળ ગળોચનું બોલવું ખરૂં હોય તો બી ગુનાહ છે! હું તમોને કેહવાજ આવેલો છેઉં કે તમારો બેટો વીલ્યમ આ જંજાલી જેહાંનથી હંમેશનો ફારેગ થઈ ચુકયો છે!"

"ફારેગ થયો? બેહસ્ત પાંમ્યો? ગુજરી ગયો?" તે બુઢાએ એ સાંભળતાં પેટમાં ચુંટાઇ આવે એવી દુ:ખની એક બરાડ મારી, અને પછી ફીલીપ મદદ કરી શકે તે પહેલાં લપેડો ખાઈને એવાં જોરથી જમીન પર પછડાઇ પડીને પાસે અરડાઇ પડેલા પોતાના પેલા વફાદાર કુત્રાને વટીક તેણે કચડી નાખ્યો કે તે પ્રાણીએ દુ:ખથી પાડેલી ચીસે તે ઘમઘોર એકાંતના અરણ્યને ઘડીભર વધતું ભયાનક બનાવ્યું!

ફૅની તો એ વખતે એક ચળકતી પાંખનું પતંગ્યું પકડવા દોડેલી તે તરફ રોકાયલી હતી, પણ તેવામાં તે ઘરડા આદમીની બરાડ અને કુત્રાની ચીસથી તેનું એ તરફ ધ્યાન ખેંચાયું, અને તે જ્યાં ફીલીપ ઉભો હતો ત્યાં ગભરાયેલી અદાઓ સાથે દોડી આવી. તે એક તાજુબી પમાડનારો ઉલટાસુલટી દેખાવ હતો. એક જવાન જોરમંદ માણસ—એક ઉપયોગી જીંદગીની હજી આશા આપતો, એક ખાખાવરખો આંધળો બુઢો, એક નિર્દોષતામાં રમવા પડેલું બાળક અને એક મુગું ચોપગું પ્રાણી!

"હું તમારા તે બેહસ્તી બેટા તરફથી તમારી માફીની તેની આર્જુનો પેગામ લાવેલો છેઉં, સાહેબ," ફીલીપે પાછું કહયું, "અને તેની સેવટની ફરમાસ મુજબ તમારો બુઢાપો ઠેરવવા હું આય એક છ વરસની બાળકીને તમોને સદા વાસ્તે સોંપવા સાથે લાવેલો છેઉં."

"મરી ગયો? ગુજરી ગયો?" તે બુઢાએ દયામણાં ડચકાં ખાતાં તે નો તે લવારો પાછો કર્યો; "અને શું તમે એમ કેહેવા માંગોછ કે આય તેની પોતાની દીકરી છે? ઓ, તેમ હોય તો આવ બેટા, આવ ને માહરી દુઃખી ગોદમાં દબા! હું તો એકલોજ છેઉં——સદાનો એકલો, અને મને તેથી તાહરા જેવા એક નિર્દોષ સોબતીની કેટલી બધી જરૂર છે, કે જે પોતાની મીઠી બોલીથી માહરી આગળ વાત કરે ને મને વાત કરાવે!"

ફીલીપે આ ઉપરથી તરત ફૅનીને બોલાવી. તે તો પેલા મોટા કુત્રાનું માથું પસવારવા અને તેના જોડે ગેલ કરવા પડી હતી.

"ફૅની ડીયર, આય તરફ આવ," ફીલીપે હાંક મારી; "આય તાહરા મોટાબાવા છે, કે જેવણ આગળ તાહરા પપા મને કહી ગયાછ તેમ હવે પછી તાહરે સદા રેહવાનું છે."

"એવણ માહરા મોટાબાવા છે?" ફૅનીએ ઘણી તાજુબીમાં આંખો ખોળીને તે બુઢા કને અચકાતાં અચકાતાં જતાં સવાલ કર્યો; "એવણ મને માહરા પપાનીજ માફક ચાહશે? એવણ શું માહરા પપાના પપા છે?"

"હા, માહરાં બચ્ચાં, હુંજ તે કમનસીબ બુઢો છું," ઘરડા સાયમન ગૅાત્રેએ ગદગદ અવાજે કહયું; "આવ્ માહરી ગોદમાં."—અને ત્યારે ફૅનીએ એક બી આનાકાની વગર દોડી જઇને તે ઘરડા આદમીનાં ગળાંની આસપાસ હાથ નાંખ્યા, અને તે ચીમરાયલા અને સુઇયા જેવા બાલોથી ભરાઇ ગએલા ચેહરા ઉપર તે છોકરીએ ઉપરાસાપરી થોડીક ચુંમીઓ લીધી.

ફીલીપે એ મામલો જોતાં સધ્યારો માન્યો કે તે મરનારને આપેલું એક પાક વચન તે અદા કરી શકયો હતો, અને તે ઉપરથી ફૅની મરનારની એક કરી લીધેલીજ

દીકરી માત્ર હોવાનું તે ડોસા કને જાહેર કરવા વાસ્તે તે હવે પોતાનું મન સમજાવી શકયો નહિ.

"ત્યારે જો તમે એ બચ્ચાંનો હવાલો લેવા રાજીજ હોવો તો હું આવની કાલે સહવારે એને તમારે ઘેર મુકી જવશ. હજી મને મરનારે કેટલું ઘણું નશીને બીજું બી કહેવાનું છે, અને તે બધી વાત કાલે આપણે તમારે ઘેર કરશું," ફીલીપે નરમાશથી કહયું.

"હા, પણ પેહેલાં મને માહરા એક સવાલનો જવાબ આપો," ને બુઢાએ તલબ કરી; "તમો મને કેહો કે માહરો દીકરો શું નંગીમાં અને મોહાતાજીમાં ફના થયો? માહરી પાસે ખોદાયની બક્ષેલી થોડીક ચાંચડની ચરબી છે તે છતાં માહરો બેટો જો મુફલેસી ને મોહાતાજીમાંજ આખર થયો હશે તો હું પોતે પોતાને કદી માફ કરી શકવાનો નથી!"

"તે વિષે તમે બેફીકર રહો, ઓલ્ડ પપા," ફીલીપે હીંમત આપી; "તેવણ પાસે પુરતું હતું, અને ઉલટું જે ફૅનીનાં નામપર બેંકમાં છોડી ગયા હતા તે પણ ઉપાડીને તેવણના હુકમ મુજબ હું હાલમાં માહરી સાથે અત્રે તમારે વાસ્તે લેતો આવેલો છું."

તે લોભ્યા બુઢાની આંખો એ વધાઇ સાંભળતાં તેની આટલી બધી ગમખ્વારી છતાં દીસ્તી રીતે ખુશીમાં ચમકી રહી!

"ત્યારે હવે તમે મને જરા ઘેર જવામાં મદદ થશો?" તેણે આર્જુ કરી, અને ફીલીપે તેને ખુશીથી હાથ આપ્યો એટલે ફૅનીને પાંખડી વળગાડી તે ચાલતો થયો, કે જે બધો વખત ફૅની તો પેલા કુત્રા સાથ રમતી અને તેને વાત કરાવતીજ ચાલતી હતી. ઓજાપ એ વખતે થઇ ગયું હતું, અને તેઓ ઘેરે પોહોંચ્યાં તેટલાં અંધારી રાત બરપા થઇ ચુકી હતી.

તે ડોસાએ, અટકણ આવી રહેલી હોવાથી, જઇને પોતાનાજ ઘરનું બારણું ઠોકયું, અને તે દેખીતી લુચ્ચી આંખોવાળી એક ઘરડી દાયાએ ઉઘાડયું, કે જેના હાથમાં એક સળગાવેલી મીણબતી હતી. તે એ ડોસા સાથે આ પરાયાં કોઇ બેને આવેલાં જોઇને ઘણું વીસ્મય પાંમી, અને તે આમદ ફીલીપ જોઇ શકયો કે તેણીને ગમી હોય એમ જરાએ જણાયું નહિ.

"એ કોણને ઉચકી લાયા વળી?" તેણીએ ટણકા સાથે તકાજો કર્યો.

"આય બચ્ચું આવતી કાલથી આપણેજ ઘેર હંમેશ વાસ્તે રહેવા આવવાનું છે," તે ડોસાએ ઘરમાં દાખલ થતાં તાકીદ આપવાના અવાજથી કહયું, "અને જો

તું એના જોડે પાધરી નહિ ચાલશે તો યાદ રાખજે, મીસીસ બૉક્ષર, કે હું તુંને ધક્કેલો મારીને માહરી ઓસરીએથી હેઠે ઉતારશ."

તે બુઢ્યા અકળાઈ ગઈ. તેના ઘરડા માલીકને તે અત્યાર સુધી પોતાના અંગોઠા તળે દાબેલો રાખીને નખપર નચાવતી હતી, અને કોઈ દહાડે તે તેના જોડે તાંણીને બોલ્યો નહિ હતો, ત્યારે આય નાહની છીપકલી કોણ હતી કે જેણે આવતાં સાથે આ ઘરડા વાંદરનું માથું એકદમ ફેરવી નાંખ્યું હતું?

"ઓ, માહરા માલેક જેમાં રાજી તેમાં હું તેવણની તાબેદાર રાજી!" તે બુઢ્યાએ તુરત પવનને પીઠ આપવાની જરૂર પીછાંણી, "પણ હું એમ પુછું કે એ બુચકલી છે કોણ કે જેણે એટલું બધું તમારૂં દીલ આવતાં સાથે જીતી લીધું?"

"માહરો બેટો વીલ્યમ ગુજરી ગએલો છે," તે ડોસાએ ધ્રુજતા અવાજે કહ્યું, "અને આય તેની એકનીએક નુરેનઝર બેટી છે, જે તેની છેલ્લી ખ્વાહીસ મુજબ હવે પછી આપણી સાથે રહેવાની છે."

"ગુજરી ગયો?" તે ડોસીએ પુકાર્યું; "ચાલો, બલા ગઈ, સારૂં થયું! એવો એક બુરો માણસ જીવી ને તે શું—"

"ચુપ કર, તું બાઈ," ફીલીપે ગુસ્સાથી ગગડાટ કર્યો; "તું કેમ એક ભલા મરનારને વાસ્તે એવું બુરૂં બોલવાની હીંમત કરેછ? તું શું જાણે તેની ભલાઈની વાત?"

તે ઓરત ફીક્કી પડી. આ પરાયા તરફનો આવી કીસમનો ધ્રુજારો તેના સંબંધમાં આ પેહેલોજ અનુભવ હતો, અને તેને બહુજ ખસ્યાણું લાગ્યું.

"હું તો જે જાણુંછ તે બોલુંછ, ભાઈ," તેણીએ તરત નરમ પડી જઈને કહ્યું, "તમે ગુસ્સો કરોછ તો હું નહિ બોલશ."—અને પછી તુરત વળી પાછું ફેરવી તોલતાં વધાર્યું, "અને ત્યારે આય વીલ્યમની દીકરી? આય શું—આબાદ બાપનીજ સુરત! આવ માય, માહરી પાસે આવ. આપણે ઘણાં હળીમળીને રહીશું."—અને તેણે તેણીને પોતાની કને ખેંચવા માંડી, પણ કેહેવાને અજબ જેવું છે કે, પોતાની બાળકબુધ્ધિથી આ ઓરત જોતાં સાથે ગમીજ નહિ હોય તેમ, તે બચ્ચું ફીલીપની આંગળીને વળગી રહ્યું, અને તે ડોસીનાં પાસામાં દબાવા જવા તેણીએ સાફ ના કહ્યું!

"હું એને સમજાવીને કાલે લાવશ," ફીલીપે નાખતી કરી, અને પછી તે ઘરડા સાયમનની રજા લઈ જવા નીકળ્યો, જ્યારે તે બાળકી તે ડોસાને આગળ જેવાંજ હેતથી પાછી મળી અને તે પછી તેઓ ગયાં.

એ પછી બીજે દિવસે કરાર મુજબ ફીલીપ તેને ત્યાં લાવી મુકી ગયો. ઘરડી મીસીસ બૉક્ષર સાથે મળી જવા તેણે તે બાળકીને ઘણી ભણાવી રાખી હતી.

તે પોતે જેવો જોઇએ તેવો ખુશી ન હતો. તે જાણતો હતો કે તે બચ્ચુ આ ઘરમાં સુખમાં રહી શકવાનું નહિ હતું, અને તેને તેની ઉપર આ લાંબા સહવાસથી હવે પુરતું હેત આવતું થયું હતું, એટલે વાહલી યુજીનના પ્રતાપથી હાલ તેની પોતાની હાલત પુરતી સુખી હોવાથી તે ચાહતે તો એ બચ્ચાંને પોતેજ કરી લેતે અને પોતાની સાથે રાખતે; પણ મરનાર વીલ્યમ ગૅાત્રેનો અરમાન અને તેનું સેવટનું ફરમાન એજ હતું કે એ બચ્ચાંને તે જવાનના ઘરડા બાપની સંભાળ હેઠળ તેણે સોંપવું, અને તે સેવટની આજ્ઞા પરીપૂર્ણ કરવામાં તે એ ભલા અને વાહલા મરનાર તરફની સેવટની એક પાક ફરજ અદા કરેલી માની લેતો હતો.

તેણે એ છોકરી વીલ્યમની પોતાની હતી નહિ એ ભેદ તો ખુલ્લો કર્યોજ નહિ. તેણે જોયું કે પોલીસોની ભરતીમાં આવેલો આ બુઢો તે બચ્ચાંપર જે આટલો હેતવંતો થઇ શકતો હતો તેનો ભેદ એ અને એજ હતો કે તે તેને પોતાનુંજ લોહી અને માંસ માની લેતો હતો. એટલા માટે ફીલીપ મૉરટને એ બચ્ચાંને સારી કેળવણી મળી શકે એવી સ્કુલમાં મુકવા જે તેના કને માંગી લીધું તે તેને ખુશીથી માન્ય કર્યું, અને વીલ્યમે એ બાળકને માટે બચાવેલા અને એકઠા કરી મુકેલા ૩૦૦ પૌંડની એક પાદશાહી અનામત જ્યારે તે ભલા જવાને તે ડોસાના હાથમાં મુકી ત્યારે તે મખ્ખીચુસ ડોસાની આંખો હદ વગરની ખુશીમાં ફરી એકવાર ચમકી નીકળી, અને તેણે તે અવેજ એક ચીલનીજ ઉતાવળી તડાપથી સ્વાધીન લીધો; પણ પછી તે પોતાનાં મનની એ નબળાઇ વચ્ચે પકડાઇ આવવા વાસ્તે તુરત લજવાયો, અને એક સાધુ સંતના દેખાવથી તેણે કહ્યું, "હું ઉમીદ રાખુંછ, ભાઇ, કે માહરા દીકરાએ આય અવેજ કોઇ પ્રમાણીક કીસમેજ કમાઇને પેદા કીધો હશે."

"હું તે વાતની તમોને ખાત્રી આપી શકુંછ, ઓલ્ડ ફાધર," ફીલીપે ખરાં દીલનાં જોશથી કહ્યું, કેમકે મરનારે ફીલીપને એક દિવસ સતધરમથી એ મુજબની ખાત્રી આપી હતી. તેણે આ અવેજ કોઇ હરાંમ ઇલતથી પેદા કીધેલો નહિ પણ પ્રમાણીક મહેનતથી મેળવેલી કમાઇ તરીકે જાહેર કર્યો હતો.

"પણ તમો તો કોઇ પરાયા છો, મરનારના તમે કહોછ તેમ એક દોસ્ત માત્ર હતા, ત્યારે તમોને એ બચ્ચાંને અત્રે લાવવાનો વિગેરે જે ખરચ થયો હોય તે તો એમાંથી તમે—"

"અચ્ચીતજ નહિ!" ફીલીપે ઓજદખ્વાહીથી કહ્યું; "ખોદાની દયાથી મને હાલ તેની જરૂર નથી, અને જરૂર હતે તો બી એમાંથી એક પાઇ પણ લેવાનો મને અધીકાર નથી. એ અવેજ નથી તમારો કે માહરો, એ તો આ ફુલ બચ્ચાંની માલેકીનો અવેજ છે, અને તે હું તમારે સ્વાધીન કરી જાઉંછ તે એવીજ ગણત્રી ને ખાત્રીથી કે તમો તમારી તરફનું, જે તમને મળે અને તમારાથી બને તે, એમાં ઉમેરીને

એ બચ્ચાંની જીંદગી કોઇને બોજ સમાન થઇ નહિ પડે તેવી કીસમે તમારી પછવાડે છોડી જશો."

એ દરમ્યાન ફૅનીને પટાવી સમજાવીને કેટલીક વારથી મીસીસ બૉક્ષર પોતાની સાથે પછવાડેના ઓરડામાં લઇ ગઇ હતી, અને હવે ફીલીપ મૉરટન તેણીને મળી લઇને ત્યાંથી જતો રહેવા ઘરડા સાઇમનની રજા ચ્હાતો ઉઠયો.

"ગરીબ ફૅનીપર ઘણી માયા રાખજો, મોટા બાવા," તેણે જતાં જતાં પાછું માંગી લીધું; "યાદ રાખજો કે તમારા મરનાર બેટાનો એ બચ્ચાં પર અખુટ ને અખંડ પ્યાર હતો, અને તમો એનાપર મહેરબાન રહેશો તો તેનું રવાંન પેલી જેહાનમાં ઘણું ખુશનુદ થશે!"

"માહરો ગરીબ બેટો! કમનસીબ વીલ્યમ!" તે બાપે ખરાં દીલથી ગમ કર્યો.

"હા, પણ એ અફસોસ તમારાં કમનસીબે તમોને ઘણો મોડો થાએછ," ફીલીપનું ઉભાઇ આવ્યું એટલે તેને કહયા વગર ચાલ્યું નહિ; "એ તમારા બેટામાં ઘણાએક ઉંચા અને અમીરી સદગુણો હતા, અને જો તમોએ તમારા સારા વખતમાં, વખત હતો ત્યારે, તેને હેતથી સંઘર્યો અને સાચવ્યો હતે તો તેની ને તમારી આજે આય ફેજ થતે નહિ—તો અત્યારે તે તમારી બાજુમાં જીવતો જાગતો ને હૈયાત હોતે, ને ઇજ્જત-દાર સોસાયટીને શોભા આપનારો એક સનગારજ પુરવાર થતે!"

તે બુઢાએ ઠપકા અને ટાણાજંણીના આ સુખનો સાંભળતાં એક સરદ હાય ખેચી. પોણોસો વરસની ભરતીમાં ભરાઇ ચુકેલો તે ડોસો તે નાહની ઉમરના એ દાના જવાનનું મજકુર ઠપકાનું વાસ્તવિકપણું પોતાનાં મનથી નામંજુર કરી શકયો નહિ.

"ચાલો, હવે ખુદા પાસે સબર માંગો," ફીલીપે એ જોતાં નાખ્તીથી કહ્યું, "હવે એ સીહા ગઇગુજરી યાદ કરવામાં પણ કોઇ માલ નથી, કેમકે પશ્ચાતાપને વાસ્તે પણ હવે ઘણું મોડું થયુંછ! ચાલો, સાહેબજી. હું ફૅનીને મલીને જવશ, અને હુકમ ખુદાનો તો એ બાલકીની ખબર લેવા થોડુંએક અત્રે પાછો આવી જવશ."

ફીલીપ એ પછી ઘરડા સાઇમન કનેથી બાહેર પડેલો પાછળી મેર નાની ફૅનીને મળવા ગયો. તે એક ન્હાનો, ઉજ્જડ, એકાંત ઓરડો હતો, અને ફૅની ગમખ્વારી-ભરી આંખોએ બારી આગળ ઉભી રહેલી બાજુમાંના ખાલી પડત કમ્પાઉંડની દીવાલો પર ટીકતી હતી, જ્યારે મીસીસ બૉક્ષર એક ટેબલના નાહના ટુકડા આગળ કાંઇ પોતાનું સીવતી બેઠી હતી.

તે (ફૅની) ફીલીપને જોતાં હર્ષની એક ચીસ સમેત દોડી આવીને તેને ભેટી પડી.

"હવે હું જાઉં, ફૅની?" ફીલીપે અતી ઘણી નરમાશનાં હેતથી તેના બાલો પસવારતાં અને વેરવાર ઝુલ્ફાંઓ ઉંચાં કરતાં મમતાથી કહયું.

"ઓ નહિ, મને લઈનેજ જાઓ, બ્રધર, હું અહિં તમારા વગર એકલી રહેવા માંગતી નથી. મને અહિયાં ગમતુંજ નહિ."

"તાહરી ભુલ છે, બેટી," ફીલીપ કે જેણે ફૅનીને પોતાને 'બ્રધર' કહીને બોલાવતાં શીખવ્યું હતું, અને જે પોતે એમ છતાં તે બાલકીને 'મા,' 'બેટી'ના હેતવંતા એલકાબોથીજ બોલાવતો થયો હતો તેણે તેને સમજાવ્યું; "તાહરા વ્હાલા પપાની એજ મરજી હતી, અને હવે તેથી તાહરે અહીંજ રહેવાનું છે. મોટા બાવા ઘણા ભલા છે, અને મીસીસ બૉક્ષર પણ તાહરી પર ઘણાં માયાળુ થશે. તમે એ બચ્ચાંપર માયા રાખશો કેની મીસીસી બૉક્ષર?"—અને ત્યાં તે પેલી ઘરડી વંત્રી તરફ ફર્યો.

"ઓ સાહેબ, હું કાંય નહિ માયા રાખું?" તે કારભારણે ઘણી નિર્દોષતાની આંખ કરી કહયું; "પણ એ તો મ્હારી સોડ સાંધવાજ નહિ માંગતી તે? જુવોની. હું કયા-રથી પતાવી સતાવીને એને અહીં મહારી આગળ લાવી તે આવીછ ત્યારની મહારો હાથ છટકાવીને આય બારી આગળ જઈ ઉભેલી છે!"

"એમ ના કરતી, ફૅની," ફીલીપે વળી પાછું સમજાવ્યું; "એમ કરશે તો હું તાહરી સાથે બોલશ નહિ. હવે મજાહની રહેજે, અને હું થોડા દહાડા પછી પાછો તાહરી ખબર લેવા એક ફેરો આએ તરફ આવી જવશજ."—એ પછી તે વળી પેલી ઘરડી મીસીસ બૉક્ષર તરફ ફર્યો અને બોલ્યો, "માહરે ખાતર એનાપર માયાલુ થજો. માહરે ગઈ રાત્રે તમારી સાથે થોડુંક ટાંણીને બોલવું પડયું હતું તે ભુલી જજો અને માહરી તરફની સારી લાગણીની પીછાણમાં આ થોડોક અવેજ કબુલ રાખજો."

એમ કહેતાં તેણે ખીસામાંથી થોડીક બૅંક નોટસ કાઢીને તે ડોસીના હાથમાં ઠેસવી દીધી, જે પૉકેટ કરતાં તે લુચ્ચી બુઘ્ધા ફીલીપ પરથી મરી ગઈ અને હેસાંનથી ધલી ધલી પડી! એ પછી ફીલીપ ફરી એકવાર ફૅનીને મળવા ફર્યો જે તેને ટોટે વળ-ગીને જુદાઈનું ઘણું રડી, પણ દીલ કઠણ કરીને તે ભલા જવાનને તે બાળકીને છોડી જયા વના ચાલ્યુંજ નહિ, અને હીંમત તેમજ સધ્યારાનું જે કહી શકાય તે સઘળું કહીને તે દર્દમંદ દીલે તેને છોડી ગયો, એટલે તે નાહનાં ઘરનું બારણું તેની પાછળ તરત પાછું બંધ થયું.

તેને બહુજ લાગ્યું. તે દીલનો ઘણો દયાલુ હતો, અને નાની ફૅનીનો રડમસ ચ્હેરો તેને બહુજ સતાવતો રહયો, કે જયારે પરાયાં અને કદાપી બેરહેમ આસામીઓના આસરા હેઠળ વીલ્યમ ગૉત્રેનું સેવટનું ફરમાન બજા લાવવા તે એ બાળકીને ઘરડા સાઈમનને ઘર

છોડી આવ્યો હતો. તે બારણું બંધ થતાં તે બચ્ચાંએ રડેલી આંખોનું કાંઈ એવું તો કાકળુદીભર્યું તેના ચહેરામાં જોયું કે તે દેખાવ એ પછીથી ઘણું સુધી તે ભુલીજ નહિ શકયો!

પેલા હાથ પર ફૅની તેના જવા પછીથી બીલકુલ દીઘમુઢ થઈ ગઈ. તેને આ નવાં ઘરમાં જરા એ ગોઠયું કે ગમ્યું નહિ. એમ છતાં તેનાં આંસુ ખંચાઈ ગયાં અને ફરયાદ તેણીએ કંશીજ કરી નહિ. તેને હુકમ થતો તે બધું તાબેદારીથી તે કરતી રહી, પણ મજાહ કશીજ રીતે અને કશામાંજ તે લેતી જણાઈ નહિ. કમજાત મીસીસ બૅાક્ષર ઘરમાં આવેલી આ કોઈ નહિ વકી રાખેલી નવી નડતરથી જરા એ રાજી થઈ નહિ, અને તે એ બાળકને સતાવવા અને અવારનવાર બખ્યાઓ દઈને બેકરાર કરવામાં કશીજ બાકી છોડતી હતી નહિ!

એમ દીવસો ગબડી ગયા. તે બચ્ચાંને વીલ્યમના ઘરડા બાપ પર સ્વભાવીક અને સાચ્ચાં દીલનું હેત આવતું હતું, અને તે બુઢો પોતે પણ તે બચ્ચાંની વસ્તી અને વાતચીતથી થોડોક રાજી થયેલો લાગતો, જો કે કંગાળ બૅાક્ષરે અવારનવાર તેના કાન ભરવા માંડયા હતા કે આ બચ્ચું ખુદબખુદ વીલ્યમ ગૅાત્રેનું હોય તે તેને અનેક સંજોગો તપાસતાં ઘણું શક પડતું લાગતું હતું. કાંય નહિ ફીલીપ કે જે પોતે એક બીલકુલ ત્રાહીત અને પરાયો હતો તેનું પોતાનું કે કોઈ અલફાતું સલફાતું પરાયાનું એ બચ્ચું, હકનું કે ગેરહકનું, એમ પેત્રા કરીને તે તેને ગળે ઘાલી ગયો હોય? વીલ્યમ મરી ગયો તેની પણ પુરવારી શી હતી? અને “ફરેબે ફરેસ્તા ફરે” એ કેહતી પ્રમાણે તે ડોસો આ પાપભરી સમજાવટોથી ફૅનીના સંબંધમાં થોડો ડગમગયો હતો એ તો ખરૂં! એમ છતાં પેલી ત્રણસો પાઉંડની ગાંસડી એ વાત ખરી હોવા વાસ્તે તેને મજબુતીથી લલચાવતી રહી, અને વળી તેને એ બચ્ચાંનો પડોશ પડવો ચાલુ થઈ ચુકેલો હોવાને લીધે તેણે તે લુચ્ચી બુધ્યાની એ બકવા પર સારાં નસીબે ઝાઝું ધ્યાંન આપ્યું નહીં. વળી નાની ફૅનીને પણ, ઉપર કહેવા મુજબ, તે ડોસા ઉપર હેત આવતું થયું હતું, તે એટલે સુધી કે તે તેણીને મુકીને બાહેર જતો તો તે વધતીજ બેકરાર થતી અને તેને મુતલગ ગમતું નહીં. તે એ ડોસાના પગ આગળ બેસીને કલાકો સુધી પટપટ કરતી. એ એકલીજ તેણીની મજાહ હતી, અને બાહેર નીકળીને પડોશનાં બચ્ચાંઓ સાથે રમવા કે રમકડાંઓથી મોહ પાંમવાનો પણ લોભ તેણીએ કશોજ બતાવ્યો નહી. પેલા એક કુતરા પર તેનો પ્યાર હતો, પણ તે પણ જલદીજ થંડો પડી ગયો. તેના જોડે રમવાનું પણ તેણીએ વ્હેલુંજ પડતું મેળ્યું, અને તે એ ઘરમાં ઉલટ વગરની અને અસુખી જીંદગીએજ જીવતી હતી એમ સહજ જોઈ શકાતું હતું!

અંતે એ મુજબના બીજા કેટલાક કાહેલી દીવસ ગુજરી જવા પછી એક દહાડે અચબુચ તે બચ્ચું ઘરમાંથી ગુમ થયલું હોવાની બુમ પડી! તે જ્યાં જ્યાં મળી આવવાનું

સંભવીત હતું ત્યાં તેને શોધવાની દોડ પહોંચી, પણ વ્યર્થ, અને બુઢ્ઢા સાઈમન ગૅાત્રેનો કાંડો હદથી જ્યાદા ખીલી ગયો!

તેણે મીસીસ બૅાક્ષર પર ગુસ્સાનાં ઝાડેઝાડ તોડી પાડયાં, અને તે બચ્ચાંનો તેણીએજ કાંટો કાઢી નાખેલો હોવાનું આળ તેના સામે એવા મોટા બરાડાઓથી મોહોલ્લો સાંભળે તેમ તેણે રજુ કર્યું કે તે ધુજવા પડી, અને પોતે તેને શોધી લાવવા, બહુજ દેહેસ્ત ખાધેલી અને ગભરાએલી, ઘરમાંથી એકદમ બાહેર પડી.

તેણીને, એમ છતાં, ઘણું શોધવું પડયું. જ્યાં જ્યાં નાહની ફૅની મલી આવવાનું તેણીને સંભવીત લાગ્યું ત્યાં ત્યાં તેણીએ મોટી ઈંતેજારી વચ્ચે તે ગુમ થયલી બાળકીની શોધ ચલાવી, અને અંતે સ્હેજ ખ્યાલ થતાં તે દેવળના ચોકની પછવાડેનાં કબ્રસ્તાનમાં તેણીને ધુંડતી ગઈ. ત્યાં તે હતી. ફીલીપ મૅારટનની માતાની કબર આગળ તે છોકરી અરધી બેખુદી વચ્ચે ફસડાઈ પડેલી બેઠી હતી, અને તેને જોતાં ઘરડી મીસીસ બૅાક્ષરે ગુસ્સાથી પોતાનો જીવજ પટકી નાખ્યો!

"એ તું અહિં શું કરી મરેછ રે?" તેણીએ ગુસ્સાથી ટપી આવી બખાળ્યું, અને ઘણી દયાહિણપણે તે બચ્ચાનું પાંખડું પકડી તેને અરધી પટકી નાખી ઘાસમાં ફસડાઈ પડેલી ઉંચકીને ઉભી કરી.

ફૅની હેબતથી દબાઈ ગઈ. મીસીસ બૅાક્ષર ગુસ્સાથી એવી એક છેડાયલી વાઘણનીજ અદા સાથે આવી લાગી હતી કે તેનો તે વિકાળ દેખાવ જોતાં તે બાળકી દેહેસ્ત ખાઈ ગઈ!

"હું—હું અહીં આવી કેમકે ઘરમાં મને ગમ્યું નહિ," તેણીએ બીહતાં બીહતાં ધીમે સ્વરે કહ્યું; "હું ધારૂંછ કે મુવેલાંઓ આય રસ્તે આય દુન્યામાં પાછાં આવતાં હોશે, અને તેથી હું ફીલીપ ભાઈનાં મમાની કબર આગળ આવીને માહરા વાહલા પપાની અત્રે પાછા ફરવાની વાર જોતી બેસી રહી!"

"મુંગી મર! સીવી નાખ!" તે ઘરડી દદાએ ચીસ પાડી, અને વળી પાછું પોતાના હાથમાં પકડેલું તે નાહના કોમળ કરનું નરમ પાખડું ઘાતકીપણે મરડી નાખી બીજા હાથ વડે તેણીએ તેના બરડા ઉપર એક એવો ધમોલો લગાવ્યો કે તે બાપડી દુખની મોટી કળ ખાનાં રડી પડી, જ્યારે મીસીસ બૅાક્ષરે તેને ઘર તરફ કુત્રાંની માફક ઘસડવા માંડી; "ચાલ, મુગી મુગી ઘરમાં ગગડ, નહિ તો જીવ શોધોધીને મારી નાખશ! અને વળી સમાલજે: મેં તુંને મારી કે પીખી એવું ઘરમાં પેલા મુવા ઘરડા વાંદર આગળ કાંઈ બોલીછ કેની તો ઉંચકીને જીવતી ને જીવતી નેહેરમાંજ નાખી આવશ!"

નાહની ફૅનીનાં ધોધમાર આંસુઓ એકદમ ખંચાઈ ગયાં! તે કરપીણ બુઢ્ઢા આ બધું બોલનીજ હતી એટલી ક્રુરતાથી કે ધાસ્તીથી તે બચ્ચું જાણે અવાચકજ બની ગયું.

અને તેવી હાલતમાં મીસીસ બૉક્ષર પાંખડું પકડીને તેને અરધી ઉંચકી ને અરધી ઘસડતી ઘરમાં લાવી.

"આય લેંઓ," અંદર આવતાં સાથે તે ફીતુરી ઓરતે બીલકુલ નિર્દોષતાનો અને ખરાં દીલની ખુશાલીનો ઢોંગી દેખાવ ધારણ કરતાં કહયું; "આય માહરી વાહલી તો કેઠી દેવળના ચોકમાં રમવા નીસરી ગએલી! વલી બચ્ચા કહયાં કોણે? જે ધકમાં આવ્યું તે કરે!"—અને હવે તે પોતે કળવાઈ કળવાઈને ઘણું ખુશ મીજાજી હસી.

ઘરડો સાઈમન ગૅાત્રે રાજીજ થયો. એ જગ્યા—દેવળના ચૅાક પછવાડેનું કબ્રસ્તાન—સાંજને છેડે આસાએસ કરવાનું તેનું પોતાનું માનીતું ધામ હતું. તે આંધળો પોતાના વફાદારીભર્યા કુત્રાની મદદથી જયારે પણ બનતું અને ફાવતું ત્યારે એ જગ્યાની અશોઈ અને શાંતી ભોગવવા ચાલી જતો, અને મરનાર વીલ્યમની માતાની કબર આગળ મુકામ કરી આથમતા સુર્યનાં નબળાં કીરણોની મજાહ અને તે બાજુની પશ્ચીમના કીનારા પરથી ઉડી આવતી ઠંડકની લેહેર ભોગવતો છેક અંધારૂં થતાં સુધી પડી રહેતો. નહિ કે અશોઈ અને પવિત્રાઈના ખ્યાલોથીજ દોરવાઈને તે એમ ત્યાં જતો હતો. ખરી વાત એટલીજ હતી કે ઘરની ઘેરાયલી હવામાંથી બાહેર પડવા અને ખુલ્લી હવામાં જઈ બેસવા વાસ્તે તેના જેવા એક સારૂ તે એક યોગ્ય મથક હતું, કે જે જોઈએ એટલું એકાંત અને વળી તેના ઘરની નજદીકમાંજ હોવાનાં કારણે તેને બેવડું અનુકુળ અને લલચાવનારૂં થઈ પડયું હતું.

એમ દીવસો ગબડી ગયા, કે જે અરસામાં નાહની ફૅની વાસ્તેનો એ ડોસાનો ચાહ દીન પ્રતી દીન વધતોજ આવ્યો. એ વધારે કરીને તો સહવાસનુંજ પરિણામ હતું. લાંબા અને કાયમના સહવાસથી એક કુત્રો અથવા પોપટ બી પ્યારો થઈ પડે છે, જયારે આ તો—તે ધારતો હતો તેમ—તેના મરનાર બેટાની બેટી, તેનું પોતાનુંજ લોહી અને માસ હતી, અને ત્યારે તે એક ખુનેજીગરને વાસ્તે એ મીસાલે હેતવંતો અને અધીરો થાય એમાં અજાયબીજ શી થઈ શકે? તે બાળકી તેને એટલી બધી પ્રીય થઈ પડી હતી કે તેણીને અભ્યાસ સારૂ સ્કુલમાં મુકવાનો પણ તે બુઢો ઠરાવ કરી શકતો નહી હતો, પણ મીસીસ બૉક્ષરે તે વાસ્તે મોટી લડત લીધી, અને ફીલીપ મૉરટન પણ તે બચ્ચાંને સારી કેળવણી આપવાને વાસ્તે મજબુત સીફારશ કરી ગયો હતો, એટલે છેલ્લે અંતે મન કઠણ કરીને તે ડોસાએ તે ગામમાંની એક ડે સ્કુલમાં તેને દાખલ કરાવી, અને કહેવાને અજબ જેવું છે કે તારીફલાયક ઉલટથી તે બચ્ચું ત્યાં શીખવા અને લાયક થવા લાગ્યું.

તે મગજની પણ પુરતી ચોક્કસ પુરવાર થઈ. સ્કુલનું મકાન ઘરડા સાઈમનનાં ઘરથી કેટલેક છેટે હોવાને લીધે મીસીસ બૉક્ષરને સ્કુલમાં મુકવા અને તેણીને પાછી ઘેરે લાવવા રોજ જવું પડતું હતું, જે અલબત તેણીના જીવપર આવ્યું, અને ત્યારે તે

વાસ્તે તેણીએ પોતાના માલીક સામે નાઇન્સાફીનું એટલું માથું ઉંચક્યું કે ખુદ ફૅનીનેજ તે વાતનો સમાધાનીભર્યો નિવેડો લાવવો પડ્યો. તેણીએ પોતાના મોટાબાવાને ખાત્રી આપી કે ઘણીએક ગલીગુંચીમાં થઈને સ્કુલમાં જવાનું હોવા છતાં તે રસ્તો તેણીને પુરતો ધ્યાનમાં રહી ગયો હતો, અને તે એકલી બી પુરતી સંભાળ અને આસાનીથી ચાલી જઈ શકશે, અને તેજ ખરૂં આવ્યું. તે પછીથી ફૅનીને એકલીજ સ્કુલમાં જવા આવવાની રજા મલી, અને એ સ્વતંત્રતા તેને વધારે વહાલી લાગતી હોય તેમ ગળાંમાં કોટલો પેહેડી તે સ્કુલમાં હરરોજ લહેર કરતી એકલીજ જતી અને રમતી રમતી સાંજે એકલીજ ઘેર પાછી ફરતી. એમ દિવસો, મહિનાઓ, બલ્કે વરસો ગબડી ગયાં. મીસીસ બૉક્ષરની તે છોકરી માટેની હસદ કે અંતસ હજી મટી નહિ હતી, મગર ફૅનીને હવે તેની ગોગા તબેહજ થઈ ગઈ હતી, અને તે છોકરી કદી ફરયાદ કરતી હતી નહિ. તે અજબ થતી હતી કે ફીલીપ જેને તે "ભાઈ" કહેતાં શીખી હતી તે કેમ તેની ખબર લેવા પાછો આવતો હતો નહિ? પણ ફીલીપ આવતો નહિ હતો તે છતાં દુરથી તે એ બચ્ચાંની ઘણી ખબર રાખતો હતો અને પાછો મીલાકાતે જઈને તેણીને વળી નાગબર કરી મેળવાનું તેને નહિ ગમતું હોવાથી તે ઘરડા સાઈમનને હસ્તક મજાહની ચાચવાયલી ઉધરતી હતી એટલું જાણીનેજ તે સબર પકડતો. અલબત્ત કંગાળ મીસીસ બૉક્ષર અંતશની મારેલી તે છોકરીને હદ વગરની પજવતી હતી તે વાત તે કશી જાંણતો હતો નહિ, પણ આખું ગામ તે જાંણતું હતું અને આખું ગામ તે વાસ્તે ઘરડી દદાને ધીક્કારતું હતું. લોક તેને વાસ્તે ઘણું દુર્વાદ બોલતું થયું હતું. ફૅની આવ્યા આગમચ પોતાની વશીકરણ વિધ્યાથી તેણીએ ઘરડા સાઈમનને પોતાની પક્ષમાં ખાસ કરીને જીતી લીધો હતો, અને તે ચસકેલ બુઢાનું સર્વસ્વ તેનાં મરણ બાદ તેણીનાંજ સ્વાધીનમાં જાય એવું એક દગાખોર વીલ વટીક તેણીએ તેના કને કરાવી લીધું હતું એ વાત લોક ચોકસપણે જાંણતું હતું, જેથી આ ગરીબ બચ્ચાંનો હક લુટી લેવાના તેણીના એ પ્રપંચ સારૂ લોક તેના સંબંધમાં છચોક બુરૂં બોલતું થયું હતું.

ખરેખર તો ફૅનીને વાસ્તેની તે ઘરડી ચંત્રીની અંતશનો ભેદ એજ હતો. રખેને તે બુઢો એકદમ કાંઈ દીલમાં વહારૂં આવતાં તે છેલ્લું વીલ ફેરવીને એક નવું વીલ એ છોકરીના લાભનું કરે તેની તેને રાત દીવસની ધસક હતી, અને તેથીજ તે બહુ ચગોરપણે તે બુઢાની હરેક હીલચાલ તપાસતી રહી હતી. એમ છતાં વરસો ગુજરી જવા કેડે પણ તેણે એવી કશી હિલચાલ બતાવી નહિ, એટલે તે બુઢ્યાને વધતી ઓછી નિરાંત થઈ ગઈ હતી. વાંચનારાં સાહેબો જાંણે છે તેમ સાઈમન ગૉત્રે એક અવ્વલ નંબરનો કંજુસ મખ્ખીચુસ હતો, કે જે જીવે ખાતો કે ખરચતો નહિ અને બને એટલું એકઠું કરી તે સંગ્રી મેળવામાંજ મજાહ માનતો હતો. મગર એટલું ખરૂં કે ફૅની આવ્યા પછી અને ફૅનીએ તેનાં હેતનો કબજો મેળવી વધતી ઓછી તેનાં દીલમાં જગ્યા

મેલવ્યા પછી તે તેણીના સંબંધમાં ખરચો કરવા તે હાથનો જરા વધતો છૂટ્ટો અને ઉદાર થયો હતો, જે ઘરડી મીસીસ બૉક્ષરને ફકરમંદ બનાવાનું મુળ સાધન હતું.

અને એમ, ઉપર કહેવા મુજબ, વરસો ગબડી ગયાં, જે અરસામાં બુઢ્ઢાએ કોઈ નવું વીલ કરવા વાસ્તે ઉલટ કે ઉતાવળ જરા એ બતાવી નહિ, અને ત્યારે તે ડોસીને ઘણી મોટી ધીરજ આવી. દીસતુંજ હતું કે તે પૈસાનો પુંજારી એક બાળકને હસ્તક પોતાના પૈસા આપી જવાથી તે ચોરાઈ લુટાઈ જવાના ભયને લીધે અસલ વીલમાં ફેરફાર કરવા ચાહતો નહિ હતો, અને ભુલભરેલી બલકે સરયામ બેવકુફીભરી ગણત્રીથી તે પોતાનાં મુવા બાદ પોતાનો કીંમતી અવેજ એ ઘણાં વરસની પુરાણી નોકરાણી હસ્તક વિશ્રવાસ રાખી છોડી જવાનું, એક અજબ જેવી ઘેલચછાને આધારે, સચવાયલું અને સલામતીભરેલું માનતો હતો!

એમ કરતાં એક દહાડો ઘરડો સાઈમન અચબુચ ઘણો બીમાર થયો. તેને બોખાર થઈ અને તેનો દમ ઘુંટાવા લાગ્યો, કે જ્યારે ઉંમરના ભરાવા અને બદનની હદ વગરની નાકોતીનાં કારણથી તે હવે ઉઠશેજ નહિ અને બચશેજ નહિ એમ આશાંવતી મીસીસ બૉક્ષરને મજબુતીથી લાગ્યું. ગરીબ ફૅની તો હજી કાંઈ સમજી હતીજ નહિ. તે તો એટલુંજ જાંણતી હતી કે તેનો ઘરડો મોટાબાવો બીમાર થયો હતો, અને હાલમાં ઉંઘતો હતો, જેથી તેને જગાડવાની ફીકરથી કશી એ ગડબડ કીધા વગર તે બીછાણાં પાસે બેસી રહીને તે ઘરડા બીમારના ચહેરામાં ગુપચુપ ટકટક જોયા કરતી હતી. બાહોશ બૉક્ષર, મગર, તરત પાંમી ગઈ કે તેનો જીવ જીમઈ જતો હતો, અને ત્યારે ખુશીની એક ચીસ સાથે તેના ટકીયા તળેથી ચાવી લઈ તેણીએ તે બીમારની બાજુમાંની કબાટ ખોલી અને પૈસાની ઈસકોત્રી બાહેર કાઢી.

તે નાઉમેદ થઈ. પેલું વીલ તો તેમાંથી તેને મલ્યું નહિ, પણ ખચખચ સોનાની અશરફીઓથી ભરેલી મોટી થેલીઓ તેને તેમાંથી મળી આવી, અને ત્યારે તે બુઢ્ઢાની નીરાસ થયલી ઘરડી આંખો તરત પાછી અણહદ ખુશાલીમાં ચમકી રહિ!

તેણીએ સંભાળથી તે અવેજ ગણવા માંડયો, કે જેવામાં જાંણે તે કંજુસનાં ભેજાં અને તે સોનેરી દલ્લા વચ્ચે તારનું જોડાણ હોય તેમ તે બીમાર ચમકી ઉઠયો, અને એકદમ સચેત થયો, પણ તે લુચ્ચો હતો; અને પોતાની એ માહિતી અને હુશ્યારી પોતે સઘળું સમજી ગયલો હોવાનાં કારણથી મીસીસ બૉક્ષરને જાણવા નહિ દેવાની તેણે દરેક સંભાળ લીધી. તેણે એ ઉપરથી પડયા પડયાએ કાન તીક્ષણ કરીને માજણું તપાસ્યું. તે કમબખ્ત લગભગ અંધાપો પાંમેલો હોવાથી જોઈ તો નહિજ શકયો, પણ અશરફીઓનો સોનેરી ખણખણાટ આબાદ તેને કાને પહોંચ્યો, જયારે તે મજબુતીથી પકકે પાયે જાંણી શકયો કે લુચ્ચી બૉક્ષર તે હજી તો હૈયાત હતો તેટલામાંજ તેના ટકીયા તળેની ચાવી લઈને તેની દોલતની આંકણી કરવા અને તે સ્વાધીન લઈ લેવાની

તલબમાં તણાઈ જતી હતી! આથી તેને ઘણો ગુસ્સો આવ્યો, અને તેણે પોતાના નબળા અવાજે તુરત તેને પોકારી.

"મીસીસ બૉક્ષર, તું અહિંજ છે કે?" તેણે સવાલ કર્યો; "માહરૂં ગળું ઘણું ચીપલાઈ જાય છે, વાસ્તે થોડોક સેરવો હોય તો ગરમ કરીને લઈ આવ."

મીસીસ બૉક્ષર ભયથી બહુજ ભડકી!

"જી, હાજી, અબ ઘડી લાવી," તેણીએ તે હતી ત્યાંથીજ તાબેદારીભર્યો જવાબ કર્યો, અને પછીથી જરાબી અવાજ કર્યા વગર તે ઈસકોત્રી એમની એમ પાછી કબાટમાં થેસવી દઈ, કબાટ બંધ કરી, ચાવી કબાટમાંજ પડતી મેળી તે સેરવો લઈ આવવા બાવરચીખાનાવાલા ઘરના પાછલા ભાગમાં દોડી.

ડોસાએ તે તકનો લાભ લીધો. તેણે તે કબાટ આગળ તે લુચ્ચી શું કરતી હતી તે બાબે ફૅનીને પુછ્યું, અને જયારે ફૅનીના જવાબથી પોતાની ફીકરો તેણે ખરી પડેલી જોઈ ત્યારે સર્વથી પહેલાં કબાટ બંધ કરાવી, ચાવી મંગાવી લઈને તેણે પોતાને સ્વાધીન લીધી, અને પછી એક વકીલનું નામ ઠેકાણું આપીને તેને જેમ બને તેમ જલદી અત્રે બોલાવી લાવવા નાહની ફૅનીને તેને ઘર દોડાવી.

અને ફૅની ગઈ નહી તેટલામાં મીસીસ બૉક્ષર ગરમ ગરમ સેરવો લાવી. તે પેલાએ પીધો, અને તેથી તે બીમારને ખરેખર કેટલીક હદ સુધીની તાજગી આવી. એ વખતે એક લુચ્ચાઈગીરીનું હસવું તેના ફીક્કા હોથો પર હતું, અને નબલા તોપણ ચરતખોર અવાજે તેણે કહ્યું, "ભલી બૉક્ષર, તું ઘણી પ્રમાણીક છે. તેં માહરી ઘણી નીમકહલાલીભરી સેવા ઉઠાવી, અને માહરી ખાત્રી છે કે હું મરી જવશ તે તુંને ગમવાનું નથી."

મીસીસ બૉક્ષરે આ તેનું કહેવું ખરાં દીલનું માન્યું અને તે ડોસાને દેખાતું નહિ હોવાથી તે સાંભળે તેમ તેણીએ મોટે મોટે સાદે મોટાં મોટાં ડચકાં ખાવા માંડયાં. એવામાં વકીલ આવ્યો, અને તે થોડીક અજબ થતી, તેને હુકમ કરવામાં આવ્યો તેમ, તે ઓરડામાંથી બાહેર ગઈ, એટલે બારણું તેની પાછળ બંધ કરી લેવામાં આવ્યું.

તે નવું વીલ તેજ દહાડે તૈયાર થયું, અને વકીલે ઘરમાંથી જવા આગમચ ઘરડા સાઈમનની ફરમાસથી મીસીસ બૉક્ષરને તેડીને તેનો પગાર ચુકવી આપ્યો, અને વળતે દીવસે એક નવી નર્સ આવવાની હોવાથી તેને સહવાર સુધીમાં તે ઘેર છોડી જવાનો હુકમ આપ્યો.

ગુસ્સા અને કપટથી એ સાંભળતાં તેણીનાં નેણ નીકળી પડયાં! ઓ, આ શો નહિ ધારેલો સીતમ? તેણીની સર્વોત્તમ ઉમેદોનો સમુળગો નાશ કરી મેળનારી આ શી અચબુચી, નહિ ધારેલી અને અચાનક સત્યાનાશી! મગર તેણીએ એ પોતાની ઘાતકી નાઉમેદી જરાબી જાહેર નહિ થવા દેવાની પુરતી સંભાળ લીધી, અને જવા આગમચ

અહીં સઘળું સાતડેસાત કરી નાખવા જોગી જોઈતી તક તેના હાથમાં હોવાથી તેણીએ ઘણી હીંમત અને ધીરજ પકડી.

તેજ રાત્રે તે લુચ્ચીએ તે બદમાશી કરી લીધી! બધાં જયારે વગેસગે થએલાં હતાં તે વખતે તે સાઈમનવાલા ઓરડામાં ગઈ, અને તે ડોસો ઉંઘમાં હતો તે વાતની ખાત્રી કરીને પેલી કુંચીની જુસ્તેજો કરી, જે અલબત્ત આ વખતે તેને ઘણી મુશ્કેલથીજ હાથ આવી. સાઈમને તે પોતાનાં ગોદરાં તળે દબાવી હતી, અને ત્યાંથી તેણીએ તે સીફતથી અને સંભાળથી પાછી સેરવી લીધી. ત્યાર કેડે તેણીએ પેલી કબાટ ઉઘાડી, અને જરા એ ઘોંઘાટ નહિ થવા પામે તેવી તરકીબથી સઘળો રોકડ અવેજ ખાલી કરી પોતાને સ્વાધીન લીધો. તે કાંઈ નાહનો સુનો અવેજ નહિજ હતો. છેક નાહની ઉંમરથી પોતાની સકમાઈનો સઘળો અવેજ બને ત્યાં સુધી સંઘરી રાખવાનો અને જોઈ જોઈને રાજી થયા કરવાનો આ હેમક ગમારને ચડસ લાગ્યો હતો, અને તેથી બૅંકમાં પણ તે એક નજીવુંજ ખાતું રાખતો હતો, જયારે જોઈ જોઈને રાજી થવાના બખીલોના બેવકુફીભર્યા લોભ અનુસાર તેણે પોતાની દોલતનો મોટો બલકે લગભગ સઘળો હિસ્સો, ફૅની માટે ફીલીપ આપી ગયો હતો તે ત્રણસો પાઉન્ડ સુધ્ધાં, પોતાના ઘરમાંજ જમાવી રાખ્યો હતો. પરિણામમાં, જે તે મુર્ખ કંજુસે પોતાના જીવે નહિ ખાધું, અથવા જે પોતાના એકનાએક બેટાના લાભ કે ભલાંમાં કોઈ કાળે હીંમત કરી ખરચ્યું નહિ હતું, તે આ લુચ્ચી દદાને મરતે દહાડે એકદમ તવંગર કરી મેળવા કામ આવ્યું! બીજે દીવસની બામદાદ થયા આગમચ તો તે બધો મોટો ગરથ ગાંઠે બાંધી તે કમજાત પોતાના નીમક—પરવર માલેકનું મકાન સદા સુધી માટે છોડી અને દુરદરાજ નાહસી ગઈ.

વધારે ખરાબ તો એ થયું કે ડૉકટરે તે બીમારને એ વાતની કેટલાક દીવસો સુધી ખબર કરવાની રજા આપી નહિ, અને તે ચેશમચોર ખાંધીને વગેસગે થઈ જવા વધતું ફાવીતુંજ પાયું. ડૉકટરે ખાત્રી આપી હતી કે તે ઘરડા બીમારની હાલત સુધરતી હતી, પણ જો હમણાં ને હમણાં તેને તે અવેજ ચોરાઈ લુટાઈ ગયો હતો તે હકીકતથી વાકેફ કરવામાં આવે તો તે કંજુસ તે વાતના "શૉક"થી તરતજ મરી જાય!

એમ હોવાથી ઘરડો સાઈમન રોજબરોજ સાજો થતો આવ્યો, પણ જયારે તેને પુરતી તાકાટમાં આવેલો જાણવા પછી તે સત્યનાશીની માહિતી કરવામાં આવી ત્યારે વટીક તે "શૉક" તેને એટલો મોટો થઈ પડયો કે તે કેટલોક વખત સુધી અવાચક થઈ ગયો, અને તરત મરી નહિ ગયો એજ એક મોજેજો થયો!

નાહની ફૅની ગભરાઈ ગઈ. તે તેની એ અવદશા થએલી જોતાં અકળાઈને તેની છાતી પર માથું નાખીને રડી, જયારે તે ડોસાએ તેને એક ઘાતકી અછાટથી ખસાડી મેલી.

"જા, બાપુ, જા," તેણે રડમસ કહ્યું, "હવે માહરી પાસે કંઈ રહ્યું નથી. તું તાહરા ગુજરાનું કેઠે જઈને હવે કાંઈ ફોડી લે, અને મને ભુખે મરવા પડતો મુક!"

આ વાક્યની તે બચ્ચાં પર ઘણી ગંભીર અસર થઈ. તે પછીથી જ્યારે ડૉકટર આવ્યો ત્યારે તે તેને હાથ પકડીને તેની સલ્વાહ શોહોબતી અગાસીમાં લઈ ગઈ.

"ડૉકટર, મને કેહોની," તેણીએ સાદાઈથી સવાલ કર્યો, "મોટાબાવાના બીચારાના બધા પૈસા ચોરાઈ લુટાઈ ગએલા હોવાથી તેવણ ભુખે મરવાની વાત કરેછ, પણ હું જો મેહેનત મજુરી કરૂં તો કાંઈ કમાઈ કરી શકું કેની અને એવણ ભુખે નહિજ મરે કેની?"

"હા, પણ તું શું મેહેનત મજુરી કરી શકશે?" ડૉકટર તે છોકરીની એ તારીફ-લાયક ભલાઈ ને સાદાઈથી મીઠાસનું હસ્યો.

"માહરા પપાએ મને પૅરીસમાં જે કૉન્વેન્ટમાં મેળી હતી ત્યાં મને ભરતનું ફૅન્સી વર્ક ઘણું સારૂં શીખવેલું છે, અને અહિંની માહરી સ્કુલમાં બી બધાં ટીચરોએ મને ઉત્તેજન આપ્યું, તે હું આગળ શીખી, અને સૌ તે વર્કની હમણાં ઘણી વખાંણ કરે છે. લુચ્ચી બૉક્ષર તો માહરી પાસે એ ફૅન્સી વર્ક કરાવી કરાવીને જઈને લોકોને વેચી આવતી અને પૈસા કમાતી! હું બી તેમજ કરૂં તો?"

તે ડૉકટરે થોડુંક તેણીનું ફૅન્સી વર્ક જોયું, અને તે તેને ઘણું ગમવાથી તે વધારે ખાત્રી કરવા તેણીને પોતાની પરણેતર આગળ લઈ ગયો.

તે બાઈ તો તે વર્ક જોઈને અજબ અજબ અને ખુશ ખુશ થઈ ગઈ, જ્યારે પરિણામમાં ગરીબ ફૅની, સ્કુલની સ્ટડીની જોડેજોડ, એ વેઠમાં પડી. તે વખતે તે શુમારે વરસ તેરેકની થઈ હતી. તે ઉલટથી રાત ને દહાડો એ વેઠ કરતી, અને ડૉકટરની બૈરીની ભલામણથી લોકો તેનું કરેલું ફૅન્સી વર્ક મોટી વખાણ અને મોટી ખુશીથીજ સારે ભાવે ખરીદતાં થયાં. તે એક ચીતારની બેટી હતી અને એક ચીતારીજ પુરવાર થઈ. તેણીનાં આંગળાંમાં અજબ જેવી ઝડપ ને કુશળતા હતી, તેમજ મગજ અતી ઘણું ખુલ્લું અને તેજ હતું. તે જેબી ચીજ તેણીને શીખવવામાં આવતી તે માની નહી શકાય એટલી ઝડપથી ઉપાડી લેતી અને તેનાં શીક્ષકો, એ તેણીના નવું નવું શીખવાના ઉમંગથી, તેની ઉપર ફીદા ફીદા થતાં!

તે એ રીતે એવી નાહની ઉમ્મરે પોતાનો અને પોતાના ગરીબ ઘરડા બપાવાનો આબરૂથી નિર્વાહ કરતી થઈ, અને તે જ્યારે વર્કની બાસ્કેટ હાથમાં લઈને ગ્રાહકોને ત્યાં લટક મટક વેચવા જતી, ત્યારે લોકો અદબથી અને તારીફથી તેને બતાવીને એક બીજાને કહેતાં અને ઓળખાવતાં હતાં કે "ઓ, આય પેલી નાહની ફૅની ચાલી, કે જે આટલી ટુંક ઉંમરે પોતાનો અને પોતાના મુફલેસ આંધળા બપાવાનો મેહેનત મસાગત કરીને ગુજારો કરે છે!" તે સીધી, પટલી, અજબ જેવી દીલકસ અને ખુબસુરત ઉચરી હતી અને સારૂં ગામ તેણીને ચાહતું અને માન આપતુ થયું હતું!

---

## પ્રકરણ ૪૫.

હવે વળી આપણી વારતાનું સ્થળ અને સમો બન્ને બદલાય છે. પેલો ભલો વીલ્યમ ગૅાત્રે જવાંમર્દીનાં જોર અને ઝનુન વચ્ચે પોલીસવાલાઓએ છોડેલી ગોળીથી વીંધાઈને જોતાં જોતાંમાં આખર થયો હતો. તે પછીના દસ વરસો વહી જવા બાદની આ વાત છે. વખત જતાં કાંઈ વાર લાગે છે?

અને હાલમાં અમો અમારાં વાંચનારાંઓને ઈંગ્લાંડને લગતાં એક દીસટ્રીક્ટ વીન્ડરમીયરનાં શોભીતાં મથકે તેડી લઈ જવાની રજા ચાહીએ છીએ, કે જ્યાં ઈંગ્લાંડની એક ઉમરાવ બાંનુએ હવાફેર સારૂ આવીને તે તરફના એક મોટા સરોવરની તીરે એક અતિ ઘણા નાહના પણ રમકડાં જેવા વીલામાં પોતાની એક સકુમારી સકોમળ વરસ અઢારેકની સુંદર દીકરી જોડે છેલ્લાં એકાદ વરસથી મુકામ કર્યો હતો. એમ તો એ વારનવાર લંડન જઈ આવતી હતી, અને સીઝન વખતે તેની બેટી ત્યાંની ધધુખરથી બાકાટ નહિ રહે તેની તે પુરતી સંભાળ લેતી હતી; પણ સામટી રીતે તેને અને તેની ચેહરેનમુન પુત્રીને પોતાને પણ ધામધુમ્યાં લંડન કરતાં આ અત્રેનું એકાંત અને હવા પાણી વધારે વાહલાં થઈ લાગ્યાં હતાં, અને તેથી તેઓ વધારે કરીને એ છેલ્લાં એકાદ વરસનાં દરમ્યાનમાં એજ તરફ રહેતાં હતાં.

એમ તો તે છોકરીનો બાપ અવારનવાર એકાદ બે અઠવાડયાં તેમને કંપની આપવા એ તરફ આવી જતો હતો, પણ તેને ઝાઝું અત્રે ગોઠતું હોય એમ લાગતું ન હતું. તેની લંડનમાં અને ઠેકાંણે ઠેકાંણે કીંમતી મીલકતો અને જાગીરો હતી, જેની વ્યવસ્થા મોટે ભાગે તેને ઈંગ્લાંડમાં અને ખાસ કરીને લંડનમાં રોકી રાખતી હતી. એ તો જેઓ પાસ ઘણા પૈસા હોય તેમને લોભ પણ ઝાઝો હોય છે, વાસ્તે વધારે કમાવા અને જમાવા તેને અહીં કરતાં લંડનના પોતાના આલીશાંન મહેલમાં એકલો રહેવાનું વધારે પસંદ આવતું હતું.

તેઓ—તે મા દીકરી—એ તરફ આવ્યા પછી કાંઈ ઝાઝાં દોસ્તો એકઠાં કરી શક્યાં નહિ. તેઓ મલતાવડાં કરતાં એકમાર્ગી વધારે હતાં, અને ધસીને કેઠે ઓળખ કરવા કે પીછાણ વધારવા જતાં હતાં નહિ. એમ છતાં તે તરફ તેઓ રહેવા ગયાં તેના પહેલાજ મહિનામાં તે તરફના એક નૌજવાન રહિશ જોડે, બહુજ અજબ જેવા સંજોગો વચ્ચે, તેઓની ઓળખાંણ થવા પાંમી હતી. તેઓ એક સાંજે તે મોટાં સરોવરને કીનારે ચાલતાં ફરવા નીકળેલાં હતાં, કે જ્યારે એક "ફ્લુટ" (વાંસલી) નો મધુરો નાદ પાણી પરથી આવતો સંભળાયો, અને તે રાગમાં એટલો મીઠાશ અને તે વગાડનારનો તે ઈનસ્ત્રુમેન્ટ પરનો કાબુ એટલો દીલજીત અને જોરાવર હતો, કે તે મા દીકરીનાં કદમ અજબજેવી બેઅખત્યારી સાથે તેજ તરફ દોરવાયાં, જ્યારે તે બાજુએ જઈ લાગતાં

તેઓ બંનેએ શું જોયું? તે સરોવરને કાંઠે ઉગેલાં એક મોટા ઝાડની છાય નીચે કીનારીની પાળીમાં એક નાવની સુંદર હોડી લાંગરેલી હતી, અને તેમાં બેસીને એ પોલાની ખુબસુરતીને શોભા આપે એવો એક સોહામણો જવાન તે ફલુટ વગાડતો હતો.

તે એકલોજ હતો. તે એકલોજ હતો—સિવાય કે એક મોટો ન્યુફાઉન્ડલંડ કુત્રો તેની બાજુમાં બેઠેલો, ચુંચી ચુંચી આંખોએ તેના ચેહેરા સામું જોઈને પુછડું હલાવતો, તે ફલુટના સરોદની મઝાહ ભોગવતો હતો. એવામાં તે કુત્રાએ પેલાં બે મા દીકરીને તેઓનાં એ એકાંત અને મજાહ વચ્ચે હરકત કરતાં એ તરફ આવતાં જોયાં, અને એ તેઓનું 'ડીસ્ટરબન્સ' તેને જરા થઈને ગમ્યું નહિ હોય તેમ તેણે ગુસ્સાથી ઘુરકવા માંડ્યું. એ ઉપરથી પેલા જવાને જરા અજબ થતાં ફલુટ હોઠાં આગળથી કાઢી નાખી, ને મધુરૂં મ્યુઝીક બંધ કરી, તે એ તરફ આવનારાંઓ ભણી મોહું ફેરવી જોયું, કે જ્યારે તે મીઠો, મધુરો, અજબ જેવો દીલજીત મુખડો જોતાં તે મા અને દીકરી બંને એકસાં હેરત થયાં!

એવામાં તે બેઅદબ કુત્રાએ ગુસ્સાનું ભસીને પેલાંઓ તરફ એક મોટી છલાંગ મારી. તેનું માનીતું મ્યુઝીક આ રવેસે ડીસ્ટર્બ થયું તે તેને ગમ્યું નહિ હોય તેમ દેખાયું, અને તેથી તે હરકત કરતાં આવનારાંઓ સામે તે ભસીને ગુસ્સાથી ઉછળ્યો. એમ થવાથી પેલી વડી બાનુંએ ભય પામીને ગભરાટની એક ચીસ મુકી, કે જ્યારે તેજ ઘડીએ એક કદકા સાથે પેલો જવાન પણ તરત પોતાનાં કોત્યાંમાંથી બાહેર આવ્યો. તેણે તે કુત્રાને એક ઠપકા મારી ધમકાવીને બાજુ કીધો, અને પછી તે બન્ને બાંનુઓની ઘણી ઘણી માફ માંગી.

"માફ કરજોજી," તેણે પોતાના વાંસળી જેવા મધુરા અવાજે કહ્યું, કે જે અવા-જમાં વટીક એક છોકરા કરતાં એક કોમલાંગી છોકરી તે સરજાયો હોય એમ વધારે લાગતું હતું! એમ છતાં તેનામાં અદબ, વિવેક, અને મરદાનગી પ્રત્યક્ષ જોવાતાં હતાં, અને તેણે કહ્યું, "માફ કરજોજી, એ ઘણો બેઅદબ થયો. એ કમબખ્તને આ ફલુટનું મ્યુઝીક હમેશ એટલું બધું વાહલું છે કે હું વગાડુંછ ત્યારે એ જરાબી ડીસ્ટરબન્સ ખમીજ નથી શકતો!"—અને તે મીઠાસથી હસ્યો. "આય ખુણું ઘણું એકાંત સમજીનેજ મેં અહીં વગાડવા માડયું હતું, કેમકે મોટે ભાગે કીનારાના આય ભાગ પર લોકોની આવનજાવન હોતીજ નથી."

"ત્યારે તો એવાં તમારાં એકાંતમાં તમારાં મ્યુઝીકની મોજ વચ્ચે તમને હરકત કરતાં ધસી આવવા વાસ્તે માફ સાંમી અમારેજ માંગવી જોઈએ!" તે વડી બાંનુએ હસીને જવાબ કર્યો; "પણ તમારૂં મ્યુઝીક ખરેખર એટલું ચારમીંગ છે કે અમો એ તરફ રોક્યું કરતાં આવી જવાનો અમારો લોભ રોકીજ શક્યાં નહિ, અને આય તમારા કુત્રાને લાગેલા ગુસ્સાનો ભેદ હવે તેથી સમજી શકાય છે!—ચાલો, સાહેબજી."

એ મુજબ તેઓ એ પેહેલી મુલાકાતમાં બે ચાર બોલોની ઉપર ઉપરથી વાતચીત કરીનેજ છુટ્ટાં પડ્યાં હતાં. તે માતાએ સાહેબજી કીધી એટલે તેની સાથવાલી જવાન "બ્યુટી" પણ તેને ડોકાંના લેહકાથી નમી હતી, અને પેલાએ પણ અદબથી જવાબમાં તે બંને બાંનુઓ ક્ને માથું નમાવ્યું હતું. એ સિવાય વિશેષ એ પહેલી મીલાકાતમાં કાંઈજ બન્યું નહિ, જ્યારે આતો કહયા વિના ચાલશે કે, એક હાથ પર તે મા દીકરી બંને તે ખરેખરા સોહામણા જવાનની સુંદરતા, લાયકી અને વિવેકથી છક થયાં હતાં, તેમજ વળી બીજા હાથ પર, તે જવાન પોતે પેલી નૌજવાંન નાજનીનની છક કરી મેળે એવી અજબજેવી સુંદરતાથી ઓછો અંજાયો કે ઓછો મોહીત થયો નહિજ હતો!

એ પછી તેઓ થોડેક દહાડે નસીબ સંજોગે પાછાં તે તરફ કોઈએ આપેલી એક નહાની ટી પાર્ટીમાં નહિ ધારેલાં એકઠાં મલ્યાં. એ વખતે તેઓએ થોડીક વધતી વાતચીત કરી, અને એકમેકને પોતાનાં નામો આપ્યાં, ત્યારે થોડુંક ઘામટ થયું. તે જવાન્યાનું નામ તો પેલી બેને કેવળ ત્રાહીત હતું, પણ તેઓએ પોતાનું નામ જે આપ્યું તે સાંભળી તે છોકરો બાતેનમાં સખ્ત ભડક્યો અને ફીકકો પડયો. તે પછી તે તરત કાંઈ ને કાંઈ બહાણાંથી અલગ થઈ ગયો, અને પાછો તેઓને મલ્યોજ નહિ—તે એટલે સુધી કે તે પછીથી પણ કેઠે બી એકઠાં થવાના સંજોગ તે સંભાળથી ટાળતોજ રહયો. એમ છતાં અનાયસે તેઓ જો તે નાહના કસબામાં પાછાં ને પાછાં કેઠે પણ મળી જતાં, તો ત્યારેબી પેલાંઓ જોઈ શકતાં કે તેઓ તેને વાતમાં ઉતારવાની કોશેષ કરતાં ત્યારે તે બને એટલું ટુકું કરીને ખલ્લી જવાજ ચાહતો હતો!

મગર સરજનહારે નિરમાણ કરેલી, સરજત જોરાવર છે, અને લખ્યા લેખ કોઈથી ટાળી શકાતા નથી. એ આનાકાંનીની સાચ્ચાં, દીલની લાગણી કરતાં પણ એક બહુજ જોરાવર લાગણીએ તે છોકરાને માહાત કર્યો હતો, અને ત્યારે તેનું કર્યું કે ધાર્યું ચાલ્યુંજ નહિ! એ જોરાવર લાગણી પાકીજેહ પ્યારની હતી. પેલી પરીસુરત છોકરીને ઉપરાસાપરી સમાગમોમાં જાહુક જોયા કરતાં તે દીલરૂબા વાસ્તેના એક અતી જોરાવર પ્યારે તેની જવાન છાતીમાં માળો કર્યો અને તે જાલીમ પ્યારની અસર અને તાસીરને લગતી બેકરારીથી તે અંતે પોતાનો એ અખત્યાર ખોહી બેઠો. એ પછીથી તે તેઓને ફરજયાત મળતો ભેટતો થઈ ગયો, અને તેઓની વચ્ચે મજબુત દોસ્તીનાં નાતાંનું એ ગાડું યાહોમ ગબડતું થયું.

તે જવાન જે વીલામાં એ બાંનુઓ રહેતાં હતાં તેની સાંમે પારના કીનારાના એક એકાંત બંગલામાં રહેતો હતો. તે બચગીથીજ અત્રે એ કોઈ પોતાનાં સગાંઓને ત્યાં ઉછર્યો અને મોટો થયો હતો, અને તે નાહનાં કુટુંબનો બહુજ માનીતો અને પ્યારો હતો. તે કુટુંબનો વડો એક ઘરડો આસામી હતો, કે જે આખો ભવ કુમારો રહયો હતો, અને તેનો એ છોકરો તેને પોતાના "કાકા" તરીકે જાંણતો હતો. વળી ઘરમાં લગભગ તે

રોસાની ઉમ્મરનીજ એક બાનુ હતી, જે પણ સદા કુંવારીજ રહી હતી, અને તેને તે જવાન "ડ્યુ ઈઝીઆય" કહેતો હતો. એ મુજબ તે બે ઘરડી કુંવારીઓ વચ્ચે તે છોકરો એક સાધુ સંતની પવિત્ર અને પરમાર્થી જીંદગીએ ઉછર્યો હતો, અને તેનામાં સદ્‌ગુણો ઘણા અને મોટા હતા, અને લંડનથી મોટા ખરચે બોલાવેલા કુશળ શીક્ષકોને હાથ ઉંચી ડીગ્રીઓ સંપાદન કરનાર ગ્રેજ્યુએટને શરમાવે એવો કેળવાયેલો તે ઘણો ઉમદા ઉછર્યો હતો.

તે આખું કુટુંબજ સદ્‌ગુણી અને વિવેકી હતું. તેઓની ભલાઈ અને સખાવતી દીલગુર્દી તે તરફ પુરતાં પ્રકાશમાન થએલાં હતાં, અને શ્રીમંતો તેઓને વખાણતાં અને ગરીબો તેઓને ચાહતાં હતાં. તેઓનો લાંબા વખતથી એ તરફ વસવાટ હતો, અને નોકરનફરોના એક રસાલામસાલા સાથે તેઓ પાંચ પૈસે સુખી હતાં, કે જેનો આયંદા આ છોકરો એકલો વારસ હતો એમ સર્વ કોઈ જાણતાં હતાં. એ છોકરાનું નામ ચાર્લ્સ સ્પેન્સર હતું, જ્યારે પેલી બાંનુઓમાં વડીનું નામ લેડી બોફર્ટ અને નહાનીનું નામ ધી ઑનરેબલ મીસ એમીલી રૅાબર્ટ બોફર્ટ હતું.

એ પછી ચાર્લ્સ અને એમીલી વચ્ચે પ્યારનાં ધરાંપરાં રોજબરોજ વધતાં આવ્યાં, કે જે ખુલ્લી આંખે જોવા છતાં લેડી બોફર્ટે તે રોકવાની કે મના કરવાની એકે જરૂર જોઈ નહિ. ચાર્લસ સ્પેન્સર હતોજ એવો એક ચાહવા જોગ જવાંન, કે તેણે પોતાની સભ્યતા, વિવેક અને લેડી બોફર્ટ જોડે બહુજ માનથી વરતવાના અદબથી એ કાંઉન્ટેસનું દીલ ઘણું જીતી લીધું હતું. વળી ખરૂં કહીએ તો એમીલી તેનાં માબાપની વાહલી તો હતીજ, પણ રૅાબર્ટ બોફર્ટ સ્વાર્થી અને લોભ્યો હતો, અને તે ગણત્રીબાજ આદમી જાણતો હતો કે દીકરી તો આખર કરે પણ પારકું ધન હતું. જે દહાડે હોય તે દહાડે પરણીને તે પારકેજ ઘેર જવાની અને પારકુંજ નામ વસાવાની! બનવા જોગ હતું કે એક અર્લની દીકરી તરીકે તે કોઈ એક મોટા ઉમરાવનેજ ઘર પરણે, પણ તેમાં તેને માટે રાજી થવાનું થોડુંજ હતું. "બરા ઘર ઑર ભુતકા ડર!" જેમ મોટે ઘેર પરણે તેમ મોટી રીત માટે તેનું વધતુંજ ચામડું ઉતરે, અને એ બધા ભાડુતી ખ્યાલો તેની મુર્ખ પરણેતરમાં પણ તેણે ઉતારેલા હોવાથી એ હેમક વરબેઅર એ ગુણવંત પુત્રી માટે મોટાં સાસરાં વાસરાં જોતાં ન હતાં. દીકરા આર્થર માટે જેવું હેત, માન અને મગરૂરી તેઓ રાખતાં હતાં તેવું હેત તેઓને આ દીકરી માટે તો ખચ્ચીતજ ન હતું. મુર્ખ તેઓ—જાતવંત દીકરીઓ, ગમે એવાં મોટે ઘેર પરણી જવા છતાં અને મોટે ઘેરના ધણીઓનાં હજારો હેત અને સુખ છતાં, માબાપ વાસ્તેનાં હેત અને કાળજીમાં પોતાની કે માબાપની જીંદગીની આખર સુધી ભલાભલા દીકરાઓને શરમાવે છે તેની તેઓને શી માહીતી હોય! એક ગુણવાણ દીકરી તો એક દીકરી અને દીકરાના ભેગા આવેજો, હજારો હેતના અને જાનોનિસાર મહોબતના, માબાપને આપી શકે છે તેનું તે નાકદરોને ભાન કયાંથી હોય? દીકરી તો દોલત છે. દીકરાઓ ઘણે ભાગે નાલાયક, નાકદર, નાફરમાન ઉછરે છે—બૈરીની મોહિનીમાં માબાપ તરફની વફા

તેઓ સ્હેલથી વિસારી આપી શકે છે, પણ એક દીકરીનો પ્યાર અને વફા તો જાવેદાન તુલકનાંજ થાય છે અને એ નેકીનું પ્રમાણ જોશો, અને તપાસશો તો દીકરાઓ કરતાં દીકરીઓમાંજ મોટા ભાગે બહુજ મોટા હિસ્સામાં મલી આવશે. ખચ્ચીતજ, ભાગ્ય-શાળી તે માબાપો કે જેઓ એવી, ખરી નેકીભરી દીકરીઓનું દ્રવ્ય ધરાવતાં હોય, અને અમો દુવા કરશું, તેનો તમામ દાનેશમંદ વાંચનારાઓ પડઘા પુરકારશે, કે પરવરદેગાર એવી નેકબખ્ત બેટીઓનું આયુશ સો વરસનું લાંબુ કરો અને તેમને સદા સુખી રાખો!

લૉર્ડ રૉબર્ટના સંબંધમાં એ એક તાજુબી પમાડનારો એતેફાક હતો કે તે અને તેની પરણેતર સ્વાર્થી અને ઓછી બુધ્ધીનાં હોવા છતાં તેઓનાં બંન્ને બચ્ચાંઓ અજબ જેવાં ગુણવાણ ઉધર્યાં હતાં. આર્થર કે જેમાં એ માબાપે પોતાનો જીવજાન ભરી મેલ્યો હતો અને જે અત્યારે નજદીક ત્રીસ વરસનો ગબરૂ જવાન થયો હતો તેની નેકીથી વાંચનારાં સાહેબો પુરતાં વાકેફ છે. તે મોટે ભાગે તબિયતના સુધારાની મકસદથી કૉન્ટી-નન્ટ પરજ ફરતો રેહેતો, પણ ત્યાં બી જરૂર પડે ત્યારે સખાવતના એક શાહ જેવો તે શુરો હતો, અને ચાલચલણમાં તે મોટે ભાગે સારોજ હતો. તેની જગ્યાએ તેના સંજોગમાં બીજો કોઈ ઉમરાવ જવાંન હતે તો અત્યારે તો તે તદ્દન ઓખળી જઈને દુન્યા પાર થઈ ગયો હતે; પણ આર્થરના સંબંધમાં તેવું કશું બન્યું નહિ, એ તેણે બચ-ગીથી સંપાદન કરેલી નેકીનાજ પ્રતાપે બન્યું. તેનાં માબાપ અને બેહેન માટેનાં તેનાં સાચ્ચાં દિલનાં હેતની કોઈ સીમાજ નહિ હતી, અને તે આટલી મોટી ઉંમરનો થવા છતાં હજી પરણતો નહિ હતો તે વાતના તે માબાપના ઉપરાસાપરી લખાઈ આવતા પરયારાઓના જવાબમાં તે એમજ ધીરજ મનાવી લખતો કે "એ તમારે માટે બેહતર છે! બીજી કોઈની મોહીનીમાં હું તમારે વાસ્તેનાં માહરાં હેતમાં પાછી પાણી કરતો થાઉં તે કરતાં એજ ભલું છે."

વળી એમીલી પણ સારાં નસીબે એટલીજ ભલી અને નેકખસલત ઉધરી હતી. તે સહનશીળ, શાંત અને ઠંડા સ્વભાવની, દયાળુ અને દીલસોઝ હાવભાવની, એક ખરી નેકીભરી અને નેકીમાં માનનારી બાળા હતી. તેણીનામાં અપલક્ષણ એક બી નહિ હતું, અને એ સઘળી નેકી નીતિને જવાબ કરતીજ ખાલેશ ખુબસુરતી તે ધરાવતી હતી. તેના બાલ લાંબા, કાળા, અને ઝળકતા હતા, આંખ લીલી દરાખ જેવી કોઈનું બી દીલ જીતી લીએ એવી હતી, દાંત મોતીની એક માળા જેવા હારબંધ, સરખા અને સ્વચ્છ હતા, ગરદન મરોડદાર અને ઉંચી હતી, અને સામટી રીતે આખી મુખમુદ્રા ખોદાનો આશીર્વાદ પાંમેલી કોઈનું પણ દીલ હરી લીએ એવી મોહીની અને મધુરતા ધરાવતી હતી.

અને ઉપર કહયું તેમ એ બે—ચાર્લસ અને એમીલી—વચ્ચે મોહબતનાં ધરાંપરાં દીન પ્રતીદીન વધતાંજ આવ્યાં, કે જે પ્રત્યે એ એમીલીનાં વડીલોએ સરયામ આંખવિચામણાંથી વાંધો કશો કર્યો હતો નહિ. એવામાં એક દહાડો તેઓ બે એકલાંજ

ઘોડેસ્વાર થઈને ફરવા નીકળેલાં હતાં, કે જે સાંજે આસ્તે આસ્તે અને પાસે પાસે ઘોડા ચલાવતાં તેઓ વચ્ચે વાતચીત અનાયાસે થોડીક વધારે અંગત થઈ પડી.

"માહરા ભાઈને તમો રૂબરૂ જોશો અને ઓળખશો ત્યારે ચાહ્યા વગર રહી શકવાના નથી, મી૦ સ્પેન્સર," એમીલી હસીને કહેતી હતી; "તે છેજ એવો ભલો. અમારી પર તેનું ઘણું હેત છે, અને માહરે તો તે જીવજાન છે."

"ભાગ્યશાળી ભાઈ તમારો!" ચાર્લસ હસ્યો; "મને કેવી તેની અદેખાઈ લાગેછ; હું કેટલો કમનસીબ કહેવાઉં કે માહરી કોઈ એવી દીલસોજ બેહેન નથી!"

"અને ભાઈ?"

ચાર્લસ આ પાધરા સવાલથી દઘાયો; અને ચહેરામાં છેક કાન સુધી લાલ થયો! તેણે એમીલીના એ સવાલનો જવાબ આપવા આગમચ એક આખી મીનીટ દમ ખાવા લીધી.

"મારો—મારો કોઈ ભાઈ છેજ નહિ," તેણે થોડાક કડવાસથી કહ્યું; અને એ વાત વિસારવા ચાહતો હોય તેમ વળી તરત ઉતાવળે વધાર્યું, "માહરી બચગી હું યાદ કરી શકું છું ત્યાં સુધી ઘણી કડવાસભરેલી છે. માહરાં માબાપ મને બચગીમાંજ મુકીને મરી ગયાં હતાં, અને હું આ મુરબ્બી માહરા અંકલને ઘેર આવીને ઠર પડયો ત્યાં સુધીની માહરી યાદદાસ્તો કશીજ રીતે સુખકારક નથી."

"ત્યારે તમે દુન્યા કાંઈ જોઈજ નથી? આય ગામડાંમાંથી બાહેર સમજના થયા પછી કદી ગયાજ નથી?" એમીલીએ થોડીક અજાયબીમાં સવાલ કર્યો.

"હું કહેવાને ઘણો શરમીંદો છું કે કદી નહિ," ચાર્લસે થોડોક લજવાતાં કહ્યું; "મેં તમને કહ્યું તેમ માહરી બચગીની યાદદાસ્તો ઘણી કડવાસભરેલી છે—કદાચ માહરા વાલીએ તેના સંબંધની પોતાની ઉપરાસાપરી સરેહ અને નસીહતથી તે ખાસ કરીને તેવી બનાવેલી હોય, પણ તેવણે કદી રજાજ નહિ આપેલી હોવાથી મને એ તમારી ધામધુમી દુન્યા પુરતો સમજનો થવા કેડે જોવાનું કદી બન્યું નથી. મને એ લોભજ નહિ થયો."

"અને અત્રે તમોને ઘણું 'ડલ' નહિ લાગ્યું?"

"જરાબી નહિ," ચાર્લસે ખાત્રી આપી; "પેહેલી હરોલના માયબાપના લાડ અને પછીથીના હાંદેસાઓનાં કારણથી માહરી કેળવણી બહુજ પછાત પડી ગઈ હતી, અને તેથી અહિં આવ્યા બાદ માહરા કાકાજીએ આપેલી ઉલટ મુજબ મેં મારી કેળવણી લેવા ઉપર મન લગાડયું, અને લંડનથી ખાસ બોલાવેલા ઉંચી ડીગ્રી પાંમેલા મોટા મોટા માસ્તરો હસ્તક શીક્ષણ મેળવીને હું કોઈબી યુનીવરસીટીની ભારી પરીક્ષાઓ પાસ કરી શકું એટલો કેળવાઈને પરવાર્યો તે પછી માહરાં વાંચવામાંથી અને મ્યુઝીક-

માંથી હું નવરાસજ મેળવી નથી શકતો, તો ડલ લાગીજ શી રીતે શકે? મગર હવે પછી ઘણું ડલ લાગે તો તે એક માહરી માનીતી ઉમેદમાં હું નિષ્ફળ જાઉં ને નાઉમેદ થાઉં ત્યારેજ!"

"ઓ, અને ત્યારે એવી તે એ તમારી માનીતી ઉમેદ શું હોશે?" એમીલીએ આશાવંત પુછયું, કે જ્યારે તેના ગોલાબી રોખસારો ગરમ લોહીના ધસારાથી ખખડી ગયા!

"તે માહરી માનીતી ઉમેદ એક મનોહર નાજનીનના સંબંધમાં છે," ચાર્લસે પોતાની નુરમંદ આંખો એમીલીના મહોબતમય મુખડા પર ટીકેલી રાખીને આતુરતાથી કહયું; "તેને માહરાં સુખ દુ:ખની ભવીષની ભાગ્યણ થવાનું માહરે માંગી લેવાનું છે, અને તે જો મને ના કહે તો માહરી જીંદગીનાં તમામ સુખોની આખેરીજ આવી ગએલી માહરે માની લેવાની છે!"

એમીલીની આંખો નીચે ઝુમી પડી. તે મનોહર મુખડો જોવાજોગ હદ સુધી લાલ થયો, અને તે જવાબમાં તુરત વેળા કશુંજ બોલી શકી નહિ.

"ઓ, પણ આપણે કેટલાં ધીમાં ચાલ્યેછ, ને આપણી સામેનો 'પાથ' તો આવો સરલ છે!" તેણીએ તે પછી ઉડાવનારૂં કહયું, અને પોતાના ઘોડાને ચીમકી લગાડી મારી મુક્યો, એટલે ચાર્લસને પણ તેટલીજ ઝડપે તેણીની પુઠે ઘસડાવું પડયું. તે ઓલ્યોગપાટ અને ભોલ્યોભટાક તો તેણીની ચુપકીદી અને શરમનો મર્મ કાંઈ સમજીજ શકયો નહિ, અને ગભરાટથી ચુપ થઈ ગયો.

એ પછી તે બે વચ્ચે ઝાઝી વાતચીત થઈ નહિ. બન્ને મોટે ભાગે ચુપ અને ચપતજ થઈ ગયાં. પ્યાર ઘણું કરીને એવો ખંધો, ચેડો અને ચવીત્રાજ થાય છે. તેને લગતો એકરાર બે પ્યારાંઓ એકમેક સમક્ષ કરતાં નથી ત્યાં વેર તેઓ નીડર અને ખુશાલ વાતચીત કરી શકે છે, પણ એ એકરાર એક કે બીજી તરફથી—ખાસ કરીને પુરૂષો તરફથી—એકવાર જાહેર થવા કેડે જાંણે કેવાંક ગુનેહગાર હોય તેમ કેટલુંક સુધી તેઓ બંને સ્વભાવિક શર્મસાર અને ચુપચપાટ થઈ જાય છે! આ બંનેના બાબમાં પણ તેજ બન્યું. ચાર્લસે પોતાની ઉમેદ જાહેર કરવા પછી તે મનભાવતી માંગણીની મોજથી એમીલીની છાતી તે પોતે સાંભળી શકે એટલાં જોશથી ધડકતી થઈ, અને દીલના એવા ખુશાલ તરંગો વચ્ચે તેણીને તેના વીલાપર પુગાડી, બીજા હાથપર, ચાર્લસ જ્યારે પોતાનાં મકાન પર જવા પાછો ફર્યો ત્યારે તે ગમગીનીથી મોટે સાદે એકલો એકલો બબડયો, "અફસોસ, એ મને ચાહતી નથી. ચાહતી હોતે તો તુરતજ ખુશાલીથી ને વિશ્વાસથી મને જવાબમાં હા નહિ કેહતે? ઓ, હવે માહરૂં શું થશે? અત્રેનું આ એકાંત જે કોઈ દહાડો મને અણગમતું થયું ન હતું તે શું હવે પછી અત્રે એકલો પડતાં મને કરડવા નહિ આવશે? હવે પછી માહરાથી આ એકાતમાં ટકાશેજ કેમ અને જીવાંશેજ કેમ?" હયાં તે કડવાસથી

થોડુંક થોભ્યો અને વિચારોના વમળમાં વિંટળાએલો થોડેક વારે તે પાછું પટપટયો—"વળી ઘડી ભર એમ બી માનું કે એક પાકજાદ છોકરીને જેબ આપતી શરમથી ખંચાઈને એણે મને તુરત વેળા જવાબ નહિ કર્યો હોય અને હવે પછી તે હા કહેવાની બી હોય, પણ એ શું બનવા અને માનવા જોગ છે કે એનાં માલેતોઝર માયબાપ એ અમારાં જોડાણ વાસ્તે હા કેહેશે? તેઓ શું માહરાં માયબાપને વાસ્તે મને ચાંપીને પુછશે નહિ? અને ધારો કે માહરાં બીચારાં માતાની જે બદબખ્તી કે બદનામીને વાસ્તે મને કહેવામાં આવેછ તે એક ગઈગુજરી તરીકે ભુલી જવા તેઓ કબુલબી થાય, તોપણ માહરા ભાઈને લગતી નામોશી શું તેઓ માફ કરી શકે? એક ભાઈ કે જે બુરાઓની સોબતમાં ઉછરીને છેકજ વંઠેલ થઈ ગયેલો કહેવાય છે, અને જેનો દુખકારક અંજામ આયંદા જેલખાનામાં કે ફાંસીને લાકડેજ આવવાનો છે!"—અને એ બધાં દુખ ઉપજાવનારા ખ્યાલોથી તે એટલો બધો અકળાયો કે તેના ખીજવાટ અથવા ઝનુનમાં હોય તેમ તેણે પોતાના તેજી ઘોડાને જોરથી એડ મારી, કે જ્યારે તે અસીલ જાનવર પોતાના સ્વારને લઈને પવનની પીઠ પર પાંખ ફફડાવતું થાહોમ આગળ નીકળી ગયું.

તે એ પછી પોતાના બંગલા આગળ આવી એક કુદકે ઘોડાપરથી નીચે ઉતર્યો, અને ઘોડાને તબેલા તરફ એકલો જતો મુકીને પોતે બંગલામાં દાખલ થયો. ત્યાં કોઈ હતું નહિ. બધા ઓરડા ખાલી હતા, અને ત્યારે તે પાછલા ભાગની 'લૉન' પર ઉતર્યો, કે જે સ્લોપ સીધો સરોવર પર ઉતરતો હતો. તે એક બહુજ રમણ્ય જગ્યા હતી, અને તેણે જોયું કે તેનો ઘરડો માતબર અને મહેરબાન વાલી એક મોટી આર્મચૅરમાં, એક પુરાણાં દરખ્તની નીચે, હમેશ મુજબ વાંચતો પડેલો હતો, જ્યારે તે વાલીની બહેન —તેની કહેવાતી ફુઈ—ફુલોના ક્યારાઓમાં પોતાને હાથે પાણી સીપતી બીજી બાજુએ રોકાયલી હતી.

તે પાધરો પોતાના વાલી કને ગયો, અને તેણે પીઠેથી જઈને તેનાં ખભાં પર નરમાશથી પોતાનો એક હાથ મેલ્યો.

———o———

## પ્રકરણ ૪૬.

"મુરબ્બીજી," તેણે વિનંતીથી કહ્યું, "હું તમારી સાથે કાંઈ ખાનગીમાં જરૂરી વાત કવા માગું છું, ફુઈમાય આય તરફ નથી તેવામાંજ."

તે ઘરડો આદમી—પતલો અને ઉંચો—આ માંગણી થતાં કાંઈક અજબ થએલો લાગ્યો. તેણે તુરત પોતાની ચોપડીનું પાનું વાલીને ખુરસીપર બાજુએ મેળી દીધું, અને પછી ઉઠીને તે જવાન વાલી સાથે તે સ્લોપ પર આગળ ચાલ્યો, કે જ્યારે તે વિશાળ

લૉનની લીલોતરી વચ્ચે ઉપર નીચે ફેરા લેતાં, તે જવાનને તેણે હંમેશની ધીરજ, શાંતી અને માયાથી સાંભળ્યો.

"એવું તે શું છે, ચાલી<sup></sup> બેટા?" તેણે તે સ્લોપ પરથી લેક તરફ નીચે ઉતરતાં સરસ્તાની નરમાશ અને માયાથી પુછ્યું.

"મુરબ્બીજી, તમે આપેલી આટલી બધી ચેતવણી અને કરેલી મના છતાં હું કહેવાને શરમીંદો છું કે હું એમીલી બોફર્ટને ખરાં દીલથી ચાહતાં શીખ્યો છું, અને તે ચાહતમાં એકે સહરાગાત જરા પણ નથી."

"ઘણી મોટી દીલગીરીની વાત છે, બેટા," મી૦ સ્પેન્સરે ગમગીનીથી કહ્યું, "પણ તું ખાત્રી રાખજે કે હું તને તે વાસ્તે જરાબી ઠપકો આપતો નથી. મેં પોતે માહરી જવાનીમાં એ આફત અનુભવેલી છે, અને બીનહાંસલ પ્યાર એક કેવી બાળીને ખાખ કરી મેળનારી આગ છે તે હું પોતે સારી રીતે સમજું છું."

"પણ બીનહાંસલ કાંય?" ચાર્લ્સે જીકકર અને તકરાર લીધી. "તમારા કેસમાં જો કમભાગ્યે એમ થવા પામ્યું હોય તો તેથી માહરા કેસમાંબી એમજ થવા પામે? કાંય નહી એમીલી હજીબી મને ચાહતાં શીખે અને કબુલ રાખે? માહરામાં એબ શું છે? તમોજ વહાલાંઓ કહો છો તેમ હું દેખાવળો અને પુરતી ને ઉંચી કેળવણી પામેલો છું, અને આ માહરા પ્યારમાં અત્રે કોઈ માહરો હરીફજ નથી તો પછી માહરે નાઉમેદીની ફકર રાખવાનું એટલું બધું કારણજ શું હોય?"

"હું એ બધું કબુલ કરૂંછ, બેટા," તે વાલીએ સમજાવીને કહ્યું, "પણ તું ભુલી જાય છે કે વાંધો તાહરાં કમનસિબ માયબાપ સંબંધી મોટો ઉભો થશે."

"હું તે જાણુંછ, અંકલ," ચાર્લ્સે તાબેદારીથી કહ્યું, "પણ માહરો ઉપાય નથી. આય કોઈ એક એવી હઠીલી લાગણી માહરી પુઠે પડીછ કે હું તેના બસથી બચીજ શકતો નથી, અને વળી તેમ કરતાં"—અને હ્યાં તે ઉશ્કેરણીનાં જોશથી એકદમ ગરમ થયો—"અને વળી તેમ કરતાં હું નથીજ જોઈ શકતો કે એ કમનસીબ ગઈ ગુજરીનો વાંધોબી શું કરવા એ વાહલીનાં માબાપે માહરાં સંબંધમાં કરવો જોઈએ? શું હું તેઓનું પોતાનું લોહી અને માસ નથી? શું હું એ લૉર્ડ બોફર્ટના એકવારના માન પામેલા ભાઈનો બેટો નથી? શું મેં તે લોકોના જેટલીજ માહરા બાપના વખતમાં પૈસાટકાની લહેરચહેર કીધી નથી!"

"હા, પણ તાહરી માતાની બદનામી તું ભુલી જાએછ, બેટા," ઘરડા સ્પેન્સરે વળી નરમાશથી યાદ કરાવ્યું.

"ઓ, તે મને યાદ કરાવતાજ ના, મુરબ્બીજી," જવાન ચાર્લ્સ કોઈ દહાડો નહિ એટલો બધો આજે વધતો ઉશ્કેરાયો. તે આગળ એમ કોઈ દહાડો ઉશ્કેરાયો ન હતો

અને ઘરડો સ્પેન્સર ઘણું વિસ્મય પામ્યો. "તે મને યાદ કરાવતાજ ના, કેમકે મેં આગળ ઘણીક વખત તમો સાહેબને કહ્યુંછ તેમ હું તે મુતલગ માનતોજ નથી. હું તે વખતે ઘણો નાહનો હતો, પણ જેમ જેમ હું વધતો એ વાતનો ખ્યાલ કરૂંછ તેમ તેમ વધારેજ માહરી ખાત્રી થાય છે કે માહરાં નેક અને પાક માતાનાં નામ પર તે એક ખાલી બદનામીજ હતી. એવણ ફીલીપને કહેતાં હતાં તેનો માહરાં મગજ પર છાપ પડી રહેલો છે કે અમો ખરેખરા હકદાર હતા, જ્યારે દગાથીજ એ અમારા સાચ્ચા હક લુટી લેવામાં આવ્યા છે. કાયદાએ અમોને મદદ નહિ કીધી તો શું થયું? કાયદો ભુલ નથીજ કરતો એમ કોણ છાતી ઠોકીને કહી શકે?"

"અને તાહરા બદફેલીભર્યા ભાઈની વાત, બેટા?" વળી તે વાલીએ એક આગળ ચપકો મુક્યો. તે તો અલબત જેબી કાંઈ કહેતો હતો તે પોતાની ખરી માન્યતાનું અને ખરા દીલનુંજ કહેતો હતો. "તું ભુલીજ જાએછ કે તાહરા રૉબર્ટ કાકાએ વરસોની વાત પર છેલ્લું મને લખ્યું હતું ત્યારે ખુલ્લે ખુલ્લું લખ્યું હતું કે તુંને તેણે છુપાવ્યો હતો એવી ભ્રાન્તીથી તે એના મહેલમાં તાહરે વાસ્તે ટકાજો કરતો એક રાતે ગયો, ત્યારે ધસીને એ બાપતોલના કાકાને મારવા વટીક ગયો હતો, અને વળી તેમાં નહિ ફાવ્યો ત્યારે એ કાકાને 'જોઈ લેવાની' ધમકી આપવાનું પોપાગીરપણું વટીક કરી ચુક્યો હતો!"

"એ નામોશી હું ના પાડતો નથી, કાકાજી સાહેબ," ચાર્લ્સ ક્રગળી પડયો; "માહરાં કમનસિબે એ માહરો વડો ભાઈ બુરાઓની સંગતમાં પડયો, અને લુચ્ચો, લતખત અને પોપાગીર નીકળ્યો, એ માહરાં ભલાં માતપીતાના માન પામેલાં નામને લાગેલી નામોશીની કાળી ટીલી હું ધોઈ કાઢી શકતો નથી, પણ માહરી તકરાર એ છે કે એક ભાઈના પાપના બોજ સારૂં મને કાંએ જવાબદાર લેખવામાં આવે? તે એવો બદફેલ નીકળ્યો તેથી માહરે કાંએ ખમવું જોઈશે?"

"ખરાબ—ઘણોજ ખરાબ દુકતો!" ઘરડા સ્પેન્સરે ચાર્લ્સના ઉપલા જોશબંધ પરચારાપર જરાએ ધ્યાન આપ્યા વિના ગરીબ ફીલીપનીજ ઘોર ખોદવાનું ચાલુ રાખ્યું. તેની આગળ કફોડા સંજોગોને લીધે તે છોકરાને એક બુરામાં બુરો સેહેતાન ચીતારવામાં આવ્યો હતો, અને તેને લગતી વાત નીકળતાં હવે તે ડોસો એ વાતને લગતી તેની ખફગીમાં હાલ ધર્યો ધરાતો નહિ હતો!

"બચગીથીજ બુરો! તાહરા મામાએ એક કેવી મજાહની નોકરી એને અપાવી હતી, ત્યાંબી કેહેજે નિમકહરામ થયો અને પોતાનો માલીકનો કૅશ બૉક્ષ લુટીને ચાલતો થયો! તે તો તેને જરૂર પકડાવતેજ, પણ પોલીસને થાપ આપીને બચી ગયો, અને પછી જ્યારેબી નજરે આવ્યો ત્યારે પેલા દોજખી વીલ્યમ ગૉત્રેની કંપનીમાં જોવાગો હતો. પછી વળી કેહેજે કેવો મજાહનો એક લીવરી સ્ટેબલની નોકરીમાં દર પડેલો હતો, ત્યારે એ ચંડાલ ગૉત્રેનીજ ટોળીના એક બીજા બદમાશ સાથે મળી

ગયો અને માલેકને એક મોટી કીંમતની ઘોડી વાસ્તે ફમડી મુકાવી! એમ કેહેજે ઘણા-ઓએ એને સુધારવા, સંઘરવા અને બચાવી લેવા માંગ્યો, પણ તે બધા બચાવનારા-ઓના હાથને ડાપું ભરી એણે તો ગુન્હેગાર ગૉત્રેનીજ કંપની વાહલી કીધી, અને ગયાં દસ વરસની વાત પર તે બુરો આદમી પુલીસવાલાઓની ગોલીઓથી વિધાઈને પુરો થયો ને રાત્રે વટીક, આરથર બોફર્ટ મને લખતો હતો કે, તેનીજ સાથે તે એક હોટેલ નજદીક તેના અને તેના મામા લૉર્ડ લીલબર્નના જોવામાં આવ્યો હતો! વળી એ ખોટ્ટા સીક્કા પાડનાર બદમાશોની ટોળીમાંનો એક જે બચ્યો હતો તેનો હેવાલ પોલીસે પેપરોમાં આપ્યો હતો, અને માહરી તો પુરેપુરી ખાત્રી છે કે એ એમ બચી જનાર તાહરો નાલાયક ભાઈજ હોવો જોઈએ. હવે એવા એક વંઠેલ રદબાતલના ભાઈ તરીકે તુંને જાંણવા અને ઓળખવા છતાં, તાહરાં કાકા કાકી તુંને જમાઈ કરવા કબુલ થાય એ શું તું એક ઘડીભર બી માની શકે છે? અને એવીજ ફીકરોથી તો મેં તાહરૂં અસલ 'સીડની મૉરટન'નું નામ ફેરવાવ્યું, અને 'ચાર્લ્સ સ્પેનસર'નું નવું નામ તાહરી પાસે ધારણ કરાવ્યું. વળી જાણે એજ કારણથી આગલાં વરસોમાં જ્યારે જ્યારે બી એ તાહરા નાલાયક ભાઈને શોહેધી કાઢીને તેને મલવા જ્વા તુંને હાંફરો થઈ આવતો હતો, ત્યારે તે તાહરી ગેરકાયદે ઉલટમાં હું તને સમજાવી સમજાવીને રોકતો અને દાબતો રહયો, અને તે છતાં તું આય તાહરા બેવકુફીભરેલા પ્યારના લોભને વળગી રહેવા માંગશે, બેટા? કહે મને, એવા સંજોગોમાં એક સખ્ત અને ઘાતકી હડધુતથી જયાદા હાંસલ તુંને તાહરાં ઉમરાવ કાકા કાકી તરફથી બીજી કઈ નસીબ થનાર છે?"

"ખરૂં છે, તમારૂં કહેવું બોલેબોલ ખરૂં છે," જવાંન સીડનીએ—કેમકે હવે વાંચનારાં સાહેબો જોઈ શકયાં છે તેમ આ છોકરો કોઈજ નહિ. પણ તેની મરનાર માતા કૅથેરાઈનનો છેલ્લો, વાહલો અને લાડકો બેટો સીડની બોફર્ટ હતો—દુખનું એક ડચકું દાબી દેતાં કહ્યું, કે જ્યારે તેના હોઠ લોહીના એક પણ છાંટા વગર ફીકકા પડી ગએલા દીસતી રીતે ધુજતા જોઈ શકાતા હતા! "તમો સાહેબ કેહોછ તે બોલે બોલ ખરૂં છે, પણ અરે, છેલ્લું તમોએ તેના વિષે કાંઈ બી સાંભલ્યું તેને તમો મુરબ્બી કેહોછ તેમ વરસો વહિ ગયાં છે—છેક દશ વરસની એ વાત છે—અને ત્યારે એમ કાંએ નહિ બન્યું હોય કે માહરાં વાહલાં માય બાપનાં માન પામેલાં નામને નામોશીના દરિયાવમાં ઘસડી જનાર એ માહરો નાલાયક ભાઈ તેની હીણપસ્તીઓ વચ્ચે અત્યાર આગમચનો પુરોજ થઈ ગયો હોય? એમ કાંએ નહિ હોય કે વરસો આગમચનો તે મરીજ ગયો હોય!"—અને તે એમ કહેતો હતો ત્યારે તેનો અવાજ ઉલટમંદ થયેલો અને ચહેરો આશાવંત બનેલો સ્પષ્ટ જોવાતો હતો!

અફસોસ, કમબખ્ત ફીલીપ, તાહરા જેવા એક સાચા અને નેકબખ્ત જવાનને વાસ્તે તે કેવી જાલીમ ગેરઈન્સાફી! પણ એમજ થાય છે. એજ બનવાકાળ છે—એક

જુલમગાર બનવાકાળની તાસીર એવીજ આફતભરી થાય છે! ફીલીપ કોણ અને કેવો છે તે વાંચનારા સજ્જનોથી અજાણ્યું નથી. તેણે પોતાની વાહલી મરનાર માવીતરને આપેલો પાક કોલ અદા કરવા અને સીડનીને સાચવવા શી શી રીતે પોતાના તન પર ખેડયું હતું તે બધું આપણે સવિસ્તાર વાંચ્યું છે અને સદ હજાર અફસોસ કે તેજ નાહનો ભાઈ આજે તે બાપ તોલનાનાં મોહતની આર્જુ છુટકારાનોજ એક દમ ભરતાં કરી શકતો હતો!

ઘરડા મી૦ સ્પેનસરે એ આર્જુ સાંભળતાં શંકાનું માથું ધુણાવ્યું.

"હું એમ થએલું માનતો નથી." તેણે કહ્યું, "તેમ થયું હતે તો કોઈને કોઈ સુરતે આપણે તે જાંણવા પાંમ્યા વગર રહેતે નહિ. હું તો ધારૂંછ કે એથી ઉલટું તે વધારે નીચો ને નીચો અત્યાર સુધી નામોશીનાં ઉંડાણમાં ગબડતો રહયો હશે, અને છેલ્લે અંતે ફાંસીના માચડા પર આખર થવાથી બેહતર ફેજ એની કોઈ થનારજ નથી!"

તે છોકરાએ એ સાંભળતાં વળી એક ઉંડી નાસીપાસીની હાય મારી, અને પછી ઘણોક વાર સુધી તેઓ બંને પોતપોતાના દુઃખકારક વિચારોમાં મશગુલ, કાંઈ પણ જ્યાદા બોલ્યા વગર, તે લીલોત્રીવાલી લોનના વિશાળ સ્લોપની અતરાફમાં ઉપર નીચે ફેરા ફરતા રહયા.

"અને ત્યારે એમ કર્યે તો?" એકાએક એક બીજો નવો ખ્યાલ બરપા થતાં સીડની પુકારી ઉઠયો; "આપણે જાહેરજ શું કામ થવા દઈએ જે હું બોફર્ટ છું.! એ વરસોથી દટાઈ જઈ ચુકેલી દુખભરી ગીઈ ગુજરી પાછી ખણી કાઢવા જરૂરજ શું છે? હું તમારા એક મરનાર ભાઈના બેટા તરીકે વરસોથી તમો મુરબ્બીની મુબારક પણાહ હેઠળ ઉધરીને મોટો થએલો છું, તો પછી કાંએ નહિ તેજ નામે હું ઓળખાતો રહું અને માહરી દાવાદારી રજુ કરી શકું? એ લોકો કેમ જાંણવાનાં છે?"

"એમાં બી તાહરી ભુલ છે," ઘરડા સ્પેન્સરે બહુજ ગંભીરાઈ અને ગમગીનીથી કહ્યું, "તું ભુલી જાયછ, બેટા, કે અસલમાં હું એક ગરીબ કાપડયાનો બેટો છું, અને અમારૂં કાંઈ ખાનદાન નથી, જે વાત તાહરો સગો માસો રૉજર મૉરટન જાંણે છે. વળી આર્થર સાથે મને ઘણીએક મીલાકાતો થએલી છે, અને તાહરી માયનાં રવાનને પેલી જેહાનમાં ખુશનુદ રાખવાની નેક ને પાક ઉમેદથી હું તુંને ચોરી લાવ્યો તે પ્રપંચ આખરે ઉઘાડો પડયા વગર રહેજ નહિ, અને બધો ભડકો એક લેહેજામાં ફુટી જાય! તું મોટો થએલો છે, અને તાહરા ચહેરામાં ઘણોએક ફેરફાર થએલો છે, મગર તાહરા બાપની ખાનદાની અસલ્યાત આઓ તાહરા ઉમરાવ ચેહેરાની નુરમંદ મુખમુદ્રામાં એટલી બધી મોજુદ છે કે તુંને જોયા પછી એ તાહરો કાકો અને તેનાં

ઘરનાંઓ તુંને મોડે વેહેલ્લે ઓળખ્યા વગર રહેવાનાંજ નથી! એટલા માટે, માહરૂં બુઢ્ઢાનું માને તો, એ બીનહાંસલ મોહબતના ખ્યાલથી હજી ઘણું મોહું થવા પાંમે તે આગમચ એકદમ બાઝ આવ."—અને તે એમ કહેતો હતો તેવામાંજ ઘરમાં બંદગીનો ઘંટો થયો, એટલે તેણે ઉલટમંદ વધાર્યું; "ખુદા સત પુકારે છે! ચાલ બેટા, હવે અંદર જતે; જમવા આગમચની આપણી સરેસ્તાની બંદગીનો આય ઘંટો છે."

તેઓ ગયા. એ નાહનાં પણ નેક કુટુંબમાં જમવા આગમચની થોડીક બંદગીનો વરસોનો રવૈયો હતો, અને તેઓ બંને તે ઓરડામાં દાખલ થયા ત્યારે ત્યાં નોકર-નફરો સુધ્ધાં, તે કુટુંબને લગતાં બધાં, વડી મીસ સ્પેનસરની આગેવાની હેઠળ હાજર હતાં. તેઓ તરત બધાં, તેઓને આવી લાગેલાં જોતાં સાથે, ગુંઠણીએ પડયાં, અને જેમ રીવાજ વરસોથી ચાલ્યો આવ્યો હતો તેમ ટેબલ આગળ ઉભો રહીને જવાન સીડની ધરમપોથીમાંથી બંદગીના પવિત્ર કલાંમો વાંચવા લાગ્યો, જે વખતે ઘરડા સ્પેનસરે કાંઇક સંતોષ સાથે જોયું કે તેનો અવાજ જરાએ લડઠયો નહિ. તે હંમેશ જેવો મીઠો, મજબુત અને જોરાવર હતો, જે બતાવતું હતું કે શાંત સરનાગત તાબેદારીથી તે ભલા અને વાહલા છોકરાએ પોતાના મુરબ્બી વડીલની સલ્લાહ તુરત વેળા માન્ય રાખી હતી.

હવે એ વાતને કેટલાંક અઠવાડીઆંઓ ગુજરી જવા પછી ઘરડા લૉર્ડ રૉબર્ટ બોફર્ટને આપણે લંડનના તેના બાર્કલે સ્કવૅરના મહેલમાં એક રાત્રે એકલો બેઠેલો જોઇએ છીએ. તે તરતનું જમીને પરવારેલો હતો. બાજુમાની સઘડીમાં આતશ રોશન કરેલો ધમધમ બળતો હતો, અને તે પોતે સઘડીની નજદીકમાં ખુરસી ખેંચી વાઇન અને સીગારની બેવડી લહેર ઉડાવતો હતો. તે હાલમાં મનની ઘણી ખુશ પ્રકૃતીમાં હતો. પોતાની કન્ટ્રી સીટને લગતા 'બોફર્ટ કૉર્ટ'ના મહેલમાંથી તે એજ સાંજે પાધરો એ તરફ આવ્યો હતો, કેમકે તેને 'વીન્ડરમીયર' ખાતે, જ્યાં તેની બૈરી અને બેટી રહેતી હતી હતી ત્યાં, વળતી સહવારે જવાનું હતું. તે 'બોફર્ટ કૉર્ટ'માં પાર્લામૅન્ટની નવી ચુંટણી થવાની હતી તેને વાસ્તે ખાસ જઇ આવ્યો હતો, અને આજે એ ઇલેક્શનમાં તે વગર હરીફાઇએ પાછો ચુંટાયો અને ફતેહમંદ થયો હતો તેથી ઘણો ખુશાલ હતો. તે કાંએ નહિ ચુંટાય? દામ કરે કામ! પાસે પૈસા અને પદવી હોય તો લાયકાત જોવા કોઇ થોબતુંજ નથી, અને તેના પૈસા બેશુમાર અને ઉમરાવપદની પદવી આટલી ઉંચી હતી તો તે એ પરગણાં તરફથી વગર હરીફાઇએ ચુંટી કઢાયો તેમાં અજાયબીજ શાંની હોય?

"એ મને જુઠ્ઠો કંટાળો આપેછ ને વગર કારણે મને છેક વીન્ડરમીયર સુધી ધકેલો ખાતો બોલાવેછ," તે એકલો પોતાની બૈરીનાં આવેલાં તેને ત્યાં બોલાવવાનાં તાકીદનાં કાગળનો ખ્યાલ થતાં મનસે પટપટયો; "એમાં માહરી સાથે મત કરવાનું હોયજ શું? મીલી તો દીકરી છે, અને એક દીકરીને વાસ્તે સૌથી સારૂં

શું છે તે આપ જેવું સમજે તેવું બાપ નહિજ સમજે. એનાં ધ્યાનમાં આવે તે કરે. દીકરાનો સવાલ હતે તો વાત જુદીજ હતી, અને તેથી હું—"

એવામાં બારણાં પર ટકોરા પડ્યા, અને બટલર બારણું ઉઘાડી અંદર આવ્યો.

"કોઈ ગૃહસ્થ કાંઈ ઘણાં તાકીદનાં કામે આપ નામવરને મલવા માંગેછ, માહરા લૉર્ડ," તેણે કહ્યું.

"અત્યારે! આવી મોટી રાત્રે?" તે ઉમરાવે ગુસ્સાથી ઘુરકીને સવાલ કર્યો, "એવું તે શું કામ હોય? તે આપણા સોલીસીટર મી૦ બ્લૅકવૅલને કાંએ નહિ જઈને મલતો? જાઓ, કેહો કે હું અત્યારે મલી શકતો નથી."

તે બટલર જવાને બદલે આનાકાની કરતો હજી ત્યાં ઉભોજ રહયો.

"તે મને ખાત્રી આપેછ, માહરા લૉર્ડ, કે તેનું કામ ઘણી જરૂરનું અને તાકીદનું છે," તેણે પાછું કહ્યું. તે કવખતે મીલાકાતે આવનારે તેના હાથપર રોકડી પાંચ શીલીંગનો ચીકાશ ચોપડયો હતો તે હેસાંન તે ભુલી જઈ શકતો નહિ હતો.

"કોણ છે? કેવો છે?" તે ઉમરાવે જરા અજબ થતાં સવાલ કર્યો.

"ઘણા ગૃહસ્થ દેખાવનો કોઈ આસામી છે, માહરા લૉર્ડ," પેલા બટલરે તરત લેપડો લગાવ્યો.

"બોલાવ," લૉર્ડ બોફર્ટે થોડોક વિચાર કરી રહીને અંતે કહ્યું, "ટેબલ પર બીજો થોડોક વાઈન હાજર કર ને તેને બોલાવ."

તુરત વાઈન આવ્યો, અને તેની પછવાડે જરાજ વારમાં તે મીલાકાતી પોતે પણ દાખલ થયો, જ્યારે તેને આવકાર આપવા પોતાની બેઠકમાંથી અરધો ઉભો થએલો તે ઉમરાવ તુરત પાછો બેસી ગયો. તેણે કાંઈક નાઉમેદી વચ્ચે જોયું કે તે મીલાકાતી જે ઉમરમાં પચાસ અને સાહઠ વરસની વચ્ચેનો નજરે આવતો હતો તે તેના પોષાકમાં જરા હાલહવાલ હતો, અને તેનાં બુટ પર એક બે નાહની ઢીંગડીઓ વટીક તે કુશાદે ડાઈનીંગ હૉલની મોટી રોશનીમાં જોઈ શકાતી હતી!

"બેસો," તે ઉમરાવે દમામથી ટેબલની બાજુમાંની એક ખુરસી બતાવતાં કહ્યું, અને તેને છેલ્લાં ઈલેકશનનો કોઈ વોટર માની લઈ સભ્યતાથી તેને ઉમેર્યા વગર ચાલ્યું નહિ, "તમે લાંબેથી આવેલા લાગોછ, વાસ્તે થાકી ગયા હશો. જરા વાઈન લેશો?"

"ઘણી મોટી ખુશીથી અને હજારો ઉપકાર સાથે," તે કોઈ અજાણ્યા મીલાકાતીએ ઘણાં ઘરવતના તોરથી કહ્યું, કે જ્યારે અર્લ બોફર્ટે કાંઈક અજાયબી વચ્ચે જોયું કે તેના ઈંગ્રેજી ઉચ્ચારો ઘણા ખરા બીન કેળવાયલા, ભાગાતુટા અને ગામડીયાસહી હતા!

વાઈન ગ્લાસ પડતું મેળી, બાજુમાંના એક ટંબલરમાં તેણે ધડધડ વાઈન ઝોકાવ્યો, અને "આય તમો નામવરની સલામતી!" એમ કહેતાં એક ટાંસે તે બંપર ઓતી ગયો!

"મજાહનો ઉંચ્ચો મદિરા છે," તેણે તે પીને તે ખાલી ટમ્બલર પાછું ટેબલ પર મુકતાં હોઠ મટમટાવી કહ્યું, "પણ આપ તો લેતાજ નથી?"

"મને જરૂર નથી," લૉર્ડ બોફર્ટે અકડવકડ કરવા માંડી; "તમે અત્યારે મને મલવા આવ્યા તેથી—"

"ઓ કામની વાત તો પછીથી થયાજ કરશે," પેલાએ વચ્ચે હોમાવ્યું, "મને લેડી બોફર્ટની આબાદી ચાહવાની રજા આપો!"—અને એમ કહેતાં તે ઉમરાવના જવાબ કે રજા વાસ્તે થોબવાની દરકાર કર્યા વગર તેણે તરત વળી એક બીજું બંપર ઠોકી દીધું!

લૉર્ડ બોફર્ટ ગંભીર થયો.

"હું કોઈને માહરા મહેલમાં રાતના આવા વખતે કોઈ દહાડો મલતો કે મલવાની રજા આપતો નથી," તેણે અરધા ગુસ્સાથી કહ્યું, "હું સમજ્યો કે આજનાં માહરાં ઈલેકશનનાં સંબંધમાં માહરાં કાઉન્ટી તરફથી તમે—"

"ઓ, ઈલેકશન ફીલેકશન કાંઈ આય તમારો ગરીબ સેવક જાણતો કે સમજતો નથી! બાવા ઈલેકશનમાં વૉટ કરીને મરી ગએલા ખરાની!"—અને વધતો ગુસ્સો ઉપજે એવું ઘણી નફટાઈથી તે કઠોરપણે હસ્યો; "ખરી વાત એટલીજ છે, માહરા લૉર્ડ, કે હું ઈંગ્લાંડમાં લંબાણ વરસોના ગાલા પછીજ હાલમાં પાછો ફરેલો છું, પણ જરા સબુર કરો. મને માહરી ફરજ પુરી બજાવા દેઓ, ને તે પછીજ આપણે કામે વળગશું, કેમજે ત્રણેક કોપટાં હોજરાંમાં ઝોકાવેલાં હોવાથી મગજ શકતી જરા વધતી તેજ થશે, અને કામકાજથી બધી વાતચીત આપણે વધારે સરળતાથીજ કરી શકશું! આય લેઓ, ત્યારે, તમો નામવરનાં ફરઝંદોની સલામતી!"—અને ત્રીજી મરતબા વળી પાછું પોણું—એક ટમ્બલર સીર્ફ બેઅદબીથી તે ગટગટાવી ગયો, કે જ્યારે ડીકૅન્ટરનું એકદમ તળ્યું આવી ગએલું જોઈ લૉર્ડ બોફર્ટના ગુસ્સાથી નેણ નીકળી પડયાં!

"સાંભળો, સાહેબ," તે ગુસ્સાથી ઠઠરાવા ગયો, પણ પેલાએ ધીરજ આપવાનો હાથ ઉંચકીને તેને ચુપ કર્યો.

"ધીરે, માહરા લૉર્ડ, ધીરે! ગુસ્સો કરવાની કાંઈ જરૂર કે જગ્યાજ નથી, કેમજે ખરેખર હું ઘણાં જરૂરનાં કામની વાત કરવાજ આવેલો છું, અને હવે તે વાતપરજ આવવા માંગું છું. સાંભળો—"

હવાં તે વધારે ગંભીર થયો, અને ધામધુમી અદાથી, તેવીજ ગંભીરાઈ વચ્ચે, પોતાની ખુરસી લૉર્ડ બોફર્ટની વધારે નજદીકમાં ખેંચી, કે જ્યારે તે ઉમરાવની અજાયબી અને જીજ્ઞાસા બ્યાન નહિ થઈ શકે એટલી હદ સુધી વધી પડી!

"આપના એક નાહના ભાઈ હતા—લૉર્ડ હૅરી બોફર્ટ, અને તેઓનાં એક હક્દાર પરણેલાં મોહરદાર હતાં—મીસ કૅથેરાઈન મૉરટન."

લૉર્ડ બોફર્ટ એક પીછાંના ફટકાથી બી પછડાઈ પડે તેવો આ ભયાનક શબ્દો સાંભળતાં હેબતાઈને પોતાની ખુરસીમાં અવાચક અને આજેજ થઈ ગયો! તેની છાતીનાં પાટીયાંજ બેસી ગયાં, અને ખુરસીની પીઠ ઉપર પોતાની મરજી અને અખત્યાર ઉપરાંત તે બેતાકાટ ઢળી પડયો!

પેલાએ તે જોયું, મુછમાં મોગમ હસ્યો, અને પછી બાહિમત વળી આગળ ગબડાવ્યું.

"તે મરનારોનાં બે ફરઝંદો હતાં—બન્ને ગુલાબ જેવા બેટાઓ—નામે ફીલીપ અને સીડની—બન્ને હકદાર બચ્ચાંઓ—અને પોતાના મરનાર ઉમરાવ બાપના હકનો કાયદાસર ભોગવટો મેળવનાર બેટાઓ!"

"જુઠ્ઠું! લબાડ, તું કોણ છે?" હવે અંતે રૉબર્ટ બોફર્ટે, મામલો ભય ઉપજાવે એવો બીહધરાવનારો જોઈ, એક જોરાવર જેહેમતથી પોતાની જબાન પર કાબુ મેળવી, ગુસ્સાની બરાડ મારી; "અહિયાં તું શું કરવા આવ્યોછ, અને શું માંગેછ?"

વળી પેલાએ ધીરજ મનાવાનો અને ધીરજ રખાવાનો, કચવાટ ઉપજે એવાં ઘરવટપણાંથી હસતાં, હાથ કર્યો.

"ધીરે, માહરા લૉર્ડ, હું પાછું બી કેહુંછ કે ધીરે!" પેલાએ શાંતીથી કહ્યું, "તમો એમ તમારા ગુસ્સા કે દોર દમામથી મને હેબતાવી મારી શકવાના નથી. હું તમારાં ભલાંમાં છેઉં—બુરામાં નહિ, અને ભલાંમાં છું તેથીજ આય મુજબ અત્રે રાત્રીની શાંતિ વચ્ચે ખાસ ખાનગીમાં અને એકાંતમાં હું તમારી મીલાકાતની આર્જુ કરતો આવ્યો છું. હું ઘણું આસ્તે બોલુંછ—તમો મોટે બરાડા મારવા ચાહતા હોવ તો તમારી મરજી. હું ફકત તમને એટલુંજ ચેતાવવા માંગું છું કે હલકા નોકર આદમીઓના કાન કસારીના થાય છે, અને તેઓના જેવું જીજ્ઞાસુ જાનવર આખી દુન્યામાં બીજું કોઈ થતુંજ નથી! તેઓ રાંધણીમાં બેઠાં બેઠાં બી પારલરમાં શું વાત ચાલે છે તે સાંભળવાની શકતી ધરાવે છે, વાસ્તે મોટેથી બોલો તે તમારે જોખમે!"

"હું તમારૂં એવું ઘેલું ગાડું કાંઈબી સાંભળવા માંગતોજ નથી," અંદરખાને પુષ્કળ બીહયેલો છતાં લૉર્ડ બોફર્ટે બાહેરથી હજી દમ કસવાનીજ જરૂર પીછાંણી,

"તમે માહરી સાથે એજ વાત કરવા આવ્યા હોવો તો એકદમ અત્રેથી પેંડો પકડો! તમને ખબર નહિ હોવી જોઈએ કે ઈંગ્રેજી અદાલતમાં છચોક પુરવાર થઇ ચુક્યું છે કે મરનાર કૅથેરાઇન માહરા મરનાર ભાઇ હૅરીની પરણેલી બાઇડી નહિ પણ એક ગેરહકની ઓરત માત્ર હતી, અને તેઓના દીકરાઓ હકના નહિ પણ ગેરહકનાંજ ફરઝંદો છે. એમ છતાં મેં એ પોરયાઓ સાથે સદા નરમીથી અને નાખતીથીજ કામ લેવા ચાહ્યું છે. હું તેઓ જોડે સખ્ત થવા માંગતોજ નથી, અને તેથી તમો જો તેઓની બ્રીફ લઇને તેઓને વાસ્તે કંઇક માંગી લેવા આવ્યા હોવો તો હું તે વાત અત્યારે તમારી સાથે ડીસકક્સ કરવા ચાહતો નથી. તમારે જે કહેવું હોય તે સહવારે દસ વાગતે લીનકન્સ-ઈનં-ફીલ્ડસ ખાતેની ઑફીસમાં માહરા સોલીસીટર મી૦ બ્લૅકવૅલને મલીને કહેજો, અને તેઓ મને રીપોર્ટ કરશે જે ઉપર હું ધ્યાન પુગાડીને અને તેઓ જોડે મત કરીને માહરો જવાબ મોકલી આપશ. ચાલો, સાહેબજી. ગુડનાઇટ."—અને તે ઉઠયો.

પેલો પણ તરત ઉઠયો.

"ત્યારે તો સાડી સાતવાર માહરી પોતાની પણ તમોને ગુડનાઇટ!" તેણે નફટાઈથી કહ્યું, "તમારી એજ મરજી છે તો ભલે. તમે વાળ્યા નહિ વળશો, તો હારયા જરૂરજ વળશો. હું કાંઇ જોરજુલમથી તમોને માહરી વાત કહી સાંભળાવવા આવ્યો નથી. સાંભળો તો તમારી મરજી; નહિ સાંભળો તો તમારી ખુશી. હું તો એટલુંજ કહેવા આવ્યો છું કે લૉર્ડ હૅરીનાં લગન હકદાર હતાં, તે લગનનો એક સાક્ષી હાલમાં બી હૅયાત અને મોજુદ છે, અને તે લગન બીલકુલ હકદાર હતાં એ એકબી શક કે સુબેહ નહિ રહે તેમ ન્યાયની અદાલતમાં પુરવાર કરી આપવાની તે સ્થિતીમાં છે, જે માટે તમે હવે પછી તમને કૉર્ટનો સમન્સ મળવાથી જાંણશો. લે ચાલો, હવે સાહેબજી. તમને આટલી બધી તસ્દી આપી અને તમારા ઉંચ્ચા મડીરાનું તલ્યું લાવી મેલ્યું,"—અને તેણે હસીને પેલી ડીકૅન્ટર બતાવી—"તે વાસ્તે માફ કરજો. ગુડનાઇટ."

એ પછી તે જરા બી થોબવાની દરકાર બતાવ્યા વગર બારણાં તરફ ફરયો, અને કપાળ સુધી ઉતરી આવતી ટોપી પેહરી લઇ, બારણું ખોલી નાખી, બાહેર પડયો.

---

## પ્રકરણ ૪૭.

લૉર્ડ રૉબર્ટ બોફર્ટના બરડાની કરોડમાંથી ઠંડીનું એક લખલખું તેનું હાડેહાડ ધુજાવતું પસાર થઇ ગયું! ઓ પરવરદેગાર, વરસો બાદ આ વળી નહિ ધારેલો શો નવો સીતમ ને ધુજારો હતો? આ આંદમી કાંઇ અલલટપું બોલતો લાગતો નહિ હતો. તે જે કહેતો હતો તે એ ઉમરાવને લાગ્યું કે સચ્ચાઇનાં જોર અને ખાત્રીથીજ કહેતો હતો,

અને એજ મતલબની તેના ભાઈ હૅરીએ તેને હજારો વાર ખાત્રી આપી હતી. વળી પોતાના મૉતોનનાં સેવટનાં બીછાનાંપરથી પણ એ અને એજ વાતની ખાત્રી આપતી ગરીબ કૅથેરાઇન બેહસ્ત પામી હતી, અને ત્યારે તે વાત ખરી નહિ હતી એમ હજી બી માનવાને તે જરા બી વાજબી હતો ખરો? આ આદમી કહેતો હતો તેમ જો તે લગનનો એક કોઈ ખરેખરો સાક્ષી હયાત અને મોજુદ હોય તો બેશક તે પુરવાર કરી આપવાની સ્થિતીમાં હોવોજ જોઈએ, અને જો ફીલીપ કે સીડનીને ઉશ્કેરી મુકીને તે તેઓ પાસ નવેસરથી દાવો મંડાવે, અને તેઓનો હક પુરવાર કરી આપે તો સીર્ફ સત્યાનાશી અને પાયમાલી શિવાય બીજું તે કમબખ્તને નસીબજ શું થઈ શકે? હૅરી મરણ પામ્યો ત્યારે જે કાંઈ તેની મોટી દોલત અને મીલકતો હતી તે બધું તેને પાછું અનામત કૉર્ટ આગલ રજુ કરવું પડે, અને જે લાખ્ખો તેણે ખરચી ખાધા હોય તે અત્યાર સુધીમાં ચક્રવધી વ્યાજ સાથે મજરે આપવા પડે, ને જો તેના કને તેની પોતાની ખાવાની ખાખ નહિ હતી તો એ બધું તે કયા ચુલામાંથી આપી શકે?

તે સરયામ ધ્રુજીજ પડયો, અને વિજળીને વેગે ઉપલા દીલ ધડકાવનારા બનાવો અને દેખાવો તેનાં મગજમાંથી પસાર થઈ જતાં તેણે તુરત બાજુમાં પડેલો એક રૂપેરી ઘંટ ઉપાડીને તે ઉશ્કેરણીનાં જોશથી વગાડયો.

"પેલો આદમી હમણાં ગયો તેને પછવાડે દોડીને એકદમ પાછો બોલાવો," તે ઘાંટરડીના જવાબમાં પેલોજ બટલર પાછો અંદર દોડી આવ્યો તેને તે ઉમરાવે હોકમ આપ્યો, અને બટલર નમીને બાહેર જવા પછી પેલો અજાણ્યો પાક બેહયાઈથી ફતેહનું હસવું હસ્તો, બારણું પોતા પાછળ પાછું બંધ કરી લઈને, અંદર આવ્યો.

"હું જાણતોતોછ કે આપ નામવર મને પાછો બોલાવશો," તેણે નફટાઈથી કહયું, "અને તેથી ઘંટ વાગવાના અવાજની રાહ જોતો હું તમારા ઓટલા ઉપર બે ચાર મીનીટ ખાસ થોભ્યો. સારૂંજ કેની?"

લૉર્ડ બોફર્ટે તેને પાછો બેસવા દમામથી હાથ કર્યો, કે જ્યારે તેનાં પેટમાં તો ફીકરનાં કુતરાં બીલાડાંજ દોડી રહયાં હતાં!

તે બેઠો. અને બેઠો તેવા બંને હાથો વળી પાછાં ઘણાં ઘરવટપણાંથી તેણે ટેબલ પર ગોઠવ્યા, કે જ્યારે તે લૉર્ડ બોફર્ટના ચેહેરામાં એક ચીલનીજ આંખોની તિક્ષણતાથી જોતો હતો.

"તમારે શું કેહેવું છે?" તે ઘરડા અર્લે ઘાડા ખોખરા અવાજે સવાલ કર્યો.

"હું જે માહરે કહેવાનું છે તે કહીજ ચુકયો છું, માહરા લૉર્ડ," તેણે શાંતીથી જવાબ કર્યો, "વધારામાં ફક્ત એટલુંજ કહેવું છે કે તમો મને તમારા સોલીસીટરને રીફર કરો છો તેમાં તમો નામવરને પોતાને માટે શાણપત કે સલામતી નથી. એ તો

હોઠ બાહેર તે કોટ બાહેર! આપણ બે વચ્ચેજ એ વાતની સઘળી સલ્લાહ અને સમજુતી થવી જોઈએ, અને તે અંહીજ દાટી દેવી જોઈએ."

"પણ તમે શું કહેવા માંગોછ?"

"હું પાછું બી એજ કહેવા માંગુંછ, નામવર, કે તમારા ભાઈનાં લગનની વાતમાં બેવજુદ કશુંજ નથી. એ લગન હોર્થૉર્ન ગામડાંમાં ત્યાંના તે વખતના પાદરી કેલેબ પ્રાઈસે કર્યાં હતાં," પેલાએ બોલે બોલ પર ભાર મુકી, તેણે કહેલી વાતની સચ્ચાઈ વાસ્તે, ખાત્રી આવી જાય તે કીસમે કહ્યું; "એ લગનના બે સાક્ષી હતા, એક તો તે ગામનો કોઈ ઘરડો રહિશ, અને બીજો તમારા મરનારનો એક અંગત અને વિશ્વાસુ ખીદમતગાર સ્મીથ. પેહેલો ઘરડો સાક્ષી મરણ પામેલો છે, પણ સ્મીથ હજી જીવે છે, અને ઘરડો છતાં સાજોતાજો અને રતોમાતો છે."

"ત્યારે તે કૅઠેરાઈને માહરી સામે માંડેલા દાવાની વખતે તેણીની તરફથી સાક્ષી આપવા હાજર કેમ નહી થયો?"

"કેમજે તેનો પત્તોજ લાગ્યો નહિ હશે!" પેલો હસ્યો; "તમારા ભાઈને એ લગન પોતાના ઘરડા કાકાથી બને એમ છુપાવવાં હતાં, અને તેથી એક મોટી રકમનો ઉંચકો આપીને સદા સુધી ત્યાંજ મરી રહેવા અને કદી ઈંગ્લાંડ પાછો નહિ ફરવાના બંધારણથી બાંધી લઈ તેવણે તેને ઠેઠ ઑસ્ટ્રેલ્યા ચઢાવી દીધો હતો."

"અને ત્યારે એવા એક એકલડોકલ સાક્ષીની વાત બીજા કોઈ વધારે મુસ્તકીમ પુરાવાઓની ગેરહાજરીમાં કઈ અદાલત કબુલ રાખી શકે?" લૉર્ડ રૉબર્ટે તુચ્છકાર કર્યો. તે બને ત્યાં સુધી પોતે કેટલીક હદ સુધી આ આદમીના હાથ તળે દબાએલો અને ફસાએલો હતો તેનું પ્રમાણ પેહલાં નક્કી કરી લેવા ચાહતો હતો, અને જોકે ઉપર કહેવા મુજબ તે બાતેનમાં પુરતો બીહીધેલો હતો તોપણ બાહેરથી હજી દમપર શુમાર રાખીનેજ વાત કર્યો જતો હતો! "વળી તે કરતાં બીજુંબી આગળ સાંભળો અને માહરી વચ્ચે ના બોલો. એ મરનારના બે છોકરા હતા એ વાત ખરી છે, પણ તેઓ વરસોથી નાબુદગી પામી ગએલા છે, અને તેઓ વિષે કશું સંભળાયુંજ નથી, એટલે સોવસા બંને મરણ પામેલાજ હોવા જોઈએ. હવે જો કદી એમ પુરવાર બી થાય કે તેઓ ખરા હકદાર બેટા હતા, તોપણ તેથી લાભ શું મેળવી શકાય? તેઓનાં મરણનાં કારણથી હવે હાલમાં એ પદવી ને પૈસાનો એકલો માલેક તો હું પોતેજ છું?"

"એ તમો સાહેબની બંને માન્યતા ખોટી છે, માહરા લૉર્ડ," પેલાએ ઠંડે કલેજે કહ્યું; "એક હકદાર લગનનો સાક્ષી તે એક સાક્ષીજ છે, અને તે પોતે કહેલી વાતની સચ્ચાઈના પુરાવામાં જે કાંઈ રજુ કરી શકે તે બધું તેનાં નખમાં સમાએલું હોય છે. વળી તમો એમ મન મોટું કરતા માંગોછ કે તે બંને પોરીયાઓ સ્વધામ પહોંચી

અક્કલ હોવા જોઈએ, પણ તેમાં બી તમારી ભૂલ છે. હું આબરૂ છેઉં અને ગામડીઓ ગમાર છેઉં, પણ દુનીઆદારીમાં ઘણો ઘરડો ઘાઘ છું, અને મેં દેશ આખાને દરવાજે માહરી આંખો ખોલેલા છે. આપ તમારા નામનામદારનો બેટો"—અને હસીને તે ઉઠીને નાહની તારની મશકરીથી નમ્યો, કે જ્યારે લૉર્ડ બાર્ફર્ડને બીમારીને ઘણું તે ઉતર્યું!—"સાચે પાયે કાંઈજ કામ કરતો નથી, અને અત્રે આવ્યા આગમચ માહરી નજરે નજર જોઈ તેમજ ખાત્રી કરી આવ્યો છું કે તે બેમાંથી એક જવાન તો જીવતો જાગતો, સલામત અને તન્દુરસ્તજ છે!"

"કીયો—નાહનો કે મોટો?" લૉર્ડ રૉબર્ટે આતુરતાભર્યો સવાલ કર્યો, કેમકે વાચકો વાંચનારાઓને રોશન છે તેમ, બુઢો પોતાના મગજના ફેરવન વડે બત્રીજ ફીલીપથી બહુજ બીહીએલો અને ડરેલો રહેતો હતો!

પેલો ટકોરનું હસ્યો.

"તે અત્યારે નહિ કહેવા વાસ્તે તમો નામવર મને માફ કરશો," તેણે હસીને કહ્યું, "હું વડાને જીવતો જોઈ આવ્યો કે નાહનાને તે માહરૂં કામ છે, અને આ તબક્કે તે જાહેર કરીને માહરો કેસ બીગાડવા હું ચાહતો નથી. તમો નામવરને વાસ્તે એટલુંજ જાણવું બસ થશે કે એક, કદીને આપ ઉમેદ કરો છો તેમ, મરી ગયો હોય, તોપણ બીજો હજી હયાત છે, અને તેજ તમો નામવરની સંપુર્ણ ખરાબી કરી મેળનારા એક 'લૉ-સુટ' વાસ્તે બસ છે!"

"લૉ-સુટ!" લૉર્ડ રૉબર્ટે વળી પાછી તુચ્છકાર કરવાની હિમત કરી; "જાણે લૉ-સુટ માંડવાનાં સોખાં હોય! એવો એક લૉ-સુટ માંડવા પછવાડે જે હજારોનો પેહેલી હરોળમાં ખરચ જોઈએ તે એ બે ભીખારટાઓમાંનો જે એક બી જો જીવતો હોય તો તે લાવવાનોજ કયા ચુલામાંથી છે?"

"એવી પતરાજી ફ઼ુઝુલ છે, માહરા લૉર્ડ," પેલાએ તરત બાહીંમત ટપલો માર્યો; "જે એક હયાત છે તેની પીઠે એવા જબરદાર દોસ્તોનું જોર છે કે જો તેઓ ખરી વાત જાણવા પામે તો તમો કેહોછ તેવા હજારોના ખરચે વટીક એ લૉ-સુટ માંડવાને એક ઘડીનો પણ વિલંબ નહિ કરે!"

લૉર્ડ રૉબર્ટ, એ સાંભળતાં, પુષ્કળ ઝંખવાણો થએલો દેખાયો. આ આદમી તો તેને કોઈ પણ દીશાએ જરા એ ચસકવાજ નહિ દેતો હતો!

"અને ત્યારે હવે તમે આજે રાત્રે કોણ તરફથી અત્રે મને મળવા આવ્યાછ ને કેટલુંક માંગોછ?" તે ઉમરાવે પાધરો સવાલ કર્યો, કે જ્યારે આ વાર તેનો અવાજ વધનોજ ખોખરો વાગતો સંભળાતો હતો! "તમો જે બેમાંનો એક પોરયો હયાત છે કેહોછ તેના તરફથી આવ્યાછ, કે પેલા સ્મીથ તરફથી?"

"કાલા ચોર તરફથી!" પોતાની ફતેહ પર ફતેહ થતી આવતી જોઇ પેલો વધતી લાહેરીનું પાછું હસ્યો; "પણ માહરે થોડોક સાચ્ચો થવું જોઇએ, માહરા લૉર્ડ. હું તમોને ખાત્રી આપું છું કે હું તે હૈયાત હકદારને હજી મલ્યો નથી, અને તેને મેં એ કશો ભેદ જાણવા દીધોજ નથી. એ તો તમો મને દાદ નહિ આપો ત્યારેજ માહરે તેને મળવાનું અને બધો ભડકો ફોડી આપવાનું છે. માહરે તમો નામવરની બુઝર્ગી તરફ તો જોવું જોઇએ? એ ઇનસાન્યત છે!"

"ત્યારે તમો પેલા સ્મીથ તરફથી આવ્યા હશો?"

"તે કેહેવાને હું બંધાએલો નથી."

"અને તમો માંગોછ કેટલું?"

"બે હજાર પાઉંડનું એક બેઠહું સાલ્યાણું!" પેલાએ મક્કમતાથી કહ્યું; "જેટલા વરસ તમો એ ભેદ છુપો રાખવા ચાહો તેટલાં વરસ હર સાલ ઘર બેઠાં હું ઍડરેસ આપું તે મુજબ મને એ બે હજાર પાઉંન્ડ પોંહોચવા જોઇશે. અલબત, પેહેલો હફતો તો હું હાથોહાથ આએ વખતે આંગ પરજ લેતો જવશ. તે દીવસથી એક વરસ તમારે ગણી લેવાનું."

"અને તે રકમ તમો અને પેલો સ્મીથ બે ભાગે વહેંચી લેશો?" લૉર્ડ રૉબર્ટે હજી પેલાને 'ક્રૉસ-ઍક્ઝામીનેશન'થી પકડમાં લેવાનું કરી જોયું.

"તે કહેવાને પણ હું બંધાયેલો નથી."

"વૅલ, વૅલ, મને વિચાર કરવાને થોડો વખત જોઇશે," તે ઉમરાવે ચુકાદો આપ્યો, "બરાબર આએજ દહાડે આવતે અઠવાડીએ આયજ મકાનમાં તમે પાછા મળજો, અને—"

"તે માહરે મંજુર નથી, માહરા લૉર્ડ," પેલાએ ઠડાવથી કહ્યું; "ભલાં કામમાં ઢીલ થવા દેવી નહિ એ દાનાવોની નસીહત છે. હાલ જ્યારે સુર્ય પ્રકાશે છે ત્યારેજ માહરે ઘાસની પુલીઓ બાંધી લેવી જોઇશે!"

"પણ તું કોઇ દીવાનો છે?" તે ઉમરાવ ખરે મને ચીરડાયો; "તું છેક ટાંણુસે તો તરત તુટશે! આવા એક મહત્વના સવાલમાં મને વિચાર કરવાનો થોડો વખત તો મળવો જોઇએ? વળી હું એકલો નથી. માહરો એક દહાડેવારેનો દીકરો છે, અને તેના જોડે માહરે ખાનગીમાં મત કરવુંજ જોઇએ. એક અઠવાડીયાંમાં તે શું ખાટું મોળું થઇ જવાનું છે? હું માહરૂં ઘરબાર અને ઈંગ્લાંડ મુકીને નાહસી તો નહિ જવશ?"

પેલા ઉપર આ સમજાવતની એકદમ અસર થએલી જણાઇ, અને તે મનાયો.

"વૅલ, માહરા લૉર્ડ, એટલો ગુસ્સો ના કરો," તેણે કહ્યું; "હું બી જોઉંછ કે માહરે એકદમ એમ તકાજબાજ નહિજ થવું જોઈએ. બસ—હું એક અઠવાડ્યું થોભી જવશ, અને આપના હુકમ મુજબ આપના સેવટના જવાબને વાસ્તે આવના મંગળવારે રાત્રે આઓજ વખતે હું અત્રે પાછો આવશ. ગુડનાઈટ."—અને ફરખસદ લેવા ઉભો થતાં તેણે ઘણુંજ ઘેરીતાંબારીતાંપણાંથી શેકહૅન્ડમાં પોતાનો હાથ લંબાવ્યો.

તે ઉમરાવ ખરે મને કમકમ્યો, પણ હાલના સંજોગમાં ઉપાયજ શો હોય? તેણે જીવપર જોરાવરી કરીને શેકહૅન્ડમાં પોતાનાં બે આંગળાં આપ્યાં કે જેથી હીળવી પેલો કાફરડો હસ્તો હસ્તો તે ઓરડામાંથી બાહેર ચાલી જવા ગયો, ને બારણાં આગળ જઈને, મગર, બાહેર જવા આગમચ એકવાર પાછો ફર્યો, પાછું પેલુંજ લૉર્ડ બોફ્ટને ત્રાસ ઉપજાવનારૂં ઘેરીતાંબારીતાંપણાંનું કચવાટભરયું હસ્યો, અને કેવીએક તે બે વચ્ચે સમજુત અને દોસ્તી હોય તેમ તેજ ઘેરીતાંબારીતાંપણાંની એક બીલ્લી ટપકાવી (આંખ મારી) તે ચાલતો થયો, કે જ્યારે તે ઘરડા ઉમરાવે ખીજવાતના દાંત પીસ્યા, અને ચાહ્યું કે તે બદમાશ આવતે અઠવાડીએ વાયદાસર અત્રે પાછો ફરવા જેટલું જીવવાને બદલે ખુદા કરેને કોઈ એતેફાકથી કોઈ જેહાનમના ગારમાં ગરક થાય, કે જ્યાંથી પાછો ઉઠેજ નહિ અને પાછો ફરેજ નહિ!

તે એ પછી આ નવી બરપા થએલી સત્યાનાશી માટે જળતાં જીગરે અફસોસ કરતો બેઠો. તે પોતાનાં જીગરમાં સારી રીતે જાણતો હતો કે પોતાની તંગી અને મોહતાજીથી બચવા તેણે લુચ્ચા સોલીસીટર બ્લૅકવૅલની દગાબાજીભરી સલ્લાહની હિંમત અને કુમકપર સાચ્ચાં હકદારોના ધોળે દીસે હક લુટયા હતા, અને તેમ કરીને પોતે જુઠ્ઠીજ જરદારી અને નામદારીને પોંહોંચ્યો હતો. તેને એ હક્કજ નહિ હતો, પણ સંજોગોએ તેને યારી આપી હતી, અને તેણે તેનો કરપીણપણે લાભ લીધો હતો. તેના ભાઈ લૉર્ડ હૅરી બોફ્ટે પોતે કૅઠેરાઈન જોડે સાચ્ચાં લગનથી પરણેલો હોવા બાબે તેની ખાતરજમા કરી આપી હતી, અને જ્યારે કે તે મોડેથી ઉંઘમાંથી ઝબકી ઉઠયો હોય તેમ પોતાનાં વાહલાંઓના લાભ અને બચાવ સારૂ પોતાના વકીલને ત્યાં વીલ કરાવા જતાં રસ્તામાંજ ઘોડેસ્વારીના એક પ્રાણઘાતક અકસ્માતમાં આખર થયો હતો, ત્યારે તેને નહિ ધારેલું ફાવતું પાયું, કે જે ફાવતને વધતી મજબુતી હૅરીનાં લગનની સરટીફીકેટ નહિ મળી આવવાનાં કારણથી મળી ગઈ. એ રીતે પોતે ઠગારો હતો એમ મનથી જાણવા છતાં તે પોતે પોતાના ભાઈના કરોડો પચાવી પાડી મોજમાં મહાલતો રહયો, ત્યારે ભાઈનાં હકદાર બૈરી બચ્ચાં, તેની પોતાની આંખો તળે, તંગી, તારાજી, મોહતાજી અને મુફલસીમાં રીબતાં રહયાં, તે તેનું સીતમકારક પાપ શું હવે તેના આ બુઢાપામાં તેને મારમાર કરતું પકડી પાડવા તેની પુઠે પડયું હતું?

તેની છાતી ધ્રુજી આવી. તેણે તે કુશાદે હૉલમાં પોતાની આસપાસ ચોગમ નજર દોડાવી, કે જ્યારે શ્રીમંતાઈનાં સુખ અને ઉંચી કીસમના વૈભવો અને આબાદીની

ગુવાહી સિવાય બીજું કાંઇ તે જોઇ શક્યો નહિ; અને ત્યારે તેનું અંતઃકરણ ચીશ પાડી તેને પુછતું રહ્યું કે તેને જો આ બધું પરહરી પાછું ગરીબી અને મુફલસીમાં અવત્યાં મેળતોજ ગબડી જવાનું થાય તો આ અવસ્થામાં તેનું થશેજ શું? તેને તે ગમશેજ કેમ? જો કોઇ સંજોગથી એમ પણ પુરવાર થવા પામે કે જાંણી બુજીને તેણે આ કરપીણ—પણું કર્યું અને ચાલવા દીધું હતું તો—તે આગળ વિચાર કરી શક્યો નહિ! તેણે પોતાની આંખે હાથ ઢાંકી દીધા, કે જે હાથો દીસ્તી રીતે ધ્રુજતા હતા. વળી તેવામાં તે આંખ પાછી ખોલતાં તેની નજર પોતાના માનવંત વડીલો અને પુર્વજો—એ બોફર્ટ ખાનદાનના અર્લોની મોટી તસ્વીરો ઉપર પડી, કે જે ચાર પાંચ તસવીરો તે મોટા હૉલની દિવાલ ઉપર ટાંગેલી હતી, અને તેમાં હૅરી બોફર્ટની દમામદાર તસવીર જોતાં તે વધતો ધ્રુજી પડયો. તે મરનાર જાંણે તે તસવીરમાંથી ગુસ્સાની અને કીનાનીજ આંખો કાઢી તેને ધુરકતો હોય તેમ લાગ્યું, અને તેનો જીવ વધતોજ ફરભાગ કરતો થયો!

તેને લાગ્યું કે તેણે ઉતાવળે કાંઇબી કરવું જોઇએ. તેને પોતાની બૈરીનું મત કરવાનું મન થયું કેમકે આરથર તો હજી કૉન્ટીનન્ટ પરજ હતો, પણ એ વિચાર તેણે બીજીજ પળે પોતાનાં મન સાથે સરયામ હસી કાઢયો. "તે અક્કલનું બારદાન મને આ મોટા જોખમમાં શું સલ્લાહ આપી શકવાની હતી?" તે પટપટયો. તેને પોતાના સાળા લૉર્ડ લીલબર્નનો ખ્યાલ થયો. તે કાવાદાવામાં પુરો પોંહોંચેલ બુટ્ટી, લુચ્ચો, લટખટ અને પ્રપંચી હતો તે તે જાંણતો હતો, અને તેને લાગ્યું કે તે તેને પોતાની સલ્લાહનો લાભ આપી શકે. તે સારાં નસીબે ઇંગ્લાંડ પાછો ફરેલો હાલમાં લંડનમાંજ હતો તે તેને ખબર હતી, અને અત્યારે પાર્કલેનનાં શ્રીમત મકાનમાં તે મળી આવશે એ સંભવીત લાગવાથી તે ઉલટમંદ ઉઠયો. તેણે ઘંટ વગાડયો, અને જે આદમી આવ્યો તેની પાસે પોતાનો ઓવર કોટ, ટોપી અને 'ગ્લવઝ' (હાથનાં મોજાં) મંગાવી લીધાં.

તે એ મુજબ તૈયાર થઇ, લાકડી લઇ, પાઉંપ્યાદો નીકળી પડયો. લીલબર્નનું મકાન તેના પોતાના મહેલથી કાંઇ વેગળું નહિ હતું, અને તેને ગાડી જોડાવવાનો હુકમ આપવાની દરકાર કરી નહી.

લૉર્ડ લીલબર્ન, તેના બનેવીએ માની લીધું હતું તેમ, સારાં નસીબે ઘરમાંજ હતો. તે ડ્રૉઇંગ રૂમમાં પોરપખાળ બગીચામાં ઉઘડતી કુશાદે બારી આગળના એક મોટા દીવાન પર અરદાઇ પડેલો હતો, કે જ્યારે બાજુમાંની એક ટેબલપર ફ્રાંસના ઉંચામાં—ઉંચા વાઇન્સ અને ઘણી તોફે ફ્રુટ, કાપેલી તેમજ આખી, મોટા જથ્થામાં મોજુદ હતાં. ઓરડામાં ભભુકદાર રોશની હતી, અને બારીમાંથી બાહેર જોતાં તારાની ઝાંખી રોશનીમાં તે ઉંઘતો વિશાળ બગીચો તેટલોજ દીલકસ દેખાતો હતો.

તે લંગડો—લૉર્ડ લીલબર્ન—પોતે અરડાઇ પડયો હતો તે સોફામાંથી ઉઠવા જેટલી પણ સભ્યતા બતાવી શક્યો નહિ. તે પડીજ રહયો, જ્યારે લૉર્ડ બોફર્ટનું નામ પોકાર-

વામાં આવ્યું, અને જ્યારે તે પરદો આર્લ આગળે બારણે અંદર દાખલ થયો ત્યારે તેને મગજુતીથી લાગ્યું કે સામેના એક ઓરડાનું બારણું ઉઘાડી સીલ્ક અને સૅટીનમાં સજ્જ થએલો એક ઉંચો આકાર તે ઓરડામાંથી ઉતાવળે સરી ગયો, અને બારણું બંધ કરી પરદો પાછો નાખી લેવામાં આવ્યો, જે હજી પણ હાલતો હતો! એ કોણ? લૉર્ડ રૉબર્ટ જરા અજબ થયો. અત્યારે તેના સાળાની કંપનીમાં એ અજાણ્યા કોણ? પણ પોતાનો સાળો કેવો નેક નામીનો નમુનો હતો તે એ બનેવી સારી રીતે જાણતો હતો, અને તેનું પોતાનું મગજ હાલમાં દુખ અને ચીંતાના ધુંવાથી એવું ભરાઈ ગએલું હતું કે તેને આ નાહના બનાવ પર અત્યારે ધ્યાન આપવાનો વખત કે બીજુંજ નહિ હતું!

તે પાધરો લૉર્ડ લીલબર્ન આગળ ગયો, અને તેણે બતાવી તે ખુરસીમાં તેની સામે બેઠો.

લૉર્ડ લીલબર્ને તેને ધ્યાનથી સાંભળ્યો. પેહેલાં તો તેને પેલી કોઈ પરદા પછવાડે છુપાઈ ગએલી નાજનીન જોડેની દીલખુશ ગુફતેગોમાં દખલ આપતો તે બનેવી આવ્યો હતો તે ઝેર જેવું કડવું લાગ્યું હતું, પણ કાંઈ બી ઘણું અસાધારણ બનેલું હોય નહિ ત્યાં સુધી તે અત્યારે તેને એમ ડીસ્ટર્બ કરતો આવેજ નહિ એ ખ્યાલ અને ખાત્રી થતાં તે થોડેક વધારે ધ્યાન આપતો થયો, અને લૉર્ડ રૉબર્ટે રજુ કરેલું દસ્તાંને દીલરૂબા તેને પડયા પડયાએ, છાતી પર હાથમાં હાથ મેળવેલા નાખી રાખી, પુર ગંભીરાઈથીજ સાંભળ્યું.

અવલ તો શરૂં કેમ કરવું અને કહેવું શું તેજ રૉબર્ટ કદાને સુજ્યું નહિ, અને તે ઘણો ગુંચવાયો, ઘણો ગભરાયો અને ઘણો તોતરો બોબડો થયો; પણ પછીથી જેમ તેમ પોતાનાં મન પર કાબુ મેળવી તેણે પોતાના તે રાતના નહિ નોતરેલા પરોણાને લગતી સઘળી કેફયત બ્યાન કરી, અને પછી પોતાના એ ધોતાળ સાળાની કાબેલ્યતભરી સલ્લાહની આર્જુ કરી.

"હું તો ધારતો હતોજ કે આ અતેરૂં થાએછ," તેણે તે સાંભળી સાંભળીને જવાબમાં કહ્યું, "મને તો ચોક્કસ વહેમ અને ખટકો હતો જે તમારો ભાઈ હદદાર લગનથી એ પોરી સાથ પરણેલો હોવો જોઈએ. એમ હોતે નહિ ત્યાં સુધી એ તમારી મરનાર ભાભી એટદમ કૉર્ટની દેવડીએ પોંહોંચી જવાની હિમત કરને નહિ. જ્યાં દગો હોય ત્યાં જુઠા પુરાવાઓ ઉભા અને એકઠા કરવાની ફીકર ઘણી રાખવી પડે, પણ જ્યાં સચ્ચાઈ હોય ત્યાં લોકો પોતાની નિર્દોષતાનેજ બચાવ અને ફતેહની એવી જોરાપર ઢાલ માની લે છે કે તેઓ એવો દાવો માંડવા વારજ લગાડતાં નથી. એમ છતાં હું નથી જોતો કે તમને એમાં બીહીવાનું કે અફસોસ કરવાનું શું હોય?"

"બીહીવાનું કે અફસોસ કરવાનું નહિ?" લૉર્ડ રૉબર્ટ બોફર્ટ ગુસ્સાથી છછણી પડ્યો; "તું બી શુ ઘેલાં કાઢેછ? જો આયંદા એ લગન હકદાર પુરવાર થાય તો માહરો મરો અને નાશજ થઇ જાય કેની?"

"પણ લગન હકદાર પુરવાર થાય ત્યારે કેની?" લૉર્ડ લીલબર્ન તુચ્છકારનું હસ્યો, "માહરા ખ્યાલ મુજબ આ આદમી ફક્ત તમને ડરાવી દબરાવીને નીચાવવાજ આવેલો છે. એની પાસે કાંઇ સંગીન પુરાવા હોવા જોઇએજ નહિ, કેમકે તેવા પુરાવા હોતે તો એ પાધરો તમારી પાસે આવવા કરતાં મરનારોના પોરયાઓ પાસેજ જવાનું વધારે પસંદ કરતે. તેના જેવો એક લુચ્ચો સારી પેઠે સમજતો હોવોજ જોઈએ કે તમારા કરતાં પેલાઓ એવા સંજોગોમાં તેને વધારે છુટ્ટા હાથે અને દુલ્લાં દીલથીજ નવાજે. ખુદરતનો એ કાયદોજ છે. ચોરનાં પગલાં ચોર પીછાંણે, અને હું પોતે એક મોટો લુચ્ચો હોવાથી લુચ્ચાઓની તબ્યત સમજી શકું છું. આ માણસને લગનનો કોઈ એકાદો સાક્ષી મળ્યો હોય અથવા એ પોતેજ તે સાક્ષી હોય તે બનવા અને માનવા જોગ છે, પણ બીજો સાક્ષી અને લગન કરનાર પાદરી બંને પેલી દુન્યામાં પોંહોંચી ગયા છે કે જ્યાંથી કોઇ પાછું આવતુંજ નથી. લગનનું રૅજીસ્ટર મલી શકતું નથી, અને ખુદ લગનની સરટીફીકેટ વટીક નદારદ છે, તો પછી તમને બીહીવાનુંજ શું હોય? એવા એક એકલડોકલ માણસની જુબાનીપર કઇ કૉર્ટ એતબાર લાવે અને કાંએ? તમારે ખાત્રી માનવી કે એક શ્રીમંત સાંમે એક રખડેલ ગરીબની જુબાની, તે ગમે એવી ખરી જુબાની હોય તોપણ, ઘડીભર પણ નીભી શકતી નથી. પૈસાનું રોગાણ અને ચલકજ ઓર છે, અને એક પૈસાવાલો કૉર્ટની આંખમાં જેટલો સાચ્ચો લાગે તેટલો એક ગમે એવો સાચ્ચો ગરીબ કોઇ કાળે લાગવાનો નથી! ફુ—તમે અમથાજ બીહી ગયા!"

લૉર્ડ રૉબર્ટની છાતી પરથી એક મસ મોટો પહાડ ઉંચકાઇ ગયો! તેણે પોતાના સાલાની, તેનીજ પોતાની પક્ષની, જોરાવર દલીલનું વાસ્તવીકપણું તુરત જોઇ લીધું અને તે ઘણી ધીરજ પાંમ્યો.

"ઓ લીલ, તું કેટલો ક્લેવર છે!" તેણે મોટા સંતોષથી રાજીરાજી થતાં કહયું; "તેં મને જાણે જીવતદાન આપ્યું, નહિ તો હું માહરી ઉંઘ ને ભુખ બેઉ આજ રાતથી ખોહીં બેસ્તે!"

"બીહીવા આગમચ બીહીવાને કાંઈબી પાયદાર કારણો છે કે નહિ તે હંમેશ દાનાઈથી અને સંભાળથી તપાસવું જોઈએ," પેલો વધતો ડાહયો કાગડો થયો; "હું એ તમારા મુફલીસ સગાંઓને ધીક્કારૂં છ, અને તેથી તેઓને બદલે તમે એ ઉમરાવપદ અને કરોડો મેળવવા પાંમ્યા તે હું વધારે ખુદાવાજબી ઠરાઉંછ—ખાસ કરીને માહરી બહેનને ખાતર. હવે તમે તમારાં મન પરથી એ

કે કાલે તમને માહરી બેહેન વીન્ટરગીગર બોલાવેછે ને ખુશાલ ચાલ્યા જાઓ. ઉતાવળથી પાછા ફરવાનીબી કાંઈ જરૂર નથી. આવતા મંગળવારે રાત્રે તે લુચ્ચો પાછો આવશે ત્યારે, તમારે બદલે તમો કહેશો અને રજા આપશો તો, હું પોતેજ તેને મલશ."

"ઓ, ત્યારે તો ઘણીજ મહેરબાની—ઘણીજ!" લૉર્ડ રૉબર્ટે ખુશાલીથી કહ્યું; "તું જરૂર એમ કર, માહરા દોસ્ત. તું તે બદમાશને પોંહોંચી શકશે."

"ખુશીથી," લીલબર્ને સધ્યારો આપ્યો, "તમે તમારે જાઓ અને નિરાંત કરો. તમારૂં કાંઈ કામજ નથી. આવતે મંગળવારે રાત્રે હું તમારે ત્યાં હાજર રહેવશ, ને તે આવશે ત્યારે તમારે બદલે હું તેને મળશ. તમારા સોલીસીટર બ્લૅકવૅલ કરતાંબી માહરી ખાત્રી છે કે હું એ બાબદમાં વધતી હુશયારીથી કામ લેઈ શકશ. તે લુચ્ચો છે તો હું છપ્પન છું, વાસ્તે હાલ બ્લૅકવૅલને પણ એ બાબદ સર કાંઇબી જાણવા દેવાની જરૂર નથી. તમે તમારે સુખેથી કાલે સહવારે સીધારો. બાઈ ધ બાઈ, તે લોકો કાંએ તમને એટલી તાકીદથી ત્યાં બોલાવેછ?"

"અરે હા, તે તો હું ભુલીજ ગયો. હું તેમાંબી તાહરી સલ્લાહ લેવાનો હતો, લીલ," લૉર્ડ રૉબર્ટે કહ્યું, અને પછી પોતાની પૉકેટબુકમાંથી પોતાની પરણેતરનો કાગળ કાઢી તેને પાસ કરતાં વધાર્યું; "આ વાંચની તાહરી બહેનનું કાગળ. તુંને બધી સમજ પડશે".

લૉર્ડ લીલબર્ને તે લીધું, અને ઉતાવળે તે ઉપર આંખ દોડાવી ગયો. તે એક એવી જાતનો પ્રવીણ લુચ્ચો હતો કે જે લુચ્ચાઓ ખરેખર ઘણા બાહોશ થાય છે, અને થોડુંક જોતાં સાથે ઘણું ઉપાડી લઈ શકે છે.

"ઓ, આપણી મીલીનાં લગનની વાત ચરચાએ છે", તેણે ખુશાલીથી પોકાર્યું; "ઘણી સારી વાત, પણ એ ચાર્લસ સ્પેન્સર છે કોણ? તમારી આ બૈરીનાં લખાણ પરથી એમ તો કાંઈ લાગતું નથી કે તે ઘણો ચીકાશવાળો હોય?"

"સાધારણ ઠીક છે," તેના બનેવીએ જવાબ કર્યો; "હું પોતેબી તે પોરયાને જાણતો કે ઓળખતો નથી, પણ તાહરી બેહેન લખેછ કે એક પૅનીબી આપણને રીતમાં આપવી પડવાની નથી, અને ઘરડો સ્પેન્સર જે દહાડે ખાપરી જાય તે દાહડે તેનો એ પોરીયોજ તેનું જે છે તેનો માલેક થવાનો."

"પણ છે, કેટલુંક?"

"વરસ દહાડે વ્યાજવટાવથી ખાસ્સા ત્રણ હજારથી ચાર હજાર પાંઉન્ડ ચાલુ આવતા રહે એટલું."

"ઓ, તેટલાંથી શું રાજી થઈ ગયા?" લીલબર્ન ફફડી પડયો; "એવું ભીખારડાપણું એ તમારાં બચ્ચાંને વાસ્તે તમને ગમ્યુંજ કેમ?"

"તું ભુલીજ જાએછ, લીલ, કે મીલી એક દીકરી છે, અને દીકરીઓ તો પારકું ધન કહેવાય," તે જમાને ફીલસુફે પુર ગંભીરાઈથી સમજાવ્યું; "જો મીલીને આપણે કોઈ વધારે સારે અને ઉંચે ઘેર પરણાવીએ તો આપણી તરફથી રીતમાં પચીસ પચાસ હજાર તોલ્યા વગર કાંઈ ચાલે? ત્યારે આય તો માહરાં મનથી સુન્નાંથી પણ પીલું થાય છે. આપણી ગીરોથી એક પૅની પણ આપવાની નહિ, અને આપણે માથેથી બલા બાહરોબાહર ટળે!"

લુચ્ચો લીલબર્ન પોતાના સુફીયાણા બનેવીના આ બધા ફરમાશુ વિચારો ઉપર ઘણે મોટે સાદે ઘણા ધીક્કારનું હસ્યો, અને લૉર્ડ રૉબર્ટને ઘણું ખસ્યાણું લાગ્યું.

"તું એમ હસેછ, પણ તુંને ખબર નથી, લીલ," તે કગળી પડયો, "આરથર હમણાં હમણાં હાથનો એવો ખરચાલુ અને છુટટો થઈ ગયોછ કે મને એ પોરયાને વાસ્તે બીહીબીહીને મરવું પડેછ. તું બચરવાલ નથી એટલે એમાં તું નહિ સમજે."

"હા બા, એમાં આપણે કાંઈ નહિ સમજ્યે, અને તમો જેવા સ્વાર્થી અને મતલબી મા બાપોને તો ખોદાયજ સમજે!" લૉર્ડ લીલબર્ન જે પોતાના આ તુચ્છ બુધ્ધીના લોભ્યા બનેવી વાસ્તેનો પોતાનો ધીક્કાર જીતીજ નહિ શકતો હતો તેને કહયા વગર ચાલ્યુંજ નહિ; "હું એ વાતમાં મત આપવા માંગતો નથી. તમારે ગમે તે કરો. આપણી એ લાઈન નહિ, પણ સબર—એ વીન્ડરમીયર ખાતે રહેનારો સ્પેન્સર કોણ? સ્પેન્સર! સ્પેન્સર!" તેણે માથું ઘવરતાં અને બાલ ખેંચતાં યાદ કર્યું, "પેલો સ્પેન્સર તો નહિ કે જે આરથર સાથે તમારા મરનાર ભાઈના નાઘલા દીકરાનો કબજો મેળવવા હરીફાઈમાં ઉતર્યો હતો, અને આરથરની જોડેજોડ તે પોર્યાની જુસ્તેજો ચલાવી રહ્યો હતો? તેજ હોવો જોઈએ. તે વીન્ડરમીયર ખાતેજ રહેતો હતો. ત્યારે તો એજ બેહતર છે. એક ફેરો જઈજ આવો. કદાચ તેને મલવાથી એ તમારા ખોહવાઈ ગએલા ભત્રીજાને વાસ્તેબી કાંઈ તમને ખબર મલે."

"હા, હા, હું એમજ કરશ," લૉર્ડ રૉબર્ટે હવે પોતાની પરણેતરનું કાગળ લઈને પોતાની પૉકેટબુકમાં પાછું મુકતાં અને તે પૉકેટબુક પાછી ખીસાંમાં ઠેસવતાં જરા ઉલટમંદ કહ્યું, "એજ બેહતર છે, અને ત્યારે કાલે સહવારે હું એ તરફ જવા ઉપડી જવશ. ઠેંક્યુ—તાહરી સાથની મીલાકાતથી મને હજારો મદદ થઈ. માફ કરજે, અને હવે ગુડનાઈટ."—અને તે જવા ઉઠયો. તે આ લુચ્ચાની સલ્લાહ શોધતો આવ્યો હતો ખરો, પણ બાજે વખત તે બોલીદરાજ મોઢાંનો ઘણો છુટટો થઈ જાંણતો હતો, અને બેહેન બનેવીને વટીક, જરૂર પડે ત્યારે, ટાણાજાણીથી વીંધી નાખવાને ચુકતોજ નહિ, એટલે તેણે હવે નાહસવાજ માંડયું! તેની આગળ એમીલી સંબંધી સ્વાર્થી લોભને લગતાં નીચપણામાં પકડાઈ આવવાની તેણે ભુલ કરી હતી, વાસ્તે

રખે તે કાંઈ વધતું બોલીને તે સંબંધમાં તેને અટકે ને પજવે તે ફીકરથી તે હવે ઉઠયો, અને શેકહૅન્ડ કરી બારણાં તરફ તેણે પાછું ચાલુંજ મુક્યું!

---

## પ્રકરણ ૪૮.

પણ તે બારણાં સુધી ગયો, એટલે લીલબર્ને તેને પાછો બોલાવ્યો.

"ધ્યાન રાખજો હો, રૉબર્ટ," તેણે ચેતવણીરૂપ કહ્યું; "હું આવતે અઠવાડીએ પેલાને તમારી તરફથી મલશ તે ફક્ત એટલાજ માટે કે તે કેટલાં ઉંડાં પાણીમાં રમત કરે છે તે શોધી આપવા; પણ જો માહરી ખાત્રી થશે કે તેના પાસ મજબુત મુદદાઓ છે તો પછી તેની સાથે સમજુત કરવાનું હું તમારી પરજ રાખશ."

"તે કેમ વારૂ ?" બોફર્ટ થોડોક અજબ થએલો અંદર ઓરડામાં પાછો ફર્યો.

"તે એટલા વાસ્તે કે તે ઘણું 'ક્રીમીનલ' થશે," લુચ્ચા લીલબર્ને પક્કાઈથી સમજાવ્યું; "જો એ તમારા ભાઈનાં તે મરનાર જોડેનાં લગન હકદારજ હોય—અને માહરી પોતાની તો મેં તમોને કહ્યું તેમ પકી ખાત્રીજ છે કે એ ખરેખરાં હક્કદારજ લગન હતાં—તો પછી ખરાં હકદારોનો હક લુટવામાં તમને મદદ થવાના ચાર્જમાં હું સંડોવાવા ચાહતો નથી. એ જોખમ ઘણો મોટો થશે, અને માહરે કાંએ કશીબી હાંસલ વગર એ કાળાં પાણીનો સોદો કરવો જોઈએ? તમને સમજ પડેછ કેની?"

"હું હજી બરાબર સમજતો નથી, લીલ," લૉર્ડ રૉબર્ટ થોડોક પાછો ગભરાયેલો દેખાયો; "તું બરાબર ખુલાસાથી બોલ. તું કેહેવા અને કરવા શું માંગેછ?"

"મને બરાબર સમજી લેઓ," લીલબર્ને દેખીતી રીતે કંટાળો ખાતાં કહ્યું; "આવતે મંગળવારે હું જો એ લુચ્ચાને તમારી તરફથી મલશ તો તે ફક્ત તમારી ફસાવતનું પ્રમાણ નક્કી કરી આપવાજ જાણવું; પછી જો તેની સાથે સમજુતી કરવીજ પડે તો તે તમારૂં કામ છે. તેમાં હું કશો ભાગ લેવશ કે મદદ કરશ નહિ."

"પણ ત્યારે તું તેને જતો તો નહિજ મુકશે? તેને માહરી સાથની બીજી એક મીલાકાત વાસ્તે સાચવી તો રાખશેજ કેની?" બોફર્ટે આતુરતાથી પુછ્યું.

"ઓ ખચીતજ; તે વાસ્તે તમે બેફીકર રહો," પેલાએ જવાબ કર્યો; "હું તેને મલીને બીજેજ દીવસે વીન્ડરમીયર ખાતે એ મીલાકાતનો રીપોર્ટ અને તે બાબેનું માહરૂં મત તમને લખી મોકલશ; પછી તે છે અને તમો છો! લુહાર લોહું ફોડયા કરજો."

"ઑલ રાઈટ, એમ કરજે ત્યારે," તે ઘરડા અર્લે નાચારીનું કહ્યું, અને તે આગળ જવા ઉઠયો હતો તે કરતાં થોડોક વધતો નાસબર અને બેકરારજ તે ઓરડામાંથી હવે બાહેર પડયો.

લીલબર્ને તેને ઉતરી જવા જેટલો વખત આપ્યો, અને પછી ઘંટ વગાડયો, જેના જવાબમાં તેનો પુરાણો અને અતિ વિશ્વાસુ ખીદમતગાર ડાઈકમૅન દોડી આવ્યો.

"કાંય ડાઈક, પેલી ગઈ કે?" તેણે થોડીક ઈંતેજારીથી સવાલ કર્યો.

"હા, માહરા લૉર્ડ, તે તો તરત ચાલી ગઈ."

"તેજ બેહતર છે," તે લુચ્ચા લંગડા ઉમરાવે થોડાક છુટકારાથી કહ્યું; "હવે એ પાછી આવે તો એને દાખલ કરવા જરૂર નથી, કેમજે એનામાં કંઈ મને એટલી રામ લાગતી નથી, ને એનાથી આપણું કામ સુધરે કે પાર ઉતરે એ સંભવતું નથી. એ તો તું પોતેજ કુનેહથી અને સીફતથી પાર ઉતારી શકશે એમ મને લાગેછ. એ પોરીમાં કાંઈ છેજ એટલું ખેંચાણકારક કે એને મેં એની વર્ક બાસ્કેટ સાથે નીચી નજરે ચાલી જતી પહેલી વખત જ્યારે રસ્તાપર જોઈ ને જોઈ—"

"હું એને વાસ્તે થોડીક વધારે ખબરો મેળવવાને પછીથી નસીબવાન થએલો છું, માહરા લૉર્ડ," તે ખીદમતગારે તાબેદારીના તોરથી કહ્યું.

"ઓ, તે તો ઘણુંજ સારૂં!" કમીનો લીલબર્ન જ્યાદા ઉશ્કેરાયો; "તે શું છે?"

તે નોકરે તે માલીકના કાનપર પડીને કાંઈક કહ્યું.

"ફુ, એમાં તે શું મોટી વાત?" તે ઉમરાવે તુચ્છકાર કર્યો.

"તે હું એટલા વાસ્તે કેહુંછ, નામવર, કે એવી એક મુફલીસ ગરીબને હાથ કરવામાં કશી માલદારી કે નામદારી થવાની નથી. તે આપ તમારા આલા દરજ્જાને પેશ આવતું થશે નહિ."

"તું તો ગધેડો છે!" તે લુચ્ચો ઉમરાવ હસ્યો; "એક ચેહેરેનમુન છોકરીને તેની ખુબસુરતીને વાસ્તે મેળવવી અને જીતવી તેમાં મુફલસી અને ગરીબીનો બાધજ શાંનો હોય? એ તો અમો શ્રીમંતોનો ખુદાને ઘરથી ઉતરી આવેલો એક હકજ કહેવાય! પૈસા ખરચ્યે અને ગમે એમ મન સોહોવાડયે. તું વળી એવો ફીલસુફ કયે દહાડે થયો? લે ચાલ, આ જાદુઈ લાકડી તાહરા હાથને લાગશે તો તું આ એક સન્યાસીનું તાહરૂં સાધુસંતપણું ભુલી જશે અને માહરૂં કામ આસાન કરી આવશે!"

અને તેમજ હતું. પેલાએ એમ કેહેતાં ખીસામાંથી કાઢીને સોનાના સીક્કાઓની એક થેલી પેલા ખીદમતગાર પર હસ્તે મોંઢે ફેંકી, જે તેણે એક ચીલનીજ ઝડપે ઉપાડી લીધી, અને ત્યાર પછી તે પોતાના માલીકના મતને વધતો મળતો થએલો જણાયો!

"લે ચાલ, હવે જા," તે કંગાલ ઉમરાવ મુરબ્બીગીરીના દેખાવથી બોલ્યો; "એવાં તો તેં આગળ ઘણી વખત માહરાં ઘણાં કામો કરી આપેલાં છે, અને તે છતાં જીંદગીમાં પેહેલીજ વાર મને તેં આજે આય નેકી સેકીની વાત કહી સંભળાવી! તું કહેછ તેટલી હદ સુધીની ગરીબ અને તે છતાં નેક? માનતોજ ના, ગવેડા, માનતોજ ના! એ ગરીબો તો પૈસાની પુતળીઓ સૌથી વધારે! ખણખણ કરતો પૈસો બતાવો કે છુમછુમ નાચતી આપસી મેળે એ ગરીબ વર્ગની અપસરાઓ તમારે ઘેરે ચાલી આવે! વળી તુંજ કહેછ તેટલી બધી નાધલી ઉંમરની છે અને બીચારી થોડીક અભણ પણ હોશે, ત્યારે વળી એવો એક શીકાર પસરાવી લાવવાની મુશ્કેલી તાહરા જેવા એક લુચ્ચાને વાસ્તે હોયજ શાંની?"—અને ખીદમતગાર ડાઈકર્મેન વધારે ઉલટમંદ થએલો અને વધતી હિંમત પાંમેલો નમીને ચાલતો થયો.

એ પછી થોડાજ વારમાં કેટલાક દોસ્તોની એક ટોળી લીલબર્નને ત્યાં રાતની શાહુકારીભરી રમત સારૂ દાખલ થઈ. બધા સારે ઘેરના, ઉંચી પંકતીના અને દમામદાર ડ્રેસ થએલા અમલદારો હતા, અને આજે જુગારની કાર્ડટેબલ લીલબર્નને ત્યાંજ માંડવાનું નક્કી થયેલું હોવાથી, એક પછી એક, વખત થતાં, આગમચથી થઈ ચુકેલા ઠરાવ અને વાયદા મુજબ, તે વંઠેલ લંગડાના આરસ્તા ડ્રૉઈંગ રૂમમાં ભેગા મલ્યા. તેઓમાં ત્રણેક તો ફૉરેનર્સ—ફ્રેંન્ચમેન—હતા, જેઓ બધા ઘણા અચ્છી રીતે ડ્રેસ થયલા હતા, અને ફ્રાન્સની આગેવાન સોસાયટીનાજ હોય એમ સહજ જોઈ શકાતું હતું. દીસતુંજ હતું કે લીલબર્ન છેલ્લો પેરીસ હતો ત્યાં તેઓ જોડે તેની ઓળખાણ થઈ હતી, જેણે પછીથી દોસ્તીનું રૂપ પકડયું હતું, અને ત્યારબાદ ફ્રાન્સમાં બરપા થયેલા બળવાનાં પરિણામમાં જ્યારે દશમા ચાર્લ્સ રાજાને પોતાનું રાજધાની શહેર મુકીને પરાગંદે હાલે પોતાનો જીવ બચાવવા નાહસવું પડયું, ત્યારે રાજાની પક્ષના જે મોટા રાજ્યધિકારીઓને બરતરફ અને દેશબદર કરવામાં આવ્યા હતા તેઓમાંના આ ત્રણ ચાર હતા. તેઓ ગંભીર, દસ્સાબાજ અને રોબવંતા હતા. તેઓની ભરાવદાર મોટી મુછની અણીઓ કાઢેલી હતી અથવા તે અણીઓ ઉપર લઈને તેઓના આંકડા વાળેલા હતા, ઠુમકી દાઢીઓ અચ્છી રીતે ત્રીમ કરેલી હતી, અને સામટી રીતે તેઓનો આખો દેખાવ રાજદ્વારી હતો.

પહેલાં તો તેઓ દસ્સામાંજ આવ્યા, પણ બોલીદરાજ લીલબર્ને જલદીજ તેમને પોતાની બટકબોલીથી ઘેરીતાબારીતા કર્યા, અને જ્યારે રમત તેના પુર બાહારમાં અને જોસમાં ચઢી ત્યારે ઉશ્કેરણીના જોશથી તેઓ વધતા ગરમ થયા, અને પોતાનો ટેકાવ વધારે ભુલીને વધતા મલતા થઈ ગયા.

એમ મોડી રાત સુધી રમત ચાલી, અને તેઓ 'સપર' લેવા ડાઈનીંગ હૉલમાં ગયા ત્યારે છેક પાછલી રાત થવા આવી હતી એમ કહીએ તો ચાલે. તે વખતે તેઓ

વાતચીતમાં તેમજ હસવા બોલવામાં એકત્ર અને એકમળતા થઈ ગયા હતા; કે જેવામાં અજાયબ જેવી રીતે વાતે પૅરીસની પેલી ચેહેરેનમુન સુંદરતા અને નીરદોષતા—નવજવાન યુજીની-ડ-મરવીલ—પર વલાંણ લીધી. તે લખોપતી નાજનીને પૅરીસના કંઈ કંઈ મોટેરા-ઓનાં, તેણીની દીલજીત ખુબસુરતીનાં કારણથી, દીલ છેદીભેદી નાખ્યાં હતાં, અને લીલબર્ન તે જાંણતો હતો.

"પણ સબર, ચૅપલ, તેં મને હજી પેલા તાહરા સત્તાધિકારી દોસ્ત સાથે કોઈ દહાડે ઓળખાવ્યો કેમ નથી?" લીલબર્ને યાદ થતાં કહ્યું.

"કોણ—વૅાડમન્ટ સાથે?" તે કોઈ મંસ્યેર ચૅપલે અજબ થતાં સવાલ કર્યો; "તે મલે છેજ કોણને અને મલવા માંગે છેજ કોણને? એના જેવો એકાંત સાંધનાર અને એક માગીં ઑફીસર અમારા આખા સ્ટાફમાં અમે બીજો કોઈ જાંણ્યો નથી."

"ત્યારે બરયલ છાનું છે—એમ?" લીલબર્ન તુચ્છકારનું હસ્યો.

"જરાબી નહિ," એક બીજા ફ્રૅન્ચ ઑફીસરે ગરમાવથી જવાબ કર્યો; "એના જેવો મલતાવડો, નમાનો, મીઠઠા સ્વભાવનો અને બોલીદરાજ બીજો કોઈકજ થતો હશે; પણ એ પોતાના દરજ્જાના નિભાવ વાસ્તે સદા ખંતીલો રહે છે, અને ધસીને ઓળખાણો કરવા અને ઓળખાણો વધારવા ચાહતો નથી. ખરો બાહોશ માણસ છે."

"તે મેં સાંભળેલું છે, અને તેથીજ તો એને મલવા અને ઓળખાણ કરવા હું ખરાં દીલથી ચાહું છું," લીલબર્ને જવાબ કર્યો; "અને જ્યારે આએ છેલ્લાં ફ્રૅન્ચ રૅવોલ્યુશન પછી દેશબદર કરવામાં આવેલા રાજ્યધિકારીઓમાં એ પણ હાલમાં તમારી સાથે લંડન આવેલો સંભળાએછ, ત્યારે એવા બાહોશ આદમીને મલવા અને તેની ઓળખાણ કરવા મને વધારે ઉલટ થાએ છે."

"ખરોજ બાહોશ!" ત્રીજા ફ્રૅન્ચમૅને લીલબર્નના બાહોશ બોલનો તુરત પડઘા પુકાર્યો; "બાહોશ હતો ત્યારે તો લશ્કરમાં દાખલ થવા પછી પદવી દર પદવી એક તડાકે અજબજેવી સીતાબીથી વધતોજ ગયો અને રાજાનો આટલો માનીતો થયો કેની?"

"તમે ગમે તે કહો," વલી પેલો ચૅપલ હયાં વચ્ચે પુરાયો, "પણ હું ખાત્રીથી માનુંછ કે ડ-વૅાડમન્ટ એનું ખરૂં નામ નથી. ડ-વૅાડમન્ટ આગમચ એનું ખરૂં નામ કંઈ બીજાું અને જુદું હોવું જોઈએ."

"ત્યારે ડ-વૅાડમન્ટ એ ક્યારથી થયો?" લીલબર્નના એક ઈંગ્રેજ દોસ્તે વાતમાં રસ લઈને પુછયું.

"એ વાત હું પોતે જાણુંછ ત્યાં સુધી એક કાહાંણી કીસ્સા જેવી છે," ચૅપલે કહ્યું, "માડામ યુજીન-ડ-મરવીલ જેની આપણે હમણાંજ વાત કરતા હતા, અને જેણે

ભલા ભલા મોટેરાઓની કાકલુદી અને આજીજીને કોઈ દહાડે કશીજ મચક મલવા દીધી નથી—"

"અને તે નાસીપાસ થએલા લવર્સમાં મને કહેવાની રજા આપો, મંસ્યેર ચૅપલ, તો હું કહીશ કે તમે પોતે પણ એક છો!" તેનો એક જોડીદાર ઑફીસર હસ્યો.

"વૅલ, હું તે વાત નાકબુલ જવા જેવો હિચકારો થવા ચાહતો નથી," ચૅપલે કબુલ કર્યું, અને તરત વધાર્યું; "અને ત્યારે હવે આપણી અસલ વાતપર પાછા આવતાં, ખરી વાત એટલીજ છે, દોસ્તો, કે એ અજીત માડામ ડમ્મરવીલનું દીલ કોઈ નહિ પણ એ જવાંન કાંઈ અજબ જેવી રીતે જીતી શકયો હતો! તેઓની ઓળખાણ કેમ, કયાં અને કયારે થઈ તે કોઈ જાણતું કે કહિ શકતું નથી; પણ એ ઓળખાણે પ્યારનું ઘાડું રૂપ ધારણ કરવા પછીજ એ વાત અજવાળાંમાં આવી."

"અરે પણ એણે ડ-વૅાડમન્ટનું નામ શી રીતે ધારણ કર્યું એ તો તમે કહેતા નથી અને એ વાતપર કયાં ચાલ્યા?" એકે અધીરાઈથી તાપસી પુરી.

"માહરા દોસ્ત, ધીરે! માહરી વાતની વચ્ચે તમારે એમ ઉતાવળી ગોલાંટ ખાવાની કંઈજ જરૂર નથી. હું હમણાં તેજ કહેવા જતો હતો," મંસ્યેર ચૅપલ ગંભીરાઈનું હસ્યો, અને પછી વળી તેણે આગળ ચલાવતાં કહ્યું, "એ માડામ ડમ્મરવીલનો વાઈકાઉન્ટ વૅાડમન્ટ એક ચાહક અને મુરબ્બી હતો. તે એ છોકરીને એક પુત્રીના વાહલથી ચાહતો હતો, અને પછીજ તેજ ફીદાગીરી સાથ માડામ ડમ્મરવીલને ખાતર એ જવાનને પણ તે ચાહતો અને વખાણતો થયો—એટલે સુધી કે પોતાનો દીકરો હોય તેમ તેણે તેની પાસે પોતાનું ફેમીલી નામ ધારણ કરાવ્યું, અને પોતાનાં ઉમરાવપદ તેમજ શ્રીમંતપણાંના બોહળા લાગવગથી રાજાપર વગ ચલાવી તેને લશકરમાં દાખલ કરાવ્યો, જ્યાં આય રીતે પાયરી દર પાયરી વધીને એક લેહજામાં તે આબાદ થયો."

• "ખચીત આય તો એક કાંહાંણી કીસ્સા જેવીજ વાત છે ત્યારે!" લીલબર્ન હસ્યો.

"હા, મગર તે એક 'સીક્રેટ' છે, અને ઘણાંજ થોડાંઓ તેથી વાકેફ છે, એટલે માહરી તરફથી એ વિગત તમો સાહેબો જાંણવા પાંમ્યાછ એમ કોઈ બી દહાડો જાહેર થવું નહિજ જોઈએ. મને તમારી દોસ્તી અને ગૃહસ્થપણાંમાં પુરતો એતબાર છે," મંસ્યેર ચૅપલે કહ્યું, કે જ્યારે બધાઓએ તેનો એ વિશ્વાસ પવિત્ર લેખવાની તાબડતોબ એકે અવાજે ખાત્રી આપી તે કેહેવું જોઈશે?

"બેશક, આદમીનો સીતારો બદલાએછ ત્યારે તેનો ઉદય થતાં વાર લાગતો નથી, અને તે આય માહરા દોસ્ત ડ—વૅાડમન્ટના બાબમાં મેં બીલકુલ ખરૂં આવેલું જોયું છે," ચૅપલે જારી રાખ્યું.

"ખરો લકી ડૉગ!" તે નાહની ટોળીમાંના વળી એક બીજા ઈંગ્લીશમૅને લગભગ અદેખાઈથી કહ્યું; "અને ત્યારે તે પેલી તમારી ચેહરેનમુન માડામ ડ્મરવીલનો હાલમાં તો ભાગ્યશાળી ભરથાર પણ થઈ બેઠો હોશે?"

"હજારો અફસોસ, કે નહિ!" પેલા ફ્રેન્ચ ઑફીસરે ઉંડી ગમખ્વારીથી કહ્યું; "આદમીઓનું ધાર્યુંજ જો થતું આવતું હતે તો બનવાકાળમાં કોઈ માનતેજ નહિ, અને બનવા કાળ જેવું આપણા વચ્ચે કાંઈ હોતેજ નહિ! હું કહેવાને ખરાં દીલનો શોક કરૂં છું, સાહેબો, કે તે નેકબખ્ત નાજનીન ભર જવાન વયે નેકીનુંજ મોહોત પાંમી ચુકી છે!"

"મરી ગઈ?" તે મંડળીમાંના ઘણાકોએ એક મોટો 'શૉક' ખાતાં લગભગ સામટા અવાજે પુકાર્યું.

"હા, મેં કહ્યું તેમ, નેકીમાંજ પુરી થઈ," તેણે કહ્યું, કે જ્યારે તે દીલજીત બાળાને એક વખત ચાહનારા તે ઑફીસરનો અવાજ હાલમાં તે એ ગમખ્વાર વાત કરતો હતો ત્યારે દુખથી દીસતી રીતે ધ્રુજતો સંભળાતો હતો! "એ જવાન બાંનુની બોહળી ઍસ્ટેટોમાંની એક ગરીબ ભાડુત—એક વિધવા—'યલ્લો ફીવર' થી પીડાતી હતી, અને તેને કોઈ જોનાર ન હતું એ વાત તે નેકબખ્તને કાને આવતાં તે દયાથી દાઝીજ ગઈ. તે હતીજને એક ફીરેસ્તા જેવી ખરી નેક અને દીલની દયાળુ! આખું પૅરીસ તેણીના ઉંચ સદગુણો વાસ્તે તેણીને ચાહતું અને માન આપતું હતું, એટલા માટે જ્યારે તેણીએ સાંભળ્યું કે તે ગરીબ ભાડુતનો વર 'યલ્લો ફીવર'થી પટકાઈ પડેલો મરણ પાંમ્યો હતો, અને તેની સારવાર કરતાં તે વિધવા પોતે પણ પછીથી પછડાઈ પડી હતી ને તેને કોઈ જોનાર નહિ હતું, ત્યારે પોતાનાં નોકરોનો વટીક વિશ્વાસ નહિ કરીને, તેની ઘરડી માસીની ઘણીએક મના અને આજીજી છતાં, એક બહાદુર લડવૈયાની દીલાવરી સાથે તે મોહોતનાં ગારમાં મદદ થવાના નેક, પાક ને પુણ્યવંત એરાદાથી પોતે ધસી ગઈ, અને પોતાનાં મોહોતને તેડું કરતીજ આવી! તે ત્યાંથી આવી તેજ સાંજે તાપથી બીમાર થઈ, અને દશમે દિવસે, એક બી ફરીયાદ કર્યા વગર, હસ્તે મુખડે, એક ખરી નેકી અને શાંતીનું બેહસ્ત પાંમી!

"માઈ ગૉડ, કેવાં દુખની વાત!" એકે પોકાર્યું, "અને ત્યાં સુધી તેઓ બે પરણેલાંજ નહિ હતાં?"

"કમનસીબે નહિ," ચૅપલે એક ઉંડા નીસાસા સાથે કહ્યું; "યુજીન અને તેના બુજોર્ગ વડીલ વાઈકાંઉન્ટ એ લગન થઈ ગએલાં જોવા દીલોજાનીથી ચાહતાં હતાં, અને જો કે ઘણાંજ ખરાં દીલનાં વાહાલથી વૅાડમન્ટ પોતે પણ એ નાજનીનને ચાહતો થયો હતો, તોપણ તેણે તકરાર લીધી કે તેની તે વખતની સ્થિતિ એવી એક ઉંચ પંકતીની

આખી ઈજ્જતદાર દુન્યા સાંમે ઉશ્કેરી મેલ્યો, અને તેને આખી દુન્યાનો શત્રુ બનાવ્યો હતો! દુર્ભાગી તે—તેને મરનાર વીલ્યમ ગૉત્રેનાં દીલાવર દીલ અને છુપી નેકીઓની શી વાહિતી હોય? તે શું જાણે કે જે છોકરીનો તેણે એ મુજબ નાશ કર્યો હતો અને તેને વરેલી હોવા છતાં તે પોતાની પરણેતર હોવાનો તેણે પાછળથી ઈન્કાર કર્યો હતો, તેનાથીજ પેદા પડેલાં બચ્ચાંને લઈને તે એ નેક વીલ્યમનીજ પનાહ શોધવી તેને બાર ગઈ હતી, જ્યારે તેણે તે બેવફાને અને અજાણપણાંમાં "નામોશીમાં" તવલુદ થયલી માની લીધેલી તેણીની બેટીને આશરો આપ્યો, એટલુંજ નહિ, પણ તે બેવફાનાં તથા તેની બેટીનાં મરણ બાદ તે બેટીની બેટીનો એટલે એ કંગાળ લૉર્ડ લીલબર્નની દીકરીની દીકરી ફૅનીનો મરનાર ગૉત્રે એક ધરમબાપ પણ થયો હતો? તે આખર સુધી પોતાની નેકીનાં એ ઈમાનને સાચ્ચો રહયો હતો, અને મરણ બાદ એક મોટી રોકડ રકમ સાથે તેણે નાવારસ ફૅનીનું પાંખડું આપણી વાર્તાના નાયક ફીલીપ મૉરટનને સોંપ્યું હતું. એ પછી શું થયું તે વાંચનારાં સજ્જનોનાં લક્ષમાં તાજું છે. ફીલીપ નાહની ફૅનીને વીલ્યમના ઘરડા અને આંધળા બાપ સાઈમન ગૉત્રેના હવાલામાં સોંપી ગયો હતો, જ્યાં તે મોટી થઈ હતી, અને હાલ નજદીક સોળ વરસની થવા આવેલી તે પોતાનાં તારીફ લાયક ફેન્સી વર્કની મેહેનત મસાગતથી પોતાનું અને પોતાના ઘરડા બપાવાનું છેલ્લાં બે ત્રણ વરસોથી પુરૂં કરતી હતી.

બેશક, ચતુર વાંચનારાં ચેતી ગએલાં હોવા જોઈએ કે એ દુષ્ટ વાસનાનો દલદર જે છોકરીને એ ફેન્સી વર્કની બાસ્કેટ સાથે લટકમટક એક બે વખત રસ્તેથી જતી જોઈને તેની અજબજેવી સુંદરતાથી મોહિત થયો હતો, અને જેને પોતાના હવસ વાસ્તે પકડી લાવવા તેણે પોતાનાં અંગત ખીદમતગાર ડાઈકર્મૅનલે એક મોટી લાલચ આપી હતી તે એ ફૅની હતી—એટલે તેની પોતાની દીકરીની દીકરીજ હતી! તે એ વાતથી બીલકુલ બીનવાકેફ હતો, અને એમ દુન્યા ચાલે છે. દુન્યામાં ખરાબીઓ ઘણા પ્રકારની અને ઘણી દીલ ધ્રુજાવનારી ગંભીરતાની થાએ છે, પણ આય દુષ્ટાતાનાં દોજખીપણાંની તો જાણે કોઈ સીમાજ નહિ હતી! એમ છતાં, અમોએ ઉપર કહ્યું તેમ, પાપી વાસનાઓનો તે પલીદ પોતાના લંગડા પગના દુખારા અને કલતર વચ્ચે બીછાણાંમાં તાસવીસ કરતો જાગતો પડી રહીને પોતાની બધી એ આગલી નામદારીઓ મગરૂરીથી યાદ કરતો અને તેની મજાહ મેળવતો હતો.

"એ ચંડાલે તેના પ્યારની મેં ચોરી કીધી તેથી ડયુએલમાં મને ગોળી મારી જીંદગી ભર લંગડો ને ખોડો કીધો તેથી શું થયું?" તે પટપટતો હતો; "તેણે પછીથી તેનો નતીજો બી જોયોની? તે જીંદગીમાં નીચો ને નીચો ગબડતોજ ગયો, અને આયંદા ફાંસીને લાકડે લટકી મરવાને બદલે એક કુત્રાં—કોહલાંની કીસમે પોલીસવાલાઓની ગોળીથી વિંધાઈને નર્કમાં પડી પુરો થયો,"—અને અહિં તે મોટા સંતોષનું હસ્યો—"જ્યારે હું તો માહરા વગવસીલા અને પૈસાટકામાં જેવો ને તેવો ખડો અને આબાદ છું! વળી પેલો તો મરતો મરતો માહરા બનેવીના ભાઈ લૉર્ડ હૅરીના તુમાખી પોરીયાને પણ ખરા-

બીના ગારમાં ઘસડતો અને તેનો નાશ કરતો ગયો! એબી ઠીકજ થયું, અને હવે શું થાએછ તે જેવાની મજાહ થશે."

વલી તેના વિચારો પેલા વગદાર ઑફીસર વૅાડમન્ટ તરફ ફર્યા, અને તે પોતાના હલકત સ્વભાવ પ્રમાણે ફરી એકવાર ઉલટમંદ અને જીજ્ઞાસુ થયો. મોટાઓમાં માથાં મારવા, મોટાઓની પ્રીતિ સંપાદન કરવા અને મોટાઓને પોતાના પૈસાટકાની લાહેરી બતાવવા તે હંમેશ આર્જુવાર અને ખાહેશમંદ રહેતો.

---

## પ્રકરણ ૪૯.

અને ઉપલાં પ્રકરણમાં વર્ણવેલા બનાવો અને વાતચીતની પછીની વળતી સાંજની આ વાત છે, કે જ્યારે મોહોલ્લાની બતીઓ સળગી ચુકી હતી, અને અંધારૂં ઘણાક વારનું થઈ રહેલું હતું. એ વખતે લંડનને લગતાં એક ગામડાંની કોઈ દરજનની દુકાનમાંથી સરોવરનાં ઝાડ જેવી એક પતલી, ઉંચી કુંવારીકા હરણીની ચપલતાથી બાહેર આવી અને નીચી નજરે ધસારાબંધ પોતાનાં ઘર તરફનો રસ્તો લેવા લાગી. એ દુકાન તે ગરીબ ગામડાંને જવાબ કરી શકે એવા ત્યાંના એક ફૅશનેબલ લત્તા પર આવેલી હતી. તેમાં ભભુકદાર રોશની કરેલી હતી, અને બારણાંની બત્તી તળેની "બ્રાસ—પ્લેટ" પર નીચે પ્રમાણે નામ વંચાતું હતું:—

મૅડમ ડેવી.
મીલીનર અને ડ્રેસમેકર.

અને એ દુકાનમાંથી બાહેર પડેલી તે છોકરીના હાથમાં લટકમટક એક બાસ્કેટ હતી, જે જોડે તે રમતી ઝુલતી ઉતાવળે કદમે ચાલી જતી હતી, ત્યારે સહજ જોઈ શકાતું હતું કે તે બાસ્કેટ ખાલી હતી. તે માંહેલું ફેન્સી વર્ક દીસતી રીતે તે મીલીનરની દુકાનમાં વેચીને તેણીએ ખાલી કર્યું હતું, અને તેનાં વેચાણની ખરચી ગાંઠે બાંધી તે સુંદરતાની એક પુતલી પોતાનાં ઘર તરફ હાલમાં પાછી ફરતી હતી.

એ વખતે ઘણું મોડું થએલું છતાં તે નિડર ચાલી જતી હતી. તેને ભય શાંનો હોય? તેને કોણ દુખ આપે અને કાંઓ? તે ગામનાં લગભગ બધાં લોકો તેને ઓળખતાં, ચાહતાં અને માન આપતાં હતાં. તે પોતાનું અને પોતાના ગરીબ થઈ ગએલા ઘરડા બપાવાનું આટલી નાહની ઉંમરે પોતાની સકમાઈથી આબરૂ ઈજ્જત સાથે પુરૂં કરતી હતી તે બધાં લોકો મોટી વખાણ વચ્ચે જોતાં અને જાણતાં હતાં, અને તેથી તેને ચાહતાં અને માન આપતાં હતાં.

અને તેણે—ફૅનીએ—જોયું નહિ કે તે એ મુજબ દુકાનમાંથી બાહેર પડીને નીડર પોતાનો રસ્તો કાપવા પડી ત્યારે તે દુકાનની બાજુમાંના એક ઑફીસને લગતાં મકાનમાં

થતી જાએછ, અને એવાં એક નિર્દોષ બચ્ચાંએ એટલું મોડે સુધી ઘરની બાહેર રેહેવામાં જોખમ છે."

પેલા હાથ પર પેલી છોકરી સરભોગ આગળ વધી, અને પોતાના પગ તળે આવી રહેલી અનેક જાણીતી ગલી ગુંચીઓ વટાડી પોતાનાં ઘર પર ટુંકે રસ્તે પુગી જવા કબ્રસ્તાનમાં ઉતરી. ત્યાં ઘણું અંધારૂં અને હદ લગરનું એકાંત હતું, પણ તેને શાંનો ભય હોય? તે કાંઈ આપણી શેહેરી અલબેલીઓ—હિલ્લા, સીલ્લા અને પીલ્લા—થોડીજ હતી, કે જેઓ કસારી જોઈને પણ ચીસ પાડી જાણે છે જે તેની વાત? ગગનમાંના અસંખ્ય તારાની ઝાંખી રોશની જે તે તરફ ઝઝકળું ફેંકી શકતી હતી તે તેણીને માટે બસ હતું; અને તે ખુશાલ આગળ વધતી હતી. તેવામાં કોઈએ તેણીને પાછળથી નરમાશ ભર્યા અવાજે કહ્યું, "મીસ, આવી એક અંધારી રાત્રે આવી એક એકાંત અને દરામણી જગ્યા પરથી જતાં તમને શું બીહીક લાગતી નથી?"

ફૅની થોભી ગઈ. તે થોભી ગઈ અને તે તેણીને વાત કરાવતો આવનાર કોણ હતો તે જરા નેણ જમાવીને ઝઝકળાંમાં તેણીએ ધારી ધારીને જોયું, અને પછી તે તેનાથી રાજી નહિ થઈ હોય તેમ તેણીએ લગાર તીખાસથી કહ્યું, "કોણ છો તમે? હું કાંઈ તમને ઓળખતી નથી અને તમારી સાથે વાત કરવા ચાહતી નથી."—અને તે આગળ ચાલવા લાગી; પણ પેલો બદમાશ તેણીની પુઠ છોડેજ શાંનો?

"જરા થોબી જાઓ, મીસ," તેણે કાકલુદી કરી; "તમે મને ઓળખતાં નથી એ ખરી વાત છે, પણ બીજો જે તમને ઓળખે છે અને તમારી ખુબસુરતીથી અંજાઈ ગએલો છે તેનો જીવ તમને એમ પગ ઘસડતાં દિવસે કે રાત્રે એકલાં ચાલતાં આવતાં જતાં જોઈને જલી જાએ છે, અને તેણે હાલનાં તમારે સારૂ પોતાની ગાડી મોકલી છે જે આએ કબ્રસ્તાનની બાહેર આગલા દરવાજા પર ખોટી છે."

"શું તેનું માથું ફોડવા?" ફૅનીએ વધતી ઉશ્કેરણીથી ગુસ્સામાં સવાલ કર્યો.

"તમોને તેને બંગલે લઈ જવા," પેલા કંગાલે પટામણા અવાજે કહ્યું; "તે ઘણો માલદાર છે, મીસ, અને વાડી વજીફા અને ગાડી ઘોડાવાલો હોવાથી આ તમારી ગરીબીનાં બધાં સંકટો એક લહેજામાં ટળી જશે!"

"ચાલીયા જાઓ અહીંથી; કોઈ ગરીબ નીરાધાર બચ્ચાંને રાતનાં એકાંત વચ્ચે ઘેરીને એ મુજબ સતાવતાં તમને શરમ નથી આવતી?" ફૅનીએ ગડગડાટ કર્યો,—અને વળી તે આગળ વધતી હતી તેવામાં પેલાએ તેણીનો ઝબ્ભો પકડયો.

"હું તમને સતાવવા માંગતો નથી, મીસ, પણ હું તો ચીઠ્ઠીનો ચાકર છું. તમો નહિ આવશો તો માહરી ખરાબી થશે, અને જુઓ—તેણે તમારે વાસ્તે આ થેલી મોકલાવેલી છે. એ થેલીમાં બધી સોનાની ગીનીઓ છે—બધી નક્કર સોનાની, ને એ તમારી છે!"

અંધારા પૉરતીકોમાં છુપાએલો એક આદમી તુરત તેની હિલચાલ તપાસનો તેણીની પુઠે પડયો, અને વળી થોડેક દુર ઉભેલી એક બ્રોહામ ગાડી પણ તુરત ધીમે ધીમે તેઓની પછવાડે જતી થઈ. એ વખતે મોડું થએલું હતું, અને ગામડું નાહનું તેમજ ગરીબ હોવાથી ઘણી ખરી દુકાનો બંધ થઈ ગએલી હતી, જેથી રસ્તાઓ શાંત અને ઉજાજડ બની ગએલા જોવાતા હતા. એમ છતાં પેલીને તે વાતનો કોઈ ખ્યાલ વટીક થયો નહિ, અને તે તો ઉપર કહયા મુજબ ધસારાબંધ આગળ વધી.

અને તે એક ગૅસલાઈટ આગળથી જતી હતી ત્યારે જોઈ શકાયું કે છોકરવન ઉમરમાંથી તરતનીજ સંપુર્ણ સ્ત્રી વેશમાં આવેલી કે આવતી તે એક અતિ ઘણી મનોહર બાળા હતી. તે ઉધરતાં અને ઉછળતાં જોબનના બાહાર સાથે એક જોવાજોગ સુંદરતા હતી, અને કોઈનું પણ દીલ હરી ને ચીત ચોરી લઈ શકે એવી એક સોલેક ઉનાળા પસાર કરી ગયલી તનોમન મધુરી જોઈ શકાતી હતી.

તે લટકમટક આગલ વધતી હતી, અને તેના ખ્યાલો ખુશીભર્યા હતા, કેમજે આજે તેને તેની સખ્ત મહેનતનું દામ અને ઈનામ પેલી મીલીનર મૅડમ ડેવીની દુકાન-માંથી ઘણું સંતોષકારક મલ્યું હતું; અને પછી તે મોટા રસ્તાપર થઈને પોતાનાં ઘરને રસ્તે પડવા એક વધારે એકાંત ગલીમાં જતી હતી, કે જ્યારે બે ત્રણ જુદા પડતા રસ્તાવાલાં કોરનરના પાહરા પર ઉભેલા એક મોટી દુમના પોલીસમૅને તેને ધારી ધારીને જોઈ અને પછી અદબથી પોતાની ટોપીને આંગલી લગાડી તેણે સલામ કરી. તેની અદામાં અદબ, માન અને દયા તેણીને માટે દીસતી રીતે આમેજ હતાં.

“ગુડ નાઈટ, મી૦ પોલીસમૅન,” તેણીએ હસીને જવાબ કર્યો.

“હા, પણ મીસ, આજે તમે ઘણાં મોડાં છેઓ!” તે સીપાઈદાદાએ કહ્યું; “હું તમને તમારા ઘર સુધી મુકવા આઉં?”

“ઓ કાંએ, એટલી બધી તસ્દીની શી જરૂર છે?” તે છોકરીએ નિર્દોષતાભરી અજાયબી વચ્ચે આંખો ઉંચકીને કહ્યું; “એ તો માહરો રોજનો વખત છે, અને મને જરા બી બીહીક લાગતી નથી. રાત અંધારી છે ખરી, અને રસ્તા કવાએટ થઈ ગએલા લાગેછ, પણ રાત જ્યારે ચંદરણી હોતી નથી ત્યારે એ તો હંમેશ એમજ લાગેછ. તમે કંઈ ફીકર ના કરો. હું ઓય સરખી કે માહરે ઘર પુગી જવશ. ઠૅંક યુ ઍન્ડ ગુડ-નાઈટ.”—અને તે પછી મીઠાશનું હસી તે આગળ વધી; મગર તે ભલો કૉન્સ્ટેબલ જ્યારે તે હોસાંનની પુતળી જોડે એમ વાત કરતો ઉભો હતો, ત્યારે તેણે જોયું નહિ કે પેલો ચોરની અદાથી તેણીની પુઠે પડેલો, જેણે પોતાની ટોપી આંખ સુધી નીચે ઉતારી દીધી હતી તે તેની નજર ચોરાવી બાજુમાંની એક સાંકડી ગલીમાં સટકી ગયો.

“ભુલ ભરેલું અને ખોટું!” તે છોકરીનાં ચાલી જવા પછી તે દયાળુ પોલીસમૅન એકલો એકલો મનસે બડબડયો; “પોરી ઘણી હદ વગરની દેખાવળી અને ખેંચાણકારક

થતી જાએછ, અને એવાં એક નિર્દોષ બચ્ચાંએ એટલું મોડે સુધી ઘરની બાહેર રેહેવામાં જોખમ છે."

પેલા હાથ પર પેલી છોકરી સરભોગ આગળ વધી, અને પોતાના પગ તળે આવી રહેલી અનેક જાણીતી ગલી ગુંચીઓ વટાડી પોતાનાં ઘર પર ટુંકે રસ્તે પુગી જવા કબ્રસ્તાનમાં ઉતરી. ત્યાં ઘણું અંધારૂં અને હદ લગરનું એકાંત હતું, પણ તેને શાંનો ભય હોય? તે કાંઈ આપણી શેહેરી અલબેલીઓ—હિલ્લા, સીલ્લા અને પીલ્લા—થોડીજ હતી, કે જેઓ કસારી જોઈને પણ ચીસ પાડી જાણે છે જે તેની વાત? ગગનમાંના અસંખ્ય તારાની ઝાંખી રોશની જે તે તરફ ઝઝકળું ફેંકી શકતી હતી તે તેણીને માટે બસ હતું; અને તે ખુશાલ આગળ વધતી હતી. તેવામાં કોઈએ તેણીને પાછળથી નરમાશ ભર્યા અવાજે કહ્યું, "મીસ, આવી એક અંધારી રાત્રે આવી એક એકાંત અને દરામણી જગ્યા પરથી જતાં તમને શું બીહીક લાગતી નથી?"

ફૅની થોભી ગઈ. તે થોભી ગઈ અને તે તેણીને વાત કરાવતો આવનાર કોણ હતો તે જરા નેણ જમાવીને ઝઝકળાંમાં તેણીએ ધારી ધારીને જોયું, અને પછી તે તેનાથી રાજી નહિ થઈ હોય તેમ તેણીએ લગાર તીખાસથી કહ્યું, "કોણ છો તમે? હું કાંઈ તમને ઓળખતી નથી અને તમારી સાથે વાત કરવા ચાહતી નથી."—અને તે આગળ ચાલવા લાગી; પણ પેલો બદમાશ તેણીની પુઠ છોડેજ શાંનો?

"જરા થોબી જાઓ, મીસ," તેણે કાલ્કલુદી કરી; "તમે મને ઓળખતાં નથી એ ખરી વાત છે, પણ બીજો જે તમને ઓળખે છે અને તમારી ખુબસુરતીથી અંજાઈ ગએલો છે તેનો જીવ તમને એમ પગ, ઘસડતાં દિવસે કે રાત્રે એકલાં ચાલતાં આવતાં જતાં જોઈને જલી જાએ છે, અને તેણે હાલમાં તમારે સારૂ પોતાની ગાડી મોકલી છે જે આએ કબ્રસ્તાનની બાહેર આગલા દરવાજા પર ખોટી છે."

"શું તેનું માથું ફોડવા?" ફૅનીએ વધતી ઉશ્કેરણીથી ગુસ્સામાં સવાલ કર્યો.

"તમોને તેને બંગલે લઈ જવા," પેલા કંગાલે પટામણા અવાજે કહ્યું; "તે ઘણો માલદાર છે, મીસ, અને વાડી વજીફા અને ગાડી ઘોડાવાલો હોવાથી આ તમારી ગરીબીનાં બધાં સંકટો એક લહેજામાં ટળી જશે!"

"ચાલીયા જાઓ અહીંથી; કોઈ ગરીબ નીરાધાર બચ્ચાંને રાતનાં એકાંત વચ્ચે ઘેરીને એ મુજબ સતાવતાં તમને શરમ નથી આવતી?" ફૅનીએ ગડગડાટ કર્યો,—અને વળી તે આગળ વધતી હતી તેવામાં પેલાએ તેણીનો ઝભ્ભો પકડ્યો.

"હું તમને સતાવવા માંગતો નથી, મીસ, પણ હું તો ચીઠ્ઠીનો ચાકર છું. તમો નહિ આવશો તો માહરી ખરાબી થશે, અને જુઓ—તેણે તમારે વાસ્તે આ થેલી મોકલાવેલી છે. એ થેલીમાં બધી સોનાની ગીનીઓ છે—બધી નક્કર સોનાની, ને એ તમારી છે!"

હવે ફૅની જેવી એક પવિત્રાઈ અને અશોઈની મુર્તિ આ શેખી અને અપમાન કેમ સાંખે? તેણીએ એક હાથની અછાતથી તે થેલી—તે ઝેરની કોથળી—પેલાના હાથમાંથી દુર ફેંકી દીધી, અને પછી બીજીજ પળે, પેલો તેની હીલચાલ સમજી શકે તે આગમચ, ગુસ્સાની એક લપડાક તેને એવી ખેંચીને મારી કે તેનો કાન ઝમઝમ થઈ રહ્યો, અને તેની એવી એક પળની બેફામીનો લાભ લઈ ફૅની જીવ નાખતી તે કબ્રસ્તાનનાં ઉંડાણમાં દોડી.

પણ તે એક કોમલાંગી હતી અને પેલો એક જોરાવર જવાંમર્દ હતો. બીજીજ પળે તે પાછો સાવધ થયો, પેલી હાથમાંથી દુર ઉડી ગએલી થેલી ઘાસમાં થંથોસીને સ્વાધીન લઈ લીધી, અને બીજી એકજ પળમાં તેણે ફૅનીને પાછી પકડી પાડી તેનું નાજુક કાંડું પોતાના જોરાવર હાથમાં મજબુત પકડી લીધું. આથી ફૅની હિંમત હારી ગઈ અને રડી પડી.

"જો તમે મને ગરીબને ના સતાવો, તમારે પગે લાગું—મને જવા દેઓ!"

"હવે તો કદીબી નહિ!" તે શખ્સે મજબુતીથી કહ્યું: "તું સેહેલથી નહિ સમજી તો હું તુંને હવે જબરીથી ઠેકાણે લાવશ!"—અને, એમ કહેતાં, તેણે તેને કંસ્મરમાંથી પકડીને તેનાં મોઢાં પર પોતાનો રૂમાલ જોરમાં દાબી દીધો, અને તેને જમીન પરથી પોતાની જોરાવર ચુંગાલમાં ઉંચકી લેવાની તેણે એક મજબુત કોશેષ કરી!

હવે પવિત્ર ફૅનીના બદનમાં એકદમ એક ઝનુની વાઘણનુંજ કૌવત આવી ગયું, અને તેણીએ તેના રૂમાલના ડુચાવાલો હાથ મોહડાં આગળથી ખસેડી નાખી મદદની આર્જુની એવી ચીસ પાડી કે તે મોટાં કબ્રસ્તાનનાં એકાંતનાં આખાં અરણ્યની ધરા એકાદ પળ ધ્રુજી રહિ! મગર કેહેવાને અતિ ઘણું અજબ જેવું છે કે, તેજ પળે બાજુમાંની કબરમાંથી ઉઠી આવ્યો અથવા ઉપરનાં વાદળાંઓ વચ્ચેથી અચબુચ તુટી પડયો હોય તેમ, એક જોરમંદ આકારે ત્યાં પોતાનાં હાથમાંના ચાબુક વડે એક ઘણો જોરાવર ફટકો પેલાને આડી કહાડતાં ગુસ્સાથી બખાળ્યું, "તુચ્છ બુધ્ધીના કમીના, આવી જસ્તી, અને તેબી આવાં પાક સ્થળમાં? શરમાતો નથી? લેતો જા!"—અને વળી એક બીજો ફટકો પેહેલાં જેવોજ ચામડી ચીરી નાખનારો પાછો પેલાના બરડા પર સરર દઈને ઉતર્યો કે ગાફેલ થઈ ગયેલો તે પોતાની ગુમરાહીમાંથી સચેત થઈને એકદમ મોહોત ચેત્યો, અને એક પળ પણ ત્યાં વધુ ખોટી થયા વગર એક કમીનાં કુત્રા કોહવાં માફક દુમ દબાવી જીવ લઈ ત્યાંથી એકદમ નાહઠો!

"ઓ માહરા બહાદુર બચાવનાર," એ જોતાં ફૅનીએ ખુશાલીથી રડી દઈને કહ્યું, "તમે કોણ છો? તમે કેવા આવી જીવસટોસટ એણ ઘડીએ એક ફીરસ્તારૂપ માહરો બચાવ કરવા આવી લાગ્યા!"—અને તે બાળા વિશ્વાસથી તેની પનાહમાં દબાઈને રડીપડી, કે જ્યારે તે ધ્રુજતાં લખલખતાં બદનને પોતાની પવિત્ર ગોદમાં લઈ તે દીલાવર જવાને તેણીને

હિંમત અને સધ્યારાના ઘણાએક સુખનો હીંમત આવે તે રીતે દીલેર ઓસ્તવારીથી કહી સંભળાવ્યા. એ વળી કોણ હતો?

"તમે ઘણાં બીહધેલાં લાગોછ?" તે જવાંને હીંમત આપતી કીસમે કહ્યું, અને તે દુર નાહાસ્તા હીચકારા બદમાશ ભણી તીરસ્કારથી જોતાં વધાર્યું, "એને તમે ઓળખોછ? એ આગળ તમોને કોઈ દાહડો મલ્યોતો?"

"ઓ, કોઈ દાહડે બી નહી!" ફૅનીએ ઉશ્કેરાત વચ્ચે જવાબ કર્યો, "અને આ સાંજે એણે એમ કાંય કીધું તે કંઈ મને સમજ પડતી નથી: પણ તમે કોણ છેઓ? હવે મને એકલી ઘેર જતાં બીહીક લાગેછ. માહરૂં ઘેર ઘણું નજદીકમાં છે, ને તમો મેહરબાની કરી મને માહરાં ઘેર સુધી મુકી જશો?"

"હજારો ખુશીથી," તે જવાંને સધ્યારો આપ્યો; "પણ તમારે આવી મોડી રાત્રે આય એકાંત કબ્રસ્તાનના રસ્તા પરથી જવાનો જોખમ નહી કરવો હતો. એ તમે ઘણી ભુલ કીધી."

"મેં આજવેર એવી જાતનો જોખમ કે ભય કોઈ દાહડે કોઈ જાંણ્યોજ નહી હતો!" તે છોકરીએ કરગરીને સમજાવ્યું; "ગામમાં બધાં મને ચાહેછ ને માન આપેછ, એટલે આય આદમીની આજ રાતની સતાવણી મને વધતી અજબ કરેછ! ખરી વાત તો એ છે કે આય કબ્રસ્તાન મને જરા બી અજાણ્યું નથી. અહીં હું ને માહરા બીચારા ઘરડા અપંગ મોટાબાવા મોટે ભાગે સાંજ સાંજે આવીને બેસતાં હતાં. અહીં વળી માહરા ભાઈનાં મમાની કબર છે, અને છેલ્લા તેવણ મને વરસોની વાત પર આય તરફ મોટાબાવાને ઘર છોડી ગયા ત્યારે મને તાકીદ કરી ગયા હતા કે માહરે રોજ અથવા જયારે બી બને ત્યારે તેવણનાં મમાની કબર પર ફુલો મુકવાં!"

પેલો એ સાંભળતાં સખ્ત દધાએલો દેખાયો! તેને એકદમ વહેમ પડયો.

"તું—તું ફૅની તો નથી?" તેણે તાજુબીથી પોકાર્યું; "તાહરા અપંગ મોટાબાવાનું નામ શું સાઈમન ગૅાત્રે છે?"

"ઓ હા; પણ તમે શું મને ઓળખોછ? તમે કોણ છેઓ?" અને તે નાહની નિર્દોષ બાળા શંકા અને ઉશ્કેરણીઓથી નેતરનાં એક ઝાડ પેરે આખાં તનબદનમાં ધ્રુજતી દેખાઈ.

"હા, હું તું ધારેછ તેજ છેઉં, બેહેન," ફીલીપ મૉરટને—કેમકે વાંચનારાં મહેરબાંનો સમજીજ ગયાં હશે તેમ તે આપણી વારતાનો નાયક પોતેજ હતો તેણે—તરત તે બાળકીને પાછી ગોદમાં લેતાં કહ્યું; "ઓ કેવી ખુશાલી! હું હમણાં બે કલાક પરજ આએ તરફ આવ્યો, અને આવતાં સાથે માહારાં વાહલાં મમાની કબરને સેજદો કરવા આવ્યો, ત્યારે

મને સ્વપ્ને પણ ખ્યાલ નહી હતો કે આવા એક કમીનાની ગીરફતારીથી માહરે તુંને બચાવાનું થશે! હું તો હજી કાલે સવારે તાહરી ખબર લેવા તાહરા ઘરડા બપાવાને ઘેર આવનાર હતો."

તે એક ખરાં સુખની મીલાકાત હતી. દસ વરસ એક લાંબા જમાના જેવો અંતર છે, અને ફીલીપ મરનાર વીલ્યમ ગૅાત્રેએ તેને મરતી ઘડીએ આપેલી ફરજ મુજબ નાંહની ફૅનીને લાવીને તેના જૈફ બાપ સાઈમન ગૅાત્રેને ત્યાં મુકી ગયો તેને એક જમાના જેવાં લાંબા અરસાનાં દસ વરસ વહિ ગયાં હતાં, જે પછીજ તેઓ બે પાછાં સાથે મલ્યાં હતાં, અને તે વખતની નિર્દોષ ફૅનીની ખુશાલીનો કઈ કલમ પુરેપુરો ખ્યાલ આપી શકે? ફીલીપ મૉરટન તેને અત્રે મુકી ગયો ત્યારે તે એક કોમળ બાળકી હતી, પણ તેની તેણીના જોગી ભલાઈની યાદનો છાપ તેનાં કુમળા મગજ પર એટલી બધી ઓસ્તવારી સાથે છપાઈ રહયો હતો કે આટલી મોટી થવા પછીથી પણ એક ઘડીબી તે મોહક મર્દાનગીભર્યો મુખડો તે પોતાનાં મનથી અલગ કરી શકી નહિ હતી. એટલા માટે જેને તે બાપજ જાણતી હતી તે ભલા મરનાર વીલ્યમ ગૅાત્રેનાં મોહતનો ગમ કરતાં તેને આ ભલા જવાંનની યાદ પણ હમેશ બહુ હૈયે ચઢી આવતી, અને તે ગમના ગરમ આંસુઓ રડતી કલાકો સુધી વીચારમાં બેસી રહેતી!

તેણીએ બધું જવાંન ફીલીપને કહયું. તેણીને ભુલી જવા અને આસાનીથી વિસારી આપવા વાસ્તે ફરયાદના મીઠા શોકાતુર સરોદે તેણીએ ઘણુંએક આંસુઓ વચ્ચેથી કહયું, જ્યારે જવાંન ફીલીપે એક ભાઈનાંજ હેતથી તેને પાછી ને પાછી પેટમાં ચાંપીને મોહબતમય સધ્યારો આપ્યો કે તેણીને છોડી જવા પછી તે પોતે દમબદમ એવી જાથુકની રોકાંણો ને જંજાલોના વમળમાં વિંટળાએલો રહયો હતો કે ઈંગ્લાંડ પાછો ફરવાનો તેને કોઈ ખ્યાલજ નહિ થઈ શકયો, જ્યારે તેવામાં વળી હિન્દુસ્તાન જતો રહેવાનું થવાથી આ વિયોગ અને અંતર ફરજ્યાત ઘણો વધી ગયો!

એમ તેઓએ જ્યાં હતાં તે એકાંતમાંજ ઉભાં રહીને લાંબો વખત સુધી વાત કરી. પવિત્ર ફૅનીની સંભાળમાં હવે પેહેલવાંન જેવો જોરમંદ તે જવાંન ત્યાં ખડો હતો તો હવે તેણીને ભય હોયજ શાંનો? પેલો કંગાળ ડાઈકમૅન કે જેણે પૈસાનાં ભાહુતીપણાંને ખાતર પોતાના નજીસ માલીક લૉર્ડ લીલબર્નના હુકમથી આ બાળાને એ મુજબ સતાવાનું કર્યું હતું, તે તો તેઓની વચ્ચેની આગલી પાછલી હજારો પાંતીની દીલખુશ વાતચીતનાં કારણથી બીલકુલ હવે હાલમાં ભુલાઈજ ગયો હતો, જ્યારે ફૅની મોટી થવા પછીથી બુધ્ધિની અજબ જેવી તેજ અને બાહોશીમાં તારીફલાયક હદ સુધી આગલ વધેલી થઈ હતી એ તેણીની વાતચીતમાં જોઈ લઈને જવાંન ફીલીપ ખરે મને છક થયો! એ છોકરી બાળ ઉંમરમાં થોડીક જોઈએ તે કરતાં વધારે બચ્ચાં જેવી અને રમત્યાલ દેખાતી હતી તે સઘળું હાલમાં નાબુદ થઈ ગયું હતું, અને હવે તો તે પુરતી શ્યાંની, સલુકવંતી અને ઘણી ચંચળ તેમજ કેળવાયલી બની ગએલી જોવાતી હતી.

તેઓ હવે ઘર તરફ ચાલ્યાં. ફૅનીએ પેલી જમીનપર પડેલી પોતાની વર્ક બાસ્કેટ ઉપાડી લીધી, અને ચાલતાં ચાલતાં હસીને તે ફીલીપને બતાવતાં સવાલ કર્યો, "તમો આએ બાસ્કેટ ઓળખી શકોછ, વાહલા ભાઈ?"

"નહિ; હું કેમ ઓળખી શકું, ફૅની?" ફીલીપ હસ્યો.

"એ બાસ્કેટમાં માહરા બીચારા ગરીબ પપાનાં અપાવેલાં રમકડાં આપણે દસ વરસ પર પૅરીસથી આએ તરફ આવ્યાં ત્યારે હું ભરી લાવી હતી, અને તે હાલમાં માહરી વર્ક બાસ્કેટ થએલી છે?"

"શાંની વર્ક બાસ્કેટ?"

"મને માહરા બીચારા ગરીબ બપાવાજીનો ગુજારો કરવો પડેછ," તે રૂપસુંદરીએ ગરમ દીલસોઝીથી કહ્યું; "હું ફૅન્સી વર્ક ઘણું સારૂં કરી જાણુંછ, અને તેની ઉપજ ઘણી મોટી છે, જેથી અમો બંનેનું ગુજરાંણ ચાલેછ. હમણાં બી હું આએ તરફની મૅડમ ડેવીની દુકાનમાં માહરી ઘણી મેહનતે કરેલું કામ વેચીનેજ ઘર તરફ પાછી ફરતી હતી."

"અને સ્કુલ શું તેં ત્યારે એટલી જલદી છોડી દીધી?" ફીલીપે લગભગ ગુસ્સાથી સવાલ કર્યો.

"નહી, ભાઈ, સ્કુલની સ્ટડી સાથે સાથજ મેં આય ફેનસી વર્કની વેઠ કીધી ને મેં માહરી સ્ટડીનો આખો કોર્સ તો પુરોબી કર્યો," ફીલીપનો ગુસ્સો જોવા અથવા તેનો બાએસ જરા પણ સમજ્યા વગર નાહની ફૅનીએ નિર્દોષપતાથી જારી રાખ્યું; "વળી તમો બીજું જાણોછ? યુનીવરસીટી' લંડનના એક પ્રોફેસર, તેવણનાં બીમાર ધણયાંણીને અત્રેની હવા માફક આવે છે તેથી, રીટાયર થઈને અહીં રહેલા છે, તેઓ માહરાં સ્કુલનાં પ્રીનસીપલની ભલામણથી મને લંડન યુનીવરસીટીનો "આર્ટ"નો કોર્સ શીખવે છે; પણ એ બધાં સાથે હું એ ફૅનસીવર્ક કરતે નહી તો માહરો અને માહરા બુઢા બપાવાજીનો ગુજારો કેમ ચાલતે?"

ફીલીપ કંઈ બોલ્યો નહિ. તે મનથી ખીજવાયો. તે તો એમજ સમજ્યો કે પેલો બખીલ બુઢો પોતાની પાસ આટલા પૈસા છતાં ખાખસુસ તેણીની પાસે આ જાડું વહિતરૂં કરાવતો હતો. ખુદ એ બાળકીના નિભાવખરચ વાસ્તે મરનાર વીલ્યમ ગૅાત્રેના આપેલા ત્રણસો પાંઉન્ડ તે એ બુઢા મખ્ખીચુસને આપી ગયો હતો તે પણ એ રીતે તે દાબી બેઠો હતો. એ ખ્યાલથી જવાન ફીલીપને ઘરડા સાઈમન પર હદ વગરની ઝાંઝ ચઢતી હતી. તે છોકરો શું જાણે કે તે ડોસાની લુચ્ચી કારભારણ મીસીસ બૅાક્ષર, તેને તળીયાં ઝાટક બનાવી, તેનું ઘર સઘળું સાફ કરી ગઈ હતી, તેમાં એ વીલ્યમ ગૅાત્રેવાલા ફૅનીના ત્રણસો પાંઉન્ડની અનામત પણ સફાચત થઈ ગઈ હતી?

મને સ્વપ્ને પણ ખ્યાલ નહી હતો કે આવા એક કમીનાની બીરહમીથી આખરે તુંને બચાવાનું થશે! હું તો હજી કાલે સવારે તારી ખબર લેવા તારા ઘરના બગીચાને ઘેર આવનાર હતો.”

તે એક ખરાં સુખની મીલાકાત હતી. દશ વરસ એક લાંબા જમાના જેવો અંતર છે, અને ફીલીપ મરનાર વીલ્યમ ગૉત્રેએ તેને મરતી ઘડીએ આપેલી ફરજ મુજબ નાંહની ફૅનીને લાવીને તેના જેફ બાપ સાઈમન ગૉત્રેને ત્યાં મુકી ગયો તેને એક જમાના જેવાં લાંબા અરસાનાં દસ વરસ વહિ ગયાં હતાં, જે પછીજ તેઓ બે પાછાં સાથે મલ્યાં હતાં, અને તે વખતની નિર્દોષ ફૅનીની ખુશાલીનો કઈ કલમ પુરેપુરો ખ્યાલ આપી શકે? ફીલીપ મૉરટન તેને અત્રે મુકી ગયો ત્યારે તે એક કોમળ બાળકી હતી, પણ તેની તેણીના જોગી ભલાઈની યાદનો છાપ તેનાં કુમળા મગજ પર એટલી બધી ઓસ્તવારી સાથે છપાઈ રહયો હતો કે આટલી મોટી થવા પછીથી પણ એક ઘડીબી તે મોહક મર્દાનગીભર્યો મુખડો તે પોતાનાં મનથી અલગ કરી શકી નહિ હતી. એટલા માટે જેને તે બાપજ જાણતી હતી તે ભલા મરનાર વીલ્યમ ગૉત્રેનાં મોહતનો ગમ કરતાં તેને આ ભલા જવાંનની યાદ પણ હંમેશ બહુ હૈયે ચઢી આવતી, અને તે ગમના ગરમ આંસુઓ રડતી કલાકો સુધી વીચારમાં બેસી રહેતી!

તેણીએ બધું જવાંન ફીલીપને કહયું. તેણીને ભુલી જવા અને આસાનીથી વિસારી આપવા વાસ્તે ફરયાદના મીઠા શોકાતુર સરોદે તેણીએ ઘણુંએક આંસુઓ વચ્ચેથી કહયું, જયારે જવાંન ફીલીપે એક ભાઈનાંજ હેતથી તેને પાછી ને પાછી પેટમાં ચાંપીને મોહબતમય સધ્યારો આપ્યો કે તેણીને છોડી જવા પછી તે પોતે દમબદમ એવી જાથુકની રોકાંણો ને જંજાલોના વમળમાં વિંટળાએલો રહયો હતો કે ઈંગ્લાંડ પાછો ફરવાનો તેને કોઈ ખ્યાલજ નહિ થઈ શકયો, જયારે તેવાંમાં વળી હિન્દુસ્તાન જતો રહેવાનું થવાથી આ વિયોગ અને અંતર ફરજયાત ઘણો વધી ગયો!

એમ તેઓએ જયાં હતાં તે એકાંતમાંજ ઉભાં રહીને લાંબો વખત સુધી વાત કરી. પવિત્ર ફૅનીની સંભાળમાં હવે પેહેલવાંન જેવો જોરમંદ તે જવાંન ત્યાં ખડો હતો તો હવે તેણીને ભય હોયજ શાંનો? પેલો કંગાળ ડાઈકમૅન કે જેણે પૈસાનાં ભાડુતીપણાંને ખાતર પોતાના નજીસ માલીક લૉર્ડ લીલબર્નના હુકમથી આ બાળાને એ મુજબ સતાવાનું કર્યું હતું, તે તો તેઓની વચ્ચેની આગલી પાછલી હજારો પાંતીની દીલખુશ વાતચીતનાં કારણથી બીલકુલ હવે હાલમાં ભુલાઈજ ગયો હતો, જયારે ફૅની મોટી થવા પછીથી બુધ્ધિની અજબ જેવી તેજ અને બાહોશીમાં તારીફલાયક હદ સુધી આગલ વધેલી થઈ હતી એ તેણીની વાતચીતમાં જોઈ લઈને જવાંન ફીલીપ ખરે મને છક થયો! એ છોકરી બાળ ઉંમરમાં થોડીક જોઈએ તે કરતાં વધારે બચ્ચાં જેવી અને રમત્યાલ દેખાતી હતી તે સઘળું હાલમાં નાબુદ થઈ ગયું હતું, અને હવે તો તે પુરતી શયાંની, સલુકવંતી અને ઘણી ચંચળ તેમજ કેળવાયલી બની ગએલી જોવાતી હતી.

તેઓ હવે ઘર તરફ ચાલ્યાં. ફૅનીએ પેલી જમીનપર પડેલી પોતાની વર્ક બાસ્કેટ' ઉપાડી લીધી, અને ચાલતાં ચાલતાં હસીને તે ફીલીપને બતાવતાં સવાલ કર્યો, "તમો આએ બાસ્કેટ ઓળખી શકોછ, વાહલા ભાઈ?"

"નહિ; હું કેમ ઓળખી શકું, ફૅની?" ફીલીપ હસ્યો.

"એ બાસ્કેટમાં માહરા બીચારા ગરીબ પપાનાં અપાવેલાં રમકડાં આપણે દસ વરસ પર પૅરીસથી આએ તરફ આવ્યાં ત્યારે હું ભરી લાવી હતી, અને તે હાલમાં માહરી વર્ક બાસ્કેટ થએલી છે?"

"શાંની વર્ક બાસ્કેટ?"

"મને માહરા બીચારા ગરીબ બપાવાજીનો ગુજારો કરવો પડેછ," તે રૂપસુંદરીએ ગરમ દીલસોઝીથી કહ્યું; "હું ફૅન્સી વર્ક ઘણું સારૂં કરી જાણુંછ, અને તેની ઉપજ ઘણી મોટી છે, જેથી અમો બંનેનું ગુજરાણ ચાલેછ. હમણાં બી હું આએ તરફની મૅડમ ડેવીની દુકાનમાં માહરી ઘણી મેહનતે કરેલું કામ વેચીનેજ ઘર તરફ પાછી ફરતી હતી."

"અને સ્કુલ શું તેં ત્યારે એટલી જલદી છોડી દીધી?" ફીલીપે લગભગ ગુસ્સાથી સવાલ કર્યો.

"નહી, ભાઈ, સ્કુલની સ્ટડી સાથો સાથજ મેં આય ફેનસી વર્કની વેઠ કીધી ને મેં માહરી સ્ટડીનો આખો કોર્સ તો પુરોબી કર્યો," ફીલીપનો ગુસ્સો જોવા અથવા તેનો બાએસ જરા પણ સમજ્યા વગર નાહની ફૅનીએ નિર્દોષપતાથી જારી રાખ્યું; "વળી તમો બીજું જાણોછ? યુનીવરસીટી લંડનના એક પ્રોફેસર, તેવણનાં બીમાર ઘણયાંણીને અત્રેની હવા માફક આવે છે તેથી, રીટાયર થઈને અહીં રહેલા છે, તેઓ માહરાં સ્કુલનાં પ્રીનસીપલની ભલામણથી મને લંડન યુનીવરસીટીનો "આર્ટ"નો કોર્સ શીખવે છે; પણ એ બધાં સાથે હું એ ફૅનસીવર્ક કરતે નહી તો માહરો અને માહરા બુઢા બપાવાજીનો ગુજારો કેમ ચાલતે?"

ફીલીપ કંઈ બોલ્યો નહિ. તે મનથી ખીજવાયો. તે તો એમજ સમજ્યો કે પેલો બખીલ બુઢો પોતાની પાસ આટલા પૈસા છતાં ખાખસુસ તેણીની પાસે આ જાફું વહિતરૂં કરાવતો હતો. ખુદ એ બાળકીના નિભાવખરચ વાસ્તે મરનાર વીલ્યમ ગૅત્રેના આપેલા ત્રણસો પાંઉન્ડ તે એ બુઢા મખ્ખીચુસને આપી ગયો હતો તે પણ એ રીતે તે દાબી બેઠો હતો. એ ખ્યાલથી જવાન ફીલીપને ઘરડા સાઈમન પર હદ વગરની આંઝ ચઢતી હતી. તે છોકરો શું જાણે કે તે ડોસાની લુચ્ચી કારભારણ મીસીસ બૅક્ષર, તેને તળીયાં ઝાટક બનાવી, તેનું ઘર સઘળું સાફ કરી ગઈ હતી, તેમાં એ વીલ્યમ ગૅત્રેવાલા ફૅનીના ત્રણસો પાંઉન્ડની અનામત પણ સફાચત થઈ ગઈ હતી?

તેઓ ઘર આવી પોંહોચ્યાં.

ફૅનીએ બોલ્ટ ફેરવી અંદરથી બંધ કરેલાં બારણાંનો આગડઆપ ઉચક્યો, અને તેઓ અંદર દાખલ થતાં હતાં, ત્યારે ફીલીપે જોયું કે ઓરડીની બારનીમાં આવેલો આંધળો સાઈમન એક ટીપૉયની બાજુમાં અરધી ભાંગેલી ઈઝીચેરપર ઉંઘરેટો જેવો પડેલો હતો, અને ટીપૉય પર એક ઝાંખી બળતી મીણબતી તે કંગાલ ઓરડાના અંધકાર પર ફીકટી રોશની ફેંકી તે અંધકારને સામો વધારે ડરામણો કરવામાં જાણે મદદ થતી હતી!

"જાગોછ કે, મોટાબાવા," ફૅનીએ અંદર દાખલ થતાં સાથે મોટી ખુશી ખુશાલી વચ્ચે પુકાર્યું, અને પછી ઈઝીચેર કને દોડી જઈ તે ડોસાનાં ગલાંમાં મમતાથી હાથ નાખી તેને કીસ કરતાં તેણીએ વધાર્યું, "આય લેઓ, હું તો તમારે વાસ્તે એક પરોણાને માહરી સાથે આપણે ઘેર લેતી આવી!"

ઘરડો સાઈમન એ સાંભળતા તે ખુરસીમાં તડો થઈ બેઠો. તે પોતાની આંધળી આંખો ખેંચી ખેંચીને—જાણે તેમ કરવાથી તે જોઈ શકવાનો હોય તેમ—તે નવા આવનાર તરફ શંકાશીળ જોવા લાગ્યો. તેને એ માંજાણું ગમ્યું નહીં.

"કોણ છે—કોણ છે?" તેણે અરધા ગુસ્સાથી સવાલ કર્યો; "આવી મોડી રાત્રે માહરા જેવા એક ગરીબ આંધળા બીમારનાં ઘેરમાં કોણ એમ ધુસી આવવાની હિંમત કરેછ?"

"એ તો હું છું, સાઈમન બાવા," ફીલીપ મૉરટને નરમાશથી કહ્યું; "હું—ફીલીપ મૉરટન—તમારા મરનાર બેટા વીલ્યમનો દોસ્ત. યાદ આવેછ તમોને માહરૂં નામ? યાદ કરો. હું તમારા મરનાર દીકરાની ખાહિશ મુજબ તેની આએ દીકરી ફૅનીને તમારે સ્વાધીન સોંપી ગયો હતો."

"ઓ તું? તું? ભલે આવ્યો, બેટા, તું માહરે ઘેર!" તે અપંગ બુઢો ખરાં દીલથી ઉશ્કેરાયો, અને તેને હેસાંનમંદીથી ભેટવા એ પોતાની મોટી ખુશી વચ્ચે તે ઉભો વટીક થયો, જ્યારે તે નાતવાની અને ઉશ્કેરણીથી પોતાનાં આખાં તનબદનમાં એટલો બધો ધ્રુજતો હતો, કે ફીલીપે તેને દોડી જઈ પકડી લીધો નહિ હતે તો બીચારો પાછો ખુરસીમાં જરૂર પછડાઈ પડતે! "તું તો ઘણો ભલો છે. તુંને તો હું રોજ હેસાંનથી યાદ કરૂંછ. માહરી ફૅની પણ રોજ તુંને યાદ કરતી હતી. માહરાં ફુટેલાં નસીબની ગીરદેશીનાં કારણથી હું તુંને નજરે જોઈ શકતો નથી, પણ માહરા હાથમાં તાહરો હાથ આપ, બેટા. તું મને માહરી ફૅનીમાં એક ખરો ખજાનો સોંપી ગએલો છે. એ નહિ હોતે તો માહરી આએ લાચાર બેચાર હાલતમાં મને કોણ જોતે, કોણ ટુકડો રોટલી લાવીને ખવાડતે, અને માહરૂં શું થતે તેજ મને સમજ પડતું નથી!"—અને તે અંધાપો પામેલા કમ્બખ્ત બીચારાના ચીમરાએલા ગાલો પરથી આસુંઓ ગબડી પડતાં દેખાયાં.

ફીલીપ મમતાથી તે ડોસાની નજદીક ગયો, જ્યારે ફૅનીએ પણ તેનાં ગલાંમાં હાથ નાખ્યા, અને તે પણ પોતાના બપાવા જોડે રડવા લાગી.

"ઓ વાહલા ભાઈ, કેવું સારૂં થયું તમે આવ્યા તે! કેવી મેં વરસોનાં વરસોથી તમારી વાટ જોઈતી; પણ ઓ, તમાશમાં કેટલો બધો ફેરફાર થયોછ! તમે કેટલા મોટા થયાછ!"—અને તે તેના ચેહરામાં જોઈને શરમથી તરત નીચું જોઈ રહી. તે ભુલી નહિ જઈ શકી કે તે પોતે પણ હવે સ્રીવેશમાં આવેલી અને મોટી થએલી હતી!

"પણ, સાઈમન બાવા, તમારી આ એટલી બધી નાચારીનો સબબ હું સમજી શકતો નથી," ફૅનીને મમતાથી બાજુ કરી તે ડોસા આગળ એક ખુરસી લેતાં ફીલીપે હવે સવાલ કર્યો; "ફૅની તમારો ગુજારો કરે એટલી નાચારી કેમ આવી? તમારી પાસે ખોદાનું આપેલું પુરતું હતું તે મને ખબર છે, અને વળી તે ઉપરાંત તમારા બેટાએ ફૅનીને વાસ્તે બચાવેલો એક મોટો અવેજ હું તમારે સ્વાધીન કરી ગયો હતો!"

"ખરૂં છે, ખરૂં છે, એ બધું ખરૂં છે," તે ડોસાએ એક મોટા નીસાસા સાથે અતિ ઘણું રડમસ કહયું, "પણ શ્રાપીત તે બધો પૈસો હોવો જોઈએ, કેમકે એક બુઢી દદા એ બધું માહરૂં ધન લુટી ગઈ, અને બધું માહરૂં ઘર ખાલી કરી જઈને અરધીએ અરધીનાં અમોને મોહતાઝ કરતી ગઈ!"

હવે ફૅનીએ વધતા ખુલાસાથી સઘળું સમજ પાડીને તેને કહયું, અને ત્યારેજ ફીલીપ તે કમબખ્તોની આ મોટી મોહતાજીનો ભેદ ઉકેળી શક્યો.

એ પછી કેટલોક વાર તે ઓરડામાં ગંભીર ચુપકીદી પસરી રહી, જે અંતે ઘરડા સાઈમનેજ તોડી.

"અને બેટા, તાહરો પોતાનો શું હાલ છે? તાહરી તો કાંઈ વાત કર?" તેણે સવાલ કર્યો; "તું સુખી તો છે?"

"સુખી તે વળી શું?" ફીલીપ કડવાસનું હસ્યો: "માહરા જેવા એકલા અટુલા અને નમાયા આદમીને વાસ્તે આએ દુન્યામાં સુખ જેવું શું હોય? ખોદાની રેહેમ કે હું આગળ જેવો નાચાર કે નાગોભુખો રહયો નથી, મગર માહરી કદર કરનારૂં કે માહરાં દુ:ખથી દાઝી જનારૂં આએ આખી દુન્યામાં કોઈજ નથી!"

"કોઈજ નહિ?" તે બુઢાએ તાજુબીમાં પોકાર કર્યો, અને ફીલીપનો એ સંતાપ સાંભળતાં નાહની ફૅનીનાં દીલમાં જે ચુંથાઈ આવ્યું તે ચુંથારો તેણીની તેજસ્વિ આંખોમાં પ્રગટ પડેલો ખચ્ચીતકરીને જોવાજોગ હતો; "કોઈજ નહિ? માય, બાપ, ભાઈ, બેહેન, બૈરી, બચ્ચાં કોઈજ નહિ?"

"કોઈજ નહિ, મોટાબાવા." જવાન ફીલીપે ઉંડી ગમગીનાઈથી કહ્યું, અને તેજ વખતે ફૅનીએ આગળ જઈને નરમાશથી તેના હાથ પર પોતાનો હાથ મુક્યો.

"એમ કાંએ બોલોછ, ફીલીપ ડીઅર?" તેણીએ પ્રોટેસ્ટ કર્યો; "હું તમારી બેહેન તો છેઉં કેની? તમે હવે અહીંજ રહો અમારી સાથે, અને હું સદા તમારી સંભાળ અને કાળજી કરશ. હું જરાબી તમારાં મનમાં કોઈ દાહડે કોઈ વાતમાં ઓછું આવવા દેવશ નહિ. માહરૂં ફેન્સી વર્ક એવું સારૂં વેચાએછ, અને લોકો દયાથી કે વખાણથી—ગમે એમ પણ—તેનું એવું સારૂં દામ આપેછ, કે તેથી આપણાં ત્રણનો ગુજરો તો ઘણોજ સારી રીતે થઈ શકશે! તમો તેથી આવશો અને કબુલ થશો હવે પછી સદા અમારી સાથે અહીંજ રહેવા? ઓ, મને કેવું ગમશે! અમો બેનાં બે તે મને બી બાઝે વખ્ત અહિ કેટલું બધું એકાંત લાગેછ! હું પાછલા ઓરડામાં તમારે વાસ્તે જગ્યા કરશ. ઘણો મજાહનો ને હવાવાલો ઓરડો છે ને બારી પછવાડેના ચૉકમાં પડેલી છે, અને ત્યાંથી દેવળનો થોડોક 'વ્યુ' બી જોઈ શકાયછ!"

ફીલીપ મીઠાસનું હસ્યો. કેવી ભલી, કેવી ભોળી, અને વળી કેટલી ઉદાર! પોતે મેહેનત મસાગતથી તેનું બી પુરૂં કરવા ચાહતી અને તેને તે વાતની હિમત આપતી હતી તે કેટલું રમુજી હતું! તેણે તેને પાછી પોતાની ગોદમાં લીધી.

"તું માહરી બેહનજ થજે," તેણે હસીને કહ્યું, "કેમજે માહરો એક ભાઈ હતો તે બી ગુમ થવા પછીથી માહરૂં આ બહોલી દુન્યામાં કોઈજ રહ્યું નથી, અને આપણે બંને એકસરખાં નમાયાં છીએ!"

તેણે, એમ કહેતાં, તે ભોળીભાલીનાં કપાલ ઉપર એક ભાઈનાં સ્વચ્છ હેતનો બોસો લીધો, અને ત્યારે ફૅનીને લાગ્યું કે તેણીના ગાલપર જે એક આંસુ પડ્યું તે, અલબત, તેનું પોતાનું તો નહીંજ હતું!

"તમોને બી ગમશે, મોટાબાવા, ફૅની કહેછ તેમ હું માહરૂં અંહિજ રહેવાનું કરૂં તો?" તે હસ્યો; "હું કાંઈ તમોને માથે પડવાનો નથી. માહરી પાસે થોડાક પૈસા છે, અને હું તમો બંનેના ગુજરા વાસ્તે મદદ થઈ શકશ. વળી હું કાંઈ અંહિ જાથુક રહેવાનો નથી. મને તો અવારનવાર લાંબો વખત સુધી અત્રેથી જતો રહેવું પડશે. વળી લંડનમાં પણ માહરે સારૂ હું તો એક ઘેર લઈ ચુકેલો છેઉં."

"હા, આવ બેટા, આવ; તાહરા જેવો એક નેકબખ્ત માહરે ઘેર રહેશે તો મને વધતી નીરાંત થશે," ને ઘરડા આસામીએ ઉલટમંદ કહ્યું; "વળી તું અમોને ગરીબને માથે નથી પડવાનો ત્યારે મને હરકતજ શાંની હોય? આ ઘણી પાપી અને દોજખી દુન્યા છે, અને તેને બરતરફ કરી તું આએ કબ્રસ્તાનની નજદીકમાંજ રહેલો સારો! એ કબ્રસ્તાનમાં તાહરી માએની કબર બી છેની?"

"જી હા," તેણે જવાબ કર્યો, કે જયારે તેનો અવાજ લાગણી ભેર ધ્રુજતો સંભળાયો; અને પછી તેણે ફૅની તરફ ફરીને પુછયું, "તેં મુકયાંતાં ફુલ, ફૅની ડીયર, તે વાહલી કબર ઉપર અવારનવાર—હું કહી ગયો હતો તેમ?"

"ઓ સેંહેકડો વખત, વાહલા ભાઈ; ખરાં દીલનાં ખંતીલાંપણાંથી, હંમેશ યાદ રાખી રાખીને, અને તે વખતે તમે મને કેટલા બધા યાદ આવતા હતા!" ફૅનીએ દીલદારીભર્યો જવાબ કર્યો, અને તે પછી બીજી ત્રીજી થોડીક વાતચીત કરીને ફીલીપ અંતે જવા ઉઠયો. ફૅનીનું તો ઘણુંજ મન કે તે ને તે રાત્રેજ રાતવાસો તે અત્રે રહી જાએ, અને તેણીએ તે ઘણી કાકલુદીથી ફીલીપ કને માંગી બી લીધું, પણ બીજે દીવસે પાછો આવવાનું પ્રૉમીસ કરીને તે જવાંને તે વાહલી બાળાને મનાવી લીધી, અને તે રૂખસદ ચાહતો ઉભો હતો તે વખતનું તે ત્રગડીનું પીકચર કોઈ કવી ચીતારાની પીછીનેજ કાબીલ હતું! તે સોહાંમણો, ઉંચો, દબદબાવાલો, ખરો મરદાંનગીભર્યો આકાર એક હાથમાં તે બુઢાનો હાથ લઈ ઉભો હતો, કે જે અપંગ જૈફ ઉચી આંખોએ તે વીદાય થતા જવાનના ચેહરા સામું ફોકટજ ટીંગાઈને જોતો હતો, અને તે નાતવાન મુરદાલ મરીચરી રહેલા બુઢાને પડખે તે જોબનમાં ઝુલતી તારૂણી ઉભી હતી, કે જે હેત અને ઓશક સાથે તે મોહક મુખડામાં જોઈ રહી હતી! તેણીનો હાથ તેણે પોતાના બીજા હાથમાં પકડેલો હતો. તે પોતે લશ્કરી પોપાકમાં હતો, અને ભરાવદાર મુછ અને માથાં પરના લીસા, ચલકતા, કરચ્યાલા બાલ તેમજ ઠુંમકી અણ્યાલી ફ્રેંન્ચ દાઢી સાથે તે ઘણો દીલકસ નજરે આવતો હતો. તે આખું એક ઘણું સોહાંમણું અને કેનવાસ પર તરત ઉતારી લેવાજોગજ એક ખરેખરૂં ખેંચાણકારક પીકચર હતું!

———o———

## પ્રકરણ ૫૦.

અને ત્યારે હવે વાંચનારાઓને ખુલાસો કરી સમજાવાની જરૂરજ રહી નથી કે પેલો ચાર્લસ સ્પેન્સર જેમ મરનાર કૅથેરાઈનનો નાધલો ને લાડકો બેટો સીડની મૉરટન હતો, તેમજ વળી ફ્રેંન્ચ રાજસભામાં મોટું માન મરતબો સંપાદન કરી ચુકેલા જે જેનરલ ડ—વૉડમન્ટ માટે આપણે ગયા અંકમાં વીગતે વાંચ્યું છે તે કોઈજ નહિ પણ એક કમભાગ્ય "બનવા કાળ"ની અજબ જેવી તાસીર અને અસરથી હદ વગરનો હાડમાર થએલો એજ કૅથેરાઈનનો વડો બેટો ફીલીપ મૉરટન હતો. એટલા માટે એ બંનેને આપણે આપણી વારતાના સફાઓ પર જયારે એ નવાં નામથી રજુ કર્યે ત્યારે એ આસામીઓ ખરેખરા કોણ છે તે જાંણવાનું સુજ્ઞ વાંચકોને કશીજ રીતે મુશ્કેલ થવાનું નથી એ વાતની ખાત્રી રહે છે.

ફીલીપ વૉડમન્ટ બીજે દીવસે બપોર થતાં, આગલી રાત્રે પ્રૉમીસ કરી ગયો હતો તેમ, કાંઈક ઘણા ઝુઝવી અસબાબ સાથે સાઈમનનાં ગરીબ ઘરમાં રહેવા આવ્યો. એ ખરેખર તો નાહની ફૅનીનું મન મનાવા અને તે ગરીબ લાચારોને પોતાની ગીરેથી થોડીક મદદ કરતો રહેવાના પુણ્યવંત એરાદાથીજ તે કરતો હતો. હવે તે આગળનો નિરાશ્રીત, નાચાર, ભુખે મરતો કંગાલ ફીલીપ મૉરટન હતોજ નહિ. તે હાલમાં હવે પુરતો શ્રીમંત અને સુખી હતો. એક ગજબનાક બનવા કાળે પોતાની કસોટી ઉપર છેલ્લામાં છેલ્લી હદ સુધી તેને કસી કસીને અંતે તેનું તેજ પારખી લીધું હતું, અને ત્યાર પછીથી સમો બદલાયો હતો! આજે તો તે પૈસાપાત્ર માત્રજ નહિ, પણ "ફીલીપ ડ—વૉડમંન્ટ"નાં નવાં નામે સોસાએટીમાં ઘણી નામદારી અને વગદારી પાંમ્યો હતો, અને લંડનમાં તેણે એક સારી રીતે સજાવેલું ઘર વટીક ભાડે રાખ્યું હતું, એટલે ખરેખર તો તે હયાંની ગરીબાઈમાં અને કંગાલ્યતમાં રહેવા આવ્યો તે ફૅનીનું મન મનાવા અને પોતાનું મન સોહોવરાવાજ હતું. એટલા માટે પોતાનાં કપડાં ચપડાંને લગતો થોડોક અસ્બાબ આગમચથી મોકલી આપીને તે પછીથી ઘોડેસ્વાર થઈ આવ્યો, અને ઘોડાને બાજુમાંની એક ધર્મશાળાને લગતા તબેલામાં સુખકારક રવેસે થર પડેલો જોઈનેજ તે પોતે ઘરડા સાઈમનને ઘર ચાલી આવ્યો.

તે રાજીજ થયો. સુંદર ફૅનીએ ખ્યાલ નહિ થઈ શકે એટલી બધી તજુમલ, કાળજી અને ઉલટથી તેનો ઓરડો હેતપુર્વક ગોઠવ્યો અને તૈયાર કર્યો હતો. તે પેલો ચોકમાં ઉઘડતી બારી વાળોજ ઓરડો હતો, કે જે ખરેખર તો ઘણો ગરીબ ગરીબ હતો—ખુદ તે માહેલી સજાવત પણ બધી ગરીબ ગરીબજ હતી, પણ તેમાં એક અબળાના હાથ અને સુઘડ તેસ્ટની પુરવારીઓ પ્રદીપ્ત પ્રગટતી હતી, જ્યારે ગરીબ ફીલીપ જેણે આ આગમચ આ કરતાં હજારો બદતર અનુભવ્યું હતું તે આ ગરીબીથી જરા એ મુઝાંયો કે ખંચાયો નહી. પેલી લુચ્ચી મીસીસ બૉક્ષરે કાલું કરી જવા પછીથી ઘરનાં કામકાજ માટે ફૅનીને હાથ લાગવા એક મરેહાલ જેવી ડોસી રહેલી હતી, અને તે સઘળી એ ગરીબ ઘરની ખીદમતગુજારી અને તેટલુંજ ગરીબ ગરીબ ઘરડા સાઈમનને ત્યાંનું ખાવા પીવાનું ઘડાએલો ટીપાવલો ફીલીપ એક ખરી ન્યામત જાણતો હતો! ખરેખર તો તે જવાનને જેવાનું જરા એ મુશ્કેલ થયું નહિ કે તે નાહનો ઓરડો સજાવવા અને ખુશ દેખાતો કરવા નાહની ફૅનીએ પોતાની ગરીબ ગીરોથી થોડોક ખરચ વટીક કર્યો હતો, અને ટેબલ પર તાજાં ગોઠવેલાં ફુલો વિગેરેથી તે ઓરડો વગર શકે વધતીજ તાજગી પાંમેલો જોઈ શકાતો હતો. તેને જે વધતું સંતોષ આપનારૂં હતું તે એ હતું કે બારીમાથી કબ્રસ્તાનનો એક ભાગ નજરે આવતો હતો, જ્યાં તેની આપજથ પાંમેલી વાહલી માતા અમરગીની ઉંઘમાં પોઢેલી હતી! તે તરફ આંખ ખેંચીને જેવા કરતાં અને દર્દમંદ ખ્યાલોમાં ગીરફતાર થતાં તે નેકીભર્યો જવાંન જરા એ થાકતો લાગતો નહિ. વળી તે જ્યારે એવા 'મુડ'માં હોય ત્યારે ફૅની તેનાં મનની એ અરોઈ વચ્ચે તેને જરા એ હરકત કરની કે વાત કરાવતી તેની આગળ જતી પણ નહી.

તેણે પેલા બોફર્ટવાલાઓને હજી માફ કર્યું હતુંજ નહિ. તેઓએ તેના પવિત્ર હક લુટયા હતા, અને તેની પાકજાદ માતાને નામોશી અને અપજશમાં તેમણે દયાહીણપણે મરવા દીધી હતી એ વાતની ખફગી તેણે જીન્હાર પોતાનાં મનથી દુર કરી નહિ હતી. એ ખફગી અને જીંદગીભરનાં દુખ વચ્ચે, મગર, સધ્યારા, સંતોષ અને સુખનું જે એક કીરણ પ્રગટયું હતું તે તેની પવિત્ર યુજીનીનો પાક સમાગમ હતો. તે પાકજાદ સુંદરીએ ગેરઈન્સાફી સત્તાવાલાઓના બેરેહેમ બસથી તેને બચાવી લઈ તેનું જીવણજ જાંણે ફેરવી નાખ્યું હતું, અને તે નેકી અને ભલાઈ જાંણે બસ નહિ હોય તેમ તેણીએ પોતાના અશોઈભર્યા પ્યારની બુલંદીથી વટીક તેને વધારામાં નવાજ્યો અને નેહાલ કર્યો હતો! તે એક સુખનો સ્વપ્નો હતો, કેમકે આયંદા તે એક સ્વપ્નોજ માત્ર પુરવાર થયો, અને એ સંબંધી જે કાંઈ બન્યું હતું તે લૉર્ડ લીલબર્નને ત્યાંની જુગારી પાર્ટીની વાતચીતમાં આપણે આગળાં પાનાંઓમાં વિગતવારે વાંચી આવ્યાં છીએ.

તે હવે હાલ આ નવી જીંદગી માટે પણ એક બી ઓશક કે આનાકાની વગર પોતાને લાયક કરતો ગયો. તે અવારનવાર પોતાનાં લશ્કરી કામકાજે લંડનમાં પોતાનાં મકાનમાં જતો, અને જરૂર પડતી ત્યારે ચાર આંઠ દીવસ લાગલાગત ત્યાં રહીબી જતો; પણ ફૅનીના પવિત્ર સહવાસ અને તેની અનેક તરાંહની નિર્દોષતાથી તેને ઘણી ગમત મલતી, અને તે મોટે ભાગે તેથી અત્રેજ પાછો દોડી આવતો અને અત્રેજ રહેતો. તે રાત અવાર ઘણીક વાર મોડો પણ થતો, અને ત્યારે પોતાની કનેની ડુપ્લીકેટ ચાવીથી ઘરમાં કોઈને પણ જગાડવા વિના દાખલ થઈ જઈને પોતાના ઓરડામાં જઈ સુઈ જતો. ઘરડા સાઈમન જોડે પણ તે એટલો હળી ગયો હતો કે રફતા રફતા તે એ ઘેર પોતાનુંજ જાંણતો થયો હતો, અને જ્યારે તડકો સારો પડતો હોય અને ડોસાની તબ્યત સારી હોય, ત્યારે સાંજ સાંજે તે લશ્કરી પોષાકનો દમામદાર જવાંન તે અપંગ ડોસાને હાથ આપીને પેલાં કબ્રસ્તાન આગળની તેની સરેસ્તાની સેહેલગાહે દોરવી લઈ જતો હતો તે જોવાનું ખચ્ચીત કરીને ઘણું સુખકારક હતું. વળી અનેક મરતબા ફૅની પોતાનું ફેન્સી વર્ક વેચવા જતી ત્યારે પણ તેનો ભાઈ થઈ તે તેની જોડેજોડ જતો, અને તે વખતની વાહલી ફૅનીની ખુશાલી અને મગરૂરી જે તેના ગોલાબી થઈ ગએલા ચહેરામાં એક તડાકે વાંચી લઈ શકાતી હતી તે ઘણી જોવાજોગ થઈ પડતી હતી. તે (ફૅની) જ્યારે દુકાનમાં જઈને પોતાની ખરીદીઓ કરતી અથવા પોતાનાં વેંચાણો આટોપતી, ત્યારે તે દુકાંનની બાહેર સબુરીથી એક બેહેનની ચોકીમાં ઉભો હોય તેમ ખોટી થઈ રહેતો, અને ગમે એટલું મોડું થવાની ફરીયાદ કદી કરતો નહી. એ છોકરી રેશમી પોશાકો પર જે ફુલરોકી ફેન્સી ભરત કરતી હતી તે આગેવાન સોસાએટીમાં ખરેખર ઘણું વખણાતું થયું હતું, અને મેડમ ડેવી તેથી તેનું સારૂંજ દામ આપી પોતે તેમાંથી પોતાનું તર્યારૂ પણ સારી રીતે ટાઢું કરતી થઈ હતી. વળી જવાંન વૉડમન્ટે વખાણથીજ જોયું કે તે ગામનાં લોકો—ખાસ કરીને ગરીબો—તેને ઘણાં વખાણતાં અને ચાહતાં થયાં હતાં, અને

છેક નાધલી ઉમરથી મહેનત મજુરી કરીને તે પોતાના અપંગ બાપાને જાળવતી રહી હતી તે તેણીની નેકીની ઘણી વાહવાહી થઈ રહી હતી.

ફૅનીની મોટામાં મોટી ઉલટ પોતે થોડાક પોતાની કમાઈમાંથી પૈસા એકઠા કરીને પોતાના બાપ વીલ્યમ ગૅાત્રેની યાદ સાચવવા આ તરફનાં કબ્રસ્તાનમાં એક લેખ સાથે 'મૉન્યુમેન્ટ' ઉભું કરવાની હતી. તે તો, અલબત, વીલ્યમને પોતાનો સગો બાપજ જાણતી હતી, અને ત્યારે ખરી વાત કહીને તેણીનો એ એતેકાદ તોડી નાખવા ફીલીપને હજી એ ગમ્યું નહિ હતું. મુશ્કેલી એ હતી કે સખ્ત મજુરી કરતી હોવા છતાં તે કાંઈ જીવ જેવું હજી બચાવી શકી નહિ હતી, કેમકે તેની કમાઈનો મોટો ભાગ ઘરખરચમાં ઘુસી જતો, અને બુઢા સાઈમનની વધતી ઓછી બીમારી કે કોઈ ગરીબોને મદદ કરવાની તે છોકરીની હંમેશની આસ્થાનાં કારણથી જે તે બચાવી શકી હોય તે ઘણે ભાગે ઘસડાઈ જતું અથવા કમી થઈ જતું.

તેણીની ધાર્મીક આસ્થા—ફીલીપે જોયું કે—જેટલી અજબ જેવી તેટલી ખરાં દીલની હતી. ઘરડા સાઈમને તેણીને ભડકાવી હતી કે તેણીનો મરનાર બાપ ઘણી નાલાયક—બલ્કે ગુનાહભરી જીંદગીએ જીવ્યો હતો, અને પોતે કૉનવેન્ટમાંજ મોટી થએલી હોવાથી તે ધાર્મીક આસ્થામાં સ્વભાવિક વધતું માનતી થઈ હતી. તે આવી ખરખેરાતના સવાબ અને પુણથી પોતાના મરનાર બાપનાં પાપ ધોઈ કાઢવાની ઉમેદ અને બંદગીઓ કરતી રહી હતી, અને તે નેકીને ફીલીપે સામું પોતાની તરફનું ઉત્તેજનજ આપ્યું. તે ભુલી જઈ નહિ શકયો કે તે પોતે જે કાંઈ થોડું કમાઈ શકયો હતો તેના બચત પૈસામાંથી તેણે પણ પોતાની વાહલી માવીતરની કબર પર પેલા એક લેખ સાથનો સાદો પથ્થર ઉભો કરાવ્યો હતો, અને એ રીતે તે પોતે એવી નેકીમાં મુસ્તકીમપણે માનતો હોવાથી તે એ પુજ્ય ભકિતભાવમાં ફૅનીને કેમ નાઉમેદ કે નાહિમત કરી શકે?

પેલા લુચ્ચા લીલબર્ન તરફની સતાવણી જેવું તો ફીલીપે તેના કમીના ખીદમતગાર ડાઈકમૅનને બરફાટી આપવા પછીથી ફરીથી કોઈ દહાડે કાંઈ જણાયું હતુંજ નહિ, અને તોપણ ફીલીપ તે વાસ્તે પુરતી સંભાળમાં રેહતો હતો. તેણે ફૅનીને ફેરવી ફેરવીને અને ચીપીચીપીને બધી બારીકીઓ પુછી લીધી હતી, અને તેથી તે એ સતાવણીઓને લગતો ભેદ મોટે ભાગે ઉકેળી શકતો હતો. ફૅનીના કહેવા મુજબ એક દીવસ તે પોતાની વર્ક બાસ્કેટ લઈને પોતે કરેલું ફેન્સી વર્ક વેચવા જતી હતી તેવામાં એક કોઈ ગ્રહસ્થે પોતાની શોભીતી વીકટોરીયા ગાડી ઉભી કરાવી તેણીને પોતાની પાસે બોલાવી, અને તે નિર્દોષપતાની પુતલી દગાના એકબી ખ્યાલ વગર બીનદેહસ્ત અને બેધડક તે ગાડી આગળ ગઈ. તે ગ્રહસ્થે એ પછી પેલી બાસ્કેટમાંનું વર્ક જોયું, તે ઘણું વખાણ્યું, અને તે અકળાઈ જાએ એટલું મોટું દામ તે વર્ક પોતાની ગાડીમાં ખાલી કરી લઈને તે બાળાને ચુકવી આપ્યું! વળી લંડન તરફ જવાના માર્ગ પર તે ગામથી એકાદ

માઈલને છેટે કોઈ મીસીસ વૅસ્ટ કરીને બાઈ રેહેતી હતી તેનું તેણે તે છોકરીને નામ ઠેકાણું આપ્યું, અને હવેનું વર્ક જે તૈયાર થાય તે તેનેજ ત્યાં જઈને વેચી આવવા તે શ્રીમંત આદમીએ તેણીને ભલામણ કરી. તેણે ખાત્રી આપી કે તે બાઈ એ જાતની હુન્નરમંદીની ઘણી વખાણનાર હતી. અને બીજું કોઈ આપી શકે તે કરતાં વધારે મોટું દામ એવાં વર્કનું આપી શકવાની તે સ્થિતીમાં હતી. તે ઉપરથી, તે પછીનું વર્ક તે મજકુર અબળાને ઘેર લઈ ગઈ, કે જે એવા તો ભપકાથી સજાજ થએલી હતી કે ફૅની તો તેણીનો તે અક્કલરહિત અને ટેસ્ટનું જાબજા ખુન બતાવનારો એસ્કાટ જોઈનેજ અકળાઈ ગઈ! એ વખતે પેલો ગાડીમાં મળેલો ગ્રહસ્થ પણ ત્યાં હતો, અને તેણે તેમજ તે ઓરતે (ફૅનીનાં કહેવા મુજબ) તેણીનાં વર્ક અને તેણીની ખુબસુરતીની જાબજા તારીફ કરી, એટલુંજ નહિ, પણ તેણીએ એ વર્કનું એટલું મોટું દામ આપ્યું કે તે છોકરીની છાતી હર્ષથી અને ઉલટથી ઉંચકાઈ ગઈ. તેને ઉલટ અને ઉમેદ એ થઈ કે એમ ને એમ જો આવી ધરખમ કમાઈ ચાલુ રહે તો ટુંક વખતમાં તે પોતાની ઉમેદ અને લોભ મુજબ પોતાના મરનાર બાપની યાદ સાચવનારૂં એક 'મૉન્યુમેન્ટ' કબ્રસ્તાનમાં જરૂર ઉભું કરી શકવાની! પેલાઓએ, અલબત, ફરીથી બીજું જે વર્ક તૈયાર થાએ તે ત્યાંજ લાવવાની તેણીને વરદી કરી, અને ફૅની ઘણાં ખુશાલ જીગરે ઘર પાછી ફરી.

હવે થયું એમ કે એ મીલાકાત પછી બીજેજ દીવસે ફૅની કાંઈક ખરીદી સારૂ બાહેર જતી હતી, તેવામાં પેલીજ ઓરત તેને રસ્તામાં નહિ ધારેલી મલી ગઈ. તે તેણીનો હાથ પોતાના હાથમાં લઈ તેના જોડે હસ્તે ચેહરે તેને પસવારી પટાવીને કાંઈ એલાર પેલાર વાત કરાવતી ઉભી હતી, તેવામાં પેલી એજ તરફની જાણીતી મીલીનર મેડમ ડેવીનું એતેફાક ત્યાં આવી લાગવું થયું, જેણે તેણીનો સખ્ત ઉધરો લીધો. તે તેને ઓળખતી હોવી જોઈએ, કેમકે ફૅની જેવી એક ગરીબ નિર્દોષ છોકરીને રસ્તામાં થોબાડી વાત કરવા વાસ્તે વટીક તેણીએ તે લુચ્ચી ઓરતનો એવો ઝાડયો કાઢયો કે તે સાંમો એક જવાબ વટીક કરવાની હિમત કરી શકી નહિ, અને નીચી મુંડીએ ત્યાંથી ચોરની અદાએ ખલ્લીજ ગઈ. મેડમ ડેવીએ તો કોઈ પોલીસમૅનને બોલાવીને તેને તાબડતોબ પકડાવી દેવાની પણ તેને ધમકી આપી હતી! તે પછી પેલી બાઈએ ફૅનીને જણાવ્યું કે એ ઓરત ઘણી નાલાયક અને ખરાબ હતી, અને ફરીથી કદી તેણીએ તેની પડખે જવું નહિ. વળી તેણીએ ફૅનીને હિમત આપી કે તેણે જો કાંઈ ફેન્સી વર્ક વેચવું હોય તો તેણે તે તેની દુકાન પર લઈ જવું, અને તે તેનું વાજબી અને ખરૂંજ દામ આપશે.

"વળી મેં તો બધું ખરૂં જાણવા પછીથી તે બેઉ તરફથી મલેલા પૈસા બી રાખ્યા નહિ, વાહલા ભાઈ," ફૅનીએ ખુલાસો કર્યો; "ભલાં મેડમ ડેવીએ તે ગંડાલોના પૈસા રાખવા મને નાજ કહયું, અને મેં તેથી તેવણને તે બધા હવાલે કરી દીધા, જે તેવણે માહરાં દેખતાં તે લુચ્ચી ઓરતપર સખત ટાંણાજાંણીની એક ચીઠ્ઠી લખીને મોકલી દીધા."

"તેં એ ઘણું નેક કર્યું, ફેની," ફીલીપે તારીફ કરતાં કહ્યું; "અને તુને એવી નેકીભરી સલ્લાહ આપવા વાસ્તે આપણને એ ભલી મીલીનર બાઈના ખરા ઘણાં ઉપકારી થવું સજાવાર છે."

એ પછીથી ઉપર મુજબ ફીલીપ બને ત્યાં સુધી ફેનીને એકલી જવા દેતો નહી. તે સમજીજ ગયો કે કબ્રસ્તાનના રસ્તા ઉપર એ બાળા સાથે જે ગુજરો લાવવામાં આવ્યો હતો તે પેલા કોઈ દોલતની શ્રીમંતની ઉશ્કેરણીનુંજ પરીણામ હોવું જોઈએ, કે જે ફેનીની સુંદરતાથી મોહીત થએલો લાગતો હતો, અને ફેની આ જોરમંદ જવાનની દસ્તગીરી અને પનાહ હેઠળ ફરતી થએલી જોવામા પછી કોણની માએ સુંઠ ખાધી હોય કે જેનો બેટો ફરીથી તેને સતાવતો આવવાની હીમત કરી શકે?

---

## પ્રકરણ ૫૨.

લૉર્ડ રૉબર્ટ બોફર્ટને પેલો એક આદમી મલી ગયો હતો, કે જે મરનાર હેરી બોફર્ટનાં કૅથેરાઈન જોડેનાં લગન હકદાર હોવાની પુરવારીઓ ધરાવતો હોવાનું કહી ગયો હતો તે વાંચનારાં સમજનોનાં લક્ષમાં હશે. એ મીલકાતથી તે ઘરડો અર્લ ઘણો ધ્રુજી પડયો હતો, અને પોતાના ચપરખાંધા સાલા લૉર્ડ લીલબર્નની સલ્લાહ લેવા તેને બંગલે દોડયો હતો, જ્યારે એ લગડાં લીલબર્ને તેને શી સલ્લાહ આપી? આપણે યાદ કરીશું કે લૉર્ડ બોફર્ટને તેની બેટી એમીલીના કાજવશતાળાં વિશે મત કરવા તેની પરણેતરે વીનડરમીયર દીસટ્રીકટ ખાતે તેડાવ્યો હતો, કે જ્યાં તે પોતાની તબ્યતના સુધારા વાસ્તે એમીલીને લઈને ચેન્જ પર ગએલી હતી. લીલબર્ને, તે ઉપરથી, તેને તેની અસલ ગોઠવણ મુજબ વળતી સહવારે ત્યાં ઉપડી જવાનીજ સલ્લાહ આપી, અને આઠ દીવસ પછી તે મીલાકાતી જવાબ લેવા આવે ત્યારે પોતાના બનેવીની જગ્યાએ પોતેજ તેને મલવાનું માથે રાખ્યું હતું. એ મુજબ તે આઠમે દીવસે, મીલાકાતનો વખત થવા આવતાં, પોતીકાં બેહન બનેવીના બંગલા પર ગયો, અને તેની વાટ જોતો ખોટી થતો હતો તેવામાં બારણું ઉઘડયું, અને પેલો આપણો જાણીતો મોટા પેટનો પોલીસ કૉન્સ્ટેબલ મી૦ શાર્પ અંદર આવ્યો.

"ઓ, મી૦ શાર્પ?" તેને જોતા તે ઉમરાવે ખુશી થઈને કહયું; "ભલે આવ્યા. હું તમારી વાટ જોઈનેજ બેઠો છું."

"કંઈ હુકમ છે, માહરા લૉર્ડ?" મી૦ શાર્પે ઘણી નમનતાઈના દેખાવથી પુછયું.

આપણે તેને ઓળખ્યે છીએ. તે પૈસાનો ગુલામ હતો, અને પૈસા મળે ત્યાં તાબેદારીથી ઢળનારો હતો. તે એજ કૉન્સટેબલ હતો કે જેણે આરથર બોફર્ટના ઘણા

પૈસા ખાધેલા છતાં, ઘરડા મી૦ સ્પેન્સરે તેને તેથીબી વધારે આપવાથી તે તેની પક્ષનો થઈ ગયો, અને આરથરને પડતો મુકી સીડનીને ચોરી જવામાં તેનેજ સાંમી મદદ કરી હતી!

"હા, મેં તમને તેડાવ્યા અને તસ્દી આપી, કેમકે મને તમારૂં થોડુંક કામ છે. હમણાં એક આદમી મને અત્રે મલવા આવનાર છે, જે માહરા બનેવી લૉર્ડ બોફર્ટને આઠ દીવસ પર અત્રે મળી ગયો હતો. તે કાંઈ ચોક્કસ બાતમીઓ ધરાવતો કહેવાએ છે, કે જે ખરી હોય અને જાહેર થાએ તો અમોને ઘણું નુકસાન પોંહોંચે; અને તેથી માહરે જે નક્કી કરવાનું છે તે એ છે કે એ બાતમીઓમાં વજુદ કેટલું છે. એટલા વાસ્તે તમે એને હમણાં જોઈ લેઓ, અને પછી તેને લગતી બધી વિગતો મેળવો. અમો તમારી મહેનતનું ઘણું સારૂં દામ આપશું. તમે હૉલના દરવાજા આગળ ચોકીદારની કોટડીમાં ભરાઈ રેહો, અને તે અંદર આવે ત્યારે તેને બરોબર જોઈ લેજો. વળી જોવા ઉપરાંત તે અત્રેથી પાછો જાએ ત્યારે તમે તેની પુઠે જજો, અને તે કોણ છે, ક્યાં રહેછ, શું ધંધો કરેછ, કોણ કોણને મલેછ અને તેના સોબતીઓ અને મલતાવિશેકો કોણ કોણ છે તે બધી પાક્કી બાતમીઓ મેળવજો. બનશે કેની?"

"આહ, માહરા લૉર્ડ; આ તમારા ગરીબ સેવકથી શું નહિ બનશે તેજ પુછો!" મી૦ શાર્પે ઉકમાઈ લીધી; "એવાં કામકાજ તો તમારા આઓ નોકરના નખમાં રમી રહયાં છે! તમારા ભાણેજ મી૦ આરથર બોફર્ટને પુછ્યું કેની? તેવણને માહરી કામ કરવાની કુનેહ ને ધંધા વાસ્તેની ઈમાનદારી સારૂં ઘણું માન છે."

"મને તે ખબર છે અને તેથીજ તો મેં, તમને યાદ કર્યા અને તમને બોલાવ્યા," તે લંગડા ઉમરાવે કહ્યું, અને તરત વધાર્યું, "ત્યારે વખત ના ખોહવો. જે ઘડી જાયેછ તેમાં તે આવવો જોઈએ. તમે જાઓ અને, મેં કહ્યું તેમ, ચોકીદારની કોટડીમાં છુપાઈ રહો."—અને શાર્પ એ હુકમ અનુસાર તુરત નમીને ચાલતો થયો.

તે ઘણો વેલાસરજ ગયો, કેમકે તે ભાગ્યેજ એ કોટડીમાં જઈ રહયો કે પેલો મીલાકાતી દરવાજામાં દાખલ થયો અને પોરટરને લૉર્ડ બોફર્ટ વાસ્તે પુછતો ઉભો, તેવામાં દરવાજા પરનાં ફાનસની રોશનીની મદદથી તે લુચ્ચા પોલીસવાલાએ તેને બરાબર જોઈ લીધો.

તેને આગમચથી આપી રાખેલા હુકમ મુજબ લૉર્ડ લીલબર્ન આગળ લાવવામાં આવ્યો.

"બેસો," લીલબર્ન જે મોટી ખુરસીમાં અરડાઈ પડયો હતો તેમાંથી જરા એ ઉઠવાની દરકાર બતાવ્યા વગર તે દાખલ થયો એટલે હાથના એસારાથી એક ખુરસી બતાવી દમામથી બોલ્યો; "લૉર્ડ બોફર્ટને એકાએક કાંઈ જરૂરી કામ વાસ્તે બાહેરગામ જવું

પડયુંછ, અને તેવણની જગ્યાએ તમને મલવા તેવણ સાહેબ મને વરદી કરી ગયાછ. હવે માહરી સાથેજ તેથી તમને વાત ને ગોઠવાણ કરવાની છે. હું બધું જાણુંછ. લૉર્ડ બોફર્ટે ગયા મંગળવારની તમારી મીલાકાત બાબે મને બધું કહેલું છે."

"અને આપ સાહેબ કોણ છેઓ?" પેલાએ જરા અસંતોષીપણે ઘુરકીને શંકાશીળ સવાલ કર્યો.

"અમો અતલગના સગાઓ છીએ; લેડી બોફર્ટ માહરાં બહેન થાએ."

"અને આપ સાહેબનું નામ?"

"માહરાં નામ સાથ તમોને કામ શું છે?" લીલબર્ન તરડાયો; "પેહલે તમોએ તમારૂં પોતાનું નામ મને જાહેર કરવું જોઈએ."

"વૅલ, ત્યારે માહરૂં નામ સ્મીથ છે—કૅપટન સ્મીથ."

"ઑલ રાઈટ; અને હું લૉર્ડ લીલબર્ન છું."

એજ વખતે એક નોકર બારણું ઠોકી અંદર આવ્યો, અને લીલર્બનના હાથમાં તેણે કાગળની એક ઘડી વાળેલી કાપલી મુકી. લીલબર્ને તે ખોલી, અને જરા અજબ થતાં તે નીચે મુજબ વાંચી :—

**"માહરા લૉર્ડ, હું એ આદમીને સારી રીતે ઓળખુંછ. એનાથી ઘણા ચેતેલા રહેજો. એને તો ખોટી ઠગાઈઓના વાંક સર ત્રણ વરસ પર જન્મદેશનીકાલની સજા થઈ હતી, અને હોમ ગવરમેન્ટે પછીથી એને માફ કરીને છોડી મુકવાનો હુકમ નહિ આપ્યો હોય તો એ જરૂર કોલોનીઝમાંથી ન્હાસી આવેલો હોવો જોઈએ. એને અમો પોલીસવાલાઓ "કૅપટન જેરી"ને નામે ઓળખીએ છીએ. તમારા ભાણેજ મી૦ આરથર બોફર્ટ સાથે હું જે બે પોટટાઓની તલ્લાસમાં નીકળ્યો હતો તેમાંનો એક વડો ફીલીપ જે પાછળથી એક વૅગેબૉન્ડ પુરવાર થયો તે એનોજ સોબતી હતો.**

**શાર્પ."**

લીલબર્ને તે ચીઠ્ઠી વાંચીને તેનાં ચીરીયાં ઉતાર્યા, અને પછી પડોસમાં જે સઘડી ધમ ધમ બળતી હતી તેમાં તે કાગલ્યાં ફેંકી દીધાં.

"તમારી ધપછપ પરથી મને લાગેછ, માહરા લૉર્ડ, કે હું જે લૉર્ડ બોફર્ટને કહી ગયોછ તે તમારાં ધ્યાંનમાં કાંઈ ઉતરતું નથી," પેલી ચીઠ્ઠીથી તરખાતાં લીલબર્ન તે વાંચી રહયો એટલે પેલાએજ પાછી વાત ઉપાડી, "અને જો એમ છે તો માહરે એ વાત આગળ વધારવાની કાંઈ દરકારજ નથી. વળી માહરે તો લૉર્ડ બોફર્ટને પોતાનેજ મળવાનું છે, પણ તેવણ મને પોતે મળવા ચાહતા નથી અથવા મળી શકતા નથી, તો

માહરે અત્રે ખોટી થવામાં હવે કાંઈ માલ નથી."—અને તે ઠંડું નમીને એકદમ જવાજ ઉઠયો.

લૉર્ડ લીલબર્ને તેને એસારત કરીને પાછો બેસાડયો.

"જરા બેસો, સાહેબ," તેણે કહયું. "હવે આવ્યાછ ત્યારે એટલી ઉતાવલ શું છે? માહરા બનેવીને ગમે તેમ તે તમારી તેના સામેની દાવાદારીનો ફેસલો કરે, પણ હું તો એટલું સારી રીતે જાણુંછ કે તમો નામવર એક મોટા અને ગંભીર ગુનાહના જવાબદાર છો, અને તમોને એટલી સહેલથી છટકી જવા દેવાનું વાજબી નથી થવાનું!"

"એટલે—એટલે તમે શું કેહેવા માંગોછ?" પેલો સખ્ત તરખાયલો દેખાયો.

"હું એ કહેવા માંગુંછ કે તમે અથવા તમારી ટોળકીએ લૉર્ડ આરથર બોફર્ટ સામે આએ જુઠો દાવો લાવીને પૈસા કઢાવવાનો એક પ્રપંચ આદર્યો છે, કે જે કાવત્રાંમાં મને લાગે છે કે પેલો વંઠેલ પોરયો ફીલીપ—જો જીવતો હોએ તો—તમારી સાથે હોવોજ જોઈએ, અને તે તરકટને વાસ્તે તમો બધાને પકડીને સજા કરાવવીજ જોઈશે. વળી તમો કોલોનીઝમાં દેશપાર થયલા ત્યાંથી છટકીને નાહસી આવેલા છો, તો હોમ ગવરમેન્ટે ત્યાં તમોને માફીનો પરવાનો પુરો પાડયો હતો કે કેમ, તે બધું હજી તો કાલે સહવારે આપણને નકકી કરી લેવાનું છે!"

પેલો હોઠ સુધી ફીકકો પડયો અને તેના હોઠ દીસ્તી રીતે ધુજ્યા, કે જે તમાસો દાઢી પસવારતાં હસ્તે ચેહેરે જોયા કરતાં તે ઉમરાવ પોતાની મોટી ઈઝીચૅરમાં આરામથી અળેટાયલો હતો. તેણે જોયું કે પેલાનું ઘણું મન કે એક જોરાવર હીંમત કરી તેને (લીલ-બર્નને) ગલચીમાંથી પકડવો, અને તે જોઈને રમત કરતો હોય તેમ લીલબર્ને બાજુમાંની ટેબલ પરના ચંગ પર તુરત હાથ નાખ્યો.

"જરા સમાલીને!" તેણે ચેતવણીરૂપ કહ્યું, "આ ચંગ વાગશે તો બીજીજ મીનીટે તમો સીધા પાધરા અત્રેથી જેલમાં જશો, કેમકે એક કૉન્સ્ટેબલ પાસેના હૉલમાં તમારી આગતાસ્વાગતા સારૂ તૈયાર બેઠેલોજ છે! તેથી મોહોત ચેતો અને સધાવો, અને બીજી વખત લૉર્ડ બોફર્ટને એવી એક જુઠી દાવાદારીથી સતાવવાની હીંમત કરો ત્યારે—"

"પણ માહરા લૉર્ડ, હું ખુદાના કસમથી ખરેખર કેહુંછ કે મરનારોનાં લગન બીલકુલ હકદાર હતાં. ફીલીપ અને સીડની મૉરટનના હકો ખુદાવાજબી છે, અને તેની સત્તાવાર પુરવારીઓ અમારી કને મોજુદ છે!"—અને તે એ એટલું ઉશ્કેરાઈને સચ્ચાઈનાં એવાં દેખીતાં જોશ ને ભારથી બોલ્યો કે તે જે બોલતો હતો તે બોલેબોલ સાચ્ચું હોવું જોઈએ એમ માનવાને લીલબર્નને એક બાલ બરાબર સંદેહ રહી શકયો નહી. એમ છતાં તેણે તે બધી વાત નહિ માનવાનોજ દેખાવ સફાઈથી ચાલુ રાખ્યો.

"હવે તમે સધાવી આવશો?" તેણે તે ઉપરથી તુચ્છકારના ઢોંગથી કહ્યું, "હું એ તમારાં કહેલાં નૉનસૅન્સમાંનો એક અક્ષર પણ સાચ્ચો માનવાનો નથી, અને તમો અત્રેથી તીરી જતાં જેટલી વધારે દેરી કરશો તેટલું તમારી સત્યાનાશીને વધારે વેહેલું ઈજન કરશો!"—અને હવે ઉપાય કશો રહેલો નહી જોઈને, પોતાના બીડેલા હોઠ અને પીસેલાં દાંતો વચ્ચેથીં કાંઈ નહી સાંભળી શકાય એવું બબડતો, ટોપી આંખ સુધી નીચે ઉતારી, પેલો હવે બીજીજ પળે તે હૉલ છોડી ગયો.

તેજ રાત્રે તે પછી લીલબર્નને બંગલે પાછી કાર્ડટેબલ મંડાઈ અને જે વગવાલા મોટા આદમીઓ તેના દોસ્ત તરીકે ત્યાં આવ્યા તેઓમાં પેલા ફ્રેન્ચ ઑફીસરો પણ હતા, કે જેઓ પોતાની જોડે પોતાના જોડયા ઑફીસર જનરલ વૅાડમન્ટને પણ લેતા આવ્યા હતા. લીલબર્નના આગ્રહને માન આપી તેઓએ વૅાડમન્ટ જોડે તે લંગડા ઉમરાવની આ આગમચ ઓળખાણ કરાવી હતી, અને તે જવાન જોતાં સાથે એ દલદર આદમીને ગમી ગયો હતો. તે તેના ટેક, તુમાખ, રોબ અને દમામથી બીલકુલ અંજાઈ જઈને મોહીત થયો હતો. તેને તો સ્વપ્નો પણ નહી હતો કે આ મોટા રાજકીય ઑફીસરમાં તે પેલા 'વૅગેબૉન્ડ' ફીલીપ મૉર્ટનનેજ મળતો હતો, કે જે તેના અસલવારેના મુદદઈ વીલ્યમ ગૅાત્રેનો શરીક અને સાથી હતો, અને જેના પવિત્ર હકો તેનાં બેહેન બનેવી વરસોથી આસાંની સાથે પચાવી પાડી બેઠાં હતાં! તે જો એ બધું જાણતે તો હેબત અને અજાયબીથી ફાટીજ મરતે!

"જરા તપાસીનેજ રમજો, માહરા દોસ્ત," જ્યારે લીલબર્ન બીજાઓ સાથે વાત કરવામાં રોકાયલો હતો ત્યારે તેના એક જોડયા ઑફીસરે તેને કાને લાગીને કહ્યું, "લીલબર્ન ખરેખર ઘણો ફાંકડો પ્લેઅર છે, અને રૃમવાની કાંઈ અજબજેવી 'ટૅકટ' એના હાથમાં રમી રહેલી હોવાથી એ મોટે ભાગે મોટી રકમો મારી જઈ શકે છે."

"હું રમવાની દયાનતથી અત્રે આવ્યોજ નથી," વૅાડમન્ટે જવાબ કર્યો, "તમો જાણોછ કે હું એ જાતની ખોહારીની રમતમાં મજાહ લેતોજ નથી. હું તો ફકત આએ આદમીને રૂબરૂ બરાબર ઓળખી લેવાની મકસદથીજ અત્રે આએ તરફ આવેલો છું."

રમત પછી સપર વખતે જે વાતચીત ચાલી તેમાં વૅાડમન્ટ સરેસ્તા કરતાં આજે વધતો ઉલટમંદ ભાગ લેતો દેખાયો, અને બધાઓ ઘણા અજબ થયા. તે મુખ્યત્વે લીલબર્નનેજ બધી વાત કરાવતો હતો, અને તેના જોડે એટલો અજબ જેવો હળી ગયલો લાગ્યો કે મોડી રાત થવાથી એક પછી એક બધા પોતાના યજમાનની રજા લઈ ચાલતા થયા ત્યારે પણ તે તો હજી ફીટયોજ નહી હતો! છેલ્લામાં છેલ્લો તે રહી ગયો, અને ત્યારે લગભગ સહવાર થવા આવી હતી.

"કેટલું અજબ જેવું, માહરા લૉર્ડ," તે હસ્યો; "આપણે બીલકુલ નવા દોસ્તો છીએ, અને તે છતાં જુનાઓ એક પછી એક અહીંથી ખરતી માપી ગયા છે, ત્યારે હું તો તમારી સાથનાં તાલેવાંમાં રસ લેતો હજી અહીંજ ચીટકી રહેલો છું!"

"એ તમે મને મોટાંમાંમોટું માન આપ્યું, માહરા જવાન દોસ્ત," લીલબર્ને જવાબ કર્યો, "હજી તો આપણને એકમેક વાસ્તે ઘણું જાણવાનું છે, કેમકે આએ રમત વાસ્તેનો તમારો અભાવ હું જોઈ શકુંછ, અને આપના એ વાસ્તેના વિચારો ઘણા મળતા આવેછ. તમારી ઉમ્મરે હું બી એ રમતમાં ઘણી મોજ નહી લેતો હતો. એ ઉમ્મર તો પ્યાર કરવાની ને પરણવાની છે!"

"ત્યારે તમે તો પ્યાર કરી અને પરણીને પરવારી બી ગયા કે?" વૉડમન્ટ પાછું હસ્યો, "કાંઈ બચ્ચાં નહી થયલાં?"

"કાંઈજ નહીં," લીલબર્ને બેદરકારીથી કહ્યું.

"અને જો કોઈ તમને કહે કે તમારૂં એક બચ્ચું અથવા બચ્ચાંનું બચ્ચું હૈયાત છે તો આએ તમારી એકલવાઈ જીંદગીને ખુશનુદ કરવા તમો તે બચ્ચાંને તમારી પનાહમાં લેઓ ખરા?" સેહેજ પુછતો હોય તેમ વૉડમન્ટે પાધરો સવાલ કર્યો.

"એ તમો શું ઘેલી ગાંડી વાત કરોછ, માહરા દોસ્ત!" લીલબર્ન મોટે સાંદે હસ્યો.

"પણ ધારો કે જો કોઈ તમારી તે બાબે ખાત્રી કરી આપી શકે તો?"

"માહરા વાહલા વૉડમન્ટ, તમે તો નહીં વાતની વાત કાઢનારા આદમી લાગોછ!"

"અને તોબી સેહેજ તકરારને ખાતર એ વાત મને આગળ ચલાવવા ગમેછ," વૉડમન્ટ બજીદ થયો. "તમો ધારો કે એક માણસે ખરાં દીલથી ચાહવાનાં અને પરણવાનાં પ્રૉમીસો આપી ખોટી ઉમેદો એક નિર્દોષ અબળાનાં મનમાં ઉભી કરી જુઠાં લગનથી તેનો નાશ શોધ્યો હોય, અને તેનાથી તવલુદ થયલું એક બચ્ચું કે તે બચ્ચાંનું બચ્ચું હૈયાત હોય—ગરીબીમાં અવત્યાં મેળનું હોય—બદમાશીનો ભોગ થઈ પડવાના ચાલુ ભયમાં હોય, તો તેની સંભાલ લેવા અને તેને પોતાને આશરે લેવા પેલો બદકાર શ્રીમંત બંધાયેલો કેહેવાય કે નહીં?"

"બંધાયેલો? નૉનસૅન્સ, જરા બી નહી!" લીલબર્ને થોડીક અકડવકડ કરતાં કહ્યું; "એવી જુસરીની આપણને જરૂરજ શું હોય? આપણી પાસ પૈસા હોય ને આપણે આપણું આસાનીથી ફોડી લઈ શકતા હોઈએ તો પછી એવી વીપત માથે હોરી લેવા જરૂરજ શું?"

વૉડમન્ટ ખુરસીમાં અઢેલો મારીને તુચ્છકારનું હસ્યો. તેણે જોયું કે આવી દુન્યા દોરંગી થાય છે! આએ માણસ લખ્ખોની લેહેરચેહેર ઉડાવતો—કુછંદી પાપી—તે પોતાની પવિત્ર જોખમદારીઓ ઓગારી નાખવાનું કેહતો હતો, અને તે છતાં મોટા ઈજજતદારમાં ખપતો હતો, જ્યારે પેલો ગરીબ વીલ્યમ ગૉત્રે જેને એ જોખમદારીઓ પોતાની કરવાનું એક પણ કારણ નહી હતું, તેને નેકીભરી વફાથી તે પવિત્ર હવાલાઓ આખર સુધી

સંભાળ્યા હતા અને ખુદાને બાર ખરો સુર્ખરૂ ગયો હતો, ને છતાં લોકો તેને લુચ્ચો ને કપાત્ર બતાવતાં હતાં!

"વૅલ, હું ધારૂંછ કે તમો શ્રીમંતો બધા એજ ઠરાવના અને એજ વિચારના થઈ શકોછ!" વૉડમન્ટ હવે રજા ચાહતો ઉઠયો અને બોલ્યો, "અને તમો સાહેબને તમારા વિચારો મુબારક હોજો! હું આજે તમારે ઘર તમારે હાથ રમતમાં થોડોક વેતરાઈ ગયોછ ખરો, પણ તમારા બધા વિચારો જાણવાની આએ જે મને તક મળી તે જોતાં મેં જે તેની કીંમત આપી તે સસ્તીજ કેહવાય!"

"હવે નાહસનું શું પડ્યુંછ?" લીલબર્ન હસ્યો, "આવતા બ્રેસપતવારે આપણે પાછા અત્રેજ મળવાનું નકકી કરી ચુકયાછ, એટલે વળી નસીબદેવી તે રાત્રે જો તમારી પર રીઝે તો તમે માહરી આજની રમતનું માહરીપર વેર લઈ શકશો!"

અને એ રીતે તેઓ છુટ્ટા પડયા. એટલું તો ખરૂં કે વૉડમન્ટના જવા પછી બી તેણે છેલ્લી કાઢેલી અજબવેવી વાતચીત દરમ્યાન આપેલા એસારાઓથી લુચ્ચો જૉન લીલબર્ન દીલમાં થોડોક અસ્વસ્થ થયો ખરો! એ શું કહી ગયો હતો? તે શું કહેવા માંગતો હતો? તે કાંઈ સાધારણ, વાત પરથી વાત નીકળતાં, અર્થરહીત બકી ગયો હતો કે કાંઈ ખરેખરૂં અર્થસુચક કેહેવા માંગતો હતો?

તેણે એ પછી પોતાના ખીદમતગાર ડાઈકમૅનને ઘંટ વગાડી બોલાવ્યો.

"કાંય ડાઈક, પેલાની કાંઈ ખબર કાઢી કે? તે કોણ એ લોક સાથે રેહેવા આવ્યોછ તે કાંઈ જણાયું કે?"

"નહી, માહરા લૉર્ડ," તે ખીદમતગારે નમનતાઈથી જવાબ આપ્યો, "લોકો કહેછ કે ઘણા દમામદાર દેખાવનો એ કોઈ આદમી છે."

"તેં પોતે તેને કોઈ વખત જોયો નથી?"

"કોઈ વખત નહી, નામવર."

"ને તેનું કાંઈ નામ નીશાંન વટીક મેળવી શકતો નથી?"

"કશુંજ નહી, માહરા લૉર્ડ."

"મુવો તું!" તે ઉમરાવે અરધા ગુસ્સાથી કહ્યું, "તું ઘરડો થાયછ તેમ તું વધારે અધ્ધો બી થતો જાયછ! આગળ એવો નહી હતો. હવે તો કોઈ બી કામમાં હોસ રાખી શકતોજ નથી, ને સામો મને કોઈ દહાડો ફસાવી મારશે! જા, એ કરતાં તો બહેતર કે હું પોતેજ માહરૂં ફોડી લેવશ. પરદો ખેંચીને મને સુવા દે." —અને ડાઈક હુકમ મુજબ પરદો ખેંચીને જરા ખસ્યાના જેવો ચાલતો થયો એટલે તે તુચ્છ બુધ્ધીનો કમીનો ઉમરાવ હંમેશ મુજબ છેક સહવાર થતા આવતાંજ સુવા ગયો.

## પ્રકરણ પર.

ફીલીપે ગરીબ ફૅનીના હકો તેના લખોપતી મમાવા લીલબર્ન હસ્તક સ્વિકારાયલા જોવાની આશા મુકી દીધી. તેણે લીલબર્ન જોડેની વાતચીતમાં જોયું કે તે વંઠેલ બદમાશની છાતીમાં રહદય જેવી કોઈ ચીજજ નહી હતી, અને ત્યારે તેવો એક આદમી ફૅનીને ઓળખવા અને તે ગરીબ બાળકીની ત્રાસજનક સ્થિતિથી વાકેફ થવા પછી હેતથી તેનો સ્વિકાર કરે એ માનવુંજ બેજા હતું. તે, એમ છતાં, હજી લીલબર્નને એકદમ પડતો મેળવા નહી ચાહતો હતો, અને તેના જોડેની ઓળખ એક કે બીજે બાંહાંણે ચાલુજ રાખવા માંગતો હતો—તે એટલા વાસ્તે કે તેનો નાહનો વાહલો ભાઈ સીડની હજી તેને હૈડે ચઢતો રહયો હતો. સીડનીએ છુટ્ટો પડવા પછી પેલો દીલ તોડી નાખનારો એક કંગાલ અને દયાહીણ કાગળ તેને વરસોની વાત પર લખ્યો હતો, ત્યારથી તેણે તે છોકરા વાસ્તેના છેડા છોડી આપ્યા હતા એ ખરૂં, પણ ઘરડા સાઈમનને ત્યાં રહેવા આવ્યા પછી તેની માતાની કબરની લગોલગમાં રેહેવું થયલું હોવાથી તેનું દીલ તે વાહલા નાહના લાડકા ભાઈ પ્રત્યે પાછું એક વાર હેતના ઉછાળા મારતું અને તેને પેટમાં દાબવાની તલબ કરતું થયું હતું. તે એ કબર આગળથી જતો આવતો ત્યારે તે કબરમાંથી એક ઉંડો ઠપકાનો અવાજ જાંણે તેને કાને આવતો રહેતો કે, 'દીકરા, મને માહારાં મરણની ઘડીએ આપેલું વચન તેં એમજ પાળ્યું કે? માહરા સીડનીને તો તેં પડતોજ મેળ્યો કેની?' અને જો કે આ બધો તેનાં મનનો એક ધખારો માત્ર હતો, તોપણ દીલનો ગુવાહ દીલ છે, એટલે એ જાતના પહરીઆરાથી તે પોતે પોતાના જીવને હરહંમેશ દોષ દેતો રહ્યો હતો. અલબત્ત, તે આગળ હતો તેવો ભિખારી, મુફલિસ અને પૈસેપૈસાનો મોહતાજ હતે તો વાત જુદી હતી; જો તે બુરી સંગતમાં ફસ્યો હતે અને પોતે દુરાચારી થયો હતે તોપણ વાત જુદી હતી. એવા સંજોગોમાં સીડનીને પોતાને પડખે પાછો સંઘરવા કરતાં તેનો પલ્લો પડતોજ મેળવા તે વધારે રાજી થતે, પણ હાલના મામલામાં તે કાંય સીડનીની ભાળ નહી કાઢે અને પાછો તેને પોતાના હવાલામાં નહી લે? તે તો, બેશક, પોતાનાં મનથી ખાત્રીપુર્વક એમજ જાણતો હતો કે સીડની કમીનાં બોફર્ટવાલાંઓનાંજ સ્વાધીનમાં હતો, અથવા એમ નહી તો તે કયાં અને કોણને આશરે છુપાયલો હતો તે એ તેના હકો પચાવી બેઠેલાં કાકાવાલાંઓ જાંણતાં હોવાંજ જોઈએ.

એટલા વાસ્તે તેને લાગ્યું કે આ લીલબર્નને વળગી રેહેવું આયંદા એ વાતમાં તેને વાસ્તે લાભકારીજ પુરવાર થાય. તે એ બોફર્ટવાલાંઓને ખરાં દીલથી ધીક્કારતો હતો, પણ સીડનીને ખાતર તે તેઓને મલવા અને તેઓનાં પાસાંમાં ભરાવા ચાહતો હતો, કે જે સઘળું ફ્રાન્સના જેનરલ-ડ-વૉડમન્ટને નામે તે આસાનીથી કરી શકે એમ હતું. હવે ફીલીપ મૉટરનની તો અસલયાત અને બરખજ જાંણે બુડી ગઈ હતી. આ દાઢી મુછવાલા દમામદાર જવાનમાં અસલનો રખડેલ, તંગ, મોહતાજ ફીલીપ મૉરટન છુપાયો

હતો એમ તો તેનાં સગાં માબાપ પણ, હૈયાત હતે તો, તેને ઓળખીને કદાચપુર્વક કહી નહી શકતે! એ મુજબ એ તેના છુપા વેષમાં તે છુપો હતો, અને છુપો હતો તેથીજ એ બોકફ્ટવાલાઓને મળતો બેઠતો થવા સારૂ સલામત હતો, અને એમ હોવાથી તેણે લીલબર્નનાં ત્યાંનાં તેડાંઆણાંનો અનાદર કર્યો નહી.

એમ તો લૉર્ડ લીલબર્ન પણ એક વખત સોસાયટીના આગેવાનોમાંનો એક હતો. ફૅનીની મમાઈ જોડે હકદાર લગન છતાં દગલબાજીથી વરત્યો અને વીલ્યમ કૉન્ત્રે જોડે શરમભરેલી દગાબાજી કરવા પછી તેણે થોડેક સુધરવા ચાહ્યું હતું, અને તે સારે ઘર પકડીને ઠર પડયો હતો. એ દરમ્યાન તે પાર્લમેન્ટમાં પણ એક બેઠક મેલવી શક્યો હતો, અને બુધ્ધીશાળી હોવાથી મોટી નામનાની પાયરીએ પોહોંચશે એમ સંભવનું થયું હતું; પણ તેવામાં તેનાં કમનશીબે તે બાઈ ભર જવાંન વયે બેહસ્ત પાંમી, અને દુરબુધ્ધી તેના પર ફાવવાથી એ સુબુધ્ધીનો સરયામ ધોરી રસ્તો તેણે બેઓફ પાછો પડતો મેલ્યો. તેણે હાઉસ ઓફ લૉર્ડસમાં એક પણ વખત ફરીથી હાજરી આપી નહી, અને એ જાતની સઘળી જાહેર જીંદગીથી ધારવામાં આવી શકે તે કરતાં વધારે વેહેલોજ તે ફારેગ થયો. તે પછી તે નીચો અને નીચો ગબડતો ગયો, કે જ્યારે પૈસાના ઝળકાતે તેના એ બધા અવગુણોને જાહેરમાં આવવા દીધા નહી, અને લોકોમાં તો તે એક ભલો, બુધ્ધિશાળી અને લાયકીવાલા ઉમરાવ તરીકેજ ઓળખાતો રહયો હતો!

તેને વૅાડમન્ટ સાથ ઘણું સારૂં થઈ ગયું હતું, અને એક અજબજેવી પ્રેરણાથી તે વૅાડમન્ટને ચાહતો થયો હતો. છેલ્લો આપણે વૅાડમન્ટને તેને ઘેર કાર્ડટેબલ પર રમવા ગયલો દેખાડયો તે પછી બે મરતબા તે તેને ત્યાં પાછો મેહમાન જઈ આવ્યો હતો. એમ કરતાં એક દીવસ તે ઘરડા સાઈમનને ત્યાંથી ફૅનીનાં કાંઈ કામે નીકળેલો રસ્તેથી જતો હતો તેવામાં તેણે તે તરફથી લીલબર્નને ઘોડેસ્વાર થઈ જતો જોયો, અને છેલ્લાએ તેને જોતાં સાથે હસીને તેની આગળ આવી તરત પોતાનો ઘોડો ઉભો કર્યો.

"હાલ્લો મંસ્યેર વૅાડમન્ટ, તમે કાંઈ આજે આએ ગરીબ ગામમાં? ગામ જોવા ઉતરી પડયાછ શું?" તેણે સવાલ કર્યો.

"અમો રખડતા લશ્કરીઓ વાસ્તે તો કોઈ ચીજ અને કોઈ ગામ નવું નહિ કહેવાય!" ફીલીપ હસ્યો; "પણ સાંમો એ સવાલ મને તમને કરવા ગમેછ. તમો લંડનવાસી શ્રીમંત ઉમરાવોનું આ ગરીબ ગામમાં કામજ શું હોય?"

"હું તો જરા એકસરસાઈઝને વાસ્તે ઘણી લાંબી રાઈડ જઈ આવ્યો," તે લુચ્ચાએ જવાબ કર્યો, "વળી નજલાનું માહરૂં નાપાક દર્દ પાછું ઉભરી આવે એવી ગઈ રાતથી ફકર થવા લાગી એટલે સહવારે આએ કસરત સારૂ ઉતરી પડવું પડયું. અહીંથી થોડાક માઈલના ફાસલાપર એક માહરૂં કૉટેજ છે તે જરા એ મસે જઈને જોઈ આવ્યો.

શુટીંગ સારૂ તે તરફ મહજાની જગ્યાઓ છે. હું તમોને આવતે મહીને થોડાક દાહડા ત્યાં માહરા મેહમાન બોલાવવા ધારૂંછ. 'ફર્ન કૉટેજ'ને નામે તે જગ્યા ઓળખાયછ."

"ફર્ન કૉટેજ?" ફીલીપે અજાયબીમાં પોકાર્યું.

"હા, કેમ? એ જગ્યા તમે જાણોછ? તમે જોયલી છે?"

"હા, એ નામ મને અજાણ્યું નથી," ફીલીપે મોઘમ જવાબ કર્યો, "તમે એ જગ્યા કોણ પાસે ખરીદી?"

"માહરા બનેવી લૉર્ડ બોફર્ટ પાસેથી. અસલ તો એ જગ્યા એના મરનાર ભાઈ હૅરી બોફર્ટની માલેકીની હતી, કે જે ઘોડાપર હુલડાઈ કરવા જતાં જાનથી ગયો, અને માહરા એ ગરીબ બનેવીને નીહાલ કરતો ગયો! ત્યાં સુધી તો તેને ફાકાફાકીજ હતી."

"હા, એવું કાંઈ મેં સાંભળેલું ખરૂં," ફીલીપે યાદ કરતી ઢપે કહયું, "પણ એમ કેમ? મરનાર લૉર્ડ હૅરી બોફર્ટનાં કાંઈ બચ્ચાં નહી હતાં—શું?"

"એમ તો બે દીકરાઓ હતા, પણ બંને ગેરહકના હતા, એટલે તે તો બીચારાઓ રખડી ગયા. તેમાંનો વડો જે એક મોટો વૅગેબૉન્ડ હતો તે તો થોડાં વરસો પર પેરીસમાંજ મરી ગયલો કેહેવાએછ. તમે તેને પેરીસમાં નહી ઓળખ્યો કે જોયો હોય?"

"કોણ નામ?"

"ફીલીપ મૉરટન."

"મને કાંઈ ધ્યાન આવતું નહી, "ફીલીપે પકકઈથી કહયું, "પણ તમારા બંનેવીએ તે બે બચ્ચાંઓને રવડાવીજ નાખ્યાં? આખર ભાઈના દીકરાઓ તો ખરા? પણ તમારી કાંઈ ભુલ હોશે, માહરા લૉર્ડ. હું તો એમ ધારૂંછ—માહરા સાંભળવામાં તો કાંઈ એમ આવેલું—કે એ બેમાંના નાધલા દીકરા પર તો લૉર્ડ બોફર્ટે દયા બતાવીને તેને પોતાને આશરે લીધો?"

"તેવું કાંઈ નથી," લીલબર્ને ખાત્રી આવે તેવી કીસમે જવાબ કર્યો, "બેશક, અમારા રૉબર્ટે તો તેઓને પોતાની પનાહમાં લેવા ઘણું ચાહયું, પણ પેલી બાઈ અને વડો દુકતો ઘણાં મગરૂરીમાં મરી રહેલાં. તમને ખબર કેની—પોતે હકદાર છે એવા દાવાથી રૉબર્ટને કોર્ટમાં વટીક ઘસડેલો, પણ બીચારાં હેરાંન પરેશાંન થઈને ચાટ પડયાં. પેલો વડો તે પછી ઘણા હડહડતા અપરાધીઓની સંકમાં એક વૅગેબૉન્ડ થયો ને થોડાંક વરસની વાત પર પેરીસમાં મરી ગયો, જયારે નાધલો મારા સાંભળવા મુજબ કોઈ પોતાની મરનાર માય તરફના સગા સાથે છે. પણ ચાલોની, આપણે બી ગધેડા જેવા રસ્તા પર ઉભા રહીને શું વાત કર્યા કરીએછ! આવોની, માહરા બંગલા પરજ આવોની? સાથે બ્રેકફાસ્ત લઈશું?"

"નહી, મને માફ કરો, માહરા લૉર્ડ, આજે હું રોકાયલો છું. ગુડ મૉરનીંગ."—અને ફીલીપ હવે ચાલતોજ થયો.

એ વખતે તેના તરંગો એકદમ નવીજ દીશાએ ભમતા થયા હતા. પેલાએ કહ્યું કે સીડની તેની માય તરફનાં સગાંઓને ત્યાં રહેલો હતો, અને ત્યારે તે અજબ થયો કે તેને એ ખ્યાલ કોઈ દહાડે અત્યાર સુધી કેમ નહી થયો? બનવાજોગ હતું કે જે ઘરમાં તે નાહની ઉમ્મરમાં ઘણો હાડમાર થયો હતો અને મામીના જુલમથી કંટાલેલો ઘર મુકીને નાહસી જવા પછી તેને રસ્તા પર રડતો મલી ગયો હતો, તેજ ઘરમાં તે છોકરો હાલમાં પાછો જઈ રહયો હોય અને મોટો થયો હોય? તેણે, તે ઉપરથી, તરત પોતાના મામા રૉજર મૉરટીમરને ગામ એ વિષે ખબર કાઢવા તે ને તે રાત્રે ઉપડી જવાનો ઠેરાવ કીધો, અને પોતાના એ ઠેરાવથી ઘરડા સાઈમન અને વાહલી ફૅનીને વાકેફ કરવા તે એકદમ સાઈમનના ઘર તરફજ પાછો ફર્યો. એમ કરતાં રસ્તામાં કબર ઉપરનાં મૉન્યુમેન્ટસ તૈયાર કરી આપનાર એક આસામીની દુકાન પર તે જરા થોભ્યો.

"કાંય, હવે પેલો માહરો પથ્થર તૈયાર છે?" તેણે સવાલ કર્યો. એ તેજ દુકાનદાર હતો કે જેણે તેની માતાની કબર પરનો પથ્થર પણ તૈયાર કરી આપ્યો હતો.

"જી હા, સાહેબ," તેણે માનથી જવાબ આપ્યો, "ઉપર ફકત તમોએ આપેલું ઈનસ્કીપશન કોતરવાનીજ હવે ખોટી છે. તમોએ ઘણી તાકીદ હોવાનું જાહેર કર્યું અને રાતપાલી બી આપવા કહી, તેથી મેં ઘણું ઉતાવળે કામ આટોપી લીધું, અને હું ધારૂંછ કે પરમ દહાડે તો બધું કમપ્લીટ થઈ જશે."

"ઘણું સારૂં ત્યારે, મેં નકકી કરાવીછે તે જગાપર લેખ સાથે એ પથ્થર તૈયાર થતાં ઉભો કરાવીજ લેજો," ફીલીપે હુકમ આપ્યો, અને પછી સાઈમનનાં ઘર તરફ ચાલતાં ચાલતાં મનસે પટપટયો, "ગરીબ ફૅની, તાહરા કેહવાતા બાપની યાદ સાચવવાની એ તાહરી પાક ઉમેદ આવી રીતે બર આવેલી જોતાં તું કેટલી બધી ખુશી થશે!"

તે ઘર પાછો ફર્યો ત્યારે ફૅની બારીમાં ઉભેલી હતી, અને તેને આવતો જોતાં તેની આંખમાં ખુશી એકદમ ઝળકી નીકળી. શું તે તેની વાટ જોતીજ એમ ઉભી હતી?

એ પછી ઘરમાં જવા બાદ તેણે પાસેનાં ગામમાં કામેકાજે જઈ આવવા થોડાક દીવસની ગેરહાજરી માંગી લીધી, અને જોકે ઘરડો સાઈમન તો તે સાંભળીને કાંઈ ઝાઝી દરકાર કરતો દેખાયો નહી, પણ ફૅની હદ વગરની ઉદાસ થઈ ગઈ.

ફીલીપ ખુશમિજાજી હસ્યો.

"ફકત બે ચાર દાહડાજ જવાનો છું, ફૅની ડીઅર," તેણે હીંમત આપતી રવેસે કાન પર પડીને કહ્યું.

"હા, પણ એ "બે ચાર દાહડા"—"બે ચાર દાહડા" કરીને મહીનાના કેટલા બધા દીવસો થાયછ, ભાઈ માહરા?" તેણીએ ફર્યાદ કરી, "હું જાણુંછ કે મને એમ ફર્યાદ કરવાનો કોઈ હક નથી, પણ તમારા પાક સહવાસની મને તબેહ થવા પછીથી હું અત્રે એકલી પડુંછ ત્યારે મને જાણે ઉડયા વા વાગેછ અને આએ ઘરનું એકાંત કરડવાજ આવેછ!"

ઉંઘમાંથી ઝબકી ઉઠયો હોય તેમ એવામાં ઘરડો સાઈમન થોડોક સચેત થયો.

"હા, ગામ ગયા ગ્રમેર," તેણે થોડીક તિક્ષણતાથી કહયું, "તું તો જાયછ તે કેટલે કેટલે દહાડે આવેછ, અને તાહરા ખરચનું તો તેં હજી સુધી હું ધારૂંછ કે અમોને કાંઈ આપ્યુંજ નથી, વાસ્તે તાહરે અત્યાર સુધીનો અમારી સાથનો હીસાબ સૅટલ કરતોજ જાય તો સારૂં."

ફૅની એ સાંભળતાં હદ વગરના ગુસ્સામાં ચમકી ઉઠી.

"ઓ શેમ, મોટાબાવા, શેમ! તમો કેમ શરમાતા નથી?" તેણીએ ગુસ્સાથી ચીસ પાડી, "તમો શું જાણો એવણ બીચારા તમારાં ઘેર પછવાડે કેટલા તણાઈ તુટેછ તે?"

"ચપી જા, ફૅની," ફીલીપે ધમકાવી,—અને પછી તે ડોસા તરફ ફરીને વધાર્યું, "હું આજે અત્રેથી જવા આગમચ તમારો હીસાબ ચુકતે કરવાનોજ હતો, સાઈમન બાવા."

"પેલી દદા મને લુટી ગઈ તે દાહડેથી આજ સુધી મેં કોઈ સૉવરીન તો હાથમાં પકડયોજ નથી!' ઘરડા સાઈમનને ઘણું ફજેત લાગવાથી તેણે કહયું, અને ફૅનીની ઘણી હોજાતોજી ને મ્ના છતાં ફીલીપે પર્સ ખોલીને, એકદમ દસ સૉવરીન તેના હાથમાં મુકયા. ત્યારે તે અપંગ ડોસાની આંધલી આંખોમાં ખુશી સર્વોપરી તરી રહી! તેણે તે સોનાની અસરફીઓ પર ટાઈટ મુઠ્ઠી વાળી દઈને તેના ખણખણાતથી પોતાના કાનોને સંતોષ આપ્યો, અને પછી જેમ એક સમરી એક મરઘીનાં પીલાંને ઉંચકી લઈ જઈને પોતાના માળામાં જઈ તેનો ધીરજથી નાસ્તો કરવા ખુશાલ સંતોષ વચ્ચે ઉડી જાય છે, તેમજ તે બખીલ બુઢો પોતાની ખુરસીમાંથી ઉઠયો અને તે સોનેરી અવેજ લઈને ખુશાલ પોતાના ઓરડામાં નાહસી ગયો, અને આ જોવાનું એટલું બધું રમુજી હતું કે ફીલીપથી હસ્વું થોભાયું નહીં. તે મોટે સાદે હસી પડયો, જ્યારે ફૅનીએ તેની આગળ જઈ તેનું મોઢું દાબી દીધું. તેણીની આંખોમાં આંસુ હતાં.

"ના હસો, વાહલા ભાઈ, મોટાબાવાએ બતલાવેલી આ હલકતથી આજે મારો જીવ ઘણો દુખાયો," તેણીએ શરમથી ચેહરામાં લાલ થઈને રડતાં રડતાં માંગી લીધું.

"પણ તેમાં તું શાંની શરમાયછ?" ફીલીપે હેતથી તેને પાસાંમાં લઈને કહયું, "ચાલ, તાહરો જીવ દુખાયછ તો હું નથી હસ્તો. આંસુ નુછી નાખ અને પાછી ખુશાલ થઈ

"નાહીં, મને માફ કરો, માહરા લૉર્ડ, આજે હું રોકાએલો છું. ગુડ મૉરનીંગ."—અને ફીલીપ હવે ચાલતોજ થયો.

એ વખતે તેના તરંગો એકદમ નવીજ દીશાઓ ભમતા થયા હતા. પેલાએ કહ્યું કે સીડની તેની માય તરફનાં સગાંઓને ત્યાં રહેલો હતો, અને ત્યારે તે અજબ થયો કે તેને એ ખ્યાલ કોઈ દહાડે અત્યાર સુધી કેમ નહી થયો? બનવાજોગ હતું કે જે ઘરમાં તે નાહની ઉમ્મરમાં ઘણો હાડમાર થયો હતો અને મામીના જુલમથી કંટાલેલો ઘર મુકીને નાહસી જવા પછી તેને રસ્તા પર રડનો મલી ગયો હતો, તેજ ઘરમાં તે છોકરો હાલમાં પાછો જઈ રહયો હોય અને મોટો થયો હોય? તેણે, તે ઉપરથી, તરત પોતાના મામા રૉજર મૉરટીમરને ગામ એ વિષે ખબર કાઢવા તે ને તે રાત્રે ઉપડી જવાનો ઠરાવ કીધો, અને પોતાના એ ઠરાવથી ઘરડા સાઈમન અને વાહલી ફૅનીને વાકેફ કરવા તે એકદમ સાઈમનના ઘર તરફજ પાછો ફર્યો. એમ કરતાં રસ્તામાં કબર ઉપરનાં મૉન્યુમેન્ટસ તૈયાર કરી આપનાર એક આસામીની દુકાન પર તે જરા થોભ્યો.

"કાંય, હવે પેલો માહરો પથ્થર તૈયાર છે?" તેણે સવાલ કર્યો. એ તેજ દુકાનદાર હતો કે જેણે તેની માતાની કબર પરનો પથ્થર પણ તૈયાર કરી આપ્યો હતો.

"જી હા, સાહેબ," તેણે માનથી જવાબ આપ્યો, "ઉપર ફક્ત તમોએ આપેલું ઈનસ્ક્રીપશન કોતરવાનીજ હવે ખોટી છે. તમોએ ઘણી તાકીદ હોવાનું જાહેર કર્યું અને રાતપાલી બી આપવા કહી, તેથી મેં ઘણું ઉતાવળે કામ આટોપી લીધું, અને હું ધારૂંછ કે પરમ દહાડે તો બધું કમપ્લીટ થઈ જશે."

"ઘણું સારૂં ત્યારે, મેં નક્કી કરાવીંછ તે જગાપર લેખ સાથે એ પથ્થર તૈયાર થતાં ઉભો કરાવીજ લેજો," ફીલીપે હુકમ આપ્યો, અને પછી સાઈમનનાં ઘર તરફ ચાલતાં ચાલતાં મનસે પટપટયો, "ગરીબ ફૅની, તાહરા કેહવાતા બાપની યાદ સાચવવાની એ તાહરી પાક ઉમેદ આવી રીતે બર આવેલી જોતાં તું કેટલી બધી ખુશી થશે!"

તે ઘર પાછો ફર્યો ત્યારે ફૅની બારીમાં ઉભેલી હતી, અને તેને આવતો જોતાં તેની આંખમાં ખુશી એકદમ ઝળકી નીકળી. શું તે તેની વાટ જોતીજ એમ ઉભી હતી?

એ પછી ઘરમાં જવા બાદ તેણે પાસેનાં ગામમાં કામેકાજે જઈ આવવા થોડાક દીવસની ગેરહાજરી માંગી લીધી, અને જોકે ઘરડો સાઈમન તો તે સાંભળીને કાંઈ ઝાઝી દરકાર કરતો દેખાયો નહી, પણ ફૅની હદ વગરની ઉદાસ થઈ ગઈ.

ફીલીપ ખુશમિજાજી હસ્યો.

"ફક્ત બે ચાર દાહડાજ જવાનો છું, ફૅની ડીઅર," તેણે હીંમત આપતી રવેસે કાન પર પડીને કહ્યું.

"હા, પણ એ "બે ચાર દાહડા"—"બે ચાર દાહડા" કરીને મહીનાના કેટલા બધા દીવસો થાયછ, ભાઈ માહરા?" તેણીએ ફર્યાદ કરી, "હું જાણુંછ કે મને એમ ફર્યાદ કરવાનો કોઈ હક નથી, પણ તમારા પાક સહવાસની મને તબેહ થવા પછીથી હું અત્રે એકલી પડુંછ ત્યારે મને જાણે ઉડયા વા વાગેછ અને આએ ઘરનું એકાંત કરડવાજ આવેછ!"

ઉંઘમાંથી ઝબકી ઉઠયો હોય તેમ એવામાં ઘરડો સાઈમન થોડોક સચેત થયો.

"હા, ગામ ગયા ગ્રુમેર," તેણે થોડીક તિક્ષણતાથી કહયું, "તું તો જાયછ તે કેટલે કેટલે દહાડે આવેછ, અને તાહરા ખરચનું તો તેં હજી સુધી હું ધારૂંછ કે અમોને કાંઈ આપ્યુંજ નથી, વાસ્તે તાહરો અત્યાર સુધીનો અમારી સાથનો હીસાબ સૅટલ કરતોજ જાય તો સારૂં."

ફૅની એ સાંભળતાં હદ વગરના ગુસ્સામાં ચમકી ઉઠી.

"ઓ શેમ, મોટાબાવા, શેમ! તમો કેમ શરમાતા નથી?" તેણીએ ગુસ્સાથી ચીસ પાડી, "તમો શું જાણો એવણ બીચારા તમારાં ઘેર પછવાડે કેટલા તણાઈ તુટેછ તે?"

"ચપી જા, ફૅની," ફીલીપે ધમકાવી,—અને પછી તે ડોસા તરફ ફરીને વધાર્યું, "હું આજે અત્રેથી જવા આગમચ તમારો હીસાબ ચુકતે કરવાનોજ હતો, સાઈમન બાવા."

"પેલી દદા મને લુટી ગઈ તે દાહડેથી આજ સુધી મેં કોઈ સૉવરીન તો હાથમાં પકડયોજ નથી!' ઘરડા સાઈમનને ઘણું ફજેત લાગવાથી તેણે કહયું, અને ફૅનીની ઘણી હોજાતોજી ને મના છતાં ફીલીપે પર્સ ખોલીને, એકદમ દસ સૉવરીન તેના હાથમાં મુકયા ત્યારે તે અપંગ ડોસાની આંધલી આંખોમાં ખુશી સર્વોપરી તરી રહી! તેણે તે સોનાની અસરફીઓ પર ટાઈટ મુઠ્ઠી વાળી દઈને તેના ખણખણાતથી પોતાના કાનોને સંતોષ આપ્યો, અને પછી જેમ એક સમરી એક મરઘીનાં પીલાંને ઉંચકી લઈ જઈને પોતાના માળામાં જઈ તેનો ધીરજથી નાસ્તો કરવા ખુશાલ સંતોષ વચ્ચે ઉડી જાય છે, તેમજ તે બખીલ બુઢો પોતાની ખુરસીમાંથી ઉઠયો અને તે સોનેરી અવેજ લઈને ખુશાલ પોતાના ઓરડામાં નાહસી ગયો, અને આ જોવાનું એટલું બધું રમુજી હતું કે ફીલીપથી હસ્વું થોબાયું નહીં. તે મોટે સાદે હસી પડયો, જ્યારે ફૅનીએ તેની આગળ જઈ તેનું મોઢું દાબી દીધું. તેણીની આંખોમાં આંસુ હતાં.

"ના હસો, વાહલા ભાઈ, મોટાબાવાએ બતલાવેલી આ હલકતથી આજે મારો જીવ ઘણો દુખાયો," તેણીએ શરમથી ચેહરામાં લાલ થઈને રડતાં રડતાં માંગી લીધું.

"પણ તેમાં તું શાંની શરમાયછ?" ફીલીપે હેતથી તેને પાસાંમાં લઈને કહયું, "ચાલ, તાહરો જીવ દુખાયછ તો હું નથી હસ્તો. આંસુ નુછી નાખ અને પાછી ખુશાલ થઈ

## પ્રકરણ ૫૩.

અને એટલાંમાં, હાલ હવે તેની એ તલ્લાશમાં તેને નીકળી પડેલો મુકન વેળા પડતો મેલીને, આપણી નજર આપણે પાછી વીનડ્મીંગરનાં ગામડાં તરફ ફેરવશું, કે જ્યાં લેડી બોફર્ટ પોતાની તબીઅતના સુધારા વાસ્તે હવા ખાવા ગઈ હતી, અને ચાર્લ્સ સ્પેનસર (નાહનો સીડની) હવે મોટો થયલો પોતાના એ કાકાની દીકરી એમીલીની મોહક સુંદરતાથી જનોનીસાર જખમાયો હતો! બેશક, વડા સ્પેનસરે નો જુદાં ઘણુંએક કારણોનો તોલ કરીને એ મોહોબતની તેને મના ફરમાવી હતી, પણ હઠીલા પ્યાર સમજાવેલો સમજે છ અને ફેરવેલો ફરે છ, કયે ઠાકડે? પરીણામમાં, લેડી બોફર્ટે પોતાની દીકરીનાં એ કાજ વસ્તારાંની વાત કરવા પોતાના ભરથાર રૉબર્ટને એક તાકીદનું કાગળ લખી એ તરફ બોલાવી લીધો હતો, અને ત્યાર પછી એ તરફ શું થયું તે આપણે જરા એક ઉતાવળી નિગાહ પોહોંચાડી જોઈ લઈ આવ્યે.

તે બે 'લવર્સ' હાલમાં પેલીજ નદીને તીરે હાથમાં હાથ મેળવી બેઠેલાં જોવાતાં હતાં, કે જ્યાં સીડની વાંસળી વગાડતો એક બોટમાં બેઠેલો હતો તેવામાં લેડી બોફર્ટ અને સુંદર એમીલીનું એ તરફ નહિ ધારેલું આવી લાગવું થયું હતું. ત્યાં સુધી પ્યારની અસર અને તાસીરથી જવાંન સીડની (ચાર્લ્સ સ્પેનસર) બીલકુલ બેઅસર અને બેખબર હતો, પણ અંધો પ્યાર એવો એક ચેડો ચવિત્રો બદમાશ છે કે તે કયારે, ક્યાં અને કોણ પર ગાલેબ આવે તે કોઈ કળપીજ શકતું નથી! પોતાના હાથમાંનાં ધનુષ વડે તે જેનું રહદય છેદી ભેદી નાખે છે તે આસામી—પછી સ્ત્રી કે પુરૂષ—ગમે એવું ગંભીર, કસ્સાબાજ અને ઠાહયું પાકકું હોય, તોપણ તે પોતાની ગંભીરાઈ, ટેક અને ડાહપણ ભુલીને ઘેલું ચેડું, અસ્વસ્થ અને બેકરાર બની જાએ છે એ તો જમાનાના જમાનાઓથી નિર્વિવાદ સિધ્ધ થઈ ચુક્યું છે: અને જવાંન સીડની મૉરટનનો હાલમાં તેજ

હાલ બેહાલ હાલ હતો! તે તો એમીલી બોફર્ટની દીલજીત સુંદરતાથી સરબસર પોતાનું માથુંજ ખોહી બેઠો હતો!

અને આજે તેઓ છેલ્લાંજ મળતાં હતાં. લૉર્ડ બોફર્ટે પોતાની બૈરી—બેટી લઈને લંડન પાછું જવાનું ઠરાવ્યું હતું, અને તેથી હાલની તેઓની આ એકાંતની મીલાકાત અરસપરસની સેવટની "ગુડબાય" કરવાનીજ હતી.

"ઓ એમીલી, કેહે મને, તું સેવટ સુધી મને સાચ્ચી રહેશે?" જવાંન સીડની ઘણું રડમસ માંગી લેતો હતો, કે જ્યારે તેની આંસુથી ભીંજાએલી આંખોમાં મીનત અને કાકલુદી સાબુત વાંચી લઈ શકાતાં હતાં; "તું અત્રેથી જશે ત્યાર પછી માહરે વાસ્તે તો આય તરફ સિહા અંધકારજ ફેલાઈ રહેવાનો! મને લુત્ફ કે મજાહ કોઈ વાતમાં હવે મલવાની નથી. તુંને મેં નહિ જોઈ હતી ત્યારે હું આય માહરા ઘરડા અંકલને ત્યાં મોટો થએલો એક પંતગ્યાં જેવો સદા ખુશાલ અને રમત્યાળ હતો, અને આએ તરફનું એકાંત કોઈ દહાડે મને સંતાપતું નહી હતું; પણ હવે તાહરા અત્રેથી જવા પછી હું અહિં રહીજ કેમ શકવાનો છેઉં તેજ મને તો સમજ પડતી નથી! તાહરાં ઉમરાવ માએબાપ આપણાં લગનના સવાલને પોતાની બાહાલીથી નવાજેછ ખરાં, પણ એક આખાં વરસની નડતળ તાહરા પીતાએ વચમાં ઉભી કીધેલી છે, અને ત્યારે કહે મને, ડારલીંગ, કે આએ ગર-ગામડેથી લંડનમાંની તાહરી ધમાધુમી દુન્યામાં પાછી ફરવા પછી એક આખું વરસ તું હાલના જેવાંજ વાહાલ અને વફાદારીથી મને સદા સાચ્ચી રહેશે?"

"એમ તમારે મને સવાલજ નહિ કરવો જોઈએ, ચાર્લસ," એમીલી નીચે નમેલી આંખો અને શરમથી ધમધમી રહેલા ગોલાબી રોખસારો સાથે ધીમે સ્વરે કહેતી હતી; "હવે માહરાં મમાપપા બી કબુલ થઈ ચુકયાં ત્યારે તમને અંદેશો રાખવાને કારણજ શું હોય? એક વરસ તે કોઈ ઘણો લાંબો અરસો કહેવાય, વાહલા?"

"ત્યારે તુંને શું તે ઘણો ટુંકો અંતર લાગેછ, મીલી?" સીડની ખભડયો; "એક વરસ કોણે જોયુંછ? કાંએ નહિ તાહરાં માએબાપ તે દરમ્યાનમાં પોતાનો વિચાર પાછો બદલી નાખે? મને તો તાહરા પપા કેહેછ તેપર એતબાર આવીજ શકતો નથી! એટલા વાસ્તે તું મને કસમપુર્વક કેહે કે તાહરાં માએબાપ જો કદી પોતાનો વિચાર ફેરવે અને બેદીલ થાય તોબી તું તો સેવટ સુધી સાચ્ચીજ રહેશે, અને બીજા કોઈને કબુલ રાખવા કદી પણ એકમત થશે નહી!"

"પણ માહરા પપા હવે પોતાનો વિચાર ફેરવશેજ નહિ," એમીલીએ ગરીબાઈથી કહયું.

"પણ ધાર કે તેમ થયું તો?"

"ઓ ચાર્લસ, એ સવાલ તમે મને ના કરો," તે છોકરીએ ગંભીરાઈથી માંગી લીધું; "હું માહરાં માએબાપને નાતાબેદાર થાઉં, તો પછીથી ધણીની તાબેદાર પુરવાર થવશ એમ તમે માનીજ કેમ શકવાના હતા?"

જવાંન સીડની આ તકરારથી માહત અને ચુપ થયો! તે વધારે તકરાર કરીજ નહિ શક્યો, અને તેણીનો નાહનો, નરમ, નાજુક, સુંવાળો હાથ પોતાના હાથમાં લઈ તે તેણે ચુમીઓથી ભરી નાખ્યો.

"હું સદા તાહરો વિચાર કર્યા કરશ, વાહલી મીલી," તેણે તે પછી થોડે વારે થોડીક વધારે શાંત થતાં આગળ ચલાવ્યું; "તુંને મેં જોઈ ત્યાં સુધી પરણવાનો કોઈ દહાડે મેં ખ્યાલ વટીક નહિ કીધેલો, અને પ્યાર શું તે વાતનો તો કોઈ સ્વપ્નો પણ મને હતો નહી; હવે ત્યારે તુંજ વિચાર કર કે તાહરી સાથના આટલા લાંબા સહવાસ પછી મને અત્રે પાછો એકલો પડતાં કેવા ઉડયા વા વાગી રહેશે!"

"અને મને નહી?" એમીલીએ તકરાર લીધી; "અહીંનાં એકાંતમાં તમે એટલા બધા એકલા પડશો તે ખ્યાલથી હું પોતે શું ઓછું દુખ પાંમવાની છું?"

અને એ રીતે આ હાથ પર નદીને તીરે બેઠેલાં તે બે 'લવર્સ' પોતપોતાનો સંતાપ કર્યા જતાં હતાં, ત્યારે વળી બીજા હાથ પર તે કીનારાની લગોલગના ઘરડા મી૰ સ્પેન્સરવાલા બંગલામાં બે ડોકરાઓ માથાં મેળવી પોતપોતા વચ્ચે એજ વાતની જીક્કર ચલાવી રહયા હતા! તે બેમાં એક લૉર્ડ રૉબર્ટ બોફર્ટ અને બીજો પેલો ઘરડો મી૰ સ્પેન્સર હતો.

"એ તમારી તકરાર ફ઼ુઝુલ છે, મી૰ સ્પેન્સર," તે ઉમરાવ કહેતો સંભળાયો; "એક વરસ તે શું કાંઈ ઘણો લાંબો પીરયડ કેહેવાય? નૉન્સૅન્સ! એ તો જેને એ છોકરાંઓ "પ્યાર" કહેછ તે વાતની સચ્ચાઈની એક કસોટી માત્ર છે!"

"હું આપ સાહેબનાં એ મતને મુતલગ મળતો નથી થઈ શકતો, માહરા લૉર્ડ," ઘરડા સ્પેન્સરે થોડીક ગમગીનીથી કહયું; "માહરો પોર્યો એ એક આખાં વરસનાં દરમ્યાનમાં જરૂર ઝુરી જવાનો અને બીમાર થવાનો!"

"હા, પણ તે પાલવશે," લૉર્ડ રૉબર્ટે જવાબ કર્યો; "છોકરાં ઉતાવળે પરણે અને ધીરજથી પસ્તાએ તે કરતાં એટલું દુખ ઉઠાવીને પરણીને આયંદા સુખી થાએ એ વધારે ચાહવાજોગ છે. એક વરસ પવનની પીઠપર વહી જશે, અને તેટલાં કાંઈ નવું નહી ધારેલું નહિજ નીકળી આવ્યું તો......"

"નવું—નહી ધારેલું?" ઘરડો સ્પેન્સર ચમક્યો.

"અલબત નવું—નહી ધારેલું!" તે પક્કા ઉમરાવે જોઈએ તે કરતાં વધારે દાનાઈથી કહયું; "આવતા બનાવો ઉપર આપણે ખાકી માનવીઓનો અખત્યારજ શું છે?"

"પણ તમારા તરફનો વળી કાંઈ નવો વરવાંધો તો નથીજ નીકળવાનોની?"

"હું ધારતોતો નથીજ," લૉર્ડ બોફ્ર્ટે સંભાળભર્યો જવાબ આપ્યો; "એ તમારો સાહલેસ અને નમાનો નેવ્યુ મને ગમી ગયોછ, અને તમે એને આપવાનું જે પ્રૉમીસ કીધુંછ તે એટલું પુરતું છે કે મને માહરો વિચાર ફેરવવા કાંઈ કારણ તો નથીજ."

"અને છોકરાં એકમેકને લખતાં રહે તો તમોને કંઈ વાંધો છે?"

"કાંઈ કોઈ કદાચ એકાદું કાગળ આવે તો વાંધો નથી, પણ તેમાં બી અતેરૂં નહિજ થવું જોઈએ," તે ઠાવકા અલેં ચેતવણીરૂપે કહયું; "એ દસ્તાવેજો ધાસ્તીભર્યાજ કહેવાય!"

"એટલે—તે કેમ?"

"ધારો કે એક કે બીજાં કારણને લીધે એક વરસ બાદ એ કારજ પડતું મેળવામાં આવે, તો એવી જાતનાં કાગળો હસ્તી ધરાવે એ માહરી છોકરીના બાબમાં સલામતીભર્યું કેમ કહેવાય?"

"આપ સાહેબ તો જાંણે ધંધાની વાત કરવા બેઠાછ!" ઘરડા સ્પેનસરે થોડોક તુચ્છકાર કર્યો.

"ત્યારે તમે બીજું શું સમજ્યા?" બોફ્ર્ટ નફ્ટાઈનું હસ્યો; "એક દીકરી પરણાવવી એ એક વૅપલો કે ધંધો નહી હોય તો બીજું શું છે? પણ હવે જવા દેવો એ બધી બીન હાંસલ જીકકર. એ બધું તો આપણે બન્નાં આપસઆપસમાં એકમત થઈને આ આગમચનું નક્કી કરી લઈ ચુકેલાં છીએ."—અને પછી વાત ફેરવવાની મતલબથી હોય તેમ તરત વધાર્યું, "અને પેલા પોર્યાઓની વાત વાસ્તે તો, તમે મને કહયું તેમ, તમે કંઈ જાંણતાજ નથી?"

"કાંઈજ નહીં, માહરા લૉર્ડ," મી૦ સ્પેન્સરે નજર ફેરવી નાખતાં મુશ્કેલથી સાંભળી શકાય તેવા ધીમા સાદે જવાબ કર્યો.

"અને તમારી ખાત્રી છે કે પેલો વડો ફીલીપ તો ગુજરીજ ગએલો છે?"

"હું તો ખાત્રીપુર્વક તેમ માનુંછ."

"બલા ગઈ તેમ હોય તો!" તે નમુનેદાર કાકાએ છુટકારાનો દમ ખેંચતાં કહયું; "ઘણો કમીનો પોર્યો હતો તે. ઉમ્મરનો નાહનો પણ બરો બાંગડ! માહરી ખાત્રી છે કે પોતાની માયને માહરી સાંમે પેલી ઘેલીગાંડી ફરયાદી માંડવા ઉશ્કેરનાર એજ બદમાશ હતો; અને વળી તમો બીજું જાણોછ કે? હમણાં એક લુચ્ચો દેશતરીપારની સજામાંથી

નાહસી આવેલો, એ દુકતાઓ તરફથી માહરી સાંમે નવેસરથી ફર્યાદી માંડવાનું કહીને મને ડરાવતો માહરી આગળ આવી ગયો હતો! તમે કંઈ એ વિશે જાંણોછ વારૂ?"

"હું? જરા બી નહિ!" મી૦ સ્પેન્સરે ખાત્રી આવે તેવી સચ્ચાઈના જોશથી જવાબ કર્યો.

"મગર એવી કોઈ વાત જો હવે પછી બી તમારે કાને આવે તો તે જરાબી માનતા કે તેને કશું પણ ઉત્તેજન આપતા ના," તે લુચ્ચા ઉમરાવે તાકીદ કરી; "કેમજે તેવું કાંઈ જો તમે કરતા સંભળાશો તો આએ કારજ હું તરતજ તોડી નાખશ. અલબત્ત, નાધલાની સાંમે માહરે કાંઈ વાંધો નથી, પણ પેલા વડા બદમાશનો તો હું ખ્યાલજ ખમી શકું નહી, અને તેથી તે જો જીવતો હોય તો તેને લગતાં કોઈનીબી સાથે સંબંધ રાખવા હું કદી કબુલ થનાર નથી."

ઘરડો સ્પેન્સર, એ સાંભળતાં, ભીત્તરે થોડોક તરખાયો! શું તે બાંગડ ચેતી ગયો હશે કે પોતાના ભાણેજ ચાર્લસ સ્પેન્સર તરીકે તે જે જવાંનને એમીલીના હાથના ઉમેદવાર તરીકે રજુ કરતો હતો તે ખરેખર તો તેનો નાહનો ભત્રીજો સીડની મૉરટનજ હતો? તેણે, તેથી, ફકરમંદ થઈને હવે આ મીલાકાતનો ઉતાવળે છેડોજ લાવવા માંગ્યો.

"હવે ત્યારે છોકરાંઓ નદી પર ગયાંછ તેઓને પાછાં ઘરમાં બોલાવી લઈએ, માહરાં લૉર્ડ?" તેણે વાત ઉડાવીને સવાલ કર્યો.

"એકજ મિનીટ વધારે," લૉર્ડ બોફર્ટે દમામથી કહ્યું; "આપણા વચ્ચે આ કારજના સંબંધમાં થએલી શરતો હું ત્યારે તમને છેલ્લી વાર પાછી યાદ કરાવી જાઉં કે પછીથી તે બાબે જરા પણ ગેરસમજુતી રહેવા કે થવા પામે નહીં: ત્યારે એમજ કેની કે આ તમારા ભત્રીજાને હું માહરાં ઉમરાવ કુટુંબમાં લેઉં તેના બદલામાં તમો પચીસ હજાર પાંઉન્ડ એ બેઉનાં નામ પર કરી આપવા ખુશી છેઓ? વળી હયાં જે તમારી પચીસ એકરની જમીન છે તે સઘળી એ લોકોનાં નામપર થવી જોઈએ. હું કાંઈ તમને માઠું લગાડવા કહેતો નથી, પણ તમારા દીકરાએ એટલું બધું માહરી દીકરીને વાસ્તે દીલ લગાડયુંછ તેથીજ આવી નજીવી "ટર્મસ" કબુલ રાખવાને હું માહરૂં મન સમજાવી શકુંછ; બાકી ખરેખર તો માહરી દીકરી ઘણે મોટે ઉમરાવ ઘેરે જાય, અને આના કરતાં ઘણા વધારે લાભકારી ટર્મસજ મને 'ઑફર' થાય! ટુંકમાં, અમો તમોને એક મોટાં નામ સિવાય બીજું કશું આપશું નહી. બધું તમોએ તમારૂં ભોગવી લેવું, અને માહરી દીકરીને જે પહેડ ઓઢ કરવી હોય તે પણ બધી તમારેજ કરવી જોઈશે. હું ખાસ કરીને એ કારજ વાસ્તે એકમત એટલા વાસ્તે થયલો છું કે તમે એ બધી માહરી શરતો કબુલ રાખોછ, જે પુરવાર કરેછ કે તમારા કે તમારા દીકરાના પાર્ટ પર પૈસાનું ભાડુતીપણું કશુંજ નથી!"

ઘરડા સ્પેનસરે આ બધું છુપા ધીક્કાર અને સખ્ત અણગમા વચ્ચેજ સાંભળ્યું, પણ તોડછોડ કરવા જેવું તેણે કશું કહયું નહીં—એટલા બધાં સત યકીનનાં હેતથી તે ભલો આદમી મરનાર કૅહેરાઈનના નાહના સીડનીને, તે મરનાર વાસ્તેના એક વારના સાચ્ચા પ્રેમને ખાતર, પોતાનોજ કરી બેઠો હતો! તે ફકત ઠંડુ નમ્યો, અને એ રીતે તે બે ડોકરાઓ વચ્ચેની તે કૉનફરન્સનો તુરતવેલા ત્યાંજ છેડો આવ્યો.

---

## પ્રકરણ ૫૪.

તેઓ હવે એ પછી ઉઠીને બંને, પેલાં બે 'લવર્સ' વાત કરતાં બેઠાં હતાં ત્યાં, નદી કીનારે આવ્યા, અને તેઓને આવતા દુરથી જોતાં સાથે ગરીબ સીડનીને તે જમાનો યાદ આવ્યો કે જ્યારે પોતાનાં બાળપણ વચ્ચે પોતાના બાદશાહ જેવા બાપની છત્રછાયામાં તે સુખની મોજમાં મહાલતો હતો, ત્યારે એજ પ્રમાણે એ કરપીણ કાકો, જીંદગીમાં પેહલી વાર, તેના બાપ જોડે સાંમેથી આવતો દેખાયો હતો; અને એક ઝટકે તે બાળક ઉંમરની સઘળી ઘાટકી યાદો તે જવાંનનાં જીગરમાં, જીગર ચીરી ફાંસી નાખનારી કીસમે, પાછી ધસી આવી, અને તાજી થઈ! તેણે યાદ કર્યું કે તે ખરા મેહેરબાન બાપનાં મરવા પછીથી તે કાકો તેની ગરીબ માતા તરફ ઘણો ઘાટકી થયો હતો, અને ત્યારે તે માતાને નહી રડાવા તે દયાહીણ કાકા પાસે તેણે રડીને માંગી લીધું હતું! હવે તે માતા પણ બીચારી આજે કયાં હતી?

"વૅલ, માહરા નાહના દોસ્ત," હવે લૉર્ડ બોફર્ટે છેક નજદીક આવી લાગતાં મોટી મુરબ્બીગીરીનું હસીને તેને કહયું, "તાહરા કાકા સાથે મેં બધી બંદોબસ્તી પાકી કીધીછ, અને આપણા વચ્ચેની અસલ ગોઠવણ બધી કાયમ રહેછ. વચમાં એક વરસનીજ વાર છે, અને વરસોનાં વરસો અકેક પછવાડે ગબડી જાયછ, તો એ એક વરસ નીસરી જતાં શું વાર લાગવાનો છે? અલબત, છોકરાંઓને તો એ નહીજ ગમે, પણ બાપોએ અને વડીલોએ તો ઘણી દુરઅંદેશીથી અને લાંબો દરયાફત કરીનેજ કામ લેવું જોઈએ."

તે રાત્રે તેઓ બધાં સાથે જમવાનાં હતાં. વળતી સહવારે બોફર્ટવાલાંઓ લંડન જવા સારૂં પાછાં ઉપડી જનાર હતાં, જેથી તે રાત્રે લૉર્ડ બોફર્ટવાલાં મકાનમાં ઘરડો સ્પેનસર અને સીડની, તેઓને થયલાં આમંત્રણ મુજબ, જમવા જવાના હતા.

"અમે તો હજી બી થોડુંક અત્રે રહી જતે," લૉર્ડ બોફર્ટ કેહવા લાગ્યો, "મને બી અંત્રે ઘણું ખુશનુમા લાગેછ, પણ તાહરી એમીલીનો ભાઈ આરથર ઘણે વરસે બાહેરગામ ફરવા ગયલો ઘર પાછો ફરવાનો છે, અને તેને રીસીવ કરવા અમારે લંડનમાં હાજર રેહવું જોઈએ. બેટીબાપ માંદોજ ચાલ્યા કરેછ! ગામેગામ ફર્યો અને કૉન્ટીનંટપરનાં ગામેગામની હવા ખાધી, પણ તબ્યતમાં તો ગબડતો ને ગબડતોજ રહેલો છે."

રાત્રે ડીનર પર લૉર્ડ ફૅાલર્ટે પોતાની અને પોતાનાંઓની ઘણી તારીફો કરી. તેણે પોતાના ઉચાં ઉમરાવપદની "બોફર્ટ બૅનર" ને "બોફર્ટ કોર્ટ"વાળા મોટા મહેલોની, પાર્લામેન્ટમાં પોતે જે કરતો રહ્યો હતો તે દેખાવોની, છેલ્લા ફ્રેન્ચ રેવોલ્યુશન વખતે પોતે પાર્લામેન્ટમાં ગબડાવેલાં ભાષણોના ગગડાટની, વિગેરે, વિગેરે પોતાની અનેક નમૂનેદાર લાલેરીઓ મારી, જ્યારે ઘરડો સ્પેનસર તો એ બધું ચોકસપણું ચેતીને ગયો હતો. તેણે રાત્રે ડીનરપર આવ્યા આગમચ, સીડની કેવું ખોટું પગલું ભરતો હતો તે વાસ્તે તેની આંખ ખોલવા, વળી પાછું એક કોશેશ કરી જોઈ હતી, પણ ખ્વાહેશવાળા સીડની માનેજ શાનું?

"મને એ બોફર્ટવાલાં જરા થઈને ગમતાં નથી, ચાર્લસ બેટા," તે બ્યાનેખાયેલ બુઢાએ કહ્યું હતું.

"શું એમીલી બી નહી ગમતી?" ચાર્લસે ગભરાટથી સવાલ કર્યો.

"એમીલીને વાસ્તે મને વાંધો છેજ નહી." તે ડોસાએ સમજાવ્યું, "તે જેટલી સુંદર છે તેટલીજ નમાની અને ભલી છે—જો કે ખરેખરૂં માહરે કેહેવું જોઈએ કે સુંદર બી તાહરી માય જેવી તો નહીજ. તે તો એક તેજ થઈ ગઈ!"—અને ઘરડા સ્પેનસરે હયાં એક ઉંડી હાય ખેંચી.

"ત્યારે વાંધો તમને માહરાં કાકાકાકી વાસ્તે છે?"

"હા, ખાસ કરીને તાહરા કાકા વાસ્તે, કે જે મને એક ઘણો મતલબી, પ્રપંચી અને નાલાયક માણસ માલમ પડેછ!"

"પણ તમો ધારોછ વારૂં, કે એવણ હું કોણ છેઉં તે ખરેખરૂં ચેતી ગયા હશે? એવણે મને ઓળખ્યો હશે કે હું એવણના મરનાર હૅરી ભાઈનો નાયલો દીકરો સીડની છેઉં?"

"હું ધારૂંછ કે હા. એ લુચ્ચો આદમી વાત એટલી સફાઈથી અને સંભાળથી કરેછ કે હું ચોકકસ ગર હજી મેળવી શક્યો નથી, પણ ઘણે ભાગે માહરી ખાત્રી છે કે એ ખરો મામલો પાંમી ગયલો છે."

"અને તેથીજ, ત્યારે, આએ એક વરસનું લાકડું એવણ એમ વચ્ચે ખોસતા હોશે?" સીડનીએ ઈન્તેજારીથી સવાલ કર્યો.

"હું નહીં ધારતો," ઘરડા સ્પેનસરે જવાબમાં કહ્યું, "ઉલટું મને તો એમ લાગેછ કે એ સમજી ગયોછ તોબી તાહરે વાસ્તે એને વાંધો નથી. બધો વાંધો તો એને તાહરા પેલા વડા ભાઈનેજ વાસ્તે છે. તેના ઉપર એને દેખીતો પુશકળ ખાર છે. એને તમો બેઉ ભાઈઓને વાસ્તે બધું ચીપી ચીપીને પુછ્યું—એમ વટીક માહરો ચોખો ચાંપી જોયો કે 'આએ તમારા છોકરાને આગળ કેહે મેં જોયો હોય તેમ મને લાગ્યા કરેછ!' "

"એમ બી બોલ્યા ખરા?"

"હા, કેહજે કાંઈ હમણાં બી તમો બેઉ ભાઈઓના હક પુરવાર કરવાની ગડબડ છે, પણ તે હું ધારૂંછ કે માહરી પાસથી ખરી બાતમી પડાવી લેવા વાસ્તેનો એક ઓરંગોજ હોવો જોઈએ. મને એમ બી ખોલ્લેખોલ્લું કહયું કે જો વડો દીકરો ફીલીપ જીવતો હોય તો તેની સાથે કે તેનાં લાગતાંવલગતાં સાથે હું કોઈ બી દાહડે કશોજ વેહવાર રાખવા રાજી થાઉં નહી!"

"પણ તમે એવણને કહયું કેની કે તમો ધારોછ ને જાણોછ ત્યાં સુધી ફીલીપ તો—ફીલીપ તો બીચારો——"

"ગુજરી ગયલો છે," ઘરડા સ્પેનસરે તેને દુઃખથી ગુંચવાતો જોઈને પુરૂં કર્યું, "અને તે તો મેં ખરાંપણાનાં જોશથીજ એને કહયું, કેમજે હવે તે તાહરો નાલાયક ભાઈ મરણ પાંમી ચુકેલો હોવા વાસ્તે હું કશોજ સંદેહ ધરાવતો નથી."

"ગરીબ ફીલીપ!" સીડની એક દુઃખની હાય ખેંચી પટપટયો, તે ભુલી નહી જઈ શકયો કે આખર તે તેનો માજાયો (ભાઈ) હતો!

"તું પોતે તેના બેરેહેમ બસથી બચ્યો એજ ગનીમત જાંણ, છોકરા," ઘરડા સ્પેનસરે સધ્યારો આપ્યો, "તું બી તેની સાથે હોતે તો તેની બધી બેઈજજતી ને ગુહનેગારીઓમાં શરીક થતે, અને અત્યારે તો જાનથી બી ગુજરી ગયો હતે!"

"અને એ તમારૂં માહરા જોગું હેસાંનૂ હું સદા મોટાં હેત અને માનથીજ યાદ કરૂંછ, અંકલ ડીયર," સીડનીએ જવાબ કર્યો.

અને એ પછી તે રાત્રે લૉર્ડ બોફર્ટને ત્યાંનાં ડીનરપર, ઉપર કેહવા મુજબ, તે પતરાજીખોર ઉમરાવે અનેક લાહેરીઓ મારયા કીધી. લેડી બોફર્ટ તો, હંમેશની કાહેલી, માથું દુખતું હોવાનું કહીને, કાંઈ ઝાઝું બોલતીજ નહી હતી, જ્યારે પેલાં બે "લવર્સ" પોતપોતાની વાતમાં ગીરફતાર ચકચુર હતાં, એટલે ખરી રીતે તો બધી બકબક લૉર્ડ બોફર્ટ એકલોજ કર્યો જતો, જે ઘરડો સ્પેનસર ટુંકા અને જીવ વગરના જવાબના હુંકારાઓ આપીને ગુપચુપ સાંભળ્યા કરતો હતો!

એ મુજબ ખાનું ખતમ થયું, જ્યારે ગાયન વાદન જેવું કાંઈજ નહી હોવાથી મેળાવડો જલદીજ બરખાસ્ત થયો. એ વખતે પોતાનાં વડીલોના અદબને ખાતર તે બે પ્યારાંઓ છુટાં પડતાં એકાદ બગલગીરી કે કીસથી પણ, અલબત, મોહતાજ રહયાં અને તેથી શેકહૅન્ડસ સાથે જયારે તેઓ છુટાં પડયાં ત્યારે તે વડીલોએ જોયું કે તે બંને જવાન્યાંઓની આંખો આંસુથી તર થઈ ગયલી હતી!

પણ વાંચનારાં સાહેબો સવાલ કરશે કે બારેગાંઠ પુરો લૉર્ડ બોફર્ટ ખરેખર પામી ગયો હતો કે નહી કે એ ચાર્લસ સ્પેનસર બીજો કોઈજ નહી પણ તેના મરનાર ભાઈ હૅરીનો નાહનો બેટો સીડની હતો? તે, અલબત, એ પારખીજ ગયો હતો, અને તે વધારે ખુલાસેવાર રવેસે સમજાવવા તેને પોતાના સાળા લૉર્ડ લીલબર્ન જોડે જે થોડોક પત્ર-વેહવાર થયો હતો તે સદાબશે અત્રે રજુ કરવાનું વધારે સલાહકારક થઈ પડશે. પહેલો કાગલ લૉર્ડ લીલબર્ને પોતાના બનેવીને આ મુજબ લખ્યો હતો—

" વાહલા રૉબર્ટ,

"પેલો જે તમોને બીહીધરાવી ગયો હતો તેના જોડેનો ઝગડો હાલ તુરત તો બધો પટી ગયો છે. મેં એ ઝીમેદારી માહરે માથે લીધી હતી, એટલે મેં તો માહરા તોરથીજ કામ લીધું. માહરે જે સૌથી પેહલે જાણવાનું અને નક્કી કરવાનું હતું તે એ હતું કે એ આદમી કોણ છે, ને કોણ કોણને મળે છે, અને કોણ કોણ સાથ એનો સંબંધ છે? મેં, એટલા વાસ્તે, એને જોઈ લેવા અને એની પુઠ પકડવા પેલા કૉનસ્ટેબલ શાર્પને બોલાવી મંગાવ્યો, અને તે પૈસાનો લાલચુ પોલીસમૅન જે મંગળવારે રાત્રે એ તમોને મળવા આવવાનો હતો તેની દસ મિનીટ આગમચજ આવીને દરબાનની કોટડીમાં છુપાઈ રહયો હતો. એ પછી ઠરાવેલે વખતે તે તમોને મળવા આવ્યો, અને તમારે બદલે મને ત્યાં બેઠેલો જોઈને દઘાયો! બેશક, મેં તો તેની વાતચીત અને તેના પેહેરવેશ પરથીજ પારખી લીધું કે તે કોઈ અવલ નંબરનો બદમાશ છે, અને એ માહરાં અનુમાનો સાથે હું હજી તો તેના જોડે વાતચીત કરવા જતો હતો, તેટલાં શાર્પે એક કાગળની કાપલી પર મને લખી મોકળ્યું કે તે તો દેશ તરીપારની સજા પાંમેલો અને દેખીતી રીતે ત્યાંથી નાહસી આવેલો એક હડહડતો બદમાશ છે! મેં, એ ઉપરથી, તેના સાંમે એ આરોપ રજુ કરીને તેને ગુંગલાવ્યો તો વાત તો સદંતર સાચ્ચીજ પુરવાર થઈ, કેમજે તે ધ્રુજીજ પડયો. મેં, તેથી, તેને ખુબ દમ ભરાવીને રવાના કર્યો કે જો ફરીથી લૉર્ડ રૉબર્ટને સતાવતો આવશે તો તરતજ પોલીસને પાખડું પકડાવી દઈશું! આથી તમે એ વાત વાસ્તે હવે નિરાંત કરજો. એટલું તો ખરૂં કે તે એ જે બાતમી લાવ્યો છે તે બેવજુદ નથીજ લાગતી. એની પાસ કાંઈબી વજનદાર પુરાવાઓ તો છેજ, અને તેથી તે કોણ કોણને મલેછ તેની વધારાની બાતમી મેળવવા સારૂ એ આદમીની પુઠ પકડી રાખવા મેં હજી શાર્પને રોકી રાખેલો છે. હું જોઉંછ કે જો તે અસલ આદમીઓ આપણને હાથ લાગે તો તે લોકો સાથેજ આપણે સમજુતી કરી લઈએ અને જોખમથી બચી જઈએ. ઘણે ભાગે તો એ તમારા મરનાર ભાઈના પેલા બે પોરયાઓનોજ કોઈ મળત્યો હોવો જોઈએ, અને તેમ હોય તો તે લોકને સાંધી લેવાની ઘણી જરૂર છે. એ બાબદમાં તમારો વહેવાઈ થવા નીકળેલો મી૦ સ્પેનસર મને લાગેછ કે તમને ઘણી મદદ કરશે. તે એ પોરયાઓને લગતી કાંઈબી બાતમી જાંણતો હોવોજ જોઈએ, અને તેથી એના જોડે તોડફોડ કરીને આવતા ના.

તેને તમારા હાથમાં દબાયલો ને સચવાયલોજ રાખજો. આરથર સાથે એ છોકરાઓની શોધખોલ કરવામાં એ બી લાંબો વખત સુધી રોકાયલો હતો અને પુશકળ પૈસા વેરતો હતો, જે બતાવેછ કે એ બી મરનારોનાં કાંઈ અતલગ સગપણમાં હાએ, અને તેથી એની મારફતે તમારા આએ જોખમની મને લાગેછ કે ઘણી કળ વળી શકશે.

હું તો પાછો નાપાક નજલાથી હેરાંન થઈ પડેલો છેઉં. અને વળી કેટલાંક અઠવાડયાં સુધી ઘરમાં પહરેજ પડી રહેવાનું થશે! માહરાં બેહેનને અને વાહલી મીલીને માહરો પ્યાર કેહજો.

લી૦ તમારૂં ભલું ચાહતો, લીલ."

"તા. ક૦—આએ લખી રહયા પછી કાગળ બંધ કરૂં તેવામાં શાર્પ પાછો મને મળી ગયો છે. તેનાં કહેવા મુજબ એ કૅપટન સ્મીથ જે તમોને ઘભરાવતો આવી ગયો તે લેમબેંક ખાતે એક ગરીબ ઘરમાં રહે છે, પણ વળતી સહવારે એ ત્યાં પાછો તેની તલ્લાસ કરવા ગયો ત્યારે માલમ પડયું કે ગાંસડા પોટલા લઈને તે તો ત્યાંથી બડી બામદાદનો પોબાર થઈ ગયલો છે. દેખીતી રીતે પોતે પકડાઈ આવેલો હોવાથી દેહેસ્ત ખાઈ ગયો હશે, અને લંડનથી પોબારા ભાપી ગયો હશે. પીડા ઓછી! એટલી તમને વધતી નીરાંત!—લીલ."

અને એ કાગળનો રૉબર્ટ બોક્રૅટે પોતાના સાળાને જે જવાબ લખી વાળ્યો તે વળી આ મુજબ છે:—

"વાહલા લીલ,

"તમારો કાગલ મળવાથી મને હદ વગરની ધીરજ મળી છે, અને તમોએ જે તારીફલાયક કુનેહથી કામ લીધું તે સારૂ હું તમારો ઘણો ઘણો હેસાંનમંદ થયો છું. હું તો ધારૂંછ કે હવે ત્યારે એ માહરાં માથાં પર નવેસરથી ઘેરાઈ આવેલું વાદલ વહી વીટીજ ગયું છે, અને તમો જેમ એમ ધારતા લાગો છો કે એ જે બાતમીઓ લઈ આવ્યો હતો તેમાં વજુદ છે તે માહરાં મત મુજબ તમારી ભુલજ હોવી જોઈએ. વજુદ હોઈજ કેમ શકે? તે એમ કરીને મને ગભરાવી દબરાવીને મને તો લાગેછ કે માહરી પાસેથી એકાદ મોટી રૂમડી મુકાવાજ આવેલો, પણ તમે આટલી બધી દુરઅંદેશીથી કામ લીધું એટલે દેહેસ્ત ખાઈ, દુમ દબાવી, નાહઠો! તે પેલા પોરયાઓનો મળત્યો હોય એ પણ હવે માનતા ના, કેમકે ખરેખર તો વડો ખાપરી ગયલો હોવાની વાતજ પુરવાર થાયછ, જયારે નાથલો તો આહીં માહરાજ તાબામાં છે! નાથલો સીડની ભેદભરેલી રીતે ગુમ થઈ ગયો હતો, અને માહરો આરથર તેનો કશો પતો મેળવી શકયો નહી હતો, તેને ખરેખર તો આએ તરફ આએ ઘરડો સ્પેનસર પોતેજ ઉપાડી લાવેલો છે. કાંય એણે એમ કર્યું તે કાંઈ બરાબર સમજ પડતું નથી, પણ એ મરનાર કૅથેરાઈનનો સગો હોય

એ બનવાજોગ છે, અને તે મરનારને વાસ્તેનાં હેતને ખાતર આ નાથલા પોરયાને તફડાવી લાવ્યો, અને અહીં લાવીને, પોતાનાં બચ્ચાં પેરે પાલી, મોટો કીધેલો છે. આહરી આગળ એ ઘરડાએ એ બધું કબુલ કીધું નથી, અને એ પોરયાને તો એક પોતાના ભત્રીજા અને કરી લીધેલા દીકરા "ચાર્લસ સ્પેનસર" ને નામેજ ઓળખાવેલો છે, પણ મોરનાં ઈંડા કાંઈ ચીતરવાં પડે? મેં તો એ પોરયાને જોતાં સાથે તાબડતોબ ઓળખ્યો, અને હું ખરો મામલો એક લેહેજામાં ચેતી ગયો—જોકે હું બધી ખરી વાત પાંમી ગયલો છું એવું મેં હજી એ લોકોને મુતલગ જાણવા દીધું નથી! આએ છોકરો તો હજારમાંથી બી ઓળખાઈ આવે એવો છે. આબાદ એની મરનાર માતાનાજ ચહેરાની કૉપી જાણવી! હવે જોકે મોટો માટીડો થયલો છે, પણ ચેહરાંમાં ફેરફાર કાંઈ એટલો બધો થયોજ નથી. વળી આએ મી૦ સ્પેન્સર ખરેખર તો કોઈ ઓલ્યો ભોલ્યો છે, અને જ્યારે હું એ પોરયાઓ વિષે એને વાતમાં ઉતારૂંછ ત્યારે એવો ગભરાઈ જાયછ કે એની ચોરી એનાં મોઢાંપરથીજ પકડાઈ આવેછ! વડો મરી ગયો છે એ વાતમાં તો કોઈ સંદેહજ નથી, કેમજે એ ડોસો બી એ વાતની તો ખાત્રી આપી શકેછ, અને એ સીડનીને કે આએ ડોસાને એ કોઈ "કૅપ્ટન સ્મીથ" આપણને દબરાવતો આવ્યો તે વાતનો તો કોઈ હુરનો સ્વપ્નો એ નથી, તે વગર શકે પુરવાર કરે છે કે તમો ધારી બેઠાછ તેમ તે લુચ્ચો એ પોરયાઓનો મલત્યો તો છેજ નહી. હવે, તેથી, મેં તમારી સલ્લાહ મુજબ બાજી સમાળીનેજ કામ લીધુંછ. એ પોરયો આપણી મીલીને વાસ્તે ઘેલો થયલો છે, પણ મેં હા બી નથી કહ્યું ને ના બી નથી કહ્યું. મેં એક વરસની દેરી ફરમાવેલી છે, અને એ રીતે એ પોરયાને આપણા હાથ તળે દાબેલો રાખવાનુંજ કીધેલું છે, જે બેશક તમોને ગમશે. પોરયો છે એવો ગરીબ બકરાં જેવો, કે એનાથી બીહવાનું તો હોઈ શકેજ નહી. પેલો મરનાર તો લતખત ને લુચ્ચો! એ પોરયાઓ હકદાર હોવાની વાત હું તો હજીબી માનતો નથી, પણ તકરારને ખાતર ધારો કે તેવું કાંઈ હોય તો આપણી મીલીને વાસ્તેના એ પોરયાના પ્યારને લીધે આપણને હવે કાંઈ બીહવાનું રહયુંજ નથી. આપણે, તેથી, એક વરસ માંજનું તપાસશું, અને તેટલાં જો મીલીને કેહે બૅટર ચાન્સ મળી જશે, અને એ પોરયાઓની દાવાદારીના સંબંધમાં આપણને કશું બીહવાનું નથી એવી એ એક આખાં નવાં લાબાં વરસનાં દરમ્યાનમાં આપણી ખાત્રી થઈ શકશે તો પછી એ પોરયાને આપણે પાણીચું પકડાવશું, મગર તેટલાં હાલ તો જેમ ચાલે છે તેમ ગબડવા દઈશું. આએ બી કાંઈ ઘણું ખરાબ નહીજ કેહેવાય. હું જે કહુંછ તે ઘરડો સ્પેનસર બીચારો કબુલ કરતો આવેછ. આપણને દોઢ્યું પરખાવવાનું નહીં, અને મીલી સાંમી ઘેર ભરીને આપણે ત્યાં પૈસા લાવીને એમની એસ ઉંચકાઈ જઈ શકેછ! સારોજ વેપલો કેહેવાય કેની?

"આરથરનું કાગલ આવી ગયલું છે. તે ઘેર આવવા નીકળી ચુકયો છે, અને અમો તેથી તેને મળવા લંડન આવતાં રહેવાનાં છીએ. પોરયો હજી બીમાર ને બીમારજ

ચાલતો હોવાનું લખેછ. પૈસો કાંકરાની પેરે ખરચવા છતાં એની તબ્યત સુધરતી નથી તે વાતનો સંતાપ મને ઘણો મોટો છે.

"અમો "બોફૅર્ટ મૅનર"માં પાછાં આવ્યે ત્યારે સારી પેઠે હોવો તો મળવા આવજો. આએ હું રાત્રે લખું છું. આજે એ "મામા ભાણેજ"ને મેં જમવા તેડયા હતા, અને તેઓ ગયા પછી હું તમને લખવા બેઠો છું. અમો કાલે સહવારે તો અત્રેથી ઉપડવાનાં છીએ, પણ આએ કાગલ તો અમો આવી લાગશું તેની બે ત્રણ દીવસ આગમચજ તમને મળી જશે, કેમજે તમારી બેહેનની તબ્યત હજી મુતલગ સારી નથી, અને એ ડીરેક્ટ મુસાફરી કરી શકે એમ નહીં હોવાથી ખટકે ખટકે અમને થોભવું પડશે. એ વળી વધારાનો સંતાપ છે! જોવોની—એનીજ બીમારી માહરે સાથે પડેલી બસ નહી હોય તેમ આરથર બી મને સતાવ સતાવ કરે છે!

"તમે પોતે પણ નજલાથી પાછા પટકાઈ પડયા છો તે જાણીને અમો ત્રણેને ઘણી દીલગીરી થઈ. હવે તો જરા આરામ હશે."

લી૦ તમારો રૉબર્ટ."

હવે એ કાગળ લખાયા પછીની બીજી સહવારે બોફૅર્ટવાલાંઓ ઉપડી ગયાં, અને તે બંગલાપર "ભાડે આપવાનું છે" એવું પાટયું પડયું, જે જોતાં તે તરફ મીથ્યા ભટકવારો કરવા આવેલા સીડનીની આંખમાં નવેસરથી અફસોસનાં આસું આવ્યાં, અને હવે તેના મામાનું ઘર-બલ્કે તે આખું એકાંત ગામડું—તેની વાહલી મીલી વગર,—તેને કરડવાજ આવતું હતું! તેને, તેણીને કહી મેળ્યું હતું તેમ, ઉઠયાજ વા વાગતા થયા હતા. આ પ્યારના આજારથી તે નાવાકેક અને બીનમાહીતગાર હતો ત્યારે તે આએ તરફ એક માહાત્મા જેવો સુખી અને સંતોષી હતો, પણ કમજાત પ્યારે પછીથી તેનું સુખ છીનવી લીધું, અને હવે તે બીલકુલ નાસબર, બેકરાર અને અસંતોશી થઈ ગયો હતો!

---

## પ્રકરણ ૫૫.

રૉજર મૉરટન—મરનાર કૅઠેરાઈનનો ભાઈ—પોતાની દુકાંનમાં હીસાબના ચોપડાઓમાં માથું ખોસીને બેઠેલો હતો. તેનો ધંધો પાછલાં વરસોમાં બહુજ ધીકી ગયો હતો. તેની બેહેન કૅઠેરાઈન તેના બાળકબેટા સીડનીને તેને હવાલે સોંપી ગઈ હતી તે વખતે હતી તે કરતાં દુકાંન હાલમાં બેવડી મોટી કરવામાં આવી હતી, અને તે પોતે પણ વજનમાં અને બદનમાં વધીને બફેણાંની બરણી જેવો બેવડો ગોલ ગોલ થયો હતો! તે બાંધાનો કદાવર અને મજબુત હતો, જ્યારે તેની ફર્યાદ એ હતી કે ખાધાનું તેને જોઈએ એવું જરપત થતું નહી હતું. તેને ડૉકટરો દારૂ મુકી દેવા ભલાંમણ કરતા હતા, પણ તેના રાતના બે

પૅગ વગર તે બીચારો છવીજ નહી શકે એમ તેને પોતાને લાગતું હતું, એટલે ડૉક્ટ-રોની એ સલ્લાહ તો તે આબરૂઈએ ઉઠી મેલીનેજ ફરતો હતો. તેના ડાહ્યે વારેના બે દીકરાઓ હવે તેના ધંધામાં તેના ભાગીદાર થયા હતા, અને તેથી તેને તેનાં કામકાજમાં ઘણી શહેન મળી ગઈ હતી. પેલો લુચ્ચો ટૉમ જે પેલા સેન્ડવીચીઝ ખાઈ ગયો હતો, અને તે છતાં જેની બરફને નાણનો નિર્દોષ ચીટની ઝપેટાઈ બચ્યો હતો તે બી હવે થાનસોગતનો મોટો માટીડો થયો હતો!

અને એ રીતે, ઉપર કેહવા મુજબ, રૅાલ્ફ મૉરટન ચોપડાઓમાં માથું ઓસી બેઠેલો હતો, અને છોકરાઓ ધરકો સાથે રોકાયલા હતા, તેટલાં કંગાલ જેવા દેખાવનો એક આદમી બીહીતો બીહીતો અંદર આવ્યો, અને મી૦ મૉરટન ચોપડાઓમાંથી માથું ઉંચકે, અથવા કોઈ બી તેને જોઈને તેના ઉપર ધ્યાન આપી શકે ત્યાં સુધી બાજુમાંનાં એક ખુણાંમાં દબાઈને ઉભો. એવામાં મૉરટનના નાહના દીકરાની તેના પર નજર પડી, અને તે તેની આગળ ગયો.

"શું જોઈએછ તમોને?" તેણે તેને સવાલ કર્યો.

"માહરે મી૦ મૉરટનને મળવુંછ," પેલાએ ગરીબીથી કહ્યું.

"મી૦ મૉરટન હવે કોઈને મળતા નથી, તેવણ કામમાં છે. મને કેહો તમોને શું જોઈએછ તે."

"માહરે તો એવણ સાથેજ કાંઈ ખાંનગી કામકાજની વાત કરવાની છે. ઘણી અગતની વાત છે." પેલો પાછો બજીદ થયો.

તે છોકરાએ, એ ઉપરથી તે કોઈ ભીક્ષુક જેવા કંગાલને થોડીક શંકાશીળ રવેસે પગથી માથાં વેર નીરખીને જોયો, અને પછી પોતાનો બાપ બેઠો હતો તે તરફ આંગળી કરી તેને બતાવતાં કહ્યું, "જાઓ ત્યારે પેલી ટેબલ આગળ, પેલા મોટા શેઠ ત્યાં બેઠેલા છે."

પેલો બીહીતો બીહીતો તે ટેબલ આગળ ગયો, અને મૉરટને તરત માથું ઉંચકી તેને જોયો.

"મને પુછોછ?" તેણે સવાલ કર્યો.

"જી હા, સાહેબ," પેલાએ કહ્યું, અને ટોપી ઉંચકી ઘણી ગરીબાઈથી કુરનસ બજાવી.

"શું કાંઈ માંગવા આવેલા છો?" પેલાના ચીદરેહાલપણાંથી ઘભરાઈને મૉરટને કહી દીધું, "માંગવા આવેલા હોવો તો અહીં કાંઈ તમારૂં——"

"નહીં મુરબ્બી સાહેબ, હું માંગવા કાંઈ આવ્યોજ નથી," પેલાએ ખાત્રી આપવાને ઉતાવળ કરી, "હું તો તમારાં મરનાર બેહેન કૅઠેરાઈનના દીકરાઓ——"

"માહરી કૅઠેરાઈનના દીકરાઓ?" મૉરટન પોતાની બેઠકમાંથી ચમકી ઉઠયો; "તેઓનું શું? પણ અહીં આવો આએ તરફ. એવી વાત આએ દુકાંનમાં થઈ શકશે નહીં."—અને તે સાઈડમાંનું એક નાહનું કાચનું બારણું ઉઘાડી તેને પોતાનાં રેહવાના પાછળા ઓરડામાં લઈ ગયો, કે જ્યાં મારગારેટ (મીસીસ મૉરટન) કાંઈ સીવતી બેઠેલી હતી.

"આએ જોની, મૅગી, આએ એવણ શું કેહેતા આવ્યાછ!" મદદની આર્જુથી હોય તેમ તે રાણીમરઘાએ અંદર જતાં સાથે પોતાની પરણેતરને આપીલ કરી, અને પછી પેલા આદમી તરફ ફરીને વધાર્યું, "આવો બેસો આએ ખુરશીપર, અને બોલો, તમો શું કેહેવા માંગોછ?"

તે પોતે, એમ કેહેતાં, પોતાની બૈરીની પાસેની એક ખુરસીમાં ગોઠવાયો.

"હું તમો મુરબ્બી સાહેબને એટલુંજ પુછવા માંગુંછ કે તમો કોઈ એ તમારા ભાણેજો વાસ્તે કાંઈ જાણોછ? બે છોકરાઓ હતા, અને એમ કેહવાય છે કે તે બેઉ મરી ગયલા છે, એ શું ખરી વાત છે?"

"અને તે વાત સાથ તમોને શુ નીશબત છે?" મૉરટને અરધા ગુસ્સાથી સવાલ કર્યો.

"ગુસ્સો ના કરો, સાહેબ," પેલાએ માંગી લીધું, "મને નીશબત છે તેથીજ તો હું પુછતો આવ્યોછ, અને ખરેખર તો મને નીશબત છે તે કરતાં એ બે છોકરાઓને પોતાને એ વાતમાં વધારે નીશબત છે!"

હયાં પેલી "ડાહી કાગડી" તરત વચ્ચે પુરાઈ! પોતાનો ખાવંદ કાંઈ ને કાંઈ નહીં બોલવાનું બોલીને કાચ્ચું કાપશે એવી ફીકરથી તે ડાહેલીને વચ્ચે કુદી મારવા વગર ચાલ્યું નહીં!

"રૉજર," તેણીએ તે ઉપરથી તરત ઉઠીને ઉભી થતાં કહયું, "આએ તરફ આવો જરા; માહરે તમોને ખાનગીમાં કાંઈ કેહવાનું છે. આએ એક બીલ આવ્યું છે તે જરા પેહલે જોઈ લેવો."—અને તેણીએ એમ કેહતાં, એક કાગળ્યું અમથું અમથું ટેબલ ઉપરથી ઉંચકી લીધું.

તે વરબૈયર બાજુએ ગયાં.

"એ કોણ છે જે?" તેણીએ તેને પેલો આંકડો બતાવતી હોય તેમ ઢોંગથી કાગળ આડું રાખીને તેના કાન પર પડી સવાલ કર્યો.

"હું નહી જાંણતો."

"ત્યારે વળી જાગ્યા જોયા વગર તમારી રીત પ્રમાણે કાંઈ બાહના ના," તે જોઈઓ તે કરતાં વધતી હુશ્યાર પરજેનરે તાકીદ ફરમાવી, "એમ કરીને કાંઈ તમોને બીરવા બીરવા આવ્યો હોશે. પોરયાઓ પર એનું કાંઈ માંગતું બાંગતું નીકળતું હશે તો તમો આમથા વેતરાઈ જશો—બાકી પોરયાઓ તો બેઉ મસાનમાં પુગી ગયા, ત્યારે તે લોકોના લાભની વાત શું બાકી બજેલી હોશે? કાંઈ બી બોલો બકો તો ઘણું સમાલીનેજ બોલજો બકજો."

તેઓ પેલો બેઠેલો હતો ત્યાં પાછો ફર્યા.

"જોની ભાઈ, ખરી વાત એ છે કે હું એ છોકરાઓને વાસ્તે કાંઈજ જાણતો નથી," મૉરટને ત્યાં પાછો આવીને બેસતાં કહયું.

"ત્યારે બેઉ મરી ગયા એ વાત વાસ્તેની તમારી ખાત્રી તો નથીજની?" પેલાએ જરા વધુ ઉલટમંદ પુછ્યું, અને તેનો કરમાયલો દરમાયલો ચેહરો એકાદ પળ ખુશીમાં ખીલી રહયો! "હું ધારતોજ હતો. એ લોક મરી ગયા હતે તો શું તમો મામા જેવા મામા જાંણતેજ નહીં?"

"હું કાંઈ કહીજ નથી શકતો," મૉરટને પાછું કહયું, "મેં વડાને તો કોઈ દાહડે જોયોતોજ નહી, પણ નાધલો જે અમારી સાથે રેહતો હતો તે બી સાત આંઠ વરસનું નાધલું બચ્ચું હતું ત્યારે અમારૂં ઘર મુકીને નાહસી ગયલો, અને તે પછીથી આજ સુધી તેઓના સંબંધમાં કોઈ દહાડે અમે કોઈએ કાંઈ સાંભળ્યુંજ નથી."

"ત્યારે મરી ગયલા નહીજ હોવા જોઈએ," પોતાની ખાત્રીજ નહી થઈ શકતી હોય તેમ અરધું મોટે—અરધું મનસે તે પાછું પટપટયો, અને પછી મી૦ મૉરટન તરફ ફરીને વધાર્યું, "ત્યારે તમો સાહેબ તે લેકોની ભાળ મળી શકે એવી કશીજ બાતમી મને આપી શકતા નથી?"

"કશીજ નહી, પણ તમોને તે લોકોને શોધી કાઢવાથી કાંઈ લાભ છે? કાંઈ તમારૂં તે લોકો પર માગતું લેહેણું નીકળે છે?"

"તે બધી ફ઼ુઝુલ વાતમાં હવે માલજ શું?" પેલાએ નિરાશાથી ત્યાંથી ઉઠી જવાની તૈયારી કરતાં હવે કહ્યું.

"પણ સબર કરો, તમો કોણ છેઓ તે તો કેહો?"

"હું એક ઘણો ગરીબ અને કંગાલ આસામી છું."

"ગરીબ અને કંગાલ?" મી૦ મૉરટન કમકમીને ખભડી ઉઠયો; "ત્યારે એવા એક ગરીબ અને કંગાલને માહરો હજારો કામનો કીંમતી વખત બરબાદ કરતો માહરે ઘરે આવ-

વાનો હકજ શું હોય? ચાલ્યા જાઓ માહરાં ઘેરમાંથી. કાલું કરો તમારૂં અત્રેથી એકદમ!"
——અને પેલો ગરીબ કંગાલ, આ હડધુત અને ટાણાંજાણીથી પશેમાન થયલો, માથું નીચું કરીને નીચી મુંડીએ ચાલતોજ થયો. તેણે, એમ છતાં, બાહેર જતાં જતાં બારણાનાં કડાં પર હાથ રાખીને પેલાં બે તરફ પાછું ફરી જોયું—જાણે તે ઘણું અગતનું કાંઈ કેહેવા આવ્યો અને કેહેવા માંગતો હોય તેમ—પણ તે બધું ફોકટ જવાનું એવા નિર્ણયપર આવી તે એક દેખીતા નિસાસા સાથે બીજી પળે ત્યાંથી ચાલતોજ થયો.

"તમે બી ગધેડા જેવા તેને ચાલી ચલાવીને છેક ઘેરની અંદર શાંના લેતા આવ્યા?" મીસીસ મૉારટને તેના જવા પછી પોતાના ધણી પર તેનો ખાર કાઢયો, "એના ઔંદશા જેવાં ડટીં બુટથી માહરો કેવો મજાહનો કારપેટ બધો ખરાબ થઈ ગયો! વળી એ મને મેરી પાસે ધોવડાવવો અને સાફ કરાવવો પડશે! તમે વકુફ રાખતાં હવે પછી તે હજી કીયે દાહડે શીખશો?"

"પણ હું શું કરૂં, માહરી વાહલી? એવી વાત તે કાંઈ દુકાંનમાં થાય?" મી૦ મૉારટને બચાવ કર્યો, "ખરી વાત તો એ છે કે ઘણે વરસે એણે આવીને માહરી પાસ છોકરાઓની વાત કાઢી ને કાઢી માહરૂં કલેજુંજ ઉઠલાઈ પડયું! માહરી ગરીબ બેહેન —કેવી એ દીકરાઓ પર તે ઘેલી ઘેલી હતી! મેં સીડનીને ગુપચુપ જવા દીધો, અને પછીથી માહરી ફરજ હતી તેમ આએ વરસોનાં વરસો સુધી શરમભરેલાં નફકરાંપણાંથી કશીજ તે લોકોની ખબર કાઢી કે ખબર મેળવીજ નહી, તે માહરો અપરાધ પેલી જેહાનમાં માહરી ગરીબ કૅટ કેમ મને માફ કરી શકતી હોશે? ખચ્ચીત, મેં ભુલ કીધી! આએ આદમીને માહરે કાંઈ વધારે પુછવુંજ હતું."

"હા, પુછયું કાંય નહીં કે તે તમારૂં ચામડુંજ ઉતારી લેતે!" તે પરણેતર વધતી ફફડી, અને મૉારટન આ કર્કશા જોડે તકરાર કરવી બીલકુલ બેજા હતી એમ જોઈ, બોચી ખજવાળતો, ગુપચુપ બાહેર નીકળ્યો, અને દુકાંનમાં પાછો ફર્યો. તેનું ઘણું મન કે તે પેલાની પુઠે દોડે, અને તેને પકડી પાડીને તેને થોડુંક વધતું પુછી લે; પણ વરસાદ પડવાનો ચાલુ થયો હતો, અને પોતાને સરકમ થયલો હોવાથી બાહેર સરદીમાં જાય તો ન્યુમોન્યા થઈ આવવાનો તેને ભય થયો, એટલે તે ગુપચુપ અંદર પાછો ફર્યો, અને ટેબલ આગળના પોતાનાં કામ પર મંડયો.

મગર એક દેહેસ્તનાક ગઈગુજરીની પેલાએ અચબુચ આવીને તેને યાદ કરાવેલી હોવાથી તેનું મગજ હવે પુશકળ અસ્વસ્થ થઈ ગયું, અને કામપર તેનું ધ્યાંન લાગી શક્યું નહી. પળેપળ હવે તેના કાનમાં તેની વાહલી બેહેન કૅઠેરાઈનનો તેને ઠપકો આપતો ગુસ્સાભેર અવાજ વાગતો થયો કે "રૉજર, લાવની, માહરો સીડની ક્યાં છે? હું તો તેને તાહરીપર વિશ્વાસ રાખીને તાહરા હવાલામાં સોંપી ગઈ હતી કે નહીં?"

અને એજ મુજબ તે અકડવકડ કરતો અરધો કલાક કામ પર બેઠો હશે તેવામાં, તેની ઘણી અજાયબી વચ્ચે, તેનેજ પુછતો વળી લશ્કરી પોશાકમાં એક કોઈ દમામદાર જવાંન તે દુકાનમાં દાખલ થયો. તે દેખીતો કોઈ ફૉરેનર—ફ્રૅન્ચમૅન—જેવો લાગતો હતો; અને તેની ભરાવદાર મોટી મુછ અને ઉંચા કપાલ સાથે તે કાંઈ એવો તો ગુસ્સાબાજ અને બીહીધરાવનારો દેખાતો હતો, કે મૉરટન તેને જોતાં પોતાની ખુરસી ઉપરથી પોતાની મરજી ઉપરાંત ચમકી ઉઠયો!

તે દુકાંનમાં દાખલ થયલો દમામદાર આદમી સીધ્ધો વડા મૉરટન આગળજ ચાલી આવ્યો.

"હું ધારૂંછ કે તમોજ મી૦ રૉજર મૉરટન છો?" તેણે ઠસ્સાથી સવાલ કર્યો.

"તમારો તાબેદાર, કાંઈ હુકમ છે, સાહેબ?" મૉરટને માનથી પુછયું.

"માહરે તમારી સાથે કાંઈ ખાનગી વાતચીત કરવાની છે."

"ખાનગી વાત?" મૉરટન ભડકયો, "જો આએ કાંઈ માહરા ધંધાનેજ લગતું હોય તો માહરા દીકરાઓ માહરા ભાગ્યા થયલા છે, અને તેઓ તમો સાહેબને——"

"નહીં; મને તમારા ધંધા સાથે કાંઈ કામ નથી," પેલાંએ ઠસ્સાથી કહયું, "હું તો તમારા ભાણેજો——"

"માહરા ભાણેજો?" મૉરટન ઉછળ્યો અને ચમકયો! એ આજે શી મોહકાંણ વળી ગઈ હતી? તેની ગુમરાહી ને ગફલતની સજા તેને આટલાં વરસે પકડી પાડવા માંગતી હોય તેમ તેની પુઠે આજે દોજખમાંનું "દેવસ્થાંનજ ઉળટયું હતું કે શું? પેલો તેના ભાણેજોની કાંઈ વાત કેહેવા આવી ગયો અને તેને આટલો બેકરાર કરી ગયો તેને પુરો અરધો કલાક બી નહી થયો હતો, તેવામાં આ વળી કોઈ બીજો તેજ દાવાદારી રજુ કરતો પાછો કયાંથી ફુટી નીકળ્યો? પેલો તો કોઈ કંગાલ ભિક્ષુક જેવો હતો, કે જ્યારે આ તો એકજ મુકીમાં તેનું માથું ફોડી નાંખે કે એકજ ચમટીમાં તેની કરસલી પીસી નાંખે એવો દમામદાર ને કદાવર હતો! એમ છતાં તેણે જલદીજ પોતાપર કાબુ પાછો મેળવ્યો, અને જરા હીંમતથી કહયું, "સાહેબ, એ આજે બધાઓને થયુંછ શું? બધા માહરા ભાણેજોનેજ વાસ્તે કાંય મને સતાવતા આવતા હશે? હું તો નથી કોઈના ભાણેજોને વાસ્તે પુછવા જતો? મારા ફૅમીલી મૅટર્સમાં લોકોને માથાં મારતાં આવવાનો હકજ શું હોય?"

પેલો આ બધું સાંભળતાં થોડોક અજબ થતો દેખાયો.

"માહરે ધીરજથી વાત કરવી જોઈએ, અને હું તમોને ખાનગીમાં એક મિનીટ મલવા માગુંછ. અહીં દુકાંનમાં વાત થઈ શકશે નહીં," તેણે આગળ જેવાજ દમામથી પાછું કહયું.

ગરીબ મૉરટન! હવે તે શું કરે? તેની લાંબી પોંહોંચવાલી બૈરીની સંલ્લાહ અને મદદમાં તેને પાછો આશરો શોધ્યા વગર હવે વળી ચાલેજ કેમ? તેણે બ્રેસીસ સરખાં કીધાં, પાટલુન ખેંચીને ઉપર કીધું, શર્ટના કફ્સ ઉપર વાળેલા પાછા નીચા કીધા, અને પછી એ બધી અકડવકડ વચ્ચે પેલાને રસ્તો બતાવતો વચમાંનું પેલું નાધલું સ્વીંગ બારણું ઉંઘાડી તે તેને પણ પાછો અંદર લઈ ગયો, કે જ્યાં મીસીસ મૉરટન હજી પેલી ટેબલ આગળ સીવતી બેઠી હતી, જયારે વધારામાં મીસ મૉરટન—તેઓની દીકરી સુઝન—જે હાલમાં નજદીક પચીસ વરસની થઈ હતી, અને મોટી ઉમ્મરની થઈ જતી હોવાની ફકરમાં પાસેની દુકાંનમાંના કોઈ એક ખોરયાખાપરયા છોકરા સાથે તરતનીજ અદરાવી મુકેલી હતી—તે વાંચતી બેઠેલી હતી.

"આવની મૅગી, આએ વળી કાંઈ નવો સીતમ છે!" મી૦ મૉરટને વળી અંદર દાખલ થતાં સાથે ફર્યાદના તોરથી પોકારીને કહ્યું; "આએ કોઈ ગ્રહસ્થ આવ્યા છે, અને તેવણ બી કાંઈ માહરા ભાણેજોનીજ વાત કરવા આવ્યા છે!"

તે બંને બાંનુઓ પેલાના રૉબવંતા સોહામણા ચેહરાથી દધાઈ, અને તે મા દીકરીએ તેને ખુરસી ખેંચી આપવા અને બેસાડવા આ વખત તો હરીફાઈ પર હરીફાઈ કરી! તે ચેહરોજ એવો સોહામણો અને મર્દાનો હતો કે જોતાં સાથે કોઈને પણ ગમી જ્યા વગર રહેજ નહીં, અને સુઝન તો ડોળો ખોબી ખોબીને તેને જોયા કરતી હતી!

તેઓ બધાં ગોઠવાયાં.

"હું દીલગીર છું, તમોને એ રીતે હરકત કરતો અત્રે આવવા વાસ્તે, પણ હું કાંઈ તમોને ઘણાં રોકશ નહી," પેલાએ કહયું; "માહરૂં કામ ફકત બે ચાર મિનીટનુંજ છે. હું તમોને માત્ર એટલુંજ પુછવા આવ્યોછ, સાહેબ,"—અને હયાં તે રૉજર મૉરટન તરફ ફર્યો—"કે તમો સીડની મૉરટનનો કાંઈ પત્તો આપી શકશો?"

"હું કેમ પત્તો આપી શકું, માહરા મેહેરબાન?" મૉરટને, વધતો ઘભરાતાં, અફસોસનાં અટવટથી કહયું; "એ તો નજદીક પંદર વરસની વાત છે. એ છોકરો માહરે ત્યાં રહેલો હતો, અને પછી રીસાઈને ચાલી ગયો, જયારે ખબર તો એમ મળી કે તેનો વડો ભાઈ જે તેને રસ્તામાં મળ્યો તેજ તેને લઈ ગયો. એ પછીથી લૉર્ડ બોફર્ટના દીકરા આરથરે, એક બીજા કોઈ મી૦ સ્પેનસર નામના ગ્રહસ્થે અને મેં પોતે પોલીસની મદદ સાથે તે છોકરાઓની ઘણી બી શોધ કીધી, પણ મને કાંઈ પત્તો મળી શકયો નહીં."

"અને તેઓને મળ્યો?"

"હું જાણુંછ ત્યાં સુધી તો નહીંજ. તે બધાઓએ તો મને નાજ લખેલું છે, મગર એ તો મેં તમોને કહયું તેમ નજદીક પંદર વરસની વાત છે, અને પાછલાં વરસોમાં વધારે હું તો કાંઈ જાંણવા પાંમ્યોજ નથી."

"અને તમારૂં પોતાનું અનુમાન શું છે?"

"માહરૂં અનુમાન તો એ છે કે વડો જે એક મોટો વૅગેબૉન્ડ અને બદમાશ હતો તેણે નાધલાનો બી તેવોજ હાલ કીધો હશે," તે હેતવંતા મામાએ કહ્યું, "અને પછીથી તે લોકો વિષે અત્યાર સુધી કાંઈ સંભળાયુંજ નથી એટલે બેઉ બીચારા માર્ગે લાગી ગયા હશે!"

"અને પછીથી કોઈ તમોને પુછવા આવ્યુંજ નથી? કોઈએ તમારી ગલચી પકડીને તમોને પુછ્યુંજ નહી કે જે બચ્ચું તમારી મરનાર બેહેને પાક વિશ્વાસથી તમારા હવાલામાં સોંપ્યું હતું તેની પાછી ને પાછી ભાળ કાઢવાને વાસ્તે તમે શું કીધું? શું એ બધાં પાછલાં વરસોમાં તમો નીરાંત કરીને અને ઉંચા થઈને બેસીજ રહયા?"

રૉજર મૉરટન ધ્રુજી પડયો! એજ સવાલ પેલો પેહેલો આવી ગયા પછીથી તો તેના કાનમાં ગણગણ વાગતો થયો હતો? તે ફીકકો પડયો, અને તેણે ધીમે સાદે કહ્યું, "પણ એમાં માહરો વાંક શું છે તે તો મને કહો? તે છોકરો રાજીખુશીથી માહરૂં ઘેર છોડી ગયો તેમાં માહરો અપરાધ શું?"

"તમારો અપરાધ શું?" પોતાના ડોળાના દાબ તળે તેને તે આસામી કચડીજ નાખવા માંગતો હોય તેમ તેણે ગુસ્સાના ડોળા કાઢયા, કે જ્યારે પેલી બંને અબળાઓ પણ બાતેનમાં ધ્રુજવાજ પડી! "તમારો હદ વગરનો ને નહી માફ થઈ શકે એવો મોટો અપરાધ! તમારાં સેન્ડવીચીઝ તમારો લુચ્ચો દીકરો ટૉમ ખાઈ ગયો, અને વળી તે એ ગરીબ છોકરાને દમ ભરાવતો ગયો કે 'બીલાડી ખાઈ ગઈ એમ જો નહી કેહશે તો તાહરાં હાડકાંજ ભાંજી નાખશ,' તે મુજબ એ છોકરો, ડરનો માર્યો, થોડુંક જુઠ્ઠુ બોલ્યો, તે ઉપરથી વગર તેહકીકે, વગર ઈનસાફે અને વગર દયાએ તમે તે ગરીબ બચ્ચાંને એવો જોરબંધ માર માર્યો? તમને તમારી બહેનને ખાતર બી શરમ કે દયા નહી આવી?"

પેલાં ત્રણે ઉજળાં વાખ મારી ગયાં! તેઓને કાંઈ સમજ પડી શકી નહીં. આ કોણ એવો સરકશ હતો કે જે તેઓનાં ઘર સુધી આવી તેઓને આ કીસમે હીંમતથી ગુંગલાવતો હતો? તે તેઓની એ બધી ખાનગી વાત, તેઓનાં છોકરાં બચ્ચાંનાં નામઠામ સાથે, જાણીજ કેમ શકયો હતો?

"પણ તે—પણ તે—પણ તે—" મૉરટન તોતરો બોબડો થયો! "તમે છેઓ કોણ?"

"હા, તમે એવા તે કોણ બે સાથેના છેઓ," મીસીસ મૉરટન હવે હીંમતથી તરડાઈ, "કે અમારાં ઘેર સુધી આવીને એ રીતે—"

"ચપી જાઓ, મમા," સુઝને કાન પર પડીને માયને ધમકાવી; "તમે કાંય એવણને વધતા ઉશ્કેરી મુકોછ? છેડાયલા છે ને પપાને જીવથી મારી બારી નાખશે!"

"મને કેહો તો ખરા, સાહેબ, કે તમે કોણ છેઓ?" મૉરટને હવે વધતી ગરીબાઈથી પાછું પુછયું.

"હું કોણ છેઉં? હું તમારો ભાણેજ છેઉં!" પેલાએ ગુસ્સાનાં જોશથી વધતો ગરમ થતાં કહયું; "હું તે ભાણેજ છેઉં કે જેને તમો વૅગેબૉન્ડ ને રફયન ચીતારોછ, જ્યારે પાક ખુદા માહરો સાક્ષી છે કે માહરી આખી જીંદગીમાં નેકી સિવાય મેં બીજું કાંઈ જાંણ્યું નથી, અને માહરાં માન પામેલાં ઉમરાવ માયબાપનાં મોટાં નામને લજવાવાનું કોઈ દાહડે કાંઈજ કીધું નથી!"

મી૦ મૉરટન આજેજ થઈને ખુરસીની પીઠ પર માથું નાખી અરધો બેહોસ થયો, મીસીસ મૉરટને ધભરાતની એક ચીસ પાડી, જ્યારે મીસ મૉરટન તો ખુશીથી ધમધમી આવેલા રોખસારો સાથે બોલી, "કોણ—માહરા કઝીન? ઓ ખુદા, કેવું અજબ જેવું! મેં તો તમોને જોયા ને જોયા માહરૂં દીલ તમો તરફ હેતથી ઉછળતું થયું હતું!"

મગર ફીલીપે આ બકવાટ ઉપર કશુંજ ધ્યાન આપ્યું નહીં.

"ત્યારે તું ફીલીપ છે?" અંતે મૉરટને કહ્યું; "શુકર ખુદાના કે તું જીવતો છે!"

"હા, હું જીવતો છું અને તમોને પુછવા આવેલો છું કે માહરો સીડની કયાં છે?" ફીલીપે ઉંડી ગમખ્વારીથી પાછો તકાજો કરયો; "મેં તેનો નાશ કીધેલો હોવાનો જુઠ્ઠો આરોપ તમો માહરી પર મુકોછ, પણ તેને બચાવવા અને સુખમાં રાખવા, તેને સાચવવા અંને નેકીની રાહે ઉધારવા મેં જે માહરાં તન પર ખેડયુંછ તે માહરા ખુદાને ખબર છે! તે પછીથી તેને માહરી ગોદમાંથી ચોરી લઈ જવામાં આવ્યોછ, અને આજ તક તે માહરા વાહલા નાહના લાડકા ભાઈનો કશોંજ પત્તો મને મળી શકતો નથી!"

"ઓ, ત્યારે તો મને માફ કર, માહરા દીકરા, તાહરે વાસ્તેનાં બધાં માહરાં ગલીચ અનુમાનો વાસ્તે," તે મામાએ માફીના હાથ જોડયા; "હું શું જાંણું? મને તો તાહરા કાકા રૉબર્ટ બોફર્ટે જે સમજાવ્યું તે મેં માન્યું! એમજ કેની, મીસીસ મૉરટન?"

"ખુદા જાણે! મને કાઈજ ના પુછો; આએ બધું આજે અજબજેવું સાંભળતાં જાંણે માહરૂં તો ભેજુંજ ચરી ગયુંછ!" મીસીસ મૉરટને દાનાઈથી કહયું.

"એવણને કાંઈ ના પુછો, પપા; બધું મનેજ પુછો," સુઝને હવે ડાહી ડોહરી થઈને ખુરસી ઉલટમંદ આગળ ખેંચતાં કહયું.

"પણ ત્યારે તું એ બોફર્ટવાલાંઓનીજ ફેંટ કાંય નહી પકડતો, દીકરા?" તે મામાએ સવાલ કર્યો; "ખોદા રાખે તું પૈસાટકાથી બી તો સુખી દેખાયછ?"—અને તેણે તે ભાણેજના રોબદાર કીમતી પોશાકપર નજર કરી—"અને ત્યારે—પણ ખરાર, સબર કર, આજે તેં કોઈને એ વાતની તલ્લાશ કરવા માહરી આગળ અત્રે મોકલ્યો હતો વારૂં?"

"શું? કોઈને બી નહીં! કાંય વારૂ?"

મી૦ મૉરટને, એ ઉપરથી, પેલો કાગળ આવી ગયો હતો તે સઘળું ધ્યાન કરીને તેને કહ્યું, અને ફીલીપ એકદમ ઉશ્કેરાયો. તે કાગળ લેવો જોઈએ? તે છોકરાઓના લાભની વાત કેહવા આવ્યો હતો ત્યારે તો દીસતુંજ હતું કે તે તેઓના લુટાયલા હક વાસ્તે કાંઈ જાણતોજ હોવો જોઈએ! કદાચ તેઓનાં માબાપનાં લગનનો વરસોથી ગુમ થયલો પેલો એક શાક્ષીજ હોય? અને તેને તે છતાં સાંભળ્યા વગર જતો મુકવા વાસ્તે ફીલીપ પોતાનાં મામા મામી પર ખરાં દીલથી વધતો ગુસ્સે થયો. તે, એમ કરતાં, એકદમ પોતાની બેઠકમાંથી ચમકી ઉઠયો, અને પોતાના મામાને કાકલુદી કરવા લાગ્યો કે જ્યારે તે ફકત અરધા કલાકપરજ તેઓને મળવા આવી ગયો હતો, ત્યારે તો બનવાજોગ હતું કે હજી તે આએ તરફજ કેઠે હોય, અને શોધ કરવામાં આવે તો પાછો મળી બી આવે!

"તમે જાણતાં નથી, મેહેરબાનો, કે એવા એક સાક્ષીની જુબાની—ખરેખર જો તે પેલો ગુમ થયલો સાક્ષીજ હોય તો—અમારા પાક હકોની પુરવારી વાસ્તે મને કેટલી બધી બેકીંમતી થઈ પડે! વળી ખરેખર તો મને માહરા હકોની પુરવારીની બી એટલી પરવાહ નથી, જેટલી કે માહરી ખરી પાકજાદ અને નેકબખ્ત માતાનાં માન પામેલાં નામને જાહેરમાં નિષ્કલંક ઠરાવી આપવાની છે! તે તમારી નેક ને શંક બેહેનને, મામાજી, દોજખી જબાનનાં લબાડોએ હજારો વાર જાહેરમાં એક "રાખેલી"ની ગલીચ ઉપમાંથી વગોવેલી છે, અને તે લોકોની પલીદ જીભલી ખેંચી કાઢવા એવો એક સાક્ષી મને કેટલો બધો કામનો થઈ પડે તેનો ખ્યાલ કરો, અને ચાલો માહરી સાથે તેની શોધમાં એકદમ!"

"પણ રાખ, રાખ, ફીલીપ; ત્યારે શું તું બી એ ચવાઈને કુચો થયલી બેહુંદી વાત અમારી પાસે મનાવા માંગેછ કે તાહરી માએ એ મોટા અર્લ સાથ ખરેખર પરણેલી હતી?" મીસીસ મૉરટને તુચ્છકારથી પુછ્યું.

ફીલીપના ભવાં, એ સાંભળતાં, હદ વનાના ગુસ્સામાં ઉચકાંઈ ગયાં!

"ખબરદાર, મામીજી! હું બધુ સાંખી જવશ પણ માહરાં માયને જો બુરૂં બોલશો અથવા તેવણને વાસ્તે બુરૂં વમાસશો તો હું કદી તમોને માફ કરવાનો નથી," તેણે કહ્યું; "તમે"—અને હયાં પોતાના મામા તરફ ફરીને તેણે વધાર્યું,—"તમે કેમ એવણને એવો અપજશભરેલો વિચાર તમારી નેક ને પાક બેહેનને વાસ્તે દીલમાં વસાવતાં રોકતા નથી? હું તમો બધાંને ખાત્રી આપુંછ કે માહરાં માતા સાચ્ચાં લગનના પવિત્ર હકથી માહરા પપા જોડે પરણેલાં હતાં, અને ખુદા મને યારી આપશે તો હવે વખત આવી લાગ્યોછ કે જ્યારે માહરી એ વાહલી માયના કબરના સાદા પથ્થર પર "કાઉન્ટેસ બોફર્ટ"નું ખરૂં નામ હું બાહીંમત કોત્રાવી શંકશ!"—અને એ સાંભળતાં સુઝન મૉરટન સૌથી વધતી ઉશ્કેરાઈ.

"ઓ ત્યારે તો જલદી જાઓ, પપા, હમણાં ને હમણાં આપણા ફીલીપ સાથે તે આદમીની શોધમાં!"—અને બાપને ઉતાવળે કોટ લાવી આપી, બગલમાં છત્રી ખોસીને તે ઉલટમંદ છોકરી તેને હવે બારણાં તરફ ધકેલા મારવા લાગી, જે જોવાનું ઘણું રમુજી હતું. ફીલીપ પર એથી, મગર, ઘણી અસર થઈ, અને તેણે વાંકો વળીને તે પોતાની કઝીનના ગાલપર એક હેસાંનનો બોસો લીધો, કે જ્યારે ખુશીથી તેણીનું મગજ ગોલ ગોલ ફરવા લાગ્યું, અને તે સમજી પણ નહી શકી કે તે ઓરડામાં તે પોતાના પગપર ઉભી હતી કે માથાંપર! બીજી એકજ પળ, અને તે મામા ભાણેજ તે આદમીની શોધમાં એકદમ રસ્તે ઉતર્યા.

રૉજર મૉરટન પણ હવે તો એ ઉલટમાં એકદમ ગરમ થઈ ગયો હતો. જ્યારે ગરીબ કેંઠેરાઈને પોતાના હંમેશના નરમાશભર્યા મીઠા સ્વભાવ મુજબ નરમાશથી તેને ખાત્રી આપી હતી કે 'ભાઈ માહરા, હું હૅરી બોફર્ટ સાથે લગનના પાક હકથી ખરેખર પરણેલી છેઉં', ત્યારે તે હેમક ગધેડાએ તે ખરૂં માન્યું નહી હતું, અને બૈરીથી દોરવાતો તે બાયલો પોતે પણ પોતાની તે રાંક બેહેનને વાસ્તે એ અપજશભરેલું મતજ ધરાવતો રહયો હતો; પણ જ્યારે તે મરનારના નેકખ્તીભર્યા દીકરાએ ગુસ્સાના ગગડાટ સાથે ખરૂં શું હતું તે તેઓને કહી સંભળાવ્યું ત્યારે તે ત્રણેની પગથી માથાં સુધીની એ વાતની સચ્ચાઈ બાબે એક લેહજામાં ખાત્રી થઈ ગઈ, અને પેલાને સાંભળવા વગર જતો મુકવા વાસ્તેનો રૉજર મૉરટનનો ખરખરો અને અફસોસ બીલકુલ ખરાં દીલનો હતો!

' એમજ થાએ છે. દુન્યાજ એવી દોરંગી ને બેઢંગી છે! બળીષ્ટને બધાં માનતાં તે નમતાં આવે છે, જ્યારે બળહીણને કોઈ નહી! મીઠી કેંઠેરાઈને ગરીબીથી તે સાચ્ચી વાત કહી ત્યારે તે કોઈએ ન માની, જ્યારેં આ આદમીએ (ફીલીપે) નેણ ફેરવીને તે વાત કરી કે તરત તેની સાચવટ મંજુર રહી! દુન્યા એમ ઝુકે છે. કોઈ ઉરદુ સાએરે સહી કહયું છે કે "દુન્યા ઝુકતી હએ—ઝુકાનેવાલા ચાહીએ!"

---

## પ્રકરણ ૫૬.

મગર તે કે જેને એ મુજબ તે બે—મામા ભાણેજ—ઉલટમંદ થઈને શોધવા નિકળી પડયા હતા તે પોતે ક્યાં હતો અને શું કરતો હતો? રૉજર મૉરટનને ત્યાં તે પેલા બે છોકરાઓની તલ્લાશ કરતો આવ્યો અને તેને કડક મલી ત્યારે તે બહુજ નાઉમેદ થયલો પાછો રસ્તે ઉતર્યો, અને ધીમે ધીમે ચાલતો લંડન તરફ જવાની સરહદને લગતી સડક આગળનાં એક પીઠાં કને આવીને થોભી ગયો. તે એ પછી થોડોક વિચાર કરીને પીઠાં-માંજ ધુસ્યો, અને લંડન જનારી "કોચ"ને અરધા કલાકની વાર હતી એમ માહીતી થતાં થોડોક જીન દારૂ મંગાવી પીઠાંના એક ખુણાંમાંની ટેબલ પર નાક સુકવતો બેઠો.

એમ કરતાં તે પોતાનાં કોપટાં પરજ વખત જતાં ઝુકવા પડયો, અને જરા વારમાં ખુરસીની પીઠપર માથું નાખી ઘોંટાઈ ગયો. તે ઠાકેલો, કાહેલી અને પુશકળ કંટાલેલો દેખાતો હતો, અને એ મુજબ તેથી તે ઘણીક વાર ઉંઘાઈ રહેતે, પણ તેવામાં તેને કાને ઑમનીબસના ગગડાટના અને ચાર ઘોડાનાં પગલાંના મોટા અવાજો આવ્યા, અને તે એ પોતાની ઉંઘ વચ્ચેથી ચમકીને ઝબકી ઉઠયો.

તે ઘભરાયલો બારણાં તરફ દોડયો, જ્યારે તેણે જોયું કે એ "કોચ" તો લંડન તરફ જતી નહીં પણ લંડનથી આવેલી હતી તે હતી! આથી તે પાછો પોતાની ટેબલ આગળ જવા કરતો હતો, જેવામાં તે ઑમનીબસમાંથી ઉતરેલાંઓમાં એક જણે ઘણી અજાએબી વચ્ચે તેને ઓલખીને તેનું નામ પોકાર્યું એટલે તે થોભી ગયો.

"હોલો વીલ, તું અહીં છે કે?" પેલાએ પોકાર્યું, અને પછી તે પોતાના હાથમાંની કારપેટ બૅગ સાથે ઉલટમંદ તેની તરફ ધસી આવ્યો, એટલે પેલા નાઉમેદ થએલા આસામીએ તેને મોઢું મુગું રાખવાની આંખ મારી, જે પછી તેઓ બંને પેલાં એકાંત ખુંણામાં જઈ ગગડયા.

"કાંય જઈ આવ્યો કે?" એકલા પડતાં સાથે પેલા નવા આવનારે ધીમે સાદે સવાલ કર્યો; "પેલા પોત્તાઓનો મામો તને મલ્યો ખરો કે?"—અને વળી વાત કરવાને વાસ્તે વધતી ફરાગત થાય એ મકસદથી ટેબલ પર ટાંચાં અફાળી તેણે વેટરને બોલાવ્યો, અને એક પાઈન્ટ બ્રાંન્ડી ને ગરમ પાણીનો હુકમ આપ્યો.

"તેં મને ઘણી મોટી સ્લીપ આપી, વીલ; પણ હવે તો તેં તાહરો અભખરો પુરો કીધોની? તું એ પોર્યાઓની ખબર લેવા એ લોકના મામાને મલી આવ્યો તો ખરોની?" વેટર બ્રાન્ડી ને ગરમ પાણી લઈ પાછો ફરે તેટલાં પેલાએ બીડેલા હોઠો વચ્ચેથી સવાલો કરયા.

"તું કહી રહયો," પેલો કોઈ વીલ (વીલ્યમ) જવાબમાં અરધું ગુસ્સાથી બોલ્યો, "મગર હું તને પાછું કેહુંછ કે તાહરાં કહયા પ્રમાણે ચાલીને એ છોકરાઓના હકને નુકશાન પુગે એવું અધર્મી તો હું કાંઈ બી કરવા કદી કબુલ થનાર નથી!"

"પણ ગધેડા, હું કાંહાં તુંને તે લોકોને નુકશાન કરવા કેહુંછ?" પેલો તરડાયો; અને તેવામાં વેટર બ્રાન્ડીની એક પાઈન્ટ અને ગરમ પાણીનાં ગ્લાસ સાથે પાછો ફર્યો, એટલે વીલ્યમે ટેબલની તળેથી પેલાના પગને પોતાનું ગુંઠણ મારીને તેને તરત પાછો સાવધ અને ચુપ કર્યો.

"લે, હવે લે, થોડો બ્રૅન્ડી લે કે આય તારૂં ઉંઘણસીપણું દુર થાય અને આંગમાં થોડીક તેજી આવે," તે વેટર જે લાવ્યો હતો તે ટેબલ પર મુકીને ચાલતો થયો, એટલે પેલા નવાએ વીલને વળી તાકીદ ફરમાવી.

પેલાએ તેમ કર્યું. તેણે એક મોટો ડોઝ બ્રૅન્ડી અને ગરમ પાણીનો લીધો, અને ખાલી કોપટું ટેબલ પર પાછું ઉતારતાં એક મોટો ખંખાર મારીને તે વધતો સાવધ થયો.

"ને લે ચાલ, હવે કેહે મને વીગતવારે, જે આએ તરફ તાહરા આવ્યા પછી બન્યું હોય તે," તે નવા આવનારે પાછી તલબ કરી; "એ બેઉ પોરયાઓ આખર થઈ ગયેલા હોવાનું મેં તુંને કહયું તે તો તેં માન્યું નહીં; અને હાંફીહુંફીને રૉજર મૉરટનને ત્યાં જઈ આવ્યો તે શું નતીજો પાંમ્યો? ત્યાંથી શું નવી ખબર લાવ્યો?"

"કશીજ નહીં!" પેલાએ ધુખરાયલાં છાંણાં જેવા સાદે કહયું.

"કશીજ નહીં?" પેલાએ ગુસ્સાથી પોકારયું; "કાંઈ વાત તો થઈ કેની? કાંઈ કહયું તો હશેની?"

"તેઓ તો કેહે કે છોકરાઓ જીવતા હોવાની અમોને ખબર નથી, અને મરી ગયા હોય તે અમો જાણતાં નથી!"

"અને તું ધારેછ કે એ લોકોએ તે બીલકુલ ખરાં દીલનું અને ખરેખરૂંજ કહયું?"

"બીલકુલ ખરૂં."

"વારૂં, પણ ત્યારે તે આપણને એ પોરયાઓની શોધ કરવામાં મદદ કરે ખરો? કાંઈ ફુસમુટયાં ખરચનાં આપશે?"

"ખરચની વાતજ ના કરતો!" તે રંજીદા આસામીએ વધતાં કાહેલીપણાંથી કહયું; "મેં તો જોયું કે પૈસાનું કાંઈ બી નામ પડતાંજ તેને એકદમ મરકીનો તાવ ચઢી આવતો હતો!"

"વૅલ, ત્યારે તો માહરૂં બી તેને મલવા જવાનું ફુઝુલ છે," પેલા નવા આવનારે સખ્ત નાઉમેદીથી કહયું; "ખરૂં કહું, બીરાદર, તો હું બી એજ મતલબથી આએ તરફ આવ્યો, કે પેલી તરફ નહીં વળ્યું ત્યારે એના મામાને મલી જોઉં. અલબત્ત, એમ કરવામાં મેં જોખમ ઘણો મોટો કીધોછ, કેમજે માહરાં "કૅપટન સ્મીથ"નાં ભપકાભરેલાં નામે આય આગમચ આય તરફ પણ માહરી નેકનામીઓ મેં કાંઈ થોડી કરી નથીજ બતાવેલી, અને તેથી અહીં જો હું ઓળખાયો તો ઝીલાયો, અને ઝીલાયો તો પાછો મરીજ છુટો!"

"પણ ત્યારે તું અહીં આવીજ શું કરવા મુવો?" વીલીએ વધતો ગુસ્સો કર્યો; "તું જાંણતોતો ખરેજ કે હું પોતે અહીં એ પોરયાઓના મામાને મલવા ખાસ આવેલો હતો, ત્યારે તું વળી વધારાનો આવીને શું નવું ઉજરડું કરનાર હતો?"

"વૅલ, ખરૂં કેહું તો મને તાહરી પર જેવો જોઈએ તેવો વિશ્વાસ નહીં આવ્યો, વીલ!" પેલાએ જરા હૅરત જેવું કહ્યું; "તું તો કાંઈ એવો ગરીબડો મુફલસ જેવો થઈ ગયોછ કે મેં જોયું કે તું પોતે કાંઈજ બરાબર બોલી શકવાનો નથી, કે જ્યારે હું તો માહરી લતરાઈ ને હુસ્તાઈથી હથેલીમાં ચાંદ બતાવી શકું! મેં તો દેશ ખાઈને દરવાજા ખાંધે બાંધેલા છે, ભાઈ વીલ!"

"મુવો તું દેશ ખાઈને દરવાજા ખાંધેનો બાંધનો!" વીલ્યમ ખભર્યો; "એટલા બતાવની કે હથેલીમાં ચાંદ બતાવા જેવો તું બાહદર છે તો એ પોર્યાઓના કાકા લૉર્ડ રૉબર્ટને વેતરી આવવા બોંગ ચઢાવીને ગયો હતો, ત્યાંથી ઝાડુ ખાઈને કાંએ પાછો ફર્યો?"

"તેમાં માહરો પોતાનો જરા બી દોષ નથી," પેલા લુચ્ચાએ જવાબમાં સમજાવ્યું; "હું તો બધું હીરા દોર જેવું પાર ઉતારી આપવાના સરસામ રસ્તા પરજ ઉતરેલો હતો, પણ તેટલાં નહીં ધારેલી બાજી બીગડી! પેહલાં તો હું દમ ભરાવતો ગયો ત્યારે એ રૉબર્ટ કાકો પોતેજ મને મલી ગયો, અને માહરી જબાંદરાઝીથી મેં તેને એવો માહત કર્યો કે મેં તો જોયું કે આપણાં મોઢાં મુંગાં કરવા હું જરૂરજ તેને એક મોટી રકમ સારૂ ફુમટી મુકાવી શકવાનો; પણ તેવામાં કમજાતે અચબુચ વિચાર ફેરવ્યો અને આંઠ દહાડાનો વાયદો કીધો. એમ છતાં હું કાંઈ હીંમત હાર્યો નહીં. મેં જોયું કે આંઠ દહાડે બી પાછો મલતાં હું એને પાત્રે પાણી પાઈ શકશ, પણ દ્હાડાના ખાધાએ તો મને પાછો પોતે મલવાને બદલે, હું આંઠમે દીવસે ફરીથી તેને મલવા ગયો ત્યારે, કેથો પોતાના કોઈ બારેગાંઠ પુરા બાંગડ સાલાને પોતાની જગ્યે દેસવી દીધેલો, કે જેની આગળ માહરી તદબીર મુદદલ ચાલી શકી નહીં! તેણે તેદ એવી તારીફલાએક કારસાજીથી કામ લીધેલું કે પોલીસનું ભોસ્યું બી ત્યાં માહરો આદર સત્કાર કરવા કેથું તૈયારજ રાખેલું, કે જે હરામજાદાએ, હું ઓળખાઈ નહીં આઉં વાસ્તે માહરા ચેહરામાં મેં આટલો ફેરફાર કરેલો છતાં, મને કાળાં પાણીમાંથી તીરી આવેલા બદમાશ તરીકે ચટ ને પટ ઓલખી આપ્યો, અને ત્યારે લેહણાંના દેવા થઈ જશે એમ જોઈ હું તો દુમ દબાવી એકદમ નાહઠો!"—અને એ હીનપસ્તી ને નાઉમેદી ભુલાવી નાખવા ચાહતો હોય તેમ, એમ કેહેતાં, લુચ્ચાં કૅપટન સ્મીથે બબાનાં એકેક પછી ઉપરાસાપરી બમપરો થોક્વા માંડ્યાં!

અને હવે ત્યારે વાંચનારાં સાહેબો એ નવા આવનારને બરાબર ઓળખી ચુક્યાં હશે. એ વીલ્યમ ગૅાત્રેની ટોલીનો પેલોજ "જૅરી" ઉર્ફે "કૅપટન સ્મીથ" હતો કે જેણે પેલી એક કીંમતી ઘોડી ઉચાપાત કરીને ગરીબ ફીલીપ મૉરટનને પેલા "લીવરી સ્ટૅબલ" માંહેલી તેની સુખવાસી નોકરીમાંથી નાહેક રખડાવી દીધો હતો, અને જેને એ જાતના તેના જાબજા ગુનાહો વાસ્તે પછીથી ઝીલાઈ જતાં દેશતરીપારની સજા થઈ હતી. તે, એમ છતાં, એક નસીબદાર મોકો થતાં એ પછી ત્યાંથી તીરી આવ્યો હતો, કે જેવામાં પોતાના

આ કઝીન વીલ્યમ સ્મીથની જોડે, વરસો બાદ નહીં ધારેલો, મેલાપ થઈ જતાં તેણે પોતાને માટે રોજીનાં બાર-નવેસરથી ખુલ્લાં થયલાં જોયાં, અને જે એક ચોક્કસ બાતમી એ વીલ્યમનાં સ્વાધીનમાં હતી તેની રાહે તે લૉર્ડ રૉબર્ટ બોફર્ટને રૂમડી મુકાવા ડરાવતો દબરાવતો જઈ આવ્યો, જ્યારે પછીથી શું થયું તે સઘળું અમારાં હજારો વાંચનારાં સજ્જનોનાં લક્ષમાં તાજું છે.

"પણ હવે ત્યારે છોકરાઓ ઠામ પડી ગયલાજ સમજાયછ, તો માહરી પાસના પુરાવાઓ અને બાતમી તેઓને કે આપણને કામજ શું આવી શકનાર છે?" પેલા વીલ્યમે જરા વારે વળી કડવાસથી કહયું.

"મગર આપણી હર સુરતે ખાત્રી થવી જોઈએ કે તેઓ ખરેખરા ઠામ પુગીજ ગયા છે," જૅરી બજીદ થયો: "અલબત, આ ડોકરા પર સ્ક્રુ દબાવીને જો તેને આપણે નીચવી શક્યા હતે તો વાત જુદી હતી, અને છોકરાઓને વાસ્તેની ખટરાટમાં ઉતરવા આપણને કશી ગરજ નહીંજ રેહતે; પણ હવે તે નથી બની શકયું ત્યારે આય રસ્તે કામ લેવા આગળ આપણી ખાત્રી થઈ શકે ત્યાં સુધી આપણે હારી ખાવી જોઈતી નથી. ખરી વાત છે કે એ હકદાર લગનનો તું એકલો એકજ ગુવાહ છે, અને વળી તું એવો નબલો પોચો છે કે હીંમતથી દસ બોલ બોલવા હોય ત્યાં એકજ બોલ બોલીને ખામોશ રહે! પરીણામમાં, તાહરા જેવા એકલા એકની નબળી પોચી સાક્ષીથી આવા માલેતોઝાર કરોડપતીઓને કાયદાની અદાલતમાં હંફાવવા એ કાંઈ એકદમ નરમ કેકનો નવાલો ગપે દઈને ગલામાં ઉતારી દેવા જેવું સેહેલ નથી. એમાં જો તું બીચક્યો તો તાહરી સાથે માહરી બી ખરાબી થાય, અને માહરા ગમે એવા છુપા વેશ છતાં હું જો જાહેર થયો અને પકડાઈ આવ્યો તો પછી માહરા તો એવા બરગસ્તે હાલ થાય કે જેનો ખ્યાલ કરતાંજ માહરે ધુજવું જોઈએ! એટલા વાસ્તે હવે હાલ તો એ પોત્તાઓનોજ કાંઈ પત્તો મેળવવા જેવું આપણે કરવું જોઈએ. એ એકજ રસ્તો આપણે માટે બાકી છે. હું જાણું છ ત્યાં સુધી નાથલો તો હજી ખચ્ચીતજ જીવતો છે."

"તું એમ માનેછ?" વીલીએ ઉલટમંદ સવાલ કર્યો.

"ખરાં દીલથી!" જૅરીએ જવાબમાં કહ્યું; "મગર જ્યાં સુધી વડો હાથ આવે ત્યાં સુધી નાથલાનું આપણને કામ નથી, અને તેથી હકદાર વડાનીજ પહેલાં આપણે પક્કી શોધ કરવીજ જોઈએ. મેં ઘણી મજબુત બાતમીઓ મેલવીછ તે મુજબ અમારાવાલી વીલ્યમ ગૅત્રેની ગૅંગમાં એ વડો છોકરો ફીલીપ પણ શામેલ હતો, અને છેલ્લો એ ગૅત્રે સાથે પૅરીસમાં જોવામાં આવ્યો હતો ત્યાં વેર એનો પત્તો હું બરાબર મેળવી શક્યો, પણ તે પછીથી એ પોત્તાનું શું થયું તે ભેદ કાંઈ સમજ પડી શકતો નથી."

"ત્યારે તું વધારે બાતમી મેલવવા પોતે પૅરીસ જાય તો?"

"તેજ માહરો એરાદો છે," જૅરી એકમત થયો; "હાલ હવે કૉનફ્રેડેન્સ શાર્પ મને ઓલખી લીધેલો છે, એટલે ઈંગ્લાંડની પરતી મને દાગ આપે એમ લાગતું નથી, અને તેમ હોવાથી પૅરીસ જઈને એક કાંકરે બે પક્ષી મારી આવવાની માહરી મતલબ છે; પણ તું ધારેછ વારૂં કે વડાનો જો પત્તો મળે તો જુબાનીમાં તું લપસી જવાનો નથી?"

"એક જરા બી નહી!" વીલ્યમે ખાત્રી આવે એવાં જોશથી કહ્યું; "હું તો અસત અને અનીતિમાં બીહી જનારો છેઉં; સચ્ચાઈ માહરી બાજુમાં હોય અને સચ્ચાઈ માહરે પુરવાર કરવાની હોય તો તું ધારેછ તેવો હીચકારો હું છેઉંજ નહીં! આય હું તાહરાથી જે દુર નાહસવા માંગુંછ અને તાહરો પડખો જે મને આઓ સાંધવા ગમતો નથી તે એટલા વાસ્તે કે તું ગળાં સુધી દાવપેચ અને દગા ફટકામાં ગીરફતાર છે, અને જ્યારે—"

"શટ અપ!" જૅરીએ ગુસ્સાથી બખાળ્યું; "તું એવો સાધુસંત છે, તેથીજ તો આવો અવતાર બેઅવતાર છે! આપણે બંને સાથે આરસી આગળ ઉભા રહીએ અને તું તાહરી સુરત તો જરા આએનામાં જો! આપણે બેઉ એકસરખી ઉંમરના છીએ, અને જોકે મેં તો આટલા આટલા હાંદેસાઓ વટીક ઉઠાવેલા છે, તોપણ હું તાહરા કરતાં દસ વરસ નાધલો નજરે આઉંછ! માહરો એક જૅન્ટલમૅન જેવો પોશાક જો અને તાહરાં આએ ચીઠડેહાલ કપડાં જો! ચોરીના તો ચોરીના, પણ જ્યારે જુઓ ત્યારે માહરા ખીસામાં પૈસા ખણખણ વાગે, મગર તું ફુલુસમાફીસ જ્યારે હોય ત્યારે એક ફુટી બદામ વગરનો! તુંને તાહરા મરનાર શેઠ હૅરી બોફ્ર્ટે પોતાના લગન પછી આટલું બધું ધન આપીને ઑસ્ટ્રેલીયા ઢકેલી દીધો, અને ત્યાં તું પરણીને બાળબચ્ચાંવાળો થયો, જે પછી તારાં પ્રમાણીકપણાં પર આગ લાગે તે પ્રમાણીક રેહવાના તાહરા લોભ સારૂ ખેતીની હલામણ કરીને છતી જવાંનીએ ઘરડો થયો, અને હાલ વળી પાછો ફર્યો ત્યારે તો નાગો તાટ!"

"માહરી શોધખોળ થઈ તે વખતે માહરાં કમનસીબે હું જો ઑસ્ટ્રેલીયાથી અમેરીકા નીકળી ગયો નહીં હતે તો અત્રે એ હકદારોના હક વાસ્તે માહરી જુબાની આપી હું એ બોફ્ર્ટવાલાંઓના કેસનું બધું સ્વરૂપજ ઉલટાવી નાખતે, અને પોતે બી પાછો માલામાલ થતે; પણ માહરાં નસીબ ઉલટાં તે બધું ઉલટુંજ થયું!" વીલ્યમે અફસોસનાં અટવટથી કહ્યું.

"અને ત્યારે તો ઓર બી તાહરી વધતી ખાત્રી થવી જોઈએ કે એ તાહરાં કેહવાતાં પ્રમાણીકપણાંમાં હાંસલ કોઈ નથી?" જૅરી વધતો ખીજવાયો.

ટુંકમાં, આ જાતની હોજાતોજીઓ પછી અંતે તે બે સગાઓ જે એક વાત સારૂ એકમત થઈ શકયા તે એ હતી કે જૅરીએ ફીલીપ મૉરટનની શોધ વાસ્તે હવે એકદમ પૅરીસ જવું, અને વીલ્યમે એકલાએજ લંડન પાછો ફરવું.

"જો એ પોરયાઓનો પત્તો નહીંજ મળશે અથવા તેઓ મરીજ ગયલા પુરવાર થશે તો પછી એ લૉર્ડ રૉબર્ટનો વારસ બેટો આરથર કરીને છે તેનો ચોખો આપણે ચાંપી જોઈશું;" જૅરીએ ઉઠતાં ઉઠતાં કહયું; "એવું કહેવાયછ કે તે પોરયો ઘણી પોચ્ચી મટોડી છે, અને તાહરી પેઠે વળી પ્રમાણીકપણાં પર મરવાવાલો છે, તો કદાપી તેને ડરાવ્યા દબરાવ્યાથી પણ આપણે આપણાં ખીસાં તર કરી લઈ શકયે!"

"તે માહરે મંજુર નથી," વીલ્યમે વળી કાને હાથ મેલ્યા; "હું તો એ મરનારોનાં બચ્ચાં હૈયાત હોય તો તેઓના હકો પુરવાર કરી આપી ખરી નીમકહલાલીથીજ બે પૈસાનું મોઢું જોવા માંગુંછ; નહીં તો એ વાતમાં માલજ નથી."

"પણ ગધ્ધા, તેઓ જો મરીજ ગયા હોય તો તું શું તેઓને પાછા જીવતા કરવાનો છે?" જૅરી વધતો ગુસ્સે થયો; "એ રસ્તે કામ લેવાઈ શકાતું હોય તો ભલેભલું, પણ જો તે નહીંજ બની શકે તો હર કોઈ રસ્તે આપણું ભલું થતું હોય તો આપણે કાંય નહીં કર્યે?"

"વૅલ, વૅલ," તેને ઘણો ગુસ્સે થતો જોઈને ડરી જતાં ભલા અને પ્રમાણીક વીલ્યમે પાછું ગરીબાઈથી કહયું, "આપણે અત્યારે એ વિશે લડી મરીએ તેમાં શાણપત શું છે? તું એક વખત પૅરીસ જઈને આવ, અને પછીની વાત પછી થઈ રેહશે."— અને એ રીતે તે બે સગાઓ આયંદા છુટા પડયા અને પોત પોતાને રસ્તે વીદાય થયા.

---

## પ્રકરણ ૫૭.

પેલી તરફ ફીલીપ અને તેનો મામો મી૦ મૉરટન ઘણું રવડયા, પણ પેલા બાતમી આપવા આવેલા કંગાળ આસામીનો કશોજ પત્તો મલી શકયો નહીં, જ્યારે નજદીક અરધા દહાડાના ભટકવાડા પછી તેઓ બંને નાઉમેદ અને થાકેલા ઘર પાછા ફર્યા.

"હવે બીજો કોઈ ઉપાયજ નથી," ફીલીપે ઘર આવતાં સાથે ઘણી નાસીપાસી વચ્ચે પોતાનો અભિપ્રાય કહી સંભળાવ્યો, "સિવાય કે આપણે અત્રેની પોલીસમાં એ આદમીના ચેહરા અને પોશાક વિગેરેનું વર્ણન નોધાવ્યે, અને તે જો આય ગામમાંજ હોશે તો બનવા જોગ છે કે પોલીસ તેનો પત્તો હજીબી મેળવી શકશે. વળી લંડનનાં અને આસપાસનાં ગામોમાંનાં પેપરોમાં પણ આપણે જાહેરખબર છપાવ્યે કે જે આદમી મી૦ મૉરટનને ચોક્કસ બાતમી આપવાની મકસદથી મલી ગયો હતો તેણે જરૂર પાછું આવી મલવું, કે જ્યાી તે તેના લાભનું કાંઈ જાંણવા પામશે, અને એ બેમાંના એક બી રસ્તે જો તમે તેને પાછા મલી શકો તો તેને માહરી આગળ મેહરબાની કરીને આય કાર્ડ પરનાં શિરનામાં મુજબ મોકલી આપજો."

મી૦ મૉરટને તે (ફીલીપે આપેલા) કાર્ડ પરનું શિરનામું વાચ્યું. તે ઉપર "જૅનરલ ઇન્વૅસ્ટમેન્ટ"નું નામ હતું, અને તે ઘણો આકળો થયો.

"આય કાંઈ તારૂં નામ નથી, ફીલીપ?" તે મામાએ આશ્ચર્યથી પુછ્યું.

"એ નામે બી હું ઓળખાઉંછ," ફીલીપ હસ્યો; "તમે તમારે એ કાર્ડ પરનાં નામ અને શિરનામાં મુજબ તેને માહરી આગળ મોકલી આપજો, અને તે મને તો આવી મલશે; પણ હવે બીજી વાત, મામાજી. તમારી એ વાતની તો ખાત્રીજ છેની કે બોક્ર્ટવાલાંઓ માહરા ભાઈ વિશે કાંઈબી જાણેછ ખરાં? અને વળી પેલા બીજા કોણનું નામ તમે દેતાતા?"

"મી૦ સ્પેનસરનું," તે મામાએ કહ્યું; "તે તાહરી મરનાર માયનો એક ફ્રેંડ થતો હતો,"—અને હ્યાં મી૦ મૉરટન કાંઈક ઘણું અર્થસુચક હસ્યો, મગર ભોલો ફીલીપ તો તે કાંઈ સમજ્યોજ નહીં અને તેણે તો કાંઈ ખુલાસો પુછ્યો નહીં, એટલે તેણે આગળ ગબડાવ્યું, "તેને બી તાહરા ભાઈનો કાંઈ પત્તો મલ્યો હોય એમ લાગતું નથી. માહરી પર તેનાં ઘણાંક કાગળો આવેલાં, અને તેમાં તે તો સાંમો વરસો સુધી સીડની વાસ્તે મનેજ પુછાવતો રહયો હતો."

અને આ ખરૂંજ હતું. મરનાર કૅથેરાઈન વાસ્તેની એક વારની સાચાં દીલની ફીદાગીરીનાં કારણથી તે નાહના સીડનીને તફડાવી લઈ ગયો અને પાળીપોષીને મોટો કરતો હતો, ત્યારે પણ પોતા પર કોઈને સંદેહ નહીં પોંહચે એ સબબથી તે વખતોવખત રૉજર મૉરટનને જ્યારે બી લખતો ત્યારે સીડનીનો કાંઈ પત્તો મલી શક્યો હતો કે નહીં તે માટે ચીંગીસીંગી થઈને પુછાવતો રહયો હતો!

"ત્યારે હવે તેને ત્યાં જઈને તલ્લાશ કરવાનું બી ફુઝુલ છે," ફીલીપે બેદરકારીથી કહ્યું. તેને એ સ્પેનસર નામજ બીલકુલ નવું હતું, અને તેથી તેને લગતી એ વાતને તેણે ઝાઝું વજન આપ્યું નહીં.

"ખચ્ચીતજ," તે મામો એકમત થયો. "તેને પુછવું કે પુછાવવું તદન બેકાર જેહમત થશે. પુછવું હોય તો તાહરા કાકાનેજ જઈને મલજે ને પુછજે."

"વારૂ, ઠેંક યુ, મામાજી," ફીલીપે હેસાંનથી કહ્યું, અને હવે તે રજા ચાહતો ઉઠયો; "મેં તમો બધાંને ઘણી તસ્દી આપી તે માફ કરજો; અને હવે હું રૂખસદ લેવા ચાહુંછ."

"ઓ નારે, એમ તે કાંઈ આજ ને આજ જવાય?" હયાં મામી મારગારેટ મૉરટન ઘણાં હેતના ઢોંગથી તરત વચ્ચે પુરાઈ; "હવે કાલે જજે. આવ્યો શું ને જાય શું? એક

દહાડો તો અત્રે અહીંજ તોડી પાડો."—અને કેહવાની જરૂર છે કે સુઝન મૉરટને પોતાની એ માતાની દીલપસંદ દરખાસ્તને દીલોજાન ટેકો આપ્યો?

"એમ તો તું અમારી સાથે ઘણું પરાયું ગણેછ, ફીલીપ બેટા," તે મામાએ જરાતી ચીબાસ કર્યો; "સીડનીને આપેલો તેજ ઓરડો સુઝન તારે વાસ્તે તજુમલથી પોતાને હાથે તૈયાર કરશે, અને હવે તેથી આજની રાત તો અહીંજ તોડી પાડ. ધ્યાન કર કે એજ ઓરડામાં તાહરી બેહસ્તન માય વાહલા સીડનીને છેલ્લો મલી અને કીસ કોટી કરી ગઈ હતી!"

આ લાલચે ફીલીપને માહત કર્યો! તેની મીઠી માવતર વાસ્તેનાં તેનાં અણહદ હેતમાં એક બી સહરાગત કે એક બી ઢોંગ નહીં હોવાથી, જ્યાં તે વાહલી માદર પોતાનાં પુજ્ય અને પવિત્ર કદમ છેલ્લાં લંબાવી ગઈ હતી, ત્યાં રાતવાસો રેહવાને—જાણે તે હેતવંતી મા આજે પણ ત્યાં આવવાની અને તેને મલવાની હોય તેમ!—તે એકદમ કબુલ થયો.

અને પછી જાણે તે એક કેવો મોટો શાહાનશાહ હોય તેમ તેની ખાતર અને આગતાસ્વાગતા કરવા મૉરટનવાલાંઓએ ધુમચક્રી કરી મેલી. મારગારેટ મૉરટનને નાહનો કંગાલ સીડની ત્યાં રહયો હતો તે ઝેર જેવું અબુન થઈ લાગ્યું હતું, જ્યારે આ તેનોજ ભાઈ, મોટો માલદાર અને નામદાર થઈ આવેલો હોવાથી, તે તેના પરથી મરી મરી જવા માંગતી હતી! દુન્યા એમજ ઉગતાને નમે છે; અસ્ત હોય તેનો તો કોઈ ભાવ બી પુછતું નથી!

નાહની સુઝનની બી ખુશાલી કેવળ જોવાજોગ હતી. ફીલીપનું એક રાત રહેવાનું નક્કી થયું તે પછી તે દર અરધે અરધે કલાકે આરસીમાં જઈને ડોકાવતી, અને પોતાના બાલ અને ડ્રેસ પાછાં ને પાછાં ઠીક કરતી! તે શું ઉમેદ પર એમ કરતી હતી તે તો તેનો ખુદા જાણે, મગર તેને તેનો રોબદાર કઝીન ઘણો ગમી ગયો હતો, અને તે પોતાની ખુબસુરતી વાસ્તે તેનાં મનમાં ઘણો ઉંચો છાપ બેસાડવા માંગતી હતી એ તો ખરૂં.

બધાંજ મૉરટનવાલાં તેના જોડે પુષ્કળ હળી ગયાં હતાં. છોકરાઓ દુકાનનાં કામથી ફારેગ થઈને અંદર આવ્યા અને તેઓએ જ્યારે સઘળું જાણ્યું ત્યારે તેઓ પણ થોડા થોડા થયા. કેટલાંક લોકોની એવી ખાસ્યતજ થાય છે. કેટલાંક લોકો હલકાં કુત્રાંની મીસાલનાં હોય છે, કે જે કુત્રાંઓ ગરીબ અને ચીઠરેહાલ આદમીને જોતાં—પછી તેઓ ગમે એવાં પ્રમાણીક હોય તોપણ—ધસીને તેઓનાં આંગપર જાય છે, અને અચ્છી તરેહથી ડ્રેસ થયલાંઓને જોતાં પુછડી હલાવી તેઓ જોડે ગેલ કરતાં થાય છે!

પરીણામમાં, ફીલીપે પોતાના મામાને ત્યાં જીંદગીમાં પેહલીજવાર એક ઘણી ખુશનુમા સાંજ અને રાત ગુજારી. પેલો લુચ્ચો ટૉમ પણ ટેબલ પર જમતાં જમતાં

બધાંઓને ઘણું હસાવતો હતો. તેના બાપને વાસ્તે ચા સાથે તૈયાર થઈ આવેલાં પ્લેટ ભરીને સેન્ડવીચીઝ તે દપાટી ગયો હતો, અને નફામાં નાહેક નાહનો સીડની તે વાસ્તે ઝપેટાઈ ગયો હતો તે વાત તેણે યાદ કરાવી ત્યારે ટેબલ પર ઘણી હસાહસ થઈ—જોકે ફીલીપનાં દર્દમંદ દીલને તેમાં રમુજ જેવું તત્વ કશું માલમ પડ્યું નહીં. તેણે તરત એ વાત ફેરવાવી, અને પોતાના આગલા શેઠ—તેની મામીના ભાઈ—ક્રીસ્તોફર પ્લાસ્ટરની વાત કાઢી. વાંચનારાં સાહેબોને એ મી૦ પ્લાસ્ટર યાદ હશે. તે મીસીસ મૅારટનનો પેલો અર્ધઘેલો ભાઈ હતો, કે જે પોતાને આ જમાનાનો નૅપોલ્યન બોનાપાર્ટજ સમજતો હતો. તેને એજ ધખારો બેસી ગયો હતો કે તેનો ચેહરો એક વાર દુન્યાની ધરા ધ્રુજાવી ગયલા નૅપોલ્યન બોનાપાર્ટના ચેહરાને મલતો આવતો હતો, અને તેથી પુરું નૅપોલ્યનપણું અખત્યાર કરવા તે ખામખા કંમરમાંથી વાંકો ચાલતો હતો, અને વળી ચાલે ત્યારે એક હાથ, નૅપોલ્યન રાખતો કેહવાતો હતો તેમ, પછવાડે કંમર પર વાંકો રાખીનેજ ચાલવાની તબેહ ધરાવતો હતો. તેની નોકરીમાં ફીલીપ રહેલો હતો, અને જ્યારે તેની માતા મરવા સુતેલી હોવાના જીગરતોડ સમાચાર ડૅાકટરે તેને લખી વાલ્યા હતા ત્યારે તે કંગાલ આદમીએ તે છોકરાને તેનાં એ મોટાં દુઃખમાં મદદ થવા એક ખોટો ફ્રાંક બી આપવા સાફ ના પાડી હતી! વળી રખે ફીલીપ ઠોકી નાંખે તે ફીકરથી તે એમ ના કહીને દુકાનમાંથી ન્હાસી ગયો હતો, અને તે વખતે કંમરમાંથી વાંકો વળવાનું અને હાથ કંમર પાછળ લેવાનું તેનું નૅપોલ્યનપણું પણ ભુલીજ ગયો હતો, જે સઘળું અત્રે પાછું યાદ કરાવ્યા વના ચાલશે.

"ઓ, માહરા તે ભાઈ તો ખોદાય રાખે બીઝનેસમાંથી રીટાયર થયા," ફીલીપની પરપુછના જવાબમાં મીસીસ મૅારટને ઘણી મોટી ઉકમાઈથી કહયું, "અને દુકાન તો હવે એવણના જમાઈ મી૦ પ્લીમીન્સ ચલાવેછ."

"ત્યારે તે વખતનો એવણનો એસીસ્ટંટ મી૦ પ્લીમીન્સ એવણની દીકરી જૅમીમા સાથે અંતે પરણ્યો ખરો? મને યાદ છે કે એ નોકરીપર હતો તે વખતે એ બંને એકમેક પર પુષ્કળ પાંઉ માંખણ થતાં હતાં!'—અને ફીલીપના આ રમુજી રીમાર્કથી ટેબલ પર પાછી હસાહસ થઈ રહી. અલબત્ત, સૌથી લાંબું, સૌથી મોટું અને સૌથી છેલ્લું સુઝન મૅારટનજ હસી રહી હતી!

અને સુવાનો વખત થતાં ઘરડો મૅારટન પોતે ફીલીપને તેનો ઓરડો બતાવવા લઈ ગયો, કે જે તેની દીકરીએ મોટી મેહનત અને તજુમલથી પોતાના કોમળ કર વડે ખાસ તેને સારૂ તૈયાર કીધો હતો. પલંગ પરનાં ગોદરાંની ચાદર અને ટક્યા ગલેપ બીલકુલ નવાં ધોયલાં સફેદ ફુલ જેવાં હતાં, અને કુરટની પણ ઘણી સુંદર બૅારડરની નવીજ નાખેલી હતી.

"કેવી મને તે રાત યાદ આવેછ," રૉજર મૉરટને થોડીક ગમખ્વારીથી કહ્યું, "કે જયારે મોડી રાત્રે બધાં વગેસગે થયાં પછી, ડાઈનીંગ હૉલમાં હું સ્મોક કરતો બેઠો હતો ત્યારે, બાજુમાંની ગલીમાં આવીને તાહરી બીચારી બેહસ્તન માયે બારી ઠોકી, અને એકજ વખત પોતાનાં મીઠાં બચ્ચાંને કીસ લેવા દેવાની એક ભીખારણના તોરથી માહરી આગળ કાકલુદી કરી! કેવો ખરો પ્યાર! એક માયનો ખરો પ્યાર તે એ!"

ફીલીપની આંખ, એ સાંભળતાં, વળી આંસુઓથી ભરાઈ ગઈ.

"માહરી આગળ એ વાત ના કરો, મામાજી," તેણે મુશ્કીલથી એક દચકું છાતીમાં પાછું સમાવતાં રડમસ ખોખરા સાદે કહ્યું; "હવે મને સુવા દેઓ અને તમે સીધાવો. ગુડ નાઈટ."—અને તે મામાનાં જવા પછી બારણું બંધ કરી ફીલીપ તે ઓરડામાં એકલો પડયો, ત્યારે તે દુ:ખી ગઈગુજરીની યાદ કરતાં તે હેતવંતા સપુતને જે ત્રાસ થતો રહયો તેનું બ્યાન કેમ કરી શકાય? તેને એમજ લાગતું થયું કે તે અશો માતાનું પાક રૂહ હાલમાં પણ તે ઓરડામાં હાજર અને મોજાદ હતું, અને તે હેતવંતા બેટાની પાસબાની અને ચોકીમાં તેના પલંગની બોરડુમાં ખડું હતું!

એમજ માનવાનું છે. હેતવંતાં વાહલાંઓ મરીને મીનોઈમાં જાય છે, મગર તેઓનાં અશો રૂહ પોતે શુદ્ધ પ્યારથી ચાહેલાં તે હેતવંતા જીવતાંઓની પાક પાસબાનીમાં આય તરફજ રહે છે અને તેઓની રક્ષા કરે છે. એટલા વાસ્તે તે પાસબાની કરતાં પાક રૂહના સુહવાસમાં સુખ માનવાનું છે—બીહીવાનું નથી!

---

## પ્રકરણ ૫૮.

ફીલીપ એ પછીથી લંડન પાછો ફર્યો તેવો ઘરડા સાઈમન ગૉત્રેને ત્યાં જવાને બદલે પેહેલાં લંડનમાં પોતે જે ઘર રાખ્યું હતું ત્યાંજ ગયો, અને ત્યાં જમા થયલાં પોતાના કાગળપત્રો તેણે વાંચ્યાં. ઘણાંખરાં પૅરીસથીજ આવેલાં હતાં, કે જે રાજપક્ષના હીમાયતીઓએ ઘણી હીંમત આપવાનાં તેને ખાસ લખ્યાં હતાં, અને પોતાની પક્ષની ફરી એક વાર ફત્તેહ થવાની ઉમેદ આપનારા સમાચારો તેમાં ફરી વલ્યા હતા. એ ઉપરાંત વળી બીજો એક કાગળ પેલા લુચ્ચા લૉર્ડ લીલબર્નનો હતો:—

"વાહલા વૉડમન્ટ,

"આપણે રસ્તા ઉપર છેલ્લા મલ્યા હતા ત્યારે મેં તમને કહયું હતું કે માહરો ગાઉટ પાછો ઉભરી આવે એવાં ચિન્હ માલુમ પડતાં થયાં હતાં, અને લખવાને દીલગીર છેઉં કે તે માહરી ફીકરો અંતે ખરી આવી છે અને હું આજ ને કાલ તો માહરાં મકાનમાં કેદ પડેલોજ છેઉં! એટલા વાસ્તે મને મલવા અને માહરો વખત સોહોવાડવા જયારે

બને એને એમે ત્યારે જરૂરજ આવજે. ખાસ કરીને કોઈ બી રાત્રે, કેમકે રોજ રાત્રે અત્રે સાહરેજ ના કાર્ડટેબલ મંડાયછ, અને બધા દોસ્તો આવીજ ભેગા થાય છે, આજ વખતે તો વળી માહરાં બોહેન બનેવી અને તેમની દીકરી અત્રેજ હોવાથી ખાણાંની ટેબલ વધતી ગાજવાજી રહે છે. તેઓ બી બગારગામથી પાછાં ફરેલાં, ખાસ માહરી બીમારીનાં કારણથી, આવીજ માહરી આગળ રહેલાં છે. તમો, તેથી, જરૂરજ આવજો.

તમારો, લીલબર્ન."

'આય તો દયાળુ ખુદાજ મને મદદ કરતો હોય એમ લાગેછ!' તે ચીઠ્ઠી વાંચી રહેતાં ફીલીપ ખુશી થઈને મનસે પટપટયો; 'એ માહરાં કંગાલ કાકાવાલાંઓ બી ત્યાંજ છે, ત્યારે તો હું જરૂરજ જવશ.'

તેણે, એ ઉપરથી, લીલબર્નનું મજકુર ઇંજન કબુલ રાખવાનો એક જવાબ ચીત્રી કાઢી તુરત મોકલી આપ્યો, અને પછી પરવાર પામતાં પેહેલું ધ્યાન તેણે જે લગાડ્યું તે કોઈ બાહોસ સોલીસીટરને શોધી કાઢી તેનું મત કરવા બાબે હતું. તે પોતાના હકો પુરવાર કરી શકવા વાસ્તે હવે વળી કાંઈ અજબાજ ઉલટમાં આવી ગયો હતો! એક છુપો અવાજ તેનાં દીલમાં સરયામ સાખ પુરતો રહયો હતો કે તેના સામા રૉજર મૉરટનને જે મલવા આવી ગયો હતો તે પેલો ગુમ થયલો તેનાં માબાપનાં લગનનો શાક્ષીજ હોવો જોઈએ, જેથી તે એ વીશે કોઈ વીધ્વાન ધારાશાસ્ત્રીનું મત કરવા ચાહતો હતો. એ ઉપરથી તે ઘરમાંથી બાહેર નીકળ્યો, અને નસીબ સંજોગે લૉર્ડ લીલબર્નનો એક દોસ્ત નામે લેનકોર્ટજ તેને રસ્તા પર સામો મલી ગયો.

આ ઘણું નસીબદાર થયું. લીલબર્નને ત્યાંની આવનજાવનમાં એ લેનકોર્ટ સાથે તેને ઘણું સારૂં થઈ ગયું હતું, કેમકે તે જવાંન મિત્ર આચારવિચારનો ઘણો પ્રમાણીક હતો, અને બાતેનમાં લીલબર્નને તેની અનેક બદીઓ વાસ્તે ખરાં દીલથી ધીક્કારતો હતો. વળી તે ઘણો વગદાર હતો, અને લંડનમાં તેની ઓલખ પીછાંણ ઘણી બોહળી હતી.

"ઓ, મી૦ લેનકોર્ટ? કેટલું બધું નસીબદાર કે હું તમારા જેવા કોઈને માંગતો હતો, તેવામાં તમેજ મને મલી ગયા!" ફીલીપે ખુશાલીથી કહ્યું; "લૉર્ડ લીલબર્નનનું આજે મને તેડું આવેલું છે, અને હું આજે રાત્રે જવાનો છેઉં. તમે બી આવવાના તો હોશો?"

"હા, એને ના કહીને બને ત્યાં સુધી હું માહરો ઉઘાડો શત્રુ કરવા માંગતો નથી," લેનકોર્ટે હસીને જવાબ કર્યો.

"ત્યારે તમોને બી એ આપણા હોસ્ટને વાસ્તે કંઈ ઘણું સારૂં મત હોય એમ લાગતું નથી?" ફીલીપ હસ્યો.

"ખચ્ચીતજ નહીં, વાહલા વૅાડમન્ટ," તે ગ્રહસ્થે જવાબ કર્યો; "અને તે તમારાથી છુપાવા મેં કોઈ દહાડે દરકાર કરી નથી. એ આદમી એના ફંદ ફરેબોને વાસ્તે મને હંમેશાં જરા થઈને ગમતો નથી."

"અને તોબી તમો તેને ત્યાં જાઓછ ને તેને ખુશી રાખોછ?" ફીલીપે અજાએબી જાહેર કરી.

"ચોક્કસ સંજોગોમાં તેમ કરવુંજ પડેછ, બીરાદર," લેનકોર્ટે જવાબમાં કહયું; "પણ હું જે અજબ થાઉંછ તે તમારે વાસ્તે છે! હું તો દુન્યાદારી જોઈ ચુકેલો આસામી છેઉં, પણ તમારે તમારી આએ ઉંમરે એ બુરાની સોબત નહીંજ સાંધવી જોઈએ."

"હું માહરી પુરતી સંભાલમાં છેઉં, વાહલા મી૦ લેનકોર્ટ," ફીલીપે ખાત્રી આપી; "હું માહરી આંખ ખોલ્લી રાખીનેજ કામ લેઉંછ. માહરે માહરી એક મકસદ પાર ઉતારવી હતી. એણે એક નિર્દોષને, માનવામાં આવેછ તેમ, એક ઢોંગી લગનથી બેઈજ્જત કીધેલી હતી તે વાત માહરી જાણમાં આવેલી હોવાથી હું એને ઈનસાફની રાહે ખરે રસ્તે ઉતારવા ચાહતો હતો, પણ તેમાં હું ફાવ્યો નથી, અને તેટલાં વળી એનો પલ્લો પકડી રાખવા હાલ મને એક બીજું જોરાવર કારણ મલ્યું છે!"

"મગર તમો તો આજે એ બધું કાંઈ ભેદમાંજ બોલોછ?" લેનકોર્ટ અજબ થયો.

"હા, કેમકે હું ખુલાસાથી બોલવાની સ્થિતીમાં નથી," ફીલીપે મોગમ જવાબ કર્યો, "અને તેથી હું માંગી લેઉંછ, માહરા ભલા દોસ્ત, કે હું બધો ખોલાસો કરી શકું તેટલાં મને મોટાં મનથી લઈ ચલાવજો અને માફ કરજો: અને હવે એક બીજો સવાલ. તમારી અત્રે ઓલખાંણ પીછાંણ અને લાગવગ બોહલો છે, તો તમે કોઈ કાબેલ ધારાશાસ્ત્રીનું મને નામ આપી શકશો? માહરે થોડાંક માહરાં અંગત કામ વાસ્તે તેની સલ્લાહ લેવી છે."

લેનકોર્ટે થોડોક વખત વિચાર કીધો.

"હા; ઘણી ખુશીની સાથે," તેણે તે પછી કહયું; "માહરા પોતાના એક કજયામાં એજ સોલીસીટરની મને ભલામણ થઈ હતી, અને તે ખરેખર ઘણો બાહોસ પુરવાર થયો. તેણે મને તે કેસ જીતાવી આપ્યો, અને તેના સંબંધની નોંધ લેવા જોગ ખાસ ખુબી તો એ છે કે તે ઘણો પ્રમાણીક છે."

"ત્યારે મેહરબાની કરીને મને તેનું નામ ઠેકાણું આપશો? મને એવાજ એક માણસની ખરેખર જરૂર છે," ફીલીપે માંગી લીધું.

"તેનું નામ મી૦ બારલો છે, અને તેની ઑફીસ ધી સ્ટ્રૅન્ડની બાજુમાં એસેકસ સ્ટ્રીટમાં આવેલી છે," તેણે જવાબ કરયો.

ફીલીપે, એ ઉપરથી, મી૦ લેનકોર્ટનો ઘણો ઉપકાર માન્યો, જે પછી તે બે દોસ્તો રાત્રે લીલબર્નને ત્યાં પાછા મલવાનું નક્કી કરી તુરત વેળા છુટા પડ્યા, અને ફીલીપ બાજુમાંથી જતી એક ભાડેની ગાડી ઉભી રખાવી પાધરો એસેક્સ સ્ટ્રીટમાં હંકારી ગયો.

સારાં નસીબે તે ધારાશાસ્ત્રી એ વખતે તેની ઑફીસમાંજ હતો, જ્યારે ફીલીપે નામ મોકલતાં સાથે તેણે તેને તરત પોતાની પાસે અંદર બોલાવી લીધો.

તે લગભગ પચાસની ભરતીમાં આવેલો દમામદાર દેખાવનો, ઘણાં બોહલાં કામ-કાજની ધામધુમી અદાઓનો, પોહલી પેશાંની અને ભરેલા તનદોરસ્ત ચેહરાનો એક આસામી હતો. તેની ચશ્માઈ ચશ્મોમાં ઘણી ચંચલાઈ તુરત જોઈ શકાતી હતી.

પેહલાં તો ફીલીપે કશાં પણ નામો જાહેર કર્યા વગરજ ઉપરટપકે પોતાના કેસની આઉટલાઈન્સ તેને કહી સંભળાવી, પણ તેમાં તે એટલી બધી ઉલટ લેતો દેખાયો, અને તે જે પુછતો અને કેહતો તેમાં સીર્ફ પ્રમાણીકપણું અને સચ્ચાઈ એવાં લગોલગ શામીલ હોવાનું જોઈ શકાતું હતું, કે ફીલીપને એકદમ તેના પર એતબાર આવી ગયો, અને તેણે હવે એક પણ વસવસા વગર માંડી મેળીને બધાં ખરાં નામ ઠામ સાથે તે આખો કેસ તેને બ્યાંન કરી કહયો.

"મને યાદ આવેછ ખરૂં," મી૦ બારલો સોલીસીટરે ચસ્મો કપાલ પર ઉંચે ચઢાવી, કપાળ પર એક આંગળી ટેકવી, પોતાની મોટી પીઠની ખુરસીમાં ફરાગાત અઢેલો મારતાં કહ્યું, "તમારાં ગરીબ માતાજીએ તમારા એ લુચ્ચા કાકા સાંમે પોતાના હકની પુરવારીની ફરીયાદ નોંધાવી હતી તે વાત મને યાદ આવેછ ખરી, અને ખરૂં કેહું તો તેજ વખતે મને લાગ્યું હતું કે બાઈનો કેસ ઘણો મીસમૅનેજ થયો. ઘણાક જરૂરી મુદ્દાઓ ઉપર તે વખતના તમારા લૉયરે જોઈતું ધ્યાન નહીંજ આપ્યું હતું, એટલે આય વખતે જો આપણે નવેસરથી કેસ માંડશું તો હું એ બધા મુદ્દાઓ શામીલ કરી લેવાની સંભાલ રાખશ. એમ છતાં તમારે ખાત્રી રાખવાની છે કે તમોને છુનારીજ આપવાની આ તબક્કે હું તમને હીંમત આપી શકતો નથી. ખરેખર તો તમારાં માતાજી પોતે હૈયાત હતાં ત્યારે એ કેસ પ્રુવ કરવાની જેટલી સરળતા હતી તે કરતાં હાલ તો એ મુશ્કેલી, તેવણ ગુજરી ગયલાં હોવાથી, દસ ઘણી વધારે ગંભીર થયલીજ તમારે સમજવાની છે! તમારો કાકો એક બે વરસ નહીં પણ વરસોનાં વરસોથી એ હક પચાવી પાડી ખાનગી થઈ ગયલો છે, અને તે જો વડશે તો એક છેડાયલા વાઘ માફક વડે તો જીવ પર આવીનેજ લડશે. એટલાવાસ્તે સવાલ એ છે કે આપ જે તમે કહ્યું તે સાક્ષી કરી મેળવી આવે તો તેની ગોતવાની જરૂરતની આપણો કેસ પુરવાર કરવા બસ થાય કે નહીં? અલબત, કાયદામાં જણાવેલું છે કે બીજા બાર શાકી જે મરી ગયા હોય તો દુનિયા છોડી ગયેલા એક સાક્ષી પણ એક હકદાર લગ્નની પુરવારી માટે બસ છે, પણ તે સાક્ષી કોઈ એતબાર કરી શકે એવો હોવો જોઈએ. લગ્નની

સર્ટીફીકેટ અથવા દેવળનાં રેજીસ્ટરની સર્ટીફાઈડ કૉપી એક ઘણો મોટો પુરાવો થઈ પડે ખરો, પણ તે તો તમે કેહોછ તેમ મલતી નથી!"

"અમારાં કમનશીબે તે નથીજ મલતી; મી૦ બારલો, અમે શોધ કરવામાં કાંઈજ બાકી રાખ્યું નથી," ફીલીપે રડમસ કહયું.

"પણ તમારાં માયજીનાં કેહવા મુજબ તમારા પપા તો હંમેશ એમ ખાત્રી આપીને કેહતા હતા કેની કે એ દસ્તાવેજ તેવણે સંભાળથી સાચવેલો અને સલામત રાખેલો છે?"

"ખચ્ચીતજ! ખરેખર તો ઘોડેસ્વારીના અકસમાતમાં એવણ બીચારા આખર થયા ત્યારે વીલ કરવા જતાં જતાં બી કેહી ગએલા કે એ દસ્તાવેજ સહીસલામત છે!"

"ત્યારે તો ખુલ્લેખુલ્લાં બેજ અનુમાન કરી શકાય." મી૦ બારલોએ કહયું; "એક તો એમ કે તે તમારા કાકાને હાથ ચઢયો હોય ને તેણે પોતાની સલામતી વાસ્તે તે બાળી કે ફાડી નાંખીને તેનો નાશ કર્યો હોય, અથવા બીજું તો એ કે કોઈ એવા ચોરવકોરામાં તે છુપાઈ રહયો હોય કે જેની માહીતી ફકત તમારા મરનાર પીતા લૉર્ડ હૅરી બોફૉર્ટનેજ હોય! હવે જો એ છેલ્લાં અનુમાન મુજબ બન્યું હોય તે કાંઈ તદન નહીં બનવાજોગ નથી કે ખોદાના નીર્માણ કરેલા કોઈ બી દહાડે કોઈ એતેફાક સંજોગથી તે દસ્તાવેજ અચબુચ પાછો જાહેર થાય અને તમારા હકોને એકદમ જોર મલી જાય!—બાઈ ધ બાઈ, એ બંગલો કે જયાં તમારા પીતાએ તમારાં માતાજીને હલાએદાં રાખ્યાં હતાં તે હાલ કોણની માલેકીનો છે તે તમે જાણોછ?"

"શું અમારો "ફર્નકૉટેજ"? જી હા; તે તો માહરા રૉબર્ટ કાકાએ પોતાના સાળા લૉર્ડ લીલબર્નને વેચેલો છે, અને હાલ તે તેના સ્વાધીનમાં છે."

"બધાં બેકઠાં અસલ ફરનીચર સુધ્ધાં?"

"જી હા."

"ત્યારે તો આશાનું એક ઝાંખું કીરણ હજી પણ દુર દ્રષ્ટીમર્યાદાનાં આકાશ પર ચમક ચમક થતું રેહલું છે ખરૂં," તે સોલીસીટર હસ્યો; "હવે તેથી હાલ તો આપણે એમજ કરશું. આપણે પેપરોમાં જાહેર ખબર છપાવશું કે જે આદમી તમારા મામાને મલી ગયો તે મને અથવા મી૦ મૉરટનને પોતાને પાછો મલી જાય. વળી તમો શું કેહોછ—તે સાક્ષીનું નામ વીલ્યમ સ્મીથ છે? વૅલ, હું તેને પોતાને નામની બી એક જાહેર ખબર ચાલુ કરશ કે તે તેનાં વાંચવામાં આવે તો આવીને અત્રે મને મલી જાય, કેમકે તમારા મામાને તમારે સારૂ જે પુછતો આવેલો હતો તે ખરેખર એક લગનનો સાક્ષી છે એ તો આપણે એક અટકળજ માત્ર કર્યૂં છ, જયારે તે વાતનો ચોકકસ પુરાવો આપણી પાસે હજી કશો નથી."

"હા, એ તમો કહોછ તે બધું તદન બરાબર છે." ફીલીપ ગરીબાઈથી એકમત થયો.

"ત્યારે હું વધારે તમને રોકવા ચાહતો નથી," તે સોલીસીટરે હવે તેને રૂખસદ કરવાની મકસદથી કહયું, "હવે માહરી તમને ભલામણ એટલીજ છે કે હાલ આપણી એ ગોઠવણ વાસ્તે કોઈ કને એક વરાળ વટીક બાહેર કાઢતા ના. 'આગમચથી ચેતેલા તે આગમચથી હથ્યારબંધ' એ કહેતી યાદ રાખજો, અને આપણા મુદદઈઓને આપણી હીલચાલોનો એક સંસારો વટીક ચેતી જવા દેતા ના: અને હવે બાઈ-બાઈ."—અને, એમ કેહેતાં, તે સોલીસીટરે ઉઠીને ફીલીપને મમનાથી શેકહેન્ડમાં પોતાનો હાથ આપ્યો, જે હેસાંનથી દાબીને ફીલીપ, આશાવંત અને ઉલટમંદ, તુરતવેળા તો તેની ઑફીસમાંથી બાહેર પડયો.

---

## પ્રકરણ ૫૯.

ઘણીક વાર માઠું થાય છે તે સારાંનેજ કાજ, તેમ લુચ્ચા લીલબર્ન પર ગાઉટનો ગલબો ગાલેબ આવ્યો તે એક લેખે તો સારૂંજ થયું, કેમકે તે ભ્રષ્ટ બુધ્ધીનો આસામી પવિત્ર ફૅનીને વાસ્તે જે બુરા તરંગો દીલમાં વસાવી રહયો હતો તે એ બીમારીનાં કારણથી તુરતવેળા તો ભુલાવે પડયા હતા. "સુખે સોની અને દુખે રામ" એવો તે બદમાશનો બદકાર હાલ હતો. તે જ્યારે સુખમાં હોય અને તેની તબ્યત સારી હોય ત્યારે કોઈ બી બદકારીથી તે બાઝ આવવા ચાહતો હતો નહીં, પણ જ્યારે મનનું નહીં તો તનનું દુ:ખ તેના પર ગાલેબ આવતું ત્યારે તે ખોદાને યાદ કરવા ઝટ પડી જતો, અને બુરી વાસ્નાઓનો ખ્યાલ તક કરતો નહીં! મોહોતનો તેને ઘણોજ ભય હતો, અને મરવાને વાસ્તે તે હજી પોતાને ઘણો જુવાંન શુમાર કરતો હતો, તેને દુ:ખમાં એ કારણથી એકલો પડવા જરા થઈને ગમતું નહીં, અને તેથી તેની બેહેન લેડી બોફર્ટ અને સુંદર ભાનજી એમીલી, વીન્ડરમીયરથી પાછાં ફરેલાં, પાધરાં તેને ઘર રેહવા અને તેની સારવાર કરવા આવ્યાં તે તેને ઘણું ગમ્યું. ઘરડો બોફર્ટ, અલબત, તેને ઝાઝો ગમતો હતો નહીં.

"કાંય, પેલા લુચ્ચાઓની કાંઈ બીજી નવી ખબર મલી?" લૉર્ડ બોફર્ટે તે સાળા બંનેવી એકલા પડયા ત્યારે લીલબર્નના કાન પર પડીને પુછ્યું, અને લીલબર્ન ફફડીજ પડયો!

"ખોદાયને વાસ્તે તમે એમ મને કંટાલો ના આપ્યા કરો, રૉબર્ટ," તે ખભડયો; "એક તો હું માહરાં દુ:ખમાં મરી રહેલો છેઉં!"

"હું તો તને સ્હેજ પુછુંછ, લીલ," લૉર્ડ રૉબર્ટ બોફર્ટ ખસ્યાનું જેવું હસ્યો.

"કાંઈ નવું જાણવા જેવું હોય તો વળી હું તમોને જણાઉં નહીં?" લીલબર્ને હવે નરમ થતા કહ્યું. "શાર્પનો નવો રીપોર્ટ કશોજ આવ્યો નથી. તે મવાલી લંડન મુકીને નાસી ગયલો છે એટલું તમારે વાસ્તે બસ થવું જોઈએ."

"ઘણુ સારૂં," બોફર્ટે સંતોષ માનતાં કહ્યું, અને તેણે પોતાના સાળાને વધતો ટાઢો મીઠો રાખવા તરત વધાર્યું, "ને હવે તમો જરા ટટાર થાઓ તો છોકરાંઓ સાથે આપણા બોફર્ટમૅનરના મહેલમાં આવવા ધારોછ ખરાની?"

"હું ઘણું આવવા ચાહુંછ," લીલબર્ને નરમાશથી જવાબ કર્યો. "ડૉ૦ ચેમબર ધારેછ કે માહરા ફર્નસાઈડ કરતાં બી તમારો બોફર્ટમૅનર મને વધારે ફાયદો આપશે ને તબ્યતને માફક આવશે."

"હા, ત્યારે જરૂર આવજો," રૉબર્ટે કહ્યું. "આપણો આરથર બી તેટલાં તો આવી પહોંચશે, અને મજાહની પાર્ટી બનશે. તમો જો તમોને ગમતા તમારા બે ચાર દોસ્તોને બી માહરે નામે નોતરશો તો હું ઘણો રાજી થવશ."

"વૅલ, તમે ઘણા મહેરબાન છેઓ, બૉબ," લીલબર્ને વધતો નરમ અને રાજી થતાં કહ્યું. "તમે મને માહરા બે ચાર માનીતા દોસ્તોને બી મહેમાન નોતરવા રજા આપોછ, તેથી મને તમારા 'મૅનર'માં આવવાની વધતીજ લાલચ થશે."

અને તેજ રાત્રે લીલબર્નને ત્યાંની કંપની, કાર્ડટેબલ અને ડીનર વાસ્તે, હંમેશ મુજબ ભેગી થઈ, જ્યારે એતેફાક વૅાડમન્ટ સૌથી પેહલ્લો આવી લાગ્યો. એમ થવાથી તે દાખલ થયો ત્યારે લેડી બોફર્ટ અને એમીલી લીલ આગલ બેઠેલાંજ હતાં, અને તેઓ જોડે તેની ઓલખાણ કરાવામાં આવી. અલબત્ત, વૅાડમન્ટે તો ઘણે વરસે તે બેને પાછાં જોવા છતાં તે બંનેને તરતજ પીછાણ્યાં, પણ પેલાં બેમાંથી એક પણ તેને ફીલીપ મૉરટન તરીકે ઓલખી શક્યું નહીં.

ફીલીપ તે પછીથી સુંદર એમીલીનો મોહક મુખડો કોઈનું બી ધ્યાન નહીં ખેંચાય તેમ ઘણાં ધ્યાનથી જોતો બેઠો. આહા! એ તેજ નુરમંદ ચેહરો હતો કે જે ઘણી નાહની ઉંમરે તેના ઉમરાવ બાપ કને તેની તરફથી દયા માંગી લેતો વચ્ચે આવ્યો હતો! તે સીડનીને વાસ્તે તકાજો કરતો બોફર્ટમૅનરમાં ગયો હતો, જ્યારે જરા તરડાવાથી તેને મારવા તેના કાકાએ હાથ ઉંચક્યો હતો, અને તે વખતે, એક પાંસબાન ફીરેસ્તાની અદાથી, તે સકોમળ નાહની બાળાએ કાકલુદી કરતી બાજુમાંથી ધસી આવીને તે મારવાને વાસ્તે ઉંચકાયલો હાથ પકડી લીધો હતો! એટલા વાસ્તે હાલમાં તે મધુરીને રૂબરૂ જોતાં સાથે તેનાં દીલમાં કાંઈ અજબ લાગણી પેદા થઈ, અને, ઉપર કહ્યું તેમ, તે દીલજીત મુખડો તે ધારીધારીને જોવા લાગ્યો.

લેડી બોફર્ટને પણ ફીલીપનો દમામદાર રોશન માહતાબ જેવો મુખડો કાંઈ અગતકરીને ગમ્યો, અને તે કે જે હંમેશની બીમાર અને કાહેલી કોઈ બી વાતમાં ઉલટમંદ નહીં થતી હતી તે—કેહવાને અજબ જેવું છે કે—તેના જોડે ઘણી ઉલટથી ગામ ગપાટાની

તરેહવાર વાતચીત કરતી થઈ, જ્યારે તેવામાં બીજા પરોણાઓ આવવા લાગ્યાથી વાતમાં ખલલ પડી. એમ છતાં એમીલી પોતે ફીલીપનાં કાંઈ અજબ ખેંચાણથી તેની બાજુમાં બેસીજ રહી, અને તે બેઓ પોતપોતા વચ્ચે ઓલારપેલાર ધીમે સાદે ઘણીએક વાતચીત કીધી. વળી તે નાજનીનના ગાલપર બેવડો રતાસ ચઢી આવ્યો, કે જ્યારે ડીનર વખતે તેની ખુરસી વૅાડમન્ટની ખુરસીની પાશેજ મુકાએલી જોવામાં આવી!

તે રાત્રે કાર્ડ ટેબલ પર તે જવાંને માથું દુઃખવાનું બાહાણું આપીને કશોજ ભાગ લીધો નહીં. તેને તો એમીલી જોડેની વાતચીતમાંજ ઘણી મજાહ મલતી હતી, અને ઘણાએક દોસ્તો આપસઆપસમાં મજાક કરીને એ મામલો જોનાં હસ્યા પણ ખરા! એમ છતાં જુગારી લીલબર્ને તે ઉપર કશુંજ ધ્યાન આપ્યું નહીં. તે નજલાનાં નાપાક દુઃખથી નાચાર થએલા બીમારની પૈડાંવાળી ખુરસી ડાઈનીંગ ટેબલ કે કાર્ડટેબલ પર, જ્યાં બી તેને જવું હોય ત્યાં, નોકરો ગબડાવી લઈ જતા, અને વળી તે ખુરસી તેને જોઈએ એટલી ઉંચી નીચી થઈ શકતી હતી, એટલે તેને ખરેખર તો તકલીફ જેવું કશુંજ હતું નહીં. એટલાવાસ્તે તે જ્યારે પોતાના સોબતીઓ ભેગો નીકલી પડતી આંખો સાથે એકાગ્ર ચીતે તે હારજીતના બુરા પેશામાંજ રોકાઈ રહયો હતો, ત્યારે આય તરફ વૅાડમન્ટને મીઠી એમીલી જોડે મનભાવતાં તાહેલાં મારવાની જોઈએ એવી તક મલી ગઈ. એમ કરતાં, વાતમાં વાત મેલવીને, આયંદા તે પોતાની દીલની મકસદ પર આવ્યો.

"મરનાર લૅાર્ડ બોફર્ટના એક અંગત દોસ્તને હું એક વખત મલ્યો હતો," તેણે ગબડાવ્યું, "અને તેણે મને બને તો એક ચોક્કસ તલ્લાશ કરવા કહી હતી. હું તે વાસ્તે તમોને પુછું અને તસ્દી આપું? મને સીડની મૅારટનને વાસ્તે કાંઈ ખબર જોઈએછ," તેણે તદબીરથી પોતાની તલ્લાશ કરવા માંડી.

"સીડની મૅારટન? સીડની મૅારટન?" એમીલીએ દેખીતા નિર્દોષ દેખાવ સાથે યાદ કરતી રવેસે તેણે તે કહેલું નામ પાછું ને પાછું બોલતાં જવાબ કર્યો; "મેં એ નામ આગળ કેઠે બોલાયલું સાંભળેલું ખરૂં! હા, મને યાદ આવ્યું. માહરા ભાઈ આરથર એ નામના એક છોકરાને પોતાને સ્વાધીન લેવા ઘણી ઝેહમત કરી રહયા હતા, કે જે મહારા મરનાર હેરી કાકાનાં કાંઈ સગપણમાં હતો. શું સગપણમાં તે કાંઈ હું જાણતી કે સમજતી નથી, કેમકે ભેદ ખોલીને એ વાત કોઈએ માહરી આગળ કોઈ દહાડો કીધીજ નથી."

"ત્યારે તમારા ભાઈ મી૦ આરથરને એ છોકરાનો પત્તો અંતે મલેલો ખરો?"

"ઓ, કશોજ નહીં; ને પછીથી તો કંટાલીને તેવણે એ તલ્લાશ જારી રાખવાનું બીલકુલ છોડી બી દીધું તે મેં મમા પપા જોગાં એવણનાં કાગળો વાંચેલાં તેથી હું બરાબર જાણુંછ."

"ત્યારે તો સીડની, જેમ હું ધારતો હતો તેમ, તમારા લોક સાથે તમારા બંગલામાં રેહતો નથી?" ફીલીપે ઘણી ઈન્તેજારી સાથે વધતું પકકું કર્યું.

"અમારી સાથે?" એમીલી હસી પડી; "જરા બી નહીં. એજ જુઓની કે મેં તો એ મી૦ સીડનીને કોઈ દહાડો જોયા બી નથી! તેવણના એક ફીલીપ કરીને ભાઈ હતા તેવણને એક વખત મેં જોયલા ખરા. એ મી૦ સીડનીનેજ વાસ્તે પુછતા અને તકાજો કરતા એક વખત તેવણ બોફર્ટ મૅનરમાં આવેલા, અને પપા સાથે જરા રૂડ થવાથી પપા તેવણને મારવા જતા હતા તેવામાં, તે માહરાથી નહીં ખમી શકાવાથી, હું વચ્ચે પડેલી. તે વખતે હું ઘણી નાધલી હતી."—અને એમીલી ઘણા મીઠાસનું હસી.

"અને ત્યારે તમોને પપા તરફથી તે વાસ્તે તો પછીથી ખમવું પડયું હોશે?" સ્હેજ દુન્યાદારીનું કેહતો હોય તેમ ફીલીપે ચોખો ચાંપી જોયો.

"હા, ઘણું," એમીલી વધતું હસી; "પપાએ મને વચ્ચે પડવા સારૂ મારવા પણ લીધેલી તે મને બરાબર યાદ છે. પપાએ તે વખતે મને કહેલું કે એ મૉરટનવાલાઓ ઘણા ખરાબ છોકરાઓ છે, અને માહરે તેઓનું કોઈ દહાડે નામ બી નહીં લેવું!"

"અને ત્યારે સીડની હાલ કયાં હોવો જોઈએ તે તમે પોતે તો કાંઈ જાણતાંજ નથી, બાંનું?"

"જરા બી નહીં."

"પણ તમારા પપા પોતે જાણતા હશેની?"

"હું જાણું છ ત્યાં સુધી તેવણ બી બીલકુલજ જાણતા નથી," એમીલીએ મજ-બુતીથી કહયું, અને તરત વધાર્યું, "પણ તમે જાણતા હોશોની? એ લોક માહરા મરનાર હૅરી કાકાના શું સગા થાય?"

ફીલીપે ખરાં દીલનાં દુ:ખથી, એ સાંભળતાં, મન સાથે મસ અફસોસ કર્યો. ઓ પરવરદીગાર, તેની નેક અને પાક માતા આ કુંટુંબમાં એટલો બધો અપજશ પાંમી હતી કે ફીલીપ અને સીડની તેના હૅરી કાકાના—હકના કે ગેરહકના—દીકરાઓ છે એમ વટીક આ તેઓની કઝીન હજી સુધી જાણતી ન હતી! એટલું બી તેને કોઈએ કહેવાની પરવાહ કે હીંમત કરી ન હતી કે 'જેના કરોડો હજમ કરીને આપણે વરસોથી મોજમાં માર્યેંછ તેનાજ એ ભીખ માંગતા થયલાં બે ફરઝંદો છે?' તેને આથી એટલું દુ:ખ લાગ્યું કે તેનું જીગર ચાકચાક થઈ ગયું, અને એમીલીની સુખભરી કંપનીમાં તે અત્યાર સુધી જે મજાહ લેતો હતો તે મજાહનો સ્વપનો પણ જોતાં જોતાંમાં આખર થઈ ગયો! તે, તેથી, એમીલીને એક ઉડાવનારો જવાબ આપીને ત્યાંથી હવે ઉઠીજ ગયો, અને પાધરો કાર્ડટેબલ પરની રમત જોતો જઈ ઉભો.

લેનકોર્ટે એ તકનો લાભ લીધો. તે તરતનો પોતાનો દાવ પુરો કરી પરવાર્યો હતો, વાસ્તે વૅાડમન્ટ ઉઠી ગયો કે એમીલીની બાજુમાંની ખાલી પડેલી ખુરશીમાં તે જઈને ઠરી ગયો.

"કેમ મીસ બોફર્ટ, માહરા ફ્રેન્ડ જૅનરલ વૅાડમન્ટને તો તમે બહુ મજાહ આપી?" તેણે હસીને કહયું; "હું ખરૂં કેહુંછ કે એ અમારો મિત્ર કોઈ પણ જવાંન બાનુની કંપનીમાં એટલી બધી મજાહ લેતો આજ તક કોઈ દહાડો જોવાયો નથી!"

"ઓ, મી૦ લેનકોર્ટ, તમોએ ખુશામદથી લોકોને ખુશ કરવાનોજ ધંધો હાથ કીધોછ કે શું?" એમીલી જવાબમાં હસી.

"ખરૂં કેહેવું એ જો ખુશામદ કેહેવાતી હોય તો ખુશામદને શું નામ આપવું તે મને સમજ પડતું નથી!" લેનકોર્ટ બહ્રીદ થયો; "પણ મને કેહોની, એ માહરો ફ્રેંડ તમોને કેવો લાગ્યો? શું એ ઘણો ખુબસુરત નથી?"

"ઓ, તે હું કેમ કહી શકું?" એમીલી વધતું હસી, અને પછી પોતાનાં પાપણોની તલ્યેથી વૅાડમન્ટ જયાં ઉભો હતો તેને જોતી રહી. તે પોતાના સીડની (ચાર્લસ સ્પેનસર) જોડે મનમાં તેની સરખામણી કરતી રહી, જયારે તેને લાગ્યું કે ચાર્લસ તો એક છોકરીનીજ મોહકતા અને નજાકત ધરાવતો હતો, જયારે આ એક ખરેખરો મર્દાનગીભર્યો, રોબવંતો અને દમામદાર મુખડો હતો!

એવામાં વૅાડમન્ટે પાછું ફરી જોયું અને તે બંનેની આંખ મલી, કે જયારે એમીલી પોતાનાં મન સાથ ઘણી ગુસ્સે થઈ કે પોતાની મરજી ઉપરાંત તે છેક કાનની ટીચકી સુધી ચેહરામાં લાલ થઈ ગઈ! વૅાડમન્ટે એ બરાબર જોયું, અને તે હવે તેણીને પાછો વાત કરાવતો તે બે બેઠાં હતાં ત્યાં જવા કરતો હતો, પણ તેવામાં લૉર્ડ બોફર્ટ ત્યાં દાખલ થયો, અને તે બદમાશ કાકાને લાંબે વખતે પાછો રૂબરૂ જોતાં તે જવાંનની બાવરી ચસકી અને તે અટકી ગયો!

"હા, એ ખરેખર ઘણો દમામદાર અને એક બહાદુર સિપાહબચ્ચો છે," લેનકોર્ટ એમીલીને પોતાના દોસ્તને વાંસ્તે કાંઈક મગરૂર થતાં કેહતો હતો; "એ હિંદુસ્તાન હતો ત્યારે એણે પોતાના માલીક રાજાનો જાન પોતાના જીવના જોખમે બચાવ્યો હતો, અને તે એની દીલેરીની વાત ખરેખર સાંભળવા જેવી છે."—અને જયારે લેનકોર્ટ સુંદર એમીલી આગળ વૅાડમન્ટનાં તે શુરાતણની કેફયતની લાહેરી મારતો હતો ત્યારે પેલી તરફ શું થઈ રહયું હતું?

કાર્ડટેબલ પરની રમત તરતનીજ ખતમ થઈ હતી, અને જે તેના દોસ્તોને લૉર્ડ રૉબર્ટ નહીં પીછાણતો હતો તેઓ જોડે, તે તરતના હૉલમાં દાખલ થયલા પોતાના

એ ઉમરાવ બનેવીની, ખુરસીમાં પડયો પડયો લીલબર્ન ઓળખાણ કરાવતો હતો. તેઓમાં, અલબત્ત, વૅાડમન્ટ પણ હતો, અને તેને જોતાં તે ઉમરાવ કંઈક નહીં સમજી શકાએ એવાં વમાસણમાં પડયો એ તો ખરૂં! નહીં કે તેણે તેને એકદમ ઓળખ્યો. તેણે તે છોકરાને આ આગમચ પોતાની આખી જીંદગીમાં ફક્ત ત્રણ મરતબા જોયો હતો: પેહલું તો "ફર્ન કૅાટેજ"વાલા બંગલામાં જ્યારે તેના બાપ હૅરી જોડે તે મેહમાન આવ્યો હતો ત્યારે; બીજું તો તેની માતા બેહેસ્ત પાંમી તે રાત્રે તે કંગાળ ઓરડાની બીલકુલ ઝાંખી રોશનીમાં, અને તે વખતે તો તેનો રડતો અને રંજીદગીભરેલો ચેહરો મુશ્કીલથી જોઈ શકાય તેવી હાલતમાં હતો; અને ત્રીજું તો જ્યારે તે પોતાના ભાઈ સીડનીને વાસ્તે તકાજો કરતો 'બોફર્ટ મૅનર'ના મેહેલમાં હાજર થયો હતો ત્યારે! એટલા વાસ્તે જો કદી લૉર્ડ બોફર્ટની યાદદાસ્ત અસાધારણ જોરાવર હતે તોપણ હાલના આય ફ્રૅંચ તોરની દાઢી મુછના રોબવંતા ચેહેરાના દમામદાર જવાંનને તે પેલા રખડેલ ફીલીપ તરીકે ઓળખતે તે એક અજાએબીજ લેખાતે. તે હિંદુસ્તાન જઈ આવ્યા પછી ત્યાંના ટપોટાનાં કારણથી રૂપાનાં પતરાં જેવો ચમકતો તેનો ખુબસુરત ચેહરો જરા જર્દ પણ થયો હતો, અને તે બી એક વધારાનું કારણ હતું કે બોફર્ટ તેને ઓળખી શકે નહીં: મગર, એ સઘળું છતાં, ઓળખાણ થવા કેડે તે જ્યારે તેને વાત કરાવતો હતો ત્યારે, અને ફીલીપ તેને પુછવામાં આવતા સવાલોના દમામદાર ઠંડાઈથી તેને ટુંકા અને ટચ જવાબો કરતો રહયો હતો ત્યારે, તે ઉમરાવ એ ચેહરો આગળ કેઠે જોયલો હોવા વાસ્તે તેમજ એ અવાજ પણ આગળ કેઠે સાંભળેલો હોવા સારૂ મનથી થોડોક ગુંચવાયા કરતો હતો એ તો ખરૂં! એમ હોવાથી તે પછી જેવી વૅાડમન્ટની પીઠ ફરી કે તેણે પોતાના સાલાના કાનપર પડીને પુછ્યું, "તું શું કેહેછ, લીલ, એ ફ્રૅંચમેન કોણ છે?"

"ઘણો મજાહનો માણસ છે," લીલબર્ને ઉત્સાહી જવાબ કર્યો; "રાજાના વખતમાં પૅરીસમાં ઘણી અજબ જેવી સીતાબીથી વધી ગયો, અને ત્યાં ઘણો વગદાર અને માનવંત છે. વળી દુન્યાદારી બી પુષ્કળ જોઈ ચુકેલો છે, અને હિંદુસ્તાન પણ જઈ આવેલો છે. તમારા "બૅાફર્ટ મૅનર"માં હું આવશ ત્યારે તમે મને રજા આપીછ તેમ હું જે થોડાક દોસ્તોને નોતરવાનો છેઉં તેમાં એને પણ તેડવાનો માહરો એરાદો છે."

લૉર્ડ બોફર્ટ થોડુંક હાંસ્યો અને થોડુંક કાંસ્યો! તેને તેના સાલાનો એ વિચાર જેવો જોઈએ તેવો વાહલો લાગ્યો નહીં; પણ તે કેમ ના કહી શકે? તે શી રીતે વાંધો કરે? વાંધો કરવા જેવું તેની પાસે હતુંજ શું?

હવે તે ત્યાંથી ફર્યો, અને પોતાને ઉપજેલા અણગમા ને ક્રોધનો ખાર કોઈ પર કાઢવા તે ચાહતો હતો તેવામાં એમીલીને પેલો લેનકોર્ટ વાત કરાવતો બેઠો હતો તે જોઈને પાધરો તે પોતાની દીકરી આગળજ ગયો. એ વખતે તે છોકરી તરત માનથી ઉભી થઈ, અને લેનકોર્ટ અદબથી હઠી ગયો. તે ડોસાએ, તે ઉપરથી, તે તકનો તરત લાભ લીધો.

"એ તું એવું કરવા અહીં રહીછ કે, દુકતી?" તે બાપ ખભડયો; "શાંની પરાયા માટીડાઓ પાસે બેસીને કલાકો સુધી તેઓનાં સ્ટુપીડ તાહેલાં સાંભળ્યા કરેછ?"

"ઓ પપા!"

"વળી ઓ પપા શું? તમો જુવાંન જવાન દુકતીઓની જાતને તપાસવાનું તો ઘરડાં પરડાં માયબાપના જીવપર એક સીતમ જેવુંજ છે! હવે અહીં એકલી પડશે તે વખતે એમજ અહીં આવતા જતા દુકતાઓ સાથે ચેડાં ચવિત્રાં કાઢયા કરવાની છે કે?"

"પણ એકલી કાંય?" એમીલીએ ગભરાઈને સવાલ કરયો.

"હા; મને જરૂરનું કામ નીકળી આયુંછ, અને હું તાહરી મમાને લઈને કાલે સહવારે બોફર્ટ મૅનરમાં જતો રેહવાનો છેઉં."

"પણ ત્યારે મને બી સાથેજ લઈ જાઓની? મને શું કરવા અહીં એકલી મુકી જાઓછ?"

"તાહરો ઈડયટ મામો માની નથી મરતો!" તે ડોસાએ વધતા ગુસ્સાથી દાંત પીસી કહયું. "તે બોંહોસ લઈ બેઠોછ કે મીલીને તો હું આવશ ત્યારે મારી સાથેજ લેતો આવશ, ને માહરે અલબત એને ના કહીને નારાજ કરવો નથી. એક તો એ છે જરાજરામાં છેડાઈ પડે એવો ફાટું ઢોળ! એટલા વાસ્તે હું તુંને સાફ કહી મુકુંછ કે અહીં રહે તો હવે સમેસમી રેહજે—તું જાણે!"

"પણ મેં વાંક શું કીધો તે તો બતાવો?" એમલી આ નહીં ઘટતી તાણાજાંણીથી અકળાઈ ગેઈ.

"વાંક કીધો તાહરા બાપનું કપાળ!" તે ખાભરખોધામાં પડેલો ડેસો પોતાના ગેર-ઈન્સાફી ટીકાના જવાબમાં હવે બોલવું શું અને બતાવવું શું તે નહીં સુઝવાથી જે મનમાં આવ્યું તે બકી ગયો, અને પછી ફફડેલો ચટકેલો, બાજુમાંના ઓરડાનું બારણું ઉઘાડી, અંદર જતો રહયો.

'કેવો બેકદર અને ગેરઈન્સાફી બાપ!' વૉડસન્ટ એકલો એકલો ગુસ્સાથી મનસે પટપટયો; 'એ આદમીનાં લોહીમાંજ શું એ જાતની બધી નાકદરી અને બેઈમાની હશે?'

તે બાપ બેટી વચ્ચેની ટપાટપી બધી તેના જોવા અને સાંભળવામાં આવી હતી. તે ઘરડો વાંદર એ રીતે એમીલી પર બખાળતો ત્યાં ધસી આવ્યો ત્યારે એમીલી બેઠી હની તે સોફાની પાછળના પીલરના ઓઠે તે તરતનો આવીને સેહેજ ઉભેલો હતો, અને તેને એમ ત્યાં ઉભેલો ને બાપ બેટીમાંથી એક પણ જણે જોગો હનો નહીં.

'એ ડોસા ડોસીની પીડા અહીંથી પટેછ તે તો ઓરબી સારૂં છે,' તે એકલો એકલો પાછું પટપટયો, કે જ્યારે એમીલીને આંસુભરી આંખો સાથ તેને થયલા ઘાટકી ગેરઈન્સાફ વાસ્તે એકલી રડતી ઉભેલી જોઈ તેનો જીવ જળી ગયો! 'હવે તો એ છોકરી અહીં એકલી છે ત્યારે કાર્ડટેબલને મસે રોજ હું અહીં આવશ ને એને મલતો રેહેવશ. બનવા જોગ છે કે કાંઈ બી નવી બાતમી હાથ આવી જાએ!'

એ પછી એમીલી પોતે તે રાત્રે બધાં વગેસગે થઈ જવા પછી જ્યારે સુવા ગઈ ત્યારે—કેહવાને ઘણું અજબ જેવું છે કે—પેલા જૅનરલ-ડ-વૉડમન્ટનો સોહામણો, મીઠો, મર્દાનગીભર્યો મુખડો, તે ઓરડામાં એકલી પડવા પછી, પોતાના ખ્યાલોની આંખમાંથી કેમે કરતાં ખંખેરી નાખી શકતી હતી નહીં! એ તેને શું થયું હતું? તે પોતે પોતાના મનથી તે સારૂ ઘણી અજબ થઈ અને પોતાનાં દીલ સાથ ઘણી ગુસ્સે બી થઈ, જ્યારે એ ખ્યાલો ભુલાવા હોય તેમ સીડનીનું એક ટુંક પણ ખરૂં હેતવંતું કાગળ જે વીન્ડરમીયરથી લખાઈ આવેલું તેજ સાંજે તેને મલ્યું હતું તે પોતાની છાતી આગળ છુપાવેલું કાઢીને તેણીએ પાછું અને પાછું વાંચ્યું. એમ કરતાં, અલબત્ત, વૉડમન્ટ થોડોક ભુલાઈ ગયો ખરો, પણ પછીથી ઉંઘ જ્યારે તેની પર ગાલેબ આવી ત્યારે સ્વપ-નાઓમાં તો વૉડમન્ટ અને વૉડમન્ટજ તેની આંખ આગળ પાછો નાચી રહયો હતો!

---

## પ્રકરણ ૬૦.

તેણીનાં માબાપ "બોફર્ટ મૅનર"ના પોતાના મહેલમાં રેહેવા પાછાં ફરવા પછીથી તે પોતાના મામાને ત્યાં નજદીક એકાદ પખવાડયું એકલી રહી, જે દરમ્યાનમાં ફીલીપ ત્યાં રોજ આવતો જતો રહયો, અને કોઈ સંદેહજ નહીં હતો કે સુંદર એમીલીની મોહકતા અને હાડેહાડની ગરીબાઈએ એ જવાંનને પોતાને પણ વશ કરી લીધો. તે ગરીબ, સુંદર, નાહની ફૅનીને પણ વીસરી ગયો, અને એમીલી આય તરફ હતી ત્યાં સુધી ઘરડા સાઈમન ગૅાન્ટ્રેને ત્યાં એક ફેરો જઈ આવવા વાસ્તે વટીક તે પોતાનાં મનને મુતલગ સમજાવી શકયો નહીં હતો!

તે પોતાનાં મનની હાલત બીલકુલ પાંમી ગયો હતો. ફીરેસ્તાઈ ખસલતની મરનાર યુજીનીને માટે તેને હદ વગરનું હેત, માન અને હેસાંનની લાગણીઓ બરપા થઈ હતી, અને તે તેને એવી રીતે ચાહતો થયો હતો, કે તે પ્યારને તો કોઈ પુગીજ શકે નહી, પણ તે પ્યારમાં તો કાંઈક ફીરેસ્તાઈ ખસલતનું તત્વ આમેજ હતું. વાહલી ને પાક યુજીની હવે ફીરેસ્તાઓમાં ભળી ગેઇ હતી એટલે તે તો કોઈ આકાશી પ્યારજ હતો. તે વાહલી યુજીનીની સબી પોતાનાં રહદયની આગલજ લઈને ફરતો હતો, પણ

તે જેમ એક ફીરિસ્તાને માનથી આશકી તેમજ તેણીના આકાશી સૌંદર્યમાં ભમતી ને તેને દૈવીક શકતી માનીને પુજતો ને આરાધતો બન્યો હતો. વરસો વહી ગયાં હતાં અને હવે તેની ગુલાબીની જુદાઈના જખમ ધાત્રી હદે રૂઝ આવેલો તાજી મેળના સમાગમનાં કારણથી સુંદર હૅની પણ તેને ઘણી ગમવા લાગી હતી એ ખરૂં ખરૂં, પણ તેને લાગ્યું કે જે દીલનાં ખરાં ખેંચાણથી ને લાલસા પોતાની આ કઝીન એમીલીને વાસ્તે દીલ ખોલી બેઠો હતો તેવી લાગણી મધુરી હૅનીના સંબંધમાં તેને ખચીતજ બરપા થઈ શકી નહી હતી. તેનું હૈયાનગાડ જીગર તેને મનાવતું હતું કે એજ ખરો પ્યાર હતો, અને તેણે વળતા સંતોષ સાથે જોયું કે એમીલી પોતે તેને આછી ચાહતી થઈ શકી નહી હતી. ખરેખર તો તે છોકરી પોતે પણ પોતાને એક એવીજ અવદશામાં મેલાયલી જોતી હતી!

તે ચાર્લસ સ્પેન્સર (સીડની) ની કબુલ થયલી અને આદરાયલી મોહરદાર હતી, અને તેને તે વખતે લાગ્યું હતું કે તે જવાંનને તે ખરાં દીલથી ચાહતી થઈ હતી, પણ ચેડો ચવીત્રો પ્યાર તેનાં ખરાં સ્વરૂપમાં તો તેણીની છાતીમાં છેક અત્યારેજ પ્રગટ થયો હતો, અને ત્યારે—કેહેવાને અજબ જેવું છે કે—તે પેલા નાહના ભાઈને વાસ્તે નહીં પણ ખરેખર તો તે નાહના ભાઈના આ વડા ભાઈ ફીલીપને વાસ્તેજ હતો! નહીં કે તે એ વાત પોતાનાં જીગરથી મંજુર રાખતી કે કબુલ કરી શકતી હતી. તે તો હજી પોતાનાં મનને એમજ સમજાવતી રહી હતી કે તે ચાર્લસને કબુલ થઈ ચુકેલી ચાર્લસનેજ હજી ચાહતી હતી, જ્યારે ફીલીપને વાસ્તેની તેણીની આ જાલીમ બેઅખત્યારી બાતેનમાં તેણીને ઘણી લજવાવતી, ધુજાવતી અને બેકરાર બનાવતી રહી હતી! એ મુજબ બંનેએ માની લીધું કે બંને એકમેકને છુપાં ચાહતાં થયાં હતાં. અલબત, બેમાંથી એકે પણ પોતાની એ લાગણીની વરાળ હોઠ બાહેર અત્યાર તક ફૂટકવા દીધી નહીં હતી, પણ બંને અંતરમાં એક બીજાંનાં દીલથી પુરેપુરાં વાકેફ હતાં. એમીલી આતુરતાભરી બોખારથી રોજ રાત પડવાની વાટ જોતી કાર્ડટેબલને બાંહાંણે ત્યાં આવનારા ફીલીપનાં આવવાની આર્જુ કરતી, અને ફીલીપ પોતે પણ એજ બાંહાંણાં હેઠળ દર રાત્રે આવતો, કે જ્યારે તે જીવ જેવું રમતો કશું નહીં, અને વધારે કરીને એમીલીની કંપની અને વાતચીતમાંજ તે તો જયાદા મજાહ મેળવતો પકડાતો!

લીલબર્ન, એટલા માટે, એ સઘળો મામલો જાણી અને ઓળખી ગયો હતો. તે જમાનેખાધેલ લુચ્ચાની આંખો હેઠળ એ બે જવાંન્યાંઓની મજકુર જાનફેસાંની અને ઢરાંપરાં છટકવા પાંમ્યા નહીં હતાં, પણ તેણે તે નહીં જોવા કે મુતલગ નહીં જાણવાનાંજ ઢોંગ ચાલુ રાખ્યા. તેને એ ગમતું હતું. વૅાડમન્ટમાં તે એક સારી આશા આપનારો સાહસીક જવાંન જોતો હતો. વળી તે દેખીતો પુરતો શ્રીમંત હતો, અને પૅરીસમાં જો નવી ઉઠલપાઠલ થાય તો વગદારી ને નામદારીમાં તે જવાંન સૌથી આગેવાન

હશેલમાં ચાલી જાય એ વાત પોતાનાં મનથી તે સારી રવેસે સમજતો હતો; અને તેમ હોવાથી ચાર્લસ સ્પેનસર સાથનાં એમીલીનાં જોડાંણ કરતાં આ જોડાંણ તેને દુન્યવી નજરે વધારે વાસ્તવિક લાગ્યું, જેથી તેણે જાંણી જોઇને આંખ આડા કાન કરી કાંઇ જાણતો નહી હોય તેમ અખાડાજ કર્યા.

પણ એમીલીને તેનાં અધીરાં માબાપ, બોફર્ટ મૅનર પાછાં ફરવા પછી, બોલાવ બોલાવ કર્યા કરતાં હતાં, અને લીલબર્નનો ગાઉટનો હુમલો હવે સંપુર્ણ સમી ગયલો હોવાથી તેણે તેને તેનાં માબાપ કને જતી રેહવા અંતે ખુશીથી રજા આપી. વાંચનારાં સાહેબોને રોશન છે તેમ તે પોતે પણ ચેન્જ પર ત્યાંજ જવાનો હતો, અને પોતાના પાંચ સાત દોસ્તોને પણ પોતાની જોડે ત્યાં મેહેમાન લઇ જવા પોતાના બનેવી લૉર્ડ બોફર્ટની રજા વટીક તે મેળવી ચુક્યો હતો; પણ તેને, ત્યાં જવા પેહેલ્લાં, થોડુંક આ તરફ પોતાનું કામ આટોપી લેવાનું હતું વાસ્તે તે પાછળ રહયો, અને એમીલીને એકલી-નેજ તેણીને ઘરે તુરત પાછી મોકલી દેવામાં આવી.

હવે, તેથી, ફીલીપે પણ તરત ઉઠાંગ્રી કરી! તેને લીલબર્નની કાર્ડ ટેબલ માટે મોહ તો કશો હતોજ નહી, એટલે જેવું મીલીનું ત્યાંથી જવાનું નક્કી થયું કે તે પોતે પણ પોબાર થયો. હવેજ તેને ગરીબ ફૅનીની ઘણાં હેતથી પાછી યાદ થઇ. તે ગરીબ બાળા કેટલી બધી આતુરતાથી રોજ બરોજ તેની રાહ જોતી ખોટી થઇ રહી હશે તે વાતનો તેને દર્દમંદ અને દીલસોઝ ખ્યાલ થયો, અને આએ તરફ હવે જાસ્તી રોકાવાને એકે કારણ નહીં હોવાથી તેણે તેજ રાત્રે પાસેનાં ગામમાં ઘરડા સાઇમન ગૉત્રેને ત્યાં જતો રેહવાનું પોતાનાં મનથી નક્કી કર્યું.

અને હવે ગરીબ ફૅનીને વાસ્તેના હેતવંતા ખ્યાલોથી ઉશ્કેરાયલો તે પોતાનાં લંડનનાં મકાંનની બારી આગળ એકાદ પળ વિચારવંત આવી ઉભો તેવામાં, એતેફાક, મામાને ઘેરથી પોતાના બાપીકા "બોફર્ટ મૅનર" માં જવા નીકળેલી એમીલીની જોડીની ગાડી તેજ પલે તે ઉભો હતો તે બારીની હેઠળથી પસાર થતી તેના જોવામાં આવી! મીલી મુતલગ જાંણતી નહીં હતી કે તે હયાં રહેતો હતો. આ એક કેવળ સંજોગ માત્ર થયો હતો, અને તે બંનેની આંખો મળી! એમીલીએ ગાડીમાંથી સેહેજ ઉંચે જોયું, અને બારીમાં ફીલીપને ઉભેલો જોતાં તે મીઠો મનોહર ચેહેરો એકદમ રતાસથી છવાઇ રહયો, જ્યારે બીજી પલે તે પ્યારી ચશમો એોશકનાં દબાંણથી પાછી નીચે નમી પડી. બેમાંથી એકે પણ "બાઇ-બાઇ" નું "વેવ" કર્યું નહીં. લીલબર્નની ઉઘાડી લેન્ડોના કોચબૉક્ષ પર બેસી પેલો ડાઇકમૅન અને બીજા ખીદમતગારો તે છોકરીના એસ્તેકે-બાલ સારૂ સાથે જતા હતા—પણ એમીલીના ચેહેરાપર ધસી આવતો રતાસ અને બીજીજ પળે નીચી નમેલી તે મીઠ્ઠી આંખો ફીલીપ દરોબસ્ત જોઇ શકયો હતો, અને તેનું જીગર તે પોતે સાંભળી શકે એટલાં જોશથી ધડકતું થયું!

તેજ રાત્રે, એ પછી, તે ફૅનીને મળવા આડેમનને ઘર ગયો હતો, અને જ્યારે તે એ ઘરની લગોલગ આવ્યો ત્યારે ફૅની અંદર કાંઇ ધીમા સ્વરે ગાતી હતી. તે મધુરો હલક એક ઉઘાડી બારીમાંથી બાહેર તેને કાને આવ્યો, અને તે ગાયનની મજાહ ભોગવતો જવાંન ફીલીપ એકાદ પળ ત્યાં થોભી જ્યા વના રહી શક્યો નહીં, જ્યારે બીજીજ પળે તેને આવી લાગેલો જાણતાં ફૅની, હદ વગરની ખુશાલ અને ઉલટમંદ, કુદકા મારતી, તેને આવી ભેટી!

"ઓ ભાઇ, ભાઇ, કેટલું મોડું કીધું તમે આઓ વખતે!" તેણીએ ફર્યાદના તોરથી કહયું; "તમારાં કામકાજ ને મોજમજાહ વચ્ચે તમારી ગરીબ ફૅનીને તમે ભુલીજ ગયા?"

ફીલીપ, અલબત, જવાબમાં મીઠાસથી હસ્યો, પણ તેનાં તે હસવામાં આજે આગળ જેવી ઉલટ કે જોશ જોવાતાં હતાં નહી!

"તેં એકલી એકલીએ કેમ વખત ગુજાર્યો, ફૅની?" તેણીની તે બગલગીરીથી હવે આસ્તે રહીને છુટો થતાં તેણે સવાલ કર્યો.

"હમેશનાં કામકાજમાં, મોટાબાવાજીની ગૉરસીમાં અને તમે અપાવેલાં આએ મ્યુઝીકનાં કાગળયાઓની સોબતમાં!" ફૅનીએ હસીને કહયું; "જુઓની, આએ છે તો કાગળના ટુકડા, પણ જીવતા અને વાત કરાવતા સાથી હોય તેમ એ કેટલા કામના છે!"

"હા, કાગળના ટુકડા!" ફીલીપે અફસોસથી કહયું; "એક કાગળનો ટુકડો બી બાજે બખ્ત કરોડોની કીંમતનો થઇ શકે છે!"—અને હયાં પોતાનાં માતપીતાનાં લગનની પેલી ગુમ થયલી સરટીફીકેટનાં કાગળના ટુકડાની યાદ થતાં તે જવાંને એક સરદ હાય મારી.

"ઓ કાંય, ફીલીપ ડીઅર, તમે હાય ખેંચોછ?" તેણીએ બહુજ અજબ થઇને કાળજીવંત પોકાર્યું; "એમ ના કરો! હું તમોને હાય ખેંચતાં કેમ જોઇ કે ખમી શકું?"

"માહરાં એ હાય ખેંચવામાં ઢોંગ કે સહરાગાત જરા બી નથી, ફૅની ડીઅર," તે જવાંને મમતાથી સમજાવ્યું; "તું માનશે? માહરે લગતો કાગળનો એક નાધલો ટુકડો જે ખોહવાઇ ગયોછ તે જો હાથ આવે તો માહરૂં આખું તકદીર ઉલટાઇ જાય અને હું એક નવો અને જુદોજ આસામી થાઉં!"

"એટલી બધી જરૂરનો એક કાગળનો ટુકડો?" ફૅની અજબ અજબ થઇ; "ઓ ખુદા, હું કાંય નહી એટલી નસીબદાર થાઉં કે હુંજ તે તમોને કોઇ દાહડે શોધી કાઢી આપી શકું? પણ તમારામાં આએ વખતે ખરેખર ઘણો ફેરફાર થયલો લાગેછ, ભાઇ; તમે શું સુખી નથી?"

"સુખી? હા, હું સુખીજ છેઉં, વાહલી ફૅની," તેણે ઉલટમંદ કહયું,—અને હયાં વળી તેણે મીઠી એમીલીની મનમાં યાદ કરી લીધી!

"તમે સુખી છેઓ તેજ માહરે વાસ્તે બસ છે," ભલી ફૅનીએ નિખાલેશ બીન-સ્વાર્થીપણાંના પરમ સંતોપથી કહયું; "હું તમારે વાસ્તે માહરી રોજની બંદગીમાં એજ દુઆ માંગુછ, અને હવે ત્યારે હાલ તો સધાવો તમારા ઓરડામાં. ઠાકી ગયલા હોશો, અને મોડી રાત થવા આવેલી છે!"

તે ગયો. તેણીને પાછી પાસાંમાં લીધા વગર કે એકાદ કીસથી પણ તેણીની એ તેના જોગી એટલી બધી ભલાઈ ને કાળજીના જવાબમાં તે વાહલીને નવાજયા વગર, તેણી તરફથી એમ છુટ્ટી મળતાં, તે સરભોગ પોતાના ઓરડામાં ચાલી ગયો, અને ગરીબ ફૅનીને ધાટકી નાઉમેદી થઈ. તેણીએ યાદ કર્યું કે આગળ તો તે એમ કોઈ દહાડે નહીં કરતો હતો, અને તે અજબ થઈ કે એ ફેરફાર શાંને આભારી હોવો જોઈએ?

તે પછી સહવારે ફીલીપ પોતાના ઓરડામાંથી જયારે તૈયાર થઈને પાછો બાહેર આવ્યો ત્યારે તે ગરીબ નાહની સુંદરી પોતાના ઘરડા મોટાબાવાની જરા પણ ઠાકવા કે કંટાળવા વગર ગૉરસી કરવા પડેલી હતી. તે બુઢો હાલમાં આગળ કરતાં વધારે કાહેલી, વધારે બીમાર અને દીન પર દીન વધારે ધુંધસ બની ગયો હતો!

તેઓ વળી સરેસ્તાનાં હેતથી મળ્યાં, મગર ફૅની જોવાને ચુકી નહીં કે ફીલીપ આ વખતે ઘણો વિચારવંત અને ઉદાસજ પાછો ફર્યો હતો. તેણે ઘરડા સાઈમનને અને વાહલી ફૅનીને તેઓની ખબર અંતર પુછી થોડીક ,વાતચીત કરાવી ખરી, પણ તે વાતચીતમાં આગલો ઉત્સાહ આમેજ નહીંજ હતો. એ પછી નાસ્તાથી ફારેગ થતાં વળી કોઈ કામ-કાજનું કારણ આપી ફીલીપ એકલોજ જરા બાહાર ગયો, અને છેક બપોર પછી તે પાછો ફર્યો ત્યારે થોડોક વધતો ખુશાલ હતો. આથી ફૅની પાછી જલદીજ ઉલટમંદ બની, અને સાંજે ફીલીપનાં કેહેવાથી તરત તૈયાર થઈ કબ્રસ્તાનવાલા ચોકમાં તેની જોડે ફરવા જવા નીકળી.

તે એ વખતે પોતાની ફુલની બાસ્કેટ ભુલી નહીં. પોતાની વાહલી માવીતરની કબરપર ફુલો મુકતી રહેવા ફીલીપે તેણીને ફરમાશ કરી હતી, તે ફરજનું કરજ તે વાહલી છોકરી છેક તારીફલાયક હદસુધી અત્યાર તુલક અદા કરતી રહી હતી. હાલમાં પણ, એટલામાટે, કબ્રસ્તાન તરફ ફરવા જવાનું હતું વાસ્તે ફૅનીએ તાજાં ફુલોની એક બાસ્કેત ભરી લીધી. તેણીએ ધારા મુજબ ઘરની કામ કરાવાવાલી સાહરાને મોકલીને આજે પણ એ ફુલો મંગાવીજ રાખેલાં હતાં.

"ફૅની ડારલીંગ," તેઓ ઘરમાંથી બાહેર પડયાં એટલે તેણીના કોમળ કર ઉપર તાજાં સુંદર ફુલોની તે બાસ્કેટ લટકતી જોઇ ફીલીપે મમતાથી કહયું. "આજે એ ફુલો

તાહરે માહરાં મમાની કબર પર મુકવાનાં નથી; આજે માહરે તુંને એક બીજી અને નવીજ કબર બતાવવાની છે!"

"ઓ, કોણુની?"

"તે હું તુંને ત્યાં ગયા પછીજ દેખાડશ," તેણે જવાબ કર્યો, "અને તેટલાં તાહરે તાહરી જીજ્ઞાસા રોકવી જોઈશે!"—અને વળી તે એમ કરી શકે વાસ્તે તેણે તેણીને તરત બીજી ત્રીજી વાતચીતોમાં ઉતારી દીધી, જેટલામાં કબ્રસ્તાન આવી લાગ્યું.

"હવે જો પેલું મૉન્યુમૅન્ટ, ફૅની ડીયર" પોતાની વાહલી માતાની કબરની એક બાજુમાં ઉભાં કરાવેલાં એક દેખીતાં નવાં શોભીતાં મારબલનાં મૉન્યુમૅન્ટ પર તેણીનું ધ્યાન ખેંચતાં તે જવાંને કહ્યું, "જો, તું એની પરનું ઇનસ્ક્રીપશન (લિખ) વાંચી શકેછ?"

તેણીએ તે વાંચ્યું. તે ઉપર ખુલ્લા, સુંદર, ભરાવદાર હરફે આ મુજબ લખેલું હતું :—

"W. G. ની વાહલી યાદમાં.

આદમી ગેરઈન્સાફ કરેછ અને ગેરઈન્સાફ પાંમેછ, મગર ભીત્તરનો ખરો હાલ શું છે તે એકલા તે મહાન ખુદાનેજ રોશન રહેછ!

ઉતાવલે કોઈને માટે સારૂં માહું અનુમાન કરી લેતાં ના; તમારે માટે તેવાં અપજશ્યાં અનુમાનોનો તમો ભય રાખજો!

એક કે જે ખરેખર ભલો હતો અને નાહકની નાચીરીની બદનામીમાં આખર થયો છે તેની ભલી અને વાહલી યાદમાં

આ મૉન્યુમૅન્ટ અત્રે ઉભું કરવામાં આવ્યું છે."

ફૅનીની આંખો આંસુથી ભરાઈ ગઈ.

"ઓ માહરા કાળજીવંત ભાઈ, તમે કેટલા ભલા છો!" તેણીએ લાગણીભેર હેસાં-નથી પોકાર્યું; "માહરા ગરીબ વાહલા બાપની યાદમાં એક સાદું મૉન્યુમૅન્ટ કરાવા પૈસા એકઠા કરવાની જેહમતમાં હું હતી તે જોઈને તમે આએ કેટલો બધો ખરચ કીધો, અને કેવું સુંદર મૉન્યુમૅન્ટ મને કરાવી આપ્યું! ખુદા તમારૂં હજારો ભલું કરે! માહરા જોગી એ તમારી એટલી બધી કીંમતી મેહરબાનીનો હું શું ગુણ ગાઈ જાંણુવાની છું? પેલી દુન્યામાંથી માહરા પપાના કરોડો આશિષ તમોને પોહોંચશે!"

"તાહરો એ એક ખરો નેક અને પાક અરમાન હતો, માહરી વાહલી ફૅની, અને તે બર લાવી શકવા વાસ્તે હું ખરાં દીલથી ખુશી છું," ફીલીપે જવાબ કર્યો, અને પછી જ્યારે કે ફૅની ત્યાં ગુદણ્યે બેસીને પાક વફાનાં વાહાલથી તે કબર ઉપર પેલાં તાંજાં ફુલો

પાંઠરતી હતી ત્યારે તે મૉન્યુમૅન્ટની હેઠે તે ભલો મરનાર સુતેલો નહી હતો તે વાસ્તે મનથી થોડોક ખેદ કરતાં ફીલીપ હવે પોતાની માતાની કબર તરફ આગળ વધ્યો, જ્યાં જરા વારે બાકીનાં બચેલાં ફુલો લઈ ફૅની પણ આવી લાગી, અને તેટલાજ ઉત્સાહ અને વાહલથી તે વાહલી કબર પર તેણીએ તે મઘમઘતાં પુષ્પો પાંઠર્યાં.

એ વખતે ફીલીપ મનથી એક અજબ વિચાર કરતો ઉભો હતો! તેના અને તેની માતાના વેરસી મુદદઈ (તેના કાકા રૉબર્ટ)ની દીકરી પર તેનું દીલ લાગ્યું હતું, અને જ્યાં મોહબત વસે ત્યાં મેહેર હોય કે કેહેર? જો એમીલી તેની થનાર હોય તો એ શું બનવા ને માનવા જેવું હતું કે અત્યાર તુલક તેણે ગણત્રી અને ઉમેદ કરી હતી તેમ પોતાની નેક ને પાક માતાનાં નામને શરમભરેલી હીણપસ્તી પોંહોંચાડનાર તે કાકા—તેણીનાંજ બાપ ઉપર—તે કોઈ કાલે બી કીનો લઈ શકે? કેમ તે તેને ઉંઘાડો પાડે અને રૂસવા કરે? તે કેમ તેને કોર્ટમાં ઘસડે અને તેઓનો હક પચાવી પાડી, વરસો તુલક તેમને મોહતાજ અને મુફલેસ રાખી, તેઓના પૈસા વડે પોતે લેહેર ઉડાવી તે વાસ્તે સજા કરાવી શકે? અને જો તે એમ નહી કરે તો આ કબરમાં શાંતીમાં સુતેલી તેની વાહલી માવીતર તેનો એ અપરાધ કદી બી માફ કરી શકે ખરી?

હવે થોડા દીવસ, એ મુજબ, ઘરડા સાઈમનનાં ઘરમાં વાહલી ફૅનીના પવિત્ર સહવાસમાં ગુજારવા પછી જયારે વળી તે પોતાનાં લંડનનાં મુકામમાં પાછો ફર્યો, ત્યારે જે કાગળો ત્યાં તેને માટે એકઠાં થયલાં હતાં તેમાં પાછો એક લંગડા લીલબર્નનો કાગળ પણ હતો, જેમાં જણાવેલું હતું કે તેનો ગાઉટ હવે તદન નરમ પડેલો હોવાથી તે પોતાનાં બનેવીના મેહેલ "બોફર્ટ મૅનર"માં થોડા દહાડા ચેન્જપર જતો હતો, અને ત્યાં તેણે (ફીલીપે) તેઓના એક મેહમાન તરીકે જરૂર પધારવું. તે લખતો હતો કે બીજા બી દોસ્તો જે બધા સાથે ફીલીપને સારૂં હતું તેઓ આવવા કબુલ થઈ ચુકયા હતા, અને તેના જેવા એક મિત્રના મેહમાન આવવાથી લૉર્ડ અને લેડી બોફર્ટ પોતાને ઘણી ઈજજત મલેલી માની લેશે.

આ વાંચતાં ફીલીપનો આત્મા એકાદ પળ ખુશીમાં ઠરી ગયો!

"હું જરૂર જવશ," તે ખુશીથી પટપટયો; "વાહલી મીલીને રોજ મળતો રહેવાની આ એક નવી ને નહીં ધારેલી તક માહરે ગુમાવવી જોઈએ નહીં."—પણ બીજીજ પળે વળી એક બીજેજ ખ્યાલ થતાં તેના રતાસથી ધમધમી રહેલા ગાલ એકદમ પાછા ફીકકા પડયા!

તે કેમ જાય? કોણને ત્યાં મહેમાન જાય? જે મેહેલ પવિત્ર હકોથી તેની અને તેનીજ માલીકીનો હતો, જયાં આજે તે પોતે "લૉર્ડ" રેહવો અને ગણાવો જોઈએ, ત્યાં તે ઓશયાલા અવતારે મહેમાન જાય? પોતાના વેરસી મુદદઈ રૉબર્ટ કાકાનોજ તે મહેમાન

થાય! એક હાથ પર તેની સામે તે એક લડાઈ લડનો હતો—કાયદાની લડાઈ; પોતાનું નામ, મીલકત, કશાડો કે જે સઘળું તે દગાબાજીનું કાકો ભ્રષ્ટ નિષ્ઠાથી અત્યાર સુધી પચાવી બેઠો હતો તેને સારૂ તેના સામે તે જંગ જગાડી રહયો હતો, તેવા આઠયામમાં ને તેને ત્યાં મહેમાન જાય એ શું નિતીથી અને કાયદાથી વાજબી હતું? પણ વળી તેણે ખ્યાલ કર્યો કે તે બાપ એવો નાકદર અને નાલાયક પુરવાર થયો હતો તેથી આ પ્યારની પુતલી અને ઈનસાફની દેવી કે જેણે બાળક વયે વટીક તેના બચાવમાં પોતાનું માથું આપ્યું હતું તેને તે કાંય નહીં મળે અને તેને ખાતર કાંય નહીં જાય?

તેનું ગળું ચીપલાઈ ગયું! આ ઉલટાસુલટી ખ્યાલો, હેત અને ધીક્કાર, મહેર અને કહેર એ બધાંનો ખ્યાલ થતાં તેનો જીવ ગભરાઈ આવ્યો, અને ચોખ્ખી હવા લેવા તેને બારીઓ ઉઘાડી નાંખવાની ફરજ પડી. તેને જવા ઘણું ગમતું હતું, પણ આ તો સ્પષ્ટ હતું કે તે જો જાય તો પોતાના કાકાપર વેર લેવાના ખ્યાલો તેણે પડતા મુકવાજ જોઈએ! તે પોતાની માતાનાં વાહલાં નામને નિષ્કલંક કરી શકે, પવિત્ર હકોથી જે તેનું અને તેનીજ માલેકીનું હતું તે પાછું સ્વાધીન લઈ શકે, પણ તેણીના બાપને જાહેરમાં રૂસવા તે કદી કરી શકે નહીં! એક પસબાન ફીરેસ્તાની અદાથી તે પુત્રી તેના બાપ અને ફીલીપના કેહેર વચ્ચે ખડી થઈ રહે, અને તે તેને ઈન્સાફ અપાવે પણ કીનો લેવા દે નહીં; ને તેથી એ બેવકુફી તેણે કરવી જોઈએ નહી, પણ બોફર્ટ મૅનરમાં થોડુક સુધી જઈ રેહેવાથી સીડનીની કોઈ પણ ભાળ હજીએ મળી આવે એ બનવાજોગ હતું, અને ત્યારે એ બધા ખ્યાલો કરીને આયંદા તેને જવાનું નકકી કર્યું. એ શું હતું? એમીલી માટેનો પ્યાર કે આભારી જીગરનું હેસાંન અથવા વહાલા સીડનીને વરસો પછી મળવાની તૃષ્ણા?

જવાબમાં, એટલા માટે, તેણે લીલબર્નને હાજ લખી વાલી, અને તેને લાગ્યું કે તેણે જે વાજબી અને ખરૂં હતું તેજ કર્યું હતું, જયારે એક છુપો અવાજ, એમ છતાં, તેના કાનમાં ગણગણ કરતો રહયો કે, “તું તાહરા મુદદઈની દીકરીને ચાહશે ને પરણશે? તે કે જેણે તાહરી ગરીબ માતા પર આવી જફા અને તમો બે ઉપર આટલી બધી હાડમારીઓની સીતમગુજારી વરસાવી તેને તું એટલી સેહેલથી માફ કરવાનો છે? ઘણુંજ ખોટું!” મગર તે ભુલી જઈ શકયો નહીં કે એવા ઘણાએક દ્રષ્ટાંટો નોંધાયલા છે કે જેમાં ઘણાએક નામાંકીત આસામીઓ પોતાના હડહડતા શત્રુની પુત્રીઓ વેરેજ પ્યારમાં પડયા અને પરણ્યા હતા! વળી તેને એમ હા લખવાનું વધારે કારણ અને ઉત્તેજન તો એ મળ્યું કે તેણે એમજ માની લેવાની ભુલ કરી હતી કે એમીલી અત્યાર સુધી બીલકુલ છુટ્ટી હતી, અને વળતા પ્યારથી જવાબમાં તેને ચાહતી હતી, કે જે વાતની છુપી પુરવારીઓ પોતે છુપો રહીને અનેક મરતબા તે પકડી શકયો હતો! તે છોકરી તેનાજ ભાઈ સીડની જોડે અટકાયલી હતી એમ જો જાણતે તો ભયની એક ચીસ સમેત તે ખસ્તો થઈ જતે, પણ ગરીબ તે—તેને તે વાતેનો સ્વપ્નો એ શાંનો હોય?

તેણે, એ ઉપરથી, ફૅનીને એક મોહબતવંતું કાગળ લખ્યું, અને વળી થોડા દીવસની ગેરહાજરી તેણીની કને માંગી લીધી. તેણે તે પવિત્ર આર્જુવાર સુંદરીને સમજાવ્યું કે તેનાં કામકાજની રોકાણો બધી એવાજ તોરની હતી, અને, અલબત, તે કાગળ ઉપર તે ધીરજવંતી મધુરીએ પોતાના તણાઈ જતા જીવને જેમ તેમ ફરજયાત સબર મનાવી! આશા તેની છાતીમાં ચટક ફટક કરતી રહી હતી, અને તે ઉમેદ કરતી હતી કે હાલ જોકે તેઓ ભાઈ બેહેનના એખલાસમાં હતાં, તોપણ દાહડોવારો આવતાં તે વાહાલો જરૂર તેણીના હાથની માંગણી કરશે! તે, એ ઉપરથી, એવા એકના હાથને લાયકની થવા જીગરતોડ જેહમત કરતી રહી. તેણીની છાતીમાં છુપાવેલા ફીલીપને વાસ્તેના મોટા પ્યારે તેની આંખો અજબજેવી રીતે ખોલી આપી હતી, તેને શાંત અને શ્યાંની કરી મેળી હતી, અને પોતે કેળવણીમાં રખે પછાત પડે એ વાતની ખેજાલતથી—કેહવાને અજબજેવું છે કે—આટલી અનેક તરાંહની ખડતલ મહેનતો તે કરતી હોવા છતાં, લંડન યુનીવરસીટીના પેલા રીટાયર્ડ થયલા વીદવાન પ્રૉફેસરના હાથ નીચે કૉલેજની ઉંચ પ્રકારની કેળવણી પણ તે છુપી છુપી લેતી થઈ હતી! તે મોડી રાત સુધી અભ્યાસ કરતી બેસતી, અને એ રીતે કેળવણીનાં રૂડા આભુષણથી પોતાને દીન પ્રતી દીન તે વધારે શોભીતી અને લાયક કરતી જતી હતી!

## પ્રકરણ ૬૧.

"બોફર્ટ મૅનર"ના મેહેલમાં આવ્યા પછી ફીલીપ ત્યાં નવો જુનો થઈ ગયો. તેને લીલબર્ન સાથની દોસ્તીનાં કારણથી બહુજ માયકુળ આવકાર મળ્યો હતો, અને બ્રીજ, શીકાર અને એવીજ બીજી રમતગમતો વચ્ચે તેના બાપની માલેકીના એ મેહેલમાં, દોસ્તોની કંપની અને સુંદર મીલીના સહવાસ વચ્ચે, વખત કેમ અને ક્યાં નીઠી ગયો તે જાંણે જણાયું પણ નહી! તે એક અથંગ ઘોડેસ્વાર અને પાકકો નીશાનબાજ હતો, કે જે સઘલી હુન્નરમંદી છેક બાળક ઉંમરથી, પોતાના બાદશાહ જેવા બાપના વખતમાંજ, તેણે હાંસલ કરી લીધી હતી; અને એ બધી મર્દાનગીભરી રમતગમતમાં તે હિંદુસ્તાન ગયો ત્યાં, અનેક પ્રસંગો થવાથી, બહુજ પાકકો અને પાહવરદો બની પાછો ફર્યો હતો. તે ઘોડા-પર મોટાં નાળાંઓ કુદી જઈને પોતાના સોબતીઓને છક કરતો, કે જ્યારે તેના ઘોડાના પગને પાંખ આવી ગઈ હોય એમજ લાગતું, અને નીશાનબાજીમાં વટીક તે પોતાના હરેક દોસ્તને મોહીત અને માહાત કરતો!

પેલો માર્સડન પણ આવ્યો હતો. તે જવાંન આરથરનો મોટો દોસ્ત હતો તે વાહલાં વાંચનારાંઓ વીસરી ગયાં નહી હોય? આરથર એક લંબાણ દેશવટા પછી હાલમાં આએ તરફ પાછો ફરનાર હતો વાસ્તે લૉર્ડ બોફર્ટે તેને પણ ખાસ નોતર્યો હતો. એ તેજ

આદમી હતો કે જેના ઘોડાની અડફતમાં પેલો બીચારો લગભગ અંધાપો પામી ચુકેલો ઘરડો સાઈમન ગૅાત્રે એક દાહડે આવી ગયો હતો, અને જ્યારે તે હેમક પોતે ઘરડા સાઈમનની સંભાળ લેવાને બદલે પોતાના ઘોડાને કાંઈ નુકશાન થયું હતું કે નહીં તે દયાહીણપણે જોવા પડયો હતો, ત્યારે તે (આરથર) તે ઘરડા અપંગ બુઢાને ભલાઈથી હાથ આપીને છેક તેને ઘેર પુગાડવા વટીક ગયો હતો! વળી એજ એતેફાકનાં કારણથી તે પોતાની મરવા સુતેલી કાકી કૅઠેરાઈનને તેણીની સેવટની ઘડીઓમાં મળવા પાંમ્યો હતો, અને એ સઘળું અમારાં અસીલ વાંચનારાંઓની યાદમાં તાજું હોવું જોઈએ.

અને એવી એક મોટી કંપની માંહેલા મર્દોના જમેલામાં રાજા જેવા ફીલીપને જોઈને ગરીબ એમીલી વધતીજ અંજાઈ ગઈ અને મોહીત થઈ તેમાં શું આપણે તે પાક સુંદરીનો વાંક પુકારી શકશું? તે હજી પોતાના "ચાર્લી"ને બંધાયલી અને વફાદાર રેહેવા ચાહતી હતી—તે પોતાનાં મનને તો એમજ સમજાવતી રહી હતી કે તે તેને અને તેનેજ ચાહતી હતી, પણ તેનું દીલ ફીલીપ તરફ વધતું ખેંચાતું રહયું હતું તે એટલાથીજ જોવાશે કે સીડની—ગરીબ બીચારો—જયારે તેને ઉપરાસાપરી અને બહુજ હેતવંતી કાકલુદીઓનાં લંબાંણ કાગળો લખતો રહયો હતો, ત્યારે તે પોતે તો ટુકાં, ઠંડાં અને લાંબા અંતરે લખાતાં કાગળોથીજ સંતોષ માનતી!

અને એ પછી એક દહાડે અચબુચ કચેરીમાં કચરો પડયો! બને ત્યાં સુધી ફીલીપ કાર્ડટેબલ પર જોડાવા નાજ કહેતો રહેતો તેથી ગરમ તબ્યતના, લીલબર્નનું એક દીવસ ઘણું કોહી ગયું અને તેઓ અઠડી પડયા, કેમકે વૉડમન્ટ એ વખતે મર્યાદાની થોડીક હદ કુદાવી ગયો. તે "વ્હીસ્ત" ની વખતે હર બાંહાંણે રમતથી અલગો થઈ જતો તે વાસ્તે લીલબર્ને તકાજો કરી તેને પુછયું, જયારે જોકે ખુલ્લા બોલોમાં નહીં તોપણ મોઘમમાં ફીલીપે તેને જાણવા દેવાની નાદાની કરી કે તે જે રમતો અને જીતતો હતો તેના પ્રકારમાં પ્રમાણીકપણાં કરતાં ઠગાઈનોજ અંશ વધતો શામીલ હતો! આ તેણે થોડુંક અતેરું કર્યું, અને બનવા જોગ છે કે લીલબર્ને ઘટે એ કરતાં વધતી નાખતી નહીં કરી હતે તો એનું પરીણામ એકાદ ડયુએલમાંજ આવ્યું હતે; પણ તે લંગડા ઉમરાવનાં કાટલાં ખરેખર ખોટાં હતાં તેથી ભીત્તરે ગુસ્સાથી જળી જવા છતાં મેહમાનદારીના તોરનું ઓઠું વચ્ચે લાવીને તેણે તુરતવેળા તો બધું હસવામાંજ કાઢી નાખ્યું. એ પછી તે પાધરો પોતાના બનેવીના ઓરડામાં ગયો, અને એક મોટી સુખકારક આર્મચૅરમાં ઢબ દઈને બેસી જતાં તેણે ફફરીને કહયું, "રૉબર્ટ, હું ઘણો દલગીર છું કે બીજાઓ સાથે આએ ગધેડા વૉડમન્ટને મેં અત્રે નોતર્યો. તે એક બીલકુલ નાલાયક અને ગુસ્સો ઉપજાવનારો આસામી પુરવાર થયોછ!"

લૉર્ડ ઓક્ફર્ડ એ વખતે પોતાના સ્ટુઅર્ડના હીસાબનો ચોપડો તપાસતો બેઠો હતો તે, એ સાંભળતાં, પોતાના હાથમાંનો ચોપડો ફેંકી દઈને ભયથી એકદમ ભડકી ઉઠયો!

"ખરૂં કેહું, લીલ?" તેણે કહયું; "એ પોરયો આપણા મેહેલમાં આવ્યા પછી મેં સુખ કરારની એક પળ જાંણી નથી, પણ તાહરો નોતરેલો, ને તું નારાજ થાય, તેથી માહરે ગળે ગાંઠ ને મોંઢે ડુચો મારી લઈ ચલાવવું પડયું! તેં એને તેડવાનું કહેલું ત્યારેજ તે મને તો નહીં ગમેલું. કાંઈક એ પોરયામાં છે કે જેણે એને જોતાં સાથે મને બેકરાર કરી મેળ્યો છે, અને એ અહીં રેહવા આવ્યા પછી તો અવધીજ થઈ છે. તેં નથી જોયું અમારી કુટુંબી તસ્વીરોના ચેહરા સાથે એનો ચેહરો કેટલી અજબ જેવી રીતે મળતો આવેછ તે? એ "પૉટ્રેટ ગૅલેરી"માં હોય ત્યારે એ નહીં જોવા કે જાંણવા પાંમે તેમ મેં બહુજ બારીકીથી તપાસેલું છે, અને એના ચેહરાનાં અમો જોડેનાં અજબ જેવાં એકમળતાપણાં સારૂ માહરી પકકી ખાત્રી થએલી છે. હું ખરૂંજ કેહુંછ, લીલ, કે જો એનું નામ વૉડમન્ટ નહીં હતે અને ફ્રૅન્ચ રેવૉલ્યુશનને લગતી તું જે એની બધી હીસતરી જાણી આવ્યો છે તે જો હું નહી માનતો હોતે, તો હું કસમપુર્વક કહેવા તૈયાર થતે કે આએ આદમી કોઈજ નહી પણ પેલો વૅગેબૉન્ડ ફીલીપ મૉરટન છે!"

"એમ?" લીલબર્ન ઉછળ્યો; "વૅલ ત્યારે તો માહરે પણ ખરૂં કહી દેવુંજ જોઈએ કે તમારા બાપદાદાઓની તસ્વીરોના ચેહરા સાથનું એ સ્કાઉન્ડ્રલના ચેહરાનું અજબ જેવું મળતાપણું મેં પોતે પણ ઘણું નોટીસ કરેલું છે! માર્સડને વટીક. માર્સડન પણ એક વખત અમો ત્રણે જણ સાથે પીકચર ગૅલેરીમાંથી જતા હતા ત્યારે એ તાજુબી પમાડનારાં મળતાપણાં વાસ્તે રીમાર્ક કરવા થોબી ગયો, અને મને હવે ધ્યાન આવેછ કે એ' પોરયો તે સાંભળતાં તે વખતે ખરેખર ઘણો ફીકકો પડયો હતો! તે જવાબજ કરી શકયો નહીં, અને બધી વાત હસવામાંજ કાઢી નાખી હતી. હા, મગર સબર કરો; મને બીજી બી એક વાતનું હવે ધ્યાન આવેછ. છેલ્લો એ પોરયા ફીલીપને મેં પૅરીસ ખાતેજ પેલા કમીના ગૅત્રેની કંપનીમાં જોયો હતો!"

"ગૅત્રે? ગૅત્રે?" ઘરડા બોફ્રેટે યાદ કરતી રવેસે કહયું; "કોણ—પેલા ખોટા સીક્કા પાડનારા બદમાશોની ટોળીનો વડો હતો. તેની સાથે તેં એને જોયલો?"

"હા! હા! હા!" હવે લીલબર્ન દાંત પીસીને બોલતાં વધતો ઉશ્કેરાયો, અને હાથ પર હાથ થોકીને તેણે પોકાર્યું, "આએ ત્યારે તો તેજ કમીનો ક્લેવલે હાલમાં આપણે ત્યાં ઘુસેલો છે! માહરા ખુદા, કેટલું અજબ જેવું! એ જરા નામદારી મેળવીને ઈંગ્લાંડ પાછો ફર્યો એટલે તમારી સાંમેની આએ સતાવણીઓ પણ શરૂ થયલી છે, જેથી હવે વધતી ખાત્રી થાયછ કે એ તેજ છે. લાવો, ન્યુસપેપર કયાં છે? નહીં, એ આજનું નહીં; આખી ફાઈલજ મંગાવો. ઘંગ વગાડો! જલદી કરો, રૉબર્ટ!"

"ઓ, એટલું બધું શું છે?" ઘરડો રૉબર્ટ વધતો ધ્રુજી પડયો; "ન્યુસપેપરમાં શું છે?"— અને તેણે જોશથી ઘંટ વગાડયો.

"આઓ તરફનાં એક બે પેપરોમાં એક મહીનો થયો એક જાહેર ખબર ચાલુ ત્ર્યલી છે તે શું તમે જોઈ વટીક નથી?" લીલબર્ન ખીજવાયો.

"જાહેર ખબર? નહી, શાંની? જાહેરખબર મેં તો કાંઈ બી નથી જોઈ. હું જાહેર ખબરો વાંચુંછજ ક્યારે જે તેની વાત? હું તો ફક્ત લીલાંઉનીજ જાહેર ખબરો જોઈ જાઉંછ."

"આઓ જાહેર ખબરે ઘણીક વખત માહરૂં ધ્યાન ખેંચેલું, અને તમારી સાથે હું તે વિષે વાત બી કરવાનો હતો, પણ ભુલીજ ગયલો! જૉન," એવામાં એક આદમી દોડી આવ્યો તેને હુકમ કરતાં તેણે વધાર્યું, "ન્યુસપેપરની ફાઈલ અહીં ઉંચકી લાવ."—અને વળી નોકર બાહેર જવા પછી પાછું કહયું, "તમોને યાદ છે, બૉબ, તમારી એ ભોંજાઈએ તમારી ઉપર એ દાવો માંડયો હતો ત્યારે પોતાનાં લગનના એક બાકી રહી ગયલા હૅયાત સાક્ષીનું નામ શું કહેલું તે? સ્મીથજ કહેલુંની?"

"મને તે તો કાંઈ યાદ બળેલું નથી!" રૉબર્ટે અફસોસથી કહયું, અને તેવામાં જૉન પેપરોની એક મોટી ફાઈલ લઈ આવ્યો તે પોતે બેઠો હતો તેની બાજુમાંની ટેબલ પર મુકાવી લીલબર્ને તેને તુરત પાછો રૂખસદ કર્યો.

"હવે બારણું બંધ કરો, રૉબર્ટ, ને આઓ તરફ પાછા આવી જાઓ."

તે ઘરડા ઉમરાવે ધુજતા અવયવો સાથે તેને ફરમાવવામાં આવ્યું હતું તેમ કરયું, કે જેવામાં ઝપઝપ પાનાં ફેરવી લુચ્ચા લીલબર્ને એક તડાકે પેલી જાહેર ખબર શોધી આપી.

"આઓ રહી, જુઓ!" તેણે કહયું, અને તે મોટે સાદે વાંચી:—

"વીલ્યમ સ્મીથ કે જેણે શીપડેલબરીમાં એક મોટું ખેતર ખરીદયું હતું, અને જેને તે ખરીદવા જેટલા પૈસા આપીને ઑસ્ટ્રેલીયા મોકલી દેવામાં આવ્યો હતો તે જો હાલમાં ઈંગ્લાંડમાં હોય, અને "સ્ત્રેન્ડ" ખાતે એસેકસ સ્ત્રીટમાં સોલીસીટર મી૦ બારલોને મલી જશે તો તેને કાંઈ તેના પોતાના મોટા લાભનું કેહેવામાં આવશે."

"તું તો ગધેડો છે, લીલ!" ઘરડો રૉબર્ટ, એ વાંચેલું સાંભળતાં, ધીરજ ખોહીને ફફડી ઉઠયો; "આઓ તો સત્યાનાસી છે! આવી એક જાહેર ખબર તું પોતેજ કહેછ તેમ ઉપરાસાપરી તેં જોએલી તે છતાં અત્યાર સુધી તેં તે બાબે માહરૂં ધ્યાન બી નહીં ખેચ્યું?"

"મેં કહયુંની કે મને યાદ નહી રહી!" લીલબર્ન જોશથી તરડાયો. તે તેના રાઉસ બનેવી કરતાં ચાર ચાસની વધતોજ બેઅદબ અને તુંદ હતો! "વળી એટલા ગભરાતની જરૂર બી શું હોય? એમ કાંય નહી હોય કે આઓ વાતને આપણી વાત સાથ કશી નીસબતજ

નહીં હોય? એમ કાંય નહી હોય જે આએ સ્મીથને કોઈ સગાંવાહલાંનો વારસો મલ્યો હોય, અને તે સારૂંજ આએ બારલો સોલીસીટર તેને શોધતો હોય?"

"એમ હોયજ નહી," રૉબર્ટ ખભડયો.

"વારૂં, એમ નહી હોય તો એમ કાંય નહીં હોય કે પેલો કોઈ આપણને મળી ગયો હતો તેણેજ તમોને ડરાવા દબરાવા આએ કોઈ સોલીસીટરને નામે એ જાહેર ખબર ચાલુ કરાવી હોય? પણ સબર કરો: જે આપણને મળી ગયો હતો તેણે બી "કૅપ્ટન સ્મીથ"ને નામેજ પોતાને ઓળખાવ્યો હતોની?"

"હા, બરાબર! બરાબર!" ઘભરાયલા રૉબર્ટે વધતો ઘભરાત કર્યો.

"મગર હજી સબર કરો: આએ જોવો, આએ લેવો," લીલબર્ન કે જે હજી અરધાં બેધ્યાંનપણે પેલી ન્યુસપેપરની ફાઈલના પાનાં ફેરવ્યો જતો હતો તે એવામાં પાછું પોકારી ઉઠયો; "આએ વળી એવીજ મોહકાંણની બીજી એક જાહેર ખબર છે! તે તો મેં બી કોઈ દાહડે નહી જોયલી. હવે તો ત્યારે વાત ઘણી મોટી સજબુતી પકડેછ ખરી!"

"પણ શું છે—વાંચો તો ખરા? વાંચો તો ખરા?"

લીલબર્ને મોટે સાદે તે નવી જાહેર ખબર પણ વાંચી સંભળાવી:—

"ગયા સપટેમ્બરમાં કાપડના વેપારી મી૦ રૉજર મૉરટનને જે આસામી એક ચોકકસ વાતની ખાસ બાતમી આપવા ચાહીને મલવા આવ્યો હતો તે જો આએ વાંચી તસ્દી લઈને તેજ ગ્રહસ્થને પાછો મળશે તો તે તેનો ઘણા લાભનું થશે."

"નખ્ખોદ પર નખ્ખોદ, આએ તો ત્યારે હવે તદન કલીયર છે! આએ તો મામલો હદ વગરનો ગંભીર થઈ પડેલો છે!" લૉર્ડ બોક્ર્ટે બરાડ પાડી; "એ રૉજર મૉરટન તો બરાબર પેલી મરનારનો ભાઈ! એ દુકતાઓનો સગો મામોજ!"

"પણ એમ છે તો એ ચંડાલે અહીં આવવાનું માહરૂં ઈજન કબુલ કાંય રાખ્યું? એ શું કાંઈ છુપી તેહકીક કરવા આવ્યો હશે કે લાગ જોઈને આપણને દમ ભરાવા?" લીલબર્ને ગુસ્સાથી અજાયબી બતાવી.

"હું હમણાંજ જઈને એને હડધુત કરી માહરા મેહેલમાંથી હાંકી મુકુંછ!" રૉબર્ટ ઉશ્કેરાયો, અને તે ઉતાવળે દોડવા જતો હતો.

લીલબર્ને, મગર, ખુરસીમાં તડો થઈ, તેનો કોટ પકડી, તેને રોકયો.

"હેમક ના થાઓ! એવી સ્ટુપીડ ઉતાવળમાં તણાઈ ના જાઓ," તેણે શાંત થઈ સલ્લાહ આપી; "એમ તો તમારી મોટી ખરાબીને તમોજ ઘણું વેહેલું તેડું કરશો.

સાંભળો: મને એક ખ્યાલ થાયછ. હાલ તો જાણે આપણે હજી કાંઈ સમજ્યાજ નહીં હોઈએ તેમજ વરતશું, કેમકે આપણા વેહેમ વાસ્તે આપણી તદન ખાત્રી થવી જોઈએ, અને તે ખાત્રી થવાને વાસ્તે એક બીજો માર્ગ મને સુઝયોછ. એ પોરયો આપણી મીલીપર બહુજ પાંઉ માખણ થઈ ગયલો છે, અને તેથી તેણીને ગરમાં લઈને તમો એને વાસ્તે બધું પુછો. મીલીને કેહજો કે તે એને ચાહતી હોય અને કબુલ રાખવાની હોય તેવોજ બધો હાલ તો દેખાવ કરે, અને એ પોરયાનાં પેટ પાસાંમાં ભરાઈને બધી એની આગળી પાછળી પુછે ને તેનો ગર મેળવે. વળી બીજું એને એમ બી પુછો કે કોઈ દહાડે એણે અત્યારસુધીમાં પેલા મૉરટન દુકતાઓ વાસ્તે એની સાથે કાંઈ વાત કાઢીછ ખરી? કાઢેલી હોવીજ જોઈએ, કેમજે માહરી આગળ બી એણે એક વખત એ વાત કાઢેલી. શું તે હાલમાં મને બરાબર યાદ આવી શકતું નથી. હવે, તેથી ઉતાવળા થઈને બાજી ઉલટાવાની નથી. હવે તો ઘણી સંભાલથી અને ક્લેવળેજ કામ લેવાનું છે. આરથર ક્યારે આવી લાગવાનો છે? તે એને બરાબર ઓળખશે અને આપણને વધતી મદદ કરી શકશે."

"પણ તેનુંબી ઠેકાણું ક્યાં બળ્યુંછ?" લૉર્ડ રૉબર્ટે ફરીયાદના તોરથી કહયું; "આઉંછ, આઉંછ કરેછ ને જ્યાંનો ત્યાં! કાંઈ ધીમી ગોકલગાય જેવી તો મુસાફરી કરેછ! આટલાં આટલાં વરસ બાહેર રાખ્યો, તોબી લખેછ લખેછ ને એમજ કે માહરી તબયત હજી જરા બી સુધરી નથી, અને હું કાંઈ વધારે જીવું એમ લાગતું નથી! હજી તો પૅરીસમાં બી નથી આવી પોંહોંચ્યો!"

"ત્યારે તમે માહરૂં માનો અને એમજ કરો. મીલીનેજ વચ્ચે નાખો," લીલબર્ને પાછી સલ્લાહ આપી; "તેજ બેહતર થશે. અમથા અમથા એટલા અત્યારથી ધુજી ના પડો. એ હમણાં ને હમણાં કરીજ શું શકવાનો છે! હજી કાયદાથી તમારી સામે દાવો તો માંડે? હજી તો એ ફાવે તેને જમાનાઓ જોઈએ! તેટલાં જો એમ જણાય કે એમીલીને એ ખરેખર ચાહેછ તો આપણે એને એ છોકરી પેહરાવીજ દઈશું."

"એને? આએ ખુંની તોરના વૅગેબૉન્ડને?" ઘરડા રૉબર્ટે ગુસ્સાથી ગગડાટ કરયો; "તું કેહેછ તેમ પેલા વીલયમ ગૅત્રે જેવા એક નીચમાંનીચ ને નેહેરતમાંનેહેસ્ત દોજખીના દોસ્ત સાથે હું માહરી દીકરી પરણાઉં? તાહરાં માથાંનું ઠેકાણું હોય એમ લાગતું નથી, લીલ!"

લીલબર્ન મોટે સાદે તુચ્કારનું હસ્યો.

"તમારામાં લાબી પોતરાવ કે વકૂફ જેવું મેં તો કોઈ દાહડે કાંઈ જોયુંજ નથી, બૉબ," તેણે અરધા ગુસ્સાથી કહ્યું; "તમે નાહલા ભાઈને તમારા જમાઈ તરીકે કબુલ રાખી શકાછ, તો પછી મોટાને કાંય નહીં? તમારો કચરો કાઢે તો એ મોટોજ કાઢે કેની,

અને કચરડો તે કાંઈ જેવો તેવો કે? પેલો જો સાક્ષી એને ખરેખર મલી આવ્યો હોય અને એ જો દાવો જીતે તો તમે કાટલી લઈને ભીખ માંગતાજ થઈ જાઓ તેનો કાંઈ સુધલો બળ્યોછ? પોતાના મા જણ્યા ભાઈનાં ખરાં હકદાર બચ્ચાંઓને વરસોનાં વરસો-વેર તેમના હક લુટી પાઈએ પાઈનાં મોહતાજ રાખ્યાં, અને પોતે કરોડોમાં અએસ કરયા કીધી એમ જો ઈંગ્લાંડનું લોક જાણશે તો એવું ઉશ્કેરાશે કે ઘેરબેઠાં આવીને તમને જીવતા ચીરી નાખશે, અને ત્યારે તે કરતાં તો એ બધાંથી બચવા મીલી એને પેહેરાવી દેવી અને એને સમજાવી લઈ એ બધો નાશ બચાવી લેવો એ સારૂં કે માઠું?"

ઘરડો રૉબર્ટ પથ્થર થઈ ગયો! તેનો હરેક અવયવ લકવાથી સુન મારી ગયો હોય તેમ કામ કરવાને અશક્ત થઈ લાગ્યો. તેનાં કપાલપર પરસેવાનાં મોટાં ટીપાં ફુટી નીકલ્યાં. તેની ફીકરની કોઈ હદજ નહી રહી. તેનો સાલો લીલબર્ન જે તકરાર લેતો અને સમજાવતો હતો તેનું વાસ્તવિકપણું તે ના પાડી શકયો નહીં. અરે, તેની આએ ઉમ્મરે આવાં ઘડપણમાં, આએ શો ફજેતવાડો! આએ શો સીતમ!

"ત્યારે તુંને બી હવે લાગેછ ખરૂં, લીલ, કે એ પોરયો દાવો જીતશે?" રૉબર્ટે મુશ-કીલથી સાંભલી શકાય એવા ધીમા સાદે સવાલ કરયો.

"એજ ફીકરથી તો તમે સીડનીને સાચવી લીધો કેની?" લીલબર્ને સમજાવ્યું; "એ પૉલીટીકસ છે. સરકાર બી જો કોઈ ફીતુરીને સીધો નહીં કરી શકે તો પછી તેને મનાવીને મેલવીજ લેવાનું કરે! આએ કુત્રાને તમે કચડી નાખી શકો તો અબલત બેહેતર છે,"—અને તેણે એમ કેહેતાં જુસ્સાનાં જોશથી પોતાનો પગ, પોતાને ગાઉટ હતો તે વાતનો અંદેશો કરયા વગર, જમીન ઉપર ઠોકયો, અને પછી "મરી ગયો!" "મરી ગયો!" કરીને કળ એવી ખાધી કે રૉબર્ટ બેવડો ધ્રૂજી પડયો! "પણ જો એ કુત્રાને નહીજ કચડી નાખી શકો તો મેળવીજ લેજો; ને લે ચાલો, હવે હું તો જઈને સુઈજ જાઉં. તમારી મોહકાણમાં હું નાહેક ઉશ્કેરાયો અને માહરા નાબુદ થયલા નાપાક ગાઉટને મેં આગળ રહીને પાછું ઈજન કીધું!"—અને, એમ કેહેતાં, કળ ખાતો અને લંગડાતો તે લંગડો સાલો ઉઠીને હવે પોતાનાં ઓરડામાં ચાલી ગયો.

---

## પ્રકરણ ૬૨.

એ પછી ઘરડો રૉબર્ટ તે મોટા ઓરડામાં એકલો પડયો, જ્યારે એકાદ પળ હજી તે ધાસ્તીથી ધ્રૂજતો ઉભો! તે બહુજ દેહસ્ત ખાઈ ગયો હતો. વૅગેબૉન્ડ ફીલીપ ત્રણ ત્રણ અઠવાડયાંથી તેને ત્યાં પહીંગો પાડીને મહેમાન થઈ બેઠો હતો એ ખ્યાલજ તેનાં આખાં તનબદનમાં તેને ધ્રૂજાવા બસ હતો!

એવામાં લીવબર્ને તેને આપેલી સલ્લાહની યાદ આવતાં તે તરત પોતાની દીકરી એમી-લીને શોધતો ગયો, જ્યારે તે પોરીને ગભરાવી નહીં મારવા બાહેરથી પોતે ઘણો ઠંડો, હરતો, અને બેદરકાર દેખાવાનો ઢોંગ કરતો તે ગયો ખરો, પણ તેની દીકરી એવા તોરની હતી કે તેનો ગભરાટ તે છોકરી પારખી ગઈ, અને તે પણ જેટલી અજબ થઈ તેટલી બીહી ગઈ. એમ છતાં ફેરવી ફેરવીને સવાલો કરતાં રૉબર્ટ સઘળું જાણવા પામ્યો કે તે બેની પીછાણ થઈ તે પેહેલીજ રાત્રે વૅટમન્ટે તેણીને સીડની મૉરટનને વાસ્તે પુછયું હતું, અને ત્યાર પછી અવારનવાર તે એ મૉરટન ભાઈઓને વાસ્તે કાંઈ ને કાંઈ બાહાણે વાત કરતો રહયો હતો. એમીલીએ સમજાવ્યું કે તેનાં મનમાં એક ખ્યાલ ઘણો મજબુતીથી ઘર ઘાલી બેસી ગયલો લાગતો હતો, જે એ હતો કે સીડની મૉરટન તેણીના બાપના (લૉર્ડ રૉબર્ટના) આશરામાં આએ તરફ કેથે હોવો જોઈએ!

આથી હવે ઘરડા રૉબર્ટની ખાતરજમા થવામાં બાકી કાંઈ નહીં રહયું કે આ વૅટમન્ટ કોઈજ નહી પણ ફીલીપ હતો, અને તે ભીત્તરે વધતોજ ધ્રુજી પડયો; પણ તેણે એ બધું એમીલીને જાંણવા અને સમજવા નહી દેવાની પુરતી સંભાળ લીધી. તેણે જોયું કે એ પોરી જો એ બધું જાણે તો પોતાની નાદાન અકકલે જરૂર ઘાણુ બીગાડે!

"એ પોરયો કાંઈ બી એ મૉરટન દુકતાઓને વાસ્તે જાંણતો હોવોજ જોઈએ," તેણીને ઉડાવવાની મતલબથી તે બાપે કહયું; "તું બી, કાંઈ નહી, એની સાથે એવી એવી વાતો કર્યાજ કરજે, અને એ જે કહે તે આવીને મને કહેજે. માહરે જાંણવું છે, અને—હી-હી-હી—પોરી, તું તો ત્યારે કોણ જાણે કોણને તાહરી આએ ખુબસુરતીથી હજી ફાંદામાં ઉતારશે! વળી એને બી ઘેલો કરી મુકયો હે?"

"ઓ નહીંરે, પપા!" એમીલી શરમથી લાલ થઈ, અને તરત પાછી ફીકકી પડી.

"ઓ નહીંરે પપા શું? હું જાંણછ કેની! ચોટટી બીલાડી!" શું એક રમુજના તોરમાં હોય તેમ તે બુઢાએ એમીલીની ભારે અજાયબી વચ્ચે એમ "હસવાનું" કરવાનું હજી ચાલુંજ રાખ્યું; "મગર એ પોરયો પ્યાર કરતો આવે તો કરવા દેજે. તેમાં ખોટું કાંઈ નથી. એની આગલી જીંદગી વિષે એને બધું ચીપી ચીપીને પુછજે. એ આગળ કોણ હતો અને કયાં હતો તે માહરે નકકીપણે જાંણવા ઘણી જરૂર છે."

"પણ ઓ પપા, હું કેમ"—અને એમીલી અકળાઈને રડી પડી.

"હવે આએ વાંદરીઓને કોઈ પુછે!" બોફર્ટ અરધું મજાકમાં અને અરધું ગંભીર પટપટયો; "હવે એમાં બી તે રડવાનું શું હોય? એવાં ચરતખોર આંસુ તડ ને ફડ તમો બૈરાંઓને આવતાં બી તે કેમ હોશે? ખુશીની વાતમાં બી રડવાનું અને દીલગીરીની વાતમાં બી રડવાનું! એ ચટકચેડાં મુકી દે ને મેં કહયું તેમ એને બધું પુછી પરછીને મને રીપોર્ટ કરજે."—અને એ હુકમ આપી તે બાપ ત્યાંથી ચાલી ગયો.

એ પછી વૅાડમન્ટ સાથે રૂબરૂ થતાં એમીલી, અલબત, વધતી ગભરાતી અને વધતી એશકાતી થઈ! તે બાપ પોતે આગળ રહીને તે બેને વધતાં ભેલાતાં કરવાં ફાંફાં મારતો બન્યો. બોફર્ટ જવાંન ફીલીપ પરથી ઓઢાઈ પંથરાઈ જવા અને થોડો થોડો થઈ જવાના મજબુત ઢોંગ કરતો થયો. તે હોય ત્યારે એમીલીને તે ગાવા કહે, તેને લઈ જઈને આસપાસની સીનરી બતાવી લાવવા એમીલીને ખાસ હુકમ કરે, વિગેરે!

અને ફીલીપ તેનાં એ વર્તણથી અજબ તેટલોજ ખુશી થયો. તે ચતુર હતો અને તેને વહેમ બરપા થયો કે તે ઓળખાઈ આવેલો હોવો જોઇએ, અને તેથીજ તેનો કાકો તેને એમ મેળવી લેવા માંગતો હશે; અને એમ માનીને તેણે પોતે પોતાનાં દીલથી મોટો થવા કસદ કર્યો. તેને તેનો બધો અપરાધ એકદમ માફ કરવાનું મન થઈ આવ્યું. એમીલી હવે તેની બાજુમાં વધતીજ રહેવા લાગી, અને તે ઘરડા બોફર્ટનાં શીખવ્યા મુજબ તેને તેની આગળી પાછળી પટાવી પટાવીને પુછતી રહી ત્યારે તે પ્યારઘેલા પોરયાને તો એમજ લાગ્યું કે તે તેના તરફ એટલી બધી કાળજીવંત અને હેતવંતી થયલી હોવી જોઇએ! એમ છતાં તેણે છતો થઈને પોતાના હાથની ઑફર તેણીને હજી કરી નહી. તેણે ઉમેદ કરી કે હાલનાં ઓશયાલાંમાં એ ઑફર કરવા કરતાં જ્યારે તે પોતે લૉર્ડ થાય અને આએ મેહલોનો માલેક બને ત્યારેજ તે કરવું ઘણું વધારે મુનાસેબ થઈ પડશે!

હવે ઉપલું બધું થવા પછી બે ત્રણ દહાડે ખીદમતગાર ડાઈક પોતાના ઉમરાવ માલેકને કપડાં બદલાવતો હતો ત્યારે તે છેલ્લાએ થોડુંક ખુશમિજાજી કહ્યું, "ડાઈક, હાલમાં માહરી તબ્યત ઘણી સારી છે!"

"ખરેખર સારી છે, માહરા લૉર્ડ!" તે ખુશામદખોરા ખીદમતગારે જુઠો જુઠો તેનાં મતને મલતો થઈને ટેકો આપ્યો; "યૅાર લૉર્ડશીપ હમણાંના જેવા તંદરોસ્ત આગળ કોઈ દહાડે હતા નહી."

"ખોટી ખુશામદ ના કર, ગધ્ધા!" લીલબર્ન હસ્યો; "આનાં કરતાં તો અત્યારે ગયે વરસે માહરી તબ્યત હજારો ઘણી વધારે સારી હતી! હું જે તુંને કહેવા માંગુંછ તે એમ કે માહરી છેલ્લી બીમારી પછી હવે હાલમાં માહરા જીવમાં ઘણું વધારે સારૂં લાગેછ, અને તેથી મને માહરા પેલા પ્યારની વાત પર પાછું ધ્યાન પોહોંચાડવા ગમેછ!"

"પ્યાર, માહરા લૉર્ડ?" તે ખીદમતગાર અજબ થયો; "કોણને વાસ્તે—પેલી છોકરીને વાસ્તે? પણ તમે તો તેની વાતજ નહી કરવા માંગતા હતા તે?"

"પણ, બ્લૅાકહેડ, તે તો હું જ્યારે બીછાણાંમાં પડેલું હોઉં ત્યારે! હવે સારી કાંની છેઉં ત્યારે કાયે નહી તે વાત કર્યે? હું, તેથી, આંઠ પંદર દહાડા હવે "ફર્નસાઈડ" વાલા માહરા બંગલામાં જતો રેહેવા માંગુંછ, અને ત્યાં એ છોકરીને પકડાવી મંગાવશ;

પણ તે બધું હું પોતેજ કરશ. તુંને વચ્ચે નાખવો નથી. તું તો બસી આઉંની ગુંદ કરી નાખવાવાળો છે! આપ મુવા વિના સ્વર્ગે પોહોંચાયજ નહીં!"

એ પછી બીજે દહાડે લીલબર્ને એ મુજબ અત્રેથી ઉઠાંગરી કરવાની તેયારી કરી, અને પોતાના એ એરાદાથી પોતાનાં બેહેન બનેવીને વાકેફ કર્યાં.

"ઘેલો શું થાયછ, લીલ!" તે બનેવીએ એકાંતમાં વાંધો કર્યો; "મને આએ દુકતા સાથે એકલો કાંહાં મુકી ચાલ્યો? એ અત્રેથી કલશંમાનુ પડે તેટલાં તો થોભ?"

"તેની કાંઈ જરૂરજ નથી," લીલબર્ને ધીરજ આપી. "મને કાંઈ અચબુચ જરૂરનું કામ નીકળી આવ્યુંછ. તમો તો હવે મીલીને લીધે હાલ તદન સલામત છો. પેપરો જોતા રેહજો, અને કાંઈ નવી જાહેર ખબર આવે તો તમારા સોલીસીટર બ્લેંક-વૅલને તેડાવીને તેની સલ્લાહ લેજો. મને લખવું હોય તો "ફર્ન કૉટેજ" લખજો. હાલ હું એ તમારા મરનાર ભાઈવાલા અચલ બંગલામાંજ રહેવા જાઉંછ."—અને તે ગયો.

અને તેના જવાથી, અલબત, તેના નોતરેલા દોસ્તો પણ ઘણા ખચ એક પછી એક ખરી ગયા. તેઓ બધા નારાજ થયા અને ફર્યાદ કરવા લાગ્યા કે તેણે પોતે તેઓને નોતરીને અત્રેથી પોતે ઉઠાંગરી કરનાર હતો તે વાત તેઓને વેળાસર જણવી નહીં એ ઘણું ગેરવાજબી અને અસભ્ય હતું; પણ પોતાની મતલબ સરી રહેવા પછી તેવા તેઓના ટીક્કાની લીલબર્ન દરકાર કરવા બેસે એવો સુમારો થોડોજ હતો જે તેની વાત?

પેલો માર્સડન બી પેલા બીજાઓ ભેગો જતોજ રહયો.

"પણ તું તો થોભ, બેટા?" બોફર્ટે માંગી લીધું; "આરથર તો હવે આવવામાંજ છે. છતો આવ્યો ત્યારે તેને મળીને તો જા. તેને ખાતરજ તો તું આવ્યો કેની?"

"એ તમારી ગોકલગાયનું તો હજી કાંઈ ઠેકાણુંજ નથી, અને લીલનાં જવાથી અહીંની પારટી બધી બ્રેકઅપ થઈ એટલે મને સોહવાય નહી," તેણે કહ્યું; "આરથર આવ્યા પછી તમે ક્રીસમસ પર તો પહરોણાઓને અહીં પાછા તેડવાના, અને ત્યારે હું પાછો આવશ."

ફીલીપે પણ જવા ચાહ્યું, અને ઘરડો બોફર્ટ જે તે અત્રે રહે તેથી બીહીતો હતો તેમ વળી તે જતો રહે એ બી નહીં ચાહતો હતો તેણે તેને થોડુંક જાસ્તી રહેવા બોહોંસ કરી, અને એમીલી પણ એ બોહોંસમાં શામીલ થઈ, ત્યારે "જૅનરલ વૅાડમન્ટ" અહીંજ થોડીક જાસ્તી થપકી મારવા અંતે કબુલ થયો. તેણે, તે ઉપરથી, વાટ જોતી નાહની ફૅનીને વળી સધ્યારાનું લખ્યું. ઘરડા સાઈમનની તબ્યતને વરે પુછાવ્યું વિગેરે, અને જવાબ પોતાનાં લંડનનાં મકાનનાં શીરનામાંએજ મંગાવ્યો, જે શીરનામું તેણે તેણીને એ કાગળમાં લખી વાળ્યું.

એ પછી એક દહાડે બધાં નાસ્તા પર બેઠેલાં હતાં તેવામાં ટપાલનો કોઠલો આવ્યો. લૉર્ડ બોફર્ટે તે ખોલવાનું હંમેશ પોતાને હાથ રાખેલું, અને આજ પણ તેણે તે આવતાં સાથે ગંભીર દબદબાથી હંમેશ મુજબ ખોલ્યો. તેણે ન્યુસપેપરો કાઢીને એક પછી એક જુદા જુદા ગ્રહસ્થો તરફ ફેંક્યાં, અને પછી કાગળો કાઢીને એક એમીલી તરફ અને બીજું ફીલીપ તરફ નાખ્યું, જ્યારે ત્રીજું એક પોતાનાં શીરનામાંનું પોતાની પાસે રાખ્યું.

"આપણા વચ્ચે કાંઈ 'સૅરીમની' જેવું હોય નહી," તેણે હસીને કહ્યું, "હું માહરૂં કાગળ વાંચુંછ તેટલાં તમોબી તમારાં પોતપોતાનાં કાગળો બેલાસક વાંચી શકશો. આએ માહરા જોગું તો માહરા દીકરા આરથરનું હરફનું છે, અને તે વાંચવા સારૂં વાર માહરાથી વેઠાય એમ નથી!"......અને તેણે, એમ કહેતાં, તે કાગળ ખોલ્યું અને વાંચ્યું. તે આ મુજબ હતું:—

**"માહરા વાહલા પપા,**

**આ તમને મળશે તેજ દાહાડે હું તમને આવી મળશ. માહરી ચાલુ બીમારીને લીધે માહરાથી ઉતાવલી મુસાફરીઓ થઈ શકતી નથી, પણ કાંઈ એવું બન્યું છે કે જેથી માહરે તમને એકદમ જેહમત કરીને બી તુરત આવી મળવું જોઈશે. કાંઈ ઘણું ચોંકાવનારૂં અને દુ:ખભરેલું, હું ઘણી સત્તાવાર રવેશે, જાણવા પામ્યો છું, અને માહરે તે સારૂ તમને તાકીદે મળીને ચેતાવવાના છે. તે અત્રે લખી શકાય એમ નથી. મમાને અને મીલીને પ્યાર પુજે.**

**તમારો બેટો આરથર."**

લૉર્ડ બોફર્ટના હાથ ધ્રુજયા અને તે કાગળ તેની પ્લેટમાં પડી ગયો. તેણે જોયું કે તેને માથે સીતમનાં વાદલાં હવે વધતા વેગથી ભેગાં થતાં જતાં હતાં, અને તે ખ્યાલ થતાં તેનો જીવ ફરી આવ્યો!

એવામાં તેની આંખ ફરતી ફરતી સાંમી બાજુએ એમીલીની બાજુમાં બેઠેલા પેલા વૉડમન્ટ તરફ ફરી, જ્યારે તેણે જોયું કે તે પોતે જે કાગળ વાંચી રહયો હતો તેથી તેનો ચેહેરો ખુશીમાં એકદમ ખીલી રહયો હતો! એટલામાં વૉડમન્ટે પોતે પણ તે ખુશીના સમાચાર લાવનારા ખેપ્યા કાગળમાંથી માથું ઉંચકી બાહેર જોયું, અને તે કાકા ભત્રીજાની આંખો મળી!

"માહરા લૉર્ડ," તેવામાં વૉડમન્ટ બોલ્યો, "તમે મને ઘણી બોંહોંસ કરી અત્રે રાખ્યોછ તે તમારી માહરા જોગ ઘણી મેહરબાની છે, પણ આએ એક તાકીદનાં કામનું અચબુચ મને કાગળ આવેલું છે, અને તેથી હવે માહરે એકદમ જવું જોઈશે."

અને તે નાસ્તો અધુરો મુકીને ઉઠ્યો, ને મિજબાનને નમ્યો, અને કાકા કાકી તેમજ એમીલીને મેહેમાનદારીના ગઢબંધી છુટો પડતાં તેણે હેતથી શેકહૅન્ડ કરી, જેમ કરતાં એમીલીના ચેહેરાપર તેની આંખો ઘટે એ કરતાં થોડીક જરાની વખત ઠરી રહી! એ પછી ઉતાવળી અને ધામધુમી અદાથી તે ત્યાંથી ચાલી ગયો, અને જ્યારે તે જતો હતો, ત્યારે તેના રૉબર્ટ કાકાએ દેહશતભરી આંખોએ જોયું કે તે આત્મારામજ આખો મેહેલનો માલેક હોય તેમ અને તેવાજ ઠસ્સાથી રુઆબદાર રીતે શર ઉપર ખેંચીને ચાલતો હતો! શું તે પોરપાની અત્યાર સુધી જે ગીચ રાત્રી હતી તે હવે રોશન રોજમાં ફેરવાઈ જનાર હતી? શું એ રાત અને સહવાર હતી? એ "લકલો નેહાર" હતું?

મગર એ તાકીદનો કાગળ જે ફીલીપને આવ્યો અને મળ્યો તે શું હતો? તે તેણે પોતાના ઓરડાનાં એકાંતમાં જઈને ઉલટમંદ રવેશે ફરી એક વાર વાંચ્યો, જે પેલા સોલીસીટર મી૦ બારલો તરફથી લખાઈ આવ્યો હતો, અને તે આ મુજબ હતો:—

"વાહલા સાહેબ,

જણાવવાને ઘણો ખુશી છું કે પેલો ગુમ થયેલો સાક્ષી પોતે આપણી જાહેર ખબરના જવાબમાં અંતે મને મળી ગયો છે. એ તેજ છે કે જે તમારા મામા રૉજર મૉરટનને મળવા ગયો હતો, અને તેનાં સંબંધનું તમારૂં એ અનુમાન બીલકુલ ખેરૂં આવ્યું છે. હવે, તેથી, વગર ધીલે તમે મને આવી મળજો.

તમારો વીશ્વાસુ,

એસેકસ સ્ટ્રીટ. જૉન બારલો."

એવામાં "પોસ્ટચેઝ" તૈયાર થયલી હોવાનું નોકર કેહેવા આવ્યો, અને એક ઝપાટે પોતાનો અસબાબ એકઠો કરી તે બાહેર પડ્યો, જ્યારે દાદર આગળ એમીલી પોતાના ઓરડામાં જતી નહીં ધારેલી તેને પાછી મળી ગઈ.

"ઓ મીસ બેફર્ટ?" ફીલીપે તેને જોતાં ખુશાલીથી કહ્યું; "એ ઘણું નસીબદાર છે—એ સારાજ શુકન હું માહરે માટે માની લઉંછ કે એક શુભ કામે જતાં જતાં તમારાંજ મને દરશણ થયાં! હું દીલગીર છું, બાનું, કે મને તમોને જે કેહવાનું છે તે અત્યારે હું હોઠ ખોલીને કહી શકતો નથી, પણ તેમ નહી કરવા વાસ્તે માહરે દલગીર પણ નહીંજ થવું જોઈએ. હું ઉમેદ કરૂંછ કે હું જલદીજ અત્રે પાછો આવશ, અને જ્યારે પાછો આવશ ત્યારે બેવડી સત્તાથીજ પાછો આવશ, તથા મને જે તમોને કેહવાનું છે તે કેહવાને માહરા હોઠ તે વેળાએ વધતી ખુશી અને વધતી હીંમતથીજ ઉપડી શકશે!"

ગરીબ એમીલી તો આ બધું આબડગુંચડ તેનું કહેલું કાંઈ સમજી નહીં; પણ તે વાહલા જવાંને શેકહૅન્ડમાં લંબાવેલા હાથના જવાબમાં તેણીએ ઓશકાતાં શરમાતાં

પોતાનો નાહનો નાજુક હાથ તેને આપ્યો, જે ઉપર વાંકો વળી હેતનો એક બોસો તેણે લીધો, અને પછીથી, ઉતાવળો અને અધીરો, એકદમ ત્યાંથી ચાલતો થયો, જે સઘળો તમાસો ઘરડા બોફર્ટની નીકળી પડતી આંખોમાંથી છટકવા પામ્યો હતો નહીં! નસીબ-સંજોગે તે પણ એજ વખતે બાજુમાંના એક ઓરડામાં હતો, કે જેનું બારણું કોરવાંકું કરીને તેણે છુપાઈ રહી આ સઘળું જોયું અને સાંભળ્યું હતું. પેલું આંબડગુંચડ જે ફીલીપ બોલી ગયો તે ગરીબ એમીલી જોકે સમજી શકી હતી નહી, તોપણ એ બુઢો પોતે તો તે સાંભળીને તે માંહેલો બોલેબોલ બરાબર સમજી શક્યો હતો, જ્યારે, પરીણામમાં, તેની છાતી દેહસ્તથી વધતી ઉંચકાઈ જતી થઈ હતી એમ વાંચનારાં સજજનોને અમારા તરફની પાછી ને પાછી ખાત્રી આપવા શું એકે જરૂર છે?

---

## પ્રકરણ ૬૩.

ફીલીપ એ પછીથી બોફર્ટ મૅનરવાલા મેહેલમાંથી નીકળેલો પાધરો પોતાના સોલી-સીટર મી૦ જૉન બાર્લોને મળવા ગયો. તે તરતનોજ તેની ઑફીસમાં આવેલો હતો, અને ટેબલ પર એકઠો થયલો તે સહવારનો ટપાલ જોઈ જતો હતો, તેવામાં ફીલીપ અંદર દાખલ થયો.

"માહરા લૉર્ડ—લૉર્ડ ફીલીપ બોફર્ટ, મને હવે એજ નામથી માહરી ઑફીસમાં તમોને આવકાર આપવા દેઓ!" તે વિદ્વાન ધારાશાસ્ત્રી તરત ઉલટમંદ ઉઠીને જવાંન ફીલીપને આવકારની શેકહૅન્ડ કરતાં ખુશમિજાજી હસ્યો; "હું કબુલ કરૂંછ કે કાયદાએ હજી તમોને એ તમારા હક વાસ્તે લાયક પુરવાર તેમજ જાહેર કર્યા નથી, અને કાય-દાની ઘણીક બારીકીઓ હજી વચમાં તપાસી લેવાની રહી જાય છે, તોપણ માહારી સાંમેની જુબાંનીથી તમારા એ પવિત્ર હકોની સચ્ચાઈ વાસ્તે માહરી પોતાની ખાત્રી થઈ ચુકેલી છે, અને, તેથી, આજે સહવારે માહરી ઑફીસમાં હું તમોને, તમારાં ખોટાં ધારણ કરેલાં મી૦ ફીલીપ મૉરટનને નામે નહીં પણ, તમારાં ખરાં અને હકદાર નામે એટલે "લૉર્ડ ફીલીપ બોફર્ટ" તરીકેજ સૌથી પેહલો આવકાર આપી શકવા વાસ્તે અતીઘણો ખુશી છું!"

ફીલીપ મોટા સંતોષ અને ખુશાલીનું હસ્યો. ઓ પરવરદેગાર, દુ:ખની એક લાંબી શીહા રાત્રી પછી રોશન રોજની એક પ્રભાત હવે જલદીજ તવલુદ થવાની આશા આપતી હતી એ તેના જેવા એકને વાસ્તે શું ઓછાં સંતોષની વાત થઈ શકે?

"તમારી ઘણી મેહરબાંની છે, ભલા મી૦ બાર્લો," તેણે જવાબમાં કહ્યું, "પણ તમો નવી બાતમીઓ શું મેળવી શકયા તે હવે જરા મને જણાવશો?"

"હું તો લગભગ નાઉમેદ થઈ ચુકો હતો," તે ધારાશાસ્ત્રીએ સમજાવ્યું; "આપણી જાહેર ખબરોનો કાંઈ જવાબજ નહીં ફરી વળ્યો, એટલે મેં તો તમારો કેસ ઉઠાવી આપવા વાસ્તે નાઉમેદીથી લગભગ હાથ ધોયા હતા, તેવામાં માલ્દરી અતી ઘણી અજાયબી અને ખુશાલી વચ્ચે પેલો આપણુને જોઈતો સાક્ષી વીલ્યમ સ્મીથ પોતે મને અચબુચ મળી ગયો! તે કોઈ રખડેલ, કંગાલ, ભીક્ષુક જેવો આસામી છે, પણ હેતુઓનો સાચ્ચો અને દીલનો ઘણો ઉદાર છે એ તેની વાતચીતનાં દરમ્યાનમાં એક લહેજામાં જોઈ શકાયું. એમ જણાય છે કે તમારાં નેકબખ્ત માતાએ તમારા કાકા સામે કેસ માંડયો ત્યારે તમારા બાપે એને તે આગમચ દીધેલી ઉદાર બક્ષીશો બધી ખાઈ જઈને ફના-ફાટયો કરી નાખવા બાદ એ આદમી ઑસ્ટ્રેલીઆથી છેક અમેરીકા નીકળી ગયો હતો, અને તેથી ન તો તેને તમારી આ તરફની હીલચાલોની ખબર પડી શકી, કે ન તો તમારા સોલીસીટરો તેનો કશો પત્તો મેળવી શકયા. ત્યાર પછીથી તેનું "કૉલોની"માં જવું થયું, કે જ્યાં તેનો એક કઝીન અત્રેથી દેશતરીપારની સજા પામેલો તેને મળી આવ્યો, અને તે કરતુકી લુચ્ચો કેદમાંથી છટકી જવા પછીથી તેઓ બંને હાલમાં અત્રે પાછા ફર્યા છે. ત્યાર પછીજ વીલ્યમને તેના સંબંધની જુસ્તેજોની ખબર પડી, કે જ્યારે પેલા લુચ્ચા પીત્રાઈએ તો તમારા રૉબર્ટ કાકાને ગભરાવીને તેના કનેથી નીચવાય તે નીચવી લેવાની એક યોજના કરવા માંડી!"

"અને તેમાં તેની કાંઈ ફાવત થઈ ખરી?"

"કશીજ નહીં. વીલ્યમનાં કેહવા પ્રમાણે તમારા કાકાના સાળા લૉર્ડ લીલબર્ને તે એક જનમ દેશતરીપારની સજામાંથી નાહાસી આવેલો 'કનવીકટ' હતો એ તરકટ પકડી કાઢયું, અને અત્રેની હવા પોતાને ઘણી ગરમ પડી જતી જોઈને તે બદમાશ તમારી શોધ કરવાને મસે પૅરીસ જતો રહયો. તેનાં કેહેવા મુજબ તે તમોને ઓળખતો હતો, અને પૅરીસમાં તમોને આગળ ઘણો મલ્યો હતો."

"મને? પૅરીસમાં?" ફીલીપ ઘણો અજબ થયો.

"હા, પણ તે વાત પર આપણે પછી આવશું," તે સોલીસીટરે ધીરજ આપી; "તેવામાં કેહજે આએ ગરીબ વીલ્યમનું કોઈએ જાહેર ખબર પર ધ્યાન ખેંચ્યું, અને ત્યારે એ જાહેર ખબરના જવાબમાં તે પોતે ગઈ કાલે મને અત્રે નહીં ધારેલો મળી ગયો."

"અને પૅરીસથી તેના પેલા કઝીને શું જવાબ કર્યો?" ફીલીપે વાતમાં રસ લઈને પુછયું.

"તેનું એક કાગળ જે એના પર આવેલું તે એ આપણા સાક્ષી મને આપી ગયો છે. આએ રહ્યું તે!"—અને, એમ કેહેતાં, તે સોલીસીટરે ફીલીપને તે લૅટર આપ્યું, જે તે જવાંને આ મુજબ વાંચ્યું:—

"વાહલા વીલ્યમ,

તે પોત્તાનો તો અત્રે કાંઈ પત્તો નથી, પણ નસીબસંજોગે એના કાકાનો દીકરો આરથર નામનો મને અહીં મળી ગયો તેને મેં ખુબ ગભરાવેલો છે, અને તે પોચી મટોડીનો પોર્યો ખુબ દેહસ્ત ખાઈ ગયલો છે. હવે મને લઈને લંડન પાછો ફરવાનો છે, અને મને લાગેછે કે એમાંથી હવે કાંઈ આપણી ભાજી પાકે ખરી! માહરે તો હાલ બુલોં ખાતે છુપાઈ રેહેવાનું છે, અને એ પોતાના બાપ સાથે નકકી કરીને તે બુઢ્ઢાની ખાત્રી કરી આપવા પછી મને તેડાવશે ત્યારેજ હું ખુદ લંડનમાં પાછો આવશ.

જે. સ્મીથ."

"હવે ત્યારે એ નામના કોઈ આદમીને તમો ઓળખોછ ખરા?" તે ધારાશાસ્ત્રીએ ધારા મુજબ કાયદાના ભંડોળવાલી પોતાની આંખો ચુંચી કરી નાખીને ફીલીપને સીધો સવાલ કર્યો.

"સ્મીથ? સ્મીથ?" ફીલીપે બાલ ખેંચી યાદ કરતી ઢપે કહયું, અને પછી એકદમ યાદ આવી જતાં વધાર્યું; "હા, કૅપટન સ્મીથ નામનો એક બદમાશ આગળાં વરસોમાં પૅરીસ ખાતે વધતો ઓછો માહરા સમાગમમાં આવવા પાંમ્યો હતો ખરો!"

"ત્યારે હવે અહીં જોવો, મી૦ બોફર્ટ," તે સોલીસીટરે ગંભીરાઈથી કહયું; "એ વાત આપણો કેસ વધારે મુશકેલ બનાવી મેળે છે. આપણે એક જોઈતો અગતનો સાક્ષી મેળવી શકયાછ ખરા, પણ સવાલ એ ઉભો થાયછ કે તેની જુબાની આપણા કેસને મદદ થવા વાસ્તે પુરતી કહેવાય કે? એવા એકની જુબાની ઉમરાવોની એક જુરી ખરી તરીકે માને ખરી, કે જ્યારે તેનો એક આવો બદમાશ કઝીન એક વખત તમારો ઘણો મોટો દોસ્ત હોવાનો દાવો કરે? તમેજ વિચાર કરો કે એવા એક સૅટની જુબાની આપણને મદદ શી રીતે કરી શકે!"

ફીલીપ ફીકકો પડયો.

"પણ તોબી આપણે એ કેસ માંડવાનો જોખમ તો કરશુંજ?" તેણે ઉશ્કેરાઈને કહયું, "અને માહરી ખાત્રી છે કે ન્યાય તેનો પવિત્ર ને ચોખો રસ્તો લીધા વના રેહવાનો નથી. તમે એમ તો નથીજ કેહવા માંગતાની, મી૦ બાર્લો, કે એ એક લુચ્ચા કનવીકટ સાથની માહરી આગળી ઓળખાંણના અકસ્માતને લીધે તમો આ તબકકે આ કેસમાં હીંમત તમામ હારી જાઓછ?"

"છેક તેમ નહી, પણ એ મુદ્દો મામલો તદ્દન ગંભીર કરી મેળે છે એ વાત તો ખરી," મી૦ બાર્લોએ સમજાવ્યું; "એટલા માટે એ સંજોગમાં વધારે જરૂરનું એ છે કે તમારાં માબાપનાં લગનની સત્તાવાર સરટીફીકેટ અથવા તો દેવલનાં રેજીસ્ટર માંહેલી તેની એક નકલ હજી બી આપણને મળવી જોઈએ, અને તેથી કશો બી વખત ખોહયા વગર હું તમારાં તે અસલ બાપીકાં વતનમાંના "ફર્ન કૉટેજ" બંગલામાં પણ જઈ આવ્યો. તે હાલ તમો જાણોછ તેમ તમારા કાકાના સાળા લૉર્ડ લીલબર્નની માલેકીમાં છે, અને મને તે મકાન ગમ્યું હોય અને તેવુંજ એક તે તરફ બંધાવવા હું તેનો નમુનો લેવા ચાહતો હોઉં તેવો દેખાવ કરીને હું તે મકાન બી આખું તેના માલેકની ગેરહાજરીમાં ત્યાંની ઘરડી હાઉસકીપરને ઉલગબરડીનો દાવ બતાવીને અંદરથી બધું જોઈ આવ્યો. નસીબદાર એ હતું કે હાઉસકીપર કોઈ ભલી હતી, અને એમ હોવાથી મેં તેના હાથ પર એક ક્રાઉન મુક્યો એટલે તેણીએ તે મકાન બધું મને આખું ફરીને બતાવ્યું. હવે તમારા બાવાના વખતમાં જે લાઈબ્રેરીરૂમ હતો તે તેનાં અસલ ફરનીચર સાથે આએ લૉર્ડ લીલબર્ને અખંડ રાખેલો હોવાથી ત્યાં જે એક પેલી મોટી ડૅસ્ક છે તે હું જોવા પાંમ્યો. અલબત, ડૅસ્ક બંધ હતી, પણ મને મજબુતીથી લાગેછ કે તેમાં કાંઈ ચોરવકોરાઓ હોવાજ જોઈએ, અને તે માંહેલા કોઈ એકમાં તમારા પપાએ લગનની મજકુર સરટીફીકેટ છુપાવી રાખેલી હોય?"

"પણ પપા બેહસ્ત પામવા પછીથી અમે તો તે ડૅસ્કનું ખુણેખુણું તપાસેલું હતું," ફીલીપે યાદ કરી કહયું.

"મગર તદન બનવાજોગ છે કે તમો તમારાં મમા જોડે તે કીંમતી દસ્તાવેજ જોવા ને શોધવા ગયા તે આગમચ તમારા નાતરસ કાકાના હાથમાં તે ગયો હોય અને તેણે તેનો નાશ કર્યો હોય," તે સોલીસીટરે સમજ આપી; "પણ વળી બીજા હાથપર આએ પણ એટલુંજ બનવાજોગ છે કે તેમાં કોઈ છુપા ચોરવકોરા હોય કે જેની બેમાલુમ સ્પ્રીંગ બધાંનેજ મળી નહીં આવે, અને તેમાં તે દસ્તાવેજ તમારા પપાએ છુપાવેલો હજી અખંડ અને સલામત પડી બી રહયો હોય?"

"પણ પપા તે માહરાં મમાથી કાંય એટલું છુપાવે?"

"ઘણાંબી કારણો બરપા થયાં હોય," તે ધારાશાસ્ત્રીએ મત આપ્યું. "બૈરાંઓનાં પેટ બાજે વખત ઘણાં નાધલાં થાય છે, અને—મને કેહવાને માફ કરજો—કદાપી તમારા પપાએ તમારાં મમાનો એતબાર કર્યો નહી હોય?"

ફીલીપનો ચેહેરો ગુસ્સાથી લાલ થયો. તેની નેકબખ્ત માવીતર વાસ્તે તેનો ભોળો, ભલો, હાતમદીલ બાપ એવા અવિશ્વાસની તુચ્છ બુધ્ધી બતાવી શક્યો હોય એ ખ્યાલજ તેને ઘણો ગુસ્સો પેદા કરનારો થઈ પડ્યો!

"એમ બી હોય," તેને ચેહેરામાં લાલ થતો જોઈને ઘણીએક વખાંણ વચ્ચે હસીને તે સોલીસીટરે વળી આગળ ચલાવ્યું, "એમ બી હોય કે તમારાં માતા વાસ્તે અવિશ્વાસનો તમારા મરનાર પીતાને ખ્યાલજ નહી થયો હોય? તેવણ પોતાના વૃધ્ધ કાકાના મરણ વાસ્તે ખાત્રીપુર્વક હોવાથી દીવસ દર દીવસ એ વાત પોતાની પરણેતરને કેહેવાનું મુલતવી રાખતા ગયા હોય, કેમકે તમારી માતાને ભવિષમાં સંપુર્ણ સુખી કરવાના નેકમાં નેક એરાદાને લીધે રખે એ લગનની વાત કોઈ રસ્તે જાહેર થઈ જાય તે સારૂ, પોતાના કાકાથી તે છુપાવવા, આપણે જાણ્યે છીએ તેમ તેવણ બહુજ વીહીલા પડતા હતા. વળી એમ બી હોય, કે એ સરટીફીકેટ સંગાવી લેવાનું તમારા એ પીતાને છેક અંતની ઘડીએજ સુંજ્યું હોય, અને તે હાથ આવ્યા પછી ધીરે આસતે પોતાની મોહરદાર કને તે વાત કરવાના એરાદાથી તેવણે તે તુરત વેળા કોઈ સલામત જગ્યે ઉંચી મેળી છાંડી હોય, જેવામાં મોહતે નહી જોઈતી સીતાબી કરવાથી તે ભેદ તેવણ બીચારાની છાતીમાં નહી ધારેલો છુપ્યો રહી જવા પાંમ્યો હોય? કોઈ બી રીતે માહરો સંદેહ મજબુત છે કે એ મોટી ડૅસ્કમાં એવા બેમાલુમ ચોરવકોરા હોવાજ જોઈએ. હું એ એટલી ખાત્રીથી કેહુંછ કેમજે એજ નમુનાની એક ડૅસ્ક માહરા બપાવાજી પાસે હતી, જે માહરી નાંહલી ઉમ્મરમાં મેં જોયલી મને યાદ છે. એ કોઈ ઈંગ્લીશ કે અમેરીકન બનાવટ નથી; એ તો ડચ બનાવટ છે, કે જે લોકો એવા બેમાલુમ ચોરવકોરા કરવામાં ઘણા કીસબી કહેવાતા હતા."

"ત્યારે તમો ધારોછ, મી૦ બાર્લો, કે એવો એક મોટી અગતનો કીંમતી દસ્તાવેજ ખરેખર એ ડૅસ્કમાં હજી પણ હસ્તી ધરાવતો હોય?" ફીલીપે આશાવંત સવાલ કર્યો.

"હું એમ ધારૂંછ તો ખરો, પણ મુશ્કેલી એ છે કે આપણે એ ડૅસ્કની કેમ ઝડતી લઈ શક્યે?" તે કાયદાશાસ્ત્રીએ કપાલ પર ચીંતાનો ચીલ્લો ચઢાવી કહયું; "એમ છતાં એવા સંજોગોમાં બીજો ઉપાય જે મને સુઝેછ તે એ છે કે હું પોતે હવે હયાંથી એકદમ વેલ્સ જાઉં, અને જે પરગણામાં તમારાં માત પીતાનાં લગન થયાં હતાં ત્યાંના દેવળમાં તે અસલ રૅજીસ્ટર વાસ્તે કે તેની નકલ ઉતારનાર પાદરીને વાસ્તે હું જુસ્તેજો કરૂં."

"ઓ, ત્યારે તો આપણે જરૂર ફાવશું," ફીલીપ વળી પાછો ઉશ્કેરાયો; "તમે જરૂર જાઓ, કેમકે એક એવી બીકટ જુસ્તેજો વાસ્તે તમારાથી બેહતર કે બાહોસ બીજો કોઈ આદમી થવાનો નથી ને મને મળવાનોજ નથી. હવે ખરચનો તો કોઈ સવાલજ નથી. આપણે બધો દરયો તરી આવ્યા, અને જરાને વાસ્તે માહરે કીનારાની ખાડીમાં ડુબી મરવું જરા બી સજાવાર નથી!"

મી૦ બાર્લો સંતોષનું હસ્યો. તેનાં કામની અને તેની કાબેલ્યતની ફીલીપ વખાંણ કરતો હતો તે તેને ગમ્યું. વખાણ હરદમ હરેકને પ્રીય હોય છે!

છેલ્લે એમજ નક્કી થયું, અને મી૦ બાર્લો વેલ્સ જઈ આવીને ફીલીપને પાછી ખબર આપે ત્યાં સુધી તે છોકરાએ હાલ તો ધીરજથી સબર માનવાની હતી. તેણે જોયું કે ઉતાવળે આંબા પાકતા નથી, અને કાચે પાયે કામ લઈ કોઈ ને કોઈ કાયદાબાજી બારી-કીને લીધે તે કોર્ટમાંથી હારીને આવે તે કરતાં મક્કમપણે અને સાબુત કદમે આગળ વધી ફાવીનેજ આવવું હજારોઘણું બેહેતર પસંદ કરવાજોગ હતું!

---

## પ્રકરણ ૬૪.

ગરીબ ફૅની એકલી હતી. તે પોતાના અભ્યાસમાં ઉધ્યોગથી, ઉલટથી અને અંતથી આગળ વધતી હતી. તેની ઉમેદો અને આશાઓ મોટી હતી, અને તે ઉમેદો અને આશાઓને લાયક થવા તેણીએ એવી જાતનો પરીશ્રમ આંદર્યો હતો, કે જેનાં પરીણામમાં તે એક વારની રમત્યાળ કે અરધી અભણ હોવાને બદલે હાલમાં એક બીલકુલ જુદીજ તારૂણી થઈ હતી! તેણીની સર્વોતમ અભીલાષા અને ઉમેદ વાહલા ફીલીપને વરવાની હતી, અને એવા એક અમીરી તોરના અને ઉમરાવ દબદબાના જવાં-નને લાયકની થવા તે જેહેમત ઉઠાવી એ મુજબ જાનપર ખેડતી થઈ હતી, જ્યારે ફીલીપની ઉપરાસાપરી અને લંબાણ ગેરહાજરીઓના દરમ્યાનમાં તેણીને તેમ કરવાને પુશકળ મૌકો મળતો રહયો હતો.

અલબત, તે તાજુબ ઘણી થતી હતી. તે તાજુબ એટલા માટે અને એમ થતી હતી કે એવી તે શું વાહલા ફીલીપની ચાલુ રોકાણો હોવી જોઈએ કે જે તેને વધારે કરીને લંડનમાં અને આએ ઘેરથી બાહેરજ રોકી રાખતી હતી? પણ પોતાનાં મનની અશોઈ અને પવિત્રાઈનાં કારણથી પોતાને દગો થવાનો તો તેણીને કોઈ દાહડે કશોજ ડર કે દગદગો થયો હતો નહીં. ફીલીપ તેના ઉપર હદ વગરનું હેત રાખતો હતો એ વાતની માહીતીથી તે મનસે ગાંઠ વાળી બેઠી હતી કે તે જો પુરતી કેળવાયલી અને પોતાના હાથને લાયકની થયલી જોશે તો આયંદા તે તેને પોતાની બનાવવાની ઑફર કર્યા વગર રેહવાનોજ નથી! પેલી માય જેવી ભલી સ્કુલ પ્રીન્સીપલનો તેને ઘણો સાહરો હતો, કે જે તેને ઉમંગથી પેલા લંડન યુનીવરસીટીના પ્રૉફેસરની મદદથી કેળવાવતી અને લાયક કરાવતી હતી, અને ઘરડો સાઈમન ગૉત્રે તો પોતાની વૃદ્ધ વયથી જીવતો કરતાં હવે મુવેલોજ વધારે હતો! તે બીચારાને વાસ્તે દુન્યા બધી તમામ સુનકાર અને અંધકાર હતી. તેનાં માથાંનું સમતોલપણું તે બીલકુલ ખોહી બેઠો હતો, અને મોટે ભાગે પોતાની મોટી ખુરસીમાં પડીને ઉંઘાયા કરતો હતો, એટલે ગમે ત્યારે અને બને ત્યારે પોતાનાં લૅસન્સ સારૂ દોડી જવાને ઉલટમંદ ફૅનીને

ઘણી ફાવત થતી રહી હતી. વળી પોતાનાં ફેનસી વર્કની જેહેમત બી તે કાંઈ વીસારી બેઠી નહીં હતી. તે મોડી રાત સુધી એ વર્ક પણ કરતી બેસતી, અને તેણીનાં વર્ક હવે ઘણી પ્રખ્યાતી મેળવેલી હોવાને લીધે તેમાંથી તે હાલમાં આગળ કરતાં પણ ઘણું સારૂં ઉપજાવી શકતી હતી. બેશક, ઘરનાં કામકાજ પર જેવું જોઈએ એવું ધ્યાંન આપવા એ બધી રોકાણોનાં કારણથી તેનેથી બનતું નહી હતું, પણ પેલી લુચ્ચી દદા જવા પછીથી તેની જગ્યાએ સાહરા નામની જે નવી નોકરાંણી રહેલી હતી તે ઘણી નમાની, ગરીબ અને લાયક અબળા પુરવાર થઈ, અને ઘરનું સઘળું સમાલી લેવા ઉપરાંત પેલા ઘરડા ડોસાની પણ તે ભલી બાઈ પુરતી ખાતર કરતી રહી હતી.

અને એમ દીવસો ગબડી ગયા, જેવામાં એક દાહાડે એક કાગળ આવ્યું, અને તે ફીલીપનું હતું એમ તેનાં કવર પરના હરફથીજ ઓળખી લેતાં ગરીબ ફ્રૅનીનું દીલ એકદમ હર્ખના ઉછાળા મારતું થયું! એજ તેની મોજ અને સધ્યારો હતાં. ભલું એ હતું કે પોતાની લાંબી ગેરહાજરી દરમ્યાન ફીલીપ તે ગરીબ બાળાને યાદ કરીને હેતથી અવારનવાર લખતો રેહતો હતો. બોફર્ટ મૅનરથી તે નીકળ્યો તે આગમચ પોતાનાં લંડનનાં મકાનનાં શીરનામાંએ તેણે ફ્રૅનીના જવાબની તલબ કરી હતી. આએ એક ઘણું મુશ્કેલ કારજ થઈ પડયું. તે વાહલા જવાંને આ વખતે મોંઢે ચઢી જવાબ માંગ્યો હતો, અને જવાબ તેણીએ લખવો તો જોઈએ, મગર શીરૂઆત કેમ કરવી તે એ ગરીબ છોકરીની સૌથી મોટી મુંજવન થઈ પડી! તેણીએ ઘણાંએક કાગળો લખ્યાં અને ફાડયાં. તે હંમેશ તેને "ભાઈ ફીલીપ" કરીને કેહતી હતી, પણ હવે આ કાગળમાં "માહરા વાહલા ભાઈ ફીલીપ" એવા એલકાબથી લખવા તે પોતાનાં મનને સમજાવી શકી નહી. વળી "માહરા વાહલા ફીલીપ" એમ લખવા જતાં પણ તે ચેહેરામાં છેક માથાનાં ટાલક સુધી લાલ થઈ, ને શું કરવું તે તેણીને સુઝયું નહી, કે જે અકળામણ વચ્ચે તે આખો દાહડો ઢળી ગયો. અંતે મથાળે શું લખવું તે પછીજ ચુકવવાનું અને નક્કી કરવાનું મનથી ઠરાવીને તેણીએ ઉપર થોડીક ખાલી જગ્યા છોડી તે કાગળ નીચે મુજબ લખીને તૈયાર કર્યો:—

"તમો ગરીબ ફ્રેનીને યાદ કરીને અવારનવાર હેતથી લખોછો તે તમારી ઘણી મેહરબાંની છે. બીચારા મોટાબાવાજીને વાસ્તે તમે પુછાવોછો તે શું લખું? તેવણ રોજ બ રોજ વધારે ને વધારે નબળા પડતા આવેછે, અને ઘણાખરા આખો દાહડો ઉંઘાયા કરેછે. બાહેર તો મુતલગ નીકળતાજ નથી. ખાવાનું બી આપ્યે તો ખાએ એવી બીચારાની હાલત છે. એવણ પોતાની મોટી ઈઝીચૅરમાં ઉંઘાયછે, અને એવણનો એવોજ ઘરડો થયલો પેલો વફાદાર કુત્રો આખો દાહડો એવણના પગ આગળ ઘોંટાયછે.

"તમે મને એકલી કેથે પણ બાહેર જવા મના લખોછો, પણ મને અવારનવાર માહરે કામેકાજે જવું પડેછે, અને હવે ધાસ્તી જેવું કશુંજ નથી. એ તો એક વખત

બનવાનું હતું તે બની ગયું, અને હવે મને કશી બીહીક લાગતી નથી. વળી આગળ છેક મોડી રાત્રે હું ઘેરે આવતી હતી તેમ કેટે પણ જાઉંછ તો આઝું મોડું થવા દેતીજ નથી. સાહરાને કેસ હર વખત સાથે લઈ જવાય? તેને તો ઘેરની અને મોટાગાવાજીની સંભાળમાં સાહરે ઘેરમાં રાખી જવીજ પડેછ. એમ છતાં તમારે એ વાતનો કશો અંદેશો કરવો નહીં. હું હવે સાહરી પુરતી સંભાળમાં છું, અને કોઈએ ફરીથી સાહરી તરફ આંખ ઉઠાવીને જોવાની કે જરા બી રૂડ થવાની અત્યાર સુધી હીંમત કરી નથી, વાસ્તે તમે પુરતી નીરાંત માનજો.

"તમે સારી પેઠે હોવાની મને ખાત્રી આપોછ તે મેં ઘણી ખુશાલીથી વાંચી, અને હું ખરાં દીલથી દુઆ કરૂંછ કે તમે ખરેખર ઘણા સારી પેઠે હોવો અને સદા સારી પેઠે રેહો!

"પેલી બંને કબરોપર હું રોજ સાહરે હાથે તાજાંને મઘમઘતાં ફુલો એક ફેરો જઈને મુકી આઉંછ. તે તો સાહરી મોટામાંમોટી ખુશાલી ને મોજ છે. સાહરા ગરીબ પપાની યાદનું મૉન્યુમેન્ટ તમે મને તમારે ખરચે આવું કીંમતી તૈયાર કરાવી આપ્યુંછ તે મને કેટલું વાહલું થઈ પડયુંછ તેનો હું તમોને ખ્યાલજ આપી શકતી નથી. એનાં હેસાંનમાં સાહરે શું લખવું તે મને આવડતું નથી, અને વળી ઉપકાર માનુંછ તો તમો નારાજ થાવોછ તેથી એ બાબે લાંબુ કરવા બી ચાહતી નથી.

"હવે તમારૂં કામ જે બી હોય તે જલદી જલદી ફ્ત્તેહ કરી અત્રે વહેલા પાછા આવી જાઓ. આએ વખત તો ઘણોજ લાંબો વખત ગુજર્યો, અને સાહરો જીવ લાગી રહયો છે. એક ઘડી સાહરાં મનમાંથી તમો ખસતા કે ભુલાતા નથી—એવા તમો મને વાહલા થઈ પડયા છો."—અને એ છેલ્લું લખતાં લખાઈ ગયું તે પછી તે સુંદર નાહની છોકરીને લાગ્યું કે એમ લખવાનું ઘણું નામુનાસેબ લાગશે, જેથી ચાકુ વડે તે છેલ્લા શબ્દો બધા સંભાળથી સ્ક્રેચ કરીને તેણીએ એમ પુરૂં કર્યું કે—"એવી તમારી સાહરા જેગી ભલાઈઓ છે."

મગર હવે મથાળે શું લખવું? તે પાછી ને પાછી ગુંચવાઈ, અને તેવામાં તેણીને યાદ થઈ કે પેલા પ્રૉફેસરની લાઈબ્રેરીમાં એક "કમ્પ્લીટ લૅટર રાઈટર" તેણીએ જોયલી હતી; અને ત્યારે તેમાં એ વાતનો ખુલાસો હોવો જોઇએ એ ખ્યાલ થતાં તે, હલટમંદ, ઉતાવળે તૈયાર થઈને એ પુસ્તક માંગી લાવવા ખુશાલ જીગરે બાહેર પડી. તેણીને મજબુતીથી લાગ્યું કે જો તે થોડાક અભ્યાસથી તે જોઈ લ્યે તો તેમાંથી આ કાગળને મથાળે શું લખવું તે શિક્ષણ જરૂર તેને મળી આવશે. સાંજ તરતની ઢળી ગઈ હતી અને દીવા થઈ ચુક્યા હતા, પણ તે વાતની તેણે કાંઈ ઝાઝી દરકાર કરી નહીં. તે બનતાં સુધી દીવા થયા પછી ઘરમાંથી બાહેર નીકળતી નહીં હતી—

દેવળના ચૉકમાં લુચ્ચા લીલબર્નના કંગાલ નોકર ડાઈકર્મને તેને પકડી અને સતાવી હતી તે અનુભવ થવા પછીથી તે ઘણી ચોંકેલી રેહેતી હતી, અને વળી અંધારૂં થવા કેડે ઘરમાંથી એકલી બાહેર નીકળવાની તેને વાહલા ફીલીપની સખ્ત મના હતી, મગર આ કાગળના સંજોગે તેને હદ વગરની ઉલટમંદ કરી મેલી હતી, અને તે ગઈ.

ધુમસ એ સાંજે બહુજ વરસી રહયો હતો, અને રસ્તા જોઈએ તે કરતાં તેના સબબે વધારે અંધારા અને ભયાનક થઈ પડયા હતા. એમ છતાં તેને કાંઈ ઘણું લાંબું જવાનું નહીં હતું, એટલે પગ ઉછાળીને ઘેરમાંથી બાહેર પડવા પછી હવે પાછી હઠવા તેને ગમ્યું નહીં, અને ઝપાટામાં તે પ્રૉફેસરને ઘર તો પોંહોંચી ગઈ. તે વિદવાન બુઢાએ ઘણી ખુશીથી અને ઘણી મમતાથી તે ઉલટમંદ છોકરીને પોતાની લૅટર રાઈટર જરૂરી અભ્યાસ સારૂં અરજ થતાં સાથે આપી, અને એ મુજબ દસેક મીનટ ત્યાં ગુજારીને તે ખુશાલ ઘર જવા પાછી ફરી. એવામાં ધુમસ, અલબત, ઘણો વધ્યો હતો, અને રસ્તાપર લોકોની આવનજાવન બીલકલ નહી જેવી થઈ ગયલી લાગી, એટલે નાહની ફૅની કદમ ઉઠાવીને તે બંગલાની મોટી દીવાલની કઢણેકઢણે ઉતાવળે કદમે ચાલી જતી હતી, ત્યારે તેણીએ જોયું કે બાજુમાં એક કાળું ઢાબું હોય તેમ એક બે ઘોડાની મોટી બ્રોહામ દબાઈને ઉભેલી હતી. એમ છતાં દગો તેણે પારખ્યો નહીં, અને તે જોઈને તે ચાલી જતી હતી તેવામાં કોઈએ પછવાડેથી એકદમ નીકળી આવીને તેનો હાથ પકડયો, અને કાનપર પડી કહયું, "મને આટલા દહાડા ઠેસાવી ઠેસાવીને અંતે પંકડાઈ ખરી કેની?"

ફૅની ભયથી એકદમ ફીક્કી પડી!

"ઓ તમો કોણ છો ને મને ગરીબને કાય સતાવોછ?" તેણીએ ઘણી રડમસ બની કાલાવાલાથી માંગી લીધું; "મને જવા દેઓ."

"તું એક વખત માહરા નોકરને ઠાપ આપી બચી ગઈ તેજ આએ વખત બી જોવા જાયછ?" તે બદમાશ તુચ્છકારનું હસ્યો; "ઘેલી ના થા. જો, તેથી તો આએ વખતે હું પોતે તાહરી ખીદમતમાં હાજર થયેલો છું!"

"ઓ મને જવા દેઓ, મને જવા દેઓ!" ફૅનીએ પાછું કક્લાટ કરતાં માંગી લીધું.

"એમ નહીં જવાશે," પેલાએ મજબુતીથી કહયું; "તું માહરૂં માન ને માહરી સાથે આવ. હું તુંને સુખી સુખ્યારી બનાવશ. વાડી, ગાડી, નોકર નફર સૌ તાહરૂં થશે, અને ઉંચા પોશાકો અને જર જરયાંનમાં હું તુંને બધી મઢી લેવશ. હું તુંને—"

બનવાનું હતું તે બની ગયું, અને હવે મને કશી બીહીક લાગતી નથી. વળી આજ
છેક મોડી રાત્રે હું ઘેરે આવતી હતી તેમ કદે પણ જાઉંછ તો ઝાઝું મોડું થવા દેતીજ
નથી. સાહરાને કેમ હર વખત સાથે લઈ જવાય? તેને તો ઘેરની અને મોટાબાવાજીની
સંભાળમાં માહરે ઘેરમાં રાખી જવીજ પડેછ. એમ છતાં તમારે એ વાતનો કશો અંદેશો
કરવો નહીં. હું હવે માહરી પુરતી સંભાળમાં છું, અને કોઈએ ફરીથી માહરી તરફ
આંખ ઉઠાવીને જોવાની કે જરા બી કુદ થવાની આજ્યાર સુધી હીમત કરી નથી, વાસ્તે
તમે પુરતી નીરાંત માનજો.

"તમે સારી પેઠે હોવાની મને ખાત્રી આપોછ તે મેં ઘણી ખુશાલીથી વાંચી, અને
હું ખરાં દીલથી દુઆ કરૂંછ કે તમે ખરેખર ઘણા સારી પેઠે હોવો અને સદા સારી
પેકે રેહો!

"પેલી બંને કબરોપર હું રોજ માહરે હાથે તાજાંને મઘમઘતાં ફુલો એક ફેરો જઈને
મુકી આઉંછ. તે તો માહરી મોટામાંમોટી ખુશાલી ને મોજ છે. માહરા ગરીબ પપાની યાદનું
મૉન્યુમેન્ટ તમે મને તમારે ખરચે આવું કીમતી તૈયાર કરાવી આપ્યુંછ તે મને કેટલું
વાહલું થઈ પડયુંછ તેનો હું તમોને ખ્યાલજ આપી શકતી નથી. એનાં હેસાંનમાં
માહરે શું લખવું તે મને આવડતું નથી, અને વળી ઉપકાર માનુંછ તો તમો નારાજ
થાવોછ તેથી એ બાબે લાંબુ કરવા બી ચાહતી નથી.

"હવે તમારૂં કામ જે બી હોય તે જલદી જલદી ફત્તેહ કરી અત્રે વહેલા પાછા
આવી જાઓ. આએ વખત તો ઘણોજ લાંબો વખત ગુજર્યો, અને માહરો જીવ
લાગી રહયો છે. એક ઘડી માહરાં મનમાંથી તમો ખસતા કે ભુલાતા નથી—એવા
તમો મને વાહલા થઈ પડયા છો."—અને એ છેલ્લું લખતાં લખાઈ ગયું તે પછી તે
સુંદર નાહની છોકરીને લાગ્યું કે એમ લખવાનું ઘણું નામુનાસેબ લાગશે, જેથી ચાકુ
વડે તે છેલ્લાં શબ્દો બધા સંભાળથી સ્ક્રૅચ કરીને તેણીએ એમ પુરૂં કર્યું કે—"એવી
તમારી માહરા જોગી ભલાઈઓ છે."

મગર હવે મથાળે શું લખવું? તે પાછી ને પાછી ગુંચવાઈ, અને તેવામાં તેણીને
યાદ થઈ કે પેલા પ્રૉફેસરની લાઈબ્રેરીમાં એક "કમપ્લીટ લૅટર રાઈટર" તેણીએ
જોયલી હતી; અને ત્યારે તેમાં એ વાતનો ખુલાસો હોવો જોઈએ એ ખ્યાલ થતાં
તે, ઉલટમંદ, ઉતાવળે તૈયાર થઈને એ પુસ્તક માંગી લાવવા ખુશાલ જીગરે બાહેર
પડી. તેણીને મજબુતીથી લાગ્યું કે જો તે થોડાક અભ્યાસથી તે જોઈ જશે તો તેમાંથી
આ કાગળને મથાળે શું લખવું તે શિક્ષણ જરૂર તેને મળી આવશે. સાંજ તરતની
ઢળી ગઈ હતી અને દીવા થઈ ચુક્યા હતા, પણ તે વાતની તેણે કાંઈ ઝાઝી કનવાર
કરી નહી. તે બનતાં સુધી દીવા થયા પછી ઘરમાંથી બાહેર નીકળતી નહીં હતી—

દેવળના ચૉકમાં લુચ્ચા લીલબર્નના કંગાલ નોકર ડાઈક્ર્મે તેને પકડી અને સતાવી હતી તે અનુભવ થવા પછીથી તે ઘણી ચોંકેલી રેહેતી હતી, અને વળી અંધારૂં થવા કેડે ઘરમાંથી એકલી બાહેર નીકળવાની તેને વાહલા ફીલીપની સખ્ત મના હતી, મગર આ કાગળના સંજોગે તેને હદ વગરની ઉલટમંદ કરી મેલી હતી, અને તે ગઈ.

ધુમસ એ સાંજે બહુજ વરસી રહયો હતો, અને રસ્તા જોઈએ તે કરતાં તેના સબબે વધારે અંધારા અને ભયાનક થઈ પડયા હતા. એમ છતાં તેને કાંઈ ઘણું લાંબું જવાનું નહીં હતું, એટલે પગ ઉછાળીને ઘેરમાંથી બાહેર પડવા પછી હવે પાછી હઠવા તેને ગમ્યું નહીં, અને ઝપાટામાં તે પ્રૉફેસરને ઘર તો પોંહોંચી ગઈ. તે વિદવાન બુઢાએ ઘણી ખુશીથી અને ઘણી મમતાથી તે ઉલટમંદ છોકરીને પોતાની લૅટર રાઈટર જરૂરી અભ્યાસ સારૂં અરજ ઘતાં સાથે આપી, અને એ મુજબ દસેક મીનટ ત્યાં ગુજારીને તે ખુશાલ ઘર જવા પાછી ફરી. એવામાં ધુમસ, અલબત, ઘણો વધ્યો હતો, અને રસ્તાપર લોકોની આવનજાવન બીલકલ નહી જેવી થઈ ગયલી લાગી, એટલે નાહની ફૅની કદમ ઉઠાવીને તે બંગલાની મોટી દીવાલની કઠણેકઠણે ઉતાવળે કદમે ચાલી જતી હતી, ત્યારે તેણીએ જોયું કે બાજુમાં એક કાળું ઢાબું હોય તેમ એક બે ઘોડાની મોટી બ્રોહામ દબાઈને ઉભેલી હતી. એમ છતાં દગો તેણે પારખ્યો નહીં, અને તે જોઈને તે ચાલી જતી હતી તેવામાં કોઈએ પછવાડેથી એકદમ નીકળી આવીને તેનો હાથ પકડયો, અને કાનપર પડી કહયું, "મને આટલા દહાડા ઠેસાવી ઠેસાવીને અંતે પંકડાઈ ખરી કેની?"

ફૅની ભયથી એકદમ ફીક્કી પડી!

"ઓ તમો કોણ છો ને મને ગરીબને કાય સતાવોછ?" તેણીએ ઘણી રડમસ બની કાલાવાલાથી માંગી લીધું; "મને જવા દેઓ."

"તું એક વખત માહરા નોકરને ઠાપ આપી બચી ગઈ તેજ આએ વખત બી જોવા જાયછ?" તે બદમાશ તુચ્છકારનું હસ્યો; "ઘેલી ના થા. જો, તેથી તો આએ વખતે હું પોતે તાહરી ખીદમતમાં હાજર થયેલો છું!"

"ઓ મને જવા દેઓ, મને જવા દેઓ!" ફૅનીએ પાછું કકલાટ કરતાં માંગી લીધું.

"એમ નહીં જવાશે," પેલાએ મજબુતીથી કહયું; "તું માહરૂં માન ને માહરી સાથે આવ. હું તુંને સુખી સુખ્યારી બનાવશ. વાડી, ગાડી, નોકર નફર સૌ તાહરૂં થશે, અને ઉંચા પોશાકો અને જર જવાહીરથી હું તુંને બધી મઢી લેવશ. હું તુંને——"

"શમાલો, મારા લૉર્ડ", એવામાં પેલી બાજુમાં ઉભેલી બ્રોહામના કોચબૉક્ષ પરથી કોઈએ કમીના લીલબર્નનું ધ્યાન ખેંચ્યું; "કોઈ સામેથી આવતું જણાયછે. મને લાગેછે કે પોલીસમૅન છે."

ફૅનીને આથી ઉતેજન મળ્યું, અને તેણીએ "મદદ! મદદ!"ની બુમો પાડીને બુમરાણ કરી મુક્યું.

"ઓ, એમ છે કે? તું એમ પાછું માથું ઉંચકીને મને માહાત કરવા માંગેછે કે?" પેલા દયાહીણ નાતરસે ગુસ્સાથી કહયું, અને બીજીજ પળે એક રૂમાલનો ડુચો તેણીનાં મોઢાંમાં ઢકેલી દઈને, તેને એક ફુલના ઢગલા પેરે ઉંચકી, તેણે બ્રોહામમાં નાખી અને પોતે બેસી ગયો! અલબત, ફૅનીએ તે મજબુત જક્કર પક્કડ પકડાયલા હાથો છોડાવવા અને તે મોઢાં માહેલો ડુચો કાઢી નાખવા ઘણીએક ખેંચતાણ કરી અને ઘણા પછાડા માર્યા, પણ પેલા જાલીમની જોરેમંદ બાથમાં તે બચ્ચાં જેવી બેતાકાટ થઈ પડી, જ્યારે પોતે ગાડીમાં બેસી જઈને તેણે ગુસ્સાભેર હુકમ આપ્યો, "હાંક, ડાઈકમૅન; એકદમ ઘોડાઓને છોડી મુક!"—અને ડાઈકમૅનને બીજી મરતબા કહેવું પડયું નહીં. તેણે યાહોમ ઝોંકાવ્યું અને ચારે પગે ઘોડાઓને છોડીજ મુકયા!

ગરીબ ફૅની! તેને બે ચાર પળ તો સમજ પણ પડયું નહીં કે એ શું થઈ ગયું, અને તે પોતાની એ અરધી બેખુદીમાંથી પુરતી બેહોસ થાય તે પેહેલાં પેલાએ દાનાઈથી તેનાં મોઢાંમાંનો રૂમાલનો ડુચો કાઢી લઈને બાહેર ફેંકી દીધો, જ્યારે ઘણી નરમાશથી તેણીને પાછું સમજાવીને કહયું, "તું શાની બીહેછ એટલી? તાહરાં દીલનો વસવસો એકદમ દીલથી દુર કર. તું તાહરી રાજીખુશીથી મને તાબે થશે નહી ત્યાંવેર હું તુંને જબરીથી જરા બી હેરાન કરવાનો નથી. ખુદા સાહેદ છે કે માહરૂં જીગરજ ચાલતું નથી. તાહરા ચેહેરાએ કાંઈક મને અજબજ મોહીની લગાડી છે, અને તે મોહીની હું ખંખેરી નાખી શકતો નથી, એટલે હું માહરા બનેવીને ઘેર હવાફેર સારૂ ગયલો આરામથી રહેલો હતો તે બધું પડતું મેલીને, એ ઘેલાપણું માહરાપર પાછું ગાલેબ આવતાં, હું આએ તરફ ઘસડાઈ આવ્યો, અને આજે કેટલી કેટલી સાંજ થઈ આએ મુજબ ગાડી લઈને તાહરી જુસ્તેજુમાં રસ્તે વાટે પરાવ નાખીને પડેલો છેઉં! ગણીમત એ છે કે દાદારે અંતે આજે દાદ લીધી અને તું મને મળી ગઈ."

ફૅની આ સઘળું સંભાપણ મુતલગ સમજી શકી નહી, અને તે એ સઘળું લાંબુ, લાંબુ બકી જતો હતો ત્યારે તેણી તો ગાડીનાં અંધારાં વચ્ચે ફાટેલે ડોળે તેના બીહામણા આકાર ભણી ટીકતી ગાડીનાં એક ખુણાંમાં દબાઈ જઈને બીહેયેલી, ધ્રુજતી, ફીક્કી, સુની, બેહેરી જેવી બેઠેલી પડી રહી હતી!

"તું જરા બી બીહી ના," લુચ્ચા લીલબર્ને પાછો સધ્યારો આપ્યો; "તું ના કેહશે તો હું તાહરા હાથને હાથ વટીક લગાડવાનો નથી, ને એ માહરાં વચનપર વિશ્વાસ રાખ. તું આવ તો ખરી ને જો તો ખરી? માહરો બંગલો તો જો ને માહરો વૈભવ તો જો? ફક્ત બેજ દહાડા માહરે ત્યાં રેહે ને જો પછી બી તાહરૂં મન નહીંજ માનશે તો જા—હું તુંને વચન આપુંછ કે—તાહરો નાશ જરા બી શોધ્યા વગર હું તુંને સહીસલામત તાહરે ઘેરેબારે પાછી જવા દેવશ!"

"ઓ મને આજેજ જવા દેઓ! હમણાજ જવા દેઓ! એટલા ભલા થાઓ?" વળી ફૅનીએ પાછો કકલાટ કર્યો, "માહરે આવવુંજ નથી; માહરે કાંઇ બી જોવુંજ નથી. માહરા ગરીબ આંધળા ઘરડા બપાવાપર દયા કરો. તેવણ બીચારા માહરા વગર જીવી શકવાના નથી!"—અને અહીં તે ધીરજ ખોહી દઇને દીબો ખેંચી દુસ્કે દુસ્કે રડી પડી.

પેલાએ, અલબત, સમજાવાનું જારીજ રાખ્યું. કેહવાને અજબ જેવું છે કે તે ગલાં સુધી અનીતી અને બદીઓમાં ગરક ગયલો બદમાશ તેણીને તેની મરજી ઉપરાંત નહીં સતાવવાનું જે કહેતો હતો તે બધું ખરૂં અને ખરાં દીલનુંજ કેહેતો હતો! તેણીની મોહીનીનું ફીફરૂં થઇ આવવાથી તે પોતાના બનેવીને ઘેર આરામથી ઠર પડેલો તે નાજનીનનું હરણ કરવાની પાપભરી મકસદથી પોતાના ફર્નસાઇડવાલા એકાંત બંગલામાં ઘસડાઇ આવ્યો હતો, અને પછીથી રોજ સાંજે ગાડી લઇને પોતાના વીશ્વાસુ ડાઇકમૅન જોડે તે બાળાની ધરપકડના ધકેલા પછાડામાં આએ તરફ ભટકતો થયો હતો એ બધુ ખરૂં, પણ રૂબરૂ મીલાકાતમાં વધતી ઓછી અશોઇ તેના પર જબરીથી ફાવી જતી, અને તેણીની મરજી ઉપરાંત તેનાં બદનને હાથ લગાડવાની પણ તે લાલચ કે હીંમત કરી શકતો હતો નહી!

તે ગાડી પર પણ બીજા કોઇ કોચમૅન કે સઇસોને લાવતો ન હતો. ડાઇકમૅન એકલોજ ગાડી જોડીને તેને હાંકી લાવતો ને પાછો લઇ જતો હતો. દીલના દાઘેલા પોતાનો ઓળો જોઇને પણ બીહી જાય છે—દીલનું જુઠાણું તેમણે હીચકારા કરે છે—અને તે માંહેલો આ લંગડો લૉર્ડ લીલબર્ન એ મુજબ પોતાની પુરતી સંભાલમાં રહીનેજ કામ લેતો હતો. એજ કારણથી તો લંડનમાંનો પોતાનો ભવ્ય બંગલો પડતો મુકીને તેણે ફર્નસાઇડવાલું ગામડાંનું એકાંત શોધ્યું હતું!

અને એ મુજબ ડાઇકમૅને ચારે પગે છોડી મુકેલા ઘોડાઓ સપાટાબંધ 'ફર્ન-સાઇડ' આવ્યા, જ્યારે લીલબર્ને ગાડીમાંથી ઉતરીને તેણીને ઉતારવાનો હાથ લંબાવ્યો; પણ તેના એક સ્પર્શથી પણ કમકમતી હોય તેમ તેના હાથની મદદ લીધા વગર તે છોકરી પોતાની ખુશીનું ગાડીમાંથી બાહેર આવી. તેણીએ જોયું કે હાલ એમ કર્યા

"શમાલો, મારા લૉર્ડ", એવામાં પેલી બાજુમાં ઉભેલી બ્રોગામના કોચબૉક્સ પરથી કોઈએ ફ્રૅનીના લીલબર્નનું ધ્યાન ખેંચ્યું; "કોઈ સામેથી આવતું જણાયછે. મને લાગેછે કે પોલીસમૅન છે."

ફૅનીને આથી ઉત્તેજન મળ્યું, અને તેણીએ "મદદ! મદદ!"ની બુમો પાડીને બુમરાણ કરી મુક્યું.

"ઓ, એમ છે કે? તું એમ પાછું માથું ઉંચકીને મને મારહાન કરવા માંગેછ કે?" પેલા દગાહીણ નાતરસે ગુસ્સાથી કહ્યું, અને બીજીજ પળે એક રૂમાલનો ડુચો તેણીનાં મોઢાંમાં ઢકેલી દઈને, તેને એક ફુલના ઢગલા પેરે ઉંચકી, તેણે બ્રોગામમાં નાખી અને પોતે બેસી ગયો! અલબત, ફૅનીએ તે મજબુત જક્કડ પક્કડ પકડાયલા હાથો છોડાવવા અને તે મોઢાં માહેલો ડુચો કાઢી નાખવા ઘણીએક ખેંચતાણ કરી અને ઘણા પછાડા માર્યા, પણ પેલા જાલીમની જોરમંદ બાથમાં તે બચ્ચાં જેવી બેતાકાટ થઈ પડી, જ્યારે પોતે ગાડીમાં બેસી જઈને તેણે ગુસ્સાભેર હુકમ આપ્યો, "હાંક, ડાઈકમૅન; એકદમ ઘોડાઓને છોડી મુક!"—અને ડાઈકમૅનને બીજી મરતબા કહેવું પડયું નહીં. તેણે યાહોમ ઝોકાવ્યું અને ચારે પગે ઘોડાઓને છોડીજ મુક્યા!

ગરીબ ફૅની! તેને બે ચાર પળ તો સમજ પણ પડયું નહીં કે એ શું થઈ ગયું, અને તે પોતાની એ અરધી બેખુદીમાંથી પુરતી બેહોસ થાય તે પેહેલાં પેલાએ દાનાઈથી તેનાં મોઢાંમાંનો રૂમાલનો ડુચો કાઢી લઈને બાહેર ફેંકી દીધો, જ્યારે ઘણી નરમાશથી તેણીને પાછું સમજાવીને કહ્યું, "તું શાની બીહેછ એટલી? તાહરાં દીલનો વસવસો એકદમ દીલથી દુર કર. તું તાહરી રાજીખુશીથી મને તાબે થશે નહી ત્યાંવેર હું તુંને જબરીથી જરા બી હેરાન કરવાનો નથી. ખુદા સાહેદ છે કે માહરૂં જીગરજ ચાલતું નથી. તાહરા ચેહેરાએ કાંઈક મને અજબજ મોહીની લગાડી છે, અને તે મોહીની હું ખંખેરી નાખી શકતો નથી, એટલે હું માહરા બનેવીને ઘેર હવાફેર સારૂ ગયલો આરામથી રહેલો હતો તે બધું પડતું મેલીને, એ ઘેલાપણું માહરાપર પાછું ગાલેબ આવતાં, હું આએ તરફ ઘસડાઈ આવ્યો, અને આજે કેટલી કેટલી સાંજ થઈ આએ મુજબ ગાડી લઈને તાહરી જુસ્તેજુમાં રસ્તે વાટે પડાવ નાખીને પડેલો છેઉં! ગણીમત એ છે કે દાદારે અંતે આજે દાદ લીધી અને તું મને મળી ગઈ."

ફૅની આ સઘળું સંભાષણ મુતલગ સમજી શકી નહી, અને તે એ સઘળું લાંબુ, લાંબુ બકી જતો હતો ત્યારે તેણી તો ગાડીનાં અંધારાં વચ્ચે ફાટેલે ડોળે તેના બીહામણા આકાર ભણી ટીકતી ગાડીનાં એક ખુણાંમાં દબાઈ જઈને બીહેવેલી, ધ્રુજતી, ફીક્કી, સુની, બેહેરી જેવી બેઠેલી પડી રહી હતી!

"તું જરા બી બીહી ના," લુચ્ચા લીલબર્ને પાછો સધ્યારો આપ્યો; "તું ના કેહશે તો હું તાહરા હાથને હાથ વટીક લગાડવાનો નથી, ને એ માહરાં વચનપર વિશ્વાસ રાખ. તું આવ તો ખરી ને જો તો ખરી? માહરો બંગલો તો જો ને માહરો વૈભવ તો જો? ફક્ત બેજ દહાડા માહરે ત્યાં રેહે ને જો પછી બી તાહરૂં મન નહીંજ માનશે તો જા—હું તુંને વચન આપુંછ કે—તાહરો નાશ જરા બી શોધ્યા વગર હું તુંને સહીસલામત તાહરે ઘેરેબારે પાછી જવા દેવશ!"

"ઓ મને આજેજ જવા દેઓ! હમણાજ જવા દેઓ! એટલા ભલા થાઓ?" વળી ફૅનીએ પાછો કકલાટ કર્યો, "માહરે આવવુંજ નથી; માહરે કાંઇ બી જોવુંજ નથી. માહરા ગરીબ આંધળા ઘરડા બપાવાપર દયા કરો. તેવણ બીચારા માહરા વગર જીવી શકવાના નથી!"—અને અહીં તે ધીરજ ખોહી દઇને દીબો ખેંચી દુસ્કે દુસ્કે રડી પડી.

પેલાએ, અલબત, સમજાવાનું જારીજ રાખ્યું. કેહવાને અજબ જેવું છે કે તે ગળાં સુધી અનીતી અને બદીઓમાં ગરક ગયલો બદમાશ તેણીને તેની મરજી ઉપરાંત નહીં સતાવવાનું જે કહેતો હતો તે બધું ખરૂં અને ખરાં દીલનુંજ કેહેતો હતો! તેણીની મોહીનીનું ફીક્રૂં થઇ આવવાથી તે પોતાના બનેવીને ઘેર આરામથી ઠર પડેલો તે નાજનીનનું હરણ કરવાની પાપભરી મકસદથી પોતાના ફર્નસાઇડવાલા એકાંત બંગલામાં ઘસડાઇ આવ્યો હતો, અને પછીથી રોજ સાંજે ગાડી લઇને પોતાના વીશ્વાસુ ડાઇકમૅન જોડે તે બાળાની ધરપકડના ધકેલા પછાડામાં આએ તરફ ભટકતો થયો હતો એ બધુ ખરૂં, પણ રૂબરૂ મીલોકાતમાં વધતી ઓછી અશોઇ તેના પર જબરીથી ફાવી જતી, અને તેણીની મરજી ઉપરાંત તેનાં બદનને હાથ લગાડવાની પણ તે લાલચ કે હીંમત કરી શકતો હતો નહી!

તે ગાડી પર પણ બીજા કોઇ કોચમૅન કે સઇસોને લાવતો ન હતો. ડાઇકમૅન એકલોજ ગાડી જોડીને તેને હાંકી લાવતો ને પાછો લઇ જતો હતો. દીલના દાઘેલા પોતાનો ઓળો જોઇને પણ બીહી જાય છે—દીલનું જુઠાણું તેમણે હીચકારા કરે છે—અને તે માંહેલો આ લંગડો લૉર્ડ લીલબર્ન એ મુજબ પોતાની પુરતી સંભાલમાં રહીનેજ કામ લેતો હતો. એજ કારણથી તો લંડનમાંનો પોતાનો ભવ્ય બંગલો પડતો મુકીને તેણે ફર્નસાઇડવાલું ગામડાંનું એકાંત શોધ્યું હતું!

અને એ મુજબ ડાઇકમૅને ચારે પગે છોડી મુકેલા ઘોડાઓ સપાટાબંધ 'ફર્નસાઇડ' આવ્યા, જ્યારે લીલબર્ને ગાડીમાંથી ઉતરીને તેણીને ઉતારવાનો હાથ લંબાવ્યો; પણ તેના એક સ્પર્શથી પણ કમકમતી હોય તેમ તેના હાથની મદદ લીધા વગર તે છોકરી પોતાની ખુશીનું ગાડીમાંથી બાહેર આવી. તેણીએ જોયું કે હાલ એમ કર્યા

સિવાય બીજો કોઇ ઉપાય કે રસ્તોજ નહી હતો, કેમકે તે નાઇનો કૉટેજ જેકો બંગલો બહુજ એકાંતમાં હતો એ તે અત્રે આવતાં સાથે, બાહેર અંધારૂં છતાં, પુરતું જોઇ લઇ શકી હતી.

તેણીએ ગભરાયલી આંખો બંગલામાં આવ્યા પછી આસપાસ ફેંકી. ગાડી આગળા દરવાજા ઉપર ઉભી નહી રાખતાં ડાઇકમૅને પાછલી બાજુએ જ્યાં મરનાર લૉર્ડ હેરી બોફર્ટનો લાયબ્રેરીરૂમ હતો તેના દરવાજા આગલજ ઉભી રાખેલી હોવાથી તે અંદર આવ્યા પછીથી એટલું તો જોઇ અને સમજી શકી કે તે એક કુશાદે શોભીતો અને ઘણો સણગારેલો લાયબ્રેરીરૂમ હતો. તે માંહેલી ફીલીપના પીતાની પેલી મોટી ઢાંકણાં સાથની ડૅસ્ક (કે જે વિષે આપણે આગલાં પ્રકરણમાં ઘણુંએક વાંચ્યું છે તે દાગીનાએ) તેણીનું કાંઇ અજબ જેવી મોહીની સાથે અકસર ધ્યાન ખેંચ્યું, અને તે વાસ્તે તે પોતે પોતાના મનથી હેરત રહી. વળી તે ડૅસ્કને માથે એક બહુજ મીઠા ચહેરાની કોઇ મનોહર બાંનુની તસવીર હતી, કે જેની આંખમાં એવી કાંઇ અશોઇ, ચેહેરા પર એવું પાક નુર અને હોઠો પર એવી પવિત્રાઇ જોઇ શકાતાં હતાં કે તે જોતાં સાથે આખાં દીલથી તે બાંનુની વખાંણ અને મોહબતમાં દીલનો અખત્યારજ રહી નહી શકે એવાં એક જોશ સાથે તે ઘસડાઇ ગઇ, અને કેહવાની જરૂર છે કે તે તસવીર ફીલીપની પાક માતાની જવાંનીના વખતની હતી? લીલબર્ને એ બંગલો ખરીદવા પછી, આગળ અનેક મરતબા કેહવાસાં આવ્યું છે તેમ, તે તેનાં અસલ રાચરચીલાં સાથે અખંડ રાખ્યો હતો, અને ફૅની પોતાની બીહીધેલી આંખ્યોએ એ ઓરડાનું રાચરચીલું ડોળા ફેરવી ફેરવીને જોતી હતી તેથી તે લંગડા લુચ્ચાને ઘણી ગમત મલી. જાંણે પેલી તસ્વીર, કોઇ હેયાત પાકજાદ અબળા તેનાં રક્ષાણમાં ત્યાં મોજુદ હોય તેમ, ફૅનીને સધ્યારો આપતી લાગી, અને તે ઉપરથી તે છોકરી પોતાની આંખ્યો પાછી ઉઠાવીજ નહી લઇ શકતી હતી તે જોઇને તે સંગદીલ બદમાશ ગમત પાંમેલો હસ્યો.

વળી ફૅનીએ જોયું કે બાજુમાંના એક ઓરડામાં એક ભપકાભરેલી ખાનાંની મેજ બીછાવેલી હતી, ને એ બધું જોઇ રહીને ફૅનીએ પોતાનું હરણ કરનાર નાલાયક પર પોતાની પાછી આંખો ઠરાવી ત્યારે તે સંતાપથી કે ઠાકથી આજેજ થયો હોય તેમ બાજુમાંની એક મોટી ઇઝીચૅરમાં લાંબો થઇને પડેલો તે સીધ્ધાં સરોવર જેવાં બદનની પટલી, ઉંચી, સોહાંમણી ખુબસુરતીને અજાયબીભરી જીજ્ઞાસા ને વખાંણ સાથે જોઇ રહયો હતો. તેણીએ હવેજ તેને ત્યાંની ભભુકદાર રોશનીમાં બરોબર જોયો, અને પોતાના અસલ સતાવનાર એકનાએક મુદદઇ તરીકે તેને તાબરતોબ પીછાંણ્યો!

તે હવે પાછો ઉઠીને તેની આગળ આવ્યો.

"કાંય તું મને જોઇને એટલી કમકમેછ, ફૅની ડીયર? કાંય તું મને જોઇને પીઠ ફેરવીને ફરી જાયછ?" તે કગળ્યો; "મને સાંભળી લે ને માહરૂં માન. મેં તુંને અહીં-

વેર ઉંચકી લાવવાની જાસ્તી વાપડીછ ખરી, પણ અહીં આવ્યા પછી માહરી તરફની કોઈ સતાવણી કે જાસ્તીની તું જરા પણ ફીકર રાખતી ના. હું તુંને ખરાં દીલથી ચાહુંછ અને તું મને તેવાજ પ્યારથી ચાહતી થાય ત્યાં સુધી હું ખુશીથી થોબશ. તાહરી ઉમ્મરના મુકાબલામાં હું ઘણો ઘરડો કહેવાઉં, પણ ખુદાએ મને ઘણું પુરતું આપેલું છે, અને તું ચાહશે તો તું ઘણી પુરતી સુખી થશે અને મને બી સુખીજ કરશે."

મગર ફૅનીએ તેની એ બકવાની દરકાર કીધી નહી. હવે તે એ લાયબ્રેરીરૂમમાં જે બારણામાં થઈને અંદર આવી હતી તે બારણાંને રસ્તે હીંમતથી પાછી બાહેર નીકળી જવા તૈયાર થઈ, જ્યારે તેણે જોયું કે તે બારણું બાહેરથી ઓસ્તવાર પાછું બંધ કરી લેવામાં આવ્યું હતું. એવામાં લીલબર્ન તેની પુઠે ત્યાં આવ્યો એટલે ભયની એક મોટી ચીસ પાડીને તે નાહસીને એક મોટા બૅડરૂમમાં ધસી ગઇ, અને ત્યારે તે લંગડો ઉમરાવ ખરાં દીલથી ખફા થયલો તેની પુઠે ત્યાં પણ ઘસડાતો ગયો.

"તું અતેરૂં કરેછ, છોકરી!" તેણે ગુસ્સાથી બખાલ્યું; "માહરી નરમી ને નાખતીનો તું ઘણો ગેરકાયદે લાભ લેછ. તાહરી ચીસ અહીં કોણ સાંભળવાનું છે અને કોણ અહીં તાહરી મદદે આવવાનું છે? મેં તુંને એક ગ્રહસ્થ તરીકે અને એક ઉમરાવ તરીકે વચન આપેલું છે, અને હું તાહરી મરજી ઉપરાંત મુતલગ તુંને સતાવવાનો નથી તે શું તું હેમક છોકરીને બસ થતું નથી?"

ફૅની દબાઈ ગૅઈ. તે આ એવાં તો ખરાં દીલના ભારથી અને એટલા ગુસ્સાથી બોલતો હતો કે તે પોતાની મરજી ઉપરાંત દબાઈ ગઈ અને ચુપ થઈ. એ પછી બારણાં આગળ જઈને લીલબર્ને "હેરીઅત!" કરી બુમ પાડી, જેના જવાબમાં ત્રીસેક વરસની ઘણા ડીસંટ દેખાવની એક "મેડ" ત્યાં દોડી આવી.

"હેરીઅત," તે આવી એટલે લીલબર્ને કહયું, "આએ છોકરીને તાહરા હવાલામાં લે."—અને ફૅની તરફ ફરીને વધાર્યું, "આપણે તો સાથે જમવાનાં હતાં. મેં ટેબલ વટીક મંડાવેલી છે, પણ તું એટલી બધી બીહી જાયછ ત્યારે તું શાંત થાય, તુંને વીશ્વાસ આવે અને તાહરી સુધ્ધી ઠેકાણે આવી શકે ત્યાં સુધી માહરે તુંને છેડવી નથી. તું તાહરે ગમે તેમ અંદરથી બારણાં બંધ કરીને અંહીજ સુઇ જા. આએ બાઇ તાહરી નોકરીમાં છે, અને તુંને જે જોઇએ તે માંગજે. તાહરો પડયો બોલ ઉપાડી લેવામાં આવશે, અને એ બાઇ તુંને ખાત્રી આપશે કે તું ધારેછ તેવો હું ખવીસ કે રાક્ષસ નથીજ."—અને તે બારણું પોતાની પાછળ ગુસ્સાથી અફાળી મુકી ગુસ્સાભેર ત્યાંથી ચાલી ગયો.

ફૅનીને હવે, અલબત, ઘણી ધીરજ આવી અને ઘણો મોટો સધ્યારો મળ્યો. તેની છાતી પરથી એક મોટો બોજ ઉંચકાઇ ગયલો લાગ્યો, અને તેણીએ એવી

દયા શોધતી આંખ્યોએ દાસી હેરીઅતના ચેહેરામાં જોયું કે તેનાં દીલમાં ભુંડાઇ આવ્યું, જયારે તે લજવાઇ ગયલી પોતાનો ચેહેરો છુપાવવા ફરી ગઇ. એવામાં લીલબર્નના વિશ્વાસુ ખીદમતગાર ડાઈકમૅને બારણું ઉંઘાડી અંદર ડોકાવ્યું.

"અમે અહીંજ છીએ, કાકાજી," દાસી હેરીઅતે તેને કહયું; "એવણનું જમવાનું અહીંજ મોકલજો, અને પછી એવણને સુવા દેવાનાં છે. માહરા લૉર્ડનો એજ હુકમ છે, અને તેવણ પોતાના ઓરડામાં ગયલા છે."

ડાઈકમૅન એ ખુલાસાથી રાજી થયલો લાગ્યો અને જતો રહયો, જે પછી હેરી-અતે મમતાથી ફૅનીનો હાથ પોતાના હાથમાં લઈને ઘણી નરમાશ સાથે કહયું, "ના બીહયા કર અમથી અમથી એટલી, છોકરી. એવણે ના કહયુંછ એટલે એવણ કદી તુંને સતાવતા હાલમાં અત્રે પાછા આવવાના નથી. એવાં કોણનાં ધન ભાયગ થાય? પૈસો એવણ પાસ એટલો બધો છે કે તું ચાહશે તો સુખી સુખી થઇ જશે, પણ તું તાહરી મરજીનું મનાશે ત્યાં વેર કોઇ તુંને જરા થઇને છેડવાનું કે સતાવાનું નથી તે સત કરી માનજે."

ફૅની તે અબળાની છાતીમાં માથું છુપાવી દુસ્કે દુસ્કે રડી.

"ઓ, જો મને જવા દેઓ?" તેણે રડીને કહયું; "તમે તો બાઈ માણસ છો, એટલે તમોને તો દયા હોવીજ જોઇએ. માહરા એક ઘરડા બપાપા માહરે આધારે છે, અને હોસમાં આવી જો મને બોલાવશે ને નહીં જોશે તો જરૂર બીચારા પટ દેતા કે મરી જતા રહેશે!"

"જવા તો માહારેથી દેવાયજ નહી, હું નાહેકમાં મરી જતી રેહું," હેરીઅતે જવાબ કર્યો; "પણ હું કસમપુર્વક તુંને પાછું બી કેહુંછ ને ખાત્રી આપુંછ કે અત્રે તાહરે બીહીવાનું કાંઇજ નથી."—અને એવામાં ડાઇકમૅન એક મોટી ત્રેમાં તરેહવાર જમવાનું લઈને દાખલ થયો એટલે તે બોલી, "લે, આએ ભોનું આવ્યું; તુંને ગમે તો બુક બાચકો ખાઇ લે, અને પછી બારણાં અંદરથી તપાસીને નિરાંતે સુઇ જા. તાહરી ખાત્રી થાય તેથી હું પોતે બી તાહરી આગળ નથી રહેવાની. લે—જરા વાઇન તો લે?"

ફૅનીએ ફકત ઠંડું પાણી પીધું, અને તેનાં સુક્કાં પાત્રાં જેવાં થઇ ગયલાં ગળાં-માંથી પાણી વટીક ઉતરી શક્યું નહીં! તે પાણી પીતાં બી પુષ્કળ ગુંગળાઇ-એટલી બધી તે બીહીધેલી અને ફકરમંદ બનેલી હતી; પણ આસ્તે આસ્તે તેને હીંમત આવી. હેરીઅતે તેને ખાત્રી આપી કે જો એક બે દીવસ સુધીમાં તે લીલબર્નનાં મતની નહીજ થશે તો તે ઉમરાવ પોતાની ગમે એવી નાસીપાસી છતાં વગર વાંધો કરવે તેને ઘરેબારે

દયા શોધતી આંખોએ દાસી હેરીઅતના ચેહેરામાં જોયું કે તેનાં દીલમાં ગુઠાઇ આવ્યું, જ્યારે તે લજવાઇ ગયલી પોતાનો ચેહેરો છુપાવવા ફરી ગઇ. એવામાં લીલબર્નના વિશ્વાસુ ખીદમતગાર ડાઇક્મૅને બારણું ઉઘાડી અંદર ડોકાવ્યું.

"અમે અહીંજ છીએ, કાકાજી," દાસી હેરીઅતે તેને કહયું; "એવાણનું જમવાનું અહીંજ મોકલજો, અને પછી એવણને સુવા દેવાનાં છે. માહરા લૉર્ડનો એજ હુકમ છે, અને તેવણ પોતાના ઓરડામાં ગયલા છે."

ડાઇક્મૅન એ ખુલાસાથી રાજી થયલો લાગ્યો અને જતો રહયો, જે પછી હેરી-અતે મમતાથી ફૅનીનો હાથ પોતાના હાથમાં લઇને ઘણી નરમાશ સાથે કહયું, "ના બીહયા કર અમથી અમથી એટલી, છોકરી. એવણે ના કહયુંછ એટલે એવણ કદી તુંને સતાવતા હાલમાં અત્રે પાછા આવવાના નથી. એવાં કોણનાં ધન ભાયગ થાય? પૈસો એવણ પાસ એટલો બધો છે કે તું ચાહશે તો સુખી સુખી થઇ જશે, પણ તું તાહરી મરજીનું મનાશે ત્યાં વેર કોઇ તુંને જરા થઇને છેડવાનું કે સતાવાનું નથી તે સત કરી માનજે."

ફૅની તે અબળાની છાતીમાં માથું છુપાવી દુસ્કે દુસ્કે રડી.

"ઓ, જો મને જવા દેઓ?" તેણે રડીને કહયું; "તમે તો બાઇ માણસ છો, એટલે તમોને તો દયા હોવીજ જોઇએ. માહરા એક ઘરડા બપાવા માહરે આધારે છે, અને હોસમાં આવી જો મને બોલાવશે ને નહીં જોશે તો જરૂર બીચારા પટ દેતા કે મરી જતા રહેશે!"

"જવા તો માહારેથી દેવાયજ નહી, હું નાહેકમાં મરી જતી રેહું," હેરીઅતે જવાબ કર્યો; "પણ હું કસમપુર્વક તુંને પાછું બી કેહુંછ ને ખાત્રી આપુંછ કે અત્રે તાહરે બીહીવાનું કાંઇજ નથી."—અને એવામાં ડાઇક્મૅન એક મોટી ત્રેમાં તરેહવાર જમવાનું લઇને દાખલ થયો એટલે તે બોલી, "લે, આએ ભોનું આવ્યું; તુંને ગમે તો બુક બાચકો ખાઇ લે, અને પછી બારણાં અંદરથી તપાસીને નિરાંતે સુઇ જા. તાહરી ખાત્રી થાય તેથી હું પોતે બી તાહરી આગળ નથી રહેવાની. લે—જરા વાઇન તો લે?"

ફૅનીએ ફકત ઠંડું પાણી પીધું, અને તેનાં સુક્કાં પાત્રાં જેવાં થઇ ગયલાં ગળાં-માંથી પાણી વટીક ઉતરી શક્યું નહીં! તે પાણી પીતાં બી પુષ્કળ ગુંગળાઇ-એટલી બધી તે બીહીયેલી અને ફીકરમંદ બનેલી હતી; પણ આસ્તે આસ્તે તેને હીંમત આવી. હેરીઅતે તેને ખાત્રી આપી કે જો એક બે દીવસ સુધીમાં તે લીલબર્નનાં મતની નહીજ થશે તો તે ઉમરાવ પોતાની ગમે એવી નારીપાસી છતાં વગર વાંધો કરવે તેને ઘરેબારે

પાછી જવા દેશે, અને તેથી તેને કેટલીક હદ સુધીની ધીરજ મલી ને હીંમત આવી, જે પછીથી ધીરજ પાંમેલી તે હેરીઅતને બાહેર કાઢી સુવા જવા તેયાર થઇ. તેણીએ બધાં બારણાં પોતાને હાથે અંદરથી બંધ કરીને ચોક્કસ કર્યાં, અને નાહસવાનો કે બચવાનો બીજો માર્ગ નહી જોઇને ખુદા પાસ સબર માંગી તુરત વેળા તો સુઇ જવાજ મન કર્યું. તેણીએ ગુંઠણએ પડીને નિખાલેશપણે તે વાલીઓના વાલીની રક્ષા અને રેહમત માંગી લીધી, કે જે રક્ષા અને રેહમત ગમે એવાં બંધ બારણાંઓમાંથી પણ તેનાં આજુંવારને પોંહોંચતાં કશો વીલંબ કે કશું મુશકેલ કોઇ દહાડે થયું નથી!

---

## પ્રકરણ ૬૫.

લૉર્ડ લીલબર્ન વળતી સહવારે નાસ્તા પર બેઠેલો હતો. તે એકલોજ હતો. ડાઇક-મૅન હાથની અદબ વાલીને અદબથી પાછળ ઉભેલો હતો. શેઠ તેવોજ વાણિઅર હતો, અને જોકે ઉપર ઉપરથી આ વિશ્વાસુ ખીદમતગાર તેના માલીકનો ઘણો અદબ કરતો લાગતો હતો, તોપણ ખરી રીતે તો બાતેનમાં બંને એકમેકને ઓળખી ગયા હતા અને એકમેક ઉપરના વિશ્વાસનાં કારણથી બંને સરોબરીઆ જેવાજ હતા.

"માહરા લૉર્ડ, તમે હજી બી વીચાર કરો." તે ખીદમતગાર કે જે તેના માલેક કરતાં થોડો વધારે કાચોપોચો અને બીચકારો છતાં વધારે દુરઅંદેશ અને દાના હતો તે સમજાવતો સંભળાયો; "માહરાં ગરીબનાં મતથી ખરેખર આઓ તમે ઘણો મોટો જોખમ કરોછ. એ છોકરી જે કસ્બામાં રેહછ ત્યાં તે આખો કસ્બો એના બપાવા તરફની એની હદ વગરની દીલસોઝીને લીધે એને ઓળખેછ, ચાહેછ ને માન આપેછ, અને એ છોકરી ગુમ થયલી જાણતાં આખું ગામ ઉશ્કેરાઇ આવવાનું છે. તેવામાં જો એ બચ્ચાંની ઈજ્જત તમો બીગાડશો અને તે વાત જાહેર થઈ તો તમો બીલકુલ બચવાના નથી. તમોજ કેહોછ તેમ કાયદામાં એને "કૅપીટલ કાઇમ" કહેલો છે, અને ગમે એવા મોટા ઉમરાવ તમો છેઓ તોપણ જનમ દેશનીકાળની જાલીમ સજાથી તમો કદી—"

"મરી રેહ, મરી રેહ!" લૉર્ડ લીલબર્ન તુચ્છકારનું હસ્યો; "માહરાં ગ્લાસમાં બીજો થોડો વાઈન નાખ, અને નહી ઘટતું એ મુજબ બકવો બંધ કરી એકદમ બાક આવ!"

દયા શોધતી આંખ્યોએ દાસી હેરીઅતના ચેહેરામાં જોયું કે તેના દીલમાં ચુદાઈ આવ્યું, જ્યારે તે વજ્વાઈ ગયલી પોતાનો ચેહેરો છુપાવવા ફરી ગઈ. એવામાં લીવબર્નના વિશ્વાસુ ખીદમતગાર ડાઈકર્મેને બારણું ઉઘાડી અંદર ડોકાવ્યું.

"અમે અહીંજ છીએ, કાકાજી," દાસી હેરીઅતે તેને કહ્યું; "એવાનું જમવાનું અહીંજ મોકલજો, અને પછી એવણને સુવા દેવાનાં છે. માહરા લૉર્ડનો એજ હુકમ છે, અને તેવણ પોતાના ઓરડામાં ગયલા છે."

ડાઈકર્મેન એ ખુલાસાથી રાજી થયલો લાગ્યો અને જતો રહ્યો, જે પછી હેરીઅતે મમતાથી ફૅનીનો હાથ પોતાના હાથમાં લઈને ઘણી નરમાશ સાથે કહ્યું, "ના બીહયા કર અમથી અમથી એટલી, છોકરી. એવણે ના કહયુંછ એટલે એવણ કદી તુંને સતાવતા હાલમાં અત્રે પાછા આવવાના નથી. એવાં કોણનાં ધન ભાગ્ય થાય? પૈસો એવણ પાસ એટલો બધો છે કે તું ચાહશે તો સુખી સુખી થઈ જશે, પણ તું તાહરી મરજીનું મનાશે ત્યાં વેર કોઈ તુંને જરા થઈને છેડવાનું કે સતાવાનું નથી તે સત કરી માનજે."

ફૅની તે અબળાની છાતીમાં માથું છુપાવી દુસ્કે દુસ્કે રડી.

"ઓ, જો મને જવા દેઓ?" તેણે રડીને કહ્યું; "તમે તો બાઈ માણસ છો, એટલે તમોને તો દયા હોવીજ જોઈએ. માહરા એક ઘરડા બપાવા માહરે આધારે છે, અને હોસમાં આવી જો મને બોલાવશે ને નહીં જોશે તો જરૂર બીચારા પટ દેતા કે મરી જતા રહેશે!"

"જવા તો માહારેથી દેવાયજ નહી, હું નાહેકમાં મરી જતી રેહું," હેરીઅતે જવાબ કર્યો; "પણ હું કસમપુર્વક તુંને પાછું બી કેહુંછ ને ખાત્રી આપુંછ કે અત્રે તાહરે બીહીવાનું કાંઈજ નથી."—અને એવામાં ડાઈકર્મેન એક મોટી ત્રેમાં તરેહવાર જમવાનું લઈને દાખલ થયો એટલે તે બોલી, "લે, આએ ભોનું આવ્યું; તુંને ગમે તો બુક બાચકો ખાઈ લે, અને પછી બારણાં અંદરથી તપાસીને નિરાંતે સુઈ જા. તાહરી ખાત્રી થાય તેથી હું પોતે બી તાહરી આગળ નથી રહેવાની. લે—જરા વાઈન તો લે?"

ફૅનીએ ફકત ઠંડું પાણી પીધું, અને તેનાં સુક્કાં પાત્રાં જેવાં થઈ ગયલાં ગળાંમાંથી પાણી વટીક ઉતરી શક્યું નહીં! તે પાણી પીતાં બી પુષ્કળ ગુંગળાઈ-એટલી બધી તે બીહીધેલી અને ફીકરમંદ બનેલી હતી; પણ આસ્તે આસ્તે તેને હીંમત આવી. હેરીઅતે તેને ખાત્રી આપી કે જો એક બે દીવસ સુધીમાં તે લીલબર્નનાં મતની નહીંજ થશે તો તે ઉમરાવ પોતાની ગમે એવી નાસીપાસી છતાં વગર વાંધો કરવે તેને ઘરેબારે

પાછી જવા દેશે, અને તેથી તેને કેટલીક હદ સુધીની ધીરજ મલી ને હીંમત આવી, જે પછીથી ધીરજ પાંમેલી તે હેરીઅતને બાહેર કાઢી સુવા જવા તૈયાર થઈ. તેણીએ બધાં બારણાં પોતાને હાથે અંદરથી બંધ કરીને ચોક્કસ કર્યાં, અને નાહસવાનો કે બચવાનો બીજો માર્ગ નહી જોઈને ખુદા પાસ સબર માંગી તુરત વેળા તો સુઈ જવાજ મન કરયું. તેણીએ ગુંઠણ્યે પડીને નિખાલેશપણે તે વાલીઓના વાલીની રક્ષા અને રેહમત માંગી લીધી, કે જે રક્ષા અને રેહમત ગમે એવાં બંધ બારણાંઓમાંથી પણ તેનાં આર્જુ-વારને પોંહેચતાં કશો વીલંબ કે કશું મુશકેલ કોઈ દહાડે થયું નથી!

---

## પ્રકરણ ૬૫.

લૉર્ડ લીલબર્ન વળતી સહવારે નાસ્તા પર બેઠેલો હતો. તે એકલોજ હતો. ડાઈક-મૅન હાથની અદબ વાલીને અદબથી પાછળ ઉભેલો હતો. શેઠ તેવોજ વાણેતર હતો, અને જોકે ઉપર ઉપરથી આ વિશ્વાસુ ખીદમતગાર તેના માલીકનો ઘણો અદબ કરતો લાગતો હતો, તોપણ ખરી રીતે તો બાતેનમાં બંને એકમેકને ઓળખી ગયા હતા અને એકમેક ઉપરના વિશ્વાસનાં કારણથી બંને સરોબરીઆ જેવાજ હતા.

"માહરા લૉર્ડ, તમે હજી બી વીચાર કરો." તે ખીદમતગાર કે જે તેના માલેક કરતાં થોડો વધારે કાચોપોચો અને હીચકારો છતાં વંધારે દુરઅંદેશ અને દાના હતો તે સમજાવતો સંભળાયો; "માહરાં ગરીબનાં મતથી ખરેખર આએ તમે ઘણો મોટો જોખમ કરોછ. એ છોકરી જે કસ્બામાં રેહછ ત્યાં તે આખો કસ્બો એના બપાવા તરફની એની હદ વગરની દીલસોઝીને લીધે એને ઓળખેછ, ચાહેછ ને માન આપેછ, અને એ છોકરી ગુમ થયલી જણાતાં આખું ગામ ઉશ્કેરાઈ આવવાનું છે. તેવામાં જો એ બચ્ચાંની ઈજજત તમો બીગાડશો અને તે વાત જાહેર થઈ તો તમો બીલકુલ બચવાના નથી. તમોજ કેહોછ તેમ કાયદામાં એને "કૅપીટલ ક્રાઈમ" કહેલો છે, અને ગમે એવા મોટા ઉમરાવ તમો છેઓ તોપણ જનમ દેશનીકાળની જાલીમ સજાથી તમો કદી—"

"મરી રેહ, મરી રેહ!" લૉર્ડ લીલબર્ન તુચ્છકારનું હસ્યો; "માહરાં ગ્લાસમાં બીજો થોડો વાઈન નામ, અને નહી ઘટતું એ મુજબ બકયો જવાથી એકદમ બાઝ આંવ!"

ડાઈકમૅને જબાન પકડી લીધી, અને પછી તેને થયલા હુકમ મુજબ એક શોભીતી ડીકેન્ટરમાંથી તેણે નવેસર વાઈન નામીને લીલબર્નવાલું ગ્લાસ ભરી આપ્યું, જે એક્કે ટાંસે ઓટી જઈને હોઠ મતમતાવતાં તે હવે પોતાના નોકર તરફ ફર્યો.

"ડાઈક, તું હમેશનો હીચકારો ને ગધેડો છે આ તો જમાનાઓથી પુરવાર થઈ ચુકેલી બીના છે! તું શાંનો એટલો બીહી મરેછ? તું કાયદો સમજેછ ને હું નથી સમજતો? એ જાતની જાસ્તી કાયદામાં "કૅપીટલ ક્રાઈમ" ગણાયછ ખરી, પણ એવું તો મેં આખી જીંદગીના દરમ્યાનમાં ઘણું કીધુંછ, અને કોઈ દાહડે આ ઉમ્મર સુધી કાયદાની ચુંગાલમાં ફસ્યો નથી તેનું કેમ? ગધેડા, હુશયારી કોઈના બાપની છે? કામ જે લઈએ તે હુશયારીથી લેવાવું જોઈએ. આ છોકરીને આપણે અત્રે ઉપાડી લાવ્યા કારણકે તેને જોતાં સાથે અજબ જેવી રીતે માહરૂં દીલ લાગ્યું, અને તેને આપણી પક્ષમાં મનાવી લેવાની તજવીજ કરી જોવા એથી બેહતર માહરી કને બીજો કોઈ રસ્તોજ નહીં હતો. વળી તું ધારેછ તેવી કોઈ જાસ્તી વાપડવાનો માહરો જરા એ વિચાર નથી. ખરેખરૂં અજબ જેવું તો એ છે કે એ છોકરીના સંબંધમાં તેવી કોઈ હીંમત કરવા માહરૂં દીલજ માનતું નથી, અને તેજ કારણથી તો બીજાં કોઈ નોકરનફરોને એ વાત જાણવા નહીં દેવા મેં તુંને ને તાહરી ભત્રીજી હેરીઅતને તાકીદ ફરમાવેલી છે! માહરી મતલબ માહરા પૈસા-ટકા અને કીમતી દરદાગીનાની ભેટ સોગાદથી એ પોરીને ફક્ત બને એટલી કસી અને લલચાવી જોવાની છે, અને તેમ કરતાં એ પોતાની ખુશીનું સીવેસીધું ઉતરી ગઈ, તો પછી કાયદાનો જોખમજ કાંહાં રહ્યો?"

"પણ ધારો, માહરા લૉર્ડ, કે એ રીતે લલચાવીને એ છોકરીને તમે ઠેકાણે લાવી શકો તે આગમચ તેનું હરણ કરવાનું આ તરકટ જાહેર થઈ ગયું તો?"

"તો ખરાબી કાંઈબી ગંભીર નહીં થયલી હોવાથી પૈસાનાં જોરે એક લેહજામાં આપણે સઘળું પાછું દાબદબાણ કરાવી લઈ શકશું," તે લંગડા ઉમરાવે ખાત્રીથી કહ્યું. "એનો કોઈ બુઢો બપાવો છેક નેવુંની ભરનીમાં ભરાયલો તદન ભેજા વગરનો બની ગએલો કેહવાય છે તેને થોડાક પૈસા ઠાંસ્યા તો તે ફર્યાદ કદી કરવાનો નથી, અને તે ફર્યાદ નહી કરે તો બીજાં કોઈને વચ્ચે માથું મારવાનો હક્કજ શું હોય? લે ચાલ, હવે આય બ્રેકફાસ્ટ ટેબલ ક્લીઅર કર અને મને એકલો છોડ."

ડાઈકર્સને તેમ કર્યું.

'એ પોરી પેલા માહરા કંગાલ મુદદઈ વીલ્યમ ગૅાત્રેની દીકરીની દીકરી કેહ-વાયછ, ને તે કમીનો જો કે મરી ગીયોછ તોપણ તેણે મને આ જીંદગીભરનો ખોડો અને લંગડો કીધોછ તે તેનું કરપીણપણું હું તેને માફ કરી શકતો નથી, એટલે તે મુવેલા ડોજખીપર પણ વેર લેવાને ખાતર તેની આ દીકરીની દીકરીની ઈજ્જત બીગાડ-વાથી માહરાં ખારીલાં દીલને કાંઈક બી સંતોષ મલશે,' તે એ પછી એકલો પડ્યો એટલે એકલો એકલો દાંત પીસીને પટપટ્યો; 'પણ બડી તાજુબ કે એ પોરીને હું રૂબરૂ જોઉંછ ત્યારે મને તેના પર બદદયાનતી થવાને બદલે કાંઈ ખરાં દીલનું હેત બરપા થાયછ ને

માહરી દયાનતમાં દગો શામીલ થઈ શકતોજ નથી! એ, હું કેવું ચાંહુંછ કે એ પોતાની ખુશીનું મને ચાહતી થાય!'

તેણે હયાં ચંગ વગાડી હેરીઅતને બોલાવી, અને તેનાથી ફૅનીને લગતી સહવાર પછીની બધી વિગતો મેળવી. તેણે ખુશી સાથે સાંભળ્યું કે તેણીએ આપેલા અનેક સધ્યારાઓનાં કારણથી ફૅની હાલમાં વધારે સ્વસ્થ અને શાંત બનેલી હતી, અને ત્યારે એકવાર ફરી તેને તેના ઓરડાનાં એકાંતમાં મલીને સમજાવવા અને પોતાનો નસીબો અજમાવવા તે દુરાચારી ફરી એક વખત તૈયાર થઈ ગયો. એમ છતાં તેને લાગ્યું કે એની ઉમ્મરની ગરીબ છોકરીઓ ખાલી શબ્દો કરતાં દરદાગીનાથીજ વધતી જીતાય છે, અને ત્યારે એને આપવાની દયાનતથી તે થોડીક નાહની નાહની કીંમતી વસ્તુઓ જે અવારનવાર ખરીદી લાવ્યો હતો, અને બેદાદ કીસમે જે અહીં તહીં જ્યાં ત્યાં મુકતો રહયો હતો તે તેણે કબટખાણાં ખોલીને એક રૂમાલમાં એકઠી કરવા માંડી. તે એ બધાંનું એક ડીસંટ પેકેટ કરીને પોતાની સાથે ફૅનીને તેના ઓરડામાં મળવા જાય ત્યારે લઈ જવા ચાહતો હતો.

એમ કરતાં તેને યાદ આવ્યું કે એક સૌથી સરસ વસ્તુજ મલતી નહીં હતી! તે એક નાહનું, શોભીતું, કીંમતી હીરાઓથી ઝળઝળ થતું ઈયરીંગ હતું. તેણે, તે ઉપરથી, તેની બધે શોધ કીધી. કબટ, ખાણાં, ત્રીજોરી, વિગેરે બધું જોઈ વલ્યો, અને છેલ્લે તેને પેલી ડૅસ્કની યાદ થઈ. તે અવારનવાર બાહેરથી આવીને ધકમાંનેધકમાં તે ખોલીને લખવા બેસી જતો તેમ ત્યાં કાંઈ લખવા બેઠો હોય, અને તેને લગતાં કોઈ ખાણાંમાં તુરતવેળા તે કીંમતી વસ્તુ ઠેસવી દઈને પછીથી તે વાત તે સદંતર ભુલી તો નહી ગયો હોય? એ ઉપરથી, તે ખોડંગતો અને લંગડાતો પોતાના લાયબ્રેરીરૂમમાં ગયો, અને તે ખોલી તેને લગતાં બધાં "પીજન હોલ્સ" (વકોરાઓ) તે તપાસવા પડયો. તે હરેક ખાણાંમાંથી કાગળ્યાંઓનાં ઢગલા બાહેર ખેંચી કાઢતો અને ધમશાંન કર્યો જતો, અને જેમ તે સૌથી વધારે વાહાલી વસ્તુ વેહેલી નહી મલી આવી તેમ તે વાસ્તે પોતાનાં મન સાથ વધતો ખીજવાતો અને વધતોજ તે સારૂ તલાબગાર બનતો! એમ કરતાં એક "રીસેસ" (વકોરો) જે વધારે ઉંડાણમાં હતો તે બધો ખાલી કરી નાખીને ખીજવાતના ધસારા સાથે અંદરવેર હાથ ઘુસાડયો, જયારે તેને એક નાહની ખીલી ભોકાઈ ગઈ હોય અને તે ચાંપમાં તેનાં આંગળાંનું માસ પકડાઈ ગયું હોય તેમ થયું, અને તે બહુજ ચમકયો. એ શું હતું? તેણે આંગળું છટકાવા જોર કર્યું તો તેમાં બેસાડી દીધેલું એક સરતું બારણું ચપક દેતું કે ખોલી ગયું, અને એક અજબ જેવી બનાવટનો ચોરવકોરો એકદમ જાહેર થયો!

તે હેરત થઈ ગયો! આ ડૅસ્કનાં આવાં ઉંડાણમાં આવો એક ચોરવકોરો હસ્તી ધરાવતો હોવાનું તો તેણે કદી સ્વપ્ને પણ ધાર્યું નહી હતું, અને ત્યારે આ શું હતું? તેનાં આંગળાંનું માંસ પેલી ચાંપમાં દબાયલું હોવાથી આંગળું લોહી ઝઝરતું થયું હતું તેની પણ તેણે દરકાર કરી નહીં, અને તે આંગળું લોહી ટપકતું બાજુ રાખીને જીજ્ઞા-

સાથી ઉશ્કેરાયેલા તે આસામીએ પેલા ચોરખાનામાં પાછો હાથ નાખ્યો તો તેને એક જાડા કાગળ પર લખાયલો અને તેવાંજ એક જાદા મજબુત કવરમાં સંભાળથી મુકાયલો દસ્તાવેજ મળી આવ્યો! તેણે તે એનવેલપમાંથી ખેંચી કાઢ્યો, અને આંખના ગોખલાઓમાંથી નીકળી પડવા માંગતા હોય તેવા તાજુબ થયેલા ડોળાઓ સાથે આ મુજબ વાંચ્યું :—

લગનની સરટીફીકેટ

(ખરી નકલ).

રેજીસ્ટર નંબર ૮૩. સફે ૨૧.

હૅરી બોફર્ટ અને કૅથેરાઇન મૉરટન આ દેવળમાં બાન્સ કાઢીને નવેમ્બરથી તા૦ ૧૨ મી ૧૮૪૦ ના સુકરવારની સાંજે આહરે હસ્તક પરણીને ધણી ધણીઆણી થયાં છે.

કૅલેબ પ્રાઈસ. (વડો પાદરી).

આ લગન અમો બંન્ને વચ્ચે ખરાં હકદાર રવેસે કરવામાં આવ્યાં છે, અને તે અમારી બંનેની રાજીખુશીથી થયલાં અમોને કબુલ મંજુર છે.

(સહી) હૅરી બોફર્ટ.
( „ ) કૅથેરાઇન મૉરટન.

આ લગન અમારી રૂબરૂમાં થયાં છે, અને અમો બંને એ પવિત્ર ક્રીયાના સાક્ષીઓ છીએ.

(સહી) ડેવીડ કૅાપર.
( „ ) વીલ્યમ સ્મીથ.

આ સરટીફીકેટની ખરી નકલ મી૦ હૅરી બોફર્ટની અરજથી અને વડા પાદરી મી૦ કૅલેબ પ્રાઈસના હુકમ મુજબ મેં દેવળનાં રેજીસ્ટરમાંથી ઉતારેલી છે.

(સહી) જોસફ જોન્સ, ક્યુરેટ.

અજાયબીથી દંગ થતાં કંગાળ લીલર્બને આ કીંમતી દસ્તાવેજ વાંચીને પુરો કર્યો, અને તેટલાં હેરીઅત અંગુઠે ચાલતી ત્યાં આવી.

"તે અહીં આવેછ, માહરા લૉર્ડ—આએ ઓરડામાં," તેણીએ કાન પર પડીને કહ્યું; "તેને ખબર નથી કે તમે અહીં છેઓ."

"આવવા દે," લીલબર્ને હુકમ આપ્યો, અને હજી તો હેરીઅત ત્યાંથી ચાલી જાય તેટલાં બાહેર ઘણા ઝપાટામાં એક ગાડી આવી લાગવાનો ઘોંઘાટ થયો, અને બીજીજ પળે તે લંગડા ઉમરાવનો બનેવી લૉર્ડ રૉબર્ટ બોફર્ટ ઘણા ઘભરાત વચ્ચે તે હતો તે લાયબ્રેરીવાલા ઓરડામાં ધસી આવ્યો!

—

## પ્રકરણ ૬૬.

સોલીસીટર મી૦ બારલો કનેથી રૂખસદ પામેલો ફીલીપ જ્યારે પોતાનાં લંડનનાં મકાનમાં આવી પોહોંચ્યો ત્યારે તેણે પોતાના ફ્રૅન્ચ મીત્ર લેનકોર્ટને પોતાને ત્યાં તેની વાટ જોતો ખોટી થઈ રહેલો જોયો. તે ફ્રૅન્ચમૅન ફ્રાન્સના રાજદ્વારી મામલાઓને લગતી કાંઈ વધતી વીગતો તેની કને લાવ્યો હતો, અને તે વાસ્તે ફીલીપ જોડે મત અને વાત કરવા આવ્યો હતો.

"પણ તમને ખબર કોણે આપી કે હું અહીયાં આવેલો છેઉં?" ફીલીપ હસીને અજબ થયો.

"તમે આજે સહવારે બાર વાગા સુધીમાં અત્રે આવવા જોઈએ એમ તમારા સોલીસીટર મી૦ જૉન બારલો મને ગઈ કાલે મલ્યા હતા તેવણ કેહેતા હતા," લેનકોર્ટે ખુલાસો કર્યો; અને પછી તે બંને રાજદવારી ગોઠયાઓએ માથાં મેળવીને ઘણો લાંબો વખત સુધી પોતાનાં કામકાજની મસલત ચલાવી, કે જેમાં વાંચનારાં સજ્જનોને રસ પડે એવું કાંઈ નહી હોવાથી તે અમો કુદાવી જઈશું, અને પછીથી છુટટા પડતી વખતે જે સેહેજ વાત પરથી વાત નીકળતાં વાતચીત થઈ તેજ અત્રે ટપકાવી લઈશું:—

"પછી તમે લીલબર્નનાં ઈજનને માન આપીને બોફર્ટ મૅનરમાં જઈ આવ્યા ત્યાં કેવું ઍનજોય કીધું?" લેનકોર્ટે ઉઠતાં ઉઠતાં યાદ થવાથી પુછ્યું.

"મેં તો એ લંગડા સાથે વેંહચીજ લીધું!" ફીલીપે હસીને જવાબ કર્યો; "કાર્ડસને લગતી એની લુચ્ચાઈ ને ઠગાઈ આ વખત તો હું તામોશ કરી શક્યોજ નહીં."

"વૅલ, એવી કોઈ ફીકરથીજ તો મેં એનું ઈજન નાકબુલ કર્યું હતું," પ્રમાણીક લેનકોર્ટે કહયું. "એવા એક સાથે રમત ખેલવામાં મજાહ કે માન કરતાં બેઈજજતીજ વધારે સમજાવી જોઈએ."

"પણ તમે એને આએ તરફ કેથે મળ્યા હોશોની?" ફીલીપને યાદ થવાથી તેણે સવાલ કર્યો; "એને એકાએક એ ફીકરૂં થવાથી એ તો અમો તેના બધા નોતરેલા મેહમાનોને ત્યાં પડતા મુકીને પોતે ઘણો વધારે વેહેલો આ તરફ ધસડાઈ આવ્યો હતો!"

"એને રૂબરૂ મલ્યો નથી, પણ ગઈ કાલે સાંજે મેં એને હૅલબર્નનાં ગામમાં જોયો હતો ખરો. હું માહરા એક દોસ્ત સાથે તે તરફ ઘોડેસ્વારીએ ગયો હતો, કેમકે તેણે એક નવો ઘોડો લીધો છે તેની લાંબી ત્રાયલ લેવાની હતી."

"અને એ તે ગામમાં શું ઘોળતો હતો?" તેની વાહલી ફૅનીનાં ગામમાં એ લુચ્ચો જોવામાં આવ્યો હતો એમ સમજતાં ફીલીપ થોડોક શંકાથી ઉશ્કેરાયો.

સાથી ઉશ્કેરાયલા તે આસામીએ પેલા ચોરખાનામાં પાછો હાથ નાખ્યો તો તેને એક જાડા કાગળ પર લખાયલો અને તેવાંજ એક જાડાં મજબુત કવરમાં સંભાળથી મુકાયલો દસ્તાવેજ મળી આવ્યો! તેણે તે એનવેલપમાંથી ખેંચી કાઢયો, અને આંખના ગોખલાઓમાંથી નીકળી પડવા માંગતા હોય તેવા તણાઈ ગયલા ડોળાઓ સાથે આ મુજબ વાંચ્યું:—

લગનની સરટીફીકેટ

(ખરી નકલ).

રેજીસ્ટર નંબર ૮૩. સફે ૨૧.

હૅરી બોફર્ટ અને કૅથેરાઇન મૉરટન આ દેવળમાં બાન્સ કાઢીને નવેમ્બરથી તા૦ ૧૨ મી ૧૮૪૦ ના સુક્કરવારની સાંજે સાહરે હસ્તક પરણીને ધણી ધણીઆણી થયાં છે.

કૅલેબ પ્રાઇસ. (વડા પાદરી).

આ લગન અમો બંન્ને વચ્ચે ખરા હકદાર રવેસે કરવામાં આવ્યાં છે, અને તે અમારી બંનેની રાજીખુશીથી થયલો અમોને કબુલ મંજુર છે.

(સહી) હૅરી બોફર્ટ.
( ,, ) કૅથેરાઇન મૉરટન.

આ લગન અમારી રૂબરૂમાં થયાં છે, અને અમો બંને એ પવિત્ર કીયાના સાક્ષીઓ છીએ.

(સહી) ડેવીડ કૉપર.
( ,, ) વીલ્યમ સ્મીથ.

આ સરટીફીકેટની ખરી નકલ મી૦ હૅરી બોફર્ટની અરજથી અને વડા પાદરી મી૦ કૅલેબ પ્રાઇસના હુકમ મુજબ મેં દેવળનાં રેજીસ્ટરમાંથી ઉતારેલી છે.

(સહી) જોસફ જેન્સ, ક્યુરેટ.

અજાયબીથી દંગ થતાં કંગાળ લીલબર્ને આ કીંમતી દસ્તાવેજ વાંચીને પુરો કર્યો, અને તેટલાં હેરીઅત અંગુઠે ચાલતી ત્યાં આવી.

"તે અહીં આવેછ, માહરા લૉર્ડ—આઓ ઓરડામાં," તેણીએ કાન પર પડીને કહયું; "તેને ખબર નથી કે તમે અહીં છેઓ."

"આવવા દે," લીલબર્ને હુકમ આપ્યો, અને હજી તો હેરીઅત ત્યાંથી ચાલી જાય તેટલાં બાહેર ઘણા ઝપાટામાં એક ગાડી આવી લાગવાનો ઘોંઘાટ થયો, અને બીજીજ પળે તે લંગડા ઉમરાવનો બનેવી લૉર્ડ રૉબર્ટ બોફર્ટ ઘણા ગભરાત વચ્ચે તે હતો તે લાયબ્રેરીવાલા ઓરડામાં ધસી આવ્યો!

———

## પ્રકરણ ૬૬.

સોલીસીટર મી૦ બારલો કનેથી રૂખસદ પામેલો ફીલીપ જ્યારે પોતાનાં લંડનનાં મકાનમાં આવી પોહોંચ્યો ત્યારે તેણે પોતાના ફ્રેન્ચ મીત્ર લેનકોર્ટને પોતાને ત્યાં તેની વાટ જોતો ખોટી થઈ રહેલો જોયો. તે ફ્રેન્ચમૅન ફ્રાન્સના રાજદ્વારી મામલાઓને લગતી કાંઈ વધતી વીગતો તેની કને લાવ્યો હતો, અને તે વાસ્તે ફીલીપ જોડે મત અને વાત કરવા આવ્યો હતો.

"પણ તમને ખબર કોણે આપી કે હું અહીયાં આવેલો છેઉં?" ફીલીપ હસીને અજબ થયો.

"તમે આજે સહવારે બાર વાગા સુધીમાં અત્રે આવવા જોઈએ એમ તમારા સોલીસીટર મી૦ જૉન બારલો મને ગઈ કાલે મલ્યા હતા તેવણ કેહેતા હતા," લેનકોર્ટે ખુલાસો કર્યો; અને પછી તે બંને રાજદવારી ગોઠયાઓએ માથાં મેળવીને ઘણો લાંબો વખત સુધી પોતાનાં કામકાજની મસલત ચલાવી, કે જેમાં વાંચનારાં સજજનોને રસ પડે એવું કાંઈ નહી હોવાથી તે અમો કુદાવી જઈશું, અને પછીથી છુટટા પડતી વખતે જે સેહેજ વાત પરથી વાત નીકળતાં વાતચીત થઈ તેજ અત્રે ટપકાવી લઈશું:—

"પછી તમે લીલબર્નનાં ઈજનને માન આપીને બોફર્ટ મૅનરમાં જઈ આવ્યા ત્યાં કેવું ઍનજોય કીધું?" લેનકોર્ટે ઉઠતાં ઉઠતાં યાદ થવાથી પુછયું.

"મેં તો એ લંગડા સાથે વેંહચીજ લીધું!" ફીલીપે હસીને જવાબ કર્યો; "કાર્ડસને લગતી એની લુચ્ચાઈ ને ઠગાઈ આ વખત તો હું તામોશ કરી શકયોજ નહીં."

"વૅલ, એવી કોઈ ફીકરથીજ તો મેં એનું ઈજન નાકબુલ કર્યું હતું," પ્રમાણીક લેનકોર્ટે કહયું. "એવા એક સાથે રમત ખેલવામાં મજાહ કે માન કરતાં બેઈજજતીજ વધારે સમજાવી જોઈએ."

"પણ તમે એને આએ તરફ કેથે મળ્યા હોશોની?" ફીલીપને યાદ થવાથી તેણે સવાલ કર્યો; "એને એકાએક એ ફીકર થવાથી એ તો અમો તેના બધા નોતરેલા મેહમાનોને ત્યાં પડતા મુકીને પોતે ઘણો વધારે વેહેલો આ તરફ ધસડાઈ આવ્યો હતો!"

"એને રૂબરૂ મલ્યો નથી, પણ ગઈ કાલે સાંજે મેં એને હૅાલબર્નનાં ગામમાં જોયો હતો ખરો. હું માહરા એક દોસ્ત સાથે તે તરફ ઘોડેસ્વારીએ ગયો હતો, કેમકે તેણે એક નવો ઘોડો લીધો છે તેની લાંબી ત્રાયલ લેવાની હતી."

"અને એ તે ગામમાં શું ઘોળતો હતો?" તેની વાહલી ફૅનીનાં ગામમાં એ લુચ્ચો જોવામાં આવ્યો હતો એમ સમજતાં ફીલીપ થોડેક શંકાથી ઉશ્કેરાયો.

"મને તો કાંઈ અપ્રમાણીકજ લાગ્યું, પણ મેં કાંઈ માઈન્ડ કર્યું નહી, અને એનું અમો ઉપર ધ્યાન ખેંચાય તે આગમચ તો અમો બાજુએથી ઘોડા મારીને ચાલી ગયા. તાજુબ તો એ હતી કે એની બ્રોહામ બાજુમાં દબાઈને ઉભેલી હતી કે જે ઉપર કોચમૅન કે સઈસો કોઈ હતા નહી, અને એકલો એનો વીશ્વાસુ ખીદમતગાર ટાઈક કોચબૉક્ષ પર ચઢી બેઠેલો હતો. તે વખતે ધુમસ ઘણું વરસતું હતું, ને તે છતાં એ આપણો નામવર દોસ્ત તો લેહેર કરવા નીકળી પડયો હોય અથવા કોઈની વાટ જોતો ખોટી થઈ રહયો હોય તેમ બ્રોહામમાંથી ઉતરી પડીને પાંઉખાદો ઉપર નીચે ફેરા લેતો હતો!"

"પણ એ કંઈ તરફ હતો?"

"એ ગામમાં પેલી એક ચૅરીટી સ્કુલ છે તેના મોટા કમપાંઉન્ડની લાંબી દીવાલની બાહાર મેં એને જોયલો ખરો; પણ ચાલો, એ બુરાની ફેજ આયંદા બુરીજ છે. એ તો કર્યું તેવું પાંમ્યે! સાહેબજી."—અને લેનકોર્ટ ચાલ્યો જતો હતો જયારે ફીલીપે તેને રોકયો.

"તમે શું કહયું લેનકોર્ટ—તમો શું હમણાં ઈટલી જનાર છો?"

"હા, કેમ?"

"થોડાક ત્યાં રોકાશો ખરા?"

હા, ઘણું કરીને—પણ કેમ, કંઈ કામ છે? ફરમાવો, માહરા દોસ્ત, માહરેથી બનતું હોશે તો કાંઈ નાધલી જેવી બી તમારી ખીદમત કરવામાં હું માન સમજીશ!

"નાધલી ખીદમત નથી—મોટી છે!" ફીલીપ હસ્યો અને પછી તેણે નિરદોષ ફૅનીના પેલા મરી ગયલા આરટીસ્ટ ઈટાલ્યન બાપનું નામ લેનકૉર્ટને આપ્યું. અકસમાટીક એક પ્રસંગે એક મોટી ઈટાલ્યન વંશવાળીની હીસટરીની બુક તેના હાથમાં આવતાં ફૅનીના બાપનેજ મળતાં આવતાં નામના પુર્વજોની બાહદુરી ને આહોઝલાલીની એક મોટી મગરૂરી ઉપજે એવી કેફીયત તેના વાંચવામાં આવી હતી અને દીન ઉગે વધતી આવતી કેળવણી ને હુશ્યારીથી ફૅની જે ઉંચ સદગુણો પ્રદર્શીત કરતી જતી હતી તેથી ફૅનીની રગોમાં કોઈ ઉંચ તોખમનું લોહી દોડતું હોવાનો સુબેહ ફીલીપને પડી ચુકયો હતો અને તેથી તેના ચાહતા દોસ્ત લેનકોર્ટને તેને ફૅનીના ચીતારા બાપનાં ખાનદાનની ભાળ કાઢવાનું સોપ્યું. બનવાજોગ છે કે ઈટાલ્યન કાવાદાવાનો ભોગ બની ફૅનીનો બાપ કોઈ ઉંચ તોખમનો હોવા છતાં જીવ બચાવા માલોમીલકત પાછળ નાખી એક ગરીબ ચીતારા પેરે પૅરીસમાં નાહસી આવી વસ્યો હોય, જયાં ફૅનીની અતી ખુબસુરત જુવાનીમાં ઝુલતી માતાને મળતાં તેઓ એકજ નજરના પ્યારથી ઘવાયાં હોય ને આખરે વીલ્યમ ગૅાટ્રેની મદદ ને આપીશ સાથ પરણીને એક થયાં હોય!—અને પ્રમાણીક હાવભાવનો લેનકોર્ટ એ બાબદમાં બનતું કરવા પ્રૉમીસ થઈ વીદાય થયો.

લેનકોર્ટના એ રીતે જવા પછી ફીલીપ મોટા વસવસામાં ઉતરી પડયો. તેણે બીહીવું કાંય જોઈએ તે તેને સમજણ પડયું નહીં, પણ ફૅનીવાલાં ગામમાંની જે સ્કુલમાં તે અવારનવાર જતી હતી તેની દીવાલની લગોલગ તે ગાડી લઈને ઉભેલો શક ઉપજે એવી કીસમે જોવામાં આવ્યો હતો તે વાતની માહીતી થતાં તે મનથી ઘણો અસ્વસ્થ થઈ ગયો. તે નાલાયક આસામીની ફૅનીને વાસ્તેની બદધ્યાનતીભરેલી અભીલાષાઓથી તે છેક બીનમાહીતગાર નહી હતો. કબ્રસ્તાનનાં એકાંતમાંથી તેણીનું હરણ કરતાં તેણે લુચ્ચા ડાઈકને એક વાર પકડયો અને બફાત્યો હતો તે વાતની તેને અત્રે પાછી યાદ થઈ, કેમજે ડાઈકને લીલબર્નને ત્યાં તેને પાછો જોયો ને પીછાણ્યો હતો, જો કે ડાઇક ઉતાવળા ઘભરાતમાં તેને પીછાણી શકયો ન હતો; પણ આએ બી બનવાજોગ હતું કે તુચ્છ બુધ્ધીનો તે ઉમરાવ આએ વખત તે તરફની કોઈ બીજીનોજ રસ્તો ઘેરતો ઉભો હોય? ફૅની તો રાત્રે બાહેર એકલી નીકળતીજ નહીં હતી, અને એવી ધુમસ ભરેલી રાત્રે નીકળે એમ તો સંભવતુંજ નહી હતું.

એમ છતાં તેણેં મન કરયું કે હૅલબર્ન ગામમાં એક ફેરો જઈ આવવું, અને ત્યાં બધું સમાધાન હતું કે કેમ તે વાતની પોતાની ખાત્રી કરી આવવું, કે જેથી તેને નીરાંત થાય; અને એમ મન કરી તેણે ખાનું પોકાર્યું, જ્યારે ખાનું આવી લાગે તે આગમચ તો એક ખીદમતગારે આવી તેને ખબર કરી કે કોઈ નોકરાંણી જેવી બાઈ તેને ઘણુંજ તાકીદનું મળવા ચાહતી હતી.

"બોલાવ અંદર," તેણે હુકમ આપ્યો, અને બીજીજ પલે ફૅનીની ભલી દાયા સાહરા અંદર ધસી આવી.

"ઓ સાહેબ, કેહો ખરૂં," તેણીએ અંદર આવતાં સાથે આંસુઓ વચ્ચે ઘભરાત કર્યો; "શું તમોએ તેને આહીં બોલાવી લીધેલી છે? આહીં રાખેલી છે? અરે, તમારા જેવા એક તરફથી એવી ભુંડી વક્કી કોણ રાખી શકે? કાંય તમે એમ કીધું? કેવી પાક ને નિરદોષ છોકરી ને કાંય તેની ઈજજતનો તમે એમ નાશ શોધ્યો?"

"દીવાંની ઓરત, તું શું કેહેવા માંગેછ?" ફીલીપે દેહસ્ત ખાઈ જતાં ગુસ્સાનો ગગડાટ કર્યો; "એકદમ ખુલાસાથી બોલ: શું થયલું છે?"

હવેજ સાહરાની ખાત્રી થઈ કે તેણે આ ખરેખરા નેક જવાંનને ઘણો શરમભરેલો ગેરઈન્સાફ કર્યો હતો, અને ત્યારે એકદમ ઠંડી પડી જઈને જે બન્યું હતું તે હાલ ઘણા ઘભરાત વચ્ચે તેણીએ બ્યાન કર્યો. નાહની ફૅની આગલી સાંજે કાંઈ ચોપડી લાવવાનું કહીને તેની સ્કુલની નજદીકના પ્રૉફેસરના બંગલામાં જવા દીવા થવા પછીથી ઘરમાંથી બાહેર પડી હતી, અને પછી પાછી ફરીજ નહી. ઘણું મોડું થયું ત્યારે તે (સાહરા) બીહીધી, અને ઘરડા સાઈમનને તે વાત સમજાવવાની તેણીએ કોશેશ કરી, પણ તે એવો

બેધ્યાન થએલો હતો કે તે કાંઈ સમજીજ શક્યો નહીં. ગાગન કરીને દીવામાં દીવટ પડવા પછીથી તે ડોસો બીચારો હરહંમેશ વધારેજ ચુનો સાવજ થઈ જતો હતો. એટલા વાસ્તે તે ગુમ થયલી છોકરીની ભાલ મેળવવાની જોખમદારી તેણીનેજ શીર રહી, અને તે પ્રૉફેસરને ઘેરે દોડી ગઈ, જ્યાં તેને કેહવામાં આવ્યું કે ફૅની તો બે કલાક આગમચની પોતાને જોઈતી હતી તે ચોપડી લઈને જતી રહી હતી. એ ઉપરથી તે કાળજીવંત પ્રૉફેસરે તે બાજુના પાહરા પરના પોલીસમેનને બોલાવ્યો, જેણે કબુલ કર્યું કે તે પાહરા પર ઉભો હતો તે વખતે તેણે એક કોઈ છોકરીની મદદ માટેની ચીસ સાંભળી હતી ખરી, પણ તે દોડીને તે તરફ ગયો ત્યારે ત્યાં કોઈ હતું નહીં, અને અંધારામાં અને ધુમસ વચ્ચે ઘણે દુર તેને એક ધાબાં જેવું દેખાયું જે ઉતાવળે ધસી જતી કોઈ ગાડી હોય એમ તેણે માની લીધું, પણ તે કાંઈ કરી શક્યો નહીં. એ ઉપરથી સાહરાનો વેહમ ફીલીપ પર દોડ્યો. તે હેમક નોકરાંણીને લાગ્યું કે તેજ તેનું એ મુજબ હરણ કરી ગયલો હોવો જોઈએ!

પણ હવે ફીલીપ તેણીનો રડનપાટલો આગળ સાંભળવા થોભેજ શાંનો? તેણે ધક્કો મારીને ઘભરાઈ ગએલી સાહરાને બાજુએ ગબડાવી દીધી, અને તે એકદમ દોડ્યો—ઉડ્યો! લીલબર્નના પાર્કલેન માહેલા બંગલા પર જતાં, ત્યાં તેણે કરેલી જુસ્તેજોમાં, તેને ખબર મળી કે લૉર્ડ લીલબર્ન તો ફર્નસાઈડ (ફર્ન કૉટેજ) રેહવા ગયો હતો, એટલે તેણે હવે એક મીનીટનીબી ધીલ કરવા વગર પોતાનાં તે બાપીકાં વતન ને બાપીકાં મુકામ તરફ જવા ઝોંકાવ્યું—એક વાહાલું મકાન કે જ્યાં તે જનમ્યો હતો, 'ને એક બાદશાહ જેવા બાપનાં રાજમાં તેમજ હેતમાં ઘેલી ઘેલી બનેલી માવીતરના પ્યારમાં મોટો થયો હતો! અકેક માઈલ જો પુરતા ઝપાટામાં પસાર કરી જાય તો માઈલ દીઠ ગીનીનું ઈનામ તેણે ગાડીવાલાને પ્રૉમીસ કર્યું હતું, અને ત્યારે જે ઝડપથી તે પોસ્ટહોરસીસ ફીન ફીન થતા રસ્તો કાપતા હતા તે દેખાવ જોતાં જીવ અકળાઈ આવે એવો કેવળ જોવા જોગ હતો!

ફૅની રૂમમાં ભરાઇ રહી, પણ ત્રીજી સહવારે હેરીઅતે ફૅનીને એમજ સમજવા દીધું હતું કે લાયબ્રેરીરૂમ ખાલી હતો, અને તેથીજ ફૅની એ તરફ આવવા લલચાઈ. તે લુચ્ચીએ તે બાળાને કહયું કે 'માહરા લૉર્ડ હજી તો તેવણના ઓરડામાં છે, અને બપોર થયા આગમચ બાહેર નીકળવાનો તેવણનો ધારેજ નથી;' અને આશા, એ સાંભળતાં, સ્વભાવિક નાહની ફૅનીની છાતીમાં ઉછળી આવી. તેણે જોયું કે બધાંએ તેની ઉપરનો જાપતો દેખીતો કમી કરી નાખ્યો હતો, અને ત્યારે લાયબ્રેરીરૂમને મસે તે બગીચામાં ઉતરી શકે તો કાંય નહી તેને અહીયાંથી છટકી અને નાહસી જવાનો લાગ મળી જાય?

આ ઉમેદ ઘણી દીલ ઉશ્કેરનારી હતી, અને તેથી તે હેરીઅતનાં જવા કેડે સંભાળથી બાહેર આવી; પણ કેટલાક ઓરડાઓ પસાર કર્યા બાદ જ્યારે તે લાયબ્રેરીરૂમનાં

બારણાં આગળ આવી ત્યારે તેણે તે અલગાં બંધ કરેલાં બારણાંની ફાટમાંથી ચીમાઈને અંદર જોયું તો તેમાં એકને બદલે બે મોજુદ હતા! લંગડો લીલબર્ન ત્યાં હતો, અને તેનો બનેવી રૉબર્ટ બોફર્ટ, એજ કટોકટ ઐયામમાં તેને અહીં મળવા આવી લાગેલો, તેના જોડે વાત કરતો બેઠેલો હતો. અલબત, ફૅની કાંઈ લૉર્ડ રૉબર્ટને ઓળખતી નહી હતી, પણ તે બે આદમીઓ પોતાની વાતચીતમાં બહુજ ઉશ્કેરાયલા લાગ્યા, અને તે છોકરી દઘાયલી તે બારણાં આગળથી હઠી જવાનું કરતી હતી તેવામાં એક એવું વાહલું નામ તેઓની વાતચીતમાં બોલાયું કે ફૅની જાંણે જાદુથી તે બારણાં આગળ જકડપકડ પકડાઈજ ગઈ, જયારે બેહેર મારી જતા કાનોએ અને નીકળી પડતી આંખોએ ત્યાં હવે થોભી જઈને તેઓને તે સાંભળવા અને જોવા પડી. ધ્યાંનમાં રાખવાનું છે કે ફૅનીએ ચીમાઈને જોયું તે ઘડીએ તરતનોજ બોફર્ટ ત્યાં બહુજ ઉશ્કેરાયલો આવી લાગેલો હતો, અને બારણું પોતાની પાછલ અફાલી મુકીને તે પાધરો આવીને તેનો સાળો બેઠો હતો તેની બાજુની ખુરસીમાં ઢબ દઈને ફસડાઈ પડયો, એટલે લીલબર્ને ઈન્તેજારીથી પુછયું અને તેજ ફૅનીએ સાંભળ્યું કે "કાંય, વળી શું મોહકાંણ છે, રૉબર્ટ? વળી કાંઈ પેલા કમજાત ફીલીપ મૉરટનનીજ મોહકાંણ છે કે?"

અને એ વાહલું નામ સાંભળતાં ફૅનીને વીજળીનો ઝટકો લાગ્યો! પરીણામમાં બારણાં આગળથી તે ચાહતી હતી તેમ હઠી જવાને બદલે હવે તેણીએ બહુજ સંભાળથી તે બારણું સામું થોડુંક વધારે અલગું કર્યું, અને તે બંનેની બારણાં તરફ પીઠ હોવાથી તેણીએ પોતાના આખા આત્મા સાથે ઘસડાઈ જઈને તે ઓરડા માહેલું બધું ત્યાં ચીમાઈને જોયું ને સાંભળ્યું.

"હા, તેનીજ મોહકાંણ! તેનીજ મોહકાંણ!" લૉર્ડ રૉબર્ટે મોટા ખલભલાતથી કહયું, "અને તેથીજ તો માહરા મોટા ધભરાત વચ્ચે તાહરી સાથે મત કરવા હું અત્રે દોડી આવ્યો: આરથર આવી લાગેલો છે!"

"વારૂં પછી?"

"અને તે મોહકાંણના સમાચાર લાવેલો છે!" તે ઠગારા ઉમરાવે વધતું ફકરમંદ કહયું; "પેલો બદમાશ સ્મીથ જે તુંને ને મને મળી ગયો હતો તે એને પૅરીસમાં મળ્યો, અને એવી કીસમે ટુકતા ફીલીપના હક વાસ્તે એ માહરા પોરયાની ખાતરજમા કરી શકયો કે એ તો માથું ફેરવીનેજ આવેલો છે કે આપણે એ પોરયાઓના હક પચાવી પાડીને તેઓને ગરીબીના ગારમાં સબડવા દીધા, જ્યારે આપણે તેઓના કરડોએ લેહેર-ચેહેર ઉડારી તે ખરેખર ઘણું દોજખી થયલું છે!"

"એટલું બધું?" લીલબર્ન હસ્યો.

"તુંને ખ્યાલજ થઈ શકવાનો નથી, લીલ, કે માહરા કમબખ્ત છોકરાની નબલી તબીયત પર એ ખબ્રી આપીને તે બદમાશ કેટલી બુરી અસર ઉપજાવી શક્યો છે!"—અને હવાં તે ડોસો રડી પડ્યો; "આવતાં સાથે માહરા પોરયાએ પાછો ખાટલો પકડયોછ, અને ડૉકટરો મજબુતીથી માનેછ કે હવે એ ઉઠવાનો કે જીવવાનો નથી! એ તો માથું ફેરવીનેજ આવેલો છે કે 'હવે આપણું જે થાય તે ખરું, પણ જેના હક છે તે તેને સ્વાધીન કરી દેઓ, જ્યારે આપણી જોઈજાજતી થશે અને આપણે ગરીબીમાં અવલ્નાં મેલતાં થઈશું તો બરજાહનમ!'"

"અને તમે તો ઘણા ચીરડાઈ ગયા હશો?"

"હું તો એવી સ્ટુપીડ દરખાસ્ત કરવાને વાસ્તે એ હુકતાને મારીજ બેસને," લૉર્ડ રૉબર્ટ બોફર્ટ વધતો ઉશ્કેરાયો; "વળી બીજું શું થયું તે તો સાંભળ! એ હુકતો ફીલીપ આપણે ત્યાં રહેલો હતો અને અમે નાસ્તા પર બેઠેલાં હતાં તેટલાં એક સહવારે ટપાલ આવ્યો તેમાં એને નામનું એક કાગળ હતું, અને તે વાંચીને એ એટલો ઉશ્કેરાયો કે તાબડતોબ લંડન આવવા નીકળી પડ્યો. એ વખતે મેં ભરાઈને જરા સાંભળ્યું તો જતાં જતાં આપણી મીલીને મોઘમપણે, પણ હું પોતે તો ખુલ્લું સમજી શકું એવી રીતે, પોતે બોફર્ટ મૅનરનો જલદી માલેક થઈ પાછો ફરનાર છે એવા એસારાઓ વટીક આપતો ગયો, જે સાંભળતાંજ માહરી તો છાતીજ ધ્રૂજી આવી!"

"પણ આરથર શું વાત લાવ્યોછ?" લીલબર્ને સવાલ કર્યો.

"એટલુંજ કે પેલો તેને મલ્યો અને તેણે ખાત્રી આપી કે મરનારોનાં લગન બીલકુલ હકદાર હતાં, અને ખુદ લગનનો સાક્ષી વટીક હાલ લંડનમાં મોજુદ છે! એ પોરયો એટલો બીહીધેલો આવ્યો કે મને પોતાને લંડન આવીને એ હુકતા ફીલીપની આએ તરફની હીલચાલોની છુપી તેહકીક કરવી પડી, જ્યારે મેં જાણ્યું કે પેલા પંકાયલા સોલીસીટર જૉન બારલોને એણે રોકેલો છે, અને એ લોકોને બી પેલો સાક્ષી મળેલો છે! એમ છતાં માહરું માન, લીલ, મને તો એ હજી બધું કાવત્રુંજ લાગેછ. લગન શું ને વાત શું? લગન હોતે તો એ લોકોનું આએ બધું આખું ઘેર હૅરીનાં મરણ પછી તારાજ કરીને મેં શોધખોળ કીધેલી તે શું સરટીફીકેટ જેવું કાંઈ મળતેજ નહીં? બધો દગો છે!"

"દગો નથી; બધું ખરું અને હકદાર છે!" લીલબર્ને હવે પોતાના બનેવીનું પાકવવા અને તે બીહીધેલાની છાતીનાં પાટયાં વધતાં બેસાડી દેવામાં સેહેતાન્યત મજાહ લીધી; "લગનની સરટીફીકેટ કેથી મોજુદ હતીજ ને છે! તે આએજ ઘેરમાં અને આએજ ડૅસ્કમાં સચવાયલી મને અબગડી મળી આવી! તમે શું બધું તારાજ કરીને જોયું—તમારું કળેજું? જુઓ આએ!"—અને, એમ કેહેતાં, પેલું ભયંકર ઓચરયું જે તેને બે ચાર મિનીટ આગમચજ મળી આવ્યું હતું તે તેણે રૉબર્ટ બોફર્ટના હાથમાં મેલ્યું! અને

ઓ પરવરદીગાર! તે ખાનાખરાબીભરેલો દસ્તાવેજ કેવાં ધુમતાં મગજે વાંચતાં સાથેજ તેના હાથમાંથી તે પાછો સરી પડયો, અને તે બેતાકાટ, અરધો બેભાન જેવો, ખુરસીમાં બેઠેલો વધતો ફસડાઈ પડયો, જ્યારે લીલબર્ને તે જમીન પર પડેલો દસ્તાવેજ પાછો ઉંચકી લઈને ટેબલ પર મુક્યો.

"હવે, હવે ત્યારે મને કેહેની, લીલ, માહરે હવે શું કરવું? મને કાંઈ સલ્લાહ આપની? હું તો જીવતો મરીજ ગયો!" લૉર્ડ રૉબર્ટ મુશ્કીલથી બબડયો.

"આએ દસ્તાવેજ મોજુદ છે, અને એનો તમે ગમે તે રસ્તો કરો," તે બદમાશ સાળાએ સુચના આપી; "તમો જાંણો કે એ માહરે હાથે મરઘી કપાવો ને હુંજ તમારે ખાતર માહરે હાથે એ ફાડું કે બાલું તે કાંઈ માહરાથી બનવાનું નથી. માહરે માહરા મરતે દાહડે સખ્ત મજુરીની ટેપ સાથે દેશતરીપાર થવું નથી, અને એ ગુનાહ પકડાય તો એથી ઓછી સજા જેવું કાંઈ છેજ નહી. તમોને પોતાને, તેથી, હીંમત થતી હોય તો લેઓ એ દસ્તાવેજ ને તેનો રસ્તો કરો, ને પછી પેલો સાક્ષી જે દેશતરીપારની સજામાંથી છટકીને નાહસી આવ્યોછ તેની પોલીસને બાતમી આપીને તેને તરત પાછો ઝીલાવી દઈ તેનો બી નિકાળ કરી નાંખો! બુલોંમાં તે કયાં રહેલો છે તે આરથર તો જાણતોજ હશે. વળી આએ દુકતા ફીલીપને કોઈ તદબીરથી ઘસડી ફ્રાંન્સ લઈ જાઓ, ને પેલા સેહતાન વીલીઅમ ગૅાત્રેના એક શરીક ને સાથી તરીકે તેને બી ઝીલાવી દેઓ, કેમકે કોઈ સંદેહ નથી કે કમીના ગૅાત્રેને પોલીસે બંદુકોથી વીંધી નાખ્યો તેજ રાત્રે મેં ને આરથરે પૅરીસ ખાતે એને તે કમીના સાથે જોયલો હતો."

"પણ—પણ હું જો આએ કાગળની કાપલીનો નાશ કરૂં ને તે તરકટ પછીથી પકડાય તો શું ખરેખર મને સખ્ખત મજુરી સાથની દેશતરીપારનીજ સજા થાય?"

"જરાબી શક વગર!" લીલબર્ને ખાત્રી આપી; "પણ તમે એ નહીં કરો તો તમારો જોખમ કાંઈ નાહનો નથીજ. એ જોખમ કરો અથવા તો મોટી બેઈજજતી અને લોકોના કડવાસભર્યા ધીકકાર સાથે પાછા ગરીબીમાં ગબડયાં ખાતા થાઓ!"

"ઓ નહી, નહી, ત્યારે તો—ત્યારે તો મને આપ એ દસ્તાવેજ, ને મને તેનો નાશજ કરવા દે," બોફર્ટ તોતરો બોબરો થયો; "અહીં કોણ છે જે? તું પોતે માહરો શત્રુ થઈને મને ફસાવે કે પકડાવે નહી તો એ માહરો ભેદ જાહેર થવાનોજ કેમ છે જે?"

પેલા હાથપર આ બધું જોતાં ને સાંભળતાં, પવિત્ર ફેનીનો આત્મા છેક તેના હોઠો પર આવી અટકયો હતો! તે બહુજ બુધ્ધીશાળી બની ગઈ હતી, અને એક લેહજામાં તે હવે ખરો મામલો પાંમી ગઈ. તેણે જોયું કે ખરેખર તેનો વાહલો ફીલીપ એક મોટા માન પાંમેલા ખેતાબનો અને કરોડોની આયપતનો હકદાર હતો, કે જે હક આએ કોઈ પચાવી

બેઠો હતો. વળી વીજળીના એક ઝટકા સાથે તેણીએ એ પણ યાદ કર્યું કે વાત પરથી વાત નીકળતાં એક દાહડે ફીલીપ પોતે તેના કને કાગળની એક કાપલીની અગત સારૂ બોલ્યો હતો કે કાગળની એક કાપલી જે મળતી નહી હતી તે જો મળી જાય તો તે બીલકુલ જુદોજ આશામી થઈ જાય, અને ત્યારે શક કે સવાલજ શું હોઈ શકે કે આ તેજ કાપલી હતી?

એવામાં રૉબર્ટ બોફૂર્ટ લપેડા ખાતો ઉઠયો, અને પેલી ડૅસ્ક પરથી તે બેકીંમતી દસ્તાવેજ ઉંચકી લઈ એક પળ તે વાંચવા પ્રેરાયો, કે જેટલાં ફૅનીને વીચાર કરવાનો વખત મલ્યો. બાજુમાં એક સઘડી જે ઓરડો ગરમ રાખવા બળતી કરવામાં આવેલી હતી તે તરફ રૉબર્ટ લપેડા ખાતો ચાલ્યો. તે બધું એકજ મીનીટનું કામ હતું, અને ફૅની સમજી શકે તે આગમચ તો તે દુષ્ટ કાકાએ તે બેમુલ લેખ સઘડીને સ્વાધીન કર્યો!

અને, ઓ ખુદા, તેટલામાં એ શું થઈ ગયું? બાજુમાંનું બારણું તડાકાબંધ ઉઘડયું, અને આસમાનમાંથી એક ફીરેસ્તો ઉતરી આવ્યો હોય તેમ એક ચીસ સમેત એક છોકરી તે ઓરડામાં ધસી આવી, જ્યારે લકવાથી આજેજ બની ગયા હોય તેમ તે ધુજતા, લખલખતા, બીહીધેલા બે બદમાશો તેને રોકી શકે તે આગમચ તો, પોતાના આંગળાં ચચડાવી મેળવાના ભય છતાં, તેણીએ તે બળતી સઘડીમાં હાથ નાખીને તે કીંમતી દસ્તાવેજને તરત અનામત અને સલામત પાછો ઉપાડી બી લીધો!

બોફૂર્ટ, એ જોતાં એક સરદ હાય સાથે બાજુમાંની એક ખુર્સીમાં ગબડી પડયો, અને ફૅની એ જોતાં મોટા ધીક્કાર અને મોટી ફત્તેહનું હસી. તે પછી તેણીએ તે વાહલો લેખ ગલાં આગળથી હાથ અંદર લઈને પોતાની છાતીમાં તુરત છુપાવી દીધો, જે જોતાં પેલા બંને બીલકુલ દીગમુઢ થઈ ગયા; પણ અંતે લીલબર્નનેજ હોસ આવ્યો, અને તેણે જઈને મોટા ગુસ્સા વચ્ચે તે નાજનીનનો નાજુક હાથ પકડી લીધો.

"મુરખ દુકતી, એમાં તું શું સમજે? એ તું શું કરેછ? આપી દે એ દસ્તાવેજ અમોને એકદમ પાછો!" તેણે ગગડાટ કર્યો.

"હું બધું સમજુછ ને બધું જાણું છ," તેણીએ તીરસ્કારથી જવાબ કર્યો; "અને યાદ રાખજે કે માહરાં બદનમાં હૈયાતીની છેલ્લામાં છેલ્લી ચીંગારી પ્રજળતી રેહશે ત્યાંવેર માહરી પાસેથી મકદુર નથી કોઈની કે એ દસ્તાવેજ સ્વાધીન લઈ શકે!"—અને તેણીએ "મદદ મદદ!"ની ચીસાચીસથી તે આખું અયવાન હવે ગજાવી મેળ્યું, જ્યારે તેના પાધરા જવાબમાંજ હોય તેમ પેલા આગલાં બંધ બારણાં બાહેર કાંઈ ગડબડ થઈ, કોઈ બે હોજાતોજી કરતા હોય અને પછીથી તરત હાથોહાથ થઈ ગયા હોય તેવા બીહીધરાવનારા સાદો આવ્યા, અને બીજીજ પલે પેલા ડાઈકમૅનને કોઈએ એવો બફાત્યો કે ભયની એક બુમ સાથે ભમરી ખાઈને તે પેલાં બંધ બારણાંપર આવી પડતાં તે તડાકામાં

ઉઘડી ગયું, તે કમીનો ખીદમતગાર એક ફુટબૉલ પેરે જોસથી અંદર ગબડી આવ્યો, અને તેની પુઠે ગુસ્સાના ડોળા કકડાવતો ફીલીપ વૉડમન્ટ પોતે દમામદાર તોરથી અંદર આવ્યો!

આહા, શું તે વખતની નેકબખ્ત ફૅનીની ખુશાલી! તે ખુશીની એક ચીસ સમેત, ફીલીપને અચબુચ એમ ત્યાં આવી લાગેલો જોતાં, તેની પનાહ આપતી પવિત્ર ગોદમાં ધસી ગઈ, અને છાતી આગળ છુપાવેલો પેલો કીંમતી દસ્તાવેજ ઉતાવલે કાઢીને તેના હકદારને સ્વાધીન ને સપુર્દ કરતાં એટલુંજ બોલી શકી, "લેઓ—લેઓ વાહલા ફીલીપ આએ તમારો કીંમતી દસ્તાવેજ! એ ઘણો સાચવજો!"—ને બીજીજ પલે ઉશ્કેરણીઓથી તમ્મર ખાઈ ગયલાં મગજ સાથે તે મધુરી બાળા દીલાવર ફીલીપના જોરાવર હાથોમાં બેહોસ થઈ પડી!

---

## પ્રકરણ ૬૭.

"કમીના બદકાર," એકજ ઝપાટે ફૅનીએ તેને સ્વાધીન આપેલું તે કાગળ્યું શું હતું તે એક નજર નાખી જોઈ લેતાં, અને તે બેમુલ ખજાનો ઉતાવળે પણ સંભાળથી પોતાના ખીસાને સપુર્દ કરતાં ઉશ્કેરાયલા ફીલીપે, ગુસ્સાથી રગેરગ ધ્રુજીને મારવાને વાસ્તે ઉંચકેલા હાથ સાથે, લીલબર્ન પર ધસારો લઈ જઈ બખાળ્યું, "કેહે મને—કેહ મને ખેરેખરૂં, કમીના બદકાર, કે શું તેં આએ બચ્ચાંની પાક ઈજજતનો નાશ કીધોછ? ઓ જાલીમ, તું જાંણેછ એ કોણ છે મે? એ તાહરૂંજ લોહી અને માંસ છે! એ તાહરી પોતાની દીકરીની દીકરી છે, ને તું શેહેતાન એનો મમાવો છે! તાહરી નેકજાદ પરણેતરને એક જુઠાં લગનથી ઠગીને તેનો હવાલો તેં છોડી આપ્યા પછી તે મરનાર ગૉત્રેના એક ભાઈ જેવા પાક આસરામાં પોતાની દીકરીને લઈને ગઈ અને રહી હતી, અને તે દીકરીને ગૉત્રેએ પરણાવી આપ્યા પછી તેની આએ દીકરીનો તે ધરમબાપ થયો હતો, જ્યારે ગૉત્રેએ મરતી વખતે એ પાક હવાલો મને સોંપ્યો હતો, તો શું તેં—એના ખુદ મમાવાએ—એ બચ્ચાંનો નાશ કરી નાખ્યો?"—અને તે હદથી જયાદા કમકમ્યો!

અને કમબખ્ત લીલબર્ન આ સ્વપ્ને નહી વકકી રાખેલો ધસારો સાંભળતાં હેભતથી અવાચક થઈ ગયો! તે સરબસર પોતાની ખુરસીમાં ફસડાઈજ પડયો. ઓ પરવરદીગાર, હવેજ તેને તેણીનો નાશ શોધતાં થયલી સ્વભાવિક આંતીકાંતી અને આનાકાનીનો મર્મ સમજાયો. ખુદ ખુદા પોતે તેની પાક રાહનુમાઈથી એ બચ્ચાંને ખાતર તેની બુધ્ધી સમાલતો રહયો હતો એમ હવે તેની ખાત્રી થઈ, અને ઈનસાન કેઈ હદે બુરૂં થઈ શકે છે તોપણ પાક ખુદા કેઈ હદે દયાળુ થઈ જાંણે છે તે બધાંના અજબજેવાં લૅમનથી તે ઘડીની વચમાં શુધ્ધ અને સાવધ થયો!

બેઠો હતો. વળી વીજળીના એક ઝટકા સાથે તેણીએ એ પણ યાદ કર્યું કે વાત પરથી વાત નીકળતાં એક દાકતરે ફીલીપ પોતે તેના કને કાગળની એક કાપલીની અજબ સારૂ બોલ્યો હતો કે કાગળની એક કાપલી જે બળની નાખી હતી તે જો બળી જાય તો તે બીલકુલ જુદોજ આસામી થઈ જાય, અને ત્યારે શક કે સવાલજ શું ઉઠી શકે કે આ તેજ કાપલી હતી?

એવામાં રૉબર્ટ બોફર્ટ લપેડા ખાતો ઉઠયો, અને પેલી ડૅસ્ક પરથી તે બેકીંમતી દસ્તાવેજ ઉંચકી લઈ એક પળ તે વાંચવા પ્રેરાયો, કે જેટલાં ફૅનીને વીચાર કરવાનો વખત મલ્યો. બાજુમાં એક સઘડી જે ઓરડો ગરમ રાખવા બળતી કરવામાં આવેલી હતી તે તરફ રૉબર્ટ લપેડા ખાતો ચાલ્યો. તે બધું એકજ મીનીટનું કામ હતું, અને ફૅની સમજી શકે તે આગમચ તો તે દુષ્ટ કાકાએ તે બેમુલ લેખ સઘડીને સ્વાધીન કર્યો!

અને, ઓ ખુદા, તેટલામાં એ શું થઈ ગયું? બાજુમાંનું બારણું તડાકાબંધ ઉઘડયું, અને આસમાનમાંથી એક ફીરસ્તો ઉતરી આવ્યો હોય તેમ એક ચીસ સમેત એક છોકરી તે ઓરડામાં ધસી આવી, જ્યારે લકવાથી આજેજ બની ગયા હોય તેમ તે ધુજતા, લખલખતા, બીહીધેલા બે બદમાશો તેને રોકી શકે તે આગમચ તો, પોતાના આંગળાં ચચડાવી મેળવાના ભય છતાં, તેણીએ તે બળતી સઘડીમાં હાથ નાખીને તે કીંમતી દસ્તાવેજને તરત અનામત અને સલામત પાછો ઉપાડી બી લીધો!

બોફર્ટ, એ જોતાં એક સરદ હાય સાથે બાજુમાંની એક ખુરસીમાં ગબડી પડયો, અને ફૅની એ જોતાં મોટા ધીક્કાર અને મોટી ફત્તેહનું હસી. તે પછી તેણીએ તે વાહલો લેખ ગલાં આગળથી હાથ અંદર લઈને પોતાની છાતીમાં તુરત છુપાવી દીધો, જે જોતાં પેલા બંને બીલકુલ દીગમુઠ થઈ ગયા; પણ અંતે લીલબર્નનેજ હોસ આવ્યો, અને તેણે જઈને મોટા ગુસ્સા વચ્ચે તે નાજનીનનો નાજુક હાથ પકડી લીધો.

"મુરખ દુકતી, એમાં તું શું સમજે? એ તું શું કરેછ? આપી દે એ દસ્તાવેજ અમોને એકદમ પાછો!" તેણે ગગડાટ કર્યો.

"હું બધું સમજુછ ને બધું જાણુંછ," તેણીએ તીરસ્કારથી જવાબ કર્યો; "અને યાદ રાખજે કે માહરાં બદનમાં હૈયાતીની છેલ્લામાં છેલ્લી ચીંગારી પ્રજળતી રેહશે ત્યાંવેર માહરી પાસેથી મકદુર નથી કોઈની કે એ દસ્તાવેજ સ્વાધીન લઈ શકે!"—અને તેણીએ "મદદ મદદ!"ની ચીસાચીસથી તે આખું અયવાન હવે ગજાવી મેળ્યું, જ્યારે તેના પાધરા જવાબમાંજ હોય તેમ પેલા આગલાં બંધ બારણાં બાહેર કાંઈ ગડબડ થઈ, કોઈ બે હોજાતોજી કરતા હોય અને પછીથી તરત હાથોહાથ થઈ ગયા હોય તેવા બીહી-ધરાવનારા સાદો આવ્યા, અને બીજીજ પલે પેલા ડાઈકર્મનને કોઈએ એવો બફાત્યો કે ભયની એક બુમ સાથે ભમરી ખાઈને તે પેલાં બંધ બારણાંપર આવી પડતાં તે તડાકામાં

ઉઘડી ગયું, તે કમીનો ખીદમતગાર એક ફુટબૉલ પેરે જોસથી અંદર ગબડી આવ્યો, અને તેની પુઠે ગુસ્સાના ડોળા કકડાવતો ફીલીપ વૉડમન્ટ પોતે દમામદાર તોરથી અંદર આવ્યો!

આહા, શું તે વખતની નેકબખ્ત ફૅનીની ખુશાલી! તે ખુશીની એક ચીસ સમેત, ફીલીપને અચબુચ એમ ત્યાં આવી લાગેલો જોતાં, તેની પનાહ આપતી પવિત્ર ગોદમાં ધસી ગઈ, અને છાતી આગળ છુપાવેલો પેલો કીંમતી દસ્તાવેજ ઉતાવલે કાઢીને તેના હકદારને સ્વાધીન ને સપુર્દ કરતાં એટલુંજ બોલી શકી, "લેઓ—લેઓ વાહલા ફીલીપ આઓ તમારો કીંમતી દસ્તાવેજ! એ ઘણો સાચવજો!"—ને બીજીજ પલે ઉશ્કેરણીઓથી તમ્મર ખાઈ ગયલાં મગજ સાથે તે મધુરી બાળા દીલાવર ફીલીપના જોરાવર હાથોમાં બેહોસ થઈ પડી!

---

## પ્રકરણ ૬૭.

"કમીના બદકાર," એકજ ઝપાટે ફૅનીએ તેને સ્વાધીન આપેલું તે કાગળ્યું શું હતું તે એક નજર નાખી જોઈ લેતાં, અને તે બેમુલ ખજાનો ઉતાવળે પણ સંભાળથી પોતાના ખીસાને સપુર્દ કરતાં ઉશ્કેરાયલા ફીલીપે, ગુસ્સાથી રગેરગ ધ્રુજીને મારવાને વાસ્તે ઉંચકેલા હાથ સાથે, લીલબર્ન પર ધસારો લઈ જઈ બખાળ્યું, "કેહે મને—કેહ મને ખરેખરૂં, કમીના બદકાર, કે શું તેં આએ બચ્ચાંની પાક ઈજજતનો નાશ કીધોછ? ઓ જાલીમ, તું જાંણેછ એ કોણ છે મે? એ તાહરૂંજ લોહી અને માંસ છે! એ તાહરી પોતાની દીકરીની દીકરી છે, ને તું શેહેતાન એનો મમાવો છે! તાહરી નેકજાદ પરણેતરને એક જુઠ્ઠાં લગનથી ઠગીને તેનો હવાલો તેં છોડી આપ્યા પછી તે મરનાર ગૉત્રેના એક ભાઈ જેવા પાક આસરામાં પોતાની દીકરીને લઈને ગઈ અને રહી હતી, અને તે દીકરીને ગૉત્રેએ પરણાવી આપ્યા પછી તેની આએ દીકરીનો તે ધરમબાપ થયો હતો, જ્યારે ગૉત્રેએ મરતી વખતે એ પાક હવાલો મને સોંપ્યો હતો, તો શું તેં—એના ખુદ મમાવાએ—એ બચ્ચાંનો નાશ કરી નાખ્યો?"—અને તે હદથી જ્યાદા કમકમ્યો!

અને કમબખ્ત લીલબર્ન આ સ્વપ્ને નહી વકકી રાખેલો ધસારો સાંભળતાં હેબતથી અવાચક થઈ ગયો! તે સરબસર પોતાની ખુરસીમાં ફસડાઈજ પડયો. ઓ પરવરદીગાર, હવેજ તેને તેણીનો નાશ શોધતાં થયલી સ્વભાવિક આંતીકાંતી અને આનાકાનીનો મર્મ સમજાયો. ખુદ ખુદા પોતે તેની પાક રાહનુમાઈથી એ બચ્ચાંને ખાતર તેની બુધ્ધી સમાલતો રહયો હતો એમ હવે તેની ખાત્રી થઈ, અને ઈનસાન કેઈ હદે બુરૂં થઈ શકે છે તોપણ પાક ખુદા કેઈ હદે દયાળુ થઈ જાંણે છે તે બધાંના અજબજેવાં લૅસનથી તે ઘડીની વચમાં શુધ્ધ અને સાવધ થયો!

તે પોતાનો પશ્ચાતાપ જાંણે જીતીજ શકયો નહીં! ખોહારીની કેવી ઉંડી ખાહીની કીનારી પર તે પોતે પોંહોંચ્યો હતો, અને ખુદાએ દયાનો દસ્ત લંબાવી કેવી નહી ધારેલી કીસમે પાક ફૅનીનાં દીલની અશોઇને ખાતરજ તેને બચાવ્યો હતો તે જોતાં તે હોસફ્રાંમોસ બન્યો. તે એક સૅવેજ પેરે જોરાવર ફીલીપને નીકળી પડતી આંખોએ ટકટક જોઇ રહયો હતો, કે જ્યારે ફૅની અરધી મુર્છાગત સ્થિતિએ તેને તોટે હજી વળગી રહી હતી, અને ફીલીપનો કાકો લૅાડ રૅાબર્ટ તો આ બધો નાટકી દેખાવ બીલકુલ દીગમુઢ થઇ જઇને જોતો હતો. અંતે પોતાનું છેકજ આવી બનેલું માનીને લુચ્ચા લીલબર્ને બડી જેહેમતથી એક ઝપાટે પોતાનાં મનનું પાછું સમાધાન કર્યું અને તુરત ફેરવી તોળ્યું.

"વૅાડમન્ટ, તાહરી ફીકરો બીલકુલ બેવજુદ છે. એની મમાઇ સાથનાં માહરાં લગનમાં એકે ખોટારૂં હતું નહી. તે ખરાં ને હકદાર હતાં, પણ મોટે ઘેરે પાછો પરણવાના લોભ સારૂં મેં તે બીચારીને અમારાં લગન ખોટાં હતા એમ ઉંધું સમજાવી ખેરવી કાઢી હતી. ફૅની તેથી માહરૂંજ લોહી અને માંસ છે તે મને ખબર હતી અને તેથીજ તો હું એને માહરે બંગલે માહરી સાથે રાખવા લઇ આવ્યો છું," તે દુરબુધ્ધીના બદમાશને, હવે વૅાડમન્ટના ગુસ્સામાંથી છટકવાની એકે બારી નહી જોઇ, અરધું ખરૂં અને અરધું ખોટું કેહેવાની ફરજ પડી.

ફીલીપ દંગ થઈ ગયો! આ જુઠું હતું કે સાચું તે તેને કાંઈ સમજ પડી શકયું નહીં. તેણે, તે ઉપરથી, નરમાશથી ફૅનીની આંખોમાં જોયું કે જે તુરતની પાછી સાવધ થતી જતી હતી, અને તે બુધ્ધીની હવે એવી ચતુર થયલી હતી કે છેલ્લું જે તેણીએ સાંભળ્યું હતું તે ઉપરથી ફીલીપની ફીકરો તે તુરત પાંમી ગઈ.

"નહીં, વાહલા ભાઈ, ખરાબી કશીજ થઈ નથી," તેણે તે ઉપરથી તરત હીંમત આપવા ઉતાવળ કરી, "હું તો તદન સલામત છેઉં; પણ તમે પેલું કાગળ્યું થાવું સાચવી લીધું? એ તેજ છે કે જેને માટે તમો એક દહાડે બોલ્યા હતા કે એક ગુમાઈ ગયલું કાગળ્યું મળી આવે તો તમારી જીંદગીજ આખી ફેરવાઈ જાય?"

જવાબમાં જવાંન ફીલીપે સુંદર ફૅનીને હેતથી ને હેસાંનથી હૈયાંસરસી ચાંપી. એ ખજાનો અંતે તેને સ્વાધીન થયો હતો એ ખ્યાલ થતાં તેનું હૈયું પાછું પ્રફુલ્લીત થયું, અને તેવામાં તેની નજર પેલી ડૅસ્કને મથાલેની પોતાની વાહલી માવીતરની ફ્રેમ કરેલી મોટી તસ્વીર પર પોંહોંચી, કે જે માતાનું રૂહ હાલમાં જાંણે તે સબીમાં ખુશીથી હસી રહયું હતું! તે હોટો સરબસર હસતા લાગતા હતા! અંતે ખાલીકે ખરાંનું ખરૂં કર્યું, અને ન્યાયની દેવડીએ જે ઈનસાફ તેને ન મળ્યો હતો તે ઈન્સાફ આટલે વરસે પણ દાદારે તેને અપાવીને તેની નિષ્કલંક ઈજ્જતની પાકીજગી પુરવાર કરી આપી તેથી ગોયા આ તસ્વીરમાંના હોટો હાલમાં છુટા પડીને ખુશીનું હસતા લાગતા હતા!

"જુઓ, રૉબર્ટ કાકા," ફીલીપે ઉપર આંગળી કરીને પોતાના નેહસ્ત કાકાને તે તસ્વીર બતાવી; "જુઓ, તમારી ભોંજાઈનો પાકીજગીથી હાલમાં સુખરૂ થઈ રહેલો ચેહેરો આએ નુરમંદ તસ્વીરમાં! તમો એ બાઈને ઈનસાફની અદાલતમાં તમારી મતલબ કાઢી લેવા એક "રાખેલી" ઠરાવી આપવા ફત્તેહ પામ્યા અને ફુગરાયા હતા—તમે ગમે એટલું સમજાવવા અને વીનવવા છતાં તેની પાકીજગીમાં અને અમારા પાક હકોમાં માન્યુજ નહીં હતું—અને વરસો તક અમોને ભીખ માંગતાં કરી તમે અમારાં નામે અને અમારા પૈસાએ લેહેરચેહેર ઉડાવેલી છે; પણ અંતે આએ તમારી જેફીમાં એ વાસ્તે તોજેશ અને તોબાહ પોકારવાનો સમો માથે આવી લાગ્યો છે,"—વળી હયાં હવે તે લીલબર્ન તરફ ફર્યો—"અને તમે, લૉર્ડ લીલબર્ન, તમે આએ બચ્ચાંના બાબમાં જે ખુલાસો કીધોછ તે હું માનુંછ. જો એને વાસ્તેની તમારી નાપાક દયાનતની માહરી ખાત્રી થઈ હોતે, અને તમે અહીં એને લાવીને એની ખરાબી કીધીછ એ વાત જો પુરવાર થતે, તો, કસમ ખુદાના કે, ફાંસીને લાકડે લટકી મરવાના ભય છતાં હું આજે તમોને અહીંથી જીવતા જવા દેતે નહી! હું અહીં ને અહીં તમારો ટોટો પીસી નાખતે અને તમોને મારીજ નાખતે!"

લીલબર્ન ફીકકો, સફેદ પુણી જેવો, ધ્રુજતો તેની ખુરસીમાં એ સાંભળતો બેઠો હતો. જોરમંદ ફીલીપ તેને જે કેહતો હતો તે અક્ષરેઅક્ષર ખરૂં અને ખરાં દીલનું હતું એમ તે માનતો હતો, અને મનમાં ને મનમાં ખુદાનો ભારોભાર તે શુક્રગુજાર થતો હતો કે તેણે તેની બુધ્ધીપર આંકોશ મુક્યો અને તે બચી ગયો!

"હવે અમો જઈએછ," ફીલીપે જારી રાખ્યું; "આએ દીકરી તેના મમાવાની ખરી હકદાર હોવાથી તેના કરોડોની એકલી વારસ થશે, અને આયંદા અલબત આહીંજ રેહવા આવશે, પણ મમાવાની સદબુધ્ધી વાસ્તે માહરી સંપુર્ણ ખાત્રી થતાં સુધી હાલ તો હું એને માહરી સાથે લઈ જાઉંછ."

"નહી, નહી, મને એવણના કરોદો ફરોદો કાંઈ જોઈતાજ નથી. રસ્તે વાટે ગરીબ છોકરીઓને સતાવે ને ઉંચકી લાવે તેવા મમાવાને શું કરે? આગ લાગે એવણના વારી બંગલા ને પૈસા ટકા પર! હું તો બીચારા માહરા બુઢા બપાવાજી જીવશે ત્યાં વેર તેવણનીજ ખીદમતગુજારી કરવા તેવણનાં ગરીબ ઘેરમાંજ રહેવશ. માહરા પ્યારા વિલ્યમ પપા બેહેસ્તમાં ખુશી થાય તેમજ માહરે તો ચાલવાનું છે." ફૅનીએ મોટા તીરસ્કાર ને તુચ્છકારથી લીલબર્ન તરફ જોતાં ગુસ્સાથી કહ્યું.

"ચાલ, ફૅની ડીયર, હાલ તો અહીંથી ચાલ," ફીલીપે સમજાવીને તેના બાલ પસવારતાં કહ્યું—અને પેલા બે દોકરાઓ, જેઓનાં મોઢાંજ જાણે સીવાઈ ગયાં હતાં,

તેઓ, હોસમાં આવીને કશોબી જવાબ કરી શકે તે આગમચ તો પવિત્ર ફ્રૅનીને કમ્મરમાંથી પકડી, પોતાના હાથનો હેતવંતો ટેકો આપી ચલાવતો, તે ચાલતોજ થયો.

“ડાઈકર્મૅન” તે જવા પછી ઘણે વારે સાવધ થતાં લીલબર્ને જીવ જીકાટયો અને પોતાના વિશ્વાસુ ખીદમતગારને બોલાવ્યો, “તું આજે એટલો હેમક ગધેડો કેમ થયો કે આએ કમીનાને છેક અહીં સુધી ધસારો લાવતો આવવા દીધો? તાહરૂં માથુંજ ફોડી નાખવું જોઈએ! એવો એક બાયલો ખીદમતગાર મને વીપતની વખતે કામનોજ શું છે? જા, મર, કાળું કર તાહરૂં!”—અને ફીલીપે મજબુત બકાતેલો ડાઈકર્મૅન, દુખતા અવયવો વચ્ચે વધતો ખભડેલો ફફડેલો, તે ઓરડામાંથી બાહેર ગયો, એટલે તે લંગડો ઉમરાવ પોતાના બનેવી તરફ ફર્યો અને ઉખરયો.

“એ તમે કેમ લકવો થઈ આવ્યો હોય તેમ બીલકુલ બેતાકાટ બની ગયાછ? તમારા જોખમનું કાંઈ ભાંન છે કે નહી? ઉઠો, હોસ પકડો, અને ઘણું મોડું થઈ જાય તે આગમચ દોડી જઈને ઘટતું કરો! આએ જે ગામનાં રેજીસ્ટરની કૉપી મળી આવી છે તે ગામમાં જાતે જઈને એ લગનની ક્રીયા કરનાર પાદરીને કે તેના હાથ નીચેના ક્યુરેટને પકડો. તે બેઉ અથવા બેમાંથી એક પણ જીવતો તો હોવો જોઈએ. તેને પૈસા બદલ મેળવી લેવો કે તે નાજ પાડે કે એ માહરી કીધેલી કૉપી નથી ને આએ બધી ફૉરજરી છે! તોજ અને તોજ તમો બચશો: તમો વેલ્સ દોડી પોંહોંચો, અને બને તો આએ જેન્સ કે જેણે સરટીફીકેટની નકલ તમારા ભાઈને ઉતારી મોકલી છે તેને કોઈ બી સુરતે મેળવી લઈ આવો!”

“નહીં, નહીં, માહરેથી એ કાંઈ હવે બનવાનું નથી,” ઘરડા રૉબર્ટે હાય અફસોસથી કહ્યું; “તાહરાથી કાંઈ બની શકતું હોય તો કર?”

“નૉનસેન્સ! હું કાંય એ જોખમ કરૂં?” લીલબર્ન ફફડયો; “મને એમાં શું લાભ છે? તમારે તો દુન્યાથી ઉખડી જવાનું છે, એટલે તમે કરો તે કાંઈ બી વાજબી છે; હું શું કરવા કરૂં?”

“ત્યારે હું બી નથી કરવાનો! મને હીંમતજ થતી નથી.” રૉબર્ટે નાચારીનું કહ્યું; “હવે કેઇં જીંદગીને વાસ્તે? ફસી જાઉં ને પકડાઈ જાઉં તો આએ ઉમ્મરે દેશતરીપાર થાઉં, તે કરતાં તો ભલે એ પોરયો બધું એનું લઈ લે ને મને પાછો ભીખારી કરે! ચાલ, સાહેબજી.”—અને તે એસો લપેટા ખાતો ઉઠયો ને ચાલતો થયો, એવી રીતે કે ઓય તે મુરદું થઈને જમીન પર તુટી પડે, કે જ્યારે લીલબર્ને તેને વધુ વાર રોકયો નહીં.

‘કેવું આજબજેવું અને નહીં ધારેલું આએ બધું નાટક બની ગયું!’ બધાનાં જવા પછી આએ તરફ એકલા પરેલા લીલબર્ને માથું કુટીને અફસોસ કરવા માંડયો;

"બધું કાંટાનું કટેસરજ થઈ ગીયું, અને આએ ઘરડા વાંદરના કૉઝમાં મેં માહરી ગરદન થોડી ફસાવી નથી. જો પેલી પોરીએ ભરાઈ છુપાઈને સાંભળ્યું તે બધું તે જાહેર કરી દે, અને સરટીફીકેટની નકલ બાળી નાખવા મેં બૉબને ઉશ્કેર્યો એમ જો તે સાક્ષી આપે તો માહરી ખરાબી કાંહાં ઓછી થવાની છે? આ બધું શું કરતાં શું નું શું થઈ ગયું! આએજ કેટલું અજબજેવું કે એ માહરીજ દીકરીની દીકરી! હોવું તો એમજ જોઈએ, કેમજે એના પર મને કાંઈ અજબ દયા અને અજબ નાખતીનાજ ખ્યાલો આવતા રહયા. હવે તો ત્યારે એજ બેહતર છે કે એને તેડવી અને અહીંજ રાખવી. મને આએ બુઢાપામાં એ બચ્ચાંના સહવાસનો તો કાંઈ સધ્યારો રેહશે?—અને પેલાએ મને કેવો ગુંગળાવ્યો? આએ કમીના ફીલીપે મને જાંનથી મારી નાખવાનું કહયું, ને ત્યારે બી હું બાએલા જેવો દઘાયલો ને ચુપ બેસી રહયો;—અને પેલી પટપટ કરતી પોરીની લુલીની લપલપ!"—અને કેહેવાને અજબ જેવું છે કે ચાબકના માર પેરેના તેને લગતા શબ્દો તેની પૌત્રી તરફથીજ બોલાયલા હતા તે યાદ કરતાં લીલબર્ન, જે બધાંને ચમટા તુટે એવું બોલવે બાહધરખાં ગણાતો હતો તે, શરમથી પસીનો પસીનો થયો! તેણે જોયું કે પૈસા એક તલેસમ છે એ તે આખી જીંદગી માનતો રહયો હતો ખરો, પણ સાચ્ચી ઈમાનદારીની રાહે ચાલનાર ગમે એવાં ગરીબને માટે પણ, તેઓના યંકીન ને અશોઈના મુકાબલામાં, પૈસા તુચ્છ અને કમીના છે—ને એ લૅસન જીંદગીની લગભગ આખેરીએ તે પોતાન્રી પેટની દીકરીની દીકરીથીજ શીખ્યો!

'જીંદગીમાં પહેલ્લીજ વાર આજે હું માહટ થયોછ ને હારી ખાઈ બેઠોછ,' વળી તેણે પોતાનાં વમાસણમાં અફસોસથી થોડેકવારે આગળ હાંકયું, 'પણ એજ નથી. જમાનાઓ પછી એક ખરાં હેતવંતાં બચ્ચાંનાં નીખાલેશ પ્યારની મને તલબ થાયછ. માહરી આસપાસ છેજ કોણ? બધાં પૈસાનાં ગુલામ! કાલે માહરા પૈસા ચાલી જાય તો કોઈ એક મીનીટ માહરે પડખે થોભવાનું નથી, કે નથી મને કોઈ ઝાંખીને જોવાનું! —આય ડાઈકમૅનબી નહીજ, કે જેણે મને મુઠે મુઠે લુટયોછ,—ને આવી એક મીઠી દીકરીનો ખરો પ્યાર! ઓ, કોણનાં નસીબમાં તે હોય?—અને દીકરીબી કેવી? સીધ્ધી પટલી ઉંચી! કેવો મીઠાસ ભરયો ચહેરો—કેવી રૂપાંનાં પટરાં જેવી ચામડી —કેવી પોતાની ફરજ પર મુસ્તાક—કેવી હીંમતથી માહરા કરોદોને ઠોકરે મારીને ચાલી ગેઈ! હીરા મોતીમાં ગંજરાશે ત્યારે એક પરીજ લાગશે ને ઍરીસ્ટોક્રૅટ લંડન તો શું, પણ આખું ઈંગ્લાંડ એના પગો પર ઝુંકશે! ને ત્યારે એવી એક અનુંપમ સુંદ-રતાના મમાવા તરીકે હુંબી સોસાયટીમાં એના પ્રતાપે પાછો ફ્રન્ટમાં આવશ. એવી એક દીકરીના પવિત્ર સહવાસથી માહરો બુઢાપો સુખી થશે ને માહરા મેહેલો ને બંગલાએ વટીક એનાં આગમનથી શોભશે! પણ હવે માહરે અહીં રહીને બી શું કરવાનુ છે? બેહતર કે હું બી હવે લંડન પાછો ફરૂં; અને રૉબર્ટની હીલચાલો પર નીગા

રાખું. એ ડોસો રખે કાંઈ નવનું દોઢ વેતરે!'—ધ્યાં તેને ચંગ વળાટ્યો ને લંડન જવા વાસ્તે પોતાનો અસબાબ અને ગાડી તૈયાર કરાવાનો હુકમ આપ્યો.

પેલા હાથ પર રૅાબર્ટ બોફ્ર્ટ પાધરો જઈને પોતાના સોલીસીટર બ્લૅકવૅલને મલ્યો, કે જે વાંચનારા સાહેબો જાણે છે તેમ બુધ્ધીનો હલકત અને કાવાદાવા કરવામાં પુરો તેમજ શુરો હતો. તેણે પણ બધું સાંભળી લઈને લીલબર્નને જે આપી હની તેજ સલ્લાહ તે ડોસાને આપી, અને રૅાબર્ટને એવું કાંઈ કરવાથી હીંમત હારી જતો જોઈ તે પોતે ઘટતું કરવા વેલ્સ જવા તૈયાર થયો. વળી ત્યાંથી પાછો ફરતાં પેલા લુચ્ચા કૅપટન સ્મીથને બુલોંમાં તે જઈ મળવાનો હતો, અને તેને બી પૈસા બદલ ખરીદી લેવાનો હતો, અને એ બધી ગોઠવણ તે બે વચ્ચે પાક્કી થતાં બીજે દીવસે લુચ્ચો બ્લૅકવૅલ વેલ્સ જવા ઉપડી ગયો.

પણ તે, અલબત, ઘણો મોડો થયો. ફીલીપ પેલી સરટીફીકેટની નકલ હાથ આવવાથી ફૅનીને લઈને મારતી ગાડીએ લંડન પાછો ફર્યો તેવો પાધરો પોતાના સોલીસીટર મી૦ બારલોની ઑફીસમાં ગયો હતો. વાંચનારાં સાહેબોને રોશન છે કે મી. બારલો પોતે એ વાતની તલ્લાશ કરવા આ આગમચનો વેલ્સ ગયલો હતો, અને તેથી પેલી નકલ આપીને ફીલીપે દાનાઈથી અને અજબજેવી દુરઅંદેશીથી તે ધારાશાસ્ત્રીના હેડક્લાર્કને પોતાના માલીક કને અતી ઘણી ઉતાવળે વેલ્સમાં મોકલી આપ્યો. એ તેણે ઘણું સારૂં કર્યું, કારણકે મી૦ બારલો ત્યાં જઈને ઘણીએક તપાસ કરવા છતાં હજી સુધી કશો પત્તો મેળવી શક્યો હતો નહીં. એટલા માટે પેલી સરટીફીકેટ મલી જવાથી તેના હાથમાં બધી બાતમી પાધરી આવી ગઈ; અને બ્લૅકવૅલ આવી પોંહોચ્યો તે આગમચ તેને સોલ કલાકનો સ્ટાર્ટ મળેલો હોવાથી તે બધું સંપુર્ણ કરી લઈ શક્યો. ત્યારેજ તેને બધી માહીતીઓ મળી. ત્યારે તે જાણી શક્યો કે પાદરી કેલેબ પ્રાઈસ તો ઘણુંનો મરણ પામ્યો હતો, પણ તેનો મદદનીસ પેલો ક્યુરેટ જોન્સ હજી હૈયાત હતો અને હાલમાં વડો પાદરી થયલો હતો. આ ઉપરથી મી૦ બારલો તેને જઈને મલ્યો, અને તેને તેની સરટીફીકેટની નકલ બતાવી, એટલે તેણે તે પોતાને હાથે લખાયલી તરત કબુલ રાખી. મી૦ બારલોએ, તે ઉપરથી, તરત તેના કને તે મતલબનું એક તાજું સ્ટેટમેન્ટ લખાવી લઈ બે સાક્ષીઓની સહી મુકાવી. આથી થયું એમ કે જોન્સના હાથ મજબુતીથી બંધાઈ ગયા, અને બ્લૅકવૅલ તેને લખ્ખોની લાલચ બતાવે તોપણ પેલી નકલ નામુક્કર જઈને તે દસ્તાવેજ એક ફૅારજરી હોવાનું જાહેર કરવાની હીંમત કે સરકશી કરવાની સ્થિતીમાંજ તે હવે હતો નહીં.

વળી મી૦ બારલોએ કાચ્ચે પાયે કામ લીધું નહી. તે બુલોં જઈને પેલા લુચ્ચા કૅપટન સ્મીથને પણ મળ્યો, અને તેને તેણે ખખડાવીને કહ્યું કે જો તે કોઈ બી વખત ઈંગ્લાંડ આવવાની હીંમત કરશે તો દેશતરીપારની સજામાંથી નાહસી આવેલા એક

કેદી તરીકે તુરત તેને ઝીલાવી દેવામાં આવશે! આથી બીહીઘેલો તે એકદમ પૅરીસ પાછો નાહસી ગયો, જે પછી તેનું શું થયું તે કોઈ દાહડે કોઈએ જાંણ્યું નહી. અનુમાન એમ થયું કે કોઈ સાથે કાંઈ તકરાર થવા કેડે ડયુએલમાં તે માર્યો ગયો હતો.

પેલી તરફ જોન્સને વટલાવવા અને લલચાવવા બ્લૅકવૅલ ધકેલા ખાતો આવ્યો ત્યારે જે બધું બની ગયું હતું તે જાંણીને શરમીંદો અને ફજેત પોગલી જેવો તે પાછો ફર્યો, અને કૅપટન સ્મીથની બુલેંમાં તપાસ કરવા ગયો તો ત્યાં પણ તે એટલોજ નાઉમેદ થયો. એ પછી થોડુંએકે લૉર્ડ રૉબર્ટ બોફર્ટને ફીલીપના સોલીસીટર મી૦ જોન બારલોની સહીની એક નોટીસ આવી, જેમાં જણાવ્યું હતું કે તેની સાંમે "ઍકશન ફૉર ઈજેકતમેન્ટ" (સઘળા હકો હકદારોને સ્વાધીન કરીને ચાલતી પકડવા) નો દાવો માંડવામાં આવનાર છે, અને આવતી એસાઈઝીસમાં તે વાસ્તેની અરજી કૉર્ટને આપવામાં આવશે. આ નોટીસ મળતાં સાથે તે બુઢાનાં ગાત્રેગાત્ર ઢીલાં થઈ ગયાં, અને પ્રમાણીક હેતુઓના ભલા આરથર પર તો એટલી બધી માઠી અને ગંભીર અસર થઈ કે તે બીચારાએ ખાટલો પકડયો, જયારે ડૉકટરોએ હવે તે પાછો ઉઠવાની આશાજ મુકાવી! આ ઉપરથી પોતાની મુંજવન અને ઘભરાત વચ્ચે ઘરડા રૉબર્ટે પોતાના બાહોસ સાલા લીલબર્નને પાછો પોતાની મદદે તેડાવી મંગાવ્યો, અને તે આવ્યો ત્યારે તેની આગળ પોતાનો સઘળો હાલ રડીને તેણે બ્યાન કર્યો.

"તું જોની—બુઢાપામાં આ કાંઈ માહરા પર જેવું તેવું દુખ આવ્યું? જેવી તેવી નામોશી ઉભી થઈ? હવે હું કરૂં તે કેમ?" તે કેહતો હતો.

"હવે તો ઉપાયજ નથી, રૉબર્ટ, સિવાય કે તમે એને તમારી દીકરી પેહડાવી દેઓ, અને એ પોરયા સાથે સમજુતી કરીને તમે અહીં સચવાઈ રહો," લીલબર્ને દાનાઈથી સલ્લાહ આપી. "કોર્ટમાં તો જતાજ ના. કોર્ટમાં તમારો હુરયો અને ફેસ્તો એવી હદનો થશે કે તમે દુન્યાથી ઉખડી જશો, અને એ કરતાં તો એને તમારો જમાઈજ બનાવી લેઓ કે એના સસરા તરીકે તમારી અને મામાસસરા તરીકે માહરી એમ બંનેની ઈજજત બચી જાય!"

આ સલ્લાહ ઘરડા રૉબર્ટને ઘણી વાજબી લાગી. બચાવની આ એકજ બારી હતી, અને તે સૌથી બહેતર બારી હતી. તેણે વળી આરથરનું પણ એ બાબે મત કીધું. આરથર હવે સઘળું જાંણતો હતો, અને તે નેકીભર્યો જવાંન, ઉપર કેહવામાં આવ્યું છે તેમ, તે જાંણીનેજ ફીકરમંદ થયલો જાસ્તી બીમાર થયો હતો. અલબત, તે કમજાત સાળા બંનેવીએ પેલી સરટીફીકેટ સઘડીમાં બાળી નાખવાની કોશેશ કરી હતી તે વાત એ છોકરાથી છુપાવવાની પુરતી સંભાળ લીધી હતી. ફકત તેને એટલુંજ કેહવામાં આવ્યું હતું કે લગનની સત્તાવાર સરટીફીકેટ મળી આવી હતી, ખુદ તે સરટીફીકેટની નકલ

ઉતારનાર ક્યુરેટ (પાદરી) હૈયાત હતો, અને વળી વખારામાં લગનના જે બે શાક્ષી હતા તેમાંનો એક પોતે હૈયાત અને અત્રે મોજુદ હતો, જે બધા સામટા સરવાળાઓનાં પરીણામ તરીકે આઈનું મન લગભગ લુચ્ચાઈથીજ પચાવી બેઠેલા ને બાંગડ બુઢા માટે હવે તે ઉપરથી હાથ ઉઠાવ્યા વીના બીજો કોઈ રસ્તોજ નહી હતો!

તે લુચ્ચો તો વળી એમ બી જાંણતો હતો કે જેમ વૅાટમન્ટ તેજ ફીલીપ હતો, તેમજ ચાર્લસ તેજ સીડની હતો. એ છોકરા સાથે પોતાની દીકરી પરણાવવા તે ઘરડા સ્પેનસરને કબુલ થઈ ચુકયો હતો તે વાત આરથર ઘર આવ્યા પછી તેની આગળ થઈ હતી ખરી, પણ તે બુઢાએ અત્યાર સુધી એમ તેને જાંણવા નહી દીધું હતું કે એ ચાર્લસ તેજ તેનો નાહનો પીત્રાઈ સીડની હતો. આથી જ્યારે સીડનીને લટક આપીને ફીલીપ સાથે એમીલીનું ગોઠવવાની વાત તે ઘરડા બાપે પોતાના મરવા સુતેલા એ બેટા આગળ કીધી ત્યારે તે તેમાં, અલબત, કશો વાંધો કરી શકયો નહીં.

---

## પ્રકરણ ૬૮.

એમ છતાં એ પછી એકલો પડતાં બીમાર આરથરને એક નવો વિચાર આવ્યો. પોતાના બાપને વાસ્તે દયા માંગી લેવા ફીલીપ ઉપર એક અસરકારક કાગળ લખવાનો તેણે ઠરાવ કર્યો. વાંચનારાં સાહેબો જાણે છે તેમ, આરથરે મરનાર કૅથેરાઈનની સેવટની ઘડીઓ પોતાની અંગત હાજરી અને કાળજીથી સુખકારક કરી હતી, અને પોતાના દીકરાઓની ગેરહાજરીમાં પોતાના જણેતા દીકરા જેવાજ તે ભલા જવાંનના હાથમાં તે માતા સુખકરારનું મોહત પાંમી હતી તે વાત ઘરવાળી મારફતે મરનારની દફનક્રીયા પછી જાંણવાથી ફીલીપે જીગરનાં હેસાંનનાં ઉંડાણથી તેને એક કાગળ લખ્યો હતો. એ કાગળ એ આગળી યાદો તાજી કરાવવા આપણે અત્રે પાછો નીચે સદાબરો ઉતારી લઈશું. ફીલીપે મજકુર સઘળી હકીકતો જાંણવા પછીથી તે કાગળ આ મુજબ લખ્યો હતો:—

"તમે કોણ હતા અને કોણ છેઓ તે હું અટકલી શકતો નથી. મને કહેવામાં આવ્યું છે કે ફીરેસ્તાઓમાં જઈ વસેલાં માહરાં વાહલાં મમા તમારીજ ગોદમાં ઘણાં સુખ ને સંતોષથી બેહેસ્ત પામ્યાં, અને તમો ખરા નેકબખ્ત તેઓને "માયજી" કહીનેજ પોકારતા હતા! તમે કલાકો સુધી ભુખા પ્યાસા બેસી રહીને માહરી ગરીબ માનું સેવટનું બીછાણું સાચવ્યું, અને એવાં તમારાં માહરાં જોગાં હેસાનમાં લખવાને માહરી કને શબ્દોજ નથી. મને તમારો બેદામ ગુલામ જાંણજો. હું માહરી બંદગીમાં રોજ તમોને

હજારો આશીરવાદથી સારૂં માંગશ, અને હવે પછી કીરતાર જો આપણને મેલવે અને આપણે મળ્યે, કે જ્યારે માહરી કોઈ ખીદમત હું જો આપી શકતો હોવશ, તો માહરૂં તન, માહરૂં લોહી અને માહરો જાન વટીક તમારાંજ જાણજો!

"આએ લોક કહેછ કે તમે માહરાં મમાના કોઈ સગા હતા, પણ માહરાં ગરીબ મમાના એવા કોઈ દીલસોઝ સગા હોવાનું મેં કદી જાણ્યુંજ નથી. એમ છતાં, સગા હોવો ને પૈસાટકાથી સુખી હોવો તો હું પગે લાગીને વિનંતીથી માંગી લેઉંછ કે માહરા લાચાર લાઈલાજ માયબાપ વગરના નાહના ભાઈ સીડની ઉપર દયાની નીઘાહ રાખજો, અને તેની ખબર અંતર લેતા રહેજો. હું પોતે તમારે સાથે પડવા ચાહતો નથી. હું તો મોટી ઉંમરનો છેઉં, અને કેઠે ને કેઠે મજુરી કરીને બી માહરાં પેટનો કોસો પુરવા જેટલો રોટલીનો ટુકડો પેદા કરી લેવશ; પણ માહરા સીડનીને સમાલશો તે તમારી નેકી ખાલી જવાની નથી, કેમજે બહેશતમાંથી માહરાં વાહલાં માય બાપનાં હેસાંનના આશીરવાદ તમારાં વાહલાં મસ્તક ઉપર ઉતરશે. ખુદા તમારૂં ખાનું સદા આબાદ રાખે!—ફીલીપ."

આ તે કાગળ હતો, અને એ કાગળની યાદ કરાવીને પોતાના બાપને વાસ્તે દયા માંગી લેવા સારૂ તે મરતા બીમારને, તેની ભલાઈ અને અશોઈ વચ્ચે, એથી બહેતર મૌકો બીજો મળીજ ક્યો શકે? તેણે, એ ઉપરથી તુરતજ પેન અને કાગળ માંગી લઈ, બીછાણાંમાં જરા તડો બેસી, ફીલીપ જોગો એક કાગળ આ મુજબ લખ્યો:—

"હું માહરાં ઘેરનાં કોઈને બી જણાવ્યા વગર છુપી રીતે બીલકુલ બીનસ્વાર્થી આ કાગળ તમોને લખું છું. બીનસ્વાર્થી એટલા વાસ્તે કે માહરા પીતાજી સાથનો તમારો ઝઘડો આખર થઈ રહેશે તે આગમચ હું પોતે તો માહરી કબરનું ખુંણું સમાલી પડયો હોવશ, અને એ અંજામથી હવે મને પોતાને લાભ કે નુકસાન જેવું કશું પણ છેજ નહીં. ખરૂં માનજો, ફીલીપ, કે આએ માહરાં સેવટનાં બીછાણામાંથી હું તમને લખુંછ, અને હવે હું ઉઠવાનો કે જીવવાનો નથી. એટલા વાસ્તે માહરૂં એ સેવટનું બીછાણું તમો સુખકારક કરજો, અને માહરી અરજ કબુલ રાખજો એમ માંગી લેવાને મને હક છે, કેમકે તમારાં વાહલાં માતાનાં મોહતનું બીછાણું મેં સાચવેલું છે, અને માહરા હાથોમાં, મેં આપેલા પાક અને પ્રમાણીક સધ્યારાઓના પરીણામમાં, તેવણે હસ્તે ચેહરે સુખકરારનું મોહત પામ્યાં છે. મેં તેઓનાં બચ્ચાંઓને સમાલવા અને સ્વાધીન લેવા વચન આપ્યું હતું, અને તે વચન અદા કરવા મેં માહરાં તનપર શું શું જેહમતો ઉઠાવી છે તે માહરા ખુદાને ખબર છે. હું પોતે સદાનો કાહેલી છતાં તમારી પુઠેપુઠ ભટકયોછ, પૈસાની મેં બેશુમાર ખુહારી કીધીછ, ને તમોને અને સીડનીને સમાલી લેવા ને સુખી કરવા મેં કાંઈજ બાકી મુકયું નથી.

"પણ અફસોસ કે તમે મને માહરાં ખરાં સ્વરૂપમાં જોઇ કે પીછાણી કદી શકયાજ નહીં. એક બી વખત ખુલાસો કરવાની તમે મને તક આપી નહીં, અને મને જમીન પર પછાડી નાખીને બી તમોએ તમારાં ગુસ્સાબાજ અંતરને સંતોષ આપેલો છે! છતાં બી તમારાં માતાએ આપેલી ફરજ અને તમોએ તમારાં કાગળમાં મને કરેલી અરજ મુજબ મેં સીડનીને બચાવી લેવા સારૂં કાંઇ કાંઇ જેહેમતો ઉઠાવી, પણ તે આશારા હાથમાંથી છટકી ગયો, અને કયાં છે તે હું અત્યારની ઘડી સુધી જાણતો નથી. હું ફકત એટલુંજ અનુમાન કરી શકયો છું કે કોઇ કાળજીવંત હાથો હસ્તક તે હાલમાં સુખી છે.

"પછીથી આપણે બે વળી પાછા પૅરીસમાં મલ્યા, ને તે વખતે તમારી સોબતમાં એવા વંઠેલ આદમીઓ મેં જોયા કે મેં, અલબત, તમારી સંપુર્ણ ખરાબીજ માની લીધી. એ વખતે બી તમોને મેળવી લેવા હું તો ઘણું કરતે, પણ તમોને માહરે વાસ્તે એવો ધીક્કાર બેસી ગયલો હતો કે હું બીલકુલ નાચાર થયો. એમ છતાં તમારે વાસ્તે માહરો જીવ બળ્યાજ કરતો હતો એ વાતની પુરવારી એ કે એક રાત્રે કાર્ડ-ટેબલ પર પુશકળ કમાઇને હું જ્યારે માહરા ઉતારાનાં મથક પર પાછો ફરતો હતો અને પુલપરથી માહરી બગી હાંકી જતો હતો, તે વખતે મેં તમોને ચીંઠડેહાલ અને કંગાળ પાંઉપ્યાદા માહરી બાજુમાંથી જતા જોયા, અને માહરેથી તે દેખાવ જોઇ નહીંજ શકાયો, વાસ્તે મેં સઈસને તમારી પુઠે મોકલીને તમે કયાં રહેતા હતા તેનો અવ્વલ પત્તો મેળવ્યો, અને પછીથી છુપે નામે, તમોને મદદ થવા અને વધતી ખરાબીથી બને તો બચાવી લેવાની મકસદથી, મેં તમોને એક મોટી રકમ મોકલી આપી હતી. ઘણુંજ બનવા જોગ લાગેછ કે તે રકમ કોઈ કટોકટ વખતેજ તમને મલી હોય, તેણે તમારો ઉદ્દગાર કર્યો હોય, અને ત્યારથીજ તમારી ચઢતી થઈ હોય; અને તેમ થયું હોય તો, એ માહરી નજીવી જેવી ખીદમતોના બદલામાં, આજે હું અરજદાર થઈને તમારી પાસે એક હેસાંન માંગી લઉં છું. તમારા હકો ખરા હોવા બાબે મને તો અવ્વલથીજ સંદેહ હતો નહીં. તમારાં માતાએ તમારા પીતા સાથનાં તેઓનાં લગન હકદાર હોવાની પોતાનાં મોહોતનાં બીછાણાં પરથી મને ખાત્રી આપી હતી, અને તે મેં દીલોજાંનીથી તેજ વખતે માન્યું હતું. એટલા વાસ્તે તમારા હકો તે તમારાજ છે, અને વરસો સુધી તમે તે તમારા ખેતાબ અને પૈસાથી મોહતાજ રહી આવી તંગદસ્તીમાં રીબાતા રહયા એ ગેરઈનસાફીને લગતી શરમીંદગી અમારી છે. એમ છતાં માહરા ગરીબ ઘરડા બાપને આઓ ઉમ્મરે તેવણની જેહેદીમાં ઉંચાડા પાડવા, બેઇજજત કરવા અને ભીખારી બનાવવાથી તમો કાંઇ મેળવવાના નથી. તેવણને, માહરાં માતાને અને માહરી ગરીબ બેહનને, એટલા વાસ્તે, માહરે ખાતર બચાવી લેઓ. કીનો લેતા ના, અને માહરી એ અરજ કબુલ કરવા તમે મને વરસોપર જે કાગળ લખેલો છે અને તેમાં જે વચન

આપેલું છે તેની યાદ કરાવવા તે કાગળ, તમારાજ હાથદસ્તકનો, સદાબરો હું અત્રે બીડી મોકલું છું. હું જ્યાદા લખી શકતો નથી.

આરથર."

આ કવર મંસ્યેર ડ-વૉડમન્ટને નામે તે જ્યાં લંડનમાં રેહતો હતો અને જે ઘર એ બોફર્ટવાલાંઓ જાંણતાં હતાં ત્યાં હાથોહાથ મોકલી આપવામાં આવ્યો, પણ તે વખતે ફીલીપ ઘરમાં હતો નહીં, જ્યારે એ કાગળ લખવા પછીથી ઠાક કે ઉશ્કેરણીનાં પરીણામમાં હોય તેમ ગરીબ આરથર બની શકે તો વધતોજ બીમાર થયો.

અને તેજ સાંજે એમીલી તેને તપાસતી તેની બાજુમાં બેઠેલી હતી, કે જ્યારે બત્તીઓ તરતની સળગાવેલી હતી, અને તે છોકરીને પોતાનાં આંસુઓ છુપાવવા આંખ આડો હાથ કરવો પડતો હતો.

"તેં તો જોયોછ એ ડ-વૉડમન્ટને," આરથરે તેવામાં એકાએક તેણીને પુછ્યું; "તંદરોસ્ત અને મજબુત આસામી છે?"

"હા, ઘણા મજબુત," એમીલીએ માથું નમાવીને ધીમે સાદે કહ્યું.

"અને તું તે જવાંનને ચાહેછ? તુંને એ છોકરો ખરેખર ગમેછ?" તે છોકરાએ હેતવંતા તોરથી દબાતા સાદની પોતાની એ તેહકીકો હજી જારીજ રાખી, કે જેવામાં અચબુચ બારણું ઉઘડયું, અને તે છોકરાંઓનો બાપ અંદર આવ્યો. તે કમ્મરમાંથી વધારે વળેલો, ઘણો ઉશ્કેરાયલો અને ઘણોં નમીં ગયલો દેખાતો હતો, અને તેની પુઠે વળી એક બીજો દમામદાર જવાંન દાખલ થયો, કે જેને જોતાં એમીલી ફીકકી પડી અને તેના છાતીના ધપકારા વધતાં જોરથીજ વાગતા થયા!

તે ફીલીપ હતો. તે પોતાના કાકાની પુઠે દાખલ થતાં સાથે પાધરો પેલા બીમાર જવાંનનાં બીછાણાં આગળ ધસી ગયો, અને તરત હેતથી તેની આગળ ગુંઠણ્યે પડયો.

આરથર સમજી ગયો. તે સમજી ગયો કે તે ફીલીપ હતો, અને પોતાની નબલી તબ્યત વચ્ચે તેને ગુંઠણ્યે બેઠેલો ઉઠાડવા તડો થવાનાં તે ફાંફાં મારવા લાગ્યો. ફીલીપ, એ ઉપરથી, તરત ઉઠયો અને તે બીછાંણાંની કોરાંણે તેની બાજુમાં બેઠો.

"ઓ આરથર, આરથર, માહરા ખરા ભલા કઝીન, વાહલા ભાઈ, મેં તમોને કેટલો બધો ગેરઈનસાફ કીધો! ઓ, તમે મને કેમ માફ કરશો?" ફીલીપે તે પછી તેનો હાથ હેતથી દાબી આંસુઓ સાથે પોકાર્યું, કે જ્યારે ખરેખર તો બધાંનીજ આંખો આંસુથી ભીજાયલી હતી!

અને તે પછી અરસપરસ લંબાણથી બધા ખુલાસાઓ થયા. આરથરે કેટલી ભલાઈથી એ છોકરાઓને સંઘરી લેવા કેટલું બધું કીધું હતું, અને ફીલીપે મુરખાઈભરી આડાઈથી તે બધું પાછું ને પાછું તરછોડીને ઉપરાસાપરી કેમ તેને ગેરઈનસાફે કર્યા હતા તે બધી વાત લંબાણથી નીકળી. વળી ફીલીપને તે બધાંએ અવ્વલથી આખર તક એક વંઠેલ બદમાશ માન્યો હતો—એવો કે તેની કપનીમાં સીડની રહે તે વટીક તેઓ ગેરસલામતીભરેલું ધારતાં હતાં તે વાત પણ નીકળી, અને પોતાનાં માન પામેલાં માયબાપનાં કુળવાન નામની ઈજ્જત ટકાવી રાખવા તેણે શું શું કર્યું ને શું શું ખમ્યું હતું તે બધી વાત જ્યારે તેણે કરી ત્યારે તે ઓરડામાં કોઈ પણ નહી હતું કે જે ખરાં જીગરનાં અફસોસનાં આંસુ નહીં ખેરવતું થયું હોય! ઘરડા રૉબર્ટનું દીલ પણ પોતાની ગેરઈનસાફીઓ સારૂ હવે હાલમાં છેદાઈ ભેદાઈજ જતું હતું!

"માહરા વાહલા ભાઈ," ફીલીપે તે પછી કહ્યું, "માહરાં માતા જોગી તમારી ખીદમતગુજારીના બદલામાં મેં માહરાં તનથી, લોહીથી ને જાનથી તમારી ખીદમત કરવા આએ માહરાં કાગળમાં કબુલ કીધેલું છે, અને તે માહરાં વચનથી હું જીન્હાર ફરવાનો નથી. કાકાજી હસ્તક મેં બેશક ઘણું ખમેલું છે, પણ એ એક હીણનસીબ "બનવા કાળ" અમારી સરજતમાં હશે તે બની ગયું! તમો, તેથી, બીલકુલ બેફીકર રહો. આએ બધું જાણ્યા અને બધા ખરા ખુલાસા થયા પછી હું એવણનો એક બાળ બી વાંકો થવા દેવશ નહી. એવણને લોકો ખરા હકદાર લૉર્ડ બોફર્ટ તરીકેજ અત્યાર સુધી જાંણેછ ને માનેછ તેમજ એવણની જીંદગીની આખર તક એવણ રહેશે. મને "લૉર્ડ", થવાનો કોઈ અભખરો નથી. માહરાં બાપીકાં મકાનો અને મેહલો તેમજ બાપીકા કરોડો જેમ અત્યાર સુધી એવણના સ્વાધીનમાં છે તેમજ એવણની જીંદગીની આખર તક તે પણ રહેશે, અને પછીની વાત પછી થઈ રહેશે."

પણ એવો અન્યાય ભલો આરથર માને ને કબુલ કરેજ શાંનો? ફીલીપ અત્યારેજ અર્લ નહી કહેવાય તો બરજાહનમ, પણ તેને તેના પૈસા ટકાના વૈભવ તો પાછા મળવા જોઈએ? તેણે, તેથી, પોતાના બાપ સાથે બાથ ભીડી, અને ફીલીપ કશીજ રીતે મોહોતાજ નહી રહે તેમ તેને તેનું સ્વાધીન કરવા તેને ખાનગીમાં મળીને નકકી કરવાની તેણે પોતાના પીતાને તાકીદો ફરમાવી. પરીણામમાં, જ્યારે તેની કાકલુદીઓ સાંભળીને ફીલીપ પોતાના કાકા સાથે એ વાતની ગોઠવણો કરવા પાસેના ઓરડામાં ગયો ત્યારે તેણે પોતાનાં જીગરથી અંતકરણપુર્વક દુઆ ચાહી કે આવા એક ખરા નેકીભર્યા જવાંનને પરવરદીગાર હજી બી બચાવે અને ઉદાડે!

અને એ પછી તે કાકા ભત્રીજાની કૉનફરન્સ પેલા૮ પારલરમાં મળી કે જ્યાં સીડનીને વાસ્તે તે કાકલુદી કરતો એક રાત્રે આવ્યો હતો ત્યારે તેને હરકાતી ને ધોકી કાડવામાં આવ્યો હતો, અને તેને મારવાને ઉચકાયલો હાથ તે વખતની નાહની

એમીલીએ દોડી આવીને કાકલુદીની મના સાથે પકડી લીધો હતો! ફીલીપ, એટલા માટે, હાલમાં તેજ ઓરડામાં તે કાકા સાથે બેઠેલો પોતાની આસપાસ જોઈને તે કમનશીબ ગઈગુજરી ગમખ્વારીથી યાદ કરતો હતો, અને પછી તેણે કહયું, "કાકાજી, હવે બધી ગઈગુજરી ભુલી જજો અને તમારાં ભવિષને વાસ્તે જરા બી શંકાશીળ કે ફકરમંદ થતા ના. અલબત્ત, માહરા હકોની પુરવારી વાસ્તે કાયદા પ્રમાણે માહરે કોર્ટમાં જવું તો જોઈશેજ, પણ તમોને ખાત્રી આપુંછ કે હું એવી રીતે કામ લેવશ કે જાહેરમાં તમોને જરા પણ માઠું લાગે નહીં, અને તમારા ખેતાબ અને પૈસા ટકાના વૈભવના ભોગવટાથી તમારી જીંદગી સુધી કોઈ તમોને રોકી શકે નહી!"

"પણ કોર્ટમાં જવુંજ જોઈશે?" ઘરડા રૉબર્ટે કરગરીને સવાલ કર્યો.

"મને વધતો વિચાર કરતાં એમ લાગેછ કે તે વગર માહરો રસ્તોજ નથી," ફીલીપે નરમાશથી સમજાવ્યું, "માહરી પાક માતાનું નામ એક જાહેર અદાલતમાં નાહેકનું બદનામ થયલું માહરે ઈનસાફ અને નિતીને વાસ્તે જાહેર અદાલતમાં નિષ્કલંક પાછું પુરવાર કરીજ આપવું જોઈએ. ખુદ માહરા પીતાનો પણ એ વાસ્તે હું દેવાદાર ને જવાબદાર છું. પણ તે છતાં, મેં તમોને કહ્યું તેમ, હું એવી તરકીબથી કામ લેવશ કે તમારો કોઈ વાળ વાંકો કરી શકવાનું નથી. તમારી દોલતમાંથી તમોને જે સારૂં લાગે તે મને આપજો અને હું ફર્યાદ કરવાનો નથી. એટલું બી હું નહીંજ માંગતે, પણ માહરી મોહરદાર પૈસાટકાનાં સુખમાં ઉછરેલી તે મને પરણીને કશીજ વાતે મોહતાજ નહી રહે તે વાસ્તે એ ઘણું જરૂરનું છે, આહ કાકાજી, એક વખત આએજ ઓરડામાં હું જેને ઘણો ચાહતો હતો તેને તમારી પાસે માંગી લેવાની કાકલુદી કરતો આવ્યો હતો, અને હવે એવીજ કાકલુદી કરતો હાલમાં બી હું તમારી આગળ બેઠેલો છું! તે વખતે તમે મને હાંકી કાઢયો હતો, પણ હવે આએ વખતે તમે એમ કરશો નહીં એવી મારી ખાત્રી છે. હું તમારી એમીલીના હાથનો આર્જુવાર છું, અને એ લગનથી તમોને સધ્યારો એ રહેશે કે તમારા પાસ સચવાયલું તમારી જીંદગીની આખેરીએ જે તમે મને આપી જશો તે ખરેખર તો તમારી દીકરીને અને તેના વંઉશજોનેજ આપી જશો!"

લૉર્ડ રૉબર્ટ બોફૂર્ટે આ બધું સાંભળી તે ભલાઈભર્યા ભત્રીજાનો હાથ હેતથી ને હેસાંનથી દાબ્યો. તેણે જવાબમાં એમીલીની સાથે વાત કરવા જોગો વખત માત્ર માંગી લીધો, જયારે ખરેખર તો તે વળી પાછો લીલબર્ન અને લુચ્ચા બ્લૅકવૅલને એ બધું કહીને તેઓની સલ્લાહ લઈનેજ કામ લેવા ચાહતો હતો.

એ પછી કાકાભત્રીજા છુટા પડયા, અને ઈનસાફની રાહે કહેવું જોઈએ કે લીલ-બર્ન તેમજ બ્લૅકવૅલે જવાંન ફીલીપના એ બધા ઉદાર હેતુઓની ઘણી વખાંણ કરી. તેઓએ તે કહેતો હતો તેમજ કરવાની ઘરડા રૉબર્ટને દરેક સલ્લાહ ને હીંમત આપી.

"ઘણુંજ બરહક છે," લીલબર્ને કહ્યું, "મુવા પછી તમે એમાંનું કશું બી છાતી પર બાંધીને લઈ જવાના તો નથી, ત્યારે જીવતાંજીવત તે તમારાં તરીકે તમારા સ્વાધીનમાં રહે એથી બેહેતર તમે ચાહીજ શું શકો? બીચારા આરથરનું તો હવે ઠેકાણું નથી અને તે તો કાંઈ બચવાનોજ નથી, ત્યારે તમારા પછી તમારી વારસ એકલી મીલી છે, તો તમે મીલીને બધું આપી જાઓ કે ફીલીપને આપી જાઓ તે ખરેખર તો એકનું એકજ છે, કેમકે તમારેજ ત્યાં તે બધું સચવાયલું રેહવાનું છે. હવે તમારે તો તેથી એમજ કેહેવું કે લગનની સરટીફીકેટ મળી આવતાં સાથે તમે તો એના હકો આપી દેવા તૈયાર છો! એમ તમારા કાઉનસલ મારફતે કોર્ટમાં જાહેર કરાવજો, અને લોકો તમને બુરૂં બોલવા કે તમારે વાસ્તે બુરૂં માનવાને બદલે તમારી ભલાઈને વાસ્તે તમારી સાંમી જબજ તારીફ કરતાં થશે!"

બ્લૅકવૅલ પણ એજ મતનો હતો, અને ત્યારે લૉર્ડ બોફર્ટ એજ ઠરાવ પર આવ્યો. એથી બેહેતર તે કરેજ શું? જો તે કજ્યો લડે તો હવે ફાવેજ શું? તેના મરનાર ભાઈ હૅરી બોફર્ટની તેના જોગી હદ વગરની ભલાઈઓ પણ હયાં પાછી તેણે યાદ કરી, અને સામટી રીતે આ જે થતું હતું તેથી સંતોષ માનવા અને શુકરગુજાર થવા તેને ઘણું કારણ હતું એમ તેણે ખરાં દીલથી માન્યું. પરીણામમાં, કોર્ટમાં જવાનું તે માત્ર એક "મૅટર ઓફ કૉર્સ" થયું, અને તેને વાસ્તે તેને ગભરાવા કે બીહીવા જેવું હવે કાંઈ હતુંજ નહિ. વળી એવા સંજોગમાં ઈનસાફનું પગલું ઉતાવલે તેણે એ ભર્યું કે એક વીલ કરીને ફીલીપનેજ તેણે પોતાનો વારસ અને હકદાર ઠરાવ્યો, અને તે રીતે પોતાનાં તકસીરવાર દીલને ઘણી તસલ્લી આપી.

એ દરમ્યાન બીચારો આરથર તો દબાતોજ ચાલતો હતો, અને ફીલીપ દાહડો અને રાત ખંતથી તેની સારવારમાં તે મરતા બીમારનાં બીછાંણાંને પડખે ખડો હતો. તે કાકા કાકાનાઓ વચ્ચે કાંઈ અજબ જેવું હદવગરનું હેત પેદા પડ્યું હતું, અને બીમાર આરથર તે તેની આંખ આગળથી દુર થાય એમ જોવા જરા એ ચાહતો નહિ હતો. વળી ફીલીપ ત્યાં ને ત્યાં રેહવાથી એમીલી પણ તેના વધતાજ સમાગમમાં આવતી હતી, અને તેઓ બંને એકમેકને વધતાં ઓળખીને વધતાંજ વખાણતાં થયાં હતાં. તે હજી સીડનીને કાગળો લખી રહી હતી ખરી, પણ તે બધાં ટુકાં ને મન વગરનાંજ હતાં. તે હવે સઘળું પુરેપુરૂં જાણી ગઈ હતી, અને તેના જોડેનાં ફીલીપનાં લગનથી એક લેખે તેના બાપનો બચાવ થતો હતો તેથી તે વફાદાર દીકરી બેશક ઘણો સંતોષ માનતી હતી.

અને એ દરમ્યાનમાં ગરીબ આરથર એક રાત્રે બેહસ્ત પાંમ્યો. તે ફીલીપના હાથોમાંજ મરણ પાંમ્યો. તે બીમારનાં કેહવાથી ફીલીપે પોતાની જોરાવર ગોદમાં તેને ઉંચક્યો, અને ઘરડો રૉબર્ટ જોઈને તાજુબ થયો કે જેમકે આરથરના હાથોમાં ભલી

કૅથેરાઈને બેહસ્તનો કરાર શોધ્યો હતો, તેજ મુજબ હાલમાં ફીલીપના હાથમાં ગરીબ આરથર આખર થયો!

તે એક કલપાંતભર્યું મોહત થયું, પણ ભલી કૅથેરાઈનના હોઠ જેમ તેનાં મોહતમાં સંતોશથી હસ્તા દેખાયા હતા, તેમજ આએ મરનાર પણ બધાંને સુખી કરીનેજ જતો હતો તે વાતના સંતોષથી મલકાઈને હસ્તો લાગ્યો, અને એ રીતે તે ખરૂં નેકીભર્યું એક મોહત પાંમ્યો!

---

## પ્રકરણ ૬૯.

અને જ્યારે લૉર્ડ બોફર્ટનાં ઘરમાં એ અજબ પ્રકારના બધા ઉપરાસાપરી ગડબડ ઘોંટાલા ચાલી રહયા અને માહેતમ વરસી રહયું હતું, ત્યારે પેલી તરફ જવાંન સીડની તો સરોવરની તીરેનાં તેનાં એકાંત મકાનમાં સુંદર એમીલી બોફર્ટને વાસ્તેના પોતાના પ્યારના સુખી સ્વપ્નાઓજ હજી પણ જોઈ રહયો હતો! એમ છતાં છેલ્લેછેલ્લે તે થોડોક શંકાશીળ બન્યો એ તો ખરૂં. એમીલીનાં કાગળો વધતાં છુટાંછવાયાં અને ટુંક ટુંકજ આવતાં થયાં હતાં, અને અવારનવાર તે ભોલીભાળી પોતાનાં કાગળોમાં કોઈ મોંસ્યેર ડ-વૉડમન્ટની તારીફમાં એટલું બધું લખતી રહી કે તેણે થોડીક અદેખાઈને જન્મ આપ્યો. એ પછીથી તેણીનો ભાઈ ઘેર આવ્યો અને વધતો બીમાર થયો હતો તે સમાચાર લખાઈ આવ્યા, જ્યારે કેડે ઘણું સુધી કાંઈ વળી બીજું કાગળજ નહી આવ્યું. ત્યાર કેડે સોગની બૉરડરનું અને કાળાં સીલ સાથની મોહોર કરેલું બોફર્ટ મૅનરના મોનોગ્રામ સાથનું એક કાગળ, ખુદ લૉર્ડ રૉબર્ટ બોફર્ટ તરફથી તેના ઉપર લખાયલું, તેને આ મુજબ મળ્યું:—

**"વાહલા બેટા સીડની,**

**"હું લખવાને બહુ દુખ પામુંછ અને મને ખાત્રી છે કે તમો અને તમારા ભલા અંકલ પણ જાણીને બહુજ દલગીર થશો કે હું માહરા એકનાએક—માહરી આંખની કીકી જેવા—દીકરા આરથરને તેની ભર જવાનીમાં સદાનો રડી બેઠો છું. આજે તે બીચારાનો માસીસો છે. મને હવે કાંઈ ગમતુંજ નથી, પણ તે છતાં માહરે માહરી ફરજો અદા કરવાની છે, અને તેથી તમોને જાહેર કરવા ફરજ થઈ પડેછ કે માહરી દીકરી એમીલી જે હવે માહરા કરોડોની એકલી વારસ છે, તેની સ્થીતીમાં આએ મોહેતથી ઘણો ફરક પડી જાય છે. એટલા વાસ્તે, તમો બે વચ્ચે જે છોકરવાદી ચેડાં, એ તમારા તરફ હતી ત્યારે બરપા થયાં હતાં, તે ખ્યાલ હવે તમારે જાથુકનો પડતો મુકવાનો છે. મને તમારો દોસ્ત માની લેજો, અને જો તમારૂં કાંઈ બી ભલું થઈ શકતું હોય તો હું ઘણી ખુશીથી તે કરશ તે વાતની ખાત્રી માનજો. ઘરડા મી૦**

સ્પેનસર પુરતા શ્રીમંત છે, પણ તે છતાં તમારે જો કોઈ નવો પ્રોફેશન શીખવો હોય અને તેમાં મોટી રકમના અવેજની જરૂર હોય તો ખુશીથી મને જણાવજો. તમો કદાચ આઓ મહારા પાર્ટ પર ઘણું ઘાતકી અને ભાડુતી સમજતા હશો, પણ તેવું કશું નથી. માહરે માહરાં કુટુંબની નામદારીનો ખ્યાલ રાખવાનો છે, અને ઘણી દાનાઈથી તેમજ દુરઅંદેશીથીજ કામ લેવાનું છે. તમે હજી ઘણા જવાંન છેઓ, અને માહરી મીલીને વાસ્તેનાં છોકરવાદી ચેડાં વેહલ્લાં ભુલી જશો, જ્યારે મને કશોજ સંદેહ નથી કે તમો પોતે પણ તમારી ભલાઈ અને લાયકી મુજબ કોઈ લાયક ઠેકાંણે ઠર પડી જશો.

"તમારા મેહરબાંન કાકા મી૦ સ્પેનસરને માહરી ઘણી ઘણી દુઆ સલાંમ કેહજો, કે જેમાં લેડી બોફર્ટ અને માહરી દીકરીની દીલોજાન સામીલીગીરી જાણવીજી.

લી૦ તમારો સાચ્ચો, રૉબર્ટ બોફર્ટ."

જ્યારે આ કાગળ આવ્યું અને સીડનીએ તે વાંચ્યું, ત્યારે ઘરડો સ્પેનસર પણ ત્યાંજ હતો, અને તેણે પણ ઘણા પ્યારથી, પીઠે ઉભો રહીને, તે તેજ વખતે વાંચી લીધું હતું. એટલા વાસ્તે સીડની જ્યારે ફીકકો પડેલો તે વાંચી રહીને બહુજ દુખી અદાઓ સાથે તે બુજોર્ગ તરફ ફર્યો ત્યારે તેણે તેને હેતથી પાસાંમાં લઈને કહયું, "બેટા, તું તો નહીંજ માનતોતોની? એ કરોડપતીઓ બધા જુઠા ને દગાબાજ થાય છે. એ લોક કરતાં તો આપણે વચલે વાંધેનાંઓ ને ગરીબોને લાખ ભલાઈ! લ્યાનત વરસાવ હવે એ લોકોનાં નામપર, અને હવે એ વાત ભુલીજ જા!"

"લ્યાનત વરસાઉં? હા, અલબત, આખે કાગળના લખનાર પર, પણ માહરી મીલીનો એમાં કસુર કે તકસીર હોય એ હું હજી બી માનીજ શકતો નથી. કાકાજી, હું તે માનવાનોજ નથી."—અને તે ઉશ્કેરાયલો અને ઘેલા જેવો, એમ કેહતાં, શાંતી શોધતો ઘરમાંથી એકદમ બાહેર ચાલી ગયો. ત્યાર પછી તે છેક રાત થતાંજ ઘરે પાછો આવ્યો, જ્યારે તે થોડોક શાંત દેખાવાની કોશેશ કરવા લાગ્યો ખરો, પણ સ્પષ્ટ જોઈ શકાતું હતું કે તે સઘળું વ્યર્થ હતું!

વળી બીજે દીવસના ટપાલમાં ખુદ એમીલીનો કાગળ આવ્યો. તે ટુંક હતો અને તેમાં પણ કારજ તોડી નાખવાની મતલબનુંજ લખાયલું હતું, પણ તે દેખીતી દીલગીરથી, ઘણી નરમાશથી અને સમજાવી સમજાવીનેજ લખેલો લાગતો હતો—તે જાણે તેને દુખનો ચમટો ટુટે એ ખ્યાલ પોતાનાં નાજુક જીગરે ખમીજ નહી શકતી લાગતી હતી, જેથી તે છોકરાને થોડીક પાછી ઉમેદ અને હીંમત આવી.

પેલી તરફ ચાલાકીબાજ રાબર્ટ બોફર્ટને તો, આરથરનાં મોહત પછીથી પોતાનાં મનનું થોડુંક પાછું સમાધાન થતાં, સીડનીને આ કાગળ લખીને એ મુજબ છેડા છોડવવા ફરજ પડી પડી હતી! તેની મતલબ કોઈબી રીતે ફીલીપને પોતાના હકોની પુરવારી રજુ

કરવા કોર્ટમાં જવું થાય તે આગમચ એમીલી સાથે અદરાવી દેવાની હતી, કે જેથી તેનું તરકટ વધતું ઢંકાયલું ને ઢંકાયલું રહે, અને લોકો તેને માટે કાંઈ પણ બુરૂં માનતાં થઈ શકેજ નહી. તેને ઘણી દેહસ્ત રહેતી હતી કે જો ફીલીપ કોઈ એતેફાકથી જાણવા પામે કે એમીલી તો તેની આગમચ તેના નાહના ભાઈ સીડનીને પ્રૉમીસ થઈ ચુકી હતી તો તે જરૂર ખસ્તો થઈ જાય, અને કદાપી હજી પણ બધો ઘાંણ પાછો બીગડી જાય! તે બીહીધો કે જો એ કારજ નકકી થવાની વાત પેપરોમાં છપાય—અને મોટે ઘેરનાં કારજોની વાત તો તે ગોઠવાતાં સાથે પેપરોમાં છાપી મારવા અધીપતીઓ એકમેક સાથે હીરફાઈમાં ઉતરે છે તે વાતની તેને ખબર હતી—તો સીડની તે વાંચતાં સાથે આ તરફ ઘસડાઈ આવે, અને તરત બધું કાંટાનું કટેસર થઈ જાય! એટલાવાસ્તે ઘણીજ સંભાળથી તે કામ લેતો થયો, અને જાણે તેના મરનાર બેટાની ખાહેશ વહેલી પાર પડેલી તે જોવા ચાહતો હોય તેમ તે વહેલાં લગન કરી નાખવાની સજાવતો કરતો રહયો હતો. વળી એ કારજની વાત બને ત્યાં સુધી પેપરોમાં જાહેર નહી થવા દેવાની સંભાળ લેવા પણ તે ફીલીપને ઘણું સમજાવી રહયો હતો.

પણ હવે સવાલ એ ઉભો થયો હતો કે બધુ કૉર્ટમાં પુરવાર થાય ત્યાં સુધી તેણે "ડ-વૉડમન્ટ" નું જુઠ્ઠું ધારણ કરેલું નામ ચાલુ રાખવું કે ફીલીપ બોફર્ટનું ખરૂં હકદાર નામ ધારણ કરવું? અને ફીલીપે એજ નકકી કરયું કે ભુલભરેલા કાયદાએ જો એ નામ ઉપરનો તેનો હક નહી પુરવાર થયલો એક વખત જાહેર કર્યો હતો તો તેજ કાયદો પોતાની ભુલ જોઈને તેના પવિત્ર હકનો પાછો સ્વિકાર કરે ત્યાં સુધી તેણે "વૉડમન્ટ"નાં નામે જાહેરમાં ઓળખાવાનુંજ બેહેતર હતું, અને મતલબી રૉબર્ટને તેનો એ એરાદો ઘણો ગમ્યો.

અલબત એમીલીને સમજાવવાનું તો કાંઈ મુશકેલ હતુંજ નહી. તે ગરીબ રાંક ગાય જયાં દોરે ત્યાં જાય, એવી કાંકણી હતી. તેણે પણ એમજ સમજાવવામાં આવ્યું હતું કે આ લગન ઉતાવળે કરી નાખવાનું કારણ તેના ભાઈની મરતી વખતની ખ્વાહીશ હતી અને જોકે તે એ વાત વાસ્તે કબુલ થઈ તોપણ સીડનીની યાદને બેવફા થવા વાસ્તે તેનું દીલ તેને દંખતું નહી હતું એમ નહી હતું. તે પોતાનાં મનને સધ્યારો માત્ર એજ આપી શકતી કે સીડનીના સંબંધમાં તે થોડીક ઉતાવલી થઈ હતી, અને તે તેને ચાહતી હતી એ વાતની ખાત્રી થયા વગરજ તેણે અંધારામાં ભુસકો માર્યો હતો. એમ છતાં એ ખરખરાનાં કારણથી તે ઘણી ગમખ્વાર અને દલગીર રેહતી, તે ફીલીપથી દુરજ રહેતી હતી, જયારે ફીલીપ તો એમજ સમજતો કે તે દીલગીરી તેના ભાઈનાં ગમખ્વાર મરણનાંજ કારણની હતી.

એ દરમ્યાનમાં ફીલીપે પાછી સીડનીની શોધ ચલાવવા માંડી હતી. તેની હવે ખાત્રી થઈ ચુકી હતી કે સીડની કયાં અને કોણને આશરે હતો તે બોફર્ટવાલાંઓ ખરેખર કશુંજ જાંણતાં નહી હતાં, અને ત્યારે પોતાની બદલાયલી સ્થિતીમાં પોતાના પૈસાટકાથી પુરો સુખી થયલો તે સીડનીને પોતાની બાજુમાં આવી ઉભેલો જોવા બેવડો અધીરો પડયો હતો.

તેણે, તેથી, સોલીસીટર, મી૦ બારલોને એ શોધ ચલાવવાનું સોપ્યું, કે જેણે મોટા ખરચે ડીટેકટીવો રોકયા, પણ તેનું પરીણામ આવે તેટલાં તો કોઈ સુરતે લૉર્ડ રૉબર્ટ બોફર્ટની બેટી એમીલીનું કારજ એ તરફ પુશકળ જાણીતા થઈ ચુકેલા ફ્રેન્ચ જૅનરલ ડ-વૉડમન્ટ જોડે ગોઠવાઈ ચુકેલું હોવાની વાત અનાયસે એક પેપરવાલાને કાને પોંહોંચી, અને તેણે "પેહલો ને વેહલો" થવાની ઉલટમાં તે ખબર ભટ દઈને પોતાની કટારોમાં છાપી મારી. એ ઉપરથી બીજાં લંડનનાં પેપરોએ તે તરત ઉંચકી લીધી, અને લંડનનાં પેપરોમાંથી બધાં પ્રોવીનશ્યલ પેપરોએ પણ તે ધારા મુજબ ઉતારી લીધી, કે જે માહેલાં એકમાં તે છપાયલી ખુદ સીડનીના વાંચવામાં આવી, જ્યારે ગુસ્સાથી તે વાંચતાં તેનાં નેણજ જાણે નીકળી પડયાં! તેજ રાત્રે તે કોઈને પણ કાંઈ કહયામુકયા કે ખબર આપ્યા વગર પોતાના પીતાતુલ્ય મુરબ્બી સ્પેનસરનું હેતવંતુ ઘર છુપાછુપ છોડી ગયો, અને તે કયાં ગયો અને કાંય ગયો તે કોઈએ તુરતવેલા તો જાણ્યુંજ નહી!

અને હયાં હવે આપણે પાછી થોડીક ફૅનીની ખબર લઈએ. તેના મમાવા લૉર્ડ લીલબર્નને ત્યાંથી જોરેમંદ ફીલીપની સુખરારક દસ્તગીરીમાં તે ઘરડા સાઈમન ગૅાત્રેને ઘેરે પાછી ફરી તે પછી આપણે તેને વિષે કાંઈ વાંચ્યુંજ નથી.

તેની વહાલી બરકતે પેલી સરટીફીકેટનો બેમુલ ખજાનો હાથ આવ્યો હતો તેનો અશીરવાદ રસ્તે જતાં ગાડીમાં ફીલીપે જ્યારે તેને બ્યાન કરી સમજાવ્યો ત્યારે તેણીના દીલોજાન હર્ષનું પુછવુંજ શું? ગોયા એમાં અવ્વલથી આખર સુધી પાક ખુદાનો ભેદી હાથ આસેજ હતો! તે છુપાયલો દસ્તાવેજ મળવાનો હશે તેથીજ લંગડા લીલબર્નને તેને ઉપાડી જવાનો ટાગડો રચવાનું મન થયું, અને તે દસ્તાવેજ ભ્રષ્ટ બુધ્ધીના તે બદમાશો સઘડીમાં બાળી નાખે તે અનર્થ અટકાવવાને અને ફીલીપને સુખનું સાંધન થવાને દાદારે જાણે તેને એક સાંધણભુત બનાવીને ત્યાં હાજર અને મોજુદ રાખી!

ફીલીપ બહુજ આભારી થયો. તેણે પાછી ને પાછી ઓશકથી લાલ થતી તે સુંદરીને હેતથી પાસાંમાં ચાંપી, અને ચુમીઓથી તેના ગાલ ભરી નાખ્યા, કે જેને લગતી ખુશાલી તે નાજનીનને કેવળ આજેજ કરી નાખનારીજ થઈ પડી હતી!

અને તેણીને ઘરડા સાઈમનને ઘેરે થાવી પુગાડીને ફીલીપ જ્યારે પોતાના સોલીસીટર મી૦ બારલોને મળવા ઘરમાંથી પાછો બાહેર પડયો ત્યારે, અલબત, વેહલો પાછો આવવા તેણીના આગ્રહ ઉપર અમલ કરાવાના ઠરાવ અને વચનથીજ તે ગયો. પેલા હાથ પર તેણીના જવા પછીથી લીલબર્નને તેનું દીલ મજ્બુત ડંખતું રહ્યું, અને તે તેણીને તેડાવીને પોતાની પાસે કાયમની રાખવાની ગોઠવણ કરી શકે તેટલાં તેણીના નિર્વાહ અને ખરચ વાસ્તે એક રકમ તુરત આપની કરવાના નેકીભર્યા કસ્દ પર તે આવી થોભ્યો. તેણે, તે

ઉપરથી, ઘરડા સાઈમન ગૉત્રેને ગોઠવીને એક કાગળ લખ્યો. તેણે તેમાં તે ડોસાને જણાવ્યું કે નહી ધારેલા સંજોગોથી તેની જાણમાં આવ્યું હતું કે તે પોતે તેણીનો મમાવો થતો હતો, અને તેથી તે તેને પોતાનાં ઘરમાં રાખવાના પાક હેતુથી ઉપાડી ગયો હતો, મગર પછીથી ચોકકસ સંજોગોમાં તેણીએ પાછું પોતાના કેહવાતા બપાવા સાઈમનને ઘર જવા માંગ્યું અને તેણે તેને જવા દીધી હતી. આ ઉપરથી તેણે ગોઠવણ કરી હતી કે વરસના રૂ. ૧૨૦૦૦ ને હીસાબે દર મહીને રૂ. ૧૦૦૦, તે તેણીને પાછી પોતાને ત્યાં રાખવા બોલાવી લઈ શકે ત્યાં સુધી, તેનો સોલીસીટર તેઓને ઘેરબેઠઠાં પોંહોંચાડયો જશે, અને પૈસા કબરમાં છાતીએ બાંધીને સાથે લઈ જવાનો હોય તેમ એંસી વરસના પૈસાના ગોલામ ઘરડા ગૉત્રેને એ સમાચાર વાંચતાં જે પરમ સંતોષ થયો તેનું બ્યાન કેઈ કલમ કરી શકે? તે કાગળને મથાળે જે આંબડગુંચડ લખાયલું હતું તે તો બીચારો તે અર્ધઘેલો ડોસો કાંઈ સમજયોજ નહી, અને તેણે તે સમજવાની કોઈ કોશેશ કરી કે આર્જુ વટીક બતાવી નહી. તે ફકત છેલ્લુંજ સમજયો કે દર મહીને ફૅનીના પુણ પ્રતાપે રૂપીઆ એક હજારની એક રકમ કોઈ તેને ઘેરબેઠઠાં પોંહોંચાડયો જવાનો છે, અને તેના પુરાવામાં પેહેલોજ હફતો જે તે કાગળ જોડે કવરમાં બીડાઈ આવ્યો હતો તે તેણે એક હડહડતા કંજુસની તડાપ અને લોભથી સ્વાધીન લીધો અને કબાટમાં ઉંચો કર્યો! તે પછી ફીલીપ અવારનવાર ફૅનીને મળવા આવતો રહયો, પણ આરથરની બીમારીનાં કારણથી તે ગૉત્રેનાં ઘરમાં હાજર કરતાં ગેરહાજર વધારે રેહતો હતો, અને ફૅનીને તે ઘણું દીલ જખમાવનારૂં થઈ લાગતું હતું. હવે તો તેનાથી જાણે ફીલીપની હાજરી વગર જીવાતુંજ નહી હતું!

એક દાહડો એમ કરતાં તે વધતો ખુશાલ ફૅની પાસે આવ્યો. સાઈમન તો એ વખતે અરધો મુવેલો જેવો પોતાની મોટી ખુરસીમાં પડીને ઉંઘતો હતો, અને તેનો પેલો મોટો ઘરડો કુત્રો પણ, તેટલોજ નાતવાન બનેલો, તેજ રીતે તેની બાજુમાં પડીને ઝુંકતો હતો. એમ હોવાથી તે ઓરડામાં ફૅની અને ફીલીપ વચ્ચે તે દહાડે જે વાતચીત થઈ તેનો ગુવાહ ખુદા સિવાય, અલબત, બીજું તો કોઈ હતુંજ નહીં.

"માહરી વાહલી ફૅની," તેણે ખુશાલીથી કહ્યું, "હું તુંને માહરી ખુશાલી કેમ દરશાવી અને જાહેર કરી શકું? માહરા બાપીકા ખેતાબ અને દોલતપરના માહરા હક તું વાહલીની બરકતે વગર વરવાંધાએ બધા મંજુર રહયાછ, અને માહરાં પાક માતાનાં નામ પરનો શીહા ક્લંક હું સદાનો ધોઈ કાઢી શક્યોછ, જે પુણ પ્રતાપ જોઈએ તો તાહરાજ છે! તેં અત્યાર સુધી માહરાં મમાની નનામી કબર પર ફુલો ગોઠવ્યાંછ, પણ હવે તો "લેડી બોફર્ટ" તરીકેનાં તેમનાં ખરાં હકદાર નામ સાથના લેખનો એક કીમતી પથ્થર હું તૈયાર કરાવશ ને ગોઠવાવશ, જે ઉપર તુંજ તાહરા બરકતી હાથોએ હંમેશ ફુલો પાંથરતી રહેજે, અને—"

ફૅની તેનાં એ હેરાન અને વખાંણુથી રાજી રાજી થયલી ઝુકી પડેલી આંખો અને ઉચકાતી છાતી સાથે ચુપ બેસી રહી.

"અને હવે વળી તું વાહલીને એક બીજી હરખાવનારી ખબર માહરે આપવાની છે," ફીલીપે ચાલુ રાખ્યું, "તાહરા જેટલીજ એક માહરી બીજી બી વાહલી છે, જેના જોડે અંતે માહરાં લગન ગોઠવાયાંછ, અને તે બી માહરો અરમાન વહેલોજ બર આવવાનો છે. તું માહરી સદા હેતવંતી બહેન થઈ રહેશે, અને તે માહરી ગોહરદાર!"

ફૅની અવાચક થઈ ગઈ. તેનો ચેહેરો મોહત જેવો ફીકકો થયો. તે પથ્થરજ થઈ ગઈ, અને કેટલેક વખત સુધી તો તેનો દમ પણ ચાલી શકયો નહી; મગર તાજુબ કે હેમક ફીલીપ તે કશુંજ જોઈ કે સમજી શકયો નહીં!

"અને ડીયર" તેણે હેતથી જારી રાખ્યું, "હવે તાહરાં બી લગન નજદીકનાં ભવિષ્યમાં માહરે કરવાનાં છે. માહરો જે ભાઈ ગુમાઈ ગયલો છે તેની ચાંપતી જુસ્તેજોમાં હું છેઉં, અને તે જો મળી આવે અને તેની જોડે જો હું તાહરૂં કારજ ગોઠવી શકશ તો માહરાં સુખની જામ છળછળ ઉભરાઈ જશે!"

"અને તમે તે કોઈ છોકરીને પરણીને સુખીજ થશો, ફીલીપ?" મુશકીલથી સાંભળી શકાય તેમ ફૅનીએ સવાલ કર્યો.

"ઘણોજ સુખી!" ફીલીપે ઉત્સાહથી જવાબ દીધો, "મેં ઘણી લાંબી મુદતથી એ અરમાન માહરાં દીલે વસાવ્યો હતો. ઓ, પણ બેસની? તું ઉઠીને કયાં ચાલી?"

"તમોને સુખ ચાહવા અને તમો સુખીજ થાઓ તે સારૂં બંદગી કરવા," ફૅની જતી જતી ઓરડાની વચમાં ઉભી રહીને તેની તરફ પાછું ફરી જોતાં ફીકકું હસી અને બોલી, અને પછી તે જતી રહી. એટલે ફીલીપ પણ કાંઈક જરૂરી કામ યાદ આવવાથી તુરત વેલા તો ટોપી લઈને બાહેર ગયો. ગરીબ ફૅનીનું દીલ તેણે દયાહીણપણે તોડીજ નાખ્યું હતું અને તેને નામુરાદ, નાસબર, ઘેલી જેવીજ કરી મેલી હતી એવો ભય કે સ્વપ્નો તો તે હેમકને કોઈ થયોજ નહી!

અને બીજા એક કલાક પછી ફૅની જે ઓરડામાં ગઈ હતી ત્યાં દાસી સાહરાનું અચબુચ કાંઈ કામેકાજે જઈ લાગવું થયું, જ્યારે તેણીએ મોટા ઘભરાત વચ્ચે જોયું કે ફૅની લાંબી છર થઈ બેહોસ જમીનપર પડેલી હતી, અને મોહોતમાં મીંચાયલી હોય તેમ તે મજબુત મીંચાયલી આંખોનો ચેહેરો મોહત જેવોજ ફીકકો હતો! ઓ ખુદા, શું ત્યારે તે ખરેખર મરીજ ગઈ હતી? તેની છાતીના ધપકારા વટીક બંધ પડી ચુકેલા લાગતા હતા!

---

## પ્રકરણ ૭૦.

મગર એ બનાવ ફેનીના સંબંધમાં બન્યો તેની બીજી સાંજે, પેલા હાથપર, સીડની લંડન આવી લાગ્યો. તે ઘેલોજ થઇ ગયો હતો. તેની વાહલી મીલીનું કારજ નવેસરથી કોઇ વૅાડમન્ટ નામના ફ્રેન્ચ જૅનરલ જોડે ગોઠવાયું હતું તે સત્યાનાશીના વર્તમાન તે તરફનાં એક પેપરમાં વાંચતાં સાથે તેનું માથુંજ ફરી ગયું હતું, અને તે કોઈને પણ ખબર આપ્યા વના ઘરડા મી૦ સ્પેનસરનું બાપીકાં જેવું મુબારક મકાન છોડીને એકદમ લંડન આવવા નીકળી પડયો હતો.

તે હવે વરસો બાદ લંડન પાછો આવ્યો. તેને લંડનથી ઉપાડી લઇ જવામાં આવ્યો હતો ત્યારે તે એક નાધલો અને કોમળ બાળક હતો, અને તે પછી વરસો તક તે ગરગામડેની શાંતી વચ્ચેજ ઉછરીને મોટો થયલો હોવાથી લંડનની ધમાલ અને ધધુખરથી હાલમાં તે બધો અકળાઈ અકળાઈ ગયો. વળી તે દહાડો બહુજ સરદ અને ધુમસભરેલો હતો, અને તે ધુમસ વચ્ચેથી રસ્તો લેતાં ક્યાં જવું અને શું કરવું તે પહેલાં તો તેને કાંઇ સુજ્યું પણ નહીં. તેણે ઘણાંકોને ઘણાએક સવાલો કર્યા પણ લંડનનું લોક પોતપોતાની જંજાલોમાં એવું ગીરફતાર જણાયું કે કોઈ તેને મદદ કરવા કે સલ્લાહ આપવા બે મીનીટ વટીક ફાજલ કરી શક્યું નહીં, પણ અંતે કોઇ એક દયાળુ સજજને, તેને આએ તરફ બીલકુલ નવોજ જોઈને, ભલાઈથી તેની દસ્તગીરી કીધી, અને તેને એક ભાડુતી ગાડી કરાવી આપીને ગાડીવાનને લૅાર્ડ રૅાબર્ટના બાર્કલે સ્કવૅરવાલા મહેલમાં હાંકી લઇ જવા તેણે ફરમાશ કરી.

એ રીતે તે પોતાના કાકાના—ખરી રીતે બાપીકા—બાર્કલે સ્કવૅર મધેના મહેલ આગળ આવી લાગ્યો ત્યારે અંધારૂં થયું હતું અને બતીઓ સળગી ચુકેલી હતી, જ્યારે એ વખતની જવાંન સીડનીની અધીરાઇ કેઇ કલમ બ્યાન કરી શકે? તેને ગાડીવાનને ભાડું પુછવા અને જોઇતું ભાડું આપવા જેવું ભાન અને ધીરજ પણ હતાં નહીં. તેણે ગજવામાં હાથ નાંખી જે હાથમાં આવ્યું તે ઉતાવલમાં આપી દીધું, કે જે પોતાની મજુરી કરતાં પાંચ ઘણું જયાદા મલી ગયલું જોવાથી હરખાઇ ગયો, અને તુરત ટપલી આડી, ઘોડાને ચાબુક મારી, ત્યાંથી તીરીજ ગયો!

અને તે પછી સીડની ધસારાબંધ હૅાલ તરફ ફર્યો અને અંદર દીવાના જેવો ધસી જતો હતો જેવામાં બારણાં આગળના પૅારટરે તેનો હાથ પકડી રોકયો. તેણે તેનું નામ માંગ્યું, જ્યારે સારાં નસીબે એજ વખતે એક બીજો ફુટમૅન કે જે લેડી બોફર્ટ જોડે સીડનીવાલાં ગામમાં જઇ આવ્યો હતો તેણે તેને ઓળખ્યો, અને તે તેની મદદે આવ્યો.

"હા, મી૦ સ્પેનસર," તેણે સીડનીના તોતરા બોબરા સવાલોથી જરા અજબ થતાં જવાબ કર્યો, "મીસ બોફર્ટ ઉપર ડ્રૉઈંગ રૂમમાં છે, અને ત્યાંજ માહરા લૉર્ડ અને લેડી તેમજ જૅનરલ વૉડમન્ટ પણ છે, એટલા વાસ્તે તમે—"

પણ હવે સીડની થોબેજ શાંનો? તેણે તે ફુટમૅનને આંચકો મારી પોતાના રસ્તામાંથી દુર કીધો, અને એકકીવારે દાદરનાં બબે અને ચચાર ફાડયાં કુદી જઈને તે ઉપર ડ્રૉઈંગરૂમ તરફ ધસ્યો. તેણે તે પછી ત્યાં જઈને તે આળગું બંધ કરેલું બારણું એક કડાકા સમેત ઉઘાડી નાખ્યું, અને કોઈનો ડર કે દરકાર કીધા વગર અંદર જઈને એમીલીનો હાથ જોરથી અને એક દીવાન્યત તોરનાં ઝનુનથી પકડી લીધો! ત્યાં તેનો કાકો લૉર્ડ બોફર્ટ બેઠેલો હતો તેની પણ દરકાર કરી નહીં, કે જે સીડનીને એમ ધસી આવેલો જોતાં ભયના એક પોકાર સાથે પોતાની બેઠકમાંથી ચમકી ઉઠયો હતો. લેડી બોફર્ટે પણ એક ધીમી ચીસ મેળી, જ્યારે ફીલીપે પોતાના ભાઈને નહી ઓળખીને એ તેના એવા અયોગ્ય ધસારા માટે મનથી હદ વગરનો તાજુબ થતાં ગુસ્સાનાં ભવાં જમાવ્યાં, પણ તે સઘલું જોવાની સીડનીને પરવાહ કે ધીરજજ ક્યા હતી? તેને તો તેની મીલીજ જોઈતી હતી!

"એમીલી, જો માહરી તરફ," તેણે જોશથી તકાજો કર્યો; "આ શું બનવા ને માનવા જોગ છે કે તું મને પોતાને બેવફા થઈ, અને આએ બીજાને કબુલ રાખી બેઠીછ? એ કોણ કમજાત છે? એને હકજ શું છે એ રીતે માહરો પ્યાર ચોરી જવાનો?" —અને તે હદથી જયાદા તપી આવીને એકદમ એટલો ઉસ્કેરાયો કે નાહની મીલીના પવિત્ર હાથના તે બંને ઉમેદવારો એકમેકના લોહીતરસ્યા મુદદઈઓ થઈને જોતાં જોતાંમાં એક બીજાના ટોટા પીસી નાખશે એવો દીલ ધ્રુજાવનારો મામલો ત્યાં અચબુચ બરપા થયલો નજરે આવતો હતો, જ્યારે બધાં તે જોતાં ઠરી ગયાં!

પણ, એકાદ મીનીટની દેરી પછી, એવો બેઅંદાજ નહીં ઉશ્કેરાયો હતો એકલો ફીલીપ! તેણે જોરથી માથું દાબ્યું. શું તેનું માથું ખસી જતું હતું? આ તકાજો અને ધસારો કરતો આવેલો જવાંન કોણ હતો? સીડનીએ આવતાં સાથે પોતાનાં માથાં પરની ટોપી ઉંચકીને બાજુએ ફેંકી દીધી હતી, અને તેનાં નરમ સુવાળાં ઝુલફાં એવી કીસમે તેનાં કપાલપર ઉતરતાં હતાં કે જે તેનું બચપણજ યાદ કરાવતાં હતાં અને તે જોઈ ફીલીપ ભડકયો હતો. ઓ પરવરદીગાર, શું આ તેનો વાહલો માજાયો સીડની નહીં હતો? તેજ નુરાંની તેજ તોર, તેજ ચહેરો, તેજ ઝુલફાં!

હવે સીડની ધસારો કરતો ફીલીપનાં આંગ પર ગયો—ફીલીપ કે જેનાં તે આવ્યો ત્યારે ગુસ્સામાં જમાવેલાં ભવાં હાલમાં બીલકુલ નરમાશમાં પાછાં નમી ગયાં હતાં!

"તું કોણ છે રે?" સીડનીએ લગભગ ઉગામેલી મુક્કી સાથે તેનાં આંગ પર જઈ ધસારો કરતાં પોકારીને પુછ્યું; "તું કોણ એવો બે માથાંનો બદકાર છે કે જે માહરી માહબુબનું મન ભોળવીને તેને માહરી ગોદમાંથી એ રીતે ચોરી જવા તૈયાર થઇ ગયોછ?"—અને કેહવાને અજબ જેવું છે કે જોરમંદ ફીલીપ જે કોઈથી નહી બીહે તે આ ધસારાથી વધતોજ નમી ગયલો બે કદમ પાછો હઠયો.

"મને જવાબ દે," સીડનીએ ઝનુનથી વધતો ઉસ્કેરાતાં પાછો ને પાછો તકાજો કર્યો; "તું કોણ છે? તુંને હક શું છે? હાથ ઉઠાવ તારી એ બેહુંદી દાવાદારીથી એકદમ, અગર નહીં તો પીસ્તોલબાજીથી તું મરવો જોઈશે કે હું; અને ત્યારેજ આ ઝઘડાનો જે તે ફેસલો થઇ શકશે."

પણ ફીલીપે તેનાં એ બોલવા પર કશું ધક લગાડયું નહીં. તે તો જોય જોય ને તેનો ચેહરોજ જોયા કરે, અને પછી ધીમા ધ્રુજતા અવાજે તેણે સવાલ કર્યો, "કેહો મને, કાકાજી, એકદમ મને કેહો, કે આએ જવાંનનું નામ શું છે?"

"એનું નામ તો—એનું નામ તો,—" રૉબર્ટ કાકો વધતા ઘભરાટથી જયાદા તોતરો બોબડો થયો, "એનું નામ તો મી૦ ચાર્લસ સ્પેનસર છે."

"ચાર્લસ સ્પેનસર!" ફીલીપે પોકાર્યું, "નહી હોય. માહરૂં અંતર શાખ પુરેછ કે નહીંજ હોય."—અને પછી સીડની તરફ ફરીને પુછ્યું, "મીલીના સંબંધની એ તમારા ઝઘડાની પટાવત આપણે પછી કરશું, પણ પેહેલાં મને કેહો કે તમે આએ નામ ધારણ કીધું તે આગમચ તમારૂં કાંઇ બીજું નામ હતું?"—અને સીડની જવાબ કરી શકે તે આગમચ તો બીજી ત્રીજી દેખીતી શાહેદતોથી પોતાની ખાત્રી થઈ ગઇ હોય તેમ તેણે સીડનીનો હાથ જોરથી પકડયો અને ઝનુનથી વધાર્યું, "મને તાહરા જવાબની જરૂરજ નથી. ઓ, તે તુંજ છે! તું માહરો સીડનીજ છે. આવ આએ પાસેના ઓરડામાં."—અને સીડની જે આ નહી વકી રાખેલા ગડબડ ઘોંટાળાથી તમામ અકળાઇ ગયો હતો અને જેનો રોષ ઘડીની વચમાં હવે પાછો સમી ગયો હતો, તેને એક બચ્ચાંપેરે ઘસડતો, તેનો હાથ પકડીને, ફીલીપ પેલાં ત્રણની વધતી અજાયબી અને ઘભરાત વચ્ચે, તેને પાસેના એક ઓરડામાં ઘસડી ગયો, જયારે બારણું તેણે અંદરથી બંધ કીધું. ત્યાં પણ બત્તીઓ સળગાવેલી હતી, અને તે રોશનીના ઝગઝગાત વચ્ચે તે બંને ભાઈઓ—બે હમનબર્દો—એકાદ પળ એકમેકને તાજુબીમાં ટીકતા ઉભા, અને પછી સીડનીને પાસામાં ખેંચી લઈને ફીલીપ, તેને બાઝી પડતાં, ગડગડ કંઠે બોલ્યો, "અંતે તું મને મળ્યો—માહરા સીડની! માહરા માજાયા!"

"માહરા ખુદા, ત્યારે તું કોણ છે?" સીડનીએ હવે તેટલીજ તાજુબીમાં પોકાર્યું; "તું ફીલીપ તો નથી? ઓ કમીના, માહરી આખી જીંદગીભર તું માહરા રસ્તામાં એક

"હા, મી૦ સ્પેનસર," તેણે સીડનીના તોતરા બોબરા સવાલોથી જરા અજબ થતાં જવાબ કર્યો, "મીસ બોફર્ટ ઉપર ડ્રૉઈંગ રૂમમાં છે, અને ત્યાંજ માહરા લૉર્ડ અને લેડી તેમજ જૅનરલ વૉડમન્ટ પણ છે, એટલા વાસ્તે તમે—"

પણ હવે સીડની થોબેજ શાંનો? તેણે તે ફુટમૅનને આંચકો મારી પોતાના રસ્તામાંથી દુર કીધો, અને એકીવારે દાદરનાં બબે અને ચચાર ફાડયાં કુદી જઈને તે ઉપર ડ્રૉઈંગરૂમ તરફ ધસ્યો. તેણે તે પછી ત્યાં જઈને તે અળગું બંધ કરેલું બારણું એક કડાકા સમેત ઉંઘાડી નાખ્યું, અને કોઈનો ડર કે દરકાર કીધા વગર અંદર જઈને એમીલીનો હાથ જોરથી અને એક દીવાન્યત તોરનાં ઝનુનથી પકડી લીધો! ત્યાં તેનો કાકો લૉર્ડ બોફર્ટ બેઠેલો હતો તેની પણ દરકાર કરી નહીં, કે જે સીડનીને એમ ધસી આવેલો જોતાં ભયના એક પોકાર સાથે પોતાની બેઠકમાંથી ચમકી ઉઠયો હતો. લેડી બોફર્ટે પણ એક ધીમી ચીસ મેળી, જયારે ફીલીપે પોતાના ભાઈને નહી ઓળખીને એ તેના એવા અયોગ્ય ધસારા માટે મનથી હદ વગરનો તાજુબ થતાં ગુસ્સાનાં ભવાં જમાવ્યાં, પણ તે સઘલું જોવાની સીડનીને પરવાહ કે ધીરજજ કયા હતી? તેને તો તેની મીલીજ જોઈતી હતી!

"એમીલી, જો માહરી તરફ," તેણે જોશથી તકાજો કર્યો; "આ શું બનવા ને માનવા જોગ છે કે તું મને પોતાને બેવફા થઇ, અને આએ બીજાને કબુલ રાખી બેઠીછ? એ કોણ કમજાત છે? એને હકજ શું છે એ રીતે માહરો પ્યાર ચોરી જવાનો?" —અને તે હદથી જયાદા તપી આવીને એકદમ એટલો ઉસ્કેરાયો કે નાહની મીલીના પવિત્ર હાથના તે બંને ઉમેદવારો એકમેકના લોહીતરસ્યા મુદદઈઓ થઈને જોતાં જોતાંમાં એક બીજાના ટોટા પીસી નાખશે એવો દીલ ધ્રુજાવનારો મામલો ત્યાં અચબુચ બરપા થયલો નજરે આવતો હતો, જયારે બધાં તે જોતાં ઠઠરી ગયાં!

પણ, એકાદ મીનીટની દેરી પછી, એવો બેઅંદાજ નહીં ઉશ્કેરાયો હતો એકલો ફીલીપ! તેણે જોરથી માથું દાબ્યું. શું તેનું માથું ખસી જતું હતું? આ તકાજો અને ધસારો કરતો આવેલો જવાંન કોણ હતો? સીડનીએ આવતાં સાથે પોતાનાં માથાં પરની ટોપી ઉંચકીને બાજુએ ફેંકી દીધી હતી, અને તેનાં નરમ સુવાળાં ઝુલફાં એવી કીસમે તેનાં કપાલપર ઉતરતાં હતાં કે જે તેનું બચપણજ યાદ કરાવતાં હતાં અને તે જોઇ ફીલીપ ભડકયો હતો. ઓ પરવરદીગાર, શું આ તેનો વાહલો માજાયો સીડની નહીં હતો? તેજ નુરાંની તેજ તોર, તેજ ચહેરો, તેજ ઝુલફાં!

હવે સીડની ધસારો કરતો ફીલીપનાં આંગ પર ગયો—ફીલીપ કે જેનાં તે આવ્યો ત્યારે ગુસ્સામાં જમાવેલાં ભવાં હાલમાં બીલકુલ નરમાશમાં પાછાં નમી ગયાં હતાં!

"તું કોણ છે રે?" સીડનીએ લગભગ ઉગામેલી મુક્કી સાથે તેનાં આંગ પર જઈ ધસારો કરતાં પોકારીને પુછ્યું; "તું કોણ એવો બે માથાંનો બદકાર છે કે જે માહરી માહબુબનું મન ભોળવીને તેને માહરી ગોદમાંથી એ રીતે ચોરી જવા તૈયાર થઈ ગયોછ?"—અને કેહવાને અજબ જેવું છે કે જોરમંદ ફીલીપ જે કોઈથી નહી બીહે તે આ ધસારાથી વધતોજ નમી ગયલો બે કદમ પાછો હઠયો.

"મને જવાબ દે," સીડનીએ ઝનુનથી વધતો ઉસ્કેરાતાં પાછો ને પાછો તકાજો કર્યો; "તું કોણ છે? તુંને હક શું છે? હાથ ઉઠાવ તારી એ બેહુંદી દાવાદારીથી એકદમ, અગર નહીં તો પીસ્તોલબાજીથી તું મરવો જોઈશે કે હું; અને ત્યારેજ આ ઝઘડાનો જે તે ફેસલો થઈ શકશે."

પણ ફીલીપે તેનાં એ બોલવા પર કશું ધક લગાડયું નહીં. તે તો જોય જોય ને તેનો ચેહરોજ જોયા કરે, અને પછી ધીમા ધ્રુજતા અવાજે તેણે સવાલ કર્યો, "કેહો મને, કાકાજી, એકદમ મને કેહો, કે આએ જવાંનનું નામ શું છે?"

"એનું નામ તો—એનું નામ તો,—" રૉબર્ટ કાકો વધતા ઘભરાટથી જયાદા તોતરો બોબડો થયો, "એનું નામ તો મી૦ ચાર્લસ સ્પેનસર છે."

"ચાર્લસ સ્પેનસર!" ફીલીપે પોકાર્યું, "નહી હોય. માહરૂં અંતર શાખ પુરેછ કે નહીંજ હોય."—અને પછી સીડની તરફ ફરીને પુછ્યું, "મીલીના સંબંધની એ તમારા ,ઝઘડાની પટાવત આપણે પછી કરશું, પણ પેહેલાં મને કેહો કે તમે આએ નામ ધારણ કીધું તે આગમચ તમારૂં કાંઈ બીજું નામ હતું?"—અને સીડની જવાબ કરી શકે તે આગમચ તો બીજી ત્રીજી દેખીતી શાહેદતોથી પોતાની ખાત્રી થઈ ગઈ હોય તેમ તેણે સીડનીનો હાથ જોરથી પકડયો અને ઝનુનથી વધાર્યું, "મને તાહરા જવાબની જરૂરજ નથી. ઓ, તે તુંજ છે! તું માહરો સીડનીજ છે. આવ આએ પાસેના ઓરડામાં."—અને સીડની જે આ નહી વકી રાખેલા ગડબડ ઘોંટાળાથી તમામ અકળાઈ ગયો હતો અને જેનો રોષ ઘડીની વચમાં હવે પાછો સમી ગયો હતો, તેને એક બચ્ચાંપેરે ઘસડતો, તેનો હાથ પકડીને, ફીલીપ પેલાં ત્રણની વધતી અજાયબી અને ઘભરાત વચ્ચે, તેને પાસેના એક ઓરડામાં ઘસડી ગયો, જયારે બારણું તેણે અંદરથી બંધ કીધું. ત્યાં પણ બત્તીઓ સળગાવેલી હતી, અને તે રોશનીના ઝગઝગાત વચ્ચે તે બંને ભાઈઓ—બે હમનબર્દો—એકાદ પળ એકમેકને તાજુબીમાં ટીકતા ઉભા, અને પછી સીડનીને પાસામાં ખેંચી લઈને ફીલીપ, તેને બાઝી પડતાં, ગડગડ કંઠે બોલ્યો, "અંતે તું મને મળ્યો—માહરા સીડની! માહરા માજાયા!"

"માહરા ખુદા, ત્યારે તું કોણ છે?" સીડનીએ હવે તેટલીજ તાજુબીમાં પોકાર્યું; "તું ફીલીપ તો નથી? ઓ કમીના, માહરી આખી જીંદગીભર તું માહરા રસ્તામાં એક

કાંટા સમાન હતો, માહરાં માબાપનાં માન પામેલાં નામને નામોશીનો સીધો કલંક પોંહચાડનાર તું—તું શું ત્યારે માહરા પાક પ્યારનાં આએ બેહસ્ત જેવાં સુખમાં બી મને નડવા પડવા અત્રે ઘસડાઇ આવ્યો?"—અને દીલની દીવાન્યત ને ઉશ્કેરણીને આધીન તેણે તેને ખરેખર મારવા જોરથી હાથ ઉંચક્યો.

"સબર કર, હેમક, સબર કર!" ફીલીપે લગભગ દુખથી ઘવાઇને ચીસ પાડી, કે જ્યારે તે ચીસમાં કાંઇ એવું હતું કે સીડની લગભગ ઠઠરીજ ગયો અને દબાઇને પાછો પડયો! તે એ પછી હીંમત હારી ગયો, અને બાજુમાંના એક સોફાપર ફસડાઇ પડીને એક બચ્ચાંપેરે દીલ તુટી જાય એટલું જોશથી રડવા લાગ્યો.

ફીલીપ પણ તેનાં આખંડ હેતને મળેલા આ ક્રુર અપજશથી હવે બહુજ ઉશ્કેરાયો હતો. તેણે શાંત થવા, તેટલા વાસ્તે, તે ઓરડામાં ઉપર નીચે એક બે ફેરા લીધા, અને પછી સીડની બેઠો હતો ત્યાં થોભી જઇને કહ્યું, "બેવકુફ છોકરા, તું શું કરેછ ને શું બોલેછ તેનું તુંને ભાન નથી! આપણાં બેહસ્તરોશન મમા સેવટની એક ચીઠ્ઠીથી તાહરો હવાલો મને સોંપી ગયાં હતાં, અને તુંને સમાલવા અને તાહરૂં સુખ સંઘરવા મને તેવણે ફરજ આપી હતી. તે કાગળ વાંચીને મેં ખુદાને બાર ગુંઠણપર પડી એ ફરજ અંતકરણપુર્વક અદા કરવા કસમ લીધા હતા, અને, હેમક, મેં માહરાં લોહીનું પાણી કરીને સદા તુંને સાચવેલો છે. મેં ખાધું નથી ને તુંને ખવાડેલું છે, હું સુતો નથી ને મેં તુંને સુવાડેલો છે, અને તે ફક્ત માહરી અપજશ પામેલી પાક માતાનાં રવાનને ખુશનુદી આપવાજ હતું. ઓ, તું યાદ કરી શકેછ તેનું તાહરીપરનું ને માહરી પરનું હેત?"—અને, એમ કહેતાં, તે નેકબખ્ત જવાંને પોતાની આંખોમાં ઉભરાઇ આવેલાં આંસુઓ હાથની એક અછાતથી ખંખેરી નાખ્યાં. "એ પછી તુંને માહરી ગોદમાંથી ચોરી લઇ જવામાં આવ્યો ત્યારથી આજની ઘડી સુધી તુંને શોધી કાઢવા મેં માહરાં લોહીનું પાણી વધતુંજ કર્યું છે. એક વખત માહરી પાસે જેટલું હતું તેટલું બધું એક ઠગારાને તાહરી બાતમી મેળાવવાના લોભ સારૂ આપીને હું પોતે ભીખ માંગતો અને ભુખે મરતો થઇ ગયો હતો, અને તેના નતીજામાં મને પછીથી તાહરૂં પેલું ફરમાસુ કાગળ મલ્યું હતું, કે જે ઘેલું ગાડું હું સમજી શક્યો કે મને લખવાને તું અવેડાને કોઇ મતલબ્યાઓએ ઉશ્કેરેલોજ હોવો જોઇએ. તું આપણાં વાહલાં માયબાપનાં નામને મેં કલંકીત કરેલું હોવાનો માહરીપર આરોપ રજુ કરેછ, પણ તે કાંઇ તપાસથી તાહરી ચોકસ ખાત્રી કરીનેજ કહેછ, કે બીજાંઓનાં ભંભેરવાથી? મગર એ બધી વાત પછી. હવે પહેલાં મને કહે કે આએ મીલીની શું વાત છે? શું એ તુંને ચાહેછ? તું એને ચાહેછ? શું એ તુંને પ્રૉમીસ થઇ ચુકી છે? માહરા ખુદા, આ કેવી ઉઘાડી દગાબાજી! હું તો એ વાતનો અત્યારની ઘડી સુધી એક હરફ બી જાણતો નહી હતો!" —અને હવે એ સાંભળતાં સીડનીની હદ વગરની પશેમાની શરૂ થઇ. તેણે હવેજ

જોયું કે એમીલીની બાબદમાં તે પોતાના આ પેહલવાની તોરના નેકબખ્ત ભાઈને અપજશ આપતો થયો હતો, તેમજ તેને વાસ્તે બુરૂં માનવાને તે શરમભરેલી ગેર-ઈનસાફીથી દોરવાએલો હોવો જોઈએ. એટલા વાસ્તે તે પોતે માફીની તલબગારી પુકારતો ઉઠીને દોડી ગયો અને ફીલીપને ગળે વળગ્યો.

એ પછીજ બધા અરસપરસ લંબાણથી વીગતવારે ખુલાસાઓ થયા, કે જે દરમ્યાન ફીલીપ બહુજ ઉશ્કેરાયો, જ્યારે કે તે પોતા ઉપરની ગજબનાક મુશ્કેલીઓ પોતાના ભાઈ આગળ બયાન કરતો હતો, અને તે મુશકેલીઓ વચ્ચે પણ પોતે કેવો શુધ્ધ અને નેક રહયો હતો તે કહી સંભળાવતો હતો ત્યારે તેના હાથ એવા ઉડી ઉડી જતા હતા કે સીડનીને તે જોતાં બહુજ લાગી આવ્યું, અને તેના પગ આગળ ગુંઠણ્યે પડીને આંસુઓના ધોધ વચ્ચે તેણે તે ખરા દીલસોઝ ભાઈને કરેલા હદ વગરના ઘાતકી ગેરઈનસાફ વાસ્તે તેની પાછી ને પાછી મીઠી માફી ચાહી લીધી.

"હવે ત્યારે ફક્ત આએ મીલીના સંબંધમાં જે ખરૂં હોય તે થવુંજ જોઈએ," છેલ્લે ફીલીપે કહયું, "આઓ જે તેં મને બધું કહયુંછ તેનો એક કાલો અક્ષર વટીક હું જાંણતો નહી હતો. મને એ કશું કહેવામાં આવ્યુંજ નહી હતું; પણ તાહરા એટલા મોટા પ્યારને દગલબાજીભરેલો ગેરઈનસાફ થયલો હું કદી સાંખી કે લઈ ચલાવી શક-વાનો નથી. હું, અલબત, એને ઘણી વખાંણતો થયલો હતો, પણ એ જો માહરી આગમચ તુંને પ્રૉમીસ થઈ ચુકી હોય તો ખચ્ચીતજ એ તાહરી મતા છે, અને હું બાખુશી એના પરથી માહરી દાવાદારી ખેંચી લઉં છું. તું બેસ બે ઘડી આહીં. હું એની પાસે એ વાતની સચ્ચાઈ કબુલ કરાવવા માંગુંછ, અને પછી હું તુંને બાહેર બોલાવશ."— અને તે પછી તે બારણું ઉઘાડીને બાહેર ચાલી ગયો, જ્યારે બારણું પોતાની તરફ ખેંચીને તેણે પાછું બંધ કરી લીધું.

એ પછી નજદીક અરધો કલાક સીડની પોતાનાં તનમનની અકડવકડ વચ્ચે તે મોટા ઓરડામાં એકલો પડયો. પાસેના ઓરડામાંથી તેને હોજાતોજીના અને ફીલીપના ગુસ્સાભર્યા અવાજો કાને આવતા હતા ખરા, પણ શું વાત થતી હતી તે મુતલગ તે સમજી શકયો નહીં. એવામાં બારણું પાછું ઉઘડ્યું, અને શરમાતી ઓશકાતી મીલીનો હાથ પકડીને ફીલીપ તેને સીડની બેઠો હતો ત્યાં લઈ આવ્યો. એ વખતની તેના ચહેરાપરની નુરાંની અને દબદબો એક નેકીભર્યા ફીરેસ્તાને શોભા આપે તેવાંજ હતાં. લૉર્ડ અને લેડી બોફર્ટ લજવાઈ મરતાં પુઠે આવ્યાં હતાં.

"સીડની તાહરો હક તુંને મુબારક!" ફીલીપે અજબ જેવાં મનનાં મહત્વથી કહયું; "મેં બંદોબસ્તી પાક્કી કીધેલી છે, અને કાકાજી કાકીજી તુંને પોતાનો જમાઈ કરવા કબુલ થઈ ચુકેલાં છે. મીલી હાલમાં ઘણી શરમાયછ, પણ દીલોજાંનીથી તુંને કબુલ

કર્યો હતો. એમ હોવાથી હેન, હેરાન અને વખાણની લાગણીઓ સાથે ને પછીથી ફીલીપ ફૅનીના સંબંધમાં જુદાજ હાવભાવથી દોરવાતો રહ્યો, અને તે પ્યારમાં એટલી બધી અશોઈ માલમ પડી કે ગીલીને વાસ્તેનો તેના સાચ્ચા દીલનો પ્યાર હતો કે એક માત્ર આભારી જીગરનું પૅશન તે વટીક તેને હવે પાછું અજબ કરનું થઈ પડ્યું!

અને જ્યારે તે બીછાણું છોડીને ઉઠ્યો અને ફૅનીનો હાથ પકડીને તે ઓરડામાં ટગમગ પગ ઉપાડી ચાલતો થયો, ત્યારે એક દહાડે છાતીમાં ઉભરાતાં બેહસ્ત જેવાં સુખ સાથે તેણીને ક્ને તેણે પોતાનું દીલ ખાલી કર્યું. તેઓ એ વખતે બારી આગળ ઉભેલાં હતાં, અને ચંદ્રમા પુર તેજથી પ્રકાશતો હતો—તે બારી કે જ્યાંથી કબ્રસ્તાન દેખાતું હતું, અને તે ચંદ્રમા કે જે પોતાની ઠંડી રોશની ત્યાંની એક વાહલી કબર પર તેટલાંજ નીષ્કપટપણે ફેંકતો હતો! તેણે તે વખતે બીહીતી ધ્રુજતી, ઓશકાતી શરમાતી ફૅનીને પોતાનાં પાસાંમાં લીધી, અને એક ફીરેસ્તાને શોભા આપે એવા તેના સદગુણોની હજારો વખાણો કરીને તે માહબુબને તેણે એવા શબ્દો કહી સંભળાવ્યા, કે જે માટે તે સુંદરી હજી પોતાના કાનોનો એતબારજ જાંણે કરી શકતી હતી નહીં!

એ પછી બીજી સહવારે સોલીસીટર મી० બારલો ફીલીપને ઘરડા મી० ગૅત્રેનાં ઘરમાં મળવા આવ્યો. તેણે મુશકીલથી ફીલીપ હયાં છુપાયો હતો તે અને તેની છેલ્લી મોટી ભયભીત બીમારીની બાતમી મેળવી હતી.

"હું ઘણો ફકરમંદ થયો તમારે વાસ્તે, મી० ફીલીપ," તે સોલીસીટરે કહયું, "કેમકે આપણા કેસની તારીખ પડી ચુકેલી છે, અને, તમારી હાજરીની ઘણીજ મોટી જરૂર છે. હવે તમે આએ ઘેર કયારે છોડવા ધારોછ?"

"હું એ ઘેર છોડવાનો નથી," ફીલીપ હસ્યો, "હમણાં જે છોકરી અહીંથી ઉઠી ગઈ તે ભવિષની લેડી બોફર્ટ છે, અને"——

તે સોલીસીટર ઘણો ગુંચવાતો દેખાયો, અને ફીલીપને તેથી ઘણી ગમત પડી.

"તમો ઘણા ગુંચવાતા દેખાઓછ, મી० બારલો," તેણે હસીને કહયું, "અને તમે મને સમજાવશો કે કાંય? માહરી છેલ્લી બ્રેનફીવરની બીમારીથી મને માહરૂં મગજ ખોહી બેઠેલો તો તમો સમજતા નથીની?"

"મને તો કાંઈ તેવીજ ફીકર થાયછ, મી० મૉરટન" તે સોલીસીટર હસ્યો; "તમારા કરોડો સાથે તમે એમ તો નથીજ કેહવા માગતાની કે આએ કોઈ મુફલીસ આંધળાની ગરીબ છોકરી સાથે પરણવાનું તમે હવે નકકી કરી બેઠાછ?"

"હું ખચ્ચીતજ એ ઠરાવ કરી ચુકયોછ," ફીલીપે જોશથી કહયું, "ગરીબાઈ એ ગુનાહ કે શરમ નથી, અને ગરીબીના ગારમાંથી જીતેલું ને મેળવેલું એક ગુલ બાજે

વખ્તે બેહસ્તના બગીચાનાં ઉમદામાં ઉમદા ફુલોને પણ શરમાવે તેવું થઈ શકે છે તે તમો જાણતા દેખાતા નથી!"—અને એ પછીથી ફૅનીના ઉમદા સદગુણો તેણે વિસ્તારથી તે સોલીસીટરને બ્યાન કરી કહી સંભલાવ્યા. વળી તેણે વધારામાં તે ધારાશાસ્ત્રીને ખાત્રી આપી કે ખરેખર તો જોકે તે ઉમરાવ કુટુંબનીજ એક નાજનીન હતી, પણ જો તે આએ મુફ્લીસ આંધળાના દીકરાની દીકરી હતે અને આ ગરીબીના ગારમાંજ ઉવરીને મોટી થઈ હતે તોપણ તેણીની નેકી અને સદગુણોને ખાતર તે ખુબસુરત બાળાને એટલાંજ માન, મગરૂરી ને મોહબતથી ભવિષની લેડી બોફ્ર્ટ બનાવવા તે કબુલ થતે! હાલ તો, મગર, મામલો જુદોજ હતો. તે લૉર્ડ લીલબર્નની પૌત્રી થતી હતી, અને ખરેખર તો તેથી તે એ લંગાડા ઉમરાવના કરોડોની એકલી અને હકદાર વારસ હતી. ટુકમાં, સોલી-સીટર મી૦ બારલોને કાન પકડીને એકમત થવુંજ પડ્યું કે જવાંન લૉર્ડ બોફ્ર્ટની આએ ચૉઈસમાં બેશક ઈનસાફ, ઈજ્જત અને મગરૂરી વાસ્તવિક રીતે આમેજ હતાં.

એ પછી પેલા કેસનો દાહડો ઉગ્યો. તે પેહલાં ખુદાની દયાથી ફીલીપ પુરતો તંદરોસ્ત થયો હતો, અને એક અઠવાડયાંની ગેરહાજરી ફૅની કને માંગી લઈને તે એ કેસનાં કામ ઉપર ધ્યાન આપવા પોતાનાં લંડન ખાતેનાં મુકામપર પાછો ફર્યો. મગર એ કેસની હકીકત વિસ્તારથી અત્રે દરશાવીને આ અત્યારમાંજ પુરતી લાંબી થઈ પડેલી વારતાને વગર અગતે વધારે લાંબી કરવાનો અમારો એરાદો નથી. એટલુંજ કેહેવું બસ થશે કે કેસ ફીલીપની ફેવરમાં ચુકયો. લગનના પેલા શાક્ષીની જુબાની અને લગનની સરટીફીકેટની નકલનો બેતકરાર પુરાવો એવી બે જોરાવર સાબેતીઓ મોજુદ હતી કે મરનાર લેડી બોફ્ર્ટનો દાવો એવા મુસ્તકીમ પુરાવાઓની ગેરહાજરીમાં ઉમરાવોની આ કોર્ટમાંથી આગળ કાઢી નાખવો પડયો હતો અને તે ભલી બાઈને બેઈજ્જતી સાથે દુખમાં દાહડા કાઢવા ફરજ થઈ પડી હતી તે સારૂં કોર્ટે આ તબક્કે બહુજ અસરકારક શબ્દોમાં પોતાની પશેમાની અને દીલગીરી જાહેર કરી. વળી લૉર્ડ રૉબર્ટ બોફ્ર્ટ પોતાના ધારાશાસ્ત્રીઓ મારફતે ઘી લગાડીને ઘણો ગોરો થયો. તેણે પણ એ બધી ખરી હકીકતની બીનમાહીતગારીનાં ઓઠાં હેઠળ પોતાનો બચાવ શોધ્યો, અને ઉદાર ફીલીપ અને સીડનીએ ઘણાં માન સાથ તે મંજુર કરેલો હોવાને લીધે કોર્ટે અને લોકમતે પણ તેનો તેટલીજ ઉદારતાથી સ્વિકર કર્યો. એમ છતાં ફીલીપે પોતાનો ખેતાબ વિગેરે લૉર્ડ રૉબર્ટની હૈયાતી સુધી તેની કનેથી પાછું ખુંચવી લેવાનું જાહેરમાં નાજ કહયું, અને કોર્ટે તે જવાંનનો એ બુલંદ સદગુણ વખાંણીને એ ઘેરમેળેની સમજુતને પોતાની કાયદાસરની બાહાલી આપી, જ્યારે એ રીતે લૉર્ડ રૉબર્ટ બોફ્ર્ટ પોતાનાં હદ વગરનાં કરપીણપણાં વાસ્તે બેઈજ્જત નહી થતાં સાંમો આસાંનીથી બચી જવા જેવો નસીબદારજ પુરવાર થયો!

———o———

## પ્રકરણ ૭૨.

### સેવટ.

હવે કેહવાનું બહુજ થોડું રહ્યું છે, અને જે રહ્યું છે તે બધું ખુશી ખુશાલીનુંજ રહયું છે. એમીલી અને સીડનીનાં લગન એ પછીથી થોડુંએક ચુપચુપજ કરી નાખવામાં આવ્યાં, કેમકે જવાંન આરથરનાં મોહનનો ગમ હજી તાજો હતો. ફીલીપે એ લગનના સંબંધમાં ખાસ માંગી લીધું હતું કે એ લગન હૉલબર્ન ખાતે જ્યાં તેની વાહલી માતાની કબર હતી તેને લગતાં દેવળમાંજ કરવાં, અને એ અરજને સીડનીએ દીલોજાનથી ટેકો આપેલો હોવાથી લૉર્ડ રૉબર્ટે વાંધો કર્યો નહીં, અને લગન થઈ રેહવા પછીથી ફીલીપે પોતે હાથ આપીને એમીલીને પુલપીત પરથી નીચે ઉતારી, અને એક સદા સુધી માટે સીડનીને સ્વાધીન કરી. એ વખતે લંગડો લૉર્ડ લીલબર્ન પણ ત્યાં હાજર હતો, અને ફૅની પર ઘણું હેત કરતો દેખાતો હતો. ડાંગ માર્યાં પાણી જુદાં થઈ શકતાં નથી, અને આ છોકરી વાસ્તેનું સ્વાભાવિક હેત હવે પુર જોશથી તેની છાતીમાં ઉછળતું થયું હતું, જે વળી તેને તેનાં વર્તણમાં પણ શુધ્ધ કરતું ચાલ્યું હતું. તેણે મમાવા તરીકે હવે ફીલીપ જોડેનાં તે વાહલી છોકરીનાં લગનને પોતાની દીલોજાંન બાહલી આપી હતી, અને સીડની તેમજ એમીલીએ પણ ફૅનીને હજારો હેતથી પેટમાં ચાંપી મુબારકબાદીઓ ચાહી હતી.

તે પછી તે બંને ભાઈઓ એકાદ મિનીટ મોટા હૉલમાં બાજુએ ગયા, જ્યારે બુલંદ બીનસ્વાર્થીપણાંથી ફીલીપે તેનું આએ સુખ તેને એનાયત કર્યું તેનાં હેસાંનમાં સીડની ફરી એક વાર તેની ખાંધપર માંથું નાંખીને ખુશાલીનું અને ઉપકારનું રડયો.

"ચુપ કરી જા, હવે એ વાતજ કરવાની નથી," ફીલીપે સમજાવ્યો, "હું પોતે ઓછો સુખી નથી, અને તુંને સુખી કરીને હું પણ સુખીજ થઈ શક્યોછ એ માહરી વધતી ખુશાલી છે. તાહરી મીલીને કહેજે કે મને જોઈને હવે અમથી ઓશકાયા શરમાયા કરવાની કોઈ જરૂર નથી. અમે બંને સરયામ ભુલમાંજ ગોતું ખાઈને ઘસડાયાં કરતાં હતાં, અને દીલનાં પેહેલાં ડીકટેટસ તેજ ખરાં અને ખુદાવાજબી અમો બંનેના સંબંધમાં પુરવાર થયાં છે તેજ બસ છે."

રૉબર્ટ બોફર્ટ પણ લગનમાં આવ્યો હતો, પણ તે અજબજેવી સીતાબીથી હવે ઉતાવળે નબળો પડતો જતો હતો તે એ પરથીજ જોઈ શકાતું હતું કે હાલમાં હવે તેને લાકડીનો ટેકો લઈને ચાલવું પડતું હતું. તે પણ હવે ઘણો સુધર્યો અને શુધ્ધ થયો હતો. પોતાના એકનાએક ગાદીવારસને ખોહી બેસવાનું દુખ તેને માટે કાંઈ નાહનું સુનું નહી હતું, અને તેનીજ લગોલગ જે બધું આઈતું ને હરામનું તે પચાવી પાડી બેઠો હતો તેને લગતું પોકળ પકડાઈ આવવાની નામોશી તેને બહુજ અજેજ કરી મેલનારી થઈ

પડી. ફક્ત જાહેરમાં તેની ઈજ્જત બચી અને ફીલીપની ઉદારતાનાં કારણથી તે મોઢું લાલ રાખીને ફરી શકતો હતો એજ સધ્યારો હતો. તે પેલા બે ભાઈઓને દેવળમાં એક ખુણામાં હેતથી બગલગીર થતા અને વાત કરતા ઉભેલા જોઈને હવે ફક્ત સબર અને શુક્રગુજારી-નોજ દમ ભરતો હતો! એમીલીનાં લગન ફીલીપ જોડે થયાં હતે અને તે કાંઉન્ટેસ થઈ હતે તો અલબત તે તેને વધારે હરખાવનારૂં થતે, કેમજે તે જે છોડી જતે તે સઘળું એમીલીના બસમાં એટલે ઘરમાં ને ઘરમાંજ સચવાતે; પણ હવે આ જે થયું હતું તે પણ કાંઈ છેકજ નારાજ કે નાઉમેદ થવા જેવું નહીંજ હતું, અને તે સબર માનતો હતો.

એ પછી તે બંને ભાઈઓ બીજાંઓની માફ માંગીને તેઓની માવીતર કૅથેરાઈ-નની પાક કબરને સેજ્દો કરવા ગયા, કે જેમાં મીલી અને ફૅની પોતાની ખુશીનું માંગી લઈને શામીલ થયાં. તે કબર પરનો પેલો સાદો લેખ અત્યાર આગમચ દુર કરવામાં આવ્યો હતો, અને વફાદાર ફીલીપે એક સોહામણું મૉન્યુમૅન્ટ ત્યાં ઉભું કરાવ્યું હતું, જે ઉપર "કૅથેરાઈન—લેડી હૅરી બોફર્ટ"નાં માન પામેલાં નામનું ઈન્સક્રીપશન હાલમાં હવે તડકામાં ઝળકી રહયું હતું, જ્યારે તે મરનારના આશીષ ચાહતાં તે ચારે ત્યાં ગુંઠણે પડયાં હતાં તે દેખાવ જોવાને ખચીતકરીને બહુજ અસરકારક થઈ પડતો હતો!

અને હવે ફક્ત આપણી આ વારતામાં આગેવાનીભરયો દેખાવ કરી ચુકેલી થોડીક અગતની કૅરેક્ટરોનો ફેસલો રજુ કરીને આપણે અરસપરસના સંતોષ સાથે તે ખતમ કરશું. સીડની અને એમીલીનાં લગન પછી તેજ દેવળમાં ત્રીજેજ અઠવાડયે ફીલીપ તેની સુંદર ફૅનીને ભરથાર થયો, અને તે દરમ્યાનમાં લૉર્ડ લીલબર્ને તે સુંદરીનો પૌત્રી તરીકે જાહેર સ્વિકાર કરેલો હોવાથી તેજ બધી મીજલસ પાછી ભેગી થઈ હતી, જ્યારે લીલબર્ને જોઈતી તોજેશ અને ઉદારતાથી પોતાની દોલતમાંથી ઘણી ગંજાવર રકમ એ વરબૈયરનાં નામપર ચઢાવી આપી હતી.

વળી એજ ન હતું. વાંચનારાં સાહેબો યાદ કરશે કે ફીલીપે તેનો ગ્રહસ્થ ફ્રૅન્ડ લેનકોર્ટ ઈટલી જતો હતો એ વાત સાંભળીને તેને ફૅનીના બાપના નામ પરથી તેની ખાનદાની વંશવાળી માટે તેહેકીક કરવાનું કામ સોંપ્યું હતું અને ફીલીપ જેવા સાચ્ચા દોસ્તની ખીદમત કરવાના હેતુથી લેનકોર્ટ ઈટલીમાં જાસ્તી રોકાઈ પૈસા તેમજ માહ મેહેનતના ભોગે શોધી શકયો હતો, કે ફૅની એક મોટા ઈટાલ્યન કાઉન્ટની દીકરાની દીકરી હતી, કે જે બપાવો ઈટલીમાં થયલી ઉઠલ પાઠળ વેળા મારયો ગયો હતો ને તેના એક પુરા દીકરાને એટલે ફૅનીના બાપને જીવ મુઠીમાં લઈને નાહસીને પૅરીસ આવી રહેવું પડયું હતું. વળી લેનકોર્ટ હીંમત આપતો હતો તેમ વખંત બદલાયલો હોવાથી તે ઈટાલ્યન કાઉન્ટની બધી જાગીરો ને મોટી ઍસ્ટેટો ને કરોડો જે સરકારે જપત કરયા હતા. તે ફૅનીના હક પુરવાર થતાં, ફૅનીને મળવાનો સંભવ હતો—અને ત્યારે આપણે અજાયબીમાં

પુછશું કે લૉર્ડ ગણાવા ને કાઉન્ટ બનાવાની આ અપેક્ષા પોતાના માની લીધેલા આંધળા બનાવાની વગર ધાકેંવે ને કંટાળવે કરેલી ખીદમતનું શું આ એક લાયક ઇનામ નહી પામી હતી?

ઘરડો રૉબર્ટ પોતાની પતી પછી એ છોકરાઓને ઇન્સાફ આપવા ઉતાવળોજ પડ્યો હોય તેમ કેહવાને અજાયેવું છે કે ઝાઝું જીવ્યો નહીં. ને ઉપર કહ્યા મુજબ જલદીજ દીલ નાખતો ગયો, ને લગન પછી થોડુંએકે તો ફીલીપની ગોદમાં ઘણું શાંતીભર્યું મોહોત પામ્યો, કે જ્યારે ફીલીપ મૉરટન લોકોની ખુશાલી અને હજારો મુબારકબાદીઓ વચ્ચે પોતે "લૉર્ડ ફીલીપ બોફર્ટ" થયો, અને સુંદર નાહની ફૅનીને માથે એક કાઉન્ટેશનું મુગત ઝળકતું થયું! એ પછી લેડી બોફર્ટ પોતાનાં બચ્ચાંઓને સુખ ચાહતી એક નાહના બંગલાનાં એકાંતમાં રેહેવા ગઈ, અને તેણીએ તો લગભગ સન્યાસજ ધારણ કર્યો.

પેલો સ્મીથ કે જે એ છોકરાઓના બાપ લૉર્ડ હૅરી બોફર્ટનો વફાદારીભર્યો ખીદમતગાર હતો, અને જેણે પોતાની નેકીભરી જુબાનીથી એ છોકરાઓના હક પુરવાર કરવામાં કીંમતી મદદ કરી હતી તેનો બુઢાપો લૉર્ડ ફીલીપે એક મોટા મુસારાથી બહુજ સુખભરેલો કર્યો, અને તે મુવો ત્યાં સુધી ઘણાં સુખચેનમાં રહયો. વળી એ છોકરાઓના મામા મામી મી૦ અને મીસીસ રૉજર મૉરટનને પણ પોતાના સારા વખતમાં ફીલીપ ભુલ્યો નહી, અને જે ગામમાં તેઓની દુકાણ હતી તેજ ગામમાં, હાલમાં હવે વધતાં આબાદ થયલાં, એક સુંદર વીલામાં તેઓ રહેલાં છે. મીસીસ મૉરટન તો કેઠે પણ જાય ત્યારે ઘણી ઉકમાઈ લઈને પોતાની ભોજાઈ લેડી બોફર્ટનીજ વાત કરે, અને તે બીચારી અપજશમાં અને તંગદસ્તીમાં જીવતી હતી ત્યારે તેણીએ કેવી રીતે પોતાને ત્યાં સીડનીને સમાલ્યો અને રાખ્યો હતો તેની ઘણી લાહેરી મારે! કંગાલ તે—તે હાલમાં ભુલીજ ગઈ હતી કે તે બચ્ચાંને તેણે કેટલી બધી હાડમારીમાં રાખ્યું હતું, અને તેના ધાકથી ડરીને તે ગરીબ મરનાર એ દીકરાને એક મોડી રાત્રે એક ચોરનીજ અદાથી આવીને તે પોઢેલો હતો ત્યારે છેલ્લી મળી ગઈ હતી! સીડની તે ઘણું યાદ કરતો, અને તેને એ મામીપર કશુંજ હેત આવી શકતું નહી હતું, પણ ફીલીપ તેને હંમેશ સમજાવી લેતો.

ઘરડો લીલબર્ન ધારવા કરતાં વધારે લાંબું જીવ્યો, જ્યારે ફીલીપ અને ફૅનીએ તે એક વારના વંઠેલ આદમીનો બુઢાપો ઘણો સુખી કર્યો. તેણે છેલ્લા દાહાડાઓમાં જુગાર બીલકુલ છોડી દીધો હતો, અને પોતે પકડેલી ચાનક પછી તે ખુદામાં વધતું માનતો થયો હતો. ફૅનીએજ તેને એમ માનતો કરયો હતો.

ઘરડો સાઈમન ગૉત્રે તો સીડનીનાં લગન પછીની ત્રીજીજ સહવારે તેની મોટી ખુરસીમાં મુવેલો પડેલો મળી આવ્યો હતો, અને તારીફલાયક નીમકહલાલીની પ્રેરણાથી

હોય તેમ, તે અઠવાડીયું આખર થવા આગમચ તેનો મોટો વફાદારીભર્યો કુત્રો પણ તેને બેહેસ્તનો માર્ગ બતાવવા તેની પુઠે દોડી પોંહોચ્યો હતો.

સીડની અને એમીલી તો લગન પછી મી૦ સ્પેનસરને ત્યાં પેલા "લેક" પર ચાલી ગયાં હતાં—તે ખરો નેકીભર્યો આદમી કે જેણે મરનાર કૅથેરાઈન વાસ્તેના પોતાના નિષ્કલંક ચાહને વાસ્તે સીડનીનો કબજો મેળવવા આટલું આટલું કર્યું હતું, અને તે પછીથી વરસો તક સીડનીનો એક ખરો હેતવંતો બાપજ થઈ રહયો હતો! તે પોતાના એ કરી લીધેલા દીકરાનાં લગનની ખુશાલીમાં શામીલ થવા પોતાની ઘરડી બેહેન જોડે ખાસ લંડન આવ્યો હતો, અને તેની ખુશાલી મોટી અને ખરાં દીલનીજ હતી. એ પછી તે અને તેની બેહેન એમીલીને દીકરી તરીકેજ ચાહતાં થયાં હતાં, જ્યારે મીલીના સીડનીને વાસ્તેના પ્યારે જોકે એક વાર ઝોંક ખાધો હતો ખરો, તોપણ આયંદા પોતાનાં વફાદારીભર્યા વાહાલથી જવાંન સીડનીએ તે માહબુબનું દીલ એટલું બધું જીત્યું કે તેની જીંદગીની આખર તક તે એક સાચ્ચી અને ખરી હેતવંતીજ મોહરદાર પુરવાર થઈ.

અને ફીલીપ? તેનું નેકીભર્યું જીવન અંતે તેને સુખી કરવા બરવખ્તે તેની મદદે સ્પચ્યું. તે એક વારનો રખડેલ અને કહેવાતો વંઠેલ તેને હસ્તકના કરોડો સાથે ઈંગ્લાડનાં આખાં ઉમરાવપદમાં ખરેખરો મોટો, વગદાર, માનવંત અને નામદાર ઉમરાવ થયો, અને તે પોતાની આગલી જીંદગીના સીહા સફાઓ મગરૂરી સાથેજ સદા પાછા યાદ કરતો હતો, કે જે એક ભેયભીત "બનવા કાળ!"ની બુરી સરજત તેની આંખ સાંમે લાવીને ખડી કરતા હતા!

› ›

એ મુજબ આ ફીલીપ અને ફૅનીનાં લગન પછીનાં ત્રણેક વરસ ગુજરી જવા પછીની વાત છે કે જ્યારે "બોફર્ટ કૉર્ટ"ના મેહેલના લગતા વિશાળ બગીચામાં ઉઘડની એક બારી આગળ ફૅની પોતાના પેહલા દીકરાને રીઝવતી અને રમાડતી બેઠી હતી, અને ફીલીપ બાહેરથી આવ્યો. તેને જોતાંજ તે નાહનાં બાળે પોતાની માતાના હાથમાંથી જાણે નખાવી દીધું, અને હેતમાં ઉંચકાયલા નાહના નાહના હાથો સાથે તે પોતાના પિતાની બગલગીરીનો આર્જુવાર તેની સાંમે પડતો ખડતો દોડી ગયો, ત્યારે તેને ઉંચકી લઈને પેટમાં ચાંપતાં ફીલીપના હોઠો ખરી શુક્રગુજારી સાથની જે બંદગીમાં હાલ્યા તે બંદગી એજ હતી કે એક ખરૂં શીહા "બનાવા કાળ" જે તેને ફાલે આવ્યું હતું તે દયાળું દાદગર દાવરની કરમ બખશેશથી આ તેના સપુતને—બલ્કે આખી આલમના દીકરાઓમાંથી કોઈને પણ—કદી નસીબ નહી થાય!

**સમાપ્ત.**